વકીલ કેશવલાલભાઈ પ્રેમચંદ ગ્રંથમાળા પુષ્પ ૧

શ્રીસંઘદાસગણિ વાચક-વિરચિત

# વસુદેવ-હિંડી

( ભાષાંતર )

## પ્રથમ ખંડ



મૂળ પ્રાકૃત ઉપરથી

અનુવાદક

**પ્રો. ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા; એમ. એ.**

અર્ધમાગધી અને ગુજરાતીના અધ્યાપક, શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન
ગુજરાત વિદ્યાસભા ( ગુજરાત વર્નાક્યુલર સોસાયટી )—અમદાવાદ.



કિંમત રૂ. ૮-૦

-: પ્રકાશક :-

**શ્રી જૈન આત્માનંદ સભા : ભાવનગર**

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા પુષ્પ ૮૨

—: પ્રકાશક :—

ધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.

ન. સેક્રેટરી, શ્રી જૈન આત્માનંદ સભા—

ભાવનગર.



આવૃત્તિ ૧ લી

પ્રત : ૧૦૦૦

વિક્રમ સં. ૨૦૦૩

વીર સં. ૨૪૭૩

આત્મ સં. ૫૧



—: મુદ્રક :—

શાહ ગુલાબચંદ લલ્લુભાઇ

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ,

દાણાપીઠ—ભાવનગર.

ન્યાયામ્ભોનિધિ શ્રી ૧૦૦૮ શ્રી વિજયાનન્દસૂરિ.

( પ્રસિદ્ધનામ શ્રીઆત્મારામજી મહારાજ. )




શ્રી મહોદય પ્રેસ—ભાવનગર.

# ઉપોદ્ઘાત

શ્રીસંઘદાસગણિ વાચક–રચિત 'વસુદેવ–હિંડી'–પ્રથમ ખંડ જૈન સાહિત્યના સર્વ ઉપલબ્ધ આગમેતર કથાગ્રન્થોમાં પ્રાચીનતમ છે. સામાન્ય રીતે રૂઢ, પણ વર્ણનાત્મક ભાગોમાં સમાસપ્રચુર એવા પ્રાકૃત ગદ્યમાં રચાયેલો લગભગ સાડાદશ હજાર શ્લોકપ્રમાણનો એ વિશાળ કથાગ્રન્થ છે એ પણ તેની એક મોટી વિશેષતા છે. પ્રાકૃત સાહિત્યના સમસ્ત ગ્રન્થોમાં 'વસુદેવ–હિંડી'ની ભાષા પોતાની અસાધારણ પ્રાચીનતાને કારણે અનેક વિશિષ્ટતાઓ અને વિલક્ષણતાઓ દર્શાવતાં આર્ષ લક્ષણો વડે જુદી તરી આવે છે. કથાનુયોગનો ગ્રન્થ હોઇ લોકવાર્તાના તુલનાત્મક અભ્યાસ માટે પણ ઘણી અગત્યની સામગ્રી તેમાંથી પ્રાપ્ત થાય છે. આમ સમસ્ત પ્રાકૃત સાહિત્યમાં 'વસુદેવ–હિંડી' અનેકવિધ દૃષ્ટિએ જોતાં પણ અસાધારણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

## ગ્રન્થકર્તા અને તેમનો સમય

'વસુદેવ–હિંડી' પ્રથમ ખંડના સંખ્યાબંધ લંભકોની અંતિમ પુષ્પિકાઓમાં તેના કર્તા સંઘદાસગણિ વાચકનો નામનિર્દેશ છે, તેમજ 'વસુદેવ–હિંડી' મધ્યમ ખંડના પ્રારંભે આચાર્યશ્રી ધર્મસેનગણિ મહત્તરે પણ પ્રથમ ખંડના કર્તા સંઘદાસગણિ વાચક હોવાનું જણાવ્યું છે.[1] સંઘદાસગણિ વાચકના જીવન વિષેની કોઇ ઐતિહાસિક માહિતી આપણને તેમાંથી પ્રાપ્ત થતી નથી, એટલું જ નહી પણ તેમનો સમયનિર્ણય કરી શકાય એવું પણ કોઇ પ્રમાણ એમાંથી મળતું નથી.

પરન્તુ અન્યત્ર પ્રાપ્ત થતા કેટલાક ઉલ્લેખો ઉપરથી સંઘદાસગણિ વાચકની વિદ્યમાનતાના અને 'વસુદેવ–હિંડી'ની રચનાના કાળ વિષે ચોક્કસ અનુમાન ઉપર આવી શકાય છે. 'વસુદેવ–હિંડી' એ કથાસાહિત્યનો ગ્રન્થ હોવા છતાં એની પ્રાચીનતાને કારણે એ ખૂબ જ પ્રમાણભૂત ગ્રન્થ મનાયો છે અને શ્રીજિનદાસગણિ મહત્તરે પોતાના આવશ્યકચૂર્ણિ જેવા મહત્ત્વના ચૂર્ણિગ્રન્થમાં પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના ચરિત્રનિરૂપણના પ્રસંગમાં તથા વલ્કલચીરી અને પ્રસન્નચંદ્રના કથાપ્રસંગમાં 'વસુદેવ–હિંડી'ના આધારો ટાંક્યા છે, અને 'વસુદેવ–હિંડી'માંની ધમ્મિલ્લની કથા ('ધમ્મિલ્લહિંડી') નો ઉલ્લેખ કર્યો છે.[2]

---

૧. सुव्वइ य किर वसुदेवेणं वाससतं परिभमंतेणं इमम्मि भरहे विज्जाहरिदणरवतिवाणरकुलवंससंभवाणं कण्णाणं सतं परिणीतं, तत्थ य सामाविययमादियाणं रोहिणीपज्जवसाणाणं एगुणतीसलंभता **संघदास-वायगणं उवणिबद्धा ।**

૨. ताहे सो तेसिं अप्पणो सामिस्स य अट्ठभवगहणाणि कहेति, जहा **वसुदेवहिंडीए** ( આવશ્યક ચૂર્ણિ, પૂર્વભાગ, પૃ. ૧૬૪ ); एवमादि जहा **वसुदेवहिंडीए** तहा भाणियव्वं ( એજ, પૂર્વભાગ, પૃ. ૪૬૦ ); इयाणिं फलं, तं दुविहं–इहलोए धम्मिलोदाहरणं जहा **वसुदेवहिंडीए** ( એજ, ઉત્તરભાગ, પૃ. ૩૨૪ ). આચાર્ય મલયગિરિએ પોતાની આવશ્યકવૃત્તિમા પણ આ પૈકી પહેલા બે આધારો ટાંક્યા છે.

ઉત્તરાધ્યયન ઉપરની શાન્ત્યાચાર્યની વૃત્તિમા ( અધ્ય. ૪, પૃ. ૨૧૩–૧૯ ) અગડદત્તની કથા આપી છે તે 'વસુદેવહિંડી' માની કથાનો જ સારોદ્ધાર છે; આખીયે કથાનું 'વસુદેવહિંડી' સાથે અસાધારણ શાબ્દિક સામ્ય છે. જો કે ટીકાકારે 'વસુદેવહિંડી'નો નામોલ્લેખ કર્યો નથી, પણ તેથી હકીકતમા કંઇ ફેર પડતો નથી.

જિનદાસગણિની નન્દિચૂર્ણિને અંતે તેનો રચનાકાળ શકાબ્દ ૫૯૮ (વિ. સં. ૭૩૨) આપ્યો હોઇ તેમનો સમય વિક્રમના આઠમા સૈકાના પ્રારંભમાં સુનિશ્ચિત બને છે. એટલે કે 'વસુદેવ-હિંડી'ની રચના ત્યાર પહેલાં થયેલી હોવી જોઇએ.

'વસુદેવ-હિંડી'ના રચનાકાળને એથીયે પ્રાચીનતર પુરવાર કરનારું પ્રમાણ તો બીજું એક છે. વિશેષાવશ્યક ભાષ્ય અને બીજા અનેક ગ્રન્થોના સુપ્રસિદ્ધ પ્રણેતા આચાર્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પોતાના 'વિશેષણવતી' નામના પ્રકરણગ્રન્થમાં 'વસુદેવચરિત'-'વસુદેવ-હિંડી' નો ઉલ્લેખ કરેલો છે:

सामाइयजुत्तीए उसभस्स धणादओ भवा सत्त ।
होंति अ पिंडिज्जंता बारस वसुदेवचरिअम्मि ॥ ३१ ॥

संखेवत्थो जुत्तीए सत्त इयरे सहाणुभूइ त्ति ।
सिज्जंसेणऽक्खाया दोसु वि संपिंडिआ सव्वे ॥ ३२ ॥

सीहो सुदाढनागो आसग्गीवो य होइ अण्णेसिं ।
सिद्धो मिगद्धओ त्ति य होइ वसुदेवचरिअम्मि ॥ ३३ ॥

અર્વાચીન પટ્ટાવલીઓને આધારે અત્યારસુધી જિનભદ્રગણિ ક્ષમાક્ષમણના સ્વર્ગવાસનો કાળ વીર સં. ૧૧૧૫-વિ. સં. ૬૪૫ માનવાનું વિદ્વાનોનું વલણ હતું, પણ હમણાં 'વિશેષાવશ્યક ભાષ્ય'ની એક અતિ પ્રાચીન તાડપત્રીય હાથપ્રતમાંના ઉલ્લેખને આધારે એ ગ્રન્થનો રચનાકાળ શકાબ્દ ૫૩૧-વિ. સં. ૬૬૬ ના ચૈત્ર સુદ ૧૫ ને બુધવાર હોવાનું આચાર્ય જિનવિજયજીએ નિશ્ચિતપણે બતાવી આપ્યું છે.[3] 'વિશેષાવશ્યક ભાષ્ય'ની પ્રસ્તુત હાથપ્રતને અંતે ગાથારૂપે એ ઉલ્લેખ પ્રાપ્ત થતો હોઇ જિનભદ્રગણિનો પોતાનો જ હોવાનો પૂરો સંભવ છે. આમ 'વસુદેવ-હિંડી'ના રચનાકાળની ઉત્તરમર્યાદા નિશ્ચિત બને છે. 'વસુદેવ-હિંડી'ની રચના વિક્રમના સાતમા સૈકાપૂર્વે થઇ હતી એમાં શક નથી. 'વસુદેવ-હિંડી' આમ વિક્રમના છઠ્ઠા સૈકામાં રચાઇ હોય એમ બને ખરું, પરંતુ તેના રચનાકાળની પૂર્વમર્યાદા નક્કી કરવાનાં કોઇ સાધનો આપણી પાસે નથી. તેની પ્રાકૃત ભાષાની ખૂબ ધ્યાન ખેંચે એવી આર્ષતા વિચારતાં તેનો રચનાકાળ વિક્રમના છઠ્ઠા સૈકા કરતાં યે એકાદ-બે શતાબ્દી જેટલો જૂનો હોય તો એમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. હવે પછી 'વસુદેવ-હિંડી'ની ભાષાની મુખ્ય લાક્ષણિકતાઓ આપણે જોઇશું ત્યારે આ મુદ્દો સ્પષ્ટતર થશે.

'વસુદેવ-હિંડી'ના કર્તા સંઘદાસગણિ વાચક અને 'વ્યવહાર ભાષ્ય,' 'બૃહત્કલ્પભાષ્ય,' 'પંચકલ્પભાષ્ય' આદિ ભાષ્યગ્રન્થોના કર્તા સંઘદાસગણિ ક્ષમાશ્રમણ એક નથી-ભિન્ન છે, એટલું જ નહીં પણ સંઘદાસગણિ ક્ષમાશ્રમણ સંઘદાસગણિ વાચકની તુલનાએ કંઇક અર્વાચીન કાળમાં થયેલા છે, એવું પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજનું મંતવ્ય છે.[4]

---

૩. જુઓ 'ભારતીય વિદ્યા', ભાગ ૩, સિંઘી સ્મૃતિ અંકમાં 'શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો સુનિશ્ચિત સમય' એ લેખ.

૪. આ વિષયની સાધાર ચર્ચા માટે જુઓ બૃહત્કલ્પસૂત્ર, ગ્રન્થ ૬, પ્રસ્તાવના, પૃ. ૨૦-૨૩. જ્યારે આપણે 'વસુદેવ-હિંડી'ના કર્તૃત્વ તથા તેના સમયને લગતી ચર્ચા કરીએ છીએ ત્યારે એક આનુષંગિક મુદ્દો તપાસવા જેવો છે. સં. ૧૧૬૦ મા સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં ખંભાતમાં પ્રાકૃત 'શાન્તિનાથચરિત્ર' લખનાર આચાર્ય

## 'વસુદેવ-હિંડી' કે 'વસુદેવચરિત'?

આ ગ્રન્થનું સાચું નામ 'વસુદેવ-હિંડી' કે 'વસુદેવ ચરિત,' એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. 'વસુદેવ-હિંડી' પ્રથમ ખંડના સંપાદકો સદ્ગત પૂ. મુનિશ્રી ચતુરવિજયજી મહારાજ તથા વિદ્યમાન પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજે પોતાના સંપાદનકાર્યમાં ઉપયોગમાં લીધેલી સર્વ હાથપ્રતોમાં, માત્ર એક અપવાદ સિવાય, સર્વત્ર 'વસુદેવ-હિંડી' નામ આપેલું છે. 'આવશ્યકચૂર્ણિ'માં તેમજ આચાર્ય મલયગિરિની 'આવશ્યકવૃત્તિ'માં પણ એ જ નામનો ઉલ્લેખ છે. પ્રચલિત નામ પણ 'વસુદેવ-હિંડી' જ છે. આ બધાં કારણોથી સંપાદકોએ તે નામ સ્વીકાર્યું છે.

પણ મૂળ ગ્રન્થકર્તાને 'વસુદેવચરિત' નામ જ ઉદ્દિષ્ટ છે એ નીચેના ઉલ્લેખો પરથી જોઇ શકાશે—

---

દેવચન્દ્રસૂરિએ પોતાના એ કાવ્યના પ્રારંભમા તથા મમ્મટના 'કાવ્યપ્રકાશ' ઉપર 'સંકેત' નામની સુપ્રસિદ્ધ ટીકા લખનાર અને વસ્તુપાલના સમકાલીન આચાર્ય માણિક્યચન્દ્રે પોતાના સંસ્કૃત 'શાન્તિનાથચરિત્ર'ના પ્રારંભમા ભદ્રબાહુસ્વામીકૃત સવાલાખ શ્લોકપ્રમાણ 'વસુદેવચરિત'નો નીચે પ્રમાણે નિર્દેશ કર્યો છે—

वंदामि **भद्दबाहुं** जेण य अइरसियबहुकहाकलियं ।
रइयं सवायलक्खं **चरियं वसुदेवरायस्स** ॥

—દેવચન્દ્રસૂરિકૃત 'શાન્તિનાથચરિત્ર' (પાટણ ભંડાર સૂચિ, ભાગ ૧, પૃ. ૩૩૫)

रसोर्मिरम्यं बहुसत्कथं यः सपादलक्षं **वसुदेववृत्तम्** ।
चकार संसारविकारभेदि स **भद्रबाहुर्भवतु** श्रिये वः ॥

—માણિક્યચન્દ્રકૃત 'શાન્તિનાથચરિત્ર' (પાટણ ભંડાર સૂચિ, ભાગ ૧, પૃ. ૨૦૪)

આ ઉપરાત, અમદાવાદની હંસવિજયજી જૈન લાયબ્રેરીએ પ્રસિદ્ધ કરેલી ૨૪૬ શ્લોકની સંક્ષિપ્ત 'નર્મદાસુન્દરી-કથા'ને અંતે એ કથા ભદ્રબાહુસ્વામીપ્રણીત 'વસુદેવ-હિંડી'માથી લેવામા આવી હોવાનો નિર્દેશ છે. કૃતિના પ્રારંભમા કે અંતે કર્તાનું નામ કે રચનાકાળ નથી તેમજ પ્રકાશકોએ હાથપ્રત વિશે પણ કંઈ માહિતી આપેલી નથી, એટલે એ વિષયમા અનુમાન કરવાનું કોઇ સાધન નથી. પ્રસ્તુત અંતિમ શ્લોક નીચે પ્રમાણે છે—

इति **हरिपितृहिण्डेर्भद्रबाहुप्रणीतेर्विरचितमिह** लोकश्रोत्रपात्रैकपेयम् ।
चरितममलमेतन्नर्मदासुन्दरीयं, भवतु शिवनिवासप्रापक भक्तिभाजाम् ॥

હવે, ભદ્રબાહુસ્વામીએ 'વસુદેવચરિત' રચ્યુ હોવાની કોઈ પ્રાચીન શ્રુતપરંપરા જાણવામા નથી તેમજ એ ગ્રન્થ વિષેના નિર્દેશો પણ ઉપર જણાવ્યા તે સિવાય બીજા કોઈ મળતા નથી. સંઘદાસગણિએ પ્રથમાનુયોગમાના 'વસુદેવચરિત'નો ઉલ્લેખ કર્યો છે, પણ ભદ્રબાહુસ્વામીની એ વિષેની કોઈ કૃતિ હોવા વિષે મૌન સેવ્યું છે. સવાલાખ શ્લોકપ્રમાણના વિરાટ ગ્રન્થની પછીના સાહિત્યમા ક્યાય અસર ન હોય એ ન સમજાય એવું છે. એટલે આ ઉલ્લેખો કેટલે અંશે પ્રમાણભૂત ગણવા એ એક પ્રશ્ન રહે છે.

આ સાથે બીજી એક વસ્તુ પણ ધ્યાન ખેંચે છે. ઉપર્યુક્ત 'નર્મદાસુન્દરીકથા' 'વસુદેવ-હિંડી'માંથી લેવાઈ હોવાનો ઉલ્લેખ એ કથાના અંતિમ શ્લોકમાં મળે છે એ આપણે જોયું. દેવચન્દ્રસૂરિએ 'મૂલશુદ્ધિ' ઉપરની પોતાની ટીકામા આપેલી સંખ્યાબંધ કથાઓમા પ્રાકૃત 'નર્મદાસુન્દરીકથા' પણ છે. એમા તેમણે એ કથા 'વસુદેવ-હિંડી' માથી ઉદ્ધૃત કરી હોવાનું સ્પષ્ટ જણાવ્યું છે—

इय पवरसईए णम्मयासुदरीए, चरियमइपसत्थ कारयं निव्वुईए ।
**हरिजणयसुहिंडी**मज्झयाराउ किंचि, लिहियमणुगुणाण देउ सोक्खं जणाणं ॥

अणुजाणंतु मं, गुरुपरंपरागयं वसुदेवचरियं णाम संगहं वन्नइस्सं ।

—વસુદેવ-હિંડી, પ્રથમ ખંડ, મૂલ, પૃ. ૧

तत्थ ताव सुहम्मसामिणा जंबुनामस्स पढमाणुओगे तित्थयर-चक्कवट्टि-दसारवंस-परंपरागयं वसुदेवचरियं कहियं ति तस्सेव पभवो कहेयव्वो ।

—એજ, પૃ. ૨

ततो भगवया सेणियस्स रण्णो सव्वन्नुमग्गेण वसुदेवचरियं कहियं ।

—એજ, પૃ. ૨૬

'ધમ્મિલ-હિંડી'નું નામ પણ મૂળ ગ્રન્થમાં 'ધમ્મિલ્લચરિત' આપ્યું છે. જુઓ—

ततो भयवं सेणियस्स रण्णो सव्वण्णुमग्गेण धम्मिल्लचरियं कहेउमारद्धो ।—એજ પૃ. ૨૭

આચાર્ય ધર્મસેનગણિ મહત્તરે મધ્યમ ખંડમાં પણ ગ્રંથનું નામ 'વસુદેવચરિત' આપ્યું છે—

(१) नमिऊण त विणएणं संघमहारयणमंदरगिरिस्स ।
वोच्छामि सुणह णिहुया खंडं वसुदेवचरियस्स ॥

(२) तं सुणह इमं धम्मत्थकामकुसुमियमायाऽऽसाफलभरियणमितसारं सिंगार-वत्थलिलितकिसलयाकुलं सुतणसोभावमुइयमधुकरविविहगुणविहितसेवियं वसुदेवचरित-लतावितीणं ।

(३) निसुव्वति य आयरितपरंपरगतं अवितहं दिट्ठिवादणीसंदं अरहंत-चक्कि-बल-वासुदेव-गणिताणुओगकमनिद्दिट्ठं वसुदेवचरितं ति ।

આચાર્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પણ, આપણે અગાઉ જોયું તેમ, ગ્રન્થનો નામનિર્દેશ 'વસુદેવ-ચરિત' એ પ્રમાણે કર્યો છે.

આમ જો મૂળ ગ્રન્થકર્તાને પણ 'વસુદેવચરિત' નામ જ ઉદ્દિષ્ટ છે તો પછી 'વસુદેવ-હિંડી' નામ શાથી પ્રચલિત બન્યું એ વિચારવાનું રહે છે. हिंडी શબ્દમાં પ્રાકૃત हिंड ધાતુ છે અને चरियं માં સંસ્કૃત चर् ધાતુ છે. એ બન્ને ધાતુઓ સમાનાર્થ હોઇ 'હિંડી' તેમજ 'ચરિત' બન્નેનો

---

છંદ તેમજ શબ્દરચના એ બન્ને બાબતમાં આ પદ્યનું સંસ્કૃત 'નર્મદાસુન્દરીકથા'ના અંતિમ શ્લોક સાથેનું સામ્ય આપણને એમ અનુમાન કરવા પ્રેરે છે કે 'મૂલશુદ્ધિ ટીકા'-અંતર્ગત 'નર્મદાસુન્દરીકથા' ઉપરથી એ સંસ્કૃત 'નર્મદાસુન્દરીકથા'ની રચના કદાચ થઇ હોય. 'મૂલશુદ્ધિટીકા'-અંતર્ગત કથાના અંતિમ પદ્યમાં 'વસુદેવ-હિંડી'ના કર્તા તરીકે ભદ્રબાહુનો ઉલ્લેખ નથી, તે સંસ્કૃત કથામાં છે. પણ દેવચન્દ્રસૂરિએ પોતાની બીજી એક કૃતિ-'શાન્તિનાથચરિત્ર'-મા 'વસુદેવ-હિંડી'ના કર્તા ભદ્રબાહુસ્વામી હોવાનું જણાવ્યું છે, તેથી તેમની જ 'મૂલશુદ્ધિ ટીકા'માની કથાનું સંસ્કૃત રૂપાન્તર કરનારે એ ઉલ્લેખનો પોતાની રચનાને અંતે વિનિયોગ કર્યો હોય એમ બને.

ગમે તેમ હોય, પણ 'વસુદેવ-હિંડી' પ્રથમ ખંડનો જે ભાગ પ્રાપ્ત થયો છે અને છપાયો છે તેમા 'નર્મદા-સુન્દરીકથા' નથી. અદ્યાપિ અમુદ્રિત મધ્યમ ખંડમાં પણ એ કથા ક્યાંય નથી. સંભવ છે કે પ્રથમ ખંડના જે બે લંભકો-૧૯ અને ૨૦-નષ્ટ થઇ ગયા છે એમાં એ કથા હોય.

અર્થ એક જ થાય છે. પ્રાચીન જૈન સાહિત્યમાં હિંડી શબ્દ 'પરિભ્રમણકથા'ના અર્થમાં સુપરિચિત હતો. બ્રહ્મદત્ત ચક્રવર્તીના ભ્રમણ સંબંધમાં ઉત્તરાધ્યયન નિર્યુક્તિમાં કહ્યું છે-एसा उ नगरहिंडी बोद्धव्वा बंभदत्तस्स (ગા. ૩૫૩), અને તે ઉપર ટીકાકાર શાન્તિસૂરિ લખે છે-एवं च प्राप्तावसरा ब्रह्मदत्तहिंडी (પૃ. ૩૭૮). વળી ગ્રન્થમાં વસુદેવને તેમના અનુભવો સંભળાવવાને વીનવતાં પ્રદ્યુમ્ન કહે છે—अज्जय ! कुणह मे पसायं, कहेह जहा हिंडीय त्थ (મૂલ, પૃ. ૧૧૦). આમાંના હિંડિય ત્થ પ્રયોગને કારણે પણ ગ્રન્થનું 'વસુદેવ-હિંડી' એ નામ પ્રચલિત થવામાં કેટલીક સરલતા થઇ હોય. અને સૌથી વધારે સંભવિત એ છે કે તે કાળે વસુદેવની લોકપ્રચલિત કથા, તેમાં મુખ્યત્વે વસુદેવનાં પરિભ્રમણોનું વર્ણન આવતું હોવાને કારણે, લોકોમાં 'વસુદેવ-હિંડી' એ નામથીજ જાણીતી હોય.

## ગ્રન્થનો વિષય અને તેની રચનાપદ્ધતિ

ગૂજરાતી તેમજ પ્રાકૃતમાંના 'હિંડ' ધાતુનો અર્થ 'ચાલવું-ફરવું-પરિભ્રમણ કરવું' એવો થાય છે. એટલે 'વસુદેવ-હિંડી' એટલે 'વસુદેવનું પરિભ્રમણ' શ્રીકૃષ્ણના પિતા વસુદેવ પોતાની યુવાવસ્થામાં ગૃહત્યાગ કરીને ચાલી નીકળ્યા હતા, અને વર્ષોના પરિભ્રમણ દરમ્યાન તેમણે અનેક માનવ અને વિદ્યાધર કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં તથા અનેક પ્રકારના ચિત્રવિચિત્ર અનુભવો લીધા હતા તેનો વૃત્તાન્ત એ 'વસુદેવ-હિંડી'ના કથાભાગનુ મુખ્ય કલેવર છે. પણ જ્યાં જ્યાં તક મળી ત્યાં ત્યાં કર્તાએ અનેક ધર્મકથાઓ, લોકકથાઓ અને વાદસ્થળો તેમજ તીર્થંકરો, ધર્મપરાયણ સાધુઓ અને ધાર્મિક પુરુષોનાં ચરિત્રો તથા બીજી અનેક વસ્તુઓનું નિરૂપણ કરીને, કવચિત્ સાહિત્યિક સપ્રમાણતાનો ભોગ આપીને પણ, આ ગ્રન્થને એક મહાકાય ધર્મકથા તરીકે રજૂ કર્યો છે.

'વસુદેવ-હિંડી'ની કથા મહાવીરસ્વામીએ શ્રેણિક રાજાને તથા સુધર્માસ્વામીએ શ્રેણિકના પુત્ર કુણિકને સંભળાવી હતી, અને તે જ કથા વળી સુધર્માસ્વામીએ પોતાના શિષ્ય જમ્બૂસ્વામીને કહી હતી. પણ વસુદેવનાં પરિભ્રમણોનો મુખ્ય કથાભાગ ખુદ વસુદેવના મુખમાં જ મૂકવામાં આવ્યો છે. યૌવનકાળના અનેકવિધ અનુભવો અને પરિભ્રમણો દરમ્યાન પોતે ભોગવેલાં સુખદુઃખો વસુદેવ સ્વમુખે પોતાના યુવાન પૌત્રોને, તેમની વિનંતી ઉપરથી, કહી સંભળાવે છે. અર્થાત્ ગ્રન્થની મુખ્ય કથા વસુદેવની આત્મકથારૂપે જ ચાલે છે.

આ ગ્રંથની રચનાપદ્ધતિ ભારતીય સાહિત્યમાં જોકે અપવાદરૂપ નહીં તો પણ એક રીતે વિશિષ્ટ તો છે જ. વસુદેવની આત્મકથારૂપ મુખ્ય કથાના વિભાગોને 'લભ-લંભક' (પ્રા. लम्भो) નામ આપવામાં આવ્યું છે. જે કન્યા સાથે વસુદેવનુ લગ્ન થયું હોય તેના નામ અનુસાર તે તે લભકનું પણ નામકરણ થયેલું છેઃ જેમ કે શ્યામા-વિજયા લંભક, શ્યામલી લંભક, ગન્ધર્વદત્તા લંભક, નીલયશા લંભક, ઇત્યાદિ. 'લંભક' શબ્દ સસ્કૃત લભ્ ધાતુ ઉપરથી આવેલો છે, એટલે આ કથાવિભાગો વસુદેવને થયેલી તે તે કન્યાની પ્રાપ્તિના સૂચક છે.

ગ્રન્થની આ પ્રકારની યોજના ભારતીય સાહિત્યમાં અન્યત્ર માત્ર એક જ પ્રાચીન ગ્રંથમાં થયેલી અત્યાર સુધીમાં માલૂમ પડેલી છે, અને તે ગુણાઢ્ય કવિએ પૈશાચી પ્રાકૃતમાં રચેલી 'બૃહત્કથા'માં. એ કથા ઇસવીસનની પહેલી અથવા બીજી શતાબ્દીમાં રચાઈ હોવાનું વિદ્વાનો માને છે. બૃહત્કથા'ના બે સંસ્કૃત રૂપાન્તરકારો સોમદેવભટ્ટ અને ક્ષેમેન્દ્રે ગુણાઢ્ય કવિને પ્રતિષ્ઠાનના રાજા સાતવાહનના સમકાલીન તરીકે વર્ણવ્યો છે અને સાતવાહનને, વાજબી રીતે જ, શકપ્રવર્તક શાલિવાહનથી અભિન્ન ગણતાં, આ માન્યતા સયુક્તિક ઠરે છે. આ કથાગ્રન્થ એક કાળે ભારતીય સાહિત્યમાં ખૂબ જ લોકપ્રિય હોવો જોઇએ,

કેમકે સંખ્યાબંધ સંસ્કૃત નાટકો અને કથાગ્રન્થો એને આધારે રચાયેલ છે અને તેમાંની કથાઓની અસરો પ્રાંતિક ભાષાઓમાં રચાયેલ સાહિત્ય સુધી પણ કાયમ રહેલી છે. પ્રાચીન ભારતની લૌકિક વાર્તાઓનો એક આકરગ્રન્થ હોવા છતાં 'બૃહત્કથા'એ કોઇ ધર્મગ્રન્થની સાથે સરખાવી શકાય એટલાં આદર અને લોકપ્રિયતા આપણા દેશમાં પ્રાપ્ત કર્યાં હતાં. અનેક સંસ્કૃત કવિઓએ પોતાની રચનાઓમાં 'બૃહત્કથા' વિષે માનભેર ઉલ્લેખો કર્યા છે તે પણ આ દૃષ્ટિએ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. 'બૃહત્કથા'ના નાયક નરવાહનદત્તના પિતા ઉદયનની કથામાં નિપુણ એવા અવન્તિવાસી ગ્રામવૃદ્ધોનો ઉલ્લેખ મહાકવિ કાલિદાસે કર્યો છે ( प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धान्। 'મેઘદૂત,' પૂર્વમેઘ, શ્લોક ૩૧ ). મહાકવિ બાણે 'બૃહત્કથા'ને એક શ્લિષ્ટ શ્લોકમાં મહાદેવની લીલા સાથે સરખાવી છે ( समुद्दीपितकन्दर्पा कृतगौरीप्रसाधना । हरलीलेव नो कस्य विस्मयाय बृहत्कथा ॥ 'હર્ષચરિત,' મંગલાચરણ, શ્લોક ૧૭ ). 'વાસવદત્તા'ના કર્તા સુબંધુએ પણ એક ઉપમામાં 'બૃહત્કથા'નો નિર્દેશ કર્યો છે ( बृहत्कथालम्बैरिव सालभञ्जिकानिवहैः । ). 'કાવ્યાદર્શ'કાર દંડીએ અદ્ભુત અર્થવાળી બૃહત્કથાનો ઉલ્લેખ કર્યો છે ( कथा हि सर्वभाषाभिः संस्कृतेन च बध्यते । भूतभाषामयीं प्राहुरद्भुतार्थां बृहत्कथाम् ॥ 'કાવ્યાદર્શ,' ૧–૩૮. ). 'નિશીથસૂત્ર' ઉપરની ચૂર્ણિમાં લૌકિક કામકથા તરીકે નરવાહનદત્તની કથાનો નિર્દેશ છે ( अणेगित्थीहिं जा कामकहा । तत्थ लोइया णरवाहणदत्तकथा । लोउत्तरिया तरंगवती मगधसेणादीणि । ); તથા સં. ૮૩૫ માં પ્રાકૃત 'કુવલયમાલાકથા' રચનાર દાક્ષિણ્યાંક ઉદ્યોતનસૂરિએ એ કથાના મંગલાચરણમાં એક ગાથા વડે ગુણાઢ્ય અને તેની 'બૃહત્કથા'ની પ્રશંસા કરી છે ( सकलकलागमनिलया सिक्खावियकइयणा सुमुहयंदा । कमलासणो गुणड्ढो सरस्सई जस्स वड्डकहा ॥ ). 'દશરૂપક'ના કર્તા અને માલવપતિ મુંજના સભાસદ ધનંજયે રામાયણાદિની સાથે 'બૃહત્કથા'નો ઉલ્લેખ કર્યો છે ( इत्याद्यशेषमिह वस्तुविभेदजातं रामायणादि च विभाव्य बृहत्कथां च । आसूत्रयेत्तदनु नेतृरसानुगुण्याच्चित्रां कथामुचितचारुवचःप्रपञ्चैः ॥ નિર્ણયસાગરનું સંસ્કરણ, ચોથી આવૃત્તિ, પૃ. ૩૩–૩૪) તથા તેના ટીકાકાર અને ભાઈ ધનિકે 'બૃહત્કથા'ને 'મુદ્રારાક્ષસ'નું મૂળ કહી છે ( तत्र बृहत्कथामूलं मुद्राराक्षसम् । એજ, પૃ. ૩૪ ). ભોજરાજના વિનોદાર્થે 'તિલકમંજરી' રચનાર કવિ ધનપાલે એ કૃતિના પ્રારંભમાં જ કહ્યું છે કે—'બૃહત્કથા'ની આગળ બીજી કથાઓ કંથા જેવી લાગે છે ( सत्यं बृहत्कथाम्भोधेर्बिन्दुमादाय संस्कृताः । तेनेतरकथाः कन्थाः प्रतिभान्ति तदग्रतः ॥ પૃ. ૩ ). આચાર્ય હેમચન્દ્રે 'કાવ્યાનુશાસન'ની સ્વોપજ્ઞ વૃત્તિમાં કથાના પ્રભેદોમાં બૃહત્કથા'નો ઉલ્લેખ કર્યો છે ( लम्भाङ्किताद्भुतार्था नरवाहनदत्तादिचरितवद् बृहत्कथा । અધ્યાય ૮, સૂ. ૮ ). ઇસવીસનની છઠ્ઠી શતાબ્દીના દક્ષિણ હિન્દના એક તામ્રપત્રમાં તથા નવમી શતાબ્દીના કાંબોડિયાના એક શિલાલેખમાં પણ 'બૃહત્કથા'ના આદરપૂર્વક ઉલ્લેખો કરેલા છે.

પણ ભારતીય સાહિત્યનો એ અદ્ભુત કથાગ્રન્થ કાળના પ્રવાહમાં ખેંચાઈ ગયો છે; સૈકાઓ પૂર્વે તેનો નાશ થઇ ગયો છે. એનાં ત્રણ સંક્ષિપ્ત સંસ્કૃત રૂપાન્તરો આજે પ્રાપ્ત થાય છે—બુધસ્વામીકૃત 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' ( અનુમાને પાંચમો અથવા છઠ્ઠો સૈકો ), સોમદેવભટ્ટકૃત 'કથાસરિત્સાગર' ( અગિયારમો સૈકો ) અને ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથામંજરી' ( અગિયારમો સૈકો ). બુધસ્વામીની કૃતિ નેપાળમાં રચાયેલી છે, જ્યારે સોમદેવ અને ક્ષેમેન્દ્રની રચનાઓ કાશ્મીરમાં થયેલી છે. આ ઉપરાંત, દક્ષિણ ભારતમાં વામનભટ્ટની 'બૃહત્કથામંજરી' રચાયેલી છે, પણ તેનો જૂજ ભાગ જ અત્યાર સુધીમાં પ્રાપ્ત થયો છે. અગિયારમા સૈકામાં 'બૃહત્કથા'નાં સંસ્કૃત રૂપાન્તર થયાં છે, એ બતાવે છે કે એક અથવા બીજા સ્વરૂપમાં એ ગ્રન્થ ત્યાં સુધી તો વિદ્યમાન હતો. એ પછીના કોઇ ગ્રન્થકારે મૂળ પૈશાચી

'બૃહત્કથા' પોતાની નજરે જોઇ હોય એવો પુરાવો મળતો નથી. ગમે તેમ; પણ મૂળ ગ્રન્થને અભાવે તેના વિષયનો તથા રચનાપદ્ધતિનો કેટલોક ખ્યાલ આપણને પ્રસ્તુત રૂપાન્તરો ઉપરથી આવે છે. જો કે એક બાજુ બુધસ્વામીનું રૂપાન્તર તથા બીજી બાજુ સોમદેવ અને ક્ષેમેન્દ્રનાં રૂપાન્તરો—એ બેમાં પણ કેટલોક મહત્ત્વનો તફાવત છે.

એમાં કૌશાંબીપતિ વત્સરાજ ઉદયનના પુત્ર નરવાહનદત્તનાં અનેકવિધ પરિભ્રમણો, પરાક્રમો તથા અનેક વિદ્યાધર અને માનવ કન્યાઓ સાથેનું તેનું પાણિગ્રહણ વર્ણવેલું છે. એમાં પણ 'વસુદેવ–હિંડી'ની જેમ સેંકડો નાની–મોટી આડકથાઓ આવે છે. અરે, 'વેતાલપચ્ચીશી'ની આખીયે વાર્તા પણ 'કથાસરિત્સાગર'માં એક આડકથારૂપે જ મૂકેલી છે! વળી કાશ્મીરી રૂપાન્તરોમાં કથાના વિભાગોને 'લંબક' નામ આપવામાં આવ્યું છે, એટલું જ નહીં પણ જે કન્યા સાથે નરવાહનદત્તનું લગ્ન થયું હોય તેના નામ અનુસાર ઘણીવાર તેને લંબકનું નામકરણ થયેલું છે—જેમકે મદનમંજુકા લંબક, રત્નપ્રભા લંબક, અલંકારવતી લબક, સુરતમંજરી લબક, ઇત્યાદિ. પરન્તુ 'લંબક' જેવો કોઇ શબ્દ સંસ્કૃત ભાષામાં નથી, અને ધારો કે એવો શબ્દ હોય તો પણ તેનો અર્થ 'પ્રાપ્તિ' એવો થઇ શકે નહીં. આથી એમ અનુમાન થાય છે કે સોમદેવભટ્ટ અને ક્ષેમેન્દ્ર જેવા સંસ્કૃત રૂપાન્તરકારોએ મૂળ 'બૃહત્કથા'ના કથાવિભાગ સૂચવતા *લંભો* અથવા તેને મળતા પૈશાચી ભાષાના કોઇ શબ્દને, સંસ્કૃત ગ્રન્થકારો લોકભાષાના શબ્દોની બાબતમાં ઘણીવાર કરે છે તેમ, 'લંબક' એવું બનાવટી સસ્કૃત રૂપ આપી દીધુ હોય. (દિગંબર વિદ્વાન વાદીભસિંહે પોતાના 'ગદ્ય–ચિન્તામણિ' ગ્રન્થમાં નાયકને પત્નીની પ્રાપ્તિ વર્ણવતા કથાપરિચ્છેદોને 'લંબ' નામ આપ્યું છે, એ વસ્તુ પણ આ સંભિવતતાનું સમર્થન કરે છે.) અલબત, જ્યાં કન્યાની પ્રાપ્તિનો પ્રસંગ નથી એવા કેટલાક કથાભાગોને પણ 'કથાસરિત્સાગર'માં 'લંબક' નામ આપેલું છે, જેમકે લાવાણક લંબક, સૂર્યપ્રભ લંબક, મહાભિષેક લંબક ઇત્યાદિ; પરન્તુ અહીં 'લંબક' શબ્દ ઉપપત્તિરહિત છે, કારણ કે એ વડે કોઇ પ્રાપ્તિનું સૂચન થતું નથી સંભવ છે કે આ ફેરફાર કદાચ સંસ્કૃત રૂપાન્તરકારોનો હોય, અને લમ્ભ શબ્દનો વ્યુત્પત્તિમૂલક અર્થ વીસરાયાને કારણે એ શબ્દનો તેમણે એ રીતે માત્ર કથાવિભાગ સૂચવવા માટે રૂઢિથી પ્રયોગ કર્યો હોય. ગમે તેમ, પણ કથાના કલેવરની એકંદર યોજનાની બાબતમાં 'બૃહત્કથા' અને 'વસુદેવહિંડી' નુ અસાધારણ સામ્ય છે એ તો આ ઉપરથી સહેલાઇથી જોઇ શકાશે.

વળી સખ્યાબંધ પાત્રોનાં નામો અને પ્રસંગોની બાબતમાં પણ 'બૃહત્કથા' અને 'વસુદેવ–હિંડી' વચ્ચે નોંધપાત્ર સામ્ય છે. આ સંબંધમાં વિશેષ વિસ્તાર અહી અનાવશ્યક છે, પરન્તુ જિજ્ઞાસુ વાચકને 'બૃહત્કથામંજરી' કે 'કથાસરિત્સાગર' ની એકાદ વિસ્તૃત અનુક્રમણિકા ઉપર ઊડતી નજર નાખવા મારી ભલામણ છે.

'બૃહત્કથા' એક લૌકિક કથા હતી. એના કર્ત્તાનો ઉદ્દેશ કેવળ સાહિત્યિક આનંદ આપવાનો હતો. 'વસુદેવ–હિંડી'ને પણ તેના પ્રધાન કથાઅંશની બાબતમાં—વસુદેવનાં પ્રણયવિષયક પરાક્રમોની બાબતમાં જોઇએ તો તે પણ એક ઐતિહાસિક લૌકિક કથા જેવી જ લાગશે; શ્રમણ ગ્રન્થકર્તાની ધર્મબુદ્ધિએ જ એ લૌકિક કથાનો ઉત્તમ ધર્મકથારૂપે પરિણામ નીપજાવ્યો છે એમ કહીએ તો વધારે પડતુ નથી.

'બૃહત્કથા' ઇસવીસનના પ્રારંભકાળમાં રચાયેલી છે. 'વસુદેવ–હિંડી'નો રચનાકાળ તેનાથી બે ત્રણ સૈકા પછીનો છે. સંભવ છે કે સંઘદાસગણિને 'બૃહત્કથા' જેવી ઉચ્ચ સાહિત્યક ગુણવત્તાવાળી અને વિપુલ વિસ્તારવાળી લૌકિક કથા જોઇને એવી એક ધર્મકથા રચવાની ઇચ્છા થઇ હોય, અને પરિણામે

'બૃહત્કથા'ની આયોજનાના મુખ્ય અંશો ધ્યાનમાં રાખીને તેમણે 'વસુદેવ-હિંડી'ની રચના કરી હોય.[5] ગ્રન્થકારે પ્રારંભમાં કહ્યું છે તેમ, મૂળ વસ્તુ પરત્વે તો 'વસુદેવ-હિંડી' પ્રાચીનતર એવા 'પ્રથમાનુયોગ' ગ્રન્થની ઋણી છે, પછી એ વસ્તુની આયોજના અને વિસ્તાર પરત્વે 'બૃહત્કથા' સાથેનું તેનું અસાધારણ સામ્ય આપણને આમ માનવા પ્રેરે છે.

'વસુદેવ-હિંડી' પ્રથમ ખંડ નીચે પ્રમાણે છ વિભાગોમાં વહેંચાયેલો છે-કથાની ઉત્પત્તિ, પીઠિકા, મુખ, પ્રતિમુખ, શરીર અને ઉપસંહાર. કથાની ઉત્પત્તિ, પીઠિકા અને મુખ એટલામાં કથાનો પ્રસ્તાવ આવે છે. એમાં વળી કથાની ઉત્પત્તિ એ વિભાગમાં તપશ્ચર્યાનાં ફળરૂપે આ લોકમાં જ બત્રીસ કન્યાઓ પરણીને અનેક પ્રકારે સુખ ભોગવનારા સાર્થવાહપુત્ર ધમ્મિલ્લનો કથા 'ધમ્મિલ્લ-હિંડી' એ નામથી વિસ્તારપૂર્વક આપવામાં આવી છે એ પણ શૃંગારકથાના વ્યપદેશથી કહેવાયેલી ધર્મકથા જ છે. એમાં શ્રેણિકના વસુદેવ વિષેના પ્રશ્નના ઉત્તરમાં, "આ પછી ભગવાને શ્રેણિકને, સર્વજ્ઞ કહી શકે તેવી રીતે, વસુદેવચરિત કહ્યું" (પૃ. ૩૨) એવા સ્પષ્ટ નિર્દેશ પછી વસુદેવચરિતને બદલે લગભગ ૫૫ પાનાનું ધમ્મિલ્લચરિત આવે છે, એથી એક મોટું વિષયાન્તર થાય છે. જો કે વિષયાન્તરો અને અવાન્તર કથાઓની આ ગ્રન્થમાં કોઈ નવાઈ નથી.

પ્રતિમુખમાં વસુદેવ પોતાની આત્મકથાનો પ્રારંભ કરે છે. રુકિમણીના પુત્ર સાંબનું લગ્ન સત્યભામાના પુત્ર સુભાનુ માટે એકત્ર કરવામાં આવેલી ૧૦૮ કન્યાઓ સાથે થયું હતું. આથી પ્રદ્યુમ્ને વસુદેવને કહ્યું, "આર્ય! તમે સો વર્ષ સુધી ભમ્યા ત્યારે અમારી દાદીઓને મેળવી, પણ સાંબના અંતઃપુરમાં જુઓ; સુભાનુ માટે એકત્ર કરેલી કન્યાઓ એકી સાથે સાંબને પરણી ગઈ" (પૃ. ૧૩૯). વસુદેવે પ્રદ્યુમ્નને કહ્યું, "સાંબ કૂવાના દેડકાની જેમ સહેલાઈથી પ્રાપ્ત થયેલા ભોગથી સંતુષ્ટ થયેલો છે. હું તો માનું છું કે મેં પરિભ્રમણ કરતાં કરતાં જે સુખ અથવા દુઃખ અનુભવ્યાં છે તે બીજા કોઈ પુરુષે ભાગ્યે જ અનુભવ્યાં હશે" (પૃ. ૧૩૯-૪૦). આથી પ્રદ્યુમ્નની વિનંતી ઉપરથી વસુદેવે પોતાનાં પરિભ્રમણનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. એ વૃત્તાન્ત તે 'વસુદેવ-હિંડી'.

વસુદેવની આત્મકથાનો ખરા અર્થમાં વિસ્તાર 'શરીર' એ વિભાગથી થાય છે. લંભકોનો પ્રારંભ પણ ત્યાંથી જ થાય છે. 'વસુદેવ-હિંડી'ના આ પ્રથમ ખંડમાં કુલ ૨૮ લંભક છે; તેમાંથી ૧૯-૨૦ એ બે લંભક ઉપલબ્ધ થતા નથી[6] તથા ૨૮ મો લંભક અપૂર્ણ મળે છે. અપૂર્ણ ૨૮ મા લંભકનો છેવટનો ભાગ

---

૫. 'વસુદેવ-હિંડી' મધ્યમ ખંડના કર્તા શ્રીધર્મસેનગણિ મહત્તરે પોતાના એ ગ્રન્થના પ્રારંભમાં જ 'બૃહત્કથા'ના નાયક નરવાહનદત્તનો નામનિર્દેશ નીચે પ્રમાણે કર્યો છે.—सुणह कहाकरणकारणं च । सोऊण लोइयाणऽणेगणहुस-णल-धुंधुमार-णिसह-पुरूरव-मंधात-राम-रामण-जाणमेयग-कोरव-पंडुसुय-**णरवाहणदत्ता-दीणं** कहाओ कामियाओ लोगो एगंतेणं कामकहासु रज्जति । આ પ્રમાણે લોકો કામકથાઓમા રસ લેતા હોવાથી પોતે શૃંગારકથાના વ્યપદેશથી ધર્મ કહે છે એમ પણ તેમણે સ્પષ્ટ કહ્યું છે—कामकहारत्तहितयस्स जणस्स सिंगारकहाववएसेण धम्मं चेव परिकहेमि ॥ વળી આગળ કહ્યું છે—एएण कारणेणं भणामि-कामकहा वि विउसजणहिययणिहित्ता परिणामवसेण धम्मकम्मकहाए संजुज्जति । અર્થાત્ 'વસુદેવ-હિંડી'ની કથાનુ ખોખું 'બૃહત્કથા'ની જેમ શૃંગારકથાનું છે અને તેમા ગ્રન્થકર્તાઓએ ધર્મોપદેશનો સંભાર ભર્યો છે એમ માનવામા બાધ નથી.

૬. આ અનુપલબ્ધ લંભકો પૈકી એકનું નામ 'પ્રિયદર્શના લંભક' હોવું જોઇએ, કારણ કે છેલ્લા 'દેવકીલંભક'માં

તથા ગ્રન્થનો છઠ્ઠો અને છેલ્લો વિભાગ–ઉપસંહાર પણ પ્રાપ્ત થતો નથી. અર્થાત્ ત્રુટક ૨૮ મા લંભક સુધીનો જ આ ગ્રન્થ મળે છે. અલબત, ૨૮ મો લભક એ સ્વતંત્ર લંભક છે કે ઉપસંહારનો પ્રારંભનો ભાગ છે એ એક પ્રશ્ન છે ( જુઓ ટિપ્પણ ૮ ). જ્યાંસુધી ગ્રન્થની સંપૂર્ણ હસ્તપ્રત મળે નહીં ત્યાંસુધી તેનો નિર્ણય થઈ શકે એમ નથી.

## 'વસુદેવ-હિંડી' અને 'બૃહત્કથા'

૧૯ મી આંતરરાષ્ટ્રીય પ્રાચ્યવિદ્યા પરિષદ સમક્ષ રજૂ કરેલા Eine neve Version der Verlorenen Brhatkathā des Guṇadhya ( A new version of the lost Brhatkatha of Guṇadhya ) એ નામના એક નિબંધમાં જર્મન વિદ્વાન ડૉ. આલ્સડૉર્ફે 'વસુદેવહિંડી' પ્રથમ ખંડને આધારે 'બૃહત્કથા' અને 'વસુદેવ–હિંડી'ના સંબંધ વિષે કેટલુંક મહત્ત્વનું સંશોધન કર્યું છે, તથા 'બૃહત્કથા' ના મૂળ સ્વરૂપ વિષે કેટલાંક અગત્યનાં પ્રમાણો રજૂ કર્યાં છે. 'વસુદેવ–હિંડી'ના અભ્યાસીઓ માટે એ લેખ ખાસ મહત્ત્વ ધરાવતો હોઇ તેનો સારભાગ અહીં આપવાની લાલચ હું રોકી શકતો નથી[૭]:—

"ગુણાઢ્યની 'બૃહત્કથા' એ નિઃશકપણે પ્રાચીન ભારતીય સાહિત્યનો એક અતિ રસપ્રદ અને મહત્ત્વનો ગ્રન્થ છે. આથી એ વિનષ્ટ થયેલા ગ્રન્થની શક્ય તેટલી ચોક્કસ પુનર્ઘટનાનું કાર્ય પણ અત્યંત રસિક છે. સોમદેવનો 'કથાસરિત્સાગર' અને ક્ષેમેન્દ્રની 'બૃહત્કથામંજરી' એ બે પરસ્પર સંપૂર્ણપણે મળતી આવતી એવી કાશ્મીરી લેખકોની માત્ર બે જ કૃતિઓ જાણવામાં હતી ત્યાંસુધી આ કાર્ય પ્રમાણમાં સરલ હતું. આશ્ચર્યજનક અને સારી રીતે ભિન્ન એવા, કહેવાતા નેપાલી રૂપાન્તર–બુધસ્વામીના 'બૃહત્કથા–શ્લોકસંગ્રહ'ની શોધ થતાં આ વસ્તુ પહેલી જ વાર એક કોયડારૂપ બની ગઇ. ફ્રેન્ચ વિદ્વાન લાકોતેએ Essay sur Gunadhya et la Brhatkatha ( ગુણાઢ્ય અને તેની બૃહત્કથા વિષે નિબંધ ) એ નામના, ૧૯૦૮માં પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં આ કોયડાનો આશ્ચર્યજનક નિપુણતાથી ઉકેલ કરવાનો પ્રયાસ કર્યો છે. લાકોતે નીચેના નિર્ણય ઉપર આવ્યો હતો :

'બન્ને કાશ્મીરી રૂપાન્તરો( 'કથાસરિત્સાગર' અને 'બૃહત્કથામંજરી' )નુ મૂળ ગુણાઢ્યની 'બૃહત્કથા' ની એક અત્યંત ભ્રષ્ટ અને અવ્યવસ્થિત કાશ્મીરી કૃતિમાં રહેલું છે. આ કૃતિમાં ઘણે સ્થળે મૂળ ગ્રન્થની હકીકતો તદ્દન સંક્ષિપ્ત સારોદ્ધારરૂપે મૂકવામાં આવી હતી; એમાં મૂળના કેટલાક ભાગો તદ્દન લુપ્ત થઇ ગયા હતા અને પુષ્કળ પ્રક્ષેપો નવેસરથી દાખલ કરવામાં આવ્યા હતા. આ રીતે મૂળ ગ્રન્થના વસ્તુ અને આયોજનમાં કઢંગા ફેરફારો થઈ ગયા હતા, જેને પરિણામે કૃતિમાં ધ્યાન ખેંચતી અસંગતિઓ ઉપસ્થિત થઇ હતી અને છેવટે, મુખ્યત્વે આગંતુક ઉમેરાઓને પરિણામે, એ કાશ્મીરી કૃતિમાં મૂળ ગ્રન્થ પુષ્કળ ભ્રષ્ટતા પામી ચૂક્યો હતો. આ સામે બુધસ્વામી વસ્તુની આયોજના તેમજ રજુઆત પરત્વે મૂળ પ્રાચીન 'બૃહત્કથા'નુ સાચું ચિત્ર રજૂ કરે છે; પરન્તુ ખેદની વાત એટલી જ છે કે એ ચિત્ર સંપૂર્ણ નથી, કારણ એના ગ્રન્થનો એક ચતુર્થાંશ ભાગ જ ઉપલબ્ધ છે. આમ છતાં પેલાં બે કાશ્મીરી રૂપાન્તરો સાથે તેની તુલના કરવાનું શક્ય છે.'

---

વસુદેવની પત્નીઓના નામ ગણાવેલા છે તેમા પ્રિયદર્શનાનું નામ છે, પણ તેના નામનો કોઇ લંભક ગ્રન્થમાં અત્યારે નથી. અર્થાત્ નષ્ટ થયેલા બે લભકોમા એક પ્રિયદર્શનાનો હશે.

૭. મૂળ જર્મન લેખનો અંગ્રેજી સાર કરી આપવા માટે હું પ્રો. રસિકલાલ છો. પરીખનો ઋણી છું.

"લાકોતેના ઉપર્યુક્ત મુખ્ય નિર્ણયો સાથે ડૉ. વિન્ટરનિત્સ સંમત થાય છે ( **History of Indian Literature, Vol. III** ), પણ અત્યાર સુધી જાણવામાં આવેલાં રૂપાન્તરો ઉપરથી મૂળ ગ્રન્થની પુનર્ઘટના કરવાના પ્રયત્નને તેઓ વ્યર્થ ગણે છે. તેમના મત પ્રમાણે લાકોતેનો પ્રયત્ન સંદિગ્ધ છે અને અપર્યાપ્ત સામગ્રીની સહાયથી તે કરવામાં આવેલ છે. અલબત, વિન્ટરનિત્સના કથયિતવ્યમાં એટલું યથાર્થ છે કે વધુ સામગ્રી મળે નહીં ત્યાં સુધી લાકોતેના નિર્ણયોમાં વધુ સુધારાઓ સૂચવવાનું શક્ય નથી. ખરું જોતાં ૧૯૦૮માં લાકોતેનો ગ્રન્થ પ્રસિદ્ધ થયો ત્યાર પછી 'બૃહત્કથા'ના કોયડાના વિષયમાં ઉપયોગી થાય એવું કશું બહાર લાવવામાં આવ્યું નથી.

"પણ જૈનો પાસે પ્રાચીન, વિસ્તૃત અને અન્ય બે રૂપાન્તરો–કાશ્મીરી અને નેપાલી–થી સ્વતંત્ર એવું 'બૃહત્કથા'નું રૂપાન્તર છે એ વસ્તુ સંપૂર્ણપણે ધ્યાન બહાર રહી છે, એ આશ્ચર્યજનક છે. નરવાહનદત્તનાં પરાક્રમો જૈનોએ કૃષ્ણના પિતા વસુદેવ ઉપર આરોપ્યાં છે. 'વસુદેવ–હિંડી' ( વસુદેવનું પરિભ્રમણ ) એ જૈન પુરાણકથાનો અને પૌરાણિક વિશ્વ–ઇતિહાસનો ( કથાનુયોગનો ) એક મહત્ત્વનો અંશ છે. વર્ષો પહેલાં પ્રસિદ્ધ થયેલા હેમચન્દ્રના 'ત્રિષષ્ટિ શલાકાપુરુષચરિત્ર'માં, શ્રીનેમિનાથના ચરિત્રમાં વસુદેવનું ચરિત્ર પણ આવે છે ત્યાં જૈન 'બૃહત્કથા'ની રૂપરેખા જોવામાં આવે છે. તેમાં તથા શ્રીકૃષ્ણની પુરાણકથાને લગતા જૈન ગ્રન્થોમાં એનો સંક્ષિપ્ત સારોદ્ધાર આપવામાં આવેલો છે, પણ થોડાંક વર્ષ ઉપર હિન્દમાં પ્રસિદ્ધ થયેલ એક ગ્રન્થ, સંઘદાસગણિકૃત 'વસુદેવ–હિંડી', તેના વિસ્તાર અને વિગતોને કારણે જૈન 'બૃહત્કથા' પરત્વે અનશુદ્ધ અભિપ્રાય આપવાનું આપણે માટે શક્ય બનાવે છે. 'આવશ્યકચૂર્ણિ'માં ત્રણ વાર મળતો 'વસુદેવ–હિંડી'નો ઉલ્લેખ ઇસવી ૬૦૦ની આસપાસ તેની રચનાની ઉત્તર મર્યાદા સ્થાપિત કરી દે છે. ગ્રન્થની અત્યંત પ્રાચીન ભાષા તે કરતાં યે જૂનો રચનાકાળ સૂચવે છે. ગમે તેમ, પણ આ નવપ્રાપ્ત પ્રાકૃત ગ્રન્થમાં અત્યાર સુધી જાણવામાં આવેલું 'બૃહત્કથા'નું પ્રાચીનતમ રૂપાન્તર મળે છે. આ ગ્રન્થમાં પણ 'બૃહત્કથા'નું વસ્તુ શ્રીકૃષ્ણની પુરાણકથાની આસપાસ ગૂંથાયેલું મળે છે, કે જે કથા ઇસવી સન પૂર્વે ૩૦૦ની આસપાસમા જૈનોએ અપનાવી હોવાનું ડૉ. યાકોબીએ નક્કી કર્યું છે. ડૉ. યાકોબી માને છે કે ઇસવી સનના પ્રારંભ સુધીમાં જૈન પુરાણકથા સંપૂર્ણ બની ચૂકી હતી. જ્યારે જૈનોએ 'બૃહત્કથા'ને પોતાની પુરાણકથાના કલેવરમાં દાખલ કરી ત્યારે તે એક સુપ્રસિદ્ધ કવિની કૃતિ હોવા ઉપરાંત વધારે તો દેવકથાની ભવ્યતાથી પ્રકાશમાન એવા એક પ્રાચીનતર યુગની રચના હતી, જેની મહત્તા પુરાણ અને મહાકાવ્યની કથાઓ જેટલી જ હતી. આનો અર્થ એ થયો કે 'બૃહત્કથા'નું જૈન રૂપાન્તર મૂળ 'બૃહત્કથા'નો રચના–કાળ વળી કેટલીક સદીઓ જેટલો પ્રાચીનતર માનવાની આપણને ફરજ પાડે છે. ડૉ. બ્યુલ્હરની જેમ ગુણાઢ્યને ઇસવી સનની પહેલી કે બીજી શતાબ્દીમાં અથવા લાકોતેની જેમ ત્રીજી શતાબ્દીમાં મૂકવાને બદલે–વધારે પ્રાચીન સમયમાં નહીં–તો ઇસવી સનની પૂર્વે પહેલી અથવા બીજી શતાબ્દીમાં આપણે જવું જોઇએ.

"લાકોતેના મત મુજબ, નષ્ટ થયેલ 'બૃહત્કથા'ની આયોજના નીચે પ્રમાણે હતી: પ્રાસ્તાવિક ભાગમાં ઉદયન અને તેની રાણીઓ વાસવદત્તા અને પદ્માવતીની જાણીતી કથાઓ હતી. વાસવદત્તાનો પુત્ર નરવાહનદત્ત યુવાન રાજકુમારની અવસ્થામાં હતો ત્યારે ગણિકાપુત્રી મદનમંજુકા સાથે પ્રેમમાં પડે છે અને પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ તેને પરણે છે. એક વિદ્યાધર રાજા મદનમંજુકાનું હરણ કરી ગયો હતો; મદનમંજુકાની શોધ કરતાં નરવાહનદત્ત વિદ્યાધરલોક અને માનવલોકમાં નવાં નવાં પરાક્રમો કરતો ગયો, અને દીર્ઘ પ્રયત્ન પછી મદનમંજુકાને પાછી મેળવ્યા બાદ તે વિદ્યાધરચક્રવર્તી તરીકે સ્થાપિત થયો અને મદનમંજુકા તેની પટરાણી થઈ. આ પૂર્વેનાં તેના કાર્યોમાં પરાક્રમોની હારમાળા આવે છે, જે

પૈકી પ્રત્યેકમાં તેને એક પત્નીની પ્રાપ્તિ થાય છે. પ્રત્યેક પરાક્રમના આ પ્રમાણે આવતા અંતને ગુણાઢ્યે ‘લંભ’ એવું નામ આપ્યું હતુ; અને એ રીતે નરવાહનદત્તની કથા વેગવતીલંભ, અજિનાવતીલંભ, પ્રિયદર્શનાલંભ ઇત્યાદિ પ્રકરણોમાં વહેંચાયેલી હતી.

“જૈન પરંપરા અનુસાર (‘વસુદેવ–હિંડી’માં) શ્રીકૃષ્ણની પુરાણકથાની આયોજના એવી છે કે–વસુદેવ પોતાના મોટા ભાઇ સાથેના કલહને કારણે ઘેરથી નાસી છૂટે છે અને પછી લાંબા પરિભ્રમણ દરમિયાન નરવાહનદત્તના જેવાં જ પરાક્રમો કરે છે, અને છેવટે પોતાની છેલ્લી પત્ની તરીકે રોહિણીને પ્રાપ્ત કરે છે. એ સમયે આકસ્મિક રીતે વસુદેવનું પોતાના મોટા ભાઇ સાથે મિલન થાય છે અને તે પોતાના કુટુંબની છાયામાં પાછા વળે છે. મદનમંજુકાને પાછી મેળવવાનો દીર્ઘ પ્રયત્ન અને રાજ્યાભિષેક એ પ્રસંગો અહીં છોડી દેવામાં આવ્યા છે, કારણ કે શ્રીકૃષ્ણની કથાના પ્રસંગો સાથે તે સુસંગત નથી. બધી જ વિગતો સહ મદનમંજુકા સાથેનો પ્રણયપ્રસંગ, જેનું છેવટ લગ્નમાં આવે છે તે શ્રીકૃષ્ણના પુત્ર સાંબ ઉપર કેમ આરોપવામાં આવ્યો છે એ સમજી શકાતુ નથી. હરણવાળો પ્રસંગ અન્યત્ર વસુદેવનાં પરાક્રમોના વર્ણન પ્રસંગે મૂકવામાં આવ્યો છે, જેથી મદનમંજુકાનું મૂળ પાત્ર અહીં બે પાત્રોમાં વિભક્ત થઇ જાય છે–ગણિકાપુત્રી સુહિરણ્યા અને રાજકન્યા સોમશ્રી.

“આ પ્રમાણે ‘બૃહત્કથા’ના વસ્તુની અને તેના આયોજનની કંઇક બેકાળજીભરી ઘટના અહીં હોવા છતાં પણ નષ્ટ મૂળ ગ્રન્થકલેવર પરત્વે જૈન રૂપાન્તર આપણને મહત્ત્વની નવી હકીકતો પૂરી પાડે છે.

“અગાઉ જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે કાશ્મીરી રૂપાન્તરોમાં ૧૮ ‘લંબકો’માં કથા વહેંચાયેલી છે. અહીં આપણે ભ્રષ્ટ શબ્દ ‘લંબક’ની તો વાત જ નથી કરતા; भ ને બદલે ब ધરાવતો એ શબ્દ, લાકોતેએ બતાવ્યું છે તે પ્રમાણે, સ્વાભાવિક રીતે જ મૂળનો નથી. ‘લંબક’ (લંભક)નો અર્થ ‘જેમાં નરવાહનદત્તને પત્ની પ્રાપ્ત થાય છે એવું પ્રકરણ’ એ જ થઇ શકે, પણ ઉદયનની કથા અને પ્રાસ્તાવિક ભાગમાં આપી છે તે ગુણાઢ્યની કથા સુધી તેનો અર્થ વિસ્તારી શકાય નહીં. બુધસ્વામીનો ‘બૃહત્કથાશ્લોકસંગ્રહ’ સર્વસામાન્ય કાવ્યોની જેમ નાના સર્ગોમાં વહેંચાયેલો છે, અને તેના ઉપલબ્ધ થયેલા અંશમાં ૨૮ સર્ગ આવે છે. બધા નહીં, તો પણ ઘણા સર્ગોને અંતે લમ્ભશબ્દને બદલે તેનો જ પર્યાય લાભ મળે છે, અને ઇરાદાપૂર્વકના એક નિયમ તરીકે એક લાભમાં સંખ્યાબંધ સર્ગોનો સમાવેશ થઈ જાય છે. લાકોતે માને છે કે ગુણાઢ્યની કૃતિ ‘રામાયણ’ની જેમ જુદા જુદા કાંડોમાં વહેંચાયેલી હોવી જોઇએ, અને મુખ્ય કથાભાગ ‘લંભો’ સહિત એવા કાંડોનો બનેલો હોવો જોઇએ. જૈન રૂપાન્તરમાં ‘લંભ’નો પ્રયોગ તેના મૂળ અર્થમાં એક અંતિમ લક્ષ્યસ્થાન તરીકે–અર્થાત્ નરવાહનદત્તના (અહીં વસુદેવના) વિજયને વર્ણવતા મુખ્ય કથાભાગનાં પ્રકરણોના નામકરણના જ થયેલો છે. આ મુખ્ય કથાભાગને ‘શરીર’ કહેલ છે, અને ગ્રન્થના છ અધિકારો પૈકી તે પાંચમો છે; કથાની ઉત્પત્તિ, પીઠિકા, મુખ અને પ્રતિમુખ એ ચાર અધિકારો તેની પૂર્વે આવે છે. ‘શરીર’ની પછી ઉપસંહાર આવવો જોઇએ, પણ ગ્રન્થનો અંતભાગ ત્રુટક હોવાથી તે ઉપલબ્ધ થતો નથી. મુખ્ય કથાભાગ ‘શરીર’ની અપેક્ષાએ ‘લંભો’નો સમૂહ સંભવતઃ ગૌણ છેઃ મૂળ પ્રાચીન ‘બૃહત્કથા’માં આમૂલચૂડ વિભાગીકરણ નહોતું; પ્રાસ્તાવિક કથાપ્રકરણ પછી બીજાં નામકરણ સાથેના સંખ્યાબંધ ‘લંભ’ હતા, અને તે પછી ‘ઉપસંહાર’ આવતો. સંસ્કૃત રૂપાન્તરો પૈકી માત્ર ‘બૃહત્કથામંજરી’માંજ ‘ઉપસંહાર’નો નિર્દેશ છે, અને લાકોતેએ પણ ‘ઉપસંહાર’ને મૂળ કથાનું તદ્દન ગૌણ અંગ ગણ્યું છે. ‘વસુદેવ–હિંડી’ પુરવાર કરે છે કે મૂળ ‘બૃહત્કથા’માં ‘ઉપસંહાર’ હતો. સોમદેવે પોતાની કૃતિમાંથી ‘ઉપસંહાર’ કાઢી નાખ્યો છે, પણ વધારામાં ક્ષેમેન્દ્રે સાચવેલી કેટલીક પ્રકીર્ણ બાબતો ઉપરાંત નરવાહનદત્તના તમામ લંભકોની એક સંપૂર્ણ સૂચિ પોતાના ગ્રન્થના પ્રારંભમાં

જ આપી છે તે ઉપરથી એ નક્કી થાય છે કે 'બૃહત્કથામંજરી'ના પ્રારંભમાંથી મૂળ ગ્રન્થની વિષયસૂચિ નષ્ટ થયેલ છે.

"આપણા ગ્રન્થમાં 'કથા–ઉત્પત્તિ' એ શુદ્ધ જૈન કથાભાગ છે, પણ પીઠિકા અને મુખની બાબતમાં એમ નથી. બુધસ્વામીની કૃતિમાં 'કથામુખ' એ ત્રીજા સર્ગનું નામ છે, પણ ખરું જોતાં પહેલા બે નામ વગરના સર્ગો પણ એ 'કથામુખ'નો જ પ્રારંભિક ભાગ છે. અર્થસંગતિની દૃષ્ટિએ 'કથામુખ'માં જે હોવાની અપેક્ષા રહે તે જ તેમાં છે–કથા કહેનારનો પરિચય. કથા કહેવાનો પ્રસંગ કેવી રીતે ઉપસ્થિત થયો એ તેમાં બતાવ્યું છે. નરવાહનદત્ત પોતાનો સંપૂર્ણ વૃત્તાન્ત પહેલા પુરુષમાં કહી સંભળાવે છે કાશ્મીરી લેખકોએ બીજા 'લંબક'નું નામ 'કથામુખ લબક' આપ્યું છે. એમાં ઉદયનની કથા આવે છે। બુધસ્વામીના 'કથામુખ' માં જે ભાગ આવે છે તે (કથામુખના લેખકોએ?) ત્યાં ગ્રન્થને અંતે મૂકેલો છે, અને નરવાહનદત્ત આત્મવૃત્તાન્ત કહે છે એવું સ્પષ્ટ વિધાન છતાં તે પોતે એમ કરતો નથી, એટલું જ નહીં પણ એ કથા તે ત્રીજા પુરુષમાં તટસ્થ તરીકે કહે છે। નેપાલી રૂપાન્તરની સચ્ચાઇનું અને કાશ્મીરી રૂપાન્તરોની ભ્રષ્ટતાનું લાકોતેએ આપેલું આ મુખ્ય પ્રમાણ છે. આ અનુમાનને જૈન રૂપાન્તર પણ ટેકો આપે છે. એમાં વસુદેવ પોતાનો આખોયે વૃત્તાન્ત આત્મકથારૂપે પહેલા પુરુષમાં વર્ણવે છે. 'કથામુખ'–અથવા તેમાંથી તૈયાર થયેલું 'પ્રતિમુખ'–ક્યારે અને કેવી રીતે તેમણે આત્મકથા કહી તે જણાવે છે.

"કાશ્મીરી લેખકો સોમદેવ અને ક્ષેમેન્દ્રે 'કથાપીઠ'ને પહેલો 'લંબક' કહ્યો છે. ગુણાઢ્ય કવિ વિષેનું કથાનક એ તેનો વિષય છે. એ તો દેખીતી જ વસ્તુ છે કે ગુણાઢ્ય કવિ વિષેનું કથાનક મૂલ 'બૃહત્કથા'માં હોઇ જ ન શકે. બુધસ્વામીના રૂપાન્તરમાં પણ 'કથાપીઠ' શીર્ષક ક્યાંય જોવામાં આવતું નથી; ઉપર જોયું તેમ, બુધસ્વામીમાં પ્રાસ્તાવિક ભાગ–'કથામુખ' છે. આ ઉપરથી લાકોતે તો નિશ્ચિતપણે એમ માને છે કે ગુણાઢ્યના મૂલગ્રન્થમાં 'કથાપીઠ' નહોતું. પણ 'વસુદેવ–હિંડી'માં 'પીઠિકા' છે તે આપણને માનવાની ફરજ પાડે છે કે 'બૃહત્કથા'માં 'કથાપીઠ' હશે. પણ એ 'કથાપીઠ'નું વસ્તુ શું હશે? એ એક પ્રશ્ન થાય છે. ગુણાઢ્ય વિષેનું કથાનક તો એમાં ન જ હોય; 'વસુદેવ–હિંડી'ની 'પીઠિકા'માં શ્રીકૃષ્ણ વિષેની કથાનો જે ભાગ છે તે પણ તેમાં ન હોય. નેપાલી રૂપાન્તરમાં 'પીઠ' નથી, જ્યારે કાશ્મીરી રૂપાન્તરોમાં 'પીઠ' ('કથાપીઠ') છે, તે જોતાં સંભવિત છે કે નેપાલી રૂપાન્તરના વસ્તુમાં મૂળ 'પીઠ'ના કેટલાક અંશનો સમાવેશ થઇ ગયો હોય. કાશ્મીરી રૂપાન્તરમાં ઉદયન, વાસવદત્તા અને પદ્માવતીની સંપૂર્ણ કથાઓ છે, જ્યારે બુધસ્વામીમાં એ નથી. કેટલાક વિદ્વાનોએ માન્યું છે કે બુધસ્વામીના ગ્રન્થનો પ્રારંભનો ભાગ કદાચ ખંડિત હોય; બીજી બાજુ, ઉદયનની કથાઓ મૂળ પ્રાચીન 'બૃહત્કથા'નો એક ભાગ હોવા વિષે જ કેટલાક વિદ્વાનોએ શંકા ઊઠાવેલી છે (જુઓ Winternitz: History of Indian Literature, Vol. III). કંઇક સંકુલ એવી કથાઘટનાઓનું વિવરણ અહીં શક્ય નથી, તોપણ 'વસુદેવ–હિંડી'ને આધારે હું ચોક્કસપણે એમ માનું છું કે પ્રાચીન 'બૃહત્કથા'માં ઉદયનને લગતી કથાઓ 'કથામુખ' પૂર્વેના 'કથાપીઠ'માં આવતી હતી. આ જ કારણસર બુધસ્વામીએ એ કથાઓ જતી કરી છે. મૂળ પ્રાચીન 'બૃહત્કથા'ની વસ્તુ–આયોજનાને પરિણામે ઉપસ્થિત થતી કેટલીક કાલાનુક્રમવિષયક મુશ્કેલીઓથી બચવા માટે કાશ્મીરી લેખકોએ મૂળના 'કથાપીઠ'માં આવતા વસ્તુનો જુદી રીતે વિનિયોગ કર્યો. મૂલ પ્રાચીન 'બૃહત્કથા'માં વસ્તુની આયોજના નીચે પ્રમાણે હોવી જોઇએ: (૧) કથાપીઠ–ઉદયન અને તેની રાણીઓની કથાઓ, (૨) કથામુખ–કથા કહેનાર તરીકે નરવાહનદત્તનો પરિચય, (૩) નરવાહનદત્તે વર્ણવેલ 'લંભો'ની હારમાળા, (૪) ઉપસંહાર.

"બુધસ્વામીના 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' દ્વારા 'બૃહત્કથા'નું જે નેપાલી રૂપાન્તર આપણને પ્રાપ્ત થાય છે તેના ઘણા કથાપ્રસંગોનું 'વસુદેવ-હિંડી' સાથે સામ્ય હોઇ, કાશ્મીરી રૂપાન્તરોને મુકાબલે નેપાલી રૂપાન્તર મૂળનું સાચુ ચિત્ર રજૂ કરતું હોવાનું લાકોતેનું વિધાન વધારે શ્રદ્ધેય બને છે. ઉદાહરણ તરીકે—'વસુદેવ-હિંડી'ની ગણિકાપુત્રી સુહિરણ્યાની જેમ 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ની મદનમંજુકા પણ એક વારાંગનાપુત્રી છે, જ્યારે કાશ્મીરી રૂપાન્તરોમાં મદનમંજુકા એક બૌદ્ધ રાજાની દૌહિત્રી છે. વસુદેવની પત્ની ગન્ધર્વદત્તા એક વણિકની દત્તક પુત્રી છે, બુધસ્વામીએ પણ પ્રસંગ એ જ પ્રમાણે આપ્યો છે; જ્યારે કાશ્મીરી રૂપાન્તરમાં ગાન્ધાર દેશનો રાજા ઊભો કરી દેવામાં આવ્યો છે! ગન્ધર્વદત્તાના પાલક પિતાની આત્મકથા એ દરિયાઈ સફરનાં પરાક્રમોની એક અતિ રસપ્રદ કથા છે અને એના અમુક અંશો 'અરેબીઅન નાઇટ્સ'ની ચોક્કસ વાર્તાઓના મૂળ તરીકે પુરવાર થયા છે—એ આખીયે કથા કાશ્મીરી રૂપાન્તરોએ દૂર કરી દીધી છે! 'વસુદેવ-હિંડી'નુ કથાનક આ અંશોમાં બુધસ્વામીને મળતું આવે છે, તોપણ એમાં કેટલોક રસિક તફાવત પણ છે. 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ના કેટલાક વ્યાપક અને આવશ્યક અંશો કાશ્મીરી રૂપાન્તરોમાં લુપ્ત થઇ ગયેલા છે, તે 'વસુદેવ-હિંડી'માં જોવા મળે છે. વળી સામી બાજુએ એ પણ ઉમેરવુ જોઇએ કે કાશ્મીરી રૂપાન્તરોના જે અંશોને લાકોતેએ મૂલ પ્રાચીન 'બૃહત્કથા'ની અપેક્ષાએ સંદિગ્ધ અને પ્રક્ષિપ્ત ગણ્યા હતા—અને એવા અંશો કાશ્મીરી રૂપાન્તરોમાં ૯/૧૧ જેટલા છે—તેમની સાથે સરખાવી શકાય એવું કંઇ 'વસુદેવ-હિંડી'માંથી મળ્યું નથી. અર્થાત્ અત્યાર સુધી જે તદ્દન સંભવિત ગણાતુ હતું, પણ 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ની અપૂર્ણ સ્થિતિને કારણે પુરવાર કરી શકાતુ નહોતું તે હવે પુરવાર થઇ ગયું છે: તે એ કે એક તરફ, પ્રાચીન મૂલ 'બૃહત્કથા'નો એક મોટો અંશ કાશ્મીરી રૂપાન્તરોમાં લુપ્ત થઇ ગયો છે; બીજી તરફ, કાશ્મીરી રૂપાન્તરોનો એક મોટો અંશ મૂલ 'બૃહત્કથા'માંથી ઉદ્ભવ પામેલો નથી. છેવટે, એ પણ પુરવાર થાય છે કે કાશ્મીરી લેખકો સમક્ષ હતા એવા મૂળ 'બૃહત્કથા'ના માત્ર હાડપિંજરની તુલનાએ વિગત-ભરપૂર, નર્મયુક્ત અને જીવનભર્યું એવું મૂલ 'બૃહત્કથા'નું સ્વરૂપ આ બન્ને રૂપાન્તરોના ('વસુદેવ-હિંડી' અને 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ના) કર્તાઓ સમક્ષ સમાનપણે હતું. કાશ્મીરી રૂપાન્તરોની ઉપરકહી ખામીઓને કારણે તો, બુધસ્વામીએ ગુણાઢ્યના મૂલ ગ્રન્થની વસ્તુસંઘટનાનો અને તેના સત્ત્વનો વારસો કેટલે અંશે સાચવ્યો છે એની વાસ્તવિકતા પણ તપાસી શકાય એમ નહોતું. અહીં પણ બુધસ્વામીમાં આપણો વિશ્વાસ સારા પ્રમાણમાં વધે છે, કેમકે 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' અને 'વસુદેવ-હિંડી' વચ્ચેના સંખ્યાબંધ તફાવતોને કારણે એ બન્ને ગ્રન્થો વચ્ચેના પારસ્પરિક આધારની દલીલ પ્રારંભથી જ ટકી શકે એમ નથી. પણ ગણનાપાત્ર અંશોમાં 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' અને 'વસુદેવ-હિંડી' વચ્ચે નાનામાં નાની વિગતોની બાબતમાં અને રજુઆતની સમગ્ર કલામાં એટલું પ્રતીતિજનક સામ્ય છે કે બન્નેના કર્તાઓની સન્મુખ ઓછામાં ઓછા અંતરે કવિ ગુણાઢ્ય ઊભેલો હતો એમાં શંકાને કોઈ સ્થાન રહેતું નથી. નિદાન, તેના અમુક કથાભાગોમાં તો 'વસુદેવ-હિંડી' એ પ્રાચીન 'બૃહત્કથા'નો વિશિષ્ટપણે રસપ્રદ અને લાક્ષણિક નમૂનો છે અને સર્વ અંશોમાં અવલોકન કરવામાં આવતાં મૂળ 'બૃહત્કથા'ની લાક્ષણિકતા અને ગુણાઢ્યની કાવ્યશક્તિનું વધારે ચોક્કસ અને જીવંત—અને તે કારણે વધારે નક્કર અને પ્રતીતિજનક ચિત્ર તે રજૂ કરે છે. 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' ઉપર વિન્ટરનિત્સે જે ભારોભાર પ્રશંસા વેરી છે તેનો મોટો ભાગ હવે ગુણાઢ્યને ફાળે જઇ શકે."

**'વસુદેવ-હિંડી': મધ્યમ ખંડ**

'વસુદેવ-હિંડી' ગ્રન્થ બે ખંડોમાં વહેંચાયેલો છે. પ્રથમ ખંડની રચના સંઘદાસગણિ વાચકે કરેલી

છે, જ્યારે અદ્યાપિ અપ્રકાશિત એવા સત્તર હજાર શ્લોકપ્રમાણ બીજા ગ્રન્થની રચના આચાર્ય ધર્મ-સેનગણિ મહત્તરે કરેલી છે. એ બીજા ખંડને સામાન્ય રીતે મધ્યમ ખંડ કહેવામાં આવે છે, કારણ કે તેનો આરંભ પ્રથમ ખંડના છેલ્લા લંભકના અનુસંધાનમાં નહીં, પણ ૧૮મા પ્રિયંગુસુન્દરી લંભકના અનુસંધાનમાં થાય છે. કથાનો સન્દર્ભ આ રીતે કર્તાએ પ્રથમ ખંડના અંતભાગ સાથે નહીં, પણ મધ્ય ભાગ સાથે જોડ્યો હોવાથી તે મધ્યમ ખંડ તરીકે ઓળખાય છે. એમાં કર્તાએ ૭૧ લંભક આપ્યા છે, અને પ્રથમ ખંડના ૨૯ લંભકની (પત્નીઓની પ્રાપ્તિની) સંખ્યામાં તે ઉમેરીને કુલ ૧૦૦ લંભકની સંખ્યા કરી આપી છે.[૮] વસુદેવે સો વર્ષ પરિભ્રમણ કરીને સો પત્નીઓ મેળવી હતી એમ તેમાં કહ્યું છે. વસુદેવ સો વર્ષ સુધી ફર્યા હતા, એમ તો પ્રથમ ખંડમાં પણ કહ્યું છે (પૃ. ૧૩૯); પણ તેમને સો પત્નીઓ હતી એમ ઉપલબ્ધ ગ્રન્થભાગમાં ક્યાંય કહ્યું નથી. વળી સંઘદાસગણિ વાચકનો ઉદ્દેશ સો લંભક લખવાનો હતો એવું સૂચન પણ તેમાં ક્યાંય મળતું નથી–બલ્કે ગ્રન્થને અંતે આવનાર ઉપસંહારનો નિર્દેશ કર્યો હોવાથી ૨૯ લંભકનો સ્વયંસંપૂર્ણ ગ્રન્થ તેમણે રચ્યો હોવાનું અનુમાન થાય છે. પ્રથમ ખંડને અંતે ઉપસંહાર આવેલો હોઇ તેમાં કોઇ લંભક ઉમેરવાનું ધર્મસેનગણિ માટે શક્ય નહોતું, આથી ૧૮મા લંભકના સન્દર્ભ સાથે તેમણે મધ્યમ ખંડનો કથાસંબંધ જોડ્યો હોય એવું અનુમાન થાય છે.

---

૮ सुव्वइ य किर वसुदेवेणं वाससतं परिभमंतेणं इमम्मि भरहे विज्जाहरिंदणरवतिवाणरकुलवंससंभवाणं कण्णाणं सतं परिणीतं, तत्थ य **सामा-वियमादियाणं रोहिणीपज्जवसाणाणं एगुणतीस लंभता संघदासवायएणं उवणिबद्धा। एगसत्तरिं च वित्थारभीरुणा कहामज्झे छड्डिता।** ततो हं भो लोइयसिंगारकहापसंसणं असहमाणो आयरियसयासे अवधारेऊणं पवयणाणुरागेणं आयरितनिओएण य तेसिं मज्झिल्ललंभाणं गंथणत्थे अब्भुज्जओ हं। तं सुणह इतो पुव्वकहाणुसारेणं चेव।

અહીં એક વસ્તુનું સ્પષ્ટીકરણ જરૂરી છે. પ્રથમ ખંડમા ૨૮ લંભકો અર્થાત્ કથાપરિચ્છેદો છે, પણ તેમા 'લંભક' શબ્દના વ્યુત્પત્તિ–અર્થમા વસુદેવને પ્રાપ્ત થયેલી પત્નીઓની સખ્યા ૨૯ હોવી જોઇએ. એમ હોય તો જ 'વસુદેવે સો કન્યાઓ સાથે લગ્ન કર્યું હતું. તેમાથી ૨૯ની પ્રાપ્તિ સંઘદાસગણિએ વર્ણવેલી છે, બાકીની ૭૧ કન્યાઓની પ્રાપ્તિનું વર્ણન વિસ્તારભયથી તેમણે કર્યું નથી, તે હું કરૂ છું' એ આશયના ધર્મસેનગણિ મહત્તરના કથનની સંગતિ સમજી શકાય. પ્રથમ ખંડમાં કુલ ૨૮ લંભક ખરા, પણ અનુપલબ્ધ બે લંભક બાદ કરતાં અત્યારે ઉપલબ્ધ થતા ગ્રન્થમાં કથાપરિચ્છેદ તરીકે ૨૬ લંભક વિદ્યમાન છે; ૧૩મો અને ૧૫મો એ બે લંભક વસુદેવની એક જ પત્ની–વેગવતી સંબંધમાં છે, અને ૧લા, ૬ઠ્ઠા અને ૨૩મા લંભકમાં પ્રત્યેકમાં વસુદેવને બે પત્નીઓની પ્રાપ્તિ થાય છે, એ રીતે ગણતરી કરતા ઉપલબ્ધ ગ્રન્થભાગમાં વસુદેવને 'લંભક' શબ્દના વ્યુત્પત્તિ–અર્થમાં કુલ ૨૮ પત્નીઓ પ્રાપ્ત થાય છે. નષ્ટ થયેલા લંભકો પૈકી એક લંભકનું નામ 'પ્રિયદર્શનાલંભક' હોવું જોઈએ એ આપણે અગાઉ જોઇ ગયા છીએ. એમાં વસુદેવને પ્રિયદર્શના નામે પત્નીની પ્રાપ્તિ થતી હોવી જોઇએ. હવે, ૧૩–૧૫ એ બે લંભક જેમ એક જ પત્ની–વેગવતી સંબંધમાં છે, તેમ નષ્ટ થયેલ બે લંભકો પૈકી બાકીના એક લંભકમાં વસુદેવને કોઈ નવીન પત્નીની પ્રાપ્તિ નહીં થતાં પૂર્વપરિણીત પત્નીઓ પૈકી કોઇનું પુનર્મિલન થતુ હશે એમ માનવું સયુક્તિક છે. એમ ગણતાં પ્રાપ્ત લંભકોમાં વર્ણવાયેલી વસુદેવની ૨૮ પત્નીઓ, અને ૨૯મી પ્રિયદર્શના–એ રીતે ધર્મસેનગણિમહત્તરે સૂચવેલ પ્રથમ ખંડમાંની ૨૯ની સંખ્યા મેળવી શકાય. બાકીના લભક મધ્યમ ખંડમાં વર્ણવી પોતાના ગ્રન્થ–પ્રસ્તાવમાં જેનો નિર્દેશ કર્યો છે તે ૧૦૦ લભક (પત્નીપ્રાપ્તિ)ની સખ્યા તેમણે પૂરી કરી આપી છે. અલબત, 'દેવકીલંભક'ને ઉપસહારનો ન ભાગ ગણતા સ્વતંત્ર લંભક ગણીએ તો જ ઉપર પ્રમાણે નિર્ણય થાય; નહીંતર અનુપલબ્ધ લંભકો પૈકી 'પ્રિયદર્શના લંભક' ઉપરાત બીજા લંભકમા પણ વસુદેવને નવીન પત્ની જ પ્રાપ્ત થતી હશે એમ માનવું જોઇએ. ધર્મસેનગણિએ રોહિણીને વસુદેવની ૨૯મી પત્ની કહી છે તેથી આટલો વિકલ્પ વિચારવો જોઇએ.

આચાર્ય હેમચન્દ્રે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં, દિગંબર કવિ પુષ્પદંતે અપભ્રંશ 'મહાપુરાણ'માં, જિનસેને 'હરિવંશપુરાણ'માં, ગુણભદ્રે 'ઉત્તરપુરાણ'માં, અને કવિ હર્ષકલશે સં. ૧૫૫૭ માં જૂની ગૂજરાતીમાં રચેલી 'વસુદેવચરિત ચોપાઇ'માં, ક્યાંય વસુદેવની સો પત્નીઓનો નિર્દેશ કર્યો નથી, એટલું જ નહીં પણ એ સર્વમાં પત્નીઓની સંખ્યા તેમજ તેમનાં નામ પણ ભિન્નભિન્ન છે. ધર્મસેનગણિએ 'વસુદેવ-હિંડી'ના પ્રથમ ખંડની પૂર્તિ કરવા માટે ૭૧ લભકનો મધ્યમ ખડ લખ્યો છે, એટલે વસુદેવે ૧૦૦ વર્ષ પરિભ્રમણ કર્યું હતું માટે તેમની પત્નીઓ પણ સો હોવા વિષેની કોઇ પરંપરા હોવી જોઇએ—સિવાય કે આપણે એમ માનીએ કે સોની સંખ્યાની પૂર્તિ કરવાના ઇરાદાથી લોકપ્રચલિત શૃંગારકથાઓનો આશ્રય લઇને ધર્મસેનગણિએ એ ૭૧ લંભક લખ્યા હોય.

ધર્મસેનગણિ મહત્તરનો સમય નિર્ણીત કરવાનું કોઇ ઐતિહાસિક પ્રમાણ આપણી પાસે નથી. તેઓ સંઘદાસગણિ વાચકની પછી થયા છે એ જેમ નિશ્ચિત છે તેમ અનેક આર્ષ લક્ષણો વ્યક્ત કરતી મધ્યમ ખંડની ભાષા જોતાં તેઓ સાતમા—આઠમા સૈકાથી અર્વાચીન હોય એ અસભવિત જણાય છે.

મધ્યમ ખંડ હજી અપ્રકાશિત છે, એટલે તેના વિષય તેમજ ભાષા આદિનું વિગતથી અવલોકન કરવાનું શક્ય નથી તેમજ એ માટેનું આ સ્થાન પણ નથી.

## 'વસુદેવ-હિંડી'ની ભાષા

માત્ર પ્રથમ ખંડની જ વાત કરીએ તો પણ, કેવળ ભાષાની દૃષ્ટિએ જોતાં 'વસુદેવ-હિંડી' એ જૈન સાહિત્યનો એક વિરલ ગ્રન્થ છે. આટલા પ્રાચીન કાળમાં લખાયેલો લગભગ સાડાદસ હજાર શ્લોકપ્રમાણનો સળગ કથાત્મક પ્રાકૃત ગદ્યગ્રન્થ સમસ્ત ભારતીય સાહિત્યમાં બીજો કોઇ શોધ્યો જડે તેમ નથી. ગદ્યમાં રચાયેલ હોવાને કારણે તો ભાષાવિષયક અન્વેષણની દૃષ્ટિએ તેનુ સવિશેષ મહત્ત્વ છે.

વિક્રમની આઠમી શતાબ્દીના અરસામાં રચાયેલી સૂત્રગ્રન્થો ઉપરની ચૂર્ણિઓમાં આપણને ગદ્યાત્મક પ્રાકૃત કથાઓ મળે છે ખરી, પરન્તુ તેમાં અને 'વસુદેવ-હિંડી'ની કથાઓમાં એક ધ્યાન ખેંચનારો તફાવત છે. ચૂર્ણિઓમાંની કથાઓ, થોડાઘણા અપવાદોને બાદ કરતાં, સાહિત્યિક ગુણવત્તા અથવા નિરૂપણસૌન્દર્યની દૃષ્ટિએ લખાયેલી નથી; એમાંની કેટલીકમાં તો કથાભાગથી સામાન્યપણે પરિચિત હોય એવો વાચકજ સમજી શકે એવી તદ્દન મિતાક્ષરી શૈલી પ્રયોજેલી હોય છે. આથી ઉલટું જ, કથાવર્ણનની દૃષ્ટિએ 'વસુદેવ-હિંડી'નો વિસ્તાર અને યોજના એવાં તો વિપુલ છે કે પ્રાચીન જૈન સાહિત્યમાં એનો જોટો જડે તેમ નથી. લેખનશૈલી સંક્ષિપ્ત કે શુષ્ક નથી; જીવતી ભાષાનું લાક્ષણિક ચેતનવંતું અને અસત રસપ્રદ એવું ચિત્ર તે ખડું કરે છે. સામાન્ય રીતે 'વસુદેવ-હિંડી'ની ભાષા સરલ રૂઢ અને ઘરગથ્થુ છે; પ્રાકૃત જ્યારે જનસમાજમાં બોલાતી ભાષા હશે ત્યારે એ લખાયેલ હોવાથી કેવળ સાહિત્યિક ધોરણે પ્રાકૃતમાં રચાયેલા પછીના કાળના ગ્રન્થોની તુલનાએ 'વસુદેવ-હિંડી'માં ભાષાની સ્વભાવસિદ્ધ નૈસર્ગિકતા માલૂમ પડે છે, અને સંવાદો તો ઘણીવાર કોઇ પ્રકારના ઓપ વગર ખરેખરી વાતચીતની ભાષામાં જ લખાયેલા જણાય છે. આમ છતાં પ્રસંગોપાત્ત અલંકારમય અને સમાસપ્રચુર વર્ણનોની ફૂલગૂંથણી પણ ગ્રન્થકર્તાએ કરી છે.

'વસુદેવ-હિંડી'એ પ્રધાનપણે ગદ્યગ્રન્થ છે, પણ તેમાં વચ્ચે વચ્ચે ઘણીવાર પદ્યો પણ આવે છે. તેમાં યે પ્રિયંગુસુન્દરી લંભક અને કેતુમતી લંભકમાં આવાં પદ્યો એકી સાથે સંખ્યાબંધ નજરે પડે છે. આ પદ્યો પ્રાસંગિક સુભાષિતો નથી, પણ કથાનું પોતાનું જ અવિનાભાવી અંગ છે. વળી ઉપર્યુક્ત બે લંભકોમાં તેમજ અન્યત્ર પણ અનેક સ્થળે ગદ્યભાગમાં યે કેટલાંક પદ્યગંધી વાક્યો જોવામાં આવે છે.

કોઇ સળંગ છંદ ભ્રષ્ટ થઇ જવાને કારણે, તેના ટુકડાઓ છૂટા પડી જતાં બન્યાં હોય એવાં એ વાક્યો છે. 'વસુદેવ–હિંડી'ની રચના થઇ તે પૂર્વે લોકોમાં અથવા અનુયોગધર આચાર્યોને મુખે કોઇ પદ્યાત્મક વસુદેવચરિત અથવા વસુદેવચરિતના અમુક ખંડો પ્રચલિત હોય એવું અનુમાન આ ઉપરથી થાય છે.

'વસુદેવ–હિંડી'ની ભાષા એકંદરે જોતાં સરલ અને પ્રાસાદિક છે, પણ આજે એ ગ્રન્થ દુર્ગમ લાગે છે; કારણ કે એ અતિપ્રાચીન ગ્રન્થનું પઠનપાઠન વચ્ચેના કાળમાં લુપ્તપ્રાય: થઇ ગયું હતું, કેટલાક લંભકો અને કેટલાયે પાઠો નાશ પામી ગયા હોવાથી અને સંખ્યાબંધ પાઠો ભ્રષ્ટ થઇ ગયા હોવાથી અમુક સ્થાનોએ–ખાસ કરીને પ્રિયંગુસુન્દરી અને કેતુમતી લંભકમાં–અર્થસન્દર્ભનું અનુસંધાન કરવું પણ મુશ્કેલ થઈ પડે છે. 'વસુદેવ–હિંડી'માં પ્રયોજાયેલા કેટલાયે શબ્દો કોઈ પણ શબ્દકોશમાં મળતા નથી અથવા કાળાન્તરે અપભ્રષ્ટ બન્યા હોવાને કારણે એ શબ્દોના મૂળ સ્વરૂપની કલ્પના થઇ શકતી નથી, અને પરિણામે અનુમાનથી અર્થ કરવો પડે છે અથવા મુદ્દલ અર્થ થઇ શકતો નથી. જૂનામાં જૂની તાડપત્રીય હાથપ્રતોમાં પણ પાઠોની દૃષ્ટિએ આ સ્થિતિ છે. મૂળ રચનાની દૃષ્ટિએ જોતાં 'વસુદેવ–હિંડી' એક સરળ ગ્રન્થ હોવા છતાં આ પ્રકારનાં ઐતિહાસિક કારણોને લીધે વર્તમાન કાળમાં તેનો અભ્યાસ ઠીક ઠીક શ્રમ માંગી લે છે.

'વસુદેવ–હિંડી'ની ભાષા એ આર્ષ પ્રાકૃત છે, અથવા વધારે ચોક્કસ રીતે કહીએ તો ચૂર્ણિગ્રન્થો આદિમાં મળે છે તેવી આર્ષ જૈન મહારાષ્ટ્રી પ્રાકૃત છે. આચાર્ય હેમચન્દ્રે પોતાનાં વ્યાકરણસૂત્રોના પ્રારંભમાં આર્ષ પ્રાકૃતનો માત્ર નામનિર્દેશ કર્યો છે, પણ એ ભાષાના સ્વરૂપનું વિશેષતયા નિર્વચન જૂના વ્યાકરણગ્રન્થોમાં ક્યાંય મળતું નથી. આ રીતે 'વસુદેવ–હિંડી'ની ભાષાનો અભ્યાસ આપણી સમક્ષ અનેક ભાષાકીય નવીનતાઓ રજૂ કરે છે. પ્રાકૃત વૈયાકરણોએ જેની નોંધ લીધી નથી તેમ પછીના કાળના પ્રાકૃત ગ્રન્થોમાં ભાગ્યેજ નજરે પડે છે એવાં જૂનાં રૂપો 'વસુદેવ–હિંડી'માં મળે છે. 'વસુદેવ–હિંડી'ની ભાષા પ્રાચીન ભૂમિકા રજૂ કરતી હોવાથી સામાન્ય જૈન મહારાષ્ટ્રીની તુલનાએ સૂત્રગ્રન્થોની ભાષાની વધારે નજદીક છે; અને તેમાં એવાં જૂનાં રૂપો મળે છે કે તેના રચનાકાળની ઉત્તરમર્યાદા આપણે વિક્રમની છઠ્ઠી શતાબ્દીમાં નિર્ણીત કરી હોવા છતાં એની સાચેસાચ રચના એ કરતાંયે બે–ત્રણ શતાબ્દી પૂર્વે થઇ હોય એ અસંભવિત નથી.

'વસુદેવ–હિંડી'ની ભાષાનાં મુખ્ય લક્ષણો આપણે અહીં સંક્ષેપમાં જોઇ લઇએ.

પ્રથમ ક્રિયાપદનાં રૂપો લઇએ. ક્રિયાપદોનાં સંખ્યાબંધ જૂનાં અને રસપ્રદ રૂપો 'વસુદેવ–હિંડી'માં મળે છે.

'વસુદેવ–હિંડી'માં સંખ્યાબંધ સ્થાનોએ વર્તમાનકાળના નિશ્ચયાર્થ પહેલા પુરુષ એકવચનમાં –आमिને બદલે –अं અંતવાળું રૂપ મળે છે. ભવિષ્યકાળમાં તો આવાં રૂપો સામાન્ય છે જ (દા. ત. भविस्सं), પણ વર્તમાન કાળમાં [૯]પીશલે તે નોંધ્યાં નથી. આ પ્રકારનાં રૂપ સૂત્રની ભાષામાં મળે છે, ઉદાહરણ તરીકે જુઓ 'આચારદશા'માં–कप्पंति दुवे भासाओ भासित्तए, जहा जाणं वा 'जाणं,' अजाणं वा 'नो जाणं।' વળી જુઓ 'મહાનિશીથ સૂત્ર'માં–गच्छं चेट्टं सुवं उट्ठं धावं नासं पलायि उं। વળી चरं, न जिण्हवं, सक्कणं (=सक्कोमि ?) એવાં રૂપો પણ તેમાં છે (શુબ્રિંગનું 'મહાનિશીથ સૂત્ર', પૃ. ૯૦). 'વસુદેવ–હિંડી'માં

૯ અહીં તથા હવે પછી પીશલના નિર્દેશથી જર્મન વિદ્વાન ડો. પીશલે પ્રાપ્ત પ્રાકૃત વ્યાકરણો તેમજ ગ્રન્થસ્થ અને ઉત્કીર્ણ પ્રાકૃતો ઉપરથી લખેલો પ્રાકૃત વ્યાકરણનો પ્રમાણભૂત ગ્રન્થ–Grammatik Der Prakrit Sprachen ઉદ્દિષ્ટ છે.

આ પ્રકારના સંખ્યાબંધ પ્રયોગો મળે છે, તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે–जाणं ( ૧૭૪–૨૬ ),[10] न जाण ( ૧૪૫–૨૩, ૧૭૪–૮, ૩૫૩–૨૭ ), न याणं ( ૧૯–૩,[11] ૮૩–૨૨, ૧૧૫–૨૬, ૧૪૪–૨૪, પાઠાન્તર न याणामि ), इच्छं ( ૪–૩, ૧૭–૧૭, ૨૨૯–૨૨, ૩૫૦ ૨૮ ), तत्थ य हं पासं ( ૨૮૩–૧૬ ), ठविज्जं ( કર્મણિ ૩૫, ૧૦૯–૭ ), जीवं ( ૯૧–૧૪ ). એમાં નીચેનાં બે ઇચ્છાદર્શક રૂપો પણ ઉમેરી શકાય: पासिज्जं ( ૬–૧૮ ) અને पासेज्जं ( ૧૨૫–૩ ). પહેલા પુરુષ એકવચનનું –ज्जंઅંતવાળું ઇચ્છાદર્શક રૂપ પીશલમાં નથી; ત્યાં તો –ज्जा, –ज्ज અને –ज्जामिઅંતવાળાં રૂપો આપ્યાં છે. આ બન્ને પ્રકારનાં ( નિશ્ચયાર્થ –अं, ઇચ્છાદર્શક –इज्जं ) રૂપો સાચાં આર્ષ રૂપો છે એમાં શક નથી, કારણ કે એને મળતાં રૂપો આપણને પાલીમાં મળે છે ( દા. ત. गच्छं, लमेय्यं, જુઓ ગાઇગરકૃત Pali Literature and Language §§૧૨૨, ૧૨૭, ૧૨૮ ) પાલીમાં પણ ગાથાની ભાષામાં–એટલે કે ભાષાના જૂનામાં જૂના થરમા –आमिને બદલે –अंવાળું રૂપ લાક્ષણિક છે.

સૂત્રગ્રન્થોમાં કેટલીક વાર ક્રિયાપદનું પહેલા પુરુષ બહુવચનનું રૂપ પહેલા પુરુષ એકવચનના સર્વનામ अहं સાથે પ્રયોજાયેલું અથવા બીજી રીતે એકવચન તરીકે જ વપરાયેલું નજરે પડે છે. ઉદાહરણ તરીકે જુઓ ' મહાનિશીથ સૂત્ર 'માં–अहयं...अणुचिट्ठिमो, नाहं चुक्किमो ઇત્યાદિ પ્રયોગો. આ પ્રકારના પ્રયોગો ' વસુદેવ–હિંડી 'માં પણ જોવામાં આવે છે:–अहं...दच्छामो ( ૮૪–૭ ), तओ ह ताओ लवामो (૨૯૦–૨૮), लवइ य मे ' इच्छामो...' ( ૨૯૧–૨૪ ), सचरमाणी...सुणिमो ( ૧૭૨–૧૧ ), मया भणिया ' जाणीहामो ' त्ति । तओ णिग्गया ' जाणिहिसि ' त्ति वोत्तूणं ( ૧૭૮–૨૨ ).

પીશલ ( §૪૫૭ ) પ્રમાણે, પ્રાકૃતમાં પહેલા પુરુષ બહુવચનનું આત્મનેપદી રૂપ નથી. પણ ' વસુદેવ–હિંડી 'માં એવું રૂપ અનેકવાર વપરાયેલું છે, એટલું જ નહીં પણ તે પહેલા પુરુષ એકવચનમાં જ–બે વાર તો अहं ની સાથે—પ્રયોજાયેલું છે. ઉદાહરણ તરીકે–अहं...पडिच्छामहे ( ૧૪૭–૧૮ ), अहं...अणुवत्तामहे ( ૨૦૬–૧૮ ), उट्ठिओ मि ' कत्थ मण्णे वत्तामहे ' त्ति चिंतयंतो ( ૧૪૪–૭ ), चिंतेमि ' कम्मि पएसम्मि वत्तामहे ?' (૩૫૨–૨૨), रमामहे सह तीए (પાઠાન્તર रमामि य...। ૧૯૩–૨૪), उवभुंजामहे.., भुत्तभोयणो य (૧૫૫–૧૬), भणइ...' वघामहे ' (૩૩૦–૧૯, ગાથામાં).

પહેલા પુરુષ એકવચન તરીકે વપરાયેલું ( પણ મૂળે બહુવચનનું ) –आमहेવાળું આ રૂપ બીજા એક વિરલ પ્રયોગનો ખુલાસો આપવામાં પણ સહાયભૂત થાય છે. ' વસુદેવ–હિંડી'માં –अहे અંતવાળું પહેલા પુરુષ એકવચનનું રૂપ ઘણી વાર પ્રયોજાયેલું છે: अच्छहे ( ૧૮૦–૧૪, ૨૦૬–૧૨, ૨૪૭–૧ ), अतिच्छहे (૩૧૯–૨૪), आसहे (૨૮૯–૧૩, ૧૩–૨૯), दिस्सहे ( કર્મણિ, ૧૯૯–૬ ), पस्सहे (૨૧૮–૧૦), पासहे (૨૯૩–૫), वत्तहे (૨૪૭–૧૨). બીજો કોઇ ખુલાસો શક્ય નહીં હોવાથી એમ અનુમાન થાય છે કે –अहेવાળું રૂપ –आमहे ઉપરથી સાદૃશ્ય(analogy)ને પરિણામે વ્યુત્પન્ન થયું હોવું જોઇએ.

૧૦. કૌંસમાંનો પહેલો અંક ' વસુદેવ–હિંડી ' મૂળનું પૃષ્ઠ તથા બીજો અંક પંક્તિ સૂચવે છે.

૧૧. न याणं कुमारं पणट्ठ ( સં. न जानामि कुमारं प्रनष्टम् ) એ પાઠ માત્ર એકજ પ્રતમાં છે. બીજી પ્રતોમાં લહિયાઓએ ' સુધારેલો ' પાઠ न य णायं એ પ્રમાણે છે, પણ દ્વિતીયાના રૂપ कुमारं पणट्ठं સાથે તે અસંગત હોવાને કારણે એ પાઠ અશુદ્ધ છે એ દેખીતું છે. અહીં તેમજ બીજા કેટલાક સ્થળોએ ( ૧૯–૩, ૮૩–૨૨, ૧૦૯–૭, ૧૧૫–૨૬, ૧૪૪–૨૪ ) બોલનાર વ્યક્તિ સ્ત્રી છે, એટલે –अवાળું રૂપ વર્તમાન કૃદંતનું પ્રથમા એકવચનનું રૂપ હોવાની ભ્રાન્તિ થવાનો પણ સંભવ નથી.

वन्दामिः वन्दे=वंदामहेः वंदहे. અને 'વસુદેવ–હિંડી'માંથી એવું એક રૂપ પ્રાપ્ત થયું છે જે (ભૂલ ન હોય તો) –अहे અને –ए વચ્ચેની સંક્રાન્તિનુ સ્વરૂપ રજુ કરે છે: એ રૂપ તે પહેલો પુરુષ એકવચન अच्छेને બદલે अच्छए (पभायाए य सव्वरीए कयपरिकम्मो अत्थाणगिहे अच्छए, १५६–१७).

પીશલ (§ ૪૫૫) પ્રમાણે, –मो અંતવાળાં નિશ્ચયાર્થ પહેલા પુરુષ બહુવચનનાં રૂપ (જે આજ્ઞાર્થ પહેલા પુરુષ બહુવચનમાં પણ વપરાય છે–જુઓ § ૪૭૦–તે)ને સ્થાને માત્ર પદ્યમાં –मुવાળાં રૂપો આવી શકે. પરંતુ 'વસુદેવ–હિંડી'ના ગદ્યમાં પણ –मुવાળાં રૂપો આવે છે. ઉદાહરણ તરીકે નિશ્ચયાર્થ–अइणेमु (१०८–११), ण याणामु (११७–८), अच्छामु (११५–२४), करेमु (११७–१७); આજ્ઞાર્થ–वसामु (८२–३), हरामु (१००–२), अणुवयामु (१३८–२), अणुमग्गामु (१३८–१२), करेमु (८५–१५, १०९–१२, १५३–१५), ઇત્યાદિ. આજ્ઞાર્થ પહેલા પુરુષ બહુવચનનું –मुવાળું રૂપ, જેનો પ્રયોગ (મૂળે તો માનાર્થે પ્રયોજાતા બહુવચન તરીકે) એકવચનમાં પણ થતો તે રૂઢિથી એકવચનમાં વધુ વ્યાપક રીતે પ્રયોજાવા લાગ્યું. આના પુરાવા તરીકે –मोવાળો ઓછામાં ઓછો આવો એક પ્રયોગ 'વસુદેવ–હિંડી'માંથી ટાંકી શકાય: न मे सोभइ इहं अच्छिउं, अवक्कमामो त्ति (१२२–५).[12]

અત્યાર સુધી સામાન્ય રીતે એમ માનવામાં આવેલું છે કે અદ્યતન ભૂત (Aorist)નાં રૂપો માત્ર અર્ધમાગધીમાં જ ટકી રહેલાં છે. પણ 'વસુદેવ–હિંડી' ઉપરથી આર્ષ જૈન મહારાષ્ટ્રીમાં પણ એવાં રૂપો રહેલાં નજરે પડે છે.[13] 'વસુદેવ–હિંડી'માં એવાં કેટલાંક રૂપો મળે છે, જે કાં તો તદ્દન નવાં છે અથવા કાં તો વૈયાકરણોના ઉલ્લેખો ઉપરથી જ માત્ર જે જાણવામાં આવેલાં છે.

અદ્યતન ભૂતનું પહેલા પુરુષ એકવચનનું કર્તરિ રૂપ વિરલ છે અને તે –इस्सं અંતવાળું હોય છે (દા. ત. अकरिस्सं, પીશલ § ૫૧૬). પાલીની જેમ એ રૂપમાં પણ –स्स– આવે છે (જો કે પાલીમાં પણ વધારે વ્યાપક રૂપ તો –स– વાળું છે; જુઓ ગાઇગર § ૧૫૯). આવું એક રૂપ 'વસુદેવ–હિંડી'માં પણ મળે છે–नाह तुब्भं कुप्पिस्स 'મેં તમારા ઉપર કોપ કર્યો નથી' (२२५–१७). કથાસન્દર્ભ જ એવો છે કે આ રૂપને ભવિષ્યકાળના રૂપ તરીકે લઈ શકાય એમ નથી. આમ છતાં અદ્યતન ભૂત પહેલા પુરુષ એકવચનના રૂપમાંના –इस्संના, ભવિષ્યકાળ પહેલા પુરુષ એકવચનના રૂપ સાથેના બાહ્ય સામ્યની અવગણના કરી શકાય તેમ નથી. સંભવ છે કે सનું દ્વિત્વ (જેને માટે પીશલે અથવા ગાઇગરે કોઇ કારણ આપ્યું નથી) ભવિષ્યકાળના લગભગ સમાન રૂપની અસરને લીધે નીપજ્યું હોય. પ્રાકૃત અથવા પાલીમાં જે હજી મળ્યું નથી એવા, અદ્યાવધિ અજ્ઞાત એક રૂપના 'વસુદેવ–હિંડી'માંના અસ્તિત્વથી આ અનુમાનનું સમર્થન થાય છે–दच्छीहं च अहं, "અને મેં જોયું" (२८९–२७). હવે, એ વસ્તુ જાણીતી છે કે –इस्सामि (-इस्सं), –इस्सइ, –इस्सामो ઇત્યાદિ અંતવાળાં ભવિષ્યકાળનાં સર્વસાધારણ રૂપો ઉપરાંત પ્રાકૃતમાં –इहामि (-इह), –इहिइ, –इहामोવાળાં ભવિષ્યકાળનાં બીજાં રૂપો પણ છે. આ રૂપોમાંનો ह् જો સંસ્કૃત स्य > स्स > समांथी આવ્યો હોય–અને વસ્તુતઃ એમજ છે–તો સંયોગલોપને કારણે માત્રા-પરિપૂરણાર્થે પૂર્વસ્વર દીર્ઘ થતાં ह्ની પૂર્વે આપણે હ્રસ્વ इને બદલે દીર્ઘ ईની અપેક્ષા રાખવી જોઇએ.

---

૧૨. આજ્ઞાર્થ પહેલા પુરુષ એકવચનમા देमु રૂપ 'મહાનિશીથ'માં મળે છે (જુઓ પૃ. ૯૧).

૧૩. કદાચ એવી દલીલ કરવામાં આવે કે આવા રૂપોને અર્ધમાગધીની ચોકખી અસર તરીકે ગણવા–જૈન મહારાષ્ટ્રી સાથે તેમને કંઇ લેવાદેવા નથી. 'વસુદેવ–હિંડી'નો વિષય સાધુ–સાધ્વીઓના આચારને લગતો અથવા કોઇ આગમિક વિષયને લગતો હોત તો આ દલીલ કદાચ ટકી શકત ખરી, પણ અમુક ગ્રન્થભાગને બાદ કરતાં 'વસુદેવ–હિંડી'નો વિષય કથાત્મક હોઈ તેની ભાષા પણ જૈન મહારાષ્ટ્રી છે.

આવાં દીર્ઘ ઈવાળાં રૂપ, જેની જૂના વૈયાકરણોએ કે પીશલે પણ નોંધ લીધી નથી તે 'વસુદેવ-હિંડી'માં પ્રત્યક્ષ થાય છે-घट्टीहं (५१-२२), मुंजीहं (२२-२८), जाणीहामो (७८-२२); पुच्छीहामो (८९-२१); जीवीहामो (९१-८), दच्छीहामो (१३८-७), ઇત્યાદિ.[14] આં પૈકી છેલ્લા રૂપનું પહેલા પુરુષ એકવચનનું રૂપ दच्छीहं થશે-અર્થાત્ એજ રૂપ કે જે આપણે હમણાં જ અદ્યતન ભૂત પહેલા પુરુષ એકવચનના ઉદાહરણ તરીકે નોંધ્યું છે. ભવિષ્યકાળના પહેલા પુ. એક વ. ના दच्छीहनो અદ્યતન ભૂ. પહેલા પુ. એ. વ. ના રૂપ તરીકેનો આ પ્રયોગ એમ તો પુરવાર કરે છે કે ભવિષ્ય પ. પુ. એ. વ. અને અદ્ય. ભૂ. પ. પુ. એ. વનાં -इस्संवाळां રૂપો વચ્ચે અમુક પ્રકારનો સબંધ મનાયો હતો; અને આવાં રૂપોના એકત્વને પરિણામે ભવિષ્ય પ. પુ. એ. વ. નાં રૂપોનો અદ્ય. ભૂ. પ. પુ. એ. વ. તરીકેનો પ્રયોગ ન્યાય્ય મનાયો હોય. અલબત, આ વસ્તુને વધારે ચોક્કસ રીતે રજૂ કરવા માટેની પૂરતી સામગ્રી હજી આપણી પાસે નથી.

અર્ધમાગધીનું અદ્યતન ભૂતનું બીજું એક સર્વસામાન્ય રૂપ वयासी છે, જે आसीनी જેમ, ખાસ કરીને ત્રીજા પુરુષમાં પ્રયોજાય છે. ત્રીજા પુરુષ એકવચન તરીકે (૩૫૧-૨૮) તેમજ બહુવચન તરીકે (૩૩-૧૭) 'વસુદેવ-હિંડી'માં એનો પ્રયોગ થયો છે. એજ રૂપના ધાતુનું સંપ્રસારણ થવાથી બનેલુ, બીજું એક અજાણ્યું ગૌણરૂપ ત્રણ વાર પ્રયોજાયું છે: ત્રીજો પુરુષ એકવચન-इणं उदासी (२८४-९, અને १३; २८४-९ નુ એક હાથપ્રતમાં इदं वदासी એ પ્રમાણે પાઠાન્તર છે); ત્રીજો પુરુષ બહુવચન-इमं वयणं उदासी (३२४-३).

ત્રીજો પુ. એ. વ. वेलवेसी (२९१-२०, वेलवइ ઉપરથી) અને ત્રીજો પુ બ. વ. विण्णविंसु (२१६-२, विण्णवइ < विज्ञापयति ઉપરથી) એ બીજાં બે નોંધપાત્ર રૂપો છે.

બીજુ એક શંકાસ્પદ ઉદાહરણ ૨૯-૧૧માં મળે છે. ધમ્મિલ્લનો પિતા ધમ્મિલ્લની માતાને કહે છે-"હવે શું કામ રડે છે? તે દિવસે હું તને કહેતો હતો તે તો તેં સાંભળ્યુ નહીં." किं इदाणिं रोदसि? ममं तदा न सुणेसि भण्णमाणी। અલબત, सुणेसिने નિશ્ચયાર્થ વર્તમાન બીજા પુ. એ. વ. ના રૂપ તરીકે લઇ શકાય; પણ અદ્યતન ભૂત બી. પુ. એ. વ. (જે ત્રીજા પુ. એ. વ. થી રૂપદૃષ્ટિએ અભિન્ન છે)માં પણ એ જ રૂપ પ્રાપ્ત થાય (જુઓ પીશલ, § ૫૧૬, कहेसी, ઇત્યાદિ; અંત્ય ई હ્રસ્વ પણ હોઈ શકે, દા. ત. अकासि, अहेसि, ઇત્યાદિ); અહી અર્થસન્દર્ભ પણ નિશ્ચિતપણે ભૂતકાળનું જ રૂપ માગે છે. એટલે આ सुणेसि રૂપ ખાસ વિચારણીય છે.

—ईअ અંતવાળાં કેટલાંક તદ્દન અજ્ઞાત ક્રિયાપદિક રૂપો પીશલ (§ ૪૬૬ને અંતે) નોંધે છે. તેના મત મુજબ, સાહિત્યમાં એ રૂપો પ્રયોજેયેલાં મળતાં નથી, પણ ભૂતકાળના જુદા જુદા અર્થોમાં કેવળ પ્રાચીન વૈયાકરણોએ તે ઉદાહરણ તરીકે નોંધ્યાં છે; જેમકે-अच्छीअ, गेण्हीअ, दलिद्दईअ, मारीअ, हसीअ, हुवीअ, देहीअ, काहीअ, थाहीअ, होहीअ, ઇત્યાદિ. આવાં રૂપોનો સાહિત્યમાં રીતસરનો પ્રયોગ આપણને 'વસુદેવ-હિંડી'માં મળે છે એ વસ્તુ ખૂબ જ મહત્ત્વની છે-गच्छीय (२८९-१७, 'હુ ગયો'), दिणे गमेसीय (२८९-२८, 'મેં દિવસ ગાળ્યા'), वोच्छीय (२७८-३२, 'તે બોલ્યો'), काईय (१११-२२, 'તેણે કર્યું').[15]

આ પ્રકારનાં રૂપ સૂત્રગ્રન્થોમાં પણ ક્યાંક મળે છે. ઉદાહરણ તરીકે 'ઉત્તરાધ્યયન' જેવા પ્રાચીન સૂત્રમાં-जहिं वयं सव्वजणस्स वेसा **वसीअ** सोवागनिवेसणेसु (१३-१८).

---

૧૪.-इस्सं અને-ईहं વચ્ચેની ખૂટતી કડી 'મહાનિશીથ સૂત્ર'માંથી મળે છે. એ ગ્રન્થમાં ભવિષ્યકાળના -ईसंवાળા રૂપો પ્રાપ્ત થાય છે. દા. ત. विमुच्चीसं, सुज्झीसं ('મહાનિશીથ,' પૃ. ૯૧).

૧૫. 'વસુદેવ-હિંડી'મા च, य, त्ति, ति વગેરે ઘણી વાર એવા સ્થાનોએ આવે છે જ્યા તે વધારે પડતા

અસ્ 'હોવું'નાં રૂપો કેટલીક નોંધ માંગી લે છે. બીજા પુરુષ બહુવચનમાં પ્રાકૃતમાં આવતા તેના त्थ રૂપને પીશલે (§ ૪૯૮) 'અત્યંત વિરલ' કહ્યું છે. त्थनું એક માત્ર ઉદાહરણ તેણે પ્રવરસેનના 'સેતુબંધ'માંથી આપ્યું છે અને માગધીમાં તેનો પ્રયોગ થતો હોવાનો નિર્દેશ રૂપાખ્યાનોમાં કર્યો છે. પણ 'વસુદેવ-હિંડી'માં તો આ રૂપની અસામાન્ય વિપુલતા છે! એનાં ચાલીસ કરતાં પણ વધારે ઉદાહરણો છે—દા. ત. ૮૬-૬, ૮, ૧૬; ૯૨-૨૧, ૨૩; ૯૩-૬; ૯૬-૨, ૪; ૧૦૨-૧૭; ૧૦૩-૧૦; ૧૦૭-૨૧; ૧૧૦-૫, ૭, ૨૪, ઇત્યાદિ પહેલા અને બીજા પુ. એ. વ નાં તથા પહેલા પુ. બ. વ. નાં રૂપો વધારે પ્રમાણમાં વપરાયાં છે. પ્રાકૃતમાં ધીરે ધીરે લુપ્તપ્રાયઃ બનતાં જતાં જૂનાં રૂપોની આ વાત છે, તેથી 'વસુદેવ હિંડી'માં એવાં રૂપોનું વ્યાપક અસ્તિત્વ તેની ભાષાની અસામાન્ય પ્રાચીનતા વ્યક્ત કરે છે. સામાન્ય રીતે मि, सि, मो, त्थ જેવાં રૂપો જે શબ્દ સાથે તેઓ સંબદ્ધ હોય તે શબ્દ (મોટે ભાગે ભૂતકૃદન્ત)ની પછી મૂકવામાં આવે એવી અપેક્ષા આપણે રાખીએ; અને 'વસુદેવ-હિંડી'માં પણ ઘણુંખરું આ જ પ્રકારના પ્રયોગો છે: દા. ત. गओ मि (૧૮૨-૨૦), पत्तो सि (૧૪૬-૧૬), पत्ता मो (૧૪૮-૧૫), जाय त्थ (૮૬-૧૬), ઇત્યાદિ. પણ આ કરતાંયે વધારે સંખ્યામાં એવાં ઉદાહરણો મળે છે, જેમાં એવાં રૂપોને સંબદ્ધ શબ્દની પૂર્વે મૂકવામાં આવ્યાં હોય એટલું જ નહીં પણ એ બન્નેની વચ્ચે એક અથવા વધારે શબ્દ આવતા હોય ઉદાહરણ તરીકે—तओ मि निग्गओ (૨૮૧-૧૬), तत्थ य मि गओ (૧૯૬-૨), तओ मि जुण्णंतेउरं गया (૨૮૩-૧૬), जइ सि सहो पुरच्चरणे (૨૨૯-૨૫), सुमरसि जं सि बालभावे दो वि अइमुत्तेण णभचारिणा भणिया...(૮૦-૧૮); तत्थ य मो मन्दरसमीवे वुत्थाओ (૨૧૪-૧૯), कओ त्थ इहमागया (૮૬-૬), कओत्थमागया (૮૬-૮), जं त्थ देवीए आणत्ता (૨૩૮-૪), जइ त्थ जम्ममरणबहुलं संसारं छिंदिउकामा (૨૩૮-૪), तुम्हे त्थ मया संगामाओ पडिणियत्ता अक्खयसरीरा दिट्ठा (૧૨૫-૨), ઇત્યાદિ.

मि, सि, मो, त्थ ને સ્થાને अहं, तुमं, अम्हे, तुम्हे એ સર્વનામો મૂકવામાં આવે તો ઉપરનાં વાક્યોમાં અર્થ તો એનો એ જ રહેશે, એટલું જ નહીં પણ વાક્યરચના વધારે નૈસર્ગિક લાગશે. આ ઉપરથી સહેલાઈથી અનુમાન કરી શકાય છે કે अस् ના આ જુદાં જુદાં રૂપો પુરુષવાચક સર્વનામોના પ્રથમા એકવચનનાં સમાનાર્થ રૂપો તરીકે ગણાતાં હતાં. अहं ના પર્યાયો તરીકે વૈયાકરણોએ જે ચાર રૂપો આપેલાં છે તે ઉપરથી પણ આજ વસ્તુનું સમર્થન થાય છે. પીશલે (§૪૧૭) બતાવ્યું છે કે अम्हि, अम्मि, म्मि=સં. अस्मि છે, જ્યારે अहम्मि=अहं मि=સં. अहं अस्मि છે. આ ચારે રૂપો अहं ના અર્થમાં વપરાતાં હતાં, એ વૈયાકરણીઓના વિધાનમાં શંકા કરવાનું કશુંજ કારણ નથી;[૧૬] 'વસુદેવ-હિંડી'માં એ પૈકી કેટલાંકના પ્રયોગ મળે છે—अम्हि पेसिया सुमरमाणीए तुब्भं पायसमीवं (૨૧૭-૧૯), तओ तेण अम्हि भणिओ (૧૪૬-૨), तेण म्हि महुरमाभट्ठो (૧૮૨-૨૨), तेण य म्हि भणिओ (૨૧૦-૪), तीय (=तीए) अम्मि महुरमाहट्ठो (૨૧૨-૭), पविट्ठो य अम्मि (૨૧૮-૫), तेहि य अम्मि तुट्ठेहिं आरुहिओ (૨૩૦-૧૬), तस्स अम्मि फलं पत्तो (૨૭૯-૩). તુરતજ જોઈ શકાશે કે આ વાક્યોને ઉપર હમણાંજ ટાંકેલાં વાક્યોથી ભિન્ન પાડી શકાય એમ નથી. अम्हि અને अम्मि નો

---

હોય અને ક્વચિત્ નકામા પણ હોય. આથી આવાં રૂપોને અંતે આવતો य કેટલાક દાખલાઓમાં આવો વધારાનો હોય અને તે ક્રિયાપદના મૂળ રૂપનું અંગ ન હોય એવી દલીલ કદાચ કરવામાં આવે; પણ આપણી પાસે પ્રાચીન વ્યાકરણોના ઉદાહરણો પુરાવા તરીકે છે, એટલે गच्छीय् આદિ અખંડ રૂપો છે એમ માનવામાં બાધ નથી.

૧૬ પીશલે (§૪૧૭) ટાંકેલા अत्थिના વિશિષ્ટ પ્રયોગના કેટલાક ઉદાહરણ 'વસુદેવ-હિંડી'માં મળે છે: अत्थि कोइ...परिवसइ (૫૭-૧૦), नत्थि कोइ वाहि-दोसो दीसइ (૧૦-૨૯), अत्थि मे पुणो रज्ज-सिरी होज्जा (૧૨૫-૫).

પ્રયોગ मि, सि, मो, त्थ ના પ્રયોગની સાથે બરાબર સમાનતા ધરાવે છે. વળી એ ઉદાહરણોમાં अस् નાં રૂપોને પુરુષવાચક સર્વનામો તરીકે લેવાનું શક્ય છે ખરું, પણ તેમ કરવું કંઈ આવશ્યક નથી. આ કરતાં પણ ઓછા સંદિગ્ધ બીજા પ્રયોગો 'વસુદેવ-હિંડી' માં છેઃ केरिसो सि केसु भवेसु आसी ?=किंदशस्त्वं केषु भवेष्वासीः ? (૧૬૫-૧૮), तओ मि उत्तिण्णो वीसमामि=ततोऽहं उत्तीर्णो विश्रमामि (૨૧૭-૨૯). અહીં सि અને मि ની છાયા त्वं અને अहं વડે આપવી આવશ્યક થઈ પડે છે. तुमं सि मे माया कणिट्ठो आसी (૨૪-૩) એ વાક્યમાં सि ને પ્રક્ષિપ્ત માનવાનું અનિવાર્ય થઇ પડે છે. પરન્તુ આ વાક્ય પણ શુદ્ધ હોઈ શકે, કેમકે तुमंसि= त्वं એ વૈયાકરણીઓએ પ્રથમા એકવચન તરીકે આપેલા अहम्मि=अहं નું બરાબર પ્રતિરૂપ હોઇ શકે.

પહેલા પુરુષ એકવચન बेमि ઉપરથી સૂત્રગ્રન્થો અને જૈન મહારાષ્ટ્રીમાં ત્રીજા પુરુષ બહુવચનનું રૂપ बेन्ति વ્યુત્પન્ન થયેલું છે (પીશલ, § ૪૯૪; વળી જુઓ 'વસુદેવ-હિંડી' ૧૧૮-૧૧, ૨૨૩-૧૫). પીશલે જેની નોંધ કરી નથી એવું ત્રીજા પુરુષ એકવચનનું રૂપ बेइ 'વસુદેવ-હિંડી'માં મળે છેઃ बेइ-दुहिओ मि भयवं पुव्विं धम्मं अकाऊणं (૩૫-૧૮)

સંસ્કૃતમાં પણ કેટલીકવાર मन्ये (જે મૂળે એક ક્રિયાપદનું રૂપ છે) કેવળ એક અવ્યય તરીકે વપરાય છે. 'વસુદેવ-હિંડી'માં (તેમજ અન્ય પ્રાકૃત સાહિત્યમાં પણ) मण्णे વિમર્શસૂચક અવ્યય તરીકે પ્રશ્નાર્થક સર્વનામની પછી વપરાયેલ છે. થોડાંક ઉદાહરણ જોઇએઃ किं मण्णे (૧૩-૨૦), को मण्णे (૧૮-૨૭), का मण्णे (૧૦૧-૮), केण मण्णे कारणेण (૧૩૩-૧૫, ૨૮), कस्स मण्णे राइणो (૮૩-૨૮), कीस मण्णे (૧૪-૨૭), कत्थ मण्णे (૨૦-૧૦), किह मण्णे (૩૧૦-૧૫), कया मण्णे (૧૭૬-૨૬), कयरो मण्णे एस देवो (૭૮-૧૩). આચાર્ય હેમચન્દ્રે પોતાનાં વ્યાકરણસૂત્રોમાં (૮-૨-૨૦૬) નિશ્ચય, વિકલ્પ અને અનુકંપાના અર્થમાં આપેલા અવ્યય वणे ની વ્યુત્પત્તિ ઉપર પણ मण्णे પ્રકાશ પાડે છે. मन्ये=मण्णे =मणे=वणे એ રીતે वणे વ્યુત્પન્ન થયો હોવો જોઇએ. मणे ને પણ હેમચન્દ્રે જુદા અવ્યય તરીકે આપ્યો છે (૮-૨-૨૦૭).

હવે, આપણે નામોનાં રૂપાખ્યાનો જોઇએ. આ ગ્રન્થમાં નરજાતિનાં अकारान्त અંગોનું પ્રથમા એકવચનનું રૂપ એક નિયમ તરીકે ओकारान्त છે. આખાયે ગ્રન્થમાં માત્ર બે જ સ્થળે આવાં રૂપ અર્ધમાગધીની જેમ एकारान्त માલૂમ પડે છે; જુઓ ૩૦-૩ અને ૨૩૪-૨૪. આ બન્ને સ્થળે -ए કારાન્ત પ્રયોગ પદ્યમાં મળે છે, તેથી કોઈ અન્ય (સંભવતઃ અર્ધમાગધી) રચનાના અવતરણરૂપ તે હોય એમ માનવામાં વાંધો નથી. કહેવાતી અર્ધમાગધીની બીજી એક લાક્ષણિકતા, સપ્તમીનો -सिं પ્રત્યય 'વસુદેવ-હિંડી' માં મળે છે; પણ એના જે થોડાક પ્રયોગ મળે છે તેમાંનો મોટો ભાગ શ્રીઋષભદેવના ચરિત્રમાં આવતો હોઇ તેને પણ અર્ધમાગધીની સીધી અસર માની શકાય.[૧૭]

સામાન્ય રીતે અર્ધમાગધી અને જૈન મહારાષ્ટ્રીમાં -अकारान्त અંગોનું નર અને નાન્યતર જાતિનું ચતુર્થી એકવચનનું અને નારી જાતિનું તૃતીયા, ષષ્ઠી અને સપ્તમી એકવચનનુ રૂપ -आए અંતવાળું બને છે, તથા इकारान्त અને उकारान्त નારી જાતિનાં અંગોનુ તૃતીયા, ષષ્ઠી અને સપ્તમી એકવચનનું રૂપ -ईए અને-

---

૧૭. શ્રીઋષભદેવના ચરિત્રમા નીચેના રૂપો મળે છેઃ कुच्छिंसि (૧૫૯-૧૬), उल्लोयंसि (૧૬૧-૧૫), परंसि (૧૬૭-૧૭). એક અર્ધમાગધી વાક્યખંડઃ कुच्छिंसि पुत्तत्ताए...(૭૯-૧૩, ૯૧-૨૧). આ ઉપરાત અન્યત્ર નીચેના રૂપો મળે છેઃ मणंसि (૨૪૬-૨૭), तंसि वेलाय (૧૫૦-૨૦), सोहणंसि (૩૬-૨૫), एतंसि (પાઠાન્તર एतम्मि, ૧૪૭-૧૬).

उए અંતવાળુ બને છે. પીશલ ( § ૩૬૧ ) માને છે કે—आय અંતવાળું ચતુર્થી એકવચનનું રૂપ અર્ધમાગધી અને માગધી પદ્યો પૂરતું જ મર્યાદિત છે. નારી જાતિનાં તૃતીયા, ષષ્ઠી અને સપ્તમી એકવચનનાં રૂપોમાં તે માગધી પુરતું —आअવાળું રૂપ સ્વીકારે છે (§ ૩૭૪, ટિપ્પણ), અને જ્યાં છંદોબંધની દૃષ્ટિએ હ્રસ્વ સ્વર આવશ્યક હોય એવા પદ્યોમાં જ —इअ અને —ऊअવાળું રૂપ સ્વીકારે છે ( § ૩૮૫ ). આમ છતાં ડૉ. લ્યુમેને 'આવશ્યક' ઉપરનાં પોતાના વિવરણમાં બતાવ્યું છે કે ચૂર્ણિઓ અને ભાષ્યો જેવા જૂના ગ્રન્થોમાં વારંવાર પ્રાપ્ત થતાં નારીજાતિનાં —आय,—इय અને —ऊयવાળાં રૂપો શુદ્ધ છે, અને ( —एવાળાં રૂપોની તુલનાએ ) —यવાળાં રૂપો, પ્રાકૃત તેમજ પાલીમાં સમાન હોઈ, પ્રાચીનતર છે.

આવાં રૂપોના વિષયમાં 'વસુદેવ–હિંડી' માં શી સ્થિતિ પ્રવર્તમાન છે એ જોઈએ. ચતુર્થીના —आएવાળા રૂપ ઉપરાંત ( દા. ત. वहाए ૩૬૨–૭, अट्ठाए अणट्ठाए य ૧૨૪–૧૪, पुत्तत्ताए ૭૬–૧૩ તથા ૯૧–૨૧, ઇત્યાદિ )—आयવાળું રૂપ પણ તેમાં મળે છેઃ वहाय ( =વધાય, ૧૬૯–૧૯, ૨૪૫–૨ તથા ૪, ૩૧૩–૫ તથા ૭ ), हियाय ( ૨૬૮–૫ ), उवगाराय ( ૧૬૩–૪ ), विणासाय ( ૩૧૩-૮ ). નારીજાતિનાં —आए અને —ईए અંતવાળાં સામાન્યપણે પ્રચલિત રૂપોને મુકાબલે —आय અને —ईयવાળાં રૂપ વિરલ હોવા છતાં આ ગ્રન્થમાં તેના સંખ્યાબંધ પ્રયોગો તો છેજ ( દા. ત. તૃતીયા पडिहारीय पणयाय ૨૧૩–૧૩, तन्नियमरक्खणपराय ૨૨૫-૧૯; ષષ્ઠી जणणीय ૯૩–૨૫, असुहाय ૨૩૦–૬, कण्णाय ૩૧૧–૧ ( આ છેલ્લા બન્ને પ્રયોગોને સંસ્કૃતવત્ ચતુર્થીના પણ ગણી શકાય ); તૃતીયા कज्जबुद्धीअ ૧૦–૨૪, सुतीय ૧૭૦–૨૫ सहस्सनिहीय, ૩૪૬–૨૮, तुट्ठीय ૧૨૧–૩૧, बुद्धीय ૧૦–૨૪, सारोहिणीय ૨૧૬–૨૮; સપ્તમી वेलाय ૧૫૦–૨૦, पद्दपज्जाय ૧૩૭–૭, परिभोगविहीय ૨૨૯–૨, संकहाय ૩૦૬–૨૬, परिणयाय संतीय–આ પ્રયોગને તૃતીયા તરીકે પણ લઈ શકાય, ૧૭૩–૧, ઇત્યાદિ. ) रईय ( સં. रत्यै ) ૧૪૦–૩ એ પ્રયોગ નિઃશંકપણે ચતુર્થીનો છે. આ સિવાય બીજા થોડાક દાખલાઓમાં 'વસુદેવ–હિંડી'એ એવાં રૂપો જાળવી રાખ્યાં છે, જે ઉપરથી પ્રાકૃત कण्णाय સાથે પાલી कञ्ञायની ડૉ. લ્યુમેને કરેલી તુલના તદ્દન વાસ્તવિક હતી એમ લાગ્યા સિવાય રહેતું નથી. ગાઇગરના વ્યાકરણ પ્રમાણે ( § ૮૧, ૮૬ ), પાલીમાં નારીજાતિનાં —अकारान्त અંગોનું તૃતીયા અને ષષ્ઠીનું એકવચનનું રૂપ —आयવાળું થાય છે, પણ સપ્તમીનું રૂપ —आय અને —आयं ( =સંસ્કૃત —आयाम् ) વાળું બને છે; એજ પ્રમાણે પાલીમાં નારીજાતિનાં इकारान्त અંગોનું તૃતીયા અને ષષ્ઠી એકવચનનું રૂપ —इयाવાળું બને છે, પણ સપ્તમીના રૂપને અંતે —इया અથવા इयं આવે છે. —आयं અને —इयंવાળાં સપ્તમીનાં આ રૂપોનાં પ્રાકૃત પ્રતિરૂપો 'વસુદેવ–હિંડી' માં નીચેનાં ઉદાહરણોમાં જળવાઈ રહ્યાં છેઃ पविट्ठे य दिणयरे, विरत्तायं संझायं ( ૨૮૦–૨૬ ), उत्तरायं दिसायं ( ૨૮૦–૨૭ ), उत्तरायं सेढीयं ( ૩૨૩–૧૮ ), उत्तरायं सेढीयं ( ૩૧૦–૨૨ ), दत्तायं ( कण्णायं ) न पभवइ सयणो राया वा ( ૩૧૨–૮ ), राईयं ( 'રાત્રે,' ૨૧૦–૧ ), पभंकरायं नयरीयं ( ૩૧૦–૨૪ ), पभायायं च खणदाए ( ૨૨૮–૨૭ ).

અત્યાર પહેલાં કોઈ પણ સાહિત્યિક પ્રાકૃતમાં —आयं અને —ईयंવાળાં સ્ત્રીલિંગ સપ્તમીનાં રૂપો જાણવામાં આવ્યાં નથી. પરન્તુ તેને મળતાં પાલી રૂપો વડે એ રૂપોની સચ્ચાઈ પુરવાર થઈ જાય છે. પીશલે ( § ૩૮૮ ) તેને મળતું એકમાત્ર રૂપ એક પલ્લવ રાજાના લેખમાંથી આપ્યું છેઃ સપ્તમી એકવચન आपिट्टीयं, એટલે કે आपिट्टियं=आपिट्टयाम्. હવે, જો —आयं અને —ईयंવાળાં રૂપો ખરેખરાં આર્ષ રૂપો છે તો —आय અને —ईयવાળાં રૂપોને પણ આર્ષ તરીકે માન્ય રાખવાં જોઈએ—અલબત, ચતુર્થીના —आयની શુદ્ધિ સંબંધમાં તો શંકા ઉઠાવવામાં આવેલી જ નથી. આ પ્રમાણે આપણને —यવાળું આર્ષરૂપ અને —एવાળું સર્વસામાન્ય રૂપ મળે છે, અને તેથી દીર્ઘ સ્વરની પછી આવતા અંત્ય —यનો જ —ए તરીકે

વાગ્વ્યાપારગત વિકાસ કદાચ થયો હોય એવી કલ્પના થાય છે. આથી ચતુર્થી એકવચનના –आएનો ખુલાસો આપવામાં રહેલી મુશ્કેલીએ। ( જુએ। પીશલ, § ૩૬૪ ) દૂર થઈ જશે અને પ્રાકૃત રૂપ मालाएની વ્યુત્પત્તિ આપવા માટે બ્રાહ્મણ રૂપ मालायैનો આશ્રય લેવાની જરૂર પડશે નહીં. આ નિર્વચનનો સ્વીકાર કરવામાં આવે કે નહી, તોપણ એટલું તો ખરું કે ચતુર્થીના –आयને સ્થાને –आएના આગમનને સ્ત્રીલિંગના –आय અને –ईयને સ્થાને થયેલા –आए, –ईएના આગમનથી અલગ પાડી શકાય નહીં; જો બન્ને ફેરફારો એકજ વાગ્વ્યાપારગત નિયમનું પરિણામ ન હોય તો આ બીજી ઘટનાના સાદૃશ્યથી પહેલી ઘટના બની હોય એ સંભવિત છે.

‘વસુદેવ–હિંડી’માં સચવાયેલાં આર્ષ રૂપો પૈકી સૌથી વધુ મહત્ત્વનાં રૂપોમાંનો એક નર અને નાન્યતરજાતિ પંચમી એકવચનમાં –अं અંતવાળો પ્રયોગ છે. ‘વસુદેવ–હિંડી’માં તે ત્રણ વાર મળે છે: तओ निस्सरंतो दुक्खमरण=ततो निरसरिष्यद्[૧૮] दुःखमरणात् ( ६–१३ ), पव्वयकदरं विणिग्गया=पर्वत-कन्दरात् विनिर्गतौ (१४६–२९), [१९] चुक्का सि आयारं=भ्रष्टास्याचारात् ( २२७–२४ ).–अम्વાળાં આ રૂપો પંચમીનાં છે એમાં શકા નથી, કારણકે निःसरति, विनिर्गच्छति, चुक्कइ=भ्रश्यति, એ ક્રિયાપદો બીજી કોઈ વિભક્તિ સાથે આવી શકે નહીં. ‘ઉત્તરાધ્યયન’ જેવા પ્રાચીન સૂત્રગ્રન્થમાં –अं અંતવાળું પંચમીનું એક રૂપ આશ્ચર્યજનક રીતે સચવાયેલું છે, તેથી પણ ‘વસુદેવ–હિંડી’માંનાં આ રૂપોની સચ્ચાઈનુ સમર્થન થાય છે. જુએ: मुक्को मि विसभक्खणं= સં. मुक्तोऽस्मि विषभक्षणात् (ઉત્તરાધ્યયન, ૨૩–૪૬). નર અને નાન્યતર જાતિ પંચમી એકવચનમાં –अम् પ્રત્યય પ્રથમ દૃષ્ટિએ વિચિત્ર અને શંકાસ્પદ લાગશે; પરન્તુ સંસ્કૃત પંચમીના અંતિમ –आत्નો પ્રાકૃત –अं રૂપે વિકાસ પ્રાકૃતના વાગ્વ્યાપારગત નિયમો સાથે સંગત છે. ( જુએ। પીશલ, § ૩૩૯, ૭૫, ૧૧૪, ૧૮૧ ). § ૧૧૪ માં પીશલ કહે છે: “અર્ધમાગધી सक्खं=साक्षात् ( હેમચન્દ્ર ૮–૧–૨૪; ‘ઉત્તરાધ્યયન’ ૧૧૬, ૩૭૦, ‘ઔપપાતિક’ ), એ ઉપરાંત શૌરસેની सक्खा ( ‘મલ્લિકામકરન્દ–પ્રકરણ’, ૧૯૦, ૧૯ ) અર્ધમાગધી અને જૈન મહારાષ્ટ્રી हेट्ठा ઉપરાંત અર્ધમાગધી हेट्ठं એ પંચમી ઉપરાંત દ્વિતીયાનું પણ રૂપ છે; सक्खं રૂપની બાબતમાં પણ એજ કહી શકાય.” ‘વસુદેવ–હિંડી’માંના ત્રણ રૂપો ઉપરથી નિઃશંકપણે એમ પુરવાર થાય છે કે सक्खं અને हेट्ठं એ રીતસરનાં પંચમીનાં રૂપો છે અને તે મૂળે साक्षात् અને अधस्तात् માંથી નીકળેલાં છે. ભાષામાં આ બે રૂપો ટકી શકયાં તેનું કારણ એ કે ક્રિયાવિશેષણ તરીકે વપરાવાને કારણે મૂળે એ પંચમીના પ્રયોગો હોવાનું વિસ્મરણ થઈ ગયું.

આ વસ્તુસ્થિતિનો એક વધુ પુરાવો પાલીમાંથી મળે છે. પંચમી એકવચનના –अं નો પ્રયોગ

---

૧૮. આચાર્ય હેમચન્દ્રે જેની નોધ કરી છે ( ૪–૩–૧૮૦ ) તે ક્રિયાતિપત્તિના અર્થમા વર્તમાન કૃદંતના પ્રયોગ ‘વસુદેવ–હિડી’મા વારવાર મળે છે, એમાના થોડાક અહી જોઈએ जइ जाणंतो, न एन्तो ( १४९–११ ); जइ एस वग्घो होंतो, पडियं ममं लंघेंतो–न एस वग्घो ( १२९–६ );...कि पुणं तुमं सि अण्णेसि साहिंतओ, तो मे पुणो बाहिहिंति ( ११०–२५ ); अहं जइ पमाएण निग्गतो होंतो, तो मि बधं पावेंतो ( १२०–१४ ); जइ सि न इंती तीसे वा रूवं न दंसेंती, तो मि विवण्णो होंतो ( २२८–२५ ); जइ ते पिया जीवतो, तुमं वा ईस–ऽत्थ–सत्थ-कुसलो होंतो, तो न एस एरिससिरीए भायणं होंतो, एवं वा सिंघाडग–तिय–चउक्क–रच्छामुहेसु उवलतो विहरेज्ज त्ति ( ३६–११ ). બીજાં ઉદાહરણ માટે જુએ; ૧૩–૨૬, ૧૬–૨૫, ૫૧–૨૧, ૭૧–૨૨, ૧૩૫–૧૬, ૧૩૭–૨ અને ૨૧, ૧૬૮–૧૪, ૧૬૯–૨, ૨૨૮–૧, ૨૪૯–૧૯.

૧૯ આ વાકયખંડનો અનુવાદ “અનુક્રમે પર્વતની ગુફામા પેસી...( પૃ. ૧૯૦ )” એ પ્રમાણે છપાયો છે, પણ ખરું જોતાં તે “અનુક્રમે પર્વતની ગુફામાથી નીકળી...” એ પ્રમાણે જોઈએ.

પાલીમાં મળે છે; જો કે પ્રચલિત વ્યાકરણોમાં એ પ્રયોગનો રીતસર સ્વીકાર કરવામાં આવ્યો નથી. ઉદાહરણ તરીકે 'ધમ્મપદ'નું પદ્ય (નરક વર્ગ-૯) જુઓ:

अकतं दुक्कतं सेय्यो, पच्छा तपति दुक्कतं ।
कतं च सुक्कतं सेय्यो, यं कत्वा नानुतप्पति ॥

આ પદ્યના પહેલા ચરણની છાયા 'ઉદાનવગ્ગ' (૩૯-૫-૫૩) માં શુદ્ધ રીતે જ अकृतं कुकृताच्छ्रेयः એ પ્રમાણે આપેલી છે. આ પદ્યની સંસ્કૃત છાયા નીચે પ્રમાણે થાય:

अकृतं दुष्कृतात् श्रेयः पश्चात् तप्यति दुष्कृतात् ।
कृतं च सुकृतं च श्रेयः यत् कृत्वा नानुतप्यति ॥

વળી જાતક ૪૫૮-૧૩ માં कत्थ-ठ्ठिओ परलोकं न भाये ? ('કયી સ્થિતિમાં રહેવાથી પરલોકનો ડર ન લાગે ?') એ વાકય આવે છે. પણ भी ધાતુનો પ્રયોગ દ્વિતીયામાં કદી થતો નથી. સામાન્ય રીતે પંચમીમાં અને અપવાદરૂપે ષષ્ઠીમાં તે પ્રયોજાય છે એ જાણીતું છે. એટલે અહીં પણ परलोकं એ પંચમી એકવચનનું રૂપ સિદ્ધ થાય છે.

'ધમ્મપદ'નું પદ્ય (સુખવર્ગ-૫) આ પ્રમાણે છે:

जयं वेरं पसवति, दुक्खं सेति पराजितो ।
उपसंतो सुखं सेति, हित्वा जयपराजयं ॥

એના પહેલા ચરણનો અનુવાદ 'વિજય અથવા વિજયી મનુષ્ય (जयः અથવા जयन्) વૈરને જન્મ આપે છે' એવો કરવામાં આવે છે; પણ हित्वा जयपराजयं આ છેલ્લા ચરણ સાથે સુસંગત એવો અર્થ તો जयाद् वैरं प्रसवति (વિજયમાંથી વૈર જન્મે છે) એવો હોઇ શકે.

'ધમ્મપદ'નું એક પદ્ય (પુષ્પવર્ગ-૬) નીચે પ્રમાણે છે:

यथापि भमरो पुप्फं वण्णगन्धं अहेठयं ।
पलेति रसमादाय एवं गामे मुनी चरे ॥

એનો અર્થ આ પ્રમાણે થાય—"જેવી રીતે ભમરો રસ લઇને, (પુષ્પના) વર્ણ અને ગંધને નુકશાન કર્યા સિવાય પુષ્પ ઉપરથી (पुप्फं-पुष्पात्) ઊડી જાય છે તેવી રીતે મુનિએ ગામમાં પરિભ્રમણ કરવું જોઇએ."

આ સર્વ ઉદાહરણો ઉપરથી એમ અનુમાન થઈ શકે ખરું કે મૂળ જે બોલીમાંથી પાલી પિટકો અનૂદિત થયાં હતાં તેમાં પંચમીમાં -अं નો પ્રયોગ વધારે વ્યાપક હતો. પ્રાકૃતમાં -अंવાળાં માત્ર એવાંજ રૂપો મોટે ભાગે ટકી શકયાં છે, જે કાં તો વિભક્તિરૂપને બદલે અવ્યય તરીકે સમજાયાં અને કાં તો 'વસુદેવ-હિંડી' જેવા અતિપ્રાચીન અને વચ્ચેના સમયમાં જેનું પઠનપાઠન ઝાઝું નહોતું એવા ગ્રન્થમાં જળવાઈ રહ્યાં.

'વસુદેવ-હિંડી' મળતાં કેટલાંક સાર્વનામિક રૂપો પણ નોંધપાત્ર છે. अहम्‌ના તૃતીયા એકવચનના સર્વસામાન્યરૂપ તરીકે मया=સંસ્કૃત मयाનો પ્રયોગ 'વસુદેવ-હિંડી'માં સેંકડો વાર થયેલો છે. આ રૂપની નોંધ પીશલમાં ક્યાંય નથી, જો કે યાકોબીએ તે નોંધ્યું છે. યાકોબીના મહારાષ્ટ્રી પ્રાકૃત વિષેના ગ્રન્થમાં मया એક જ વાર નોંધાયું હોવાથી પીશલે કદાચ તેને સંસ્કૃતરૂપ તરીકે જ ગણી લીધું હોય. દ્વિતીયા એકવચનમાં मेનો પ્રયોગ પીશલે અર્ધમાગધી પૂરતો, અને દ્વિતીયા એકવચનમાં तेનો પ્રયોગ

અર્ધમાગધી, શૌરસેની અને માગધી પૂરતો મર્યાદિત ગણ્યો છે; પણ એ બન્નેના પ્રયોગ આપણને 'વસુદેવ–હિંડી'માં મળે છે. દ્વિ. એ. વ.માં मैं માટે જુઓ : ૪૩–૨૬, ૪૪–૮, ૧૦૫–૧૮, ૧૪૦–૭, ઇત્યાદિ. દ્વિ. એ. વ.માં ते માટે જુઓ : ૬૫–૧૧, ૮૧–૨૯, ૮૪–૭, ૮૭–૩૦, ૨૨૧–૨૦. સપ્તમી એકવચન मइ નો પ્રયોગ પીશલે શૌરસેનીમાં નોંધ્યો છે, પણ 'વસુદેવ–હિંડી' ૧૫૦–૨૫ તથા ૨૪૧–૧૩માં તે મળે છે. આ मइ સં. मयिમાંથી વ્યુત્પન્ન થયેલો છે. આ ઉપરાંત 'વસુદેવ–હિંડી' ૨૮૨–૨૧માં ममम्हि (= સં. मम + स्मिन्, 'મારા વિષયમાં-મારે માટે') રૂપ મળે છે, જે પીશલમાં નોંધાયું નથી.

પીશલ (§૪૧૯, ૪૨૨) પ્રમાણે, णे અને मे એ બહુવચનનાં બે સાર્વનામિક રૂપો નીચે મુજબ વપરાયેલાં છે : णे, દ્વિતીયા, માગધી અને અર્ધમાગધીમાં; તૃતીયા અને ષષ્ઠી, માત્ર અર્ધમાગધીમાં. मे, પ્રથમા વિભક્તિ (માત્ર એકજ વૈયાકરણ ચંડે પ્રથમામાં તેનો ઉલ્લેખ કર્યો છે); દ્વિતીયા અને તૃતીયા, માત્ર અર્ધમાગધીમાં; ષષ્ઠી, અર્ધમાગધી અને જૈન મહારાષ્ટ્રીમાં. આ સર્વ પ્રયોગો આપણને 'વસુદેવ–હિંડી' માં મળે છે : णे, દ્વિતીયા, ૧૨૧–૧૩, ૧૩૪–૨૭; તૃતીયા ૨૩૩–૨૭; ષષ્ઠી ૪૩–૩, ૭૦–૨૪; ૭૩–૨૩; ૯૪–૧૬. આ ઉપરાત દ્વિતીયા બહુવચન णं (णे વાંચી શકાય ?), ૭૦–૨૩, ૨૩૦–૨૩. मे, પ્રથમા ૯૯–૨૬, ૧૨૫–૧૩; દ્વિતીયા ૧૧૮–૪ અને ૮, ૧૫૩–૨૩, ૩૬૭–૧૭; તૃતીયા ૧૦૧–૪, ૧૦૮–૩, ૧૧૨–૧૦, ૧૧૫–૨૬, ઇત્યાદિ. मेનો ષષ્ઠીમાં પ્રયોગ તો સામાન્ય છે.

પીશલ (§૪૨૨) પ્રમાણે, ષષ્ઠી બહુવચન वो=वः નો પ્રયોગ માગધી અને શૌરસેનીમાં તથા પલ્લવ રાજાઓના લેખોમાં છે, પણ બીજી પ્રાકૃતોમાં તે મળતો નથી. 'વસુદેવ–હિંડી' માં આ પ્રયોગ મળે છે, જુઓઃ ૨૧૧–૨૭, ૨૨૪–૩ (ચતુર્થીનો અર્થ પણ લઇ શકાય); ઉપરાંત वोનો નિઃશંકપણે પ્રથમામાં પ્રયોગ ૮૮–૨૧ માં મળે છે.

સ્વરભારના અભાવને કારણે तुब्भेને લાગેલા ઘસારાને પરિણામે भे પ્રયોગ વ્યુત્પન્ન થયો છે, એવો ખુલાસો પીશલે આપ્યો છે (§૪૨૨). 'વસુદેવ–હિંડી' માંથી પ્રાપ્ત થયેલા એક અજ્ઞાત રૂપથી આ ખુલાસાનું સમર્થન થાય છેઃ ષષ્ટીના પ્રયોગ म्हेनो तुम्हे સાથે બરાબર એજ પ્રકારનો સબંધ છે કે જેવો भेनो तुब्भे સાથે છે. આથી મૂળ ગ્રન્થમાં એક સ્થળે ત્રીસ પંક્તિઓમા જ એ પ્રયોગ માત્ર ચાર વાર મળતો હોવા છતાં તેની સચ્ચાઈ સબંધમાં શકા લેવાનું કોઇ પ્રયોજન નથી. જુઓ–अहवा तो (तुब्भे) भूएण केणइ म्हे[20] उग्गा होज्जा (૨૧૩–૮); ण म्हे उम्हा सरीरस्स (૨૧૩–૧૫); केरिसं म्हे[21] सरीरस्स (૨૧૩–૧૮); मम पसाएण म्हे[22] कज्जसिद्धी (૨૧૪–૨). હાથપ્રતોમાં મળતા પાઠો એમ બતાવે છે કે म्हे પ્રયોગ લહિયાઓને અજાણ્યો હોવો જોઇએ અને તેથી તેમણે म्हेને દૂર કરી તે તે સ્થાનોએ બીજા પ્રયોગો મૂકવાનો પ્રયાસ કર્યો છે म्हे પ્રયોગની શુદ્ધતા તેમજ પ્રાચીનતાનું એથી તો સમર્થન થાય છે.

'વસુદેવ–હિંડી'માંનું पासिं कप्पि० (૩૪) એ પદ્ય સાહિત્યમાં પ્રયોજાયેલા અપભ્રંશનો એક અતિપ્રાચીન નમૂનો રજૂ કરે છે. એમાં कप्पि અને गेण्हेप्पि એ અપભ્રંશ સંબંધક ભૂતકૃદંતનાં રૂપો છે. पासिं

---

૨૦. માત્ર એક જ પ્રતમા म्हे પાઠ છે; બાકી સર્વમા से છે,

૨૧. એક જ પ્રતમા म्हे પાઠ છે; બાકી સર્વમા हे છે.

૨૨. એક સિવાયની સર્વ પ્રતોમા म्हि પાઠ છે.

<સં. पार्श्वे–ગુ. ' પાસેં ' ( કાઠિયાવાડમાં ), એ સપ્તમી એકવચનનું રૂપ છે. આ સાનુનાસિક રૂપ આચાર્ય હેમચન્દ્રે આપ્યું નથી; પણ પછીના સાહિત્યમાં તેનો પ્રયોગ વિપુલ પ્રમાણમાં છે. सयणिं<સં. शयने પણ સપ્તમી એકવચનનું એજ પ્રકારનું રૂપ છે. આમ આ ગ્રન્થમાંનું ઉપર્યુક્ત ચાર પંક્તિનું પદ્ય અને તેમાંના ચાર પ્રયોગો સાહિત્યિક અપભ્રંશના અભ્યાસમાં એક પ્રારંભિક સીમાચિહ્ન પૂરું પાડે છે.

અલબત્ત, આ સાથે અપભ્રંશનાં બીજાં પણ પ્રારંભિક સીમાચિહ્નો તુલનાત્મક દૃષ્ટિએ જોવાં જોઇએઃ બૌદ્ધ કવિ અશ્વઘોષ ( બીજી શતાબ્દી ) ના ' સારિપુત્રપ્રકરણ 'માં मक्कडहो રૂપ છે, જે સં. मर्कटस्यनું અપભ્રંશ રૂપ હોઈ શકે. ભાસ કવિના ' પાંચરાત્ર ' નાટકમાં ગોવાળોના વાર્તાલાપની માગધીમાં અપભ્રંશનો લાક્ષણિક ઉકાર મળે છે. ઉદાહરણ તરીકે–षदमंडलु षुय्यो=સં. शतमंडलः सूर्यः । षव्वंघोषुं विद्दवंति चोळा=સં. सर्वघोषं विद्रवन्ति चौराः । જો કે કેટલાક વિદ્વાનો આ રૂપો પરત્વે શંકા વ્યકત કરે છે. ' મૃચ્છકટિક ' ( ચોથી અથવા છઠ્ઠી શતાબ્દી ) ના બીજા અંકમાં માથુર નામના પાત્રની માગધી બોલીમાં પણ અપભ્રંશનો ઉકાર મળે છે. પહેલી અને આઠમી શતાબ્દી વચ્ચેના જુદા જુદા સમયમાં જેના જુદા જુદા અંશો રચાયા હોવાનું મનાય છે તે બૌદ્ધ ગ્રન્થ ' લલિતવિસ્તર ' આખોયે અપભ્રંશમિશ્રિત સંસ્કૃતમાં (કહેવાતી 'બૌદ્ધ સંસ્કૃત'માં છે.) સૌથી વધુ નોંધપાત્ર તો એ છે કે 'ઉત્તરાધ્યયન ' જેવા, પ્રાકૃત સાહિત્યના પણ સૌથી જૂના થરના ગ્રન્થમાં अच्छहिं <સં. अच्छन्ति ( कस्स अट्ठे इमे पाणा इमे सव्वे सुहेसिणों । वाडेहिं पंजरेहिं च संनिरुद्धा य अच्छहिं ॥ ૨૨–૧૬ ) એવું એક વિરલ, સાચું અપભ્રંશ રૂપ મળે છે તે બતાવે છે કે ઘણા પ્રાચીન કાળથી પ્રાકૃતની સાથોસાથ જ અપભ્રંશનો પ્રવાહ પણ વહેતો આવતો હતો. અને અપભ્રંશના પ્રવાહનું આ સાતત્ય જોતાં કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકના ચોથા અંકમાંનાં અપભ્રંશ પદ્યોને ક્ષેપક ગણવાનું જે સામાન્ય વલણ વિદ્વાનોમાં ચાલુ રહેલું છે તેને હવે સ્વીકારવું કે કેમ એ પ્રશ્ન થાય છે.

' વસુદેવ–હિંડી ' અને આર્ષ પ્રાકૃતના બીજા ગ્રન્થોની ભાષાનું એક નોંધપાત્ર લક્ષણ તેમાં નજરે પડતી ' त શ્રુતિ ' છે. " આર્ષ પ્રાકૃતની એક ખાસ વિશેષતા એ છે કે જેમ સાધારણ પ્રાકૃતમાં અનાદિસ્થ અને અસંયુક્ત એવા क, ग, च, ज, त, द, प, य, व અને ब લોપ પામે છે અને તેને બદલે કેટલાક પ્રયોગોમાં ' य શ્રુતિ ' થાય છે અને કેટલાક પ્રયોગોમાં ઉદ્‌વૃત્ત સ્વર–શેષ સ્વર–કાયમ રહે છે તેમ આર્ષ પ્રાકૃતમાં થતું નથી. તેમાં તો કેટલાક પ્રયોગોમાં તે વ્યંજનો કાયમ રહે છે, કેટલાક પ્રયોગોમાં તે તે વ્યંજનોને બદલે કોઇ બીજા જ વ્યંજનો સંભળાય છે અને વધારે પ્રયોગોમાં તે બધા વ્યંજનોને બદલે 'त શ્રુતિ' સંભળાય છે."[૨૩] અનાદિમાં રહેલા અસંયુક્ત વ્યંજનો પાલીમાં કાયમ રહે છે તેમ આર્ષ પ્રાકૃતમાં પણ તેવા અનેક પ્રયોગોમાં સંસ્કૃતવત્ અવિકૃત રહેલા માલૂમ પડે છે.[૨૪] પાલીની જેમ આર્ષ પ્રાકૃતમાં પણ વ્યંજનોનો ઘસારો પ્રમાણમાં ઓછો છે; એ વિષયમાં બન્નેની સમાનતા છે. પરન્તુ ઉપર કહી તેવી ' त શ્રુતિ 'નો પાલીમાં સદંતર અભાવ હોઇ તે આર્ષ પ્રાકૃતની એક આગવી વિશિષ્ટતા છે.

---

૨૩. પં. બેચરદાસ દોશીકૃત ' ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ,' પૃ. ૧૧૦

૨૪. આ પ્રકારના પ્રયોગો ' વસુદેવ–હિંડી'મા પણ પુષ્કળ છે. તેમાથી ઉદાહરણ રૂપે થોડાક જોઇએઃ वितहं ( ૧૯૦–૨૬ ), उवगतो ( ૨૨૫–૧૪ અને ૨૯ ), रमितपुव्वे ( ૨૨૫–૧૩ ), वद्धावितो (૨૦૫–૬), वरितो (૨૦૪–૨૫ ), आगतो (૩૫૬–૧૬), निम्मितं ( ૩૫૬–૧૬ ), मत्तकोकिला ( ૧૨૩–૨ ), खारका ( ૧૨૩–૧૪ ), ઇત્યાદિ. બીજા વ્યંજનોની તુલનાએ આર્ષ પ્રાકૃતમાં त મોડો ઘસાયો હોય એમ જણાય છે. तकारપ્રધાન ભાષાની એ અસર હશે ?

'વસુદેવ–હિંડી'માંથી 'त શ્રુતિ'નાં કેટલાંક ઉદાહરણો જોઈએ: विसतोवभोग (=विसओवभोग, ૯–૨૫), गिहार्ति (=गिहाइं. ૭–૬), पसवसमतो (=पसवसमओ, ૧૦–૧૧), अन्नाणयाते (=अन्नाणयाए, ૧૦–૧૩), भज्जातो (=भज्जाओ, ૧૦–૧૭), देहच्चातो (=देहच्चाओ, ૨૨–૧૬), सहातो (=सहाओ, ૨૫–૧૬), भज्जाते (=भज्जाए, ૩૧–૨૦), तामलित्तीनयरीते (=°नयरीए, ૧૪–૧૨), ह्वियातो (=ह्वियाओ, ૭૧–૨૪), जतियव्वं (=जइयव्वं, ૧૯૦–૨૬), वातिग (=वायग<સં. वाचक, ૨૦૨–૨૫), निरालवणातो (=निरालंबणाओ ૩૦૯–૭), विमोतिओ (=विमोइओ, <સં. विमोचितः, ૧૩૮–૨૮), णायरातेण (=णायराएण <સં. नागरागेण, ૨૧૨–૩૧), दुहियातो (=दुहियाओ, ૨૦૬–૩), सोमसिरीगहियहियतो (=°हियओ, ૨૨૫–૧૩), मिगपोयतो (=मिगपोयओ, ૨૪૩–૭), पव्वतितो (=पव्वइओ, ૨૯૮–૧૧), अवतासिओ (=अवयासिओ, ૨૦૮–૨), गतो (=गओ, <સં. गजः, ૨૦૧–૬, ૨૦૫–૧૯ અને ૨૩), रातीहिं (=राईहि, <સં. राजभिः, ૨૦૬–૩), केणति (=केणइ, ૨૩૧–૨૧, આ સાથે केणइ રૂપ પણ મળે છેઃ ૨૩૨–૧૫, ૨૧૮–૧૪), कस्सति (=कस्सइ, ૨૨૨–૨૫), ઇત્યાદિ.[૨૫] મૂળ વ્યંજનને સ્થાને ક્વચિત્ તેથી ભિન્ન એવો જુદો જ વ્યંજન સંભળાય છે તેના ઉદાહરણ તરીકે જુઓ—उवादेण (=સં. उपायेन, ૧૮૮–૩૦), छसू ढुसु (=સં. षट्सु ऋतुषु, ૧૩–૩), उदुसुहाणि (=સં. ऋतुसुखानि). જો કે આ છેલ્લા ઉદાહરણને શૌરસેનીની અસર પણ ગણી શકાય.

મધ્યમ ખંડમાં પણ 'त શ્રુતિ'વાળા સેંકડો પ્રયોગો છે. સંખ્યાદૃષ્ટિએ તો પ્રથમ ખંડ કરતાં મધ્યમ ખંડમા આવા પ્રયોગોનું પ્રમાણ ઘણું વધારે છે.

પાલીમાં નથી એવી આ 'त શ્રુતિ' ક્યારે, કેમ અને ક્યાંથી આવી એ એક પ્રશ્ન છે. આર્ષ પ્રાકૃતમાં બૌદ્ધ માગધીને મળતા પ્રવાહ ઉપરાંત તેનાથી ભિન્ન એવો બીજો કોઇ ભાષાપ્રવાહ ભળેલો હોવો જોઇએ, જેમાં આ પ્રકારનું ઉચ્ચારણ હશે. 'નાટ્યશાસ્ત્ર'કાર ભરતે 'તકારબહુલ ભાષા' વિષે એક સ્થળે કહ્યું છે કે—

**चर्मण्वतीनदीपारे ये चार्बुदसमाश्रिता. ।**
**तकारबहुलां नित्यं तेषु भाषां प्रयोजयेत् ॥**

(નિર્ણયસાગરનું સંસ્કરણ, અધ્યાય ૧૭, શ્લોક, ૬૨)

---

૨૫. શ્રી ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલે આવા 'त શ્રુતિ'વાળા પ્રયોગોને કા તો હાથપ્રતની કે કા તો સંપાદનની અશુદ્ધિ તરીકે ગણવાનુ વલણ બતાવ્યું હતું (જુઓ 'બુદ્ધિપ્રકાશ, જાન્યુ–ફેબ્રુ. ૧૯૩૨ મા તેમનો લેખ 'વસુદેવ–હિંડીનું અવલોકન'). પણ જૈન સૂત્રો ઉપરની ચૂર્ણિઓમા તથા જૂની ટીકાઓમા 'त શ્રુતિ' બહોળા પ્રમાણમાં જોવામા આવે છે; છેદસૂત્રો ઉપરના ભાષ્યો આદિમા પણ તે નજરે પડે છે તેમજ સૂત્રગ્રન્થોની જૂની હાથપ્રતોમાં પણ વિદ્યમાન છે, એટલે એવા પ્રયોગોને અશુદ્ધ ગણવા એ અર્થ વગરનુ છે. ઉદાહરણ તરીકે કેટલાક પ્રયોગો જોઈએઃ एयातो (=एयाओ, વ્યવહાર ભાષ્ય, પૃ. ૩૩), चूलातो (=चूलाओ, નંદીચૂર્ણિ, પૃ. ૪૯), तातो (=ताओ, આવશ્યકચૂર્ણિ, ઉત્તર ભાગ, પૃ. ૩૦૧), गणिताओ (=गणियाओ, એજ), पव्वतिया (=पव्वइया, એજ), वाणियतो (=वाणियओ, એજ), गतियातो (=गइयाओ, એજ), दारतो (=दारओ, એજ), भवियव्वताते (=भवियव्वयाए, એજ), गतीतो (=गईओ, એજ), पउमाति (=पउमाइं, એજ, પૃ ૨૮૩), अप्पितो (=अप्पिओ <સ. अप्रियः, એજ, પૃ. ૨૮૩), सतं (=सयं, એજ, પૃ. ૧૯૮), रतहरण (=रयहरण, એજ, પૃ. ૨૦૪), ઇત્યાદિ. જ્યા મૂળમા त હોય ત્યા તેને સ્થાને કોઇ બીજો જ વ્યંજન આવે એમ પણ બને છે, દા. ત. ओक्किण्णा ('સ. अवतीर्णा >ओइण्णा ). અહીં તો આ લખતી વખતે જે ગ્રન્થ હાથ આવ્યો તેમાના જ થોડા ઉદાહરણ નોંધ્યા છે; બાકી આવા પ્રયોગો આગમસાહિત્યમા સર્વત્ર વ્યાપક છે.

અર્થાત્ જે લોકો ચર્મણ્વતી નદીની પેલી પાર રહેનારા છે અને જેઓ અર્બુદની પાસે રહેનારા છે તેઓમાં ' તકારબહુલ ભાષા 'નો પ્રયોગ કરવો.

પ્રાચીન ભારતમાં ' તકારબહુલ ' ઉચ્ચારણનું અસ્તિત્વ અને અમુક લોકોમાં તેનો પ્રચાર એ તો આ ઉપરથી સિદ્ધ થાય છે, પરન્તુ આર્ષ પ્રાકૃતમાંની ' त શ્રુતિ 'નો સંબંધ તેની સાથે જોડનારી કડીઓ હજી અંધારામાં જ છે.

પ્રાચીન વૈયાકરણોએ આપેલા નિયમો અનુસાર પૈશાચી પ્રાકૃતનાં ગણી શકાય એવાં કેટલાંક રૂપો ' વસુદેવ–હિંડી'માં છે. पिव (=સં. इव) વરરુચિના ' પ્રાકૃતપ્રકાશ ' (૧૦–૪) અનુસાર પૈશાચીનું રૂપ છે, પણ આચાર્ય હેમચન્દ્રે (૮–૨–૧૮૨) તેને મહારાષ્ટ્રી પ્રાકૃતનું ગણ્યું છે. ' વસુદેવ–હિંડી'માં તે બે વાર પ્રયોજાયેલ છે: लच्छिं पिव बितियं (૭૯–૧૪), पउमसरं पिव लच्छिं (૩૨૭–૨૭).

વરરુચિ (૧૦–૩) તથા હેમચન્દ્ર (૮–૪–૩૨૫) પ્રમાણે, પૈશાચીમાં દરેક વર્ગના ત્રીજા અને ચોથા વ્યંજનને સ્થાને અનુક્રમે પહેલો અને બીજો વ્યંજન આવે છે. આ પ્રકારના સંખ્યાબંધ પ્રયોગો ' વસુદેવ–હિંડી'માં છે. नतीते (=સં. नद्याः, ૧૮૬–૧૬), दियचोतिओ (=સં. द्विजचोदितः, ૧૯૪–૨૩), पतिवीहिं (=સં. पदवीर्थि, ૧૮–૬), जिणवयणविसारतो (=સં. °विशारदः, ૨૫–૬), नतीणं (=સં. नद्योः, ૪૪–૯), सातुरस (=સં. स्वादुरस, ૧૫૭–૮). વળી જુઓ ૧૪૧–૩૦, जति (=સં. यदि) वित्तं विणासेइ; ૨૨૬–૭, तेण मे निराहारदोसेण अपुव्वयाए य आरूढो मतो (=સં. मदः); ૩૦૯–૬, तेण मुक्को पडामि हरते (=સં. ह्रदे > વિશ્લેષથી हरदे>हरते) महंते; ૨૨૧–૩, कुल–रूव–जोव्वण–विभववंतो हितयरुइता (સં. हृदय°) रायणा आहूया; ૨૧૮–૪, धणतोवमाणं (=સં. धनदोपमानं) पस्सामि पुरवरं.[૨૬]

આવાં ઉદાહરણો મધ્યમ ખંડમાં પણ પુષ્કળ છે. માત્ર નમૂના દાખલ તેમાંથી ત્રણ–ચાર પ્રયોગ અહીં આપું છું: पाताण (=સં. पादयोः) ते पणिवदामि, मम दंसणूसितहितय (=સં हृदय) हरिसा; लंघिता हु इमा उम्मात (=સં. उन्माद) पिसाएणं; पातताभरस (=સં. पादतामरस), ઇત્યાદિ.

અલબત્ત, ' त શ્રુતિ'નો આશ્રય લઇ આ પ્રયોગોનું બીજી રીતે નિર્વચન થઇ શકે ખરું. જેમકે–नदी ઉપરથી दनो त થઇ સીધેસીધો नती વ્યુત્પન્ન થયો હોય, અથવા नदी>नई થયા પછી તેમાં तनो પ્રક્ષેપ થયો હોય. આવાં ઉદાહરણો મોટે ભાગે त વર્ગનાં મળે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. ગમે તેમ, પણ પ્રાચીન વૈયાકરણોના મતને અનુસરીને ઉપર ટાંક્યા છે તેવા પ્રયોગોને પૈશાચી પ્રાકૃતના ગણીએ, તો જે પૈશાચી ' બૃહત્કથા'ની રચનાપદ્ધતિનો ' વસુદેવ–હિંડી'ની રચનાપદ્ધતિમાં સમાશ્રય કરવામાં આવ્યો છે તેની ભાષાની કેટલીક અસરો પણ ' વસુદેવ–હિંડી ' ઉપર થઇ હશે એમ માની શકાય. અન્યથા તેમનો સમાવેશ ' त શ્રુતિ'માં કરવો પડશે.

' વસુદેવ–હિંડી ' માં એવા પણ કેટલાક શબ્દપ્રયોગો છે, જેમની નોંધ હેમચન્દ્રની ' દેશીનામ-

---

૨૬. આ પ્રકારના પ્રયોગો ચૂર્ણિઓમા પણ મળે છે. જુઓ–ते य दोवि अणकारा (=સં. अनगारौ) परिकम्मे समत्ते एको चिंतेति (આવશ્યકચૂર્ણિ, ઉત્તર ભાગ, પૃ. ૧૯૦), साहू अधिणा खतितो (=સં. खादितः) विसं वा खाइतं (એજ, પૃ. ૯૬), एकाए दिसाए साकारभत्तं (=સં. सागारभक्तं) पच्चक्खाइत्ता पधाविता (એજ, પૃ. ૨૦૫), एवमातीहिं (=સં. आदीभिः) कारणेहिं (એજ, પૃ. ૨૯૦), दिट्ठिवातस्स (સં. दृष्टिवादस्य) वा (નન્દીચૂર્ણિ, પૃ. ૪૯), ઇત્યાદિ.

માલા ’ માં નથી તેમજ પ્રાકૃત કોશકારોએ પણ જે નોંધ્યા નથી. ‘ ક્રોસ રેફરન્સ ’ ના અભાવે એ પૈકી કેટલાક શબ્દોનો અર્થ નક્કી કરવાનું મુશ્કેલ થઈ પડે છે એ પણ તેમની વિરલતાનો એક પુરાવો છે. એવા શબ્દોનું એક તારણ હું અહીં આપું છું: चम्मद्दि (પ્રતારણા, નજર ચુકાવવી તે, ૫૦-૧૮), √चमढ ( અવમર્દન કરવુ તે; मा हत्थिणा चमढिजिहि त्ति, ૯૮-૨૭ ),[૨૭] पत्तलिवासण ( ચોપડો ? ૧૦૨-૧ ), खारका ( અર્થ અસ્પષ્ટ છે, ૧૨૩-૧૪, ૧૫ અને ૧૬ ), मंडुक्की ( થેલી; चम्मरयणमड्डुक्की, ૧૩૮-૧૯ ), पडिसिरा ( કનાત, ૬૪-૧૧, ૧૪૮-૩ ), गणियारी ( માવત, ૨૦૨-૧ ), कढिण-कठिण ( તાપસનુ એક ઉપકરણ-પાત્ર, ૨૧૬-૧૭ અને ૩૨, ૨૩૭-૧૨),[૨૮] डियलितो ( ઘોડો પલાણ્યો, જુઓ सो मया पडंतेण आसो विव डियलितो, ૨૨૯-૧૯ )[૨૯]

આપણે જોયું કે ‘ વસુદેવ-હિંડી ’ની ભાષા અનેક દૃષ્ટિએ અભ્યસનીય છે. એમાંનાં રૂપો પાલી અને આર્ષ પ્રાકૃતના સંબંધ ઉપર નવો જ પ્રકાશ પાડે છે. સાધારણ જૈન મહારાષ્ટ્રીને મુકાબલે સૂત્ર-ગ્રન્થોની ભાષા ( જેને આપણે સરલતાની ખાતર અર્ધમાગધી કહીએ છીએ ) સાથેનું કેટલુંક લાક્ષણિક સામ્ય તે રજુ કરતી હોઈ આપણને એવા સમયમાં લઈ જાય છે, જ્યારે જૈન મહારાષ્ટ્રીને પોતાનું આગવું ભાષાકીય અને સાહિત્યિક વ્યક્તિત્વ પ્રાપ્ત થયાંને કદાચ લાંબો કાળ નહીં વીત્યો હોય. પીશલે જેમની મુદ્દલ નોંધ કરી નથી અથવા જેમને અર્ધમાગધી પૂરતા જ મર્યાદિત ગણ્યા છે, એવા શબ્દ-પ્રયોગો અને રૂપોની એક લાંબી યાદી ‘ વસુદેવ-હિંડી ’ માંથી તૈયાર થઈ શકે એમ છે.[૩૦] એવા

---

૨૭. હેમચન્દ્રે પ્રાકૃત વ્યાકરણ( ૪-૧૧૦ )મા આ ક્રિયાપદ માત્ર ‘ ભોજન કરવા ’ ના અર્થમા નોંધ્યુ છે. જો કે ‘ અવમર્દન કરવા ’ નો અર્થ બીજા પ્રાકૃત ગ્રન્થોમાના પ્રયોગોમા છે ખરો ( જુઓ પં. હરગોવિન્દદાસકૃત ‘ પાઇઅ-સદ્દ-મહણ્ણવો ’ ).

૨૮. પ્રાકૃત કોશોમાં આ શબ્દ નથી, પણ ‘ મહાભારત ’, ‘ રઘુવંશ ’ આદિમા ‘ તાપસના પાત્ર ’ ના અર્થમા કઠિન વપરાયેલ છે. જુઓ-कठिनानि समादाय चीराजिनजटाधराः । अभेद्यैः कवचैर्युक्तास्तीर्थान्यवचरस्ततः ॥ ( મહાભારત, કુંભકોણમની આવૃત્તિ, વનપર્વ, અધ્યાય ૯૧, શ્લોક ૨૮ ) આ શબ્દ પ્રાકૃતમાથી સંસ્કૃતમા લેવાયો હોય એમ બનવું અસંભવિત નથી.

૨૯. હેમચન્દ્રે ‘ દેશી નામમાલા ’મા ( ૪-૯ ) ડિઅલી શબ્દ ‘ સ્થૂણા ’ એ અર્થમા આપ્યો છે. ‘ વસુદેવ-હિંડી ’માનો डियलितो કર્મણિ ભૂતકૃદન્તનું રૂપ છે, અને સન્દર્ભ જોતા, તેનો અર્થ હેમચન્દ્રે નોંધેલા શબ્દના અર્થથી ભિન્ન છે.

૩૦. આ ગ્રન્થમાથી એક મહત્વનો પ્રયોગ અહીં રજૂ કરુ છું: सोधणसयण (=સં. शोभनस्वजन, ૩૬૫-૩૦). અહીં भ નો ध થયેલો છે. પ્રાકૃત ભાષાઓમા यथा >जहा-जधा, तथा >तहा-तधा ( હેમચન્દ્ર ૮-૪-૨૬૦ ) એવા રૂપો મળે છે. આ ગ્રન્થમા પણ जहा मणध ( <પાલી મણથ, ૧૭-૨૯ ), संखरध ( ૩૦૮-૨૫ ), गहणाध ( <સં. ग्रहनाथ, ૩૪૬-૩૦ ) જેવા પ્રયોગ છે. મારું અનુમાન છે કે जहा=जधा જેવા રૂપોના સાદૃશ્યથી शोभन >सोहण=सोधण એમ બન્યુ હોય; અથવા સંસ્કૃત ध નો પ્રાકૃતમા ह બને છે તે કારણે એક પ્રકારની અન્યથાશુદ્ધિથી सोहणનું ઉલટા ક્રમે सोधण બન્યું હોય. આ કોટિમા મૂકી શકીએ એવા પ્રયોગો ચૂર્ણિઓમા સંખ્યાબંધ મળે છે. ઉદાહરણ તરીકે ‘ આવશ્યકચૂર્ણિ ’ ( ઉત્તરભાગ, પૃ. ૨૦૦-૨૦૧ )મા णधवाहण ( <णहवाहण <સં. नभोवाहन ) છે. એજ ગ્રન્થમા ( ઉત્તરભાગ, પૃ. ૯૬ ) अधिणा ( <સં. अहिना ) જેવું રૂપ છે. કેટલેક સ્થળે देवेहिं ને બદલે देवेधिं જોવા મળે છે. ‘ ભગવતી સૂત્ર ’ ની એક પ્રાચીન તાડપત્રીય હાથપ્રતમાથી પૂ. પુણ્યવિજયજી મહારાજને महावीरને સ્થાને मधावीर તથા એજ પ્રકારના બીજાં સંખ્યાબંધ રૂપો મળ્યાં છે,

પ્રયોગોમાંના ઘણાક છેદસૂત્રો ઉપરનાં ભાષ્યોમાંથી અને ચૂર્ણિઓમાંથી પણ પ્રાપ્ત થતા હોઇ 'વસુદેવ-હિંડી' માં પ્રયોજાઇ છે તેવી આર્ષ જૈન મહારાષ્ટ્રીની એક સંતત પરંપરા ઐતિહાસિક દૃષ્ટિએ ખડી કરવામાં સહાયભૂત થાય છે. 'વસુદેવ-હિંડી' માંના સંખ્યાબધ આર્ષ પ્રયોગો અને રસપ્રદ લાક્ષણિકતાઓ પ્રાકૃતો વિષેના આપણા જ્ઞાનમાં ગણનાપાત્ર ઉમેરો કરે છે, એટલું જ નહીં પણ પ્રાકૃત વ્યાકરણ અને ભાષાકીય ઇતિહાસના કેટલાય અંધકારમય પ્રદેશો ઉપર નવો પ્રકાશ ફેંકે છે. આચાર્ય ધર્મસેનગણિ મહત્તરકૃત 'વસુદેવ-હિંડી'ના મધ્યમ ખડનું સંપાદન અને પ્રકાશન પણ આ રીતે અનેક દૃષ્ટિએ આવકારપાત્ર થઇ પડશે.[31]

## 'વસુદેવ-હિંડી'માંથી પ્રાપ્ત થતી સામાજિક-સાંસ્કૃતિક માહિતી

'વસુદેવ-હિંડી' એ કથાનુયોગનો ગ્રન્થ હોઇ સ્વાભાવિક રીતે જ તેમાંની કથાઓમાં સમાજ અને સંસ્કૃતિના અભ્યાસ માટે ઉપયોગી અને રસપ્રદ એવા સંખ્યાબંધ ઉલ્લેખો મળી આવે છે. એમાંના કેટલાક ઉલ્લેખો તદ્દન નવી જ હકીકતો રજુ કરતા હોઇ ઘણા મહત્ત્વના છે, જ્યારે બાકીના ઉલ્લેખો પ્રાચીન ભારતની સંસ્કૃતિના અભ્યાસ માટે સારી એવી પૂરક માહિતી પૂરી પાડે છે. આવી માહિતીને સંકલિત સ્વરૂપમાં બનતા સંક્ષેપમાં અહીં રજુ કરવાનો પ્રયાસ કર્યો છે.

સૌ પહેલાં સામાજિક પરિસ્થિતિને લગતા ઉલ્લેખો લઇએ.

સિક્કાઓમાં 'પણ' (૧૯)[32] અને 'કાર્ષાપણ' (૬૯, ૩૫૦) નામના સિક્કાઓના ઉલ્લેખ મળે છે. લેવડદેવડની અનુકૂળતા માટે પરચુરણ તરીકે તેમનો ઉપયોગ થતો (પૃ. ૧૯). 'દીનાર' નામના મોટા સિક્કાઓ પણ હતા (૫૨, ૩૭૮). આ સિક્કાઓ સોનાના હતા. મોટા ચલણી સિક્કાને માટે 'દીનાર' શબ્દ મુસ્લીમ રાજ્યઅમલ પછી પ્રચારમાં આવ્યો હતો એવો કેટલાક વિદ્વાનોનો મત છે, પણ તે બરાબર નથી. સંસ્કૃત સાહિત્યમાં તેમજ જૈન સૂત્રોની પ્રાકૃત ચૂર્ણિઓ અને સંસ્કૃત ટીકાઓમાં 'દીનાર' સેંકડો વાર વપરાયેલો છે. દીનાર એ રોમન મૂળનો શબ્દ છે અને લેટિન Denarius ઉપરથી ઊતરી આવેલો છે. રોમ અને હિન્દના વ્યાપારી અને આર્થિક સંપર્કને પરિણામે ઇસવી સનની પહેલી અથવા બીજી સદીના અરસામાં ભારતમાં તે વપરાવો શરૂ થયો હોવાની માન્યતા છે.

વિવિધ પ્રકારનાં વસ્ત્રોને લગતા પણ સંખ્યાબંધ ઉલ્લેખો મળે છે. તેમાં પીઠીથી રંગેલાં ચીનાઇ વસ્ત્રો (૧૦૪), શુભ્ર, સૂક્ષ્મ અને ધવલ 'હંસલક્ષણ' વસ્ત્ર (૨૩૩, ૨૮૩, ૪૫૮), ઇન્દ્રધ્વજ ઉપર વીંટાળવા માટે 'પલાશપટ' નામે વસ્ત્ર (૨૪૩), તળાઇ ઉપરના ઓછાડ માટે 'પટ્ટતૂલિકા' નામે વસ્ત્ર (૨૯૯), તથા દુકૂલ, ચીનાંશુક, કૌશેય તથા કસવર્ધન (?) આદિ વસ્ત્રો(૨૮૩)નાં

આ સાથે સરખાવી શકાય એવા બે પ્રયોગો 'વસુદેવ-હિંડી' મધ્યમ ખંડમાંથી પણ પ્રાપ્ત થાય છે: મભિસ (=महिस <સં. महिष) અને સંનમિઁતુ (=संनहिउं <સં. संनद्धुं) સંસ્કૃત भ નો (અથવા અમે તે મહાપ્રાણ સ્પર્શ વ્યંજનનો) પ્રાકૃતમાં ह બને છે, તેથી અહીં પણ ઉપર કહ્યું તેમ અન્યથાશુદ્ધિને પરિણામે પ્રાકૃત हને સ્થાને પાછો भ પ્રયોજાયો હોય. આ રીતે અત્યારે મળતા આ છૂટાછવાયા પ્રયોગો કદાચ એક કાળે પ્રાકૃતમાં પ્રમાણમાં વધુ વ્યાપક રીતે પ્રવર્તમાન પરિસ્થિતિનું સૂચન કરે છે એમ કહેવું વધારે પડતું નથી.

૩૧. 'વસુદેવ-હિંડી' ની ભાષા વિષેનું આ વિવરણ લખવામાં Bulletin of the School of Oriental Studies, Vol. VIII માં પ્રસિદ્ધ થયેલ ડૉ. આલ્સડોર્ફના લેખમાંથી કેટલીક વિશિષ્ટ સહાય પ્રાપ્ત થઇ છે, એ હકીકતની હું સાભાર નોંધ લઉં છું.

૩૨. આ તથા હવે પછી કૌંસમાં મૂકેલા અંકવડે આ અનુવાદનાં પાનાનો અંક સમજવાનો છે.

નામ મળે છે. શહેરની બજારમાં વેચાતાં વિવિધ દ્રવ્યોનું ટૂંકું પણ રસિક વર્ણન પણ એક સ્થળે મળે છે ( ૨૮૩–૮૪ ).

વેપારીઓ જુદા જુદા પ્રકારનો માલ ભરીને સમુદ્રમાર્ગે દેશપરદેશ ફરતા. સમુદ્રગમન કરતાં પહેલાં રાજ્યશાસનનો પટ્ટક લેવામાં આવતો અને પવન તથા શકુન અનુકૂળ હોય ત્યારે ધૂપદીપ કરીને વહાણુ ચલાવવામાં આવતું ( ૧૮૮–૮૯ ). આ રીતે ચીન, સુવર્ણભૂમિ ( સુમાત્રા ), યવદ્વીપ ( જાવા ), સિંહલ, બર્બર તથા યવન દેશ સાથે વેપાર ચાલતો હોવાના ઉલ્લેખ મળે છે ( ૧૮૯ ). આ સિવાય જમીન માર્ગે પણ અનેક વિકટ ઘાટીઓ વટાવીને હૂણ, ખસ અને ચીનભૂમિ સાથે વેપાર ચલાવવામાં આવતો ( ૧૯૧ ). ટંકણ દેશ અને ત્યાંની ટંકણ નામે પહાડી પ્રજા સાથે માલના વિનિમયની રીતનું સૂચન પણ આમાંથી મળે છે. જુઓ: “ વેત્રલતાઓ વડે વિકટ એવા પર્વતનાં શિખરોમાં શોધ કરતા અમે રસ્તા ઉપર પહોંચ્યા અને ટંકણ દેશમા પહોંચ્યા. ત્યાં અમે એક પહાડી નદીના કિનારા ઉપર રહ્યા અને સીમાડા ઉપર સાર્થે મુકામ કર્યો. ભોમિયાની સૂચનાથી નદીના કિનારે જુદો જુદો માલ મૂકવામાં આવ્યો, એક કાષ્ઠરાશિ સળગાવ્યો અને અમે એકાન્તમાં ચાલ્યા ગયા. ધુમાડા સહિત અગ્નિને જોઇને ટંકણ લોકો આવ્યા, માલ લીધો અને તેમણે પણ ધુમાડો કર્યો. પછી ભોમિયાના કહેવાથી તેઓ પોતાના સ્થાને ગયા. તેમણે બાંધેલાં બકરાંઓ અને મૂકેલાં ફળો સાર્થના માણસોએ લીધાં ( ૧૯૨ ). ટંકણ લોકો સાથેના માલના વિનિમયનાં વર્ણનો અન્યત્ર જૈન સૂત્રોની ટીકાઓમાં મળે છે. ટંકણ નામની પહાડી પ્રજા વિષેના ઉલ્લેખો મહાભારતાદિમાં પણ છે.

યવન દેશના, અને યવન પ્રજા–ગ્રીકો સાથે સંપર્કના વધુ ઉલ્લેખો મળે છે. કૌશાંબીના રાજદરબારમાં યવન દેશમાંથી આવેલા દૂતે પ્રધાનપુત્રને થયેલા કોઢનો ઉપાય બતાવ્યો હતો ( ૪૭ ). જૈન કથાઓમાં અદ્ભુત કલાધર તરીકે જે પ્રસિદ્ધ છે તે કોક્કાસ યવન દેશમાં જઇને તે દેશના સાર્થવાહો અને વહાણવટીઓના એક સુતાર પાસેથી ઊડતાં યંત્રો બનાવવાની કળા શીખી લાવ્યો હતો, અને પછી પોતાના દેશમાં આવી તેણે ઊડતાં પારેવાં તથા આકાશગામી યંત્રો તૈયાર કર્યાં હતા ( ૭૫–૭૬ ). આકાશગામી યંત્રોને લગતા બીજા સંખ્યાબંધ રસપ્રદ ઉલ્લેખો શિલ્પશાસ્ત્રના ગ્રન્થોમાંથી તેમજ પાલી, પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્યમાંથી મળે છે; તે માટે જુઓ મારો લેખ ‘ પ્રાચીન ભારતમાં વિમાન ’ ( ‘ ઇતિહાસની કેડી ’, પૃ. ૨૬૨–૬૬ ).

અમુક પ્રસંગોએ રાજાની આજ્ઞાથી શહેરના લોકો શહેરની બહાર નગરઉજાણીએ જતા (૫૬). વૈશ્યો અને ક્ષત્રિયોમાં કન્યાશુલ્ક લેવામાં આવતું ( ૬૧ ). કેટલાંક રાજકુટુંબોમાં પણ કન્યાશુલ્ક લેવાનો રિવાજ હતો ( ૩૦૯, ૩૭૩ ). ક્ષત્રિયોમાં મામાની દીકરી સાથે લગ્ન થતાં ( ૧૨૪–૨૫, ૧૮૦, ૩૮૯ ). વણિકો ( ૧૮૧–૮૨ ) અને બ્રાહ્મણોમાં ( ૧૪૫ ) પણ આ રિવાજ હોવાનો ઉલ્લેખ મળે છે. સ્ત્રી પોતાની સાસુને ‘ ફોઇ ’ કહીને બોલાવતી હોવાની પ્રથાનુ સૂચન આ સંબંધમાં ખાસ નોંધપાત્ર છે ( ૧૮૨ ). કાઠિયાવાડના કાઠીઓમાં સાસુને ‘ ફોઇ ’ કહીને સંબોધવાનો રિવાજ હજી ચાલુ છે. એક સ્થળે બ્રાહ્મણોમાં ફોઇની દીકરી સાથે લગ્ન થતુ હોવાનું સૂચન છે ( ૪૧૪ ). મામા–ફોઇનાં સંતાનોનાં લગ્ન પ્રાચીનકાળમાં ખાસ કરીને ક્ષત્રિયો અને વૈશ્યોમા ખૂબ વ્યાપક હતાં, અને આજે પણ હિન્દમાં જુદે જુદે સ્થળે એ પ્રથાના અવશેષો જોવા મળે છે.

વિરહિણી સ્ત્રીઓ માથાના વાળ જુદી જુદી વેણી ગૂથ્યા સિવાય અને સેંથી પાડ્યા વિના એક

વેણીમાં બાંધી રાખતી (૮૬, ૨૦૦). પતિની ગેરહાજરીમાં સ્ત્રીને માટે કેશસંસ્કાર નિષિદ્ધ ગણેલો છે.૩૩ સભાસ્થાનોમાં સ્ત્રીઓ જવનિકાની પાછળ બેસતી ( ૧૬૩, ૧૬૯ ).

કેટલાક દાખલાઓમાં ' મૃચ્છકટિક 'ની વસંતસેનાની જેમ ગણિકાપુત્રી પણ કુલવધૂ બની શકતી (૨૩, ૧૩૬). ગણિકાઓ ઉપર રાજાનો અધિકાર ગણાતો. રાજા કોઇ મનુષ્યને ગણિકાનું દાન આપી શકતો (૩૩૮). રાજાની સેવામાંથી મુક્તિ મેળવવા માટે ગણિકાને નિષ્ક્રય આપવો પડતો (૨૦૦). આ પ્રકારના ધારાઓનું વિગતથી વર્ણન આપણને કૌટલીય ' અર્થશાસ્ત્ર ' આદિ ગ્રન્થોમાંથી મળે છે.

ચાંડાલો વીણા વેચવાનો ધંધો કરતા (૧૨૪).

ઇન્દ્રમહોત્સવ એ એક સુપ્રચલિત ઉત્સવ હતો. ઇન્દ્રયષ્ટિના પણ નિર્દેશ મળે છે ( ૨૮૭ ). ' દોરી તૂટેલા ઇન્દ્રધ્વજની જેમ જમીન ઉપર પડ્યો ' (૩૨૧) એ ઉપમા પણ સૂચક છે. કૌમુદી–ચાતુર્માસિકા–મહોત્સવ (૧૭૨) અને કર્બટ–દેવતા નિમિત્તે ઘરમાં થતા ઉત્સવનો (૪૧) પણ ઉલ્લેખ છે.

રાજદરબારમાં ધર્મોપદેશક–ધર્માધિકારી રહેતા (૨૨૧) અધિરાજાઓ વર્ષવર્તમાની કરતા, જ્યારે બધા માંડલિક રાજાઓ હાજર રહેતા (૨૨૫).

જેમના ઉપર અન્યાય ગુજર્યો હોય એવા અનાથો માટે ફરિયાદ કરવાનું સ્થળ અનાથસ્તંભ નામથી ઓળખાતું (૩૫૩). ફરિયાદીનું લેખિત નિવેદન એ કાળમાં પણ લેવામાં આવતું (૩૩૦). એક સ્થળે તુલાદિવ્યથી અપરાધનો નિર્ણય કરવાનો ઉલ્લેખ છે (૩૮૫), પણ તેની વિગતો પૂરતી સ્પષ્ટ નથી. કારણિક–ન્યાયાધીશનો પણ ઉલ્લેખ છે (૩૮૫). અપરાધની તપાસ માટે ચારપુરુષો–ગુપ્તચરોનો નિર્દેશ પણ વારંવાર આવે છે.

અનાથોને માટે આશ્રયસ્થાન–અનાથશાળા બંધાવવાનો રિવાજ હતો (૪૮૦).

રાજકન્યાનો સ્વયંવર થતો, તેમાં એકત્ર થયેલા રાજાઓનો પરિચય કન્યાને લેખિકા કરાવતી (૪૭૬). આ કાર્ય પ્રતિહારી કરતી હોવાનો ઉલ્લેખ પણ સંસ્કૃત સાહિત્યમાં છે ( રઘુવંશ, ૬–૨૦ ).

જમ્યા પછી હાથ–મોંની ચીકાશ ચણાના લોટથી સાફ કરવામાં આવતી ( ૨૮૪ ). વિકટ પહાડી માર્ગો ચઢતી વખતે હાથે પરસેવો વળવાથી લપસી ન પડાય તે માટે હાથે તુંબરુનું ચૂર્ણ મસળવાનો ઉલ્લેખ છે, જેથી રુક્ષતાને કારણે હાથને પકડવાનો આધાર રહે (૧૯૨).

દ્યૂત રમવા માટેના જુદાં સ્થાનો હતાં. આ દ્યૂતશાળાનો અધિપતિ પુરુષ ત્યાં રહેતો (૩૨૩). ત્યાં અમાત્યો, શ્રેષ્ઠીઓ, સાર્થવાહો, પુરોહિતો, નગરરક્ષકો અને દંડનાયકો જેવા મોટા માણસો દ્યૂત રમતા (૨૭૩, ૩૨૨). ' મૃચ્છકટિક'ના વર્ણન અનુસાર, દ્યૂતાગારનો અધ્યક્ષ દ્યૂત રમનારની જીતમાંથી અમુક ભાગ પડાવતો.

મસાણમાં એક સ્તંભ રાખવામાં આવતો. વસુદેવે પોતાનો ક્ષમાપના–લેખ એવા સ્તંભ ઉપર બાંધ્યો હતો (૧૫૩). સ્મશાનમાં સ્તંભ રાખવાની સૂચકતા આ ગ્રન્થમાંના ઉલ્લેખ ઉપરથી સમજાતી નથી, પણ આવતા જતા લોકો સહેલાઇથી સ્મશાનનું સ્થળ જાણી શકે તે માટે કદાચ એ રાખેલ હશે.

---

૩૩, જુઓ—वसने परिधूसरे वसाना नियमक्षाममुखी धृतैकवेणिः ।
अतिनिष्करुणस्य शुद्धशीला मम दीर्घं विरहव्रतं बिभर्ति ॥ —શકુન્તલા, અંક ૭

સ્મશાનમાં મુડદું બાળતી વખતે બાજુમાં અળતો મૂકવાનો ઉલ્લેખ છે (૧૫૩). માત્ર સ્ત્રીના મૃતકની બાજુમાં જ અળતો મુકાતો હોવાનો સંભવ વધારે છે.

ચોરો અને ધૂર્તો કેટલીક વાર પરિવ્રાજકના વેશમાં ફરતા અને લોકોને ફસાવતા (૪૮–૪૯, ૫૨–૫૩). દુષ્ટ પુરુષો અને ચોરોનાં આશ્રયસ્થાનોમાં પાનાગાર–મદ્યની દુકાન, દ્યૂતશાલા, કંદોઇની દુકાન, પરિવ્રાજકોના મઠો, દાસીગૃહો, સભા, ઉદ્યાન, શૂન્ય દેવકુલો, વિહારો વગેરે ગણાવ્યાં છે (૪૮). વિષમ જંગલો અને પહાડી પ્રદેશોમાં આવેલી ચોરપલ્લીઓ–ચોરોનાં ગામોના પણ સંખ્યાબંધ નિર્દેશ છે. ચોરીનાં સાધનોમાં ખાતર પાડવા માટેના આરાવાળા હથિયાર( नहरण )નો તથા ચર્મવસ્ત્ર અને યોગવર્તીનો ઉલ્લેખ છે ( ૪૯, ૧૯૦ ). ગુપ્ત રાખી શકાય એવા ચોર દીવાનો–' દીપસમુદ્ગક 'નો પણ ઉલ્લેખ છે. એ સમુદ્ગક–દાબડો ઉઘાડીને દીવો બહાર કાઢી શકાતો અને પાછો અંદર મૂકી શકાતો (૫૮–૫૯). શ્રીવત્સના આકારના ખાતરનો નિર્દેશ એક સ્થળે કરેલો છે (૪૯).[૩૪]

---

૩૪ પ્રાચીન ભારતમા ચોરીનુ પણ એક શાસ્ત્ર બન્યું હતુ અને ચોરોના પણ અધિષ્ઠાયક દેવ હતા એમ સંસ્કૃત સાહિત્યમા મળતા ઉલ્લેખો ઉપરથી જણાય છે. ' દશકુમારચરિત 'મા ચોરીના ઉપકરણોનું એક નાનું પણ ઝીણવટભર્યું વર્ણન છે. એમા એક ચોર પોતાના કાર્ય માટે કાળી રાત્રિએ અંધારપછેડો ઓઢી નીકળે છે. સાથે તીક્ષ્ણ તલવાર, ખોદવા માટે સર્પની ફેણ જેવું હથિયાર, સિસોટી, સાણસી, ઘરના માણસો ઊંઘે છે કે જાગે છે તે જાણવા માટે બનાવટી મસ્તક, યોગચૂર્ણ ( પ્રણમુક્તિ આપે એવુ ચૂર્ણ ), યોગવર્તિકા, ખાતર પાડવા માટે માપવાની દોરી, ઉપર ચઢવા માટે હુક અને દોરડુ, દીપભાજન–ચોરદીવો અને બળતો દીવો હોલવી નાખવા માટે પતંગિયાની દાબડી –એટલા સાધનો લઇ જાય છે. 'મૃચ્છકટિક'મા તો ચોરોને 'સ્કન્દપુત્રો' અર્થાત્ કાર્તિકેયના પુત્રો તરીકે વર્ણવ્યા છે. કેવા પ્રકારની ઈંટોનું મકાન હોય ત્યા ખાતર કેવી રીતે પાડવું તે પણ એમા–અલબત્ત, ભગવાન કાર્તિકેયના ઉપદેશ તરીકે–સૂચવ્યુ છે. ખાતરોની જુદા જુદા પ્રકારની આકૃતિ પણ તેમાં વર્ણવી છે એટલું જ નહી પણ પોતે પાડેલા ખાતરની કલાત્મક આકૃતિ જોઈને સવારમાં લોકો વિસ્મય પામી જશે એવો પણ વિચાર એમાનો ચોર શર્વિલક કરે છે.' વસુદેવ–હિંડી'માનો ચોર જેમ શ્રીવત્સના આકારનુ ખાતર પાડે છે તેમ ' મૃચ્છકટિક'નો શર્વિલક પૂર્ણકુંભની આકૃતિનુ ખાતર પાડે છે. ' દશકુમારચરિત ' તેમજ ' મૃચ્છકટિક 'એ બન્નેના ઉદ્ધરણો અહીં આપું છું—

(૧) तन्मुखेन च सारत. कर्मत: शीलतश्च सकलमेव नगरमवधार्य धूर्जटिकण्ठकल्माषकालतमे तमसि नीलनिवसनार्धोरुकपरिहितो वद्धतीक्ष्णकौक्षेयक: फणिमुख–काकली–संदंशक–पुरुषशीर्षक–योगचूर्ण–योगवर्तिका–मानसूत्र–कर्कटक–रज्जु–दीपभाजन–भ्रमरकरण्डकप्रभृत्यनेकोपकरणयुक्तो गत्वा कस्यचिल्लुब्धेश्वरस्य गृहे सन्धिं छित्त्वा पटभाससूक्ष्मच्छिद्रालक्षितान्तर्गृहप्रवृत्तिरव्यथो निजगृहमिवानुप्रविश्य नीवीं सारमहतीमादाय निरगाम् ।–દશકુમારચરિત, ઉચ્છ્વાસ ૨.

(૨) **शर्विलकः**—××× ( भित्ति परामृश्य ) नित्यादित्यदर्शनोदकसेचनेन दूषितेयं भूमिः क्षारक्षीणा । मूषिकोत्करश्चेह । हन्त, सिद्धोऽयमर्थः । प्रथममेतत्स्कन्दपुत्राणा सिद्धिलक्षणम् । अत्र कर्मप्रारम्भे कीदृशमिदानी संधिमुत्पादयामि । इह खलु भगवता कनकशक्तिना चतुर्विधः सन्ध्युपायो दर्शितः । तद्यथा–पक्वेष्टकानामाकर्षणम्, आमेष्टकानां छेदनम्, पिण्डमयाना सेचनम्, काष्ठमयानां पाटनमिति । तदत्र पक्वेष्टक इष्टिकाकर्षणम् । तत्र

पद्मव्याकोशं भास्करं बालचन्द्रं
वापी विस्तीर्णं स्वस्तिकं पूर्णकुम्भम् ।
तत्कस्मिन् देशे दर्शयाम्यात्मशिल्पं
दृष्ट्वा श्वो यं यद्विस्मयं यान्ति पौराः ॥

तदत्र पक्वेष्टके पूर्णकुम्भ एव शोभते । तदुत्पाटयामि ।

ગણિકાને ત્યાં, સભામાં અથવા બીજા કોઇ સ્થળે એકત્ર થતી વિદગ્ધ યુવાનોની મંડળી ગોષ્ઠિ અથવા લલિત ગોષ્ઠિ નામથી ઓળખાતી ( ૩૪, ૭૦ ). એ યુવાનો કાવ્ય અને કલાના વિનોદમાં પોતાનો સમય ગાળતા. અમુક સમયે ગોષ્ઠિકો પોતાની પત્નીઓ સાથે ઉદ્યાનયાત્રાએ જતા અને આખો દિવસ આનંદવિનોદમાં ગાળી સાંજે પાછા આવતા ( ૭૧–૭૨ ). કેટલીક વાર રાજકુમારોની આસપાસ પણ ગોષ્ઠિ એકત્ર થતી ( ૭૦–૮૧ ). ગોષ્ઠિના અમુક નાયકો અથવા આગેવાનો રહેતા ( ૩૫, ૭૧ ). રાજા લલિતકળાના વિષયમાં ગોષ્ઠિકોનું સન્માન કરતો. વસન્તતિલકા ગણિકાના પ્રથમ નૃત્યપ્રદર્શન સમયે રાજાએ પરીક્ષા માટે ગોષ્ઠિકોમાંથી એકને બોલાવ્યો હતો ( ૩૫ ). ગણિકાઓને ત્યાં કૂકડા વગેરે પ્રાણીઓની સાઠમારી થતી, ત્યાં પણ આવા શોખીનોને મધ્યસ્થ બનાવવામાં આવતા ( ૩૭૮ ). ગ્રન્થમાં એક સ્થળે બે

---

अन्यासु भित्तिषु मया निशि पाटितासु
क्षारक्षतासु विषमासु च कल्पनासु ।
दृष्ट्वा प्रभातसमये प्रतिवेशिवर्गो
दोषाश्च मे वदति कर्मणि कौशलं च ॥

नमो वरदाय कुमारकार्त्तिकेयाय, नमः कनकशक्तये ब्रह्मण्यदेवाय देवव्रताय, नमो भास्करनन्दिने, नमो योगाचार्याय यस्याहं प्रथमः शिष्यः । तेन च परितुष्टेन योगरोचना मे दत्ता ।

अनया हि समालब्धं न मां द्रक्ष्यन्ति रक्षिण· ।
शस्त्रं च पतितं गात्रे रुजं नोत्पादयिष्यति ॥

( तथा करोति । ) धिक्कष्टम् । प्रमाणसूत्रं मे विस्मृतम् । ( विचिन्त्य । ) आ इदं यज्ञोपवीतं प्रमाणसूत्रं भविष्यति । × × ×

—મૃચ્છકટિક, ત્રીજો અંક

ઉત્તરાધ્યયન સૂત્રની ચૂર્ણિમાંની એક કથામા કલશાકૃતિ, નંદ્યાવર્તઆકૃતિ, પદ્માકૃતિ, પુરુષાકૃતિ અને કપિશીર્ષક ( કોશીસાં ) આકૃતિના ખાતરનો ઉલ્લેખ છે. એક ચોરે કપિશીર્ષક આકૃતિનુ ખાતર પાડ્યું હતું, પણ ઘરના માલિકે અંદરથી ચોરના પગ ખેંચ્યા અને ચોરના સાથીએ બહારથી તેનું માથું ખેંચ્યું. એવી સ્થિતિમા તે પોતેજ બનાવેલા કોશીસાની અણીઓથી વીંધાઇ ગયો. જુઓ–एगंमि णगरे एगो चोरो, तेण अभिज्जतो घरगस्स पागारकविसीसगं खणित्तुं खत्तं खतं, खत्ताणि य अणेगागाराणि–कलसागिती, णंदियावत्तसंट्ठितं(ताणि), पयुमागिति, पुरिसाकिति वा, सो य तं कविसीसगसंठितं खतं खणंतो धणसामितेण विन्नातो, ततो तेण अद्धपविट्ठो पाएसु गहितो, मा पविट्ठो सतो आयुधेण वावाइस्सति, पच्छा चोरेण बाहिरठिएण हत्थे गिहितो, सो तेहि दोहिं वि बलवंतेहिं उभयथा कड्ढिज्जमाणो सतंकितपागारकविसीसगेहिं फालेज्जमाणो अत्ताणो विरवति–ઉત્તરાધ્યયન ચૂર્ણિ, પૃ. ૧૧૧. આ જ કથા નજીવા પાઠાન્તર સાથે શાન્તિસૂરિ ( પૃ. ૨૦૭–૮ ) અને નેમિચન્દ્ર( પૃ. ૮૧ )ની ટીકાઓમા છે.

ચોરશાસ્ત્રના રચયિતા તરીકે સંસ્કૃત સાહિત્યમાં કર્ણીસુત મૂલદેવનું નામ મળે છે ( બાણની ' કાદંબરી ' માં વિન્ધ્યાટવીના વર્ણનમાં–कर्णीसुतकथेव संनिहितविपुलाचला शशोपगता च, તથા તે ઉપરની ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્રની ટીકા–अतएव ' कर्णीसुतः करटकः स्तेयशास्त्रप्रवर्तकः । ख्यातौ तस्य सखायौ द्वौ विपुलाचलसंज्ञकौ । शशो मन्त्रिवरस्तस्य ' इति बृहत्कथायां कथा निबद्धा ।–કાદંબરી, નિ. સા. પ્રેસની છઠ્ઠી આવૃત્તિ, પૃ. ૩૯. ' દશકુમારચરિત ' માં–कर्णीसुतप्रहिते पथि मतिमकरवम् ।–નિ. સા. પ્રેસની આઠમી આવૃત્તિ, પૃ. ૯૪. જુદા જુદા કોશોમાં પણ મૂલદેવને સ્તેયશાસ્ત્ર–ચોરશાસ્ત્રનો પ્રવર્તક કહેવામાં આવ્યો છે તથા કરટક, મૂલભદ્ર, કલાંકુર વગેરે તેનાં નામો હોવાનું જણાવ્યું છે; જુઓ ' દશકુમારચરિત 'ના પ્રસ્તુત અવતરણ ઉપર જુદી જુદી ટીકાઓ. )

ગણિકાઓના કૂકડાઓની સાઠમારી વર્ણવેલી છે ( ૩૭૮ ), તો બીજે સ્થળે એક ગણિકા અને એક રાણીના કૂકડાઓનું યુદ્ધ વર્ણવ્યું છે ( ૪૩૬ ).[૩૫]

'નાટક' ( नाट्य ) શબ્દ કેવળ નૃત્ય માટે પણ વપરાયેલો છે: "જમ્યા પછી શાન્ત થઈને હું બેઠો તથા તંબોળ લીધું, એટલે મને નાટક બતાવવામાં આવ્યું" ( ૪૬૦ ). એક સ્થળે બર્બરી, ચિલાતિકા ( કિરાત જાતિની ) આદિ દાસીઓનો ઉલ્લેખ છે અને તેઓ સંગીતનૃત્યનું કાર્ય કરતી એમ જણાવ્યું છે ( ૪૨૫ ). 'કુબ્જ, વામન, ચિલાત આદિ નાટકિયાઓ'નો નિર્દેશ પણ બીજે સ્થળે છે. ( ૪૭૮ ). વસંતતિલકા ગણિકાના પ્રથમ નૃત્યપ્રદર્શનના પ્રસંગમાં વિગતભરપૂર કહી શકાય એવું વર્ણન છે (૩૫). 'નાલિકાગલક' નામના નૃત્યના પ્રકારનો એક સ્થળે ઉલ્લેખ છે ( ૧૨૫ ). વર્ણન ઉપરથી એમ જણાય છે કે અમુક પ્રકારની નળીમાં પાણી ભરેલું હોય તેમાંથી પાણી અમુક રીતે ગળતું જાય અને બીજી બાજુ નૃત્ય ચાલે, અને પાણી અમુક પ્રમાણમાં ગળી રહે ( 'ઉદકપરિક્ષય' થાય ) તે સાથે નૃત્ય પણ પૂરુ થાય. નળીમાં વધેલા પાણીથી ઉપાધ્યાય નાટ્યાચાર્ય નર્તિકાને સ્નાન કરાવતા ( ૧૨૫ ). આ ઉપરાંત બત્રીસ નાટ્યભેદોનો મોઘમ ઉલ્લેખ છે ( ૧૨૫ ), કે જે આપણને અન્યત્ર પણ મળે છે. એક સ્થળે 'પ્રેક્ષણક'–પેખણાનો ઉલ્લેખ છે ( ૪૨૦ ). 'સૂચિનાટ્ય' નામના અદ્ભુત નૃત્યનો ઉલ્લેખ બીજે એક સ્થળે છે. એમાં નૃત્યસ્થાન ઉપર સોયો મૂકવામાં આવતી અને નર્તિકા પોતાની ચતુરાઇથી સોયો સ્થાનભ્રષ્ટ ન થાય અને પોતાને ઇજા પણ ન થાય એ રીતે નૃત્ય કરતી.[૩૬]

---

ખરપટ એ પણ મૂલદેવનું જ નામ જણાય છે ( नमः खरपटायेति वक्तव्य येन **चोरशास्त्रं** प्रणीतम् ।–મહેન્દ્રવિક્રમવર્માકૃત-'मत्तविलासप्रहसन', પૃ. ૧૫. મહેન્દ્રવિક્રમવર્મા ઈસવીસનના સાતમા સૈકાના પૂર્વાર્ધમા થયો છે). ચોરશાસ્ત્રના કર્તા આ મૂલદેવની વિદગ્ધતા, ધૂર્તતા અને ચાતુરીની તથા ઉજ્જયિનીની દેવદત્તા ગણિકા સાથેના તેના પ્રણયપ્રસંગની સંખ્યાબંધ કથાઓ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમા મળે છે. શૂદ્રક કવિના 'પદ્મપ્રાભૃતક ભાણ' મા તો તે નાયક તરીકે આવે છે. મૂલદેવ એ એક ઐતિહાસિક વ્યક્તિ હોવાનો પૂરો સંભવ છે

૩૫. વાત્સ્યાયન 'કામસૂત્ર'ના 'નાગરકવૃત્ત'મા આપેલા ગોષ્ઠિ અને તેના વિવિધ વિનોદને લગતા સૂત્રો આ સાથે સરખાવો–वेश्याभवने सभायामन्यतमस्योदवसिते वा समानविद्याबुद्धिशीलवित्तवयसा सह वेश्याभिरनुरूपैरालापैरासनबन्धो गोष्ठी ॥ ३४ ॥ तत्र चैषां काव्यसमस्या कलासमस्या च ॥ ३५ ॥ तस्यामुज्ज्वला लोककान्ताः पूज्याः प्रीतिसमानाश्चाहारिताः ॥ ३६ ॥ परस्परभवनेषु चापानकानि ॥ ३७ ॥ तत्र मधुमैरेयासवान् विविधलवणफलहरितशाकतिक्तकटुकाम्लोपदंशान् वेश्याः पाययेयुरनुपिबेयुश्च ॥ ३८ ॥ एतेनोद्यानगमनं व्याख्यातम् ॥ ३९ ॥ पूर्वाह्ण एव स्वलंकृतास्तुरगाधिरूढा वेश्याभिः सह परिचारकानुगता गच्छेयु', दैवसिकीं च यात्रां तत्रैवानुभूय कुक्कुटलावकमेषयुद्धद्यूतैः प्रेक्षाभिरनुकूलैश्च चेष्टितै. कालं गमयित्वाऽपराह्णे गृहीततदुद्यानोपभोगचिह्नास्तथैव प्रत्याव्रजेयु. ॥ ४० ॥ एतेन रचितोद्ग्राहकोदकाना ग्रीष्मे जलक्रीडागमनं व्याख्यातम् ॥ ४१ ॥—કામસૂત્ર, અધિકરણ ૧, અધ્યયન ૪.

૩૬. જૈન સાહિત્યમા સુપ્રસિદ્ધ એવી કથાઓ પૈકી એકમા 'સૂચિનાટ્ય'નો ઉલ્લેખ આવે છે: સ્થૂલિભદ્રે દીક્ષા લીધા પછી નંદ રાજાએ કોશા વેશ્યા કોઇ રથિકને અર્પણ કરી હતી, પણ તેમા આસક્ત નહી થતા કોશા નિરંતર સ્થૂલિભદ્રના ગુણોનું વર્ણન કરતી હતી. એક વાર તેનું મનરંજન કરવા રથિકે ઉદ્યાનમા બેસી બાણથી આંબાની લુંબ વીંધી, તે બાણની પુંખ બીજા બાણથી વીંધી, તેની ત્રીજાથી–એ પ્રમાણે પોતાના હાથ સુધી લક્ષ્યવેધની શ્રેણિ કરી. પછી એક બાણથી તે લુંબને મૂળમાંથી છેદી નાખીને ત્યા બેઠાજ પોતાને હાથે લઈને કોશાને સમર્પણ કરી. પછી કોશાએ પોતાની ચતુરાઇ બતાવવા માટે સરસવના દાણાનો ઢગલો કરાવ્યો અને તેના ઉપર સોય રાખી, અને તેને પુષ્પથી ઢાંકી તે ઉપર નૃત્ય કર્યું છતા પોતે સોયથી ઈજા પામી નહી અને સરસવનો ઢગલો અસ્તવ્યસ્ત

રાજકુમારોની ક્રીડાઓમાં મેના-પોપટ જેવાં પક્ષીઓ પાસે ચિત્રવિચિત્ર વાણી બોલાવવાની હોડ પણ થતી. એવાં પક્ષીઓનું એકાદ રોમ અગાઉથી ઉખાડી નાખવામાં આવતું અને એ ક્ષત ઉપર ખાર સિંચવામાં આવતો. પક્ષી બોલવાની આનાકાની કરે એટલે તુરત એ ક્ષતને સ્પર્શ કરવામાં આવતો જેથી વેદનાને કારણે તે બોલવા પ્રેરાય (૧૩૧-૩૨).

જેના પ્રારંભે લેખનકળા છે, ગણિતકળા જેમાં પ્રધાન છે અને શકુનરુત (પક્ષીઓની વાણી જાણવાની કળા) જેના અંતમાં છે એવી બોંતેર કળાઓનો મોઘમ ઉલ્લેખ મળે છે (૩૩). આવા ઉલ્લેખ બીજા ગ્રન્થોમાં પણ મળે છે.

શિલ્પ-સ્થાપત્ય સંબંધી ખાસ નોંધપાત્ર ઉલ્લેખો આ ગ્રન્થમાંથી મળતા નથી. એક સ્થળે દેવમન્દિરના લાકડાની કોતરણીવાળા મંડપનો નિર્દેશ છે (૩૫૧). પ્રાચીન ભારતમાં દેવસ્થાનોમાં પત્થર મોટા પ્રમાણમાં વપરાવો શરૂ થયો ત્યાર પહેલાં લાકડાનાં મન્દિરો બંધાતાં એ જાણીતું છે. સોમનાથનું મન્દિર તથા ગિરનાર ઉપરનાં જૈન મન્દિરો પણ લાકડાનાં હતાં. પત્થરના મુકાબલે લાકડું વહેલો વિનાશ પામી જતું હોવાથી એવાં મન્દિરોનાં કોઇ અવશેષ બચવા પામ્યાં નથી.

'વસુદેવ-હિંડી'ના પ્રારંભમાં 'પ્રથમાનુયોગ'નો આધાર ટાંકેલો છે અને 'વસુદેવ-હિંડી'ની કથાનો સારાંશ એ ગ્રન્થમાંથી ઉદ્ધૃત થયો હોવાનું સૂચન કરવામાં આવ્યું છે (૩). સંઘદાસગણિના 'પંચ-કલ્પભાષ્ય' પ્રમાણે, તેના કર્તા આર્ય કાલક હતા. બારમા અંગ દૃષ્ટિવાદઅંતર્ગત 'મૂલ પ્રથમાનુયોગ' જેનો સવિસ્તર ઉલ્લેખ 'નંદીસૂત્ર'માં શ્રુતજ્ઞાનનું સ્વરૂપ વર્ણવતાં કરેલો છે તે સુસંબદ્ધ ગ્રન્થરૂપે નષ્ટ થતાં તેનો પુનરુદ્ધાર આર્ય કાલકે કર્યો હોય એમ અનુમાન થાય છે. પરન્તુ આર્ય કાલકનો એ 'પ્રથમાનુયોગ' ગ્રન્થ પણ આજે ઘણા સૈકાઓ થયાં નાશ પામી ગયેલો છે.

અર્થશાસ્ત્રને લગતો એક રસિક અને મહત્ત્વનો ઉલ્લેખ મળે છે (૫૫. મૂળ પ્રાકૃત ઉલ્લેખ નીચે પ્રમાણે છે: अत्थसत्थे य भणियं-" विसेसेण मायाए सत्थेण य हंतव्वो अप्पणो विवड्ढमाणो सत्तु " त्ति । મૂળ, પૃ. ૪૫). તે ઉપરથી અનુમાન થાય છે કે એક કાળે પ્રાકૃત ભાષામાં કોઇ 'અર્થશાસ્ત્ર' હોવું જોઇએ, જે આજે અનુપલબ્ધ છે.[૩૭]

એવા જ મહત્ત્વના બીજા ત્રણ ઉલ્લેખો પૌરાગમ-પાકશાસ્ત્ર (પ્રાકૃત પોરાગમ)ને લગતા છે (૨૭૪, ૩૩૯, ૪૬૦). એમાં એક સ્થળે તો સ્પષ્ટ રીતે કહ્યું છે: "પછી અમે વિદેશમાં પાકશાસ્ત્ર (પૌરાગમ) શીખીને 'પાકશાસ્ત્ર ચિકિત્સાશાસ્ત્રને અધીન છે' એમ વિચારીને ચિકિત્સાશાસ્ત્ર શીખ્યા" (૨૭૪).

---

થયો નહીં. આથી રથિક વિસ્મય પામ્યો. કોશાએ કહ્યું, "મારું કે તમારું એમાંથી એકેનું કાર્ય દુષ્કર નથી, પણ સ્થૂલિભદ્રે જે વ્રત ધારણ કર્યું છે તે દુષ્કર છે" (આવશ્યક ચૂર્ણિ, પૂર્વભાગ, પૃ. ૫૫૪-૫૫; પરિશિષ્ટ પર્વ, સર્ગ ૮).

૩૭. 'ઓઘનિર્યુક્તિ' ટીકામાંના એક પ્રાકૃત અવતરણથી આ અનુમાનનું સમર્થન થાય છે: जहा चाणक्कए वि भणियं-'जइ काइयं न वोसिरइ ततो अदोसो ।' (પત્ર ૧૫૨). અત્યારે જે સંસ્કૃત 'અર્થશાસ્ત્ર' ઉપલબ્ધ છે તેમાં આ બેમાંથી એકે અવતરણ મળતું નથી, એથી પણ પ્રાકૃતમા બીજું 'અર્થશાસ્ત્ર' હશે એવા અનુમાનને ટેકો મળે છે. જો કે સંસ્કૃત 'અર્થશાસ્ત્ર'મા 'વસુદેવ-હિંડી'વાળા અવતરણના જેવો અર્થ વ્યક્ત કરતો એક શ્લોક મળે છે ખરો—

मन्त्रभैषज्यसंयुक्ता योगमायाकृताश्च ये ।
उपहन्यादमित्रांस्तैः स्वजनं चाभिपालयेत् ॥—અધિકરણ ૧૪, અધ્યાય ૩.

સંસ્કૃતમાં પાકશાસ્ત્રને લગતા સંખ્યાબંધ ગ્રન્થો પછીના કાળમાં રચાયેલા છે ખરા, પરન્તુ અહીં ‘પૈરાગમ’ શબ્દ પાકશાસ્ત્રના સામાન્ય અર્થમાં છે કે એ વિષયના એ નામના કોઇ વિશિષ્ટ ગ્રન્થનું નામ છે એ કહેવું મુશ્કેલ છે. પણ એટલું સ્પષ્ટ છે કે એ સમયમાં પાકશાસ્ત્રનો ખાસ અભ્યાસ થતો, એ માટે દૂર દેશાવર પણ જવું પડતું અને ઉત્તમ રસોઇયાઓ માટે પાકશાસ્ત્ર ઉપરાંત ચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કરવાનું પણ જરૂરી હતું.

ઇભ્યપુત્ર ‘સાગરચંદ્ર પરમ ભાગવતની દીક્ષા લઇ સૂત્રથી તેમજ અર્થથી ભગવદ્‌ગીતાનો પરમાર્થ જાણનારો થયો’ (૬૦)–એમાં મળતો ‘ભગવદ્‌ગીતા’નો પાંચમા સૈકા જેટલો જૂનો ઉલ્લેખ પણ અગત્યનો છે.

કથાના બે પ્રકારો વર્ણવવામાં આવ્યા છે: “ચરિતા અને કલ્પિતા. એમાં ચરિતા બે પ્રકારની છે. સ્ત્રીની અથવા પુરુષની. ધર્મ અર્થ અને કામવિષયક કાર્યોમાં જોયેલ, સાંભળેલ અને અનુભવેલ વસ્તુ તે ચરિત કહેવાય છે એનાથી ઉલટું, કુશલ પુરુષોએ પહેલાં જેનો ઉપદેશ કરેલો હોય અને જે સ્વમતિથી યોજેલું હોય તે કલ્પિત કહેવાય છે પુરુષો અને સ્ત્રીઓને તમે ત્રણ પ્રકારનાં જાણો–ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ. તેમનાં ચરિતો પણ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે.” (૨૭૧).

ચિકિત્સાશાસ્ત્રને લગતા ઉલ્લેખોમાં–એક સ્થળે વૈદ્યોના શસ્ત્રકોશનો નિર્દેશ છે (૧૦૬), જે તે કાળના વૈદ્યોમાં શસ્ત્રક્રિયા(Surgery)નો પ્રચાર બતાવે છે. ગૂઢ શલ્ય બહાર કાઢવા શરીર ઉપર માટી ચોપડી, તે સુકાવી, શલ્યને બહાર કાઢી, ઘાને ઘી અને મધ ભરી રુઝાવવાનો ઉલ્લેખ પણ છે (૬૪–૬૫). શતસહસ્રતૈલના અભ્યંગથી શરીરમાંના કૃમિઓ બહાર કાઢવાની નોંધ છે (૨૩૦). એક સ્થળે વૃક્ષાયુર્વેદનો પણ ઉલ્લેખ છે (૬૧).

તાપસોમાં દિશાપ્રોક્ષક નામના તાપસોનો ઉલ્લેખ છે (૨૧). સાંખ્યવાદી પરિવ્રાજકો કપડાનું ઉત્તરાસંગ કરતા, વસ્ત્રના ટુકડાથી કેડ બાંધતા, ડાબા ખભા ઉપર ત્રિદંડ અને કમંડળ રાખતા તથા હાથમાં માળા રાખતા (૪૯). “ત્રિદંડ અને કુંડિકા ધારણ કરનારી અને જેણે સાંખ્ય અને યોગમાં પ્રવેશ કર્યો છે એવી” પરિવ્રાજિકાનો નિર્દેશ પણ છે (૩૦૨). સેવાલી ઋષિએ ઉપદેશેલા ધર્મનો ઉલ્લેખ એક સ્થળે છે (૩૪૭). સેવાલી, કૌડિન્ય અને દત્ત એ નામના ત્રણ તાપસ કુલપતિઓએ ગૌતમસ્વામી પાસે દીક્ષા લીધી હોવાની કથા જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

એક સ્થળે જીવંતસ્વામીની પ્રતિમાનો ઉલ્લેખ છે (૭૪). મહાવીરપૂર્વકાલીન ચાતુર્યામ ધર્મ–ચાર મહાવ્રતોવાળા ધર્મનું સંક્ષિપ્ત વિવરણ એક સ્થળે છે (૩૪૮).

‘વસુદેવ–હિંડી’માંથી શસ્ત્રવિદ્યાને અને યુદ્ધવિદ્યાને લગતા પણ કેટલાક ઉલ્લેખો મળે છે: પ્રાચીન કાળમાં ચઢી આવતા સૈન્યને હણવા માટે નગરના દરવાજા ઉપર શિલા, શતઘ્ની, કાલચક્ર વગેરે યાંત્રિક શસ્ત્રો લટકાવવામાં આવતાં (૫). અગડદત્તે બાણવિદ્યા અને શસ્ત્રવિદ્યા શીખવાનો પ્રારંભ કર્યો. પછી “શલાકા કાઢી, પાંચ પ્રકારની મુષ્ટિ શીખ્યો, પુંનાગને જીત્યો, મુષ્ટિબંધ શીખ્યો, લક્ષ્યવેધી અને દૃઢ પ્રહાર કરવાની શક્તિવાળો બન્યો, છૂટાં ફેંકવાનાં અને યન્ત્રથી ફેંકવાનાં એમ બે પ્રકારનાં બાણ અને અસ્ત્રમાં નિષ્ણાત થયો અને અન્ય પ્રકારનાં તરુપતન, છેદ્ય, ભેદ્ય તથા યંત્રવિધાનોનો...પારગામી થયો” (૪૫). પ્રાચીન શસ્ત્રવિદ્યાની પરંપરા સેંકડો વર્ષ પહેલાં લુપ્ત થઇ ગઇ હોવાને કારણે આ અવતરણમાંના સંખ્યાબંધ શબ્દો અને ક્રિયાઓના અર્થ આજે સમજી શકાતા નથી.

કપિલા લંભકમાં રાજકુમારોને વસુદેવ કહે છે. “અસ્ત્ર, વ્યસ્ત્ર અને અપાસ્ત્ર જાણું છું. પગે ચાલતા

અથવા હાથી ઉપર બેઠેલા યોદ્ધાને માટે અસ્ત્ર છે, ઘોડેસવારને માટે અપાસ્ત્ર છે, તથા ખડ્ગ, કનક, તોમર, ભિંડિમાલ, શૂલ, ચક્ર આદિ વ્યસ્ત્ર છે. આયુધો છોડવાની ત્રણ રીત–દૃઢ, વિદૃઢ અને ઉત્તર પણ જાણું છું." (૨૬૨). આમાં પણ યુદ્ધવિદ્યાના જુદા જુદા પ્રકારો વર્ણવેલા છે.

હાથીને ચતુરાઈપૂર્વક ખેલાવવાનાં વિવિધ વર્ણનો ગ્રન્થમાં છે (૬૬, ૮૪, ૧૫૬, ૨૬૧). રોષે ભરાયેલા હાથીને દમવાની અને ભમાવવાની રીતોમાં સિંહાવલિ, દંતાવલિ, ગાત્રલીન, શાર્દૂલલંઘન, પુચ્છગ્રહણ વગેરે છે (૨૮૮), જેમના ચોક્કસ અર્થો આજે આપણે સમજી શકીએ તેમ નથી.

શત્રુ ઉપર ઘા કરવાને માટે યોદ્ધો પહોળા પગ કરીને ઊભો રહે તે સ્થિતિને 'વિશાખાસ્થાન' નામ આપેલું છે (૮૧).[૩૮]

'વસુદેવ–હિંડી'માં છે તેવાં કથાનકો અને પ્રસંગો એક યા બીજા સ્વરૂપે ભારતીય સાહિત્યના બીજા કેટલાક સુપ્રસિદ્ધ ગ્રન્થોમાં પણ મળે છે. પોતાની પત્નીને ભૂલી ગયેલા અને પુત્રને નહીં સ્વીકારનારા શિલાયુધ રાજાનો તાપસી સાથેનો સંવાદ મહાભારતમાંના દુષ્યન્ત અને શકુન્તલાના સંવાદની યાદ આપે છે (૩૯૦–૯૧). વસન્તતિલકા ગણિકા અને ધમ્મિલ્લના પ્રણયપ્રસંગના કથાનકને, ભાસકૃત "ચારુદત્ત" અને શૂદ્રકકૃત 'મૃચ્છકટિક'માં વર્ણવાયેલી વસન્તસેના અને ચારુદત્તની પ્રણયકથા સાથે સરખાવી શકાય. વલ્કલચીરી કુમારનો મુગ્ધ અરણ્યવાસ અને ત્યાં ગણિકાપુત્રીઓ દ્વારા થયેલા તેના પ્રલોભનની કથા પુરાણોમાંના ઋષ્યશૃંગ અને બૌદ્ધ સાહિત્યમાંના ઇસિસિંગની કથાને મળતી જ છે. વહાણમાં બેસીને દૂર દેશાવર ગયેલા ઇભ્યપુત્રના મરણના સમાચાર આવતાં તેના ભાઈઓએ તેની વિધવા પત્ની પાસે કરેલી ધનની માગણી, પત્નીએ પોતે સગર્ભા હોવાનું કરેલું સૂચન, ગર્ભમાં રહેલો પુત્ર પણ પોતાના પિતાના ધનનું આમ સંરક્ષણ કરે છે એ જોઈને રાજાને પોતાની અપુત્રતા માટે થયેલો પરિતાપ–એ પ્રસંગો કાલિદાસના 'અભિજ્ઞાન શાકુન્તલ' અને યશઃપાલના 'મોહરાજપરાજય'માંના એવા જ પ્રસંગો સાથે સરખાવી શકાય. પદ્મશ્રી લંભકમાં પદ્માવતીથી વિયોગ પામેલા વસુદેવનો પ્રલાપ 'વિક્રમોવર્શીય'માં ઉર્વશીથી વિયોગ પામેલા પુરુરવાના પ્રલાપની બરાબર યાદ આપે છે. સુપ્રસિદ્ધ સાહિત્યગ્રન્થોની પરસ્પર આવી અસર થાય એમાં જરાયે આશ્ચર્ય પામવા જેવું નથી.

આચાર્ય વૃદ્ધવાદીએ એક સ્થળે કહ્યું છે કે–ચારિત્ર્યની આકાંક્ષા કરતાં એવાં બાળકો, સ્ત્રીઓ, મન્દ બુદ્ધિવાળાઓ અને મૂર્ખોના અનુગ્રહ માટે તત્ત્વજ્ઞોએ જૈન સિદ્ધાન્તની રચના લોકભાષા પ્રાકૃતમાં કરી છે. લોકસમાજને ખાતર જ તૈયાર કરવામાં આવેલા ધર્મગ્રન્થોમાં લૌકિક સામગ્રીનો ઉપયોગ પણ પુષ્કળ પ્રમાણમાં થાય એ સ્વાભાવિક છે. બૌદ્ધ સાહિત્યની બાબતમાં પણ આ વસ્તુ એટલી જ સાચી છે. આજ કારણથી જૈન અને બૌદ્ધ ધર્મગ્રન્થોમાં દૃષ્ટાન્તો તરીકે અને બીજી રીતે પ્રચલિત લોકસાહિત્યનો બહોળો વિનિયોગ થયો છે અને એજ કારણથી તુલનાત્મક લોકવાર્તાના અભ્યાસમાં અનિવાર્ય મહત્ત્વની સામગ્રી એ બન્ને સંપ્રદાયના ગ્રન્થોમાંથી મળે છે.

'વસુદેવ–હિંડી' એ કથાનુયોગનો ગ્રન્થ હોઈ તેમજ એની કથા શ્રુતપરંપરાએ ચાલતી આવેલી

---

૩૮. 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની શાન્ત્યાચાર્યની વૃત્તિમાં યોદ્ધાના પાચ સ્થાનવિશેષ વર્ણવ્યાં છે તેમાં વૈશાખ અથવા વિશાખાસ્થાન પણ છે. તેનો ઉલ્લેખ બે મલ્લોના યુદ્ધ પ્રસંગમાં આવે છે. જુઓ–बीयदिवसे समजुद्धा, तईयदिवसे अंबप्पहारो णीसहो **वइसाहं** ठितो मच्छितो (પૃ ૧૯૩). તેની સમજુતી–**वैशाखं** पुनः पार्ष्णी अभ्यन्तरतः कृत्वा समश्रेण्या व्यवस्थापयति, अग्रिमतलौ बहिर्मुखौ कार्यौ (એજ, પૃ. ૨૦૫).

હોઇ (૨) એમાંથી પણ એવી સામગ્રી મળે છે. ગ્રન્થનો કેટલોક ભાગ જૈન પુરાણકથા (Mythology)થી રોકાયેલો છે, પણ બાકીના ભાગમાં જેને શુદ્ધ લોકવાર્તા તરીકે વર્ણવી શકાય એવી ઘણી વસ્તુઓ છે. એવી બધી જ વસ્તુઓનું વિવરણ અહીં અસ્થાને છે તેમજ એમ કરતાં ઘણો વિસ્તાર થવાનો પણ ભય રહે છે, તેથી કેટલાંક સ્થાનોનો માત્ર નમૂનારૂપે નિર્દેશ કરીને જ સંતોષ માનીશું.

થોડી વાર પહેલાં જ આપણે 'વસુદેવ-હિંડી' અને ભારતીય સાહિત્યના બીજા સુપ્રસિદ્ધ ગ્રન્થો વચ્ચેનાં કેટલાંક સામ્ય નોંધ્યાં તે સર્વનાં મૂળ છેવટે કદાચ લોકવાર્તામાં જ હોય એ અસંભવિત નથી. પરન્તુ એ વસ્તુ હાલ બાજુએ રાખીએ તો પણ 'લોકશ્રુતિ'-લોકવાર્તા તરીકે જ આપવામાં આવેલી કૃતઘ્ન કાગડાઓની વાર્તા (૪૦-૪૧), 'જેવાની સાથે તેવા' થઇને ગાડાવાળાએ નગરવાસીઓને કેવી રીતે છેતર્યા તેની વાર્તા (૬૯-૭૦), ગોમુખની અવલોકનચાતુરીની વાર્તા (૧૭૨-૧૭૯), નબાપા છોકરાની બે માતાઓમાંથી ખરી માતા કોણ અને ખોટી માતા કોણ એનો નિર્ણય (૪૬૨-૬૩), લંગડી મૃગલીને વાઘની સામે ઊભેલી જોઇને 'આ ક્ષેત્રનો પ્રભાવ છે' એમ જાણીને પુલિને કુંડિની નગરી વસાવ્યાની વાત (૪૬૭)-એ બધી શુદ્ધ લોકવાર્તાઓ છે એટલુંજ નહીં પણ અત્યારે વ્યાપક રીતે પ્રચલિત એવી વાર્તાઓ કેટલી પ્રાચીન છે એનું પણ સૂચન કરે છે. 'ધમ્મિલ્લ-હિંડી' એ સળંગ લોકવાર્તા જ છે; પ્રાકૃત ગદ્યની વચ્ચેજ ઉતારેલું અપભ્રંશ પદ્ય અને પ્રાકૃત ગાથાઓ પણ એજ બતાવે છે. ગન્ધર્વદત્તા લંભકમાંનું अट्ठ णियंठावाळु હાસ્ય-કટાક્ષાત્મક પદ્ય (૧૬૨) અને વિષ્ણુગીતિકામાંનું उवसम साहुवरिट्ठया પદ્ય (૧૬૭) પણ લોકપ્રચલિત પદ્યોની કોટિમાંજ મૂકી શકાય. સાંબ અને પ્રદ્યુમ્નની ક્રીડાઓના પ્રસંગમાં મેના-પોપટનાં મુખમાં મૂકેલાં પદ્યો પણ લોકપ્રચલિત સુભાષિતો છે. ગન્ધર્વદત્તા લંભકમાં ચારુદત્તનાં પરિભ્રમણની વાર્તાએ, અગાઉ આપણે જોયું તેમ, સિન્દબાદ ખલાસીની વાર્તા ઉપર અસર નીપજાવેલી છે. આ સિવાય 'વસુદેવ-હિંડી'માં જુદાં જુદાં પાત્રોએ પ્રસંગોપાત્ત એકબીજાને કહેલી સંખ્યાબંધ કથાઓને પણ શુદ્ધ લોકવાર્તાની કોટિમાંજ મૂકવી પડશે; અને તેથી તુલનાત્મક લોકસાહિત્યના રસિકને આ ગ્રન્થ સાદ્યંત વાંચી જવાની ભલામણ છે.

### અનુવાદ વિષે

'વસુદેવ-હિંડી' પ્રથમ ખંડના સંપાદકો પૈકી વિદ્યમાન, મારા વિદ્યાગુરુ પૂ. પુણ્યવિજયજી મહારાજ પાસે પ્રાકૃત ભાષાઓના અભ્યાસ અંગે આ ગ્રન્થ કેટલાંક વર્ષ પહેલાં મેં વાંચ્યો હતો. એ વખતે તેનો ગૂજરાતી અનુવાદ કરવાનો સંકલ્પ થયો હતો, જે આજે કાર્યરૂપે બહાર આવે છે.

અગાઉ કહ્યું છે તેમ, આ ગ્રન્થ વાસ્તવમાં બહુ કઠિન ન હોવા છતાં વચ્ચેના કાળમાં તેના પઠન-પાઠનનો અભાવ, પ્રાચીન અને વિશ્વસનીય હાથપ્રતોની ગેરહાજરી, શતાબ્દીઓ થયાં ગ્રન્થની ત્રુટિત સ્થિતિ, અને એવાં બીજાં કારણોને લીધે અમુક અમુક સ્થાનોએ તે કૂટ અને સન્દિગ્ધ બની ગયો છે. કેટલીક પંક્તિઓ તો કેવળ અર્થરહિત બની ચૂકી છે. પ્રિયંગુસુન્દરી લંભક અને કેતુમતી લંભકમાં તો એવાં સ્થાનો ડગલે ને પગલે મળે છે. મૂળ સંપાદકોએ એવાં સ્થાનોનો નિર્દેશ ઘણુંખરું કર્યો છે, અને મેં પણ વિશિષ્ટ સ્થળોએ એ વસ્તુ પાદટિપ્પણિમાં દર્શાવી છે. બની શક્યું છે ત્યાં આસપાસના સન્દર્ભની સહાયથી અથવા અનુમાનથી સંતોષકારક અર્થ કાઢવાનો પ્રયાસ કર્યો છે. આ રીતે કેટલીક વાર આપણે મૂળ ગ્રન્થકારને ઉદ્દિષ્ટ એવા પાઠ અને અર્થની લગોલગ કદાચ પહોંચી શકીએ. પરન્તુ દશમી શતાબ્દી જેટલી અથવા તે કરતાંયે જૂની એવી આ ગ્રન્થની વિશ્વસ્ત તાડપત્રીય હાથપ્રતો મળે નહીં

અર્થાત્ અત્યારના ભ્રષ્ટ પાઠોને સ્થાને સાચા પાઠો ઉપલબ્ધ થાય નહીં ત્યાં સુધી અમુક કૂટ સ્થાનોના તો સાચા અર્થો સમજી શકાશે નહીં એમ મને લાગે છે. છતાં અહીં આપેલા અર્થો કરતાં બીજા કોઇ વધારે સારા અર્થો વિદ્વાનો સૂચવશે તો તેનો આભાર સાથે સ્વીકાર કરવામાં આવશે.

પ્રાકૃત ભાષાસાહિત્યના અભ્યાસીઓને આ પ્રાચીન ગ્રન્થનો પરિચય કેળવવામાં સરળતા થાય તેમજ સામાન્ય ગૂજરાતી વાચકને પણ તે સુલભ થાય–એવો બેવડો ઉદ્દેશ આ અનુવાદના પ્રકાશન પાછળ રહેલો છે. મૂળ પાઠ સાથે છૂટછાટ લીધા સિવાય, અર્થની સરળતાપૂર્વક અભિવ્યક્તિ થાય એ રીતે ગ્રન્થને ગૂજરાતીમાં ઉતારવાનો પ્રયાસ મેં કર્યો છે. આશા છે કે આ બન્ને વર્ગના વાચકોને તે સંતોષ આપી શકશે.

આખું પુસ્તક ભાવનગર છપાયેલું હોઈ હું માત્ર એક વાર પ્રૂફ જોઈ શકયો છું. તેથી કેટલાક મુદ્રણદોષો પુસ્તકમાં રહી જવા પામ્યા છે. મુદ્રણદોષોનું એક શુદ્ધિપત્રક આ સાથે જોડયું છે, તે પ્રમાણે ભૂલો સુધારી લેવા વિનંતી છે.

અમદાવાદ
તા. ૧૩–૧૦–૪૬

ભોગીલાલ જ. સાંડેસરા



# નિવેદન.

સોળ વર્ષ પહેલાં કોને ખબર હતી કે જૈન કથા સાહિત્યના પ્રાચીનમાંપ્રાચીન **શ્રી વસુદેવ હિંડી** ગ્રંથ કે જેના માટે જૈન, જૈનેતર વિદ્વાનો, સાક્ષરો, સાહિત્યકારો બહુમાન ધરાવે છે, તે મૂળ ગ્રંથ તેના અનુવાદ સહિત સુંદર રીતે આ સભા તરફથી પ્રકાશન થવા પામશે ?

આ મહત્વશાળી ગ્રંથ લગભગ ચોથા પાંચમા સૈકામાં વિદ્વાન શિરોમણિ પૂર્વાચાર્ય **શ્રી સંઘદાસ** ગણિએ પ્રથમ ખંડ પ્રાચીન પ્રાકૃત ભાષામાં ૧૦૪૮૦ શ્લોક પ્રમાણમાં રચેલો છે, અને તેની પ્રાચીનતાને કારણે તે અનેક રીતે પ્રમાણભૂત મનાયેલો છે. તેનું સંશોધન-કાર્ય અતિ વિકટ હોઇ પ્રકાશન માટે અત્યાર સુધી કોઇ પણ હાથમાં લઇ શકયું નહોતું. થોડા વર્ષ પહેલાં શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડના કાર્યવાહકોને તેનું સંશોધન કાર્ય કરાવી પ્રકટ કરવાની ઇચ્છા થઇ હતી, છતાં તેમને જોઇએ તેવી સગવડ પ્રાપ્ત ન થવાથી તેમણે તે કાર્ય પડતું મૂકયું અને આ સભાના સદ્‌ભાગ્યે પ્રાતઃસ્મરણીય પ્રવર્તકજી મહારાજ શ્રી **કાન્તિવિજયજી** મહારાજના સદ્‌ગત વિદ્વાન સુશિષ્ય મુનિરાજ શ્રી **ચતુરવિજયજી** મહારાજ તથા વિદ્યમાન સાક્ષરશિરોમણિ કૃપાળુ મુનિરાજ શ્રી **પુણ્યવિજયજી** મહારાજે આ ગ્રંથના સંશોધનનું કાર્ય હાથમાં લીધું અને ઘણા જ પરિશ્રમપૂર્વક તેનું સંશોધન સુંદર રીતે કરી તેઓ બંને ગુરુશિષ્ય પૂજ્ય પુરુષોએ તેનું મૂળ રૂપે પ્રકાશન કરવા આ સભાને કૃપાની રાહે સુપ્રત કર્યું, જેનો પ્રથમ ખંડ બે અંશ( ભાગ )માં આ સભા તરફથી સંવત ૧૯૮૯ની સાલમાં પ્રકટ કરવામાં આવ્યો, અને તે માટે વિદ્વાન મુનિમહારાજો અને જૈન જૈનેતર સાક્ષરો તરફથી સુંદર આવકાર મળ્યો, જે જૈન સમાજ માટે અતિ ગૌરવ લેવા જેવું છે.

તેના પ્રથમ ખંડ( બે અંશ )નું પ્રકાશન થયા પછી સં. ૧૯૯૯ ની સાલમાં સાક્ષરોત્તમ શ્રીયુત્ **આનંદશંકર** બાપુભાઇ ધ્રુવ સાહેબ તથા સદ્‌ગત નામદાર **પ્રભાશંકરભાઇ પટ્ટણી** સાહેબને સભાની વીઝીટ લેવા અને સાહિત્યના પ્રકટ થયેલા અનેક ગ્રંથોનું અવલોકન કરવા સભા તરફથી આમંત્રણ થતાં સભામાં પધારી, લાયબ્રેરીની વ્યવસ્થા અને જૈન સાહિત્યના મૂલ અને કેટલાકના અનુવાદના અનેક પ્રકાશન થયેલા ગ્રંથો જોઇ, પોતાનો આનંદ વ્યક્ત કરતાં તેઓએ જણાવ્યું કે, જૈન સાહિત્યનો ઉચ્ચકોટીનો પ્રાકૃત ભાષામાં રચાયેલો આ પ્રાચીનતમ ગ્રંથ **શ્રી વસુદેવ હિંડી** સાહિત્યનો અપૂર્વ ગ્રંથ છે, તેનું સંશોધન થઇ મૂલ અને તેનો અનુવાદ પ્રકટ કરવાની હું ખાસ જરૂર જોઉં છું, અને આ સભાના કાર્યવાહકોને તે માટે સૂચના કરું છું. તેમ જણાવ્યા બાદ સભાના મુખ્ય સેક્રેટરીએ આ સભા તરફથી પ્રકાશન થયેલા શ્રી વસુદેવ હિંડી મૂલ પ્રથમ ખંડના બંને અંશો, તેઓની પાસે રજૂ કર્યા, જેથી બંને મહાશયોએ કહ્યું કે ખરેખરી સાહિત્યની સેવા આ જૈન સભા કરે છે, તે જોઇ આ સભાને ધન્યવાદ આપ્યા સિવાય અમો રહી શકતા નથી. અને તેનું ભાષાંતર શુદ્ધ–સરલ કરાવી પ્રકાશન માટે સૂચના કરી તેઓશ્રીએ વિદાયગિરિ લીધી; ત્યારબાદ

આ હકીકત પરમ કૃપાળુ **શ્રી પુણ્યવિજયજી** મહારાજને સભાએ પત્રદ્વારા જણાવી, પરંતુ તે મહાપુરૂષની ઇચ્છા તો ઘણા વખતથી હોવા છતાં, અન્ય અનેક સંશોધનના કાર્યો તેઓશ્રીના હાથે થતું હોવાથી ઢીલમાં પડેલું, છતાં આ અનુવાદ કરવાનું કાર્ય સભાની વિનંતિથી હાથમાં લીધું અને પ્રાકૃત સંસ્કૃત ભાષાના પ્રખર અભ્યાસી અને સાહિત્યરસિક શ્રીયુત **ભોગીલાલ**ભાઇ જે. સાંડેસરા **એમ.** એ. કે જેમણે આ ગ્રંથના મૂળનું વાંચન કેટલાક વખત પહેલાં મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસે કર્યું હતું, તેઓશ્રીને જ સુપ્રત કરવામાં આવ્યું, જેથી તેઓશ્રીએ થોડા વખતમાંજ આ ગ્રંથનો શુદ્ધ અને સરલ વિદ્વત્તાપૂર્ણ ગુજરાતી અનુવાદ કરી આપ્યો, જેથી તેનુ પ્રકાશન સુંદર રીતે આ સભા આજે જૈન સમાજની સેવામાં મૂકી પોતાનો અપૂર્વ આનંદ વ્યક્ત કરે છે. અનુવાદક શ્રીયુત ભોગીલાલભાઈએ બહુજ ખંત અને કાળજીપૂર્વક અનુવાદ કરી આપવાથી આ સભા તેને ધન્યવાદ આપ્યા વગર રહી શકતી નથી. અને તેમણે આ ગ્રંથનો મહત્વપૂર્ણ ઉપોદ્ઘાત એક ઉચ્ચ કોટીના સાહિત્યકાર તરીકે લખી આ ગ્રંથની સુંદરતામાં અતિ વૃદ્ધિ કરી છે, જે મનનપૂર્વક ખાસ વાંચવાની વાચકો ભલામણ કર્યા સિવાય અમે રહી શકતા નથી. આ ગ્રંથનું પ્રકાશન થયા પછી આ સભાના માનનીય સભ્ય ભાઈ **અનુપચંદ** ઝવેરભાઇને મુંબઈ જાણ થતાં તેઓના સ્નેહી શ્રીયુત **બબલચંદભાઇ કેશવલાલ** પ્રેમચંદ મોદીને તેઓએ જણાવ્યું, જેથી શ્રી **બબલચંદ**ભાઇએ પોતાના સદ્ગત પૂજ્ય પિતાશ્રી અને જૈન સમાજમાં વિદ્વાન અને અગ્રેસર ગણાતાં શ્રીયુત **કેશવલાલ**ભાઇ પ્રેમચંદ મોદીના સ્મરણાર્થે આ ગ્રંથ સાથે નામ જોડવા, તેમજ આ ઉચ્ચકોટીના સાહિત્યના પ્રકાશનના કાર્યમાં આર્થિક સહાય આપવાની ઇચ્છા જણાવતાં આ સભાએ તેનો હર્ષપૂર્વક સ્વીકાર કર્યો. સદ્ગત **કેશવલાલ**ભાઇ પણ આ સભાના સભ્ય હોવા સાથે સભાના સાહિત્યના સંશોધનકાર્યમાં કોઈ કોઇ વખત સેવા આપતા હતા, તેટલું જણાવવું અસ્થાને નથી, જેથી શ્રી અનુપચંદભાઇને ધન્યવાદ આપવા સાથે શ્રી બબલચંદભાઈનો આભાર માનવામાં આવે છે.

આ મૂળ ગ્રંથનું મુશ્કેલીભર્યું સંશોધન કાર્ય સાક્ષરવર્ય **મુનિરાજ શ્રી પુણ્યવિજયજી** મહારાજ અને તેઓશ્રીના સદ્ગત ગુરૂ મહારાજ વગેરેની કૃપા વગર બની શકે તેમ ન હોતું, જેથી આ સભા તે મહામુનીશ્વરોની સદા માટે રૂણી છે. આ ગ્રંથના બીજા ખંડ સુમારે સત્તર હજાર શ્લોકપ્રમાણ છે, તેના કર્તા મહાપુરુષ **શ્રી ધર્મસેન ગણિ** છે, તેનું સંશોધનકાર્ય, મૂલ અને તે પછી તેના અનુવાદકનું પ્રકાશન કાર્ય પણ હવે પછી થશે.

વિશ્વવ્યાપી યુદ્ધ ચાલતા દરમ્યાનમાં અને બંધ પડતા છતાં હાલમાં છાપવાનાં કાગળો, છાપકામ, ચિત્રો, બ્લોક અને બાઈંડીંગના સાધનોની હજી પણ વિશેષ મોંઘવારી થતી જતી હોવા છતાં, બને તેટલો વિશેષ ખર્ચ કરી ઊંચા કાગળો, સુંદર ટાઇપો, મજબૂત બાઇંડીંગ, આકર્ષક કવર ઝેકેટ વગેરેનું બાહ્ય સ્વરૂપ પણ સુંદર બનાવેલ છે, તે માટે વિશેષ જણાવવા જરૂર નથી.

શ્રી જૈન આત્માનંદ સભા.
આત્માનંદ ભવન
આત્મ સંવત. ૫૧
વિક્રમ સં. ૨૦૦૩
શ્રાવણ પૂર્ણિમા.

**ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.**
(ભાવનગર.)

# શ્રીયુત્ કેશવલાલભાઈ પ્રેમચંદ મોદી

બી. એ. એલએલ. બી.

—: નું :—

# જીવન ચરિત્ર.

ધર્મવીરો, પરમ શ્રદ્ધાવંતો, ધર્મશાસ્ત્રનાં અભ્યાસીઓ, સાક્ષરો, સાહિત્યરસિકો અને સેવાભાવી મનુષ્યોના જીવનમાંથી કંઈ ને કંઈ જાણવા જેવું અને અનુકરણીય મળી શકે છે. જે પુરુષનું આ જીવનવૃત્તાંત લખવામાં આવે છે તેમનું જીવન સેવાભાવી, જૈનશાસ્ત્રોના અભ્યાસથી સુવાસિત થયેલું અને સાહિત્યકાર તરીકે સુપ્રસિદ્ધ હતું.



શ્રીયુત કેશવલાલ પ્રેમચંદ મોદી—અમદાવાદ.

રળીયામણી ગુજરાતનું પાટનગર અમદાવાદ જૈનપુરી ગણાય છે, જ્યાં અનેક સુંદર, રમણીય જૈનમંદિરો, અનેક જ્ઞાનભંડારો, જૈન સંસ્થાઓ, પૌષધશાળાઓ વગેરે છે, તે ભૂમિ અનેક વિદ્વાન આચાર્યમહારાજોની જન્મભૂમિ તરીકે પવિત્ર પણ ગણાય છે. નિરંતર



અનેક વિદ્વાન આચાર્યો, ઉપાધ્યાયો, પંન્યાસો વગેરે ત્યાગી મહાત્માઓનું આવાગમન અને ચાતુર્માસ થતા હોવાથી તેઓના ઉપદેશામૃતવડે શાસનપ્રભાવનાનાં અનેક કાર્યો જે ભૂમિમાં થયા કરે છે, જયા ધર્મના ઉપાસકો અને ધર્મારાધન માટે અનેક સાધનો છે, જ્યાં પરંપરાથી બાર વ્રતધારી શ્રાવકો અને જૈન શ્રીમંત કુટુંબો વસે છે, જે નગરમાં વંશપરંપરાથી નગરશેઠાઇ અને ભારતના અનેક તીર્થોનું રક્ષણ કરવા સાચવવા માટે શેઠ આણંદજી કલ્યાણજીની સો વર્ષ ઉપરાંતની વહીવટી પેઢી છે વગેરે કારણોથી અમદાવાદ શહેર જૈન પુરી તરીકે સુપ્રસિદ્ધ છે. અનેક જૈન જૈનેતર સાક્ષરો, સાહિત્યકારો, વિદ્વાનો, પ્રકાશક સંસ્થાઓ, વ્યવહારિક, ઔદ્યોગિક, કેળવણી માટે સ્કુલો, વિદ્યાપીઠો, કોલેજો વગેરેવડે વિદ્યાધામ ગણાય છે. અનેક શ્રીમંતોવડે જ્યાં સરસ્વતી અને લક્ષ્મી બન્નેનો સુમેળ થયેલો છે, મીલ વગેરે ઉદ્યોગ, હુન્નરોવડે તે ઉદ્યોગ–નગર કહેવાય પણ છે, વર્તમાનકાળમાં થતી જતી પ્રગતિશીલપણા વડે કરીને તે રાજનગર કહેવાતું હોવાથી એક પ્રાંત બનવા જેવું કેન્દ્રનગર થયેલું છે. તે શહેરમાં શ્રીયુત્ **કેશવલાલભાઇનો** જન્મ સંવત ૧૯૩૧ ના ફાગણ સુદિ ૬ તા. ૧૩–૧–૧૮૭૫ નાં રોજ થયો હતો. શ્રાવકકુળભૂષણ તેમના પિતાશ્રી પ્રેમચંદ દોલતરામ જૈન સમાજમાં ધર્મીપુરુષ તરીકે ગણાતા હોવા છતા કેળવણીપ્રિય હોવાથી પોતાના બન્ને પુત્રોને ધાર્મિક, વ્યવહારિક બન્ને પ્રકારની કેળવણી આપી હતી.

શ્રી કેશવલાલભાઈને પરંપરાથી કુટુંબ સંસ્કાર અને શિક્ષણનો વારસો મળ્યો હતો, જેથી થોડા વખતમાં મુંબઇ વીલસન કોલેજમાં બી. એ. થયા. દરમ્યાન પિતાનો સ્વર્ગવાસ થવાથી કોઇ સ્થળે નોકરી કરવાની ફરજ આવી પડી તેથી પ્રથમ સરકારી નોકરીમાં દાખલ થયા, દરમ્યાન કાયદાનો અભ્યાસ ચાલુ રાખી છેવટે એલ. એલ. બી. પરીક્ષા પસાર કરી, ધારાશાસ્ત્રી બની પોતાના વતનમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો. ધર્મ ઉપર અનુપમ પ્રેમને લઇને પ્રાકૃત–સંસ્કૃતનો અભ્યાસ કરી તે ભાષાશાસ્ત્રી પણ બન્યા. પોતાના કાયદાના અભ્યાસના દરમ્યાનમાં તેમણે જૈન ધર્મના તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિક બે ગ્રંથો **તત્ત્વાર્થધિગમ** અને **પ્રશમરતિ** પ્રકરણનું એડીટ કરી પ્રકાશન કર્યું, જે આજથી લગભગ પચાસ વર્ષ ઉપર છપાયેલ છે. ત્યારબાદ કેટલાક પુસ્તકો તૈયાર કર્યા હતા. લીંબડી શહેરના જ્ઞાનભંડારનું લીસ્ટ પણ કર્યું. આ સભા તરફથી પ્રગટ થયેલ શ્રી ગૂર્જર કાવ્ય સંચય ગ્રંથના કેટલાક કાવ્યોનું સંપાદન કાર્ય કર્યું. છેવટે જિતકલ્પ છપાવવાનું કાર્ય શરૂ કરતાંના દરમ્યાન તેઓશ્રીનો સ્વર્ગવાસ થતાં અધૂરું રહેલું તે કાર્ય તેમના સુપુત્ર શ્રી **બબલચંદભાઈએ**



સાક્ષરવર્ય પુણ્યવિજયજી મહારાજશ્રી પાસે એડીટ કરાવી પૂરૂં છપાવ્યુ એટલે શ્રીયુત કેશવલાલભાઈ ધારાશાસ્ત્રી, ભાષાશાસ્ત્રી, સાક્ષર, સાહિત્યરસિક અને જૈન દર્શનના સતત્ અભ્યાસી હતા.

ધાર્મિક પ્રવૃત્તિઓ વંશપરંપરાથી, દેવ, ગુરુ, ધર્મના આરાધનની પ્રણાલિકા ચાલતી આવતી હોવાથી અને ધર્મગુરૂઓના પરિચયવડે સવારનાં ચાર વાગે ઉઠી અભ્યાસ કરતા. તેઓ સત્ય વક્તા અને ધાર્મિક પ્રવૃત્તિવાળાજ હોવાથી પ્રભુપૂજા, ગુરુઉપાસના, સામાયિક વગેરે નિયમિત કરતા અને ધાર્મિક અભ્યાસ તો તેમનો નિરંતરનો વ્યવસાય હતો. આવા કેટલાક કારણોને લઇને દરેક આચાર્ય મહારાજના ખાસ પરિચયમા આવતા હતા. વળી યુરોપ, અમેરિકાના સ્કોલરો, દર્શનશાસ્ત્રના અભ્યાસકોના સંપર્કમા આવતા હોવાથી, પરિચય વધતાં તેમની સાથે શાસ્ત્રીય બાબતમાં પત્ર વ્યવહાર પણ ચાલતો હતો. પોતાની જાહેરાત તેમને બીલકુલ પસંદ નહોતી. પંડિત હરગોવિંદદાસને પણ પ્રાકૃત શબ્દકોષ તૈયાર કરવામાં પોતે મદદ રૂપ થયા હતા, અને મી. સ્મીથને કાલકાચાર્યનુ જીવનચરિત્ર તૈયાર કરવામાં મદદ કરવાથી તેમને પણ તેઓ ખાસ ઉપયોગી થઇ પડ્યા હતા. કમ્પની એક્ટના તેઓ ખાસ નિષ્ણાત હતા તેથી તેઓ ધારાશાસ્ત્રી પણ ગણાતા હતા

સામાજિક કાર્યો. પોતાની કમાણીમાથી એક જૈન Employment બ્યુરો જે શખ્સને સહાય કરે તેની દુકાને નિરંતર જઇ તેના ધંધાની ( કાર્યની ) તપાસ કરી સલાહ આપી તેમના કાર્યમાં તે રીતે પણ સહાયરૂપ થતાં હતા, પરંતુ આ કાર્યમાં અન્યની સહાય નહિં મળવાથી તે સુમારે બે વર્ષ પછી તે ખાતુ બંધ કરવું પડ્યું હતું.

હિંદની તીર્થરક્ષક કમીટી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં મેનેજીંગ કમીટીના તેઓ સભ્ય હતા અને working મેમ્બર તરીકે ઘણો વખત સુધી (ખાસ કાર્યવાહક તરીકે) રહી સેવા આપતા હતા. શ્રી સમ્મેત્તશિખર તીર્થના કેસ માટે તેઓ પેઢી તરફથી વિલાયત ગયા હતા અને કેસ જીત્યા હતા. પેઢીનાં સઘળા કાર્યમાં તેમની ચીવટ, ખંત અને ચોકસાઇ જાણીતી હોવાથી પેઢીમાં તેમની ખોટ કોઇ કોઇ વખત જણાઇ આવે છે.

પરદેશમાં સર થોમ્સ, સર જહોન લીડસે, સર જહોન સાઇમન, મી. પોલેક વગેરે ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, રશિયા, અમેરિકા વગેરેમાં ઘણાં મિત્રો હતા. ઇંગ્લાંડ ગયા ત્યારે આખું યુરોપ ફર્યા છતાં પણ કંદમૂળ કે જૈન ધર્મને બાદ આવે તેવું કંઈ પણ



ખાધું પીધું નહોતું, કારણકે રસોયો સાથે લઈ ગયા હોવાથી તેમજ દૂધ, ફળાહાર ઉપર ત્યાં ઘણા ભાગે રહેવાથી ધર્મ સાચવી શકયા હતા. યુરોપીય વિદ્વાનો કે સાધુ-સાધ્વી મહારાજાઓને કોઈ કોઈ પુસ્તકો જોઇએ તો પૂરા પાડતા હતા, અને કોઈ પુસ્તક કયાં કયાં ભંડારમાં છે તેની પૂર્ણ માહેતી હોવાથી તેઓ સર્વની તેવી સગવડો પૂરી પાડતા હતા; કારણકે કેટલાક ભંડારોના લીસ્ટોની નકલો પણ શ્રી કેશવલાલભાઈ પોતાની પાસે રાખતા હતા. Reference બુકસ વસાવવાનો પણ તેમનો ખાસ વિષય હતો; કારણકે ખરૂં નાણું જ શાસ્ત્ર હોવાથી તેને જ માનતા હતા.

શ્રીયુત્ કેશવલાલભાઇને મુસાફરોનો ખાસ શોખ હોવાથી અને ભૂગોળ અને સંશોધન-કાર્ય એ તેમના પ્રિય વિષય હોવાથી હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાપથની યાત્રા ઘણીજ મુશ્કેલીના પ્રસંગોને વિતાવી કરેલી હતી. તેમના સુપુત્ર શ્રી બબલચંદભાઇ પાસેથી તેની નોંધ ખોવાઈ જવાથી મલી નથી પરંતુ તે મલી હોત તો વાંચકને ખાસ તેમાંથી જાણવા જેવું ઘણું મળ્યું હોત. ભૂગોળમાં ઉત્તર અને દક્ષિણ ધ્રૂવ વગેરે માટેનો તેમનો અભ્યાસ પણ હતો, જેથી ભારતવર્ષના વિભાગેવિભાગના સુમારે ૨૫૦) નકશા તેમની પાસે હતા. તેમની અંગત લાયબ્રેરીમાં શુમારે ૧૫૦૦૦) પુસ્તકો હતા.

શ્રીયુત **કેશવલાલભાઈ** જેવા પરમ શ્રદ્ધાવંત, શાસ્ત્રના અભ્યાસી, સેવાભાવિ અને સાહિત્યરસિક નરરત્નનું નામ સમાજમાં સારી પ્રતિષ્ઠા પામેલ હોવાથી આ કથા સાહિત્યના અનુપમ ગ્રંથ શ્રી **વસુદેવહિંડી** સાથે જોડાય છે તે માટે આ સભા ગૌરવ અનુભવે છે.

આ ગ્રંથમાં ઘણો જ મ્હોટો ખર્ચ થયેલ છે જેમાં રૂા. ૨૦૦૦) બે હજાર રૂપીયા શેઠ બબલચંદભાઇએ આર્થિક સહાય તરીકે આપ્યા છે, માટે તેમનો આભાર માનવામાં આવે છે.



# અનુક્રમણિકા


**ઉપોદ્ઘાત ... ... ... ... ... ... ... ... ...પૃ. ૧–૪૦**

ગ્રન્થકર્તા અને તેમનો સમય–૧; 'વસુદેવ–હિંડી' કે 'વસુદેવ–ચરિત' ?–૩; ગ્રન્થનો વિષય અને તેની રચનાપદ્ધતિ–૫; 'વસુદેવ–હિંડી' અને 'બૃહત્કથા'–૯; 'વસુદેવ–હિંડી' મધ્યમ ખંડ–૧૩; 'વસુદેવ–હિંડી'ની ભાષા–૧૫; 'વસુદેવ–હિંડી'માંથી પ્રાપ્ત થતી સામાજિક–સાંસ્કૃતિક માહિતી–૩૦; અનુવાદ વિષે–૩૯.

## વસુદેવ–હિંડી : ભાષાંતર

મંગળાચરણ–૧; પ્રસ્તાવના–૨.

**કથાની ઉત્પત્તિ ... ... ... ... ... ... ... ...પૃ. ૩–૩૨**

જબુસ્વામી–ચરિત–૩; માતપિતા અને જબુકુમારનો સંવાદ–૫; વિશેષ પરિજ્ઞાના વિષયમા ઇભ્યપુત્રનું કથાનક–૬; દુર્લભ ધર્મપ્રાપ્તિના વિષયમા મિત્રોની કથા–૬; ઇન્દ્રિયવિષયોની આસક્તિ સંબંધમા વાદરાની કથા–૮; પ્રભવસ્વામીનો સંબધ–૯; જંબુ અને પ્રભવનો સંવાદ–૯; વિષયસુખ સંબંધમા મધુબિન્દુનું દૃષ્ટાન્ત–૧૦; ગર્ભવાસના દુઃખ વિષે લલિતાગનું દૃષ્ટાન્ત–૧૧; એક ભવના વિચિત્ર સંબંધો વિષે કુબેરદત્ત–કુબેરદત્તાનું કથાનક–૧૩; અર્થના અનુચિત ઉપયોગ વિષે ગોપ યુવકનું દૃષ્ટાન્ત–૧૬; લોકધર્મની અસંગતિ વિષે મહેશ્વરદત્તની કથા–૧૭; દુઃખમા સુખ-કલ્પના વિષે વાણિયાનું દૃષ્ટાન્ત–૧૯; પ્રસન્નચંદ્ર અને વલ્કલચીરીનો સંબધ–૨૦; જબુસ્વામીની પૂર્વભવકથામાં ભવદત્ત અને ભવદેવનો સંબંધ–૨૫; ભોગપિપાસાથી પાડાનો અવતાર પામેલા બ્રાહ્મણપુત્રની કથા–૨૭; સાગરદત્ત અને શિવકુમારના ભવનો વૃત્તાન્ત–૨૮; અણાઢિય દેવની ઉત્પત્તિ–૩૧; વસુદેવચરિતની ઉત્પત્તિ–૩૨.

**ધમ્મિલ્લ–હિંડી ... ... ... ... ... ... ... ...પૃ. ૩૩–૯૧**

ધમ્મિલ્લચરિત–૩૩; વસન્તતિલકા ગણિકાનો પ્રસંગ–૩૫; સુરેન્દ્રદત્ત અને સુભદ્રાનો પરિતાપયુક્ત સંવાદ–૩૫; સ્વકર્મના ફળ વિષે કોકણક બ્રાહ્મણની કથા–૩૬; વસુભૂતિ બ્રાહ્મણનું કથાનક–૩૭, વસન્તતિલકાને વસન્તસેનાની સમજાવટ–૩૮; કૃતઘ્ન કાગડાઓની કથા–૪૦; ધમ્મિલ્લને ગણિકાની માતાએ હાંકી કાઢ્યો–૪૧; વસન્તતિલકાની પ્રતિજ્ઞા–૪૨; ધમ્મિલ્લનો અગડદત્ત મુનિ સાથે સમાગમ–૪૩; અગડદત્ત મુનિની આત્મકથા–૪૪; અગડદત્તનો શ્યામદત્તા સાથે પરિચય–૪૫; જિતશત્રુ રાજાનો પૂર્વભવ–૪૭; અગડદત્તે ચોરને માર્યો–૪૮; અગડદત્તનું શ્યામદત્તાની સાથે સ્વદેશ-ગમન–૫૦; અગડદત્તનો અટવીમા પ્રવેશ–૫૨; અગડદત્તનું ગૃહાગમન–૫૫; દૃઢધર્મ આદિ છ મુનિઓનો વૃત્તાન્ત–૫૮; દૃઢ શીલ વિષે ધનશ્રીનું દૃષ્ટાન્ત–૬૦; ધમ્મિલ્લની તપશ્ચર્યા અને ફલપ્રાપ્તિ–૬૩; વિમલસેનાનો પરિચય–૬૫; નગર-જનોએ છેતરેલા ગાડાવાળાનુ દૃષ્ટાન્ત–૬૯; ગાડાવાળાએ કરેલી નગરવાસીઓની છલના–૬૯; યુવરાજ રવિસેન સાથે ધમ્મિલ્લની મૈત્રી–૭૦; સ્વચ્છંદતા વિષે વસુદત્તાનું ઉદાહરણ–૭૨, સ્વચ્છંદબુદ્ધિ રાજા રિપુદમનનું કથાનક–૭૪; ધમ્મિલ્લની ઉદ્યાનયાત્રા અને વિમલસેનાની ધમ્મિલ્લમા પ્રેમાસક્તિ–૭૭, નાગદત્તા સાથે ધમ્મિલ્લના લગ્ન–૭૮; રાજકન્યા કપિલાનો સ્વયંવર–૭૯, કામોન્મત્ત વિદ્યાધરનો વૃત્તાન્ત–૮૦; પદ્માવતીનુ પાણિગ્રહણ–૮૩; ધમ્મિલ્લનું ચંપામાં આગમન અને મત્ત હાથીનો નિગ્રહ–૮૩; વિદ્યુન્મતી, વિદ્યુલ્લતા અને બીજી સોળ કન્યાઓનું પાણિગ્રહણ–૮૫; વસન્તતિલકાનુ પુનર્મિલન–૮૫; મેઘમાલા વિદ્યાધરી સાથે ધમ્મિલ્લનું ગાંધર્વલગ્ન–૮૭; વિમલસેનાને પુત્રજન્મ–૮૮; ધમ્મિલ્લના પૂર્વજન્મની કથામા સુનંદનો ભવ–૮૯; ધમ્મિલ્લના પૂર્વજન્મની કથામા સરહનો ભવ–૯૦.

**પીઠિકા ... ... ... ... ... ... ... ... ...પૃ. ૯૨–૧૩૦**

પ્રદ્યુમ્ન અને સાંબકુમારની કથા–૯૨; રામ અને કૃષ્ણની પટ્ટરાણીઓનો પરિચય–૯૩; પ્રદ્યુમ્નકુમારનો જન્મ,

તેનું હરણ અને શોધ–૯૯; પ્રદ્યુમ્નના હરણ વિષે સીમંધર જિનને નારદનો પ્રશ્ન–૧૦૧; પ્રદ્યુમ્નના પૂર્વભવ વિષે પ્રશ્ન–૧૦૨; પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામાં અગ્નિભૂતિનો ભવ–૧૦૨; પાડાનું ઉદાહરણ–૧૦૩; અગ્નિભૂતિ–વાયુભૂતિના પૂર્વભવનો વૃત્તાન્ત–૧૦૪; મૂગા થયેલા રાહુકનો વૃત્તાન્ત–૧૦૪; રાહુકના પૂર્વભવની કથા–૧૦૪; પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામા પૂર્ણભદ્ર–માણિભદ્રનો ભવ–૧૦૮; પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામા મધુકૈટભનો ભવ–૧૦૯; પ્રદ્યુમ્નને પ્રજ્ઞપ્તિ વિદ્યાની પ્રાપ્તિ–૧૧૧; માતાપિતા સાથે પ્રદ્યુમ્નનો સમાગમ–૧૧૩; સાંબકુમારનો જન્મ–૧૧૯; રુકમીની પુત્રી વૈદર્ભી સાથે પ્રદ્યુમ્નના લગ્ન–૧૨૧; સુહિરણ્યાનું નૃત્ય–૧૨૫; પુરુષોના ભેદ–૧૨૬; બુદ્ધિસેનનું આત્મકથન: ભોગમાલિનીનો સમાગમ–૧૨૬; સુહિરણ્યાનો પરિચય–૧૨૮; ગણિકાઓની ઉત્પત્તિ–૧૨૮.

**મુખ** ... ... ... ... ... ... ... ... ...પૃ. ૧૩૧–૧૩૮

સાંબ અને સુભાનુની ક્રીડાઓ–૧૩૧; સાંબને દેશવટો–૧૩૫; એકસો આઠ કન્યાઓ સાથે સાંબનાં લગ્ન–૧૩૬.

**પ્રતિમુખ** ... ... ... ... ... ... ... ...પૃ. ૧૩૯–૧૪૩

અંધકવૃષ્ણિનો પરિચય–૧૪૦; જેને અવધિજ્ઞાન થયું છે તે સાધુની આત્મકથા–૧૪૧; વસુદેવના પૂર્વભવ વિષે પ્રશ્ન–૧૪૩.

**શરીર** ... ... ... ... ... ... ... ... ...પૃ. ૧૪૪–૪૮૪

**( ૧ ) શ્યામા–વિજયા લંભક, પૃ. ૧૪૪–૧૫૫ :** સમુદ્રવિજય આદિ નવ જણના તથા વસુદેવના પૂર્વભવ–૧૪૪; વસુદેવના પૂર્વભવની કથામા નંદિષેણનો ભવ–૧૪૫; પરલોકના અને ધર્મફલના પ્રમાણ વિષે સુમિત્રાની કથા–૧૪૬; બે ઇભ્યપુત્રોની કથા–૧૪૭; દેવોએ કરેલી નંદિષેણની પરીક્ષા–૧૪૯; સિંહરથનો પરાજય અને કંસને મથુરા નગરની પ્રાપ્તિ–૧૫૧; વસુદેવનો ગૃહત્યાગ–૧૫૨; શ્યામા–વિજયા સાથે વસુદેવનાં લગ્ન–૧૫૪.

**( ૨ ) શ્યામલી લંભક, પૃ. ૧૫૫–૧૬૧ :** શ્યામલી સાથે લગ્ન–૧૫૬; અંગારક અને અશનિવેગનો પરિચય–૧૫૮.

**( ૩ ) ગન્ધર્વદત્તા લંભક, પૃ. ૧૬૧–૨૦૨ :** વિષ્ણુકુમારનું ચરિત અને વિષ્ણુગીતિકાની ઉત્પત્તિ–૧૬૪; ગન્ધર્વદત્તાનું પાણિગ્રહણ–૧૬૯; ચારુદત્તની આત્મકથા–૧૭૧; અમિતગતિ વિદ્યાધરનો વૃત્તાન્ત–૧૭૯; ચારુદત્તનાં લગ્ન–૧૮૧; ચારુદત્તનો ગણિકાગૃહમા પ્રવેશ–૧૮૩; ધનપ્રાપ્તિ માટે ચારુદત્તનું વિદેશભ્રમણ–૧૮૭; અમિતગતિનો શેષ વૃત્તાત–૧૯૪; અથર્વવેદની ઉત્પત્તિ અને પિપ્પલાદનો વૃત્તાન્ત–૧૯૬; ચારુદત્તનું ગૃહાગમન–૧૯૯.

**( ૪ ) નીલયશા લંભક, પૃ. ૨૦૨–૨૩૫ :** શ્રીઋષભદેવનું ચરિત્ર–૨૦૩; મરુદેવાનું સ્વપ્નદર્શન અને શ્રીઋષભદેવનો જન્મ–૨૦૫; દિશાકુમારીઓએ કરેલો શ્રીઋષભદેવનો જન્મોત્સવ–૨૦૬; દેવોએ કરેલો શ્રીઋષભદેવનો જન્મોત્સવ–૨૦૮; શ્રીઋષભદેવનો રાજ્યાભિષેક–૨૧૦; શ્રીઋષભદેવની દીક્ષા–૨૧૧; નમિ અને વિનમિને વિદ્યાધરરિદ્ધિની પ્રાપ્તિ–૨૧૨; શ્રેયાંસે શ્રીઋષભદેવને કરેલું શેરડીના રસનું દાન–૨૧૩; શ્રેયાંસને સોમપ્રભ આદિએ પૂછેલો પ્રશ્ન–૨૧૪; શ્રેયાંસે કહેલું શ્રીઋષભદેવનું પૂર્વભવનું ચરિત્ર–૨૧૪; યુગલિક સ્ત્રીએ કહેલી પૂર્વભવની આત્મકથા–૨૧૫; લલિતાંગક દેવે કહેલી પૂર્વભવની આત્મકથા–૨૧૫; કાગડાનું દૃષ્ટાન્ત–૨૧૮; શિયાળનું દૃષ્ટાન્ત–૨૧૮; મહાબલ અને સ્વયંબુદ્ધના પૂર્વજોનું વૃત્તાન્ત–૨૧૯; શ્રીમતીએ કહેલી પોતાના નિર્નામિકાના ભવની આત્મકથા–૨૨૩; મનુષ્યજન્મ પામેલા લલિતાંગકની શોધ–૨૨૪; વજ્રસેને કરાવેલો લલિતાંગક દેવનો પરિચય–૨૨૬; નીલયશાનું પાણિગ્રહણ–૨૩૧.

**( ૫ ) સોમશ્રી લંભક, પૃ. ૨૩૫–૨૫૩:** આર્યવેદની ઉત્પત્તિ–૨૩૭, શ્રીઋષભદેવનું નિર્વાણ–૨૩૯; અનાર્યવેદની ઉત્પત્તિ: સગરનો વૃત્તાન્ત–૨૪૦, બાહુબલિનું ભરત સાથે યુદ્ધ, દીક્ષા અને જ્ઞાનોત્પત્તિ–૨૪૨; નારદ, પર્વતક અને વસુનો વૃત્તાન્ત–૨૪૬; વસુદેવનું વેદાધ્યયન અને તેની પરીક્ષા–૨૫૨; સોમશ્રીનું પાણિગ્રહણ–૨૫૩.

**( ૬ ) મિત્રશ્રી–ધનશ્રી લંભક, પૃ. ૨૫૩–૨૫૮ :** મનુષ્યભક્ષક સોદાસની પૂર્વકથા–૨૫૬; મિત્રશ્રી અને ધનશ્રીનું પાણિગ્રહણ–૨૫૭.

**( ૭ ) કપિલા લંભક, પૃ. ૨૫૮–૨૬૦ :** કપિલાનું પાણિગ્રહણ–૨૬૦.

(૮) પદ્મા લંભક, પૃ. ૨૬૧-૨૬૮ : ધનુર્વેદની ઉત્પત્તિ-૨૬૨; પદ્માનુ પાણિગ્રહણ-૨૬૫

(૯) અશ્વસેના લંભક, પૃ. ૨૬૯-૨૭૧ : મેઘસેનનો પરાજય-૨૬૯; અશ્વસેના સાથે લગ્ન-૨૭૦.

(૧૦) પુંડ્રા લંભક, પૃ. ૨૭૧-૨૮૨ : વીણાદત્તનો પરિચય-૨૭૧; સુનંદનો વૃત્તાન્ત-૨૭૪; અંશુમાનના સુતારા સાથે લગ્ન-૨૭૫; પુંડ્રાનું પાણિગ્રહણ-૨૭૭; પુંડ્રાનો પૂર્વવૃત્તાન્ત-૨૭૮; ચિત્રવેગાની આત્મકથા-૨૭૯; મહાપુંડ્રકુમારનો જન્મ-૨૮૨.

(૧૧) રક્તવતી લંભક, પૃ ૨૮૨-૨૮૭ : રક્તવતી અને લશુનિકાનો પરિચય-૨૮૫; રક્તવતી અને લશુનિકાનો પૂર્વભવ-૨૮૫; રક્તવતીનું પાણિગ્રહણ-૨૮૬.

(૧૨) સોમશ્રી લંભક, પૃ. ૨૮૭-૨૯૧ : સોમશ્રીનો પરિચય અને તેનો પૂર્વભવ-૨૮૯; સોમશ્રીનું પાણિગ્રહણ-૨૯૧.

(૧૩) વેગવતી લંભક, પૃ, ૨૯૧-૨૯૭ : વેગવતીનું પાણિગ્રહણ-૨૯૩; વેગવતીની આત્મકથા-૨૯૫.

(૧૪) મદનવેગા લંભક, પૃ. ૨૯૮-૩૨૧ : મદનવેગાનુ પાણિગ્રહણ-૨૯૯; પદ્મશ્રીનો વૃત્તાન્ત-૩૦૦; પદ્મશ્રીના પૂર્વભવ-૩૦૧; સનત્કુમાર ચક્રવર્તીનો વૃત્તાન્ત-૩૦૩; સુભૂમ ચક્રવર્તીનો વૃત્તાન્ત-૩૦૬; જમદગ્નિ અને પરશુરામનો વૃત્તાન્ત-૩૦૬; અચ્યુતદેવ અને વૈશ્વાનરદેવે કરેલી જમદગ્નિની પરીક્ષા-૩૦૭, અચ્યુતદેવ અને વૈશ્વાનરદેવે કરેલી પદ્મરથની પરીક્ષા-૩૦૮; રામાયણ-૩૧૩.

(૧૫) વેગવતી લંભક, પૃ. ૩૨૧-૩૨૬ : વેગવતીનુ પુનર્મિલન-૩૨૪.

(૧૬) બાલચન્દ્રા લંભક, પૃ. ૩૨૬-૩૪૬ : વિદ્યુદ્દંષ્ટ્ર વિદ્યાધરનો વૃત્તાન્ત-૩૨૭; સંજયંત અને જયંતનો વૃત્તાન્ત-૩૨૮; વિદ્યુદ્દંષ્ટ્ર અને સંજયંતનો પૂર્વભવનો વૈરસંબંધ-૩૨૯; સિંહચંદ્ર-પૂર્ણચન્દ્રનો સંબંધ અને તેમના પૂર્વભવ-૩૩૧; સુમિત્ર રાજાનું દૃષ્ટાન્ત-૩૩૮; માંસભક્ષણ વિષે ચર્ચા-૩૩૯.

(૧૭) બંધુમતી લંભક, પૃ. ૩૪૬-૩૬૮: પ્રિયંગુસુન્દરીનો પરિચય-૩૪૭; વસુદેવે તાપસોને કરેલો ઉપદેશ-૩૪૮; મહાવ્રતોનું વ્યાખ્યાન-૩૪૮; વનસ્પતિની જીવસિદ્ધિ-૩૪૯; મૃગધ્વજકુમાર અને ભદ્રક મહિષનું ચરિત્ર-૩૫૧; મંત્રીએ કહેલું નરકનું સ્વરૂપ-૩૫૪; મૃગધ્વજ અને ભદ્રકનો પૂર્વભવ : ત્રિપૃષ્ઠ અને અશ્વગ્રીવનો વૃત્તાન્ત-૩૬૦; બંધુમતીનું પાણિગ્રહણ-૩૬૬.

(૧૮) પ્રિયસુન્દરી લંભક, પૃ. ૩૬૮-૪૦૪ : વિમલાભા અને સુપ્રભા આર્યાઓની આત્મકથા-૩૭૧; આદિત્ય આદિ ચાર મુનિની કથા-૩૭૨; ગંગરક્ષિતનો વૃત્તાન્ત-૩૭૮; પરસ્ત્રીસંગના દોષ વિષે વાસવનું દૃષ્ટાન્ત-૩૮૨ કામપતાકાનો સંબંધ-૩૮૩; સ્વામિદત્તનો વૃત્તાન્ત-૩૮૪; અણુવ્રતોના ગુણદોષ-૩૮૪; પહેલા વ્રતના ગુણદોષ વિષે મમ્મણ અને યમપાશનુ દૃષ્ટાન્ત-૩૮૪; બીજા વ્રતના ગુણદોષ વિષે ધારણ અને રેવતિનુ દૃષ્ટાન્ત-૩૮૫; ત્રીજા વ્રતના દોષ વિષે મેરુનું અને ગુણ વિષે જિનદાસનુ દૃષ્ટાન્ત-૩૮૬; ચોથા વ્રતના દોષ વિષે કરાલાપંગનું અને ગુણ વિષે જિનપાલિતનું દૃષ્ટાન્ત-૩૮૬; સગરના પુત્રોએ અષ્ટાપદમા ખાઈ ખોદવી-તેમનુ દહન-૩૯૧; અષ્ટાપદ તીર્થની ઉત્પત્તિ અને સિદ્ધગંડિકા-૩૯૨; ભાગીરથિકુમારે ગંગાને સમુદ્રગામિની કરી-૪૦૦; પ્રિયંગુસુન્દરીનો પૂર્વભવ-૪૦૧; પ્રિયંગુસુન્દરીનું પાણિગ્રહણ-૪૦૪.

(૧૯) ... .. લંભક ( નષ્ટ થયો છે )

(૨૦) ... ... લંભક ( નષ્ટ થયો છે )

(૨૧) કેતુમતી લંભક, પૃ. ૪૦૪-૪૫૭ : શ્રીશાન્તિનાથનું ચરિત્ર-અશ્વગ્રીવ અને ત્રિપૃષ્ઠનો વૃત્તાન્ત-૪૦૭; શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામા અમિતતેજનો ભવ, શ્રીવિજય આદિનો સંબંધ-૪૧૧; અમિતતેજ, શ્રીવિજય, અશનિઘોષ અને સુતારાનો પૂર્વભવ-૪૧૯; ઇન્દુસેન અને બિન્દુસેનનો સંબંધ-૪૨૧; મણિકુંડલી વિદ્યાધરનો સંબંધ-૪૨૧; મણિકુંડલી, ઇન્દુસેન અને બિન્દુસેનનો પૂર્વભવ-૪૨૨; શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામા અપરાજિતનો ભવ-૪૨૫; કનકશ્રીનો પૂર્વભવ-૪૨૭; રાજકન્યા સુમતિનો સંબંધ-૪૨૮; શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામા વજ્રાયુધનો ભવ-૪૩૧; શાન્તિમતી તથા અજિતસેનનો સંબંધ અને તેમનો પૂર્વભવ-૪૩૨; શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામા મેઘરથનો ભવ-

૪૩૫; બે કૂકડાઓ અને તેમનો પૂર્વભવ-૪૩૬; ચંદ્રતિલક-વિદિતતિલકનો સંબંધ અને તેમનો પૂર્વભવ-૪૩૭; સિંહરથ વિદ્યાધરનો સંબંધ અને તેનો પૂર્વભવ-૪૩૯; પારેવા અને બાજનું આગમન-૪૪૦; પારેવા અને બાજનો પૂર્વભવ-૪૪૧; સુરૂપ યક્ષનો સંબંધ અને તેનો પૂર્વભવ-૪૪૧; શ્રીશાન્તિનાથનું ચરિત્ર-૪૪૩; શ્રીકુન્થુનાથનું ચરિત્ર-૪૪૮; શ્રીઅરનાથનું ચરિત્ર-૪૫૨; ઇન્દ્રસેનાનો સંબંધ-૪૫૫; કેતુમતીનું પાણિગ્રહણ-૪૫૫.

**(૨૨) પ્રભાવતી લંભક, પૃ. ૪૫૭-૪૬૦** : વસુદેવને કેદ કરવા માટે જરાસંધનો પ્રયત્ન-૪૫૭; પ્રભાવતીનું પાણિગ્રહણ-૪૫૯.

**(૨૩) ભદ્રમિત્રા-સત્યરક્ષિતા લંભક, પૃ. ૪૬૦-૪૬૪** : ભદ્રમિત્રા-સત્યરક્ષિતાનું પાણિગ્રહણ-૪૬૩.

**(૨૪) પદ્માવતી લંભક, પૃ. ૪૬૪-૪૬૮** : હરિવંશની ઉત્પત્તિ-૪૬૬; પદ્માવતીનું પાણિગ્રહણ-૪૬૭.

**(૨૫) પદ્માવતી લંભક, પૃ. ૪૬૮-૪૭૦** : અમોઘપ્રહારીનો પૂર્વવૃત્તાન્ત-૪૭૦.

**(૨૬) લલિતશ્રી લંભક, પૃ. ૪૭૦-૪૭૫** : પ્રકૃતિ-પુરુષનો વિચાર-૪૭૧; લલિતશ્રીનો પૂર્વભવ-૪૭૩.

**(૨૭) રોહિણી લંભક, પૃ. ૪૭૫-૪૭૯** : રોહિણીનો સ્વયંવર-૪૭૫; વસુદેવ અને સમુદ્રવિજયનું મિલન-૪૭૬.

**(૨૮) દેવકી લંભક (?), પૃ. ૪૭૯-૪૮૪** : વસુદેવનું ગૃહાગમન-૪૭૯; કંસનો પૂર્વભવ-૪૮૦; દેવકીનું પાણિગ્રહણ-૪૮૧.

ઉપસંહાર ... ... ... (નષ્ટ થયો છે)

**સુધારા અને ઉમેરા** ... ... ... ... ... ... **પૃ. ૪૮૫**



## અનુવાદકનાં અન્ય પુસ્તકો

**સંશોધન**

વાઘેલાઓનું ગૂજરાત (૧૯૩૯)
પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧)
ઇતિહાસની કેડી-લેખસંગ્રહ (૧૯૪૫)
જૈન આગમસાહિત્યમાં ગૂજરાત (હવે પછી)

**સંપાદન**

સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી (૧૯૩૩)
માધવકૃત રૂપસુન્દરકથા (૧૯૩૪)
વીરસિંહકૃત ઉષાહરણ (૧૯૩૭)
મતિસારકૃત કર્પૂરમંજરી (૧૯૪૧)
સત્તરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્ય (છપાય છે)
નેમિચન્દ્રકૃત ષષ્ટિશતક પ્રકરણ-ત્રણ બાલાવબોધો સાથે (છપાય છે)

**અનુવાદ**

હિન્દમાં આર્ય ભાષાવિકાસ અને હિન્દી (છપાય છે)
પંચતંત્ર-સગ્રહ (છપાય છે)





॥ णमो त्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

॥ ॐ श्रीमद्‌विजयानंदसूरीश्वरपादपद्मेभ्यो नमः ॥

શ્રીસંઘદાસગણિ વાચક-વિરચિતા

# વસુદેવ-હિંડી

( ભાષાંતર )



## પ્રથમ ખંડ

### મંગળાચરણ

વિકાસ પામેલાં નલિન, કુવલય, શતપત્ર આદિ કમળનાં કાંગરાવાળાં પત્રો ઉપર ચરણ મૂકીને ચાલતા અને મદઝરતા ગજેન્દ્રના સમાન મનોહર પદવિન્યાસવાળા ભગવાન **ઋષભદેવ** જય પામે છે.*

વિનયથી નમેલા સુરેન્દ્રોના સમૂહ વડે વન્દન કરાયેલાં છે ચરણ જેમનાં એવા **અરહંતોને** નમસ્કાર હો !

પરિશુદ્ધ જ્ઞાન અને દર્શનથી યુક્ત એવા **સિદ્ધોને** નમસ્કાર હો !

જિનેશ્વરોએ ઉપદેશેલી આચારવિધિમાં ચતુર એવા **આચાર્યોને** નમસ્કાર હો !

શિષ્યસમુદાયને પરમ શ્રુતસંપત્તિ પ્રાપ્ત કરાવતા **ઉપાધ્યાયોને** નમસ્કાર હો !

સિદ્ધિસ્થાનના ગમનના હેતુરૂપ યોગના સાધક **સાધુઓને** નમસ્કાર હો !

---

* તીર્થંકરો નવ દિવ્ય કમળો ઉપર થઈને ચાલે છે એવી માન્યતા છે જુઓ નેમિચન્દ્રસૂરિકૃત ‘પ્રવચનસારોદ્ધાર’ની ગાથા ૪૪૭ મી—

चउमुहमुत्तिचउक्कं मणिकंचणताररइयसालतिगं ।
**नवकणयपंकयाइं** अहोमुहा कंटया हुंति ॥

એમાના **नवकणयपंकयाइं** એ શબ્દો ઉપર સિદ્ધસેનસૂરિની ટીકા નીચે મુજબ છે—તથા ‘नवकनकपङ्कजानि’ नवसङ्ख्यानि काञ्चनकमलानि नवनीतस्पर्शानि क्रियन्ते, तत्र च द्वयोर्भगवान् स्वकीयक्रमकमलयुगं विन्यस्य

**પ્રસ્તાવના**

પંચ નમસ્કારરૂપ પરમ મંગલ કરવા વડે જેનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો છે એવો હું અનુયોગધર મહાત્માઓને મસ્તકથી પ્રણામ કરીને વીનવું છું કે મને અનુજ્ઞા આપો, જેથી કરીને **વસુદેવચરિત** નામનો ગુરુપરંપરાએ કરીને સાંભળેલો ગ્રન્થ હું વર્ણવું.

એ ગ્રન્થમાં નીચે પ્રમાણે અધિકારો છે—**કથાની ઉત્પત્તિ, પીઠિકા, મુખ, પ્રતિમુખ, શરીર** અને **ઉપસંહાર.**



विचरति, अन्यानि च सप्तपद्मानि पृष्ठतस्तिष्ठन्ति, तेषां च यद्यत्पश्चिमं तत्तत्पादन्यासं कुर्वतो भगवतः पुरतो भवति × × ( દે. લા. ફંડની આવૃત્તિ, પૂર્વભાગ, પત્ર ૧૦૯).

તથા પદ્મવિજયજીકૃત સુપ્રસિદ્ધ સ્તવનમાંના શબ્દો—

" કનક-કમલ નવ ઉપરે અરિહંતાજી,
વિચરે પાય ઠવંતા ભગવંતાજી. "

# કથાની ઉત્પત્તિ



એમાં પહેલાં તો સુધર્માસ્વામીએ જંબુસ્વામીને પ્રથમાનુયોગ ગ્રન્થમાં તીર્થંકર, ચક્રવર્તી અને દશાર વંશના વ્યાખ્યાનના પ્રસંગમાં આવેલું **વસુદેવચરિત** કહેલું હતું, તેથી પ્રથમ જંબુસ્વામીની અને તેમના શિષ્ય પ્રભવની ઉત્પત્તિ પણ કહેવી જોઇએ.

## જંબુસ્વામી–ચરિત

ધન–ધાન્યવડે સમૃદ્ધ તથા દાનમાં શ્રદ્ધા રાખનારા ગૃહપતિઓના બહોળા સમૂહવાળાં સેંકડો ગામડાંઓથી યુક્ત, જેમની છાયા, પુષ્પ તેમજ ફળ ઉપભોગ કરવા લાયક છે એવાં વૃક્ષોવાળાં વનો વડે અલંકૃત, વિવિધ પ્રકારનાં કમળો વડે સુશોભિત, તળાવો તથા પુષ્કરિણીઓવાળો મગધા નામનો જનપદ છે.

એ મગધા જનપદમાં પાણીથી ભરેલી ઊંડી પહોળી ખાઇવાળા, મજબૂત અને ઊંચા તથા શત્રુસૈન્યને ભય પમાડનારા કિલ્લા વડે વીંટળાયેલું, અનેક પ્રકારની બાંધણીવાળાં, નયનમનોહર તથા જલના ભારથી ગુરુક એવા મેઘોના આકાશમાર્ગે થતા ગમનમાં પોતાની અત્યંત ઊંચાઈવડે વિઘ્ન કરનાર એવાં મકાનોથી ભરેલું, અનેક હાથીઓ વડે કરીને જાણે પર્વતોથી યુક્ત હોય તેવું જણાતું,[1] દિવ્ય આચારોનું ઉત્પત્તિસ્થાન, વિવિધ પ્રકારનાં કરિયાણાંનો સંગ્રહ તથા વિનિયોગ–વ્યાપાર કરવાને શક્તિમાન તથા સુશીલ બ્રાહ્મણ–શ્રમણ અને સજ્જન અતિથિઓની પૂજામાં નિરત એવા વણિક જનો વડે વસાયેલું, રથ, ઘોડા અને મનુષ્યોના સમૂહોને કારણે ઊડતી રજવાળું, મદઝરતા હાથીઓનાં મદ–જળવડે છંટાયેલા વિસ્તૃત રાજમાર્ગોવાળું રાજગૃહ નામે નગર છે.

એ નગરમાં શ્રેણિક નામે રાજા હતો. ‘પ્રજાના સુખમાં જ મારું સુખ છે’ એ રીતે તે પ્રયત્નશીલ હતો. પરાજિત થયેલા તથા પગે પડેલા શત્રુસામંતોના મુકુટમણિની કાન્તિથી એનાં પ્રશસ્ત ચરણકમળ રંગાયેલાં હતાં; અને ‘આ તો સત્ત્વ, ગંભીરતા, કાન્તિ, દીપ્તિ અને વૈભવમાં અનુક્રમે સિંહ, સમુદ્ર, ચંદ્ર, સૂર્ય અને કુબેર તુલ્ય છે’ એ રીતે સેંકડો લોકોને મુખે તેની નિર્મળ કીર્ત્તિની વિભાવના થતી હતી. એ રાજાની પટ્ટરાણી ચિલ્લણા નામે હતી. તેમનો પુત્ર કોણિક નામે હતો.

---

૧. આ અર્થ અનુમાનથી કરેલો છે.

એ મગધાપુર( રાજગૃહ )માં પૂર્વપુરુષોએ ઉપાર્જિત કરેલા ધન વડે કરીને સમૃદ્ધ, વિનય અને વિદ્યામાં ચતુર, દયાવાળો, સત્યપ્રતિજ્ઞ, દાનશૂર અને જિનશાસનમાં રત એવો ઋષભદત્ત નામે શાહૂકાર હતો. તેને નિષ્કલંક સ્ફટિક મણિના જેવા નિર્મળ સ્વભાવવાળી અને શીલરૂપી અલંકાર ધારણ કરનારી ધારિણી નામે પત્ની હતી. તે એક વાર અર્ધજાગ્રત અવસ્થામાં પાંચ સ્વપ્નો જોઇને જાગી. તે પાંચ સ્વપ્નો નીચે પ્રમાણે હતાં—ધૂમાડા વગરનો અગ્નિ, વિકાસ પામેલાં અનેક પ્રકારનાં કમળો વડે સુશોભિત પદ્મસરોવર, ફલભારથી નમેલું શાલિવન ( ડાંગરનું ખેતર ), જેમાંનું પાણી વરસી ગયું છે એવા મેઘના સમાન ધવલ તથા જેણે પોતાના ચાર દંતુશળ ઊંચા કર્યા છે એવો હાથી. અને વર્ણ, રસ તથા ગંધથી યુક્ત એવાં જાંબુ. પોતે જોયેલાં સ્વપ્નો ધારિણીએ ઋષભદત્તને જણાવ્યાં. ઋષભદત્તે કહ્યું—‘ ભગવાન અરહંતે આવાં સ્વપ્નોનું ફળ દર્શાવ્યું છે તે પ્રમાણે, તને પ્રભાવશાળી પુત્ર થશે. ’ એટલે સન્તોષવડે વિકસિત થયેલા હૃદયવાળી તે ધારણીએ ‘ તમે કહો છો તે પ્રમાણે થાઓ ’ એ પ્રમાણે અભિલાષા કરી. બ્રહ્મલોકમાંથી ચ્યુત થયેલો દેવ તેના ગર્ભમાં આવ્યો. પછી જિન અને સાધુની પૂજાનો દોહદ તેને ઉત્પન્ન થયો; એ દોહદને વૈભવ અનુસાર પૂર્ણ કરવામાં આવ્યો.

જેનો દોહદ પૂર્ણ થયો છે એવી તે ધારિણીએ નવ માસ પૂર્ણ થતાં શરદકાળના ચંદ્ર અને સૂર્ય જેવી કાન્તિ અને દીપ્તિથી યુક્ત, શુદ્ધ થયેલા સુવર્ણના કમળ અને કર્ણિકારની સરસ કેસરાઓ જેવા વર્ણવાળા, વિષાદરહિત તથા ઉત્તમ સામુદ્રિક લક્ષણોથી યુક્ત હાથ, પગ અને મુખવાળા પુત્રને જન્મ આપ્યો. એનું જાતકર્મ કર્યા બાદ, તેની માતાએ સ્વપ્નમાં જાંબુફળનું દર્શન કર્યું હોવાથી તથા જંબુદ્વીપના અધિપતિ દેવે તેનું સાન્નિધ્ય કર્યું હોવાને કારણે તેનું ‘ જંબુ ’ એવું નામ પાડવામાં આવ્યું. ધાત્રી વડે ઉછેરાતો એવો તે સુખપૂર્વક વધવા માંડ્યો. પૂર્વભવમાં પરિચિત એવી કલાઓને તો તેણે જોતાંવેંત જ ગ્રહણ કરી લીધી. યુવાવસ્થામાં આવતાં ‘ આ જંબુકુમાર દયાવાન, પ્રિયંવદ, પૂર્વાભાષી અને સાધુજનની સેવા કરનાર છે ’ એ પ્રમાણે સન્તોષથી વિસ્તૃત થયેલાં છે લોચનો જેમનાં એવા લોકો વડે પ્રશંસા કરાતો, મગધા જનપદના અલંકારરૂપ તે યથેષ્ટ આનંદ કરવા લાગ્યો.

એ કાળે ભગવાન્ સુધર્માસ્વામી ગણધર જિનેશ્વરની જેમ ભવ્ય જનોનાં અંતરને પ્રસન્ન કરતા રાજગૃહ નગરમાં ગુણશીલ ચૈત્યમાં સમોસર્યા. સુધર્માસ્વામીનું આગમન સાંભળીને, મેઘની ગર્જના સાંભળતા મોરની જેમ, પરમ હર્ષિત થયેલ જંબુકુમાર વાહનમાં બેસીને નીકળ્યો. થોડેક દૂર ગાડીમાંથી ઉતરીને પરમ સંવિગ્ન એવો તે ભગવાનને ત્રણ પ્રદક્ષિણા કરી, મસ્તકથી નમસ્કાર કરીને બેઠો.

તે વખતે ગણધરે જંબુકુમારને તથા પર્ષદાને જીવ-અજીવનું, આસ્રવ, બંધ, સંવર,

નિર્જરા તથા અનેક પર્યાયવાળા મોક્ષનું સ્વરૂપ કહ્યું. ભગવાનનાં વચનોનો આ વિસ્તાર સાંભળીને જંબુકુમાર વૈરાગ્ય પામ્યો. અત્યંત સંતુષ્ટ થયેલ એવો તે ઊઠ્યો અને ગુરુને વંદના કરીને તેણે વિનંતી કરી-" સ્વામી! તમારી પાસે મેં ધર્મ સાંભળ્યો. હવે માતા-પિતાની આજ્ઞા લઈને આપના ચરણમાં મારું હિત આચરીશ (દીક્ષા લઇશ)."

ભગવાને કહ્યું-" ભવ્યજનોનું એ કર્તવ્ય છે."

પછી જંબુકુમાર પ્રણામ કરીને ગાડીમાં બેઠો, તથા જે માર્ગે આવ્યો હતો તે જ માર્ગે પાછો વળી નગરદ્વારે પહોંચ્યો. પણ તે નગરદ્વારમાં ગાડીઓની સામસામી ભીડ જોઇને વિચાર કરવા લાગ્યો કે-" જો રાહ જોઇશ તો વિલંબ થશે, માટે બીજા નગરદ્વારમાં થઇને જલદી પ્રવેશ કરવો મારે માટે ઉચિત છે." એમ વિચારીને સારથિને કહ્યું-" સૌમ્ય! રથ પાછો વાળ. બીજા દ્વારે થઇને પ્રવેશ કરીશું." એટલે સારથિએ ઘોડા હાંકયા અને સૂચવેલા દ્વાર આગળ રથ લીધો. ત્યાં શત્રુસૈન્યને હણવાને માટે દોરડે બાંધીને લટકાવેલાં શિલા-શતઘ્ની-કાલચક્ર એ શસ્ત્રો જંબુકુમારે જોયાં. એ જોઇને તેને ચિન્તા થઇ, " આ શસ્ત્રો કદાચ રથ ઉપર પડે તો વ્રત લીધા સિવાય જ મૃત્યુ થતાં મારી દુર્ગતિ થાય." આમ સંકલ્પ કરીને તેણે સારથિને કહ્યું—" સારથિ! રથ પાછો હાંક; હું ગુરુ પાસે ગુણશીલ ચૈત્યમાં જઇશ." 'ભલે' એ પ્રમાણે કહીને તેણે રથ પાછો વાળ્યો. ગુરુ પાસે જઇને જંબુકુમારે વિનયપૂર્વક કહ્યું—" ભગવન્! હું જીવન પર્યંત બ્રહ્મચારી રહીશ." આ પ્રમાણે વ્રત ગ્રહણ કરીને રથમાં બેસીને તે નગરમાં આવ્યો અને પોતાને ઘેર પહોંચ્યો.

## માતા-પિતા સાથે જંબુકુમારનો સંવાદ

પ્રસન્ન મુખવાળા તેણે રથમાંથી ઉતરી માતાપિતાને પ્રણામ કરીને કહ્યું, " વડીલો! મેં આજે સુધર્માસ્વામીની પાસે જિનોપદેશ સાંભળ્યો. તેથી જ્યાં જરા, મરણ, રોગ, શોક નથી એવા પદને પામવા ઉત્સુક હું પ્રવ્રજ્યા લેવા ઈચ્છું છું. મને રજા આપો."

તેનું આ નિશ્ચય વચન સાંભળીને અશ્રુજળથી જેમનાં વદન ભરાઇ ગયાં છે એવાં તેઓ કહેવા લાગ્યાં-" તેં ધર્મ ભલે સાંભળ્યો; અમારા પણ અનેક પૂર્વજો જિનશાસનમાં રત હતા, પણ, તેમાંના કોઈએ 'પ્રવ્રજ્યા લીધી' એમ સાંભળ્યું નથી. અમે પણ બહુ કાળ સુધી ધર્મ સાંભળ્યો છે, પણ આ નિશ્ચય કદિ ઉત્પન્ન થયો નથી. તો તને કયી વિશેષતા આજે જ પ્રાપ્ત થઇ, જેથી 'પ્રવ્રજ્યા લઇશ' એમ કહે છે?" ત્યારે જંબુકુમાર કહેવા લાગ્યો-" હે વડિલો! કેટલાક લોકો ઘણે કાળે ધર્મનો નિશ્ચય કરી શકે છે, જ્યારે બીજા કેટલાકને અલ્પ કાળમાં જ વિશેષ પરિજ્ઞા (જ્ઞાન) થાય છે. જુઓ, સાધુની પાસે આજે મેં જે અપૂર્વ જાણ્યું તે સાંભળો—

## વિશેષ પરિજ્ઞાના વિષયમાં ઇભ્યપુત્રનું કથાનક

એક નગરમાં રૂપવતી અને ગુણવતી એવી કોઈ ગણિકા રહેતી હતી. તેની પાસે કેટલાયે ધનાઢ્ય રાજપુત્રો, અમાત્યપુત્રો અને ઇભ્ય( શાહૂકાર )પુત્રો આવતા હતા, અને વૈભવ ક્ષીણ થતાં પાછા જતા હતા. તેમના ગમનકાળે એ ગણિકા કહેતી–" આપે મારો ત્યાગ કર્યો, પણ નિર્ગુણ એવી મારી પાસેથી કંઇક સ્મરણચિહ્ન લેતા જાઓ." આ પ્રમાણે કહેવામાં આવતાં તે લોકો તે ગણિકાએ ભોગવેલા હાર, અર્ધહાર, કડાં, બાજુબંધ વગેરે લઈને ત્યાંથી જતા. એક વાર એક ઇભ્યપુત્રને જવાના વખતે ગણિકાએ તે જ પ્રમાણે કહ્યું. તે રત્નપરીક્ષામાં કુશળ હતો. તેણે ગણિકાનું પંચરત્ન વડે અલંકૃત અમૂલ્ય કનકમય પાદપીઠ ( બાજઠ ) જોયું અને કહ્યું—" સુન્દરિ ! જો મારે અવશ્ય લેવાનું જ હોય તો તારા પગના સંસર્ગથી સુભગ એવું આ પાદપીઠ મને આપીને મારા ઉપર કૃપા કર." ગણિકાએ કહ્યું, " આવી અલ્પ મૂલ્યવાળી વસ્તુથી શું ? બીજું કંઈક માગો." પરન્તુ પેલાને તો સાર વસ્તુની ખબર હતી. આખરે ગણિકાએ તે પાદપીઠ આપ્યું. તે લઈને પોતાના વતનમાં આવી રત્નોનો વેપાર કરતો તે લાંબાકાળ સુધી સુખભાગી થયો. આ દૃષ્ટાન્ત છે.

તેનો ઉપસંહાર આ પ્રમાણે છે–ગણિકા તે ધર્મશ્રવણ, રાજપુત્રાદિ તે દેવ–મનુષ્ય આદિ સુખભોગી પ્રાણીઓ, જે આભરણો તે દેશ–વિરતિ આદિ તપ અને ઉપધાનો, ઇભ્યપુત્ર તે મોક્ષની આકાંક્ષાવાળો પુરુષ–આત્મા, રત્નપરીક્ષાની કુશળતા તે સમ્યક્ જ્ઞાન, રત્નનું પાદપીઠ તે સમ્યગ્ દર્શન, રત્નો તે મહાવ્રતો અને રત્નોનો વિનિયોગ તે નિર્વાણસુખનો લાભ.

આ વસ્તુ વિચારીને મને રજા આપો."

તેઓ કહેવા લાગ્યાં–" હે વત્સ ! જ્યારે સુધર્માસ્વામી વિહાર કરતા પાછા અહીં આવે ત્યારે પ્રવ્રજ્યા લેજે." ત્યારે જંબુકુમાર કહેવા લાગ્યો—

## દુર્લભ ધર્મપ્રાપ્તિના વિષયમાં મિત્રોની કથા

" પૂર્વકાળમાં કેટલાક મિત્રો ઉદ્યાનમાં ગયા. ત્યાંથી થોડેક દૂર તીર્થંકર સમોસર્યા છે એવું તેમણે સાંભળ્યું. તેઓ કુતૂહલથી એ તરફ ગયા. વિસ્મિત મનવાળા તેમણે ગગનતલને સ્પર્શ કરતો સિંહચક્ર ધ્વજ, બાલસૂર્યના જેવું ધર્મચક્ર, છત્રાતિછત્ર વડે શોભતું આકાશ, હંસ જેવા ધવલ તથા આકાશસંચારી એવા ચામર અને કલ્પવૃક્ષ જેવું નયનમનોહર ચૈત્યપાદપ જોયું. દેવ, અસુર અને મનુષ્યો વડે શોભતા સમોસરણમાં તેઓ ગયા, અને દેવનિર્મિત સિંહાસન ઉપર સુખપૂર્વક બેઠેલા ભગવાનને તેમણે જોયા. તેમને વંદન કરીને, અત્યંત વિસ્મિત થયેલા તેઓ પર્ષદામાં બેઠા. હૃદય અને કાનને મનોહર એવું ભગવાનનું ધર્મકથાવિષયક વચન તેમણે સાંભળ્યું. તે સાંભળીને સંતોષથી વિકસિત થયેલા મુખવાળા તેઓ ઘેર ગયા. પછી તેમને અંદરઅંદર વાતચીત થઇ.

એમાંનાં એકે કહ્યું–" વયસ્ય ! અહો ! આજે આપણે આ અતિશયવાળા તીર્થંકરનાં દર્શન કર્યાં તથા સર્વે ભાવોની અભિવ્યક્તિ–સ્પષ્ટતા કરનાર ઉપદેશ સાંભળ્યો, તેથી મનુષ્ય જન્મનું સઘળું ફળ આપણુને મળ્યું. આથી વિશેષ જોવા લાયક કે સાંભળવા લાયક બીજું કંઈ નથી, એવો મારો મત છે. આ સંસારમાંથી મોક્ષ પામવાનો ઉપાય ભગવાને હસ્તામલકવત્ દર્શાવ્યો, તે તેમજ છે, એમાં કંઈ શંકા નથી. મુશ્કેલીએ કરીને પણ આવો યોગ પ્રાપ્ત થઈ શકે એમ નથી, તેથી તીર્થંકરના ચરણમાં વિના વિલંબે આપણે દીક્ષા લઈએ."

બીજાએ કહ્યું–" તું કહે છે તે સત્ય છે. આપણે ભાવપૂર્વક ધર્મ સાંભળ્યો છે. આ અથવા બીજા તીર્થંકરનાં આપણે ફરી વાર દર્શન કરીશું ત્યારે દીક્ષા લઈશું. "

ત્રીજાએ કહ્યું–" અમોહ તથા જેમણે કર્મોનો ક્ષય કર્યો છે એવા તીર્થંકરને કંગાલ માણસો જેમ રત્નરાશિ જુએ તેમ, આપણે જોયા છે. માટે નિશ્ચય કરો. "

ચોથાએ કહ્યું–" તીર્થંકરના દર્શનને અનુલક્ષીને તમે સંદેહ કર્યો છે, માટે આપણે પાછા જઇએ. સર્વજ્ઞ અરિહંત સંશયનો નાશ કરશે. "

તેઓ પાછા ગયા અને તીર્થંકરને વંદન કરીને પૂછવા લાગ્યા–" ભગવન્ ! શું અતીત કાળમાં ધર્મદેશના આપનાર તીર્થંકરો થયા છે અને ભવિષ્ય કાળમાં થશે ? " ભગવાને કહ્યું– " ભરત–ઐરવતમાં અવસર્પિણી–ઉત્સર્પિણીના દશમા–દશમા કાળભાગમાં ચોવીસ તીર્થંકરો થાય છે. વિદેહમાં જઘન્યપદે ચાર–ચાર એકી સાથે થાય છે, અને ઉત્કૃષ્ટપદે બત્રીસ. આ પ્રમાણે તીર્થંકરનું દર્શન દુર્લભ છે. દર્શનથી પણ વચન દુર્લભ છે. એ વચનને સાંભળીને કર્મની ગુરુકતાને કારણે કેટલાક માણસો તેમાં શ્રદ્ધા રાખતા નથી; કર્મની વિશુદ્ધિએ કરીને શ્રદ્ધા રાખવા છતાં તેઓ સંયમ લેવામાં નિરુત્સાહ થાય છે. ચક્ષુવાળો જે માણસ સૂર્યનો ઉદય થતાં મૂઢતાને કારણે આંખો મીંચીને બેસી રહે છે તેને માટે સૂર્યોદય નિરર્થક છે. એ જ પ્રમાણે જે અરિહંતનું વચન સાંભળવા ઈચ્છતો નથી, સાંભળીને તેમાં શ્રદ્ધા રાખતો નથી અથવા શ્રદ્ધા રાખવા છતાં તેને સફળ કરતો નથી તેને માટે અરિહંતનું દર્શન નિષ્ફળ જાય છે. " ભગવાન વડે આ પ્રમાણે ઉપદેશ કરાયેલા તેઓએ એ સમવસરણમાં જ દીક્ષા લીધી અને સંસારનો અંત કરનારા થયા.

એ પ્રમાણે હે વડિલો ! હું પણ જો સુધર્માસ્વામીના ઉપદેશને અત્યારે જ આચરણમાં નહીં મૂકું તો સમય જતાં વિષયોમાં આસક્ત થયેલા એવા મારી ધર્મમાં પ્રતિપત્તિ જ નહીં સંભવે. માટે મને રજા આપો. "

ત્યારે ઋષભદત્તે કહ્યું–" વત્સ ! વિષયોની પ્રાપ્તિના હેતુરૂપ વિપુલ ધન તારી પાસે છે, તો તેનો પૂરેપૂરો ઉપભોગ કરીને પછી દીક્ષા લેજે." ત્યારે જંબુએ કહ્યું–" સાંભળો—

## ઇન્દ્રિયવિષયોની આસક્તિ સંબંધમાં વાંદરાની કથા

એક વનમાં સ્વચ્છંદે વિચરતો એક યૂથપતિ વાનર રહેતો હતો. તે વૃદ્ધ થતાં બીજા બળવાન વાનરે તેના ઉપર આક્રમણ કર્યું. લતા, ઢેફાં, કાષ્ઠ, પત્થર અને દાંતના ઘા વડે તેમનું પરસ્પર યુદ્ધ શરૂ થયું. તેમાં એ યૂથપતિ વાનર પરાજિત થતાં નાસવા માંડ્યો. પેલા બીજા વાનરે પણ એનો પીછો પકડ્યો. 'આ મારી પાછળ જ આવે છે' એ પ્રમાણે વિચાર કરતો, પોતાના શરીર ઉપર પડેલા ઘા વડે દુઃખી થતો અને ભૂખ-તરસથી પીડાતો તે યૂથપતિ વાનર એક પર્વતની ગુફા આગળ આવી પહોંચ્યો. ત્યાં પત્થરમાંથી શિલાજીત ઝરતો હતો. ભય વડે જેની દૃષ્ટિ વિકળ થયેલી છે એવા તેણે 'આ પાણી છે' એમ ધારીને પીવાને માટે પોતાનું મોં તેમાં નાખ્યું. તે ત્યાં જ ચોંટી ગયું. આથી તે ઉખાડવા માટે તેણે પોતાના હાથનો ઉપયોગ કર્યો. તે પણ ચોંટી જતાં પગ અરાડ્યા. પરન્તુ તે પણ ચોંટી ગયા. આ પ્રમાણે પોતાની જાતને મુક્ત કરવાને અશક્ત એવો તે ત્યાં જ મરણ પામ્યો. એનું મુખ ચોંટી ગયું તે વખતે બાકીનાં અંગો છૂટાં રાખીને જો તેણે પ્રયત્ન કર્યો હોત તો આ મરણદુઃખમાંથી ઉગરી જાત.

એ જ પ્રમાણે હે વડિલો! અત્યારે બાલભાવને કારણે ભોજનમાં લોલુપ એવો હું જિહ્વેન્દ્રિય વડે જ બંધાયેલો છું; અને તેથી મારી જાતને સહેલાઇથી મુક્ત કરી શકું એમ છું. પણ જ્યારે પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થઇશ ત્યારે જેમ પેલો વાંદરો મરણદુઃખને પામ્યો તેમ અનેક જન્મ-મરણનો ભાગી થઇશ. તો મરણભયથી ડરતા એવા મને રજા આપો; હું પ્રવ્રજ્યા લઇશ."

આ પ્રમાણે બોલતા જંબુકુમારને કરુણ રુદન કરતી માતાએ કહ્યું:-"વત્સ! તેં તો નિશ્ચય કરી લીધો છે; પરન્તુ લાંબા કાળથી મારો એક મનોરથ છે કે-વરના વેશમાં તારું મુખ ક્યારે જોઇશ? જો મારો એ મનોરથ તું પૂરે તો સન્તુષ્ટ થયેલી હું તારી સાથે જ દીક્ષા લઇશ." ત્યારે જંબુકુમારે કહ્યું: "માતા! જો તારો આવો જ અભિપ્રાય છે તો ભલે, તારૂં વચન કરીશ; પણ લગ્નના દિવસો વીતી જાય ત્યારબાદ તારે મને રોકી રાખવો નહીં." પ્રસન્ન થયેલી માતાએ કહ્યું,-"વત્સ! તું કહે છે તેમજ કરીશું. આ પહેલાં જ (આઠ) ઇભ્યકન્યાઓનો વિવાહ તારી સાથે કરેલો છે. આ નગરમાં જિનશાસનમાં રત એવા સમુદ્રપ્રિય, સમુદ્રદત્ત, સાગરદત્ત, કુબેરદત્ત, કુબેરસેન, વૈશ્રમણદત્ત, વસુસેન અને વસુપાલ નામના સાર્થવાહો છે. તેમની પત્નીઓ અનુક્રમે પદ્માવતી, કનકમાલા, વિનયશ્રી, ધનશ્રી, કનકવતી, શ્રીસેના, હ્રીમતી અને જયસેના નામની છે; તથા તેમની કન્યાઓ સમુદ્રશ્રી, સિન્ધુમતી, પદ્મશ્રી, પદ્મસેના, કનકશ્રી, વિનયશ્રી, કમલાવતી અને યશોમતી નામે છે. તને અનુરૂપ એવી આ કન્યાઓનો અગાઉ તારી સાથે વિવાહ કરેલો છે, માટે આ સાર્થવાહોને હવે ખબર આપીએ." પછી એ સાર્થવાહોને કહેવરાવ્યું કે-"જંબુકુમાર

લગ્ન થઈ ગયા બાદ પ્રવ્રજ્યા લેવાનો છે, તો તમારો શો વિચાર છે ?" આ સાંભળીને વિષાદ પામેલા તે સાર્થવાહો પોતપોતાની પત્નીઓ સાથે વિચાર કરવા લાગ્યા કે–'હવે શું કરવું ?' આ સમાચાર તેમની પુત્રીઓએ સાંભળ્યા, અને એક જ નિશ્ચયવાળી તે કન્યાઓ પોતાનાં માબાપોને કહેવા લાગી કે, "તમોએ અમને જંબુકુમારને આપી છે; માટે ધર્મ પ્રમાણે તેનો જ અમારા ઉપર અધિકાર છે; જે માર્ગે તે જશે તે જ અમારો પણ માર્ગ છે." કન્યાઓનું આવું વચન સાંભળીને સાર્થવાહોએ ઋષભદત્તને લગ્ન લેવાના ખબર આપ્યા.

શુભ દિવસે જંબુકુમારને વિધિપૂર્વક પીઠી ચોળવામાં આવી. કન્યાઓને પણ તેમનાં પિતૃગૃહોમાં પીઠી ચોળવામાં આવી. એ પછી જ્યારે સમૃદ્ધિપૂર્વક જંબુકુમાર, ચંદ્ર જેમ નક્ષત્રોની પાસે જાય, તેમ વધૂગૃહોમાં ગયો, અને વધૂઓની સાથે, જાણે કે શ્રી, ધૃતિ, કીર્ત્તિ અને લક્ષ્મીને સાથે લાવ્યો હોય તેમ, પાછો પોતાને ઘેર આવ્યો. પછી સેંકડો કૌતુકપૂર્વક તેને સ્નાન કરાવવામાં આવ્યું અને સર્વે અલંકારોથી વિભૂષિત એવા તેને અનેક લોકોએ અભિનંદન આપ્યું. શ્રમણ–બ્રાહ્મણોની પૂજા કરવામાં આવી; નાગરિકો અને સ્વજનોએ સાંજે નિરાંતે ભોજન કર્યું. જંબુકુમાર માત–પિતા અને પેલી નવવધૂઓ સાથે મણિ અને રત્નના પ્રદીપોથી પ્રકાશમાન-વાસઘરમાં ગયો.

## પ્રભવસ્વામીનો સંબંધ

એ દેશકાળમાં જયપુરવાસી વિન્ધ્ય રાજાનો પ્રભવ નામે કલાનિપુણ પુત્ર હતો. પ્રભવનો નાનો ભાઇ પ્રભુ નામનો હતો. રાજાએ નાના પુત્રને રાજ્ય આપ્યું, તેથી માની પ્રભવ ત્યાંથી ચાલ્યો ગયો અને વિન્ધ્યાચળની તળેટીમાં વિષમ પ્રદેશમાં મુકામ કરીને ચોરી કરીને ગુજારો કરવા લાગ્યો. જંબુકુમારનો વૈભવ જાણીને તથા વિવાહોત્સવ પ્રસંગે માણસો ભેગા થયાનું સાંભળીને ચોર–સરદારોવડે વીંટળાયેલો તે પ્રભવ તાલોદ્ઘાટની વિદ્યાથી કમાડ ઉઘાડીને જંબુકુમારના ભવનમાં દાખલ થયો. અવસ્વાપિની વિદ્યાથી ઊંઘાડેલા લોકોનાં વસ્ત્ર–આભરણો ચોરો લેવા લાગ્યા. તે વખતે અસંભ્રાન્ત એવા જંબુકુમારે કહ્યું, "અરે ભાઇ ! આમન્ત્રિત લોકોને સ્પર્શ ન કરશો." તેનું વચન સાંભળીને પોસ્તકર્મ(લેપ્યકર્મ)ના બનાવેલા યક્ષોની માફક તેઓ નિશ્ચેષ્ટ થઇ ગયા. વધૂઓ સહિત સુખાસન ઉપર બેઠેલા જંબુકુમારને, જાણે નક્ષત્રોવડે વીંટળાયેલો શરદપૂર્ણિમાનો ચંદ્ર હોય તેમ, પ્રભવે જોયો.

## જંબુ અને પ્રભવનો સંવાદ

તે ચોરોને સ્તબ્ધ થયેલા જોઈને જંબુકુમારને પ્રભવે કહ્યું, "ભદ્રમુખ ! તેં કદાચ મારું નામ સાંભળ્યું હશે. હું વિન્ધ્યરાયનો પુત્ર પ્રભવ છું. તારા પ્રત્યે મિત્રભાવને પામેલા

મને તું સ્તંભિની ( જેનાથી સામો માણસ નિશ્ચેષ્ટ થઇ જાય ) અને મોચની ( જેનાથી ચેષ્ટાઓ પાછી વળે ) વિદ્યાઓ આપ; બદલામાં હું તને તાલોદ્ઘાટની ( જેનાથી તાળાં ઉઘડી જાય ) અને અવસ્વાપિની ( જેનાથી માણસો ઊંઘી જાય ) વિદ્યાઓ આપીશ." ત્યારે જંબુકુમારે કહ્યું, " પ્રભવ ! સાચી વાત એ છે કે આ સ્વજનો અને વિપુલ વૈભવનો ત્યાગ કરીને હું પ્રભાતમાં દીક્ષા લેવાનો છું. ભાવથી મેં સર્વ આરંભોનો ત્યાગ કર્યો છે; અને તેથી અપ્રમત્ત એવા મારા ઉપર કોઇ વિદ્યા અથવા દેવતાનો પ્રભાવ ચાલતો નથી. વળી દુર્ગતિના કારણરૂપ એવી એ નિન્દનીય વિદ્યાઓનું મને કંઇ પ્રયોજન નથી. મેં સુધર્મા ગણધર પાસેથી સંસારવિમોચન વિદ્યા ગ્રહણ કરી છે." તે સાંભળીને પરમવિસ્મિત થયેલો પ્રભવ ત્યાં બેઠો, " અહો ! આશ્ચર્યની વાત છે કે આ કુમારે આવા વૈભવનો તૃણના પૂળાની જેમ સર્વથા ત્યાગ કર્યો છે. આ મહાત્મા ખરેખર વંદનીય છે." એમ વિચારીને વિનયપૂર્વક પ્રણામ કરી તે કહેવા લાગ્યો—" હે જંબુ ! વિષયો મનુષ્યલોકના સારરૂપ છે, એ વિષયોને સ્ત્રીઓ સહિત ભોગવ. પોતાને સ્વાધીન એવા સુખના ત્યાગની પંડિતો પ્રશંસા કરતા નથી. અકાળે પ્રવ્રજ્યા લેવાનો વિચાર તેં કેમ કર્યો ? પાકટ વયવાળા માણસો ધર્મ સાચવે તો એમાં કંઇ નિન્દનીય નથી." ત્યારે જંબુકુમારે કહ્યું, " પ્રભવ ! તું વિષયસુખની પ્રશંસા કરે છે, તો એ બાબતમાં એક દૃષ્ટાન્ત સાંભળ—

## વિષયસુખ સંબંધમાં મધુબિન્દુનું દૃષ્ટાન્ત

અનેક દેશો અને નગરોમાં ફરતો કોઇ પુરુષ સાર્થ સાથે એક અટવીમાં પ્રવેશ્યો. ત્યાં ચોરોએ સાર્થને લૂંટી લીધો. સાર્થથી છૂટા પડી ગયેલા, દિશામૂઢ થયેલા અને આમતેમ ભમતા તે પુરુષ ઉપર મદજળવડે સિક્ત મુખવાળા વનગજે હુમલો કર્યો. નાસતા એવા તેણે તૃણ અને દર્ભવડે ઢંકાયેલો પુરાણો કૂવો જોયો. તે કૂવાને કાંઠે મોટું વટવૃક્ષ ઊગેલું હતું અને તેની વડવાઈઓ કૂવામાં લટકતી હતી. ભયગ્રસ્ત તે પુરુષ વડવાઇ પકડીને કૂવામાં લટકી પડ્યો; અને નીચે જુએ છે ત્યાં મુખ પહોળું કરીને તેને ગળી જવાને ઉત્સુક એવો મહાકાય અજગર તેની નજરે પડ્યો. વચમાં ચારે તરફ ભીષણ સર્પો દંશ કરવાની ઇચ્છાવાળા વળગેલા હતા. વડવાઇને ઉપરથી કાળો અને ધોળો એમ બે ઊંદરો કાપતા હતા. પેલો વનહસ્તી એ પુરુષના કેશાગ્રને પોતાની સૂંઢથી સ્પર્શ કરતો હતો. એ વટવૃક્ષ ઉપર એક મોટા ઘેરાવાવાળો મધપૂડો હતો. હાથીએ ઝાડને હલાવતાં પવનના વેગથી કેટલાંક મધુબિન્દુઓ પેલા પુરુષના મુખમાં આવી પડ્યાં, તે એ સ્વાદથી ચાટવા માંડ્યો. તેને કરડવા માટે ઊડેલી મધમાખો ચારે તરફથી એને ઘેરી વળી.

આવી પરિસ્થિતિમાં મૂકાયેલા તે પુરુષને શું સુખ હતું તે તું કહે."

વિચાર કરીને પ્રભવ કહેવા લાગ્યો, " તેણે મધુબિન્દુનું આસ્વાદન કર્યું તેટલું જ સુખ, એમ ધારું છું; બાકીનું દુઃખ."

જંબુકુમારે કહ્યું, "એમ જ છે. એ દૃષ્ટાન્તનો ઉપસંહાર આવો છે—

પેલો પુરુષ તે સંસારી જીવ. અટવી તે જન્મ, જરા, રોગ, મરણથી વ્યાપ્ત એવી સંસારરૂપી અટવી. વનહસ્તી તે મૃત્યુ. કૂવો તે દેવભવ અને મનુષ્યભવ. અજગર તે નરક અને તિર્યંચ ગતિઓ. સર્પો તે દુર્ગતિમાં લઈ જનારા ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો. વડવાઇ એ જીવનકાળ. કાળા અને ધોળા ઊંદરો તે કૃષ્ણ અને શુકલ પક્ષો, જે રાત્રિ–દિવસરૂપી દાંતથી જીવિતનો ક્ષય કરે છે. વૃક્ષ તે કર્મબંધનના હેતુરૂપ અવિરતિ અને મિથ્યાત્વ. મધ તે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ એ ઇન્દ્રિયોના વિષયો. મધમાખીઓ તે શરીરમાંથી પેદા થતા આગન્તુક વ્યાધિઓ.

આવી રીતે અનેક ભયની વચ્ચે પડેલા તે પુરુષને સુખ ક્યાંથી હોય? મધનાં બિન્દુઓનો સ્વાદ એ તો સુખની કલ્પના જ માત્ર છે.

હે પ્રભવ! કોઈ રિદ્ધિમાન ગગનચારી એ પુરુષને કહે કે, 'આવ સૌમ્ય! મારો હાથ પકડ, તને અહીંથી બહાર કાઢું.' તો તે પુરુષ હા પાડે ખરો?"

પ્રભવે કહ્યું; "એ દુઃખપંજરમાંથી છૂટવાને કેમ ન ઇચ્છે?"

જંબુએ કહ્યું, "કદાચિત્ મધુરસને ચાટતો તે મૂઢતાથી કહે કે, 'મને મધુરસથી તૃપ્ત થવા દે, પછી મને બહાર કાઢજે.' પણ એમ તૃપ્તિ થાય ક્યાંથી? વડવાઇરૂપી તેનો આધાર કપાઇ જતાં તે અવશ્ય અજગરના મુખમાં પડવાનો. પ્રભવ! આવી વસ્તુ-સ્થિતિ જાણ્યા પછી હું પ્રમાદી નહીં થાઉં."

ત્યારે પ્રભવે કહ્યું. "ભલે, પણ તમને નિર્વેદ શાથી થયો? કયા દુઃખથી તમે પીડાયા કે જેથી અકાળે સ્વજનોનો ત્યાગ કરો છો?" જંબુએ કહ્યું, "ગર્ભવાસનું દુઃખ જાણતા એવા કુશલ પુરુષને નિર્વેદનાં ઝાઝાં કારણોની શી જરૂર છે? એ સંબંધમાં સુવિહિતો દૃષ્ટાન્ત વર્ણવે છે—

## ગર્ભવાસના દુઃખ વિષે લલિતાંગનું દૃષ્ટાન્ત

વસન્તપુર નગરમાં શતાયુધ રાજા હતો. તેની લલિતા નામે દેવી હતી. તે એક વાર ઝરૂખામાં બેઠી હતી તે વખતે એક રૂપવાન પુરુષને તેણે જોયો. તેની પાસે ઊભેલી દાસી તેને જોઈને વિચાર કરવા લાગી, "આમ જોતી જોતી આ દેવી ચિત્રામણની યુવતિની જેમ નિશ્ચલ આંખોવાળી કેમ થઇ ગઇ છે?" પછી દાસીએ પણ એ બાજુ નજર નાખતાં આંખને પ્રિય લાગે એવા તે પુરુષને જોયો. દાસીએ વિચાર્યું કે, 'નક્કી આ પુરુષમાં જ એની નજર લાગેલી છે.' પછી તેણે દેવીને વિનંતી કરી કે, 'આપની દૃષ્ટિથી જ મેં વિસ્મયપૂર્વક જાણ્યું છે કે આ પુરુષને આદરપૂર્વક આપ જુઓ છો. ચંદ્રને

જોઇને કોની દૃષ્ટિ આનંદ ન પામે ?' દેવીએ કહ્યું કે, 'ખરેખર એ બધું સાચું છે. ધરણિતલના પૂર્ણચંદ્ર સમાન આ પુરુષ દેવ હશે કે વિદ્યાધર હશે ?' દાસીએ જવાબ આપ્યો, 'મને જવાની રજા આપો. એ બાબતમાં તપાસ કરીને ખબર લાવીશ.'

રાણીએ દાસીને જવાની રજા આપી. એ બાબતમાં પૂરી તપાસ કરીને પાછી આવેલી દાસી કહેવા લાગી કે, 'આ જ નગરમાં રહેતા સમુદ્રપ્રિય સાર્થવાહનો એ લલિતાંગ નામનો કલાનિપુણ અને ગુણવાન્ પુત્ર હતો.' એ વચન સાંભળીને લલિતાદેવી કહેવા લાગી, 'સખી ! મંદ ભાગ્યને કારણે મેં એને જોયો ત્યારથી મારું હૃદય ચંચળ બની ગયું છે. મારી આ અપરાધી આંખો એના પ્રત્યે જ આકર્ષાઇ છે.' દાસીએ કહ્યું, 'દેવી ! વિષાદ ન કરો. તમારું પ્રિય કરવા માટે તેને હું કોઇ ન જાણે તેમ અહીં લાવીશ.' દેવીએ કહ્યું, 'ખરેખર, આ શરીરના રક્ષણ નિમિત્તે તું યત્ન કર.' 'ભલે' એમ કહીને તથા દેવીએ લખાવેલો પ્રેમપત્ર લઈને તે દાસી લલિતાંગ પાસે ગઇ. તેના દર્શનથી દેવીને ઉદ્ભવેલો ચિત્તવિકાર પણ દાસીએ લલિતાંગને કહ્યો દાસીનું વચન સાંભળીને, જેણે પ્રેમપત્ર હાથમાં લીધો છે એવો તે લલિતાંગ કહેવા લાગ્યો કે, 'સુતનુ ! મારા ઉપર ઘણી કૃપા થઇ, પરન્તુ ધરણિતલ ઉપર ચાલતો કયો પુરુષ ચન્દ્રલેખાનો સ્પર્શ કરી શકે ? અનિન્દિત એવો કોણ શબને જુએ ?' ત્યારે દાસીએ જવાબ આપ્યો, 'સહાય વગરના માણસ પાસેથી હાથમાં આવેલી વસ્તુ પણ નાશ પામે છે; પરન્તુ સહાયવાળા માટે કંઇ દુર્લભ નથી. આ વસ્તુની જવાબદારી હું માથે લઉં છું.' આમ કહી તે પાછી વળી ને તેણે દેવીને સર્વ હકીકત જણાવી.

આ પછી તે બન્નેનો મેળાપ કરાવવાનો ઉપાય વિચારીને પૂર્ણિમાના દિવસે 'દેવીની તબિયત અસ્વસ્થ છે' એમ જણાવીને તેના ઉપચારને માટે આવતા લેપ કરનારાઓના છદ્મથી તે લલિતાંગનો પેલી દાસીએ દેવીના વાસઘરમાં પ્રવેશ કરાવ્યો. અશંકિત એવો તે દેવીની સાથે વિષયોપભોગમાં આસક્ત રહેવા લાગ્યો. બીજી બાજુ અંતઃપુરના મહત્તરકોએ આ વાત રાજાને જણાવી. આ બાબતની તપાસ શરૂ થઇ. નિપુણ દાસીએ આ વાત જાણી. પછી એ બન્ને જણીઓએ પોતાના રક્ષણ માટે લલિતાંગને ખાળકૂવામાં નાખ્યો.

એ અત્યંત અપવિત્ર કૂવાને જોઈને પોતાના જ્ઞાનની નિન્દા કરતો તે પરમદુઃખી વિચાર કરવા લાગ્યો, 'જો અહીંથી હું બહાર નીકળું તો આવા વિષમ પરિણામવાળા ભોગોનો હું ત્યાગ કરીશ.' પેલી બે જણીઓ લલિતાંગ પ્રત્યેની અનુકંપાથી વધેલો એંઠવાડ ખાળકૂવામાં નાખતી. ભૂખના દુઃખથી અને પછી પરિચયથી એવો આહાર પણ તે ખાવા માંડ્યો. વર્ષાઋતુમાં ઘણાં પાણીથી પેલો કૂવો ઉભરાઇ ગયો, આથી એમાંનું પાણી–ખાળોનું પાણી જે ખાઇમાં વાળેલું હતું ત્યાં–ચાલ્યું જાય એટલા માટે માણસોએ તે કૂવો ઉઘાડ્યો. પાણીના વેગથી ખેંચાતો લલિતાંગ એકદમ ખાઈના કિનારે નીકળ્યો. તેના ઉપર એકદમ પવનની ઝપટ

વાગતાં મૂર્છા પામ્યો. ત્યાં એને એની ધાત્રીએ જોયો. તેણે ન્હવરાવીને સ્વસ્થ કરી ઘેર પહોંચાડ્યો. ઉપચાર કરવામાં આવતાં ધીરે ધીરે એણે પોતાના શરીરની મૂળ સ્થિતિ પ્રાપ્ત કરી.

આ દૃષ્ટાન્તનો ઉપસંહાર—લલિતાંગ તે જીવ, દેવીના દર્શનનો સમય તે મનુષ્યજન્મ, દાસી તે ઇચ્છા, વાસઘરમાં પ્રવેશ તે વિષયપ્રાપ્તિ, અંતઃપુરના અધિકારી રાજપુરુષો તે રોગ, શોક, ભય, શીત, ઉષ્ણતા આદિ પરિતાપો, કૂવો તે ગર્ભવાસ, એમાં એંઠવાડનો પ્રક્ષેપ તે માતાએ ખાઈને પચાવેલા અન્ન-પાણીના સ્રાવનો આહાર, કૂવામાંથી બહાર નીકળવું તે પ્રસવકાળ, ધાત્રી તે દેહને પુષ્ટિ આપનાર કર્મ-વિપાકની પ્રાપ્તિ.

હે પ્રભવ! રૂપવિસ્મિત દેવી લલિતાંગને ફરી તેડાવે તો તે જાય ખરો?" પ્રભવે કહ્યું, "આટલું દુઃખ અનુભવ્યા પછી તે શી રીતે જાય?" જંબુકુમારે કહ્યું, "અજ્ઞાનને લીધે તથા વિષયભોગની ગુરુકતાથી કદાચ તે ફરી જાય પણ ખરો, જેવી રીતે વિષયાસક્ત અજ્ઞાની જીવો ગર્ભવાસમાં પ્રવેશે છે. પરન્તુ બંધ અને મોક્ષનું સ્વરૂપ જેણે જાણ્યું છે એવો હું રાગ-દ્વેષની પરંપરાને ફરી પ્રાપ્ત નહીં કરું."

ત્યારે પ્રભવ કહેવા લાગ્યો, "હે સૌમ્ય! સાંભળો, તમે કહ્યું છે તે બરાબર છે. પણ એક વિનંતી કરું છું. લોકધર્મ અનુસાર પતિએ પત્નીઓનું લાલન-પાલન કરવું જોઈએ, તો કેટલાંક વર્ષ સુધી આ વધુઓ સાથે સુખ ભોગવીને પછી દીક્ષા લેવાનું તમારે માટે છાજતું ગણાશે." જંબુકુમારે કહ્યું, "હે પ્રભવ! સંસારમાં એવો કોઈ નિયમ નથી કે આ ભવમાં પત્ની અથવા માતા હોય તે બીજા ભવમાં પણ પત્ની અથવા માતા થાય; એટલુંજ નહીં પણ આ ભવમાં માતા હોય તે બીજા ભવમાં બહેન, પત્ની અથવા પુત્રી પણ થાય છે. બીજી બાબતમાં પણ એવો જ વિપર્યાસ છે કે-પતિ પણ પુત્ર થાય, પિતા પણ ભાઈ અથવા બીજું કંઈક થાય. તેજ પ્રમાણે કર્મને વશ એવો જીવ સ્ત્રી, પુરુષ અથવા નપુંસક થાય. હવે જે જીવ જન્માન્તરમાં માતા, પુત્રી અથવા ભગિની હોય તેનું ભાર્યાના આચારથી લાલન-પાલન કેવી રીતે થઈ શકે?" પ્રભવે કહ્યું, "જન્માન્તરની વસ્તુસ્થિતિ તો જાણવી મુશ્કેલ છે; 'પિતા અથવા પુત્ર' એ તો વર્તમાનને ઉદ્દેશીનેજ કહેવામાં આવે છે" જંબુએ જવાબ આપ્યો, "અજ્ઞાનના દોષો આવાજ છે, જેથી કરીને અકાર્યમાં પણ કાર્યની બુદ્ધિથી મનુષ્ય પ્રવર્તે છે, અથવા જાણવા છતાં પણ ભોગની લોલુપતાથી અને સંપત્તિના સુખથી મોહિત થઈને અકાર્યમાં પ્રવર્તે છે. ભવાન્તરની ગતિનો સંબંધ બાજુએ મૂકીએ તોપણ, એક ભવનો પણ અજ્ઞાનમય વૃત્તાન્ત તું સાંભળ—

## એક-ભવના વિચિત્ર સંબંધો વિષે કુબેરદત્ત-કુબેરદત્તાનું કથાનક

મથુરા નગરીમાં કુબેરસેના નામની ગણિકા હતી. પહેલા ગર્ભના દોહદથી ખેદ પામેલી એવી તેને તેની માતાએ વૈદ્યને બતાવી. વૈદ્યે કહ્યું, "એના ગર્ભમાં જોડલું છે,

માટે જ દર્દ થાય છે, બાકી કોઈ વ્યાધિ નથી." આ પ્રમાણે ખરી હકીકત જાણીને તેની માતાએ કુબેરસેનાને કહ્યું, "પુત્રિ! પ્રસવકાળે તને પીડા ન થાય એટલા માટે આ ગર્ભને ગાળી નાખવાનો ઉપાય હું શોધું છું. એથી તું વ્યાધિરહિત થઈશ, અને વિષયભોગમાં પણ વિઘ્ન નહીં આવે. ગણિકાઓને વળી પુત્ર–પુત્રીનું શું કામ છે?" પરન્તુ તેણે માન્યું નહીં, અને કહ્યું, "જન્મશે ત્યારે હું બાળકનો ત્યાગ કરીશ." યોગ્ય સમયે તેણે પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. માતાએ કહ્યું, "હવે આમનો ત્યાગ કર." એટલે તેણે કહ્યું "દશ રાત્રિ પછી કરીશ." પછી તેણે 'કુબેરદત્ત' અને 'કુબેરદત્તા' એ નામથી અંકિત બે મુદ્રાઓ કરાવી.

દશ રાત્રિઓ પૂરી થતાં સુવર્ણ અને રત્નોથી ભરેલી બે નાની નાવડીઓમાં બાળકોને મૂકીને એ નાવડીઓને તેણે યમુના નદીમાં તરતી મૂકી દીધી. આ પ્રમાણે તરતાં એ બે બાળકોને દૈવયોગે સવારમાં શૌરિપુર નગરમાં બે ઇભ્યપુત્રોએ જોયાં. નાવડીઓ થોભાવી એકે છોકરો લીધો, બીજાએ છોકરી લીધી. 'આ તો ધનયુક્ત છે' એ રીતે તુષ્ટ થયેલા તે બન્ને બાળકોને પોતપોતાને ઘેર લઈ ગયા. બાળક અનુક્રમે ઉછરતો યુવાવસ્થાને પામ્યો. 'આ યોગ્ય સંબંધ છે' એમ માનીને કુબેરદત્તા કુબેરદત્તને આપવામાં આવી. લગ્નના દિવસો વીતી ગયા બાદ વધૂની સખીઓએ વરની સાથે દ્યૂત રમવાનું ઠરાવ્યું. કુબેરદત્તના હાથમાંથી નામની મુદ્રા લઈને કુબેરદત્તાની આંગળીએ પહેરાવી. મુદ્રાને જોઈને કુબેરદત્તાને વિચાર થયો, "આ મુદ્રાઓમાં નામનું તેમજ મુદ્રાના આકારનું સામ્ય શાથી હશે? કુબેરદત્તમાં મને ભર્તારબુદ્ધિ થતી નથી તેમજ અમારો કોઈ પૂર્વજ આ નામધારી હોય એમ પણ સાંભળવામાં આવતું નથી. નક્કી આ બાબતમાં કંઈક રહસ્ય હશે." એમ વિચારીને બન્ને મુદ્રાઓ તેણે વરની આંગળીએ પહેરાવી. એ જોઈને તેને પણ આવો જ વિચાર થયો. તે વધૂને મુદ્રા પાછી આપીને માતાની પાસે ગયો, અને સોગન આપીને સાચી વાત પૂછી. તેણે યથાસ્થિત વાત કહી." કુબેરદત્તે કહ્યું, "માતા! તમે જાણવા છતાં આ અયોગ્ય કર્યું." ત્યારે માતાએ જવાબ આપ્યો, "પુત્ર અમે મોહવશ આ કામ કર્યું છે. જે થયું તે થયું. પણ પુત્ર! વધૂ માત્ર પાણિગ્રહણ પૂરતીજ દૂષિત થઈ છે. એમાં કંઈ પાપ થયું નથી. પુત્રીને હવે પાછી તેને ઘેર હું મોકલું છું. તું પ્રવાસે જા. ત્યાંથી પાછો આવીશ ત્યારે તારો વિશિષ્ટ સંબંધ કરીશું." આમ કહીને કુબેરદત્તાને સ્વગૃહે મોકલી. તેણે પણ માતાને એ પ્રમાણેજ પૂછતાં તેની માતાએ પણ બધી હકીકત કહી.

આથી નિર્વેદ પામેલી કુબેરદત્તાએ શ્રમણી તરીકે દીક્ષા લીધી અને પ્રવર્ત્તિનીની સાથે વિહાર કરવા લાગી. પ્રવર્ત્તિનીના વચનથી પેલી મુદ્રા તેણે સાચવી રાખી. વિશુદ્ધ ચારિત્ર્યવાળી તે કુબેરદત્તાને અવધિજ્ઞાન થયું. કુબેરસેનાના ઘેર વસતા કુબેરદત્તને તેણે જોયો. 'અહો! અજ્ઞાનનો કેવો દોષ છે!' એમ વિચારીને તે બન્નેના પ્રતિબોધને માટે

આર્યાઓની સાથે વિહાર કરતી મથુરા ગઇ, અને ત્યાં કુબેરસેનાના ઘરમાં વસતિ માગીને રહી. કુબેરસેનાએ વંદન કરીને કહ્યું, "આર્યા! હું ગણિકા હોવા છતાં કુલવધૂના જેવી ચેષ્ટાવાળી છું, માટે નિઃશંકપણે રહો." ગણિકાનો (કુબેરદત્તથી થએલો) એક નાનો બાળક હતો, તેને તે વારંવાર સાધ્વી સમક્ષ લાવતી હતી. એ વખતે પ્રસંગ જાણીને તેઓના પ્રતિબોધ અર્થે બાળકને કુબેરદત્તા આ પ્રમાણે ઝુલાવવા લાગી—

"હે બાળક! તું મારો ભાઇ છે, દિયર છે, પુત્ર છે, મારી શોકયનો પુત્ર છે, ભત્રીજો છે, કાકો છે; તું જેનો પુત્ર છે તે પણ મારો ભાઇ, પતિ, પિતા, પિતામહ, સસરો અને પુત્ર છે; તું જેના ગર્ભથી ઉત્પન્ન થયો છે તે પણ મારી માતા, સાસુ, શોકય, ભોજાઇ, પિતામહી અને વહૂ છે."

તેનું આવું હાલરડું સાંભળીને કુબેરદત્ત વંદન કરીને પૂછવા લાગ્યો કે, "હે આર્યા! આવી પરસ્પરવિરોધી અને અસંબદ્ધ વાણી કેમ અને કોને માટે છે? કે પછી બાળકને રમાડવા માટે આવું અયોગ્ય બોલો છો?" આર્યાએ કહ્યું, "શ્રાવક! આ સાચું જ છે." પછી પોતે જે અવધિજ્ઞાનથી જોયું હતું તે એ બન્ને જણાને પ્રમાણપૂર્વક કહ્યું, અને મુદ્રા પણ બતાવી. આ સાંભળીને જેને અત્યંત તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવો કુબેરદત્ત 'અહો! અજ્ઞાનને લીધે મેં નહીં કરવાનું કામ કર્યું' એ પ્રમાણે શોક કરતો બાળકને વૈભવ આપીને, આર્યાને નમસ્કાર કરી 'તમે મને પ્રતિબોધ પમાડ્યો; હવે મારું હિત આચરીશ' એ પ્રમાણે કહી ત્યાંથી ત્વરાથી ચાલી નીકળ્યો, અને સાધુની પાસે જઇ સાધુવેશ અને આચારને ધારણ કરી, જેનો વૈરાગ્ય ચલિત થયો નથી એવો તે ઉત્કૃષ્ટ તપ અને ઉપધાનવડે દેહને ક્ષપિત કરીને દેવલોકમાં ગયો. કુબેરસેના પણ ગૃહવાસને યોગ્ય એવા નિયમો ધારણ કરીને અહિંસાપૂર્વક રહેવા લાગી. આર્યા પ્રવર્તિની પાસે ગઈ.

પ્રભવ! આ લોકોને આવી વસ્તુસ્થિતિ જાણ્યા પછી વિષયરાગ થાય ખરો?" પ્રભવે કહ્યું, "કયાંથી થાય?" જંબુએ કહ્યું, "એમાંથો કદાચ કોઈ મૂઢતાથી પ્રમત્તપણે વિષયસેવન કરે, પણ મને તો ગુરુ પાસે પ્રમાણપૂર્વક વિષયના દોષો સાંભળ્યા પછી ભોગનો અભિલાષ નહીં થાય."

ફરી પ્રભવે કહ્યું, "દેવ! તમારાં અતિશયવાળાં વચનોથી કયા સચેતન પ્રાણિને પ્રતિબોધ ન થાય? તો પણ યોગ્ય લાગે છે માટે કહું છું કે–ધન ભારે પ્રયત્નને પરિણામે મળે છે; તમારી પાસે વિપુલ ધન છે, તેનો ઉપભોગ કરવાને માટે એક વર્ષ રહો. છ ઋતુઓના વિષયભોગમાં એ ધનનો વિનિયોગ કરવો ઠીક છે. ત્યારપછી પ્રવ્રજ્યા લેશો તો તે યોગ્ય ગણાશે." જંબુએ જવાબ આપ્યો, "ધનનું સુપાત્રે દાન કરવાનું પંડિતો પ્રશંસે છે, અને નહીં કે વિષયભોગને માટે ધનનો ઉપયોગ. એ બાબતમાં તું કથાનક સાંભળ—

## અર્થના અનુચિત ઉપયોગ વિષે ગોપ યુવકનું દૃષ્ટાન્ત

અંગ જનપદમાં અસંખ્ય ગાયો અને ભેંસોના માલીક એવા ગોવાળિયાઓ રહે છે. તેમના ગોકુળને એક વાર ચોરોએ લૂંટ્યું. પ્રથમ પ્રસૂતા એક રૂપવતી તરુણીને બાળકનો ત્યાગ કરાવીને તેઓ હરી ગયા. તેને તેમણે ચંપાનગરીમાં ગણિકા–હાટમાં વેચી. ગણિકાએ વમન–વિરેચનાદિ ઉપચારોથી તેની સારવાર કરી અને ગણિકાની કલાઓ શિખવી. એટલે એક લાખનું તેનું મૂલ્ય થયું. હવે અનુક્રમે ઉછરતાં યુવાવસ્થામાં આવેલો પેલો બાળક ઘીનાં ગાડાં ભરીને ચંપાનગરીમાં ગયો. ઘી વેચ્યું. ગણિકાનાં ઘરોમાં સ્વચ્છંદપણે ક્રીડા કરતા તરુણ પુરુષોને તેણે જોયા. તેણે વિચાર કર્યો, " આ પ્રમાણે ઇચ્છિત યુવતિ સાથે વિહાર ન કરું તો મારું ધન શા કામનું ? " એમ જોતાં જોતાં જે ગણિકા પોતાની માતા હતી તેજ તેને ગમી. તેણે એને ઇચ્છિત શુલ્ક આપ્યું.

હવે તે ગોપ યુવક સંધ્યાકાળે સ્નાન કરી અલંકાર પહેરીને પોતાની માતા જે ગણિકા હતી તેની પાસે જવા નીકળ્યો. અનુકંપાવાળી દેવતાએ વત્સ સહિત ગાયનું રૂપ ધારણ કરીને પોતાની જાતને એની સમક્ષ બતાવી. રસ્તામાં એનો પગ વિષ્ટાથી ખરડાતાં તે પેલા વાછરડા ઉપર લુછવા માંડ્યો. એટલે વાછરડાએ મનુષ્યવાણીથી કહ્યું, " માતા ! આ એવો કયો પુરુષ છે, જે અમેધ્યથી લીંપાયેલો પોતાનો પગ મારા ઉપર લુછે છે ? " ગાયે કહ્યું, " વત્સ ! ક્રોધ ન કરીશ. આ મંદભાગ્ય પોતાની માતા પાસે અકૃત્ય સેવવા માટે જાય છે; એવો માણસ તને આમ કરે એમાં કંઇ મોટી વાત નથી. " આમ કહીને તે અદૃશ્ય થઇ ગઈ. પેલા ગોપ બાળકે વિચાર કર્યો, " મારી માતાને ચોરો હરી ગયા હતા એમ સંભળાય છે. શું તે ગણિકા થઈ હશે ? મને અહીંથી પાછો વળવા દે. અથવા તેનેજ જઇને પૂછું. " આમ વિચારી ગણિકાને ઘેર પહોંચ્યો. ગણિકાએ નિમંત્રણ, ભોજન, ગીત, વાદિત્ર અને નૃત્યથી તથા હૃદયને હરી લે તેવા આદરથી તેનું રંજન કરવા પ્રયત્ન કર્યો, પણ જેણે કાર્યનો નિશ્ચય કર્યો છે એવા તેણે કહ્યું, " આ બધું રહેવા દે, તારી ઉત્પત્તિ કહે. " તેણે જવાબ આપ્યો, " જે નિમિત્તે ધન આપીને આવ્યો છે તે મારા યુવતિગુણોના વિસ્તાર વિષે પૂછ. મારી કુલકથાનું તારે શું કામ છે ? " તેણે કહ્યું, " તારી ઉત્પત્તિનું જ મારે કામ છે, માટે કૃપા કરીને કંઈ છૂપાવ્યા વગર તે કહે. " તેણે વિચાર્યું, " કહું ? કંઇ દોષ તો નહીં થાય ? " પછી તેણે માતા–પિતા અને સ્વજનોનાં નામ સાથે નિશાનીપૂર્વક બધું કહ્યું.

પ્રભવ ! જો દેવતાએ પ્રતિબોધ કર્યો ન હોત તો એ ગોપ યુવકના ધનનો ઉપયોગ કેવો થાત ? " પ્રભવે જવાબ આપ્યો, " એમાં મારે કંઇ કહેવાનું નથી. તમે જે કહો છો તે યોગ્ય છે. " જંબુકુમારે કહ્યું, " આ પ્રમાણે ખરી વાત જાણ્યા પછી તે ભોગાભિલાષી થાય ખરો ? " પ્રભવે કહ્યું, " નહીંજ. " જંબુએ કહ્યું, " આ વસ્તુ પ્રતિબોધ પામેલા-જાગેલાઓ માટે છે, ઊંઘતા માટે નથી. સર્વત્ર જ્ઞાન એજ પરિત્રાણ–રક્ષણ છે. "

ફરી વાર પ્રણામ કરીને પ્રભવ વિનવવા લાગ્યો, "સ્વામી! તો લોકધર્મને અનુરૂપ વર્તન કરો, જેથી પિતાનો ઉપકાર થાય. પિતાની પુત્રવિષયક તૃપ્તિ વિચક્ષણ પુરુષો વર્ણવે છે કે–ઋણમાંથી મુક્ત[1] થયેલો (જેણે પિતૃઋણ ફેડયું એવો) પુરુષ સ્વર્ગમાં જાય છે." ત્યારે જંબુકુમારે કહ્યું, "એ સાચી વાત નથી. ભવાન્તરમાં ગયેલા પિતાને પુત્ર ઉપકાર કરવાની બુદ્ધિથી અપકાર પણ કરી નાખે છે. અને પિતાને જે કંઈ શાન્તિ મળે તે પુત્ર તરફથી મળતી નથી, કારણ કે જીવો પોતે કરેલાં કર્મોનું જ ફળ ભોગવનારા હોય છે. પિતાને ઉદ્દેશીને પુત્ર જે આપે તે ભક્તિ ખરી, પણ જેમ માણસનો જન્મ પરાયત્ત છે, તેમ આહાર પણ પોતાનાં કર્મના પરિપાક અનુસાર મળે છે. (એમ ન માનીએ તો) જેમનો વંશ નાશ પામ્યો છે તેવા નિરાધાર અને અતૃપ્ત સ્થિતિવાળા જીવો સારાયે ભવિષ્યકાળમાં કેવી રીતે રહેવાના હતા? પુત્રે આપેલું અન્નપાણી કે જે અચેતન છે તે પિતા પાસે કેવી રીતે જઇ શકે? એ જ પ્રમાણે પિતાને ઉદ્દેશીને કરેલું પુણ્ય પણ તેને કેવી રીતે પહોંચે? પિતા અથવા પિતામહ કુન્થુ અથવા કીડી અથવા એવા નાના શરીરવાળો થયો હોય અને તે પ્રદેશમાં તેની તૃપ્તિ નિમિત્તે પુત્ર જળ છાંટે, તો તેમાં મરનારનો ઉપકાર અથવા અપકાર થાય છે, એમ કેવી રીતે કહેવાય? અથવા સાંભળ—

## લોકધર્મની અસંગતિ વિષે મહેશ્વરદત્તની કથા

તામ્રલિપ્તિ નગરીમાં મહેશ્વરદત્ત નામે સાર્થવાહ હતો. તેનો સમુદ્રદત્ત નામે પિતા ધનના સંચય, સંરક્ષણ અને પરિવર્ધનના લોભમાં ગ્રસ્ત એવો મરણ પામ્યો, અને અતિશય માયાને કારણે એ જ પ્રદેશમાં પાડો થયો. માયા અને કપટમાં કુશળ એવી તેની બહુલા નામની શૌચવાદી માતા પણ પતિશોકથી મરણ પામીને એ જ નગરમાં કુતરી થઇ. મહેશ્વરદત્તની પત્ની ગાંગિલા વડિલોથી સૂના તે ઘરમાં રહેતી, સ્વચ્છંદી બની ગઇ. એક વાર ઇચ્છિત પુરુષ સાથે સંકેત કરીને સાંજે તેની રાહ જોતી તે ઊભી હતી. આયુધ સાથે તે સ્થળે આવેલો એ પુરુષ મહેશ્વરદત્તની નજરે પડયો. તે પુરુષે પોતાની જાતના રક્ષણ માટે મહેશ્વરદત્તને મારી નાખવાનો વિચાર કર્યો, પણ મહેશ્વરદત્તે લઘુહસ્તપણે તેને ગાઢ પ્રહાર કરતાં થોડેક દૂર જઈને તે પડયો, "અહો! મને મંદ ભાગ્યને અનાચારનું આ ફળ મળ્યું," એ પ્રમાણે વૈરાગ્યપૂર્વક પોતાની નિન્દા કરતો તે મરણ પામ્યો, અને ગાંગિલાના ઉદરે પુત્ર તરીકે જન્મ્યો અને એક વર્ષનો થતાં મહેશ્વરદત્તનો પ્રિય પુત્ર થયો.

૧. અહીં 'ઋણ'નો અર્થ લૌકિક 'દેવુ' નહી, પણ પિતૃઋણ છે. વૈદિક પરંપરા અનુસાર, દરેક મનુષ્યે ત્રણ ઋણ ફેડવાના છે: ઋષિઋણ, દેવઋણ અને પિતૃઋણ. ઋષિઋણ બ્રહ્મચર્યવડે, દેવઋણ યજ્ઞો કરવાવડે અને પિતૃઋણ પુત્ર ઉત્પન્ન કરવાવડે. અર્થાત્ પોતાની પાછળ શ્રાદ્ધાંજલિ આપવા માટે પુત્રને મૂકી જનાર પુરુષ સ્વર્ગમા જાય છે; એટલે પિતાનાં ઉત્તરકાર્યો કરવા પુત્રે સંસારમા રહેવુ જોઇએ, એમ પ્રભવ કહે છે.

એક વાર પિતાનું શ્રાદ્ધ આવતાં મહેશ્વરદત્તે પેલા પાડાને ખરીદીને મારી નાખ્યો. આ પ્રમાણે પિતાના માંસની વાનીઓ બની, અને તે લોકોને પીરસવામાં આવી. બીજા દિવસે તે માંસ તથા મદ્યનો સ્વાદ લેતો મહેશ્વરદત્ત પુત્રને ખોળામાં લઇને પોતાની માતા જે કુતરી થયેલી હતી તેને માંસના ટુકડાઓ નાખવા માંડયો. કુતરી પણ તે સંતોષ-પૂર્વક ખાવા માંડી.

એ વખતે કોઈ સાધુ માસક્ષપણના પારણા નિમિત્તે તે ઘરમાં પ્રવેશ્યા, અને અત્યંત પ્રસન્ન મહેશ્વરદત્તને તેમણે જોયો. એવી અવસ્થાવાળા તેને અવધિજ્ઞાનથી જાણીને તે વિચારવા લાગ્યા, "અહો! અજ્ઞાનને કારણે આ માણસ શત્રુને ખોળામાં લઇને બેઠો છે, પિતાનું માંસ ખાય છે અને કુતરી( પોતાની માતા )ને તે ખવરાવે છે." 'અકાર્ય' એમ બોલીને સાધુ ત્યાંથી ચાલ્યા ગયા.

મહેશ્વરદત્તે વિચાર્યું, "ભિક્ષા લીધા વગર જ, 'અકાર્ય' એમ બોલી સાધુ કેમ ચાલ્યા ગયા?" પછી શોધતો શોધતો તે સાધુ પાસે આવ્યો અને એકાન્ત પ્રદેશે તેમને જોઇને પૂછવા લાગ્યો, "ભગવન્! મારા ઘેર આપે ભિક્ષા કેમ ન લીધી? જે કારણ હોય તે કહો." સાધુએ કહ્યું, "શ્રાવક! તારે ક્રોધ ન કરવો." પછી તેમણે તેના પિતાનું રહસ્ય, પત્નીનું રહસ્ય અને શત્રુનું રહસ્ય યથાસ્થિત અભિજ્ઞાનપૂર્વક કહ્યું. તે સાંભળીને જેને સંસાર ઉપર નિર્વેદ થયો છે એવો તે મહેશ્વરદત્ત ગૃહવાસનો ત્યાગ કરીને એ જ સાધુની પાસે પ્રવ્રજિત થયો.

હે પ્રભવ! લોકાચાર તો આ પ્રકારનો છે. તેને પ્રમાણભૂત માનતો કોઈ માણસ અજ્ઞાનને લીધે માનનીય હોય તેને પીડા આપે, અકાર્યમાં કાર્યબુદ્ધિ રાખે અને જે કરવા યોગ્ય હોય તેનો ત્યાગ કરે; પરંતુ જ્ઞાની એમ ન કરે. આ પ્રમાણે લોકાચાર તો વિષયોને જ અનુકૂળ છે.

સંસાર દુઃખથી ભરેલો છે એમ જાણતા મનુષ્યે મોક્ષ માટે ઉદ્યમ કરવો જોઇએ. આ સંસારની અંદર, નારક ભવમાં જેની ઉપમા પણ ન આપી શકાય અને જેમનો પ્રતિકાર પણ ન કરી શકાય એવાં નિરંતર દુઃખો છે; તિર્યંચમાં ટાઢ, તાપ અને ભૂખ આદિ સ્વપક્ષ અને પરપક્ષથી પેદા થયેલાં દુઃખો છે; મનુષ્યભવમાં દારિદ્ર, દુર્ભાગ્ય, નીચ, ઊંચ અને મધ્યમના ભેદો, પારકાના હુકમો સહન કરવા તથા પ્રિયજનોના વિયોગરૂપ દુઃખો છે; દેવભવમાં કિલ્બિષિક, આભિયોગિક ( આદિ અધમ દેવકોટિઓ ), બીજા દેવોની સમૃદ્ધિનું દર્શન તથા ચ્યુત થવાનો ભય આદિ દુઃખો છે; તેથી ઉદ્વેગ પામતા પ્રાણીએ જિનેશ્વરે ઉપદેશેલો નિર્વાણપંથ સેવવો."

ત્યારે પ્રભવે પૂછ્યું, "સ્વામી! વિષયસુખ અને સિદ્ધિસુખ વચ્ચે શું અંતર

હશે ?" જંબુકુમારે જવાબ આપ્યો, "સિદ્ધિસુખ નિરુપમ છે, દેવસુખથી પણ અનંતગણું નિર્વિઘ્ન છે એમ કહેવાય છે. જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી જ શરીરને આશ્રીને રહેલી પીડાઓ છે, જ્યાં સુધી મન છે ત્યાં સુધી માનસિક આપત્તિઓ અને દુઃખોનો સમૂહ છે. 'બાણુ તેના લક્ષ્યમાં જ પડે છે' એમ માનતા અને ભોજન, પાન, વિલેપન, અશન આદિ ભોગને સુખ તરીકે કલ્પતા માણસો દુઃખને જ મેળવે છે એમ જાણવું.

એ બાબતમાં આ દૃષ્ટાન્ત સાંભળ—

## દુઃખમાં સુખકલ્પના વિષે વાણિયાનું દૃષ્ટાન્ત

એક વાણિયો માલનાં અસંખ્ય ગાડાં ભરીને સાર્થની સાથે અટવીમાં પ્રવેશ્યો. તેણે એક ખચ્ચર ઉપર લેવડદેવડના વ્યવહારની અનુકૂળતા માટે પણ (નાના સિક્કાઓ–પરચુરણ) ભર્યા હતા. એ ખચ્ચર આડે માર્ગે જતાં તેની ગુણ ફાટી ગઈ, અને સિક્કાઓ જમીન ઉપર વેરાઈ ગયા. આ જોઈને વાણિયાએ પોતાનાં ગાડાં થોભાવ્યાં અને તે અને તેના માણસોએ સિક્કા ભેગા કરવા માંડયા. એટલામાં ભોમિયાઓ ત્યાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું, "ગાડાંઓને આગળ ચાલવા દો. કોડીને માટે કરોડને શું કામ જોખમમાં મૂકો છો ? શું તમને ચોરનો ભય લાગતો નથી ?" ત્યારે વાણિયો કહેવા લાગ્યો, "ભવિષ્યનો લાભ તો સંદિગ્ધ છે; જે વિદ્યમાન છે તેનો ત્યાગ શું કામ કરું ?" એટલે બાકીનો સાર્થ ત્યાંથી ચાલ્યો ગયો અને વાણિયાનો માલ ચોરોએ લૂંટી લીધો.

એ પ્રમાણે જે માણસ મોક્ષસુખના સાધનની ચિન્તા વિષયને વશ થઈને મૂકી દે છે તે સંસારમાં પડીને, જેનો કીમતી માલ લૂંટાઈ ગયો હતો એવા વાણિયાની જેમ, બહુ કાળ સુધી શોક કરશે."

આ બધું સાંભળીને 'હું તમારો શિષ્ય છું, તમે મને મોક્ષમાર્ગ દર્શાવો' એમ કહીને પ્રભવ જંબુકુમારને પગે પડ્યો. જંબુકુમારે પણ 'ભલે' એમ કહ્યું. પછી જંબુકુમારે રજા આપતાં ત્યાંથી નીકળીને પ્રભવ વૈભારગિરિ ઉપર જઈને રહ્યો.

સવાર પડતાં જેમણે પુત્રની પ્રવ્રજ્યા વિષે નિશ્ચય કર્યો છે એવાં માતા–પિતાએ તેને વિધિપૂર્વક સ્નાન કરાવ્યું અને અલંકાર પહેરાવ્યા. જંબુદ્વીપના અધિપતિ દેવે જેનું સાન્નિધ્ય કર્યું છે એવો જંબુકુમાર એક હજાર પુરુષવડે વહન કરાતી શિબિકામાં બેઠો.

પછી પોતાના કુલના તિલક સમાન જંબુકુમાર વિસ્મિત મનવાળા લોકોવડે પ્રશંસા કરાતો, અને કુબેરની જેમ મણિ અને સુવર્ણની વૃષ્ટિ કરતો ભારે વૈભવપૂર્વક ગણધરની પાસે પહોંચ્યો. શિબિકામાંથી ઉતર્યો ત્યાં કેશ અને આભરણનો ત્યાગ કરીને સુધર્માસ્વામી ગણધરને પગે પડ્યો, અને કહ્યું, "ભગવન્ ! સ્વજન સહિત મને તારો." પછી તેને વિધિપૂર્વક દીક્ષા આપવામાં આવી. તેની પત્નીઓ તથા માતા પણ સુવ્રતા આર્યાની

શિષ્યાઓ થઇ. રાજાની અનુજ્ઞા લઈને ગુરુએ જંબુસ્વામીને શિષ્ય તરીકે પ્રભવ આપ્યો. પૂર્વ સહિત સામાયિક આદિ શ્રુત જંબુસ્વામીએ જ્ઞાનાવરણના ક્ષયોપશમની લબ્ધિથી થોડા કાળમાં ગ્રહણ કરી લીધું. પ્રભવ પણ સાધુપણાને સારી રીતે પાળવા લાગ્યો.

ભગવાન્ પાંચમા ગણધર પણ ગણ સહિત વિહાર કરતા ચંપાનગરી પહોંચ્યા અને ત્યાં પૂર્ણભદ્ર ચૈત્યમાં સમોસર્યા. કોણિક રાજા ત્યાં વંદન કરવા માટે આવ્યા. પ્રણામ કરીને જંબુસ્વામીના રૂપદર્શનથી વિસ્મિત એવો તે રાજા ગણધરને પૂછવા લાગ્યો, “ભગવન્! આ પર્ષદામાં આ સાધુ ઘીવડે છંટાયેલા અગ્નિ જેવા પ્રતાપી અને મનોહર શરીરવાળા દેખાય છે, તો એમણે એવું કેવું શીલ પાળ્યું હતું, તપ કર્યું હતું કે કેવા પ્રકારનું દાન આપ્યું હતું, જેથી એમની આવી તેજ:સંપત્તિ છે?” ત્યારે ભગવાને કહ્યું, “હે રાજન્! જ્યારે તારા પિતા શ્રેણિક રાજાએ ભગવાન્ મહાવીરસ્વામીને પૂછયું ત્યારે ભગવાને જે કહ્યું હતું તે સાંભળ—

## પ્રસન્નચંદ્ર અને વલ્કલચીરીનો સંબંધ

તે સમયે અરહંત ભગવાન્ ગુણશીલ ચૈત્યમાં સમોસર્યા હતા. તીર્થંકરના દર્શન માટે ઉત્સુક શ્રેણિકરાજા વંદન કરવાને માટે નીકળ્યો. તેના અગ્રાનીક (આગળના રસાલા)માંના પોતાના કુટુંબ સંબંધી વાતો કરતા બે પુરુષોએ બે હાથ ઊંચા રાખીને એક ચરણ ઉપર ઊભા રહીને આતાપના લેતા એક સાધુને જોયો. તેમાંના એકે કહ્યું, “અહો! મહાત્મા ઋષિ સૂર્યની સામે ઊભા રહીને આતાપના લે છે; નક્કી સ્વર્ગ અથવા મોક્ષ એને હસ્તગત છે.” બીજાએ પેલા ઋષિને ઓળખ્યા અને કહેવા લાગ્યો, “અરે, તું શું નથી જાણતો? આ તો રાજા પ્રસન્નચંદ્ર છે. એને ધર્મ ક્યાંથી હોય? બાળક પુત્રને એણે રાજ્ય ઉપર સ્થાપન કર્યો, તેને હવે મંત્રીઓ પદભ્રષ્ટ કરે છે. આ રીતે આણે પોતાના વંશનો વિનાશ કર્યો છે. કોણ જાણે એના અંત:પુરનું શું થશે?” ધ્યાનમાં વિઘ્ન કરનારું આ વચન પ્રસન્નચંદ્રના કાન સુધી પહોંચ્યું. તે વિચાર કરવા લાગ્યા, “અહો! આ અમાત્યો કેવા અનાર્ય છે? મેં દરરોજ જેમનું સન્માન કર્યું હતું એવા તે મારા પુત્રની જ સામે પડ્યા છે. જો હું ત્યાં હાજર હોત અને તેમણે આવું કર્યું હોત તો જરૂર તેમને બરાબર શિક્ષા કરત.” આવા સંકલ્પ કરતા તે પ્રસન્નચંદ્રની આગળ જાણે તે પ્રસંગ સાક્ષાત્ વિદ્યમાન થયો. પેલા અમાત્યો સાથે તે મનથી જ યુદ્ધ કરવા લાગ્યા.

એટલામાં શ્રેણિક રાજા તે સ્થળે આવ્યો. વિનયપૂર્વક ઋષિને વંદના કરી, અને ધ્યાનનિશ્ચલ એવા તેમને જોયા. ‘પ્રસન્નચંદ્ર રાજર્ષિનું તપમાં આટલું સામર્થ્ય ખરેખર આશ્ચર્યજનક છે’ એમ વિચાર કરતો તે તીર્થંકર પાસે પહોંચ્યો. વંદન કરીને તેણે ભગવાનને વિનયપૂર્વક પૂછયું, “ભગવન્! પ્રસન્નચંદ્ર અણગારને જે સમયે મેં વંદન કર્યું તે સમયે તેઓ કાળ કરત તો કયી ગતિમાં જાત?” ભગવાને કહ્યું, “સાતમા

નરકમાં.” ‘ સાધુને નરકગમન ક્યાંથી હોય ?.’ એમ વિચારીને રાજા ફરી પૂછવા માંડ્યો, “ભગવન્ ! પ્રસન્નચંદ્ર અત્યારે કાળ કરે તો કયી ગતિમાં જાય ?” ભગવાને કહ્યું, “અત્યારે તે સર્વાર્થસિદ્ધિમાં જવાને યોગ્ય છે.” રાજાએ પ્રશ્ન પૂછ્યો, “તપસ્વીને માટે એક વાર નરકગતિ અને બીજી વાર દેવગતિ એમ દ્વિવિધ ઉત્તર આપે શાથી આપ્યો ?” ભગવાને કહ્યું, “ધ્યાનવિશેષે કરીને તે સમયે અને અત્યારે તેણે અનુક્રમે અશાત અને શાતકર્મનો સ્વીકાર કર્યો હતો.” શ્રેણિકે પૂછ્યું, “કેવી રીતે ?” ભગવાને કહ્યું, “તારા અગ્રાનીકના પુરુષોના મુખથી પોતાના પુત્રનો પરાભવ સાંભળીને જેણે પ્રશસ્ત ધ્યાનનો ત્યાગ કર્યો એવો તે જ્યારે તેં એને વંદન કર્યું ત્યારે પોતાના અમાત્યરૂપી શત્રુઓ સાથે મનથી યુદ્ધ કરતો હતો; અને તેથી કરીને તે કાળે નારકગતિને યોગ્ય હતો. તું ત્યાંથી ચાલ્યો ગયો ત્યારપછી જેની ક્રિયાની શક્તિ જાગ્રત થઇ છે એવો તે ‘ મારા શિરસ્ત્રાણથી શત્રુઓને મારું ’ એમ વિચારીને પોતાના લોચ કરેલા માથા ઉપર હાથ મૂકતાં પ્રતિબોધ પામ્યો કે, “અહો ! હું મારા કાર્યનો ત્યાગ કરીને બીજાને ખાતર યતિજનોથી વિરુદ્ધ એવા માર્ગમાં ઉતરી પડ્યો.” આમ પોતાની જાતની નિંદા અને ગર્હણા કરતા તેણે ત્યાં જ મને પ્રણામ કરીને આલોચના લીધી અને પ્રતિક્રમણ કર્યું. અત્યારે તે પ્રશસ્ત ધ્યાની છે. તે અશુભ કર્મ તેણે ખપાવ્યું છે અને શુભ કર્મનું ઉપાર્જન કર્યું છે. આથી તેને માટે જુદા જુદા સમયે મેં એ જુદી જુદી ગતિનો નિર્દેશ કરેલો છે.”

ત્યારે કૂણિક રાજાએ પૂછ્યું, “ભગવન્ ! બાળકુમારને રાજ્ય સોંપીને પ્રસન્નચંદ્ર રાજાએ શાથી દીક્ષા લીધી ? તે હું સાંભળવા ઈચ્છું છું.” ત્યારે ભગવાને(સુધર્માસ્વામીએ) કહ્યું—

“પોતનપુરમાં સોમચંદ્ર રાજા હતો. તેની ધારિણી દેવી હતી. તે એક વાર ઝરૂખામાં બેસીને પોતાના પતિનું માથું ઓળતી હતી, તે વખતે સફેદ વાળ જોઈને તેણે કહ્યું, “સ્વામી ! દૂત આવી ગયો છે.” રાજાએ આમતેમ નજર નાખી, પણ કોઈ નવો માણસ તેના જોવામાં ન આવ્યો. એટલે તેણે રાણીને કહ્યું, “દેવિ ! તને દિવ્ય ચક્ષુ મળ્યાં હોય એમ જણાય છે.” ત્યારે રાણીએ સફેદ વાળ બતાવીને કહ્યું, “આ ધર્મદૂત આવ્યો છે.” એ જોઇને રાજાએ રુદન કર્યું. ઉત્તરીયથી તેનાં આંસુ લૂછતી દેવીએ કહ્યું, “જો વૃદ્ધપણાથી લજ્જા પામતા હો તો પરિજનોને દૂર કરો.” ત્યારે રાજાએ કહ્યું. “દેવિ ! એમ નથી. ‘ કુમાર બાળક હોઈ પ્રજાપાલનમાં અસમર્થ છે, ’ એમ વિચાર કરતાં મને ગ્લાનિ થઇ. ‘ પૂર્વપુરુષોના માર્ગે હું ગયો નહીં ’ એટલો જ વિચાર મને આવ્યો છે. તું પ્રસન્નચંદ્રની રક્ષા કરતી અહીં જ રહે.” પણ રાણીએ તો તેની સાથેજ દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો હતો.

ત્યારપછી પુત્રને રાજ્ય આપીને ધાત્રી અને દેવી સાથે રાજાએ દિશાપ્રોક્ષક તાપસ (તાપસની એક જાતિ) તરીકે દીક્ષા લીધી, અને એકાન્ત આશ્રમમાં રહેવા લાગ્યો. દીક્ષા

લીધા પહેલાં રાણીને ગર્ભ રહેલો તે વધવા માંડ્યો. ચારપુરુષોએ પ્રસન્નચંદ્રને આ હકીકત જણાવી. પૂરા દિવસે રાણીએ કુમારને જન્મ આપ્યો, અને તેને વલ્કલમાં મૂક્યો હતો તેથી વલ્કલચીરી એવું તેનું નામ પાડ્યું. સૂતિકારોગથી રાણી મરણ પામી. ધાત્રીએ કુમારને વગડાઉ ભેંસના દૂધથી ઉછેરવા માંડ્યો. થોડા સમય પછી ધાત્રી પણ મરણ પામી. પછી વલ્કલચીરીને ઋષિ કમંડળમાં લઇને ફરવા માંડ્યા. વલ્કલચીરી મોટો થતાં તેનું આલેખન કરીને ચિત્રકારોએ પ્રસન્નચંદ્રને બતાવ્યું. તેણે ભાઇ પ્રત્યેના સ્નેહથી ગણિકા-પુત્રીઓને તાપસનું રૂપ ધારણ કરાવીને 'ખાંડના લાડુરૂપી વિવિધ ફળોવડે વલ્કલચીરીને લોભાવીને અહીં લાવો' એવી સૂચના આપીને આશ્રમમાં મોકલી. તે ગણિકાપુત્રીઓએ મધુર ફળ, મધુર વચન અને સુકુમાર, ઉન્નત અને પુષ્ટ સ્તનોના સ્પર્શવડે વલ્કલચીરીને લોભાવ્યો. સંકેત પ્રમાણે ત્યાંથી જવાના વખતે જ્યારે તે પોતાનાં તાપસનાં ઉપકરણો મૂકવા ગયો ત્યારે વૃક્ષ ઉપર બેઠેલા ચારપુરુષોએ નિશાની કરી કે 'ઋષિ આવ્યા છે.' આથી પેલી ગણિકાપુત્રીઓ ત્યાંથી એકદમ નાસી ગઇ. વલ્કલચીરી તેમનાં પગલાં જોતો જોતો પાછળ ચાલ્યો. અટવીમાં ભમતા એવા તેણે રથમાં બેઠેલા એક પુરુષને જોઇને કહ્યું, "તાત! વંદન કરું છું." ત્યારે પેલા રથવાળાએ પૂછ્યું, "કુમાર! ક્યાં જવું છે?" વલ્કલચીરીએ જવાબ આપ્યો કે, "મારે પોતનપુર નામના આશ્રમમાં જવું છે." પેલા પુરુષને પણ પોતનપુર જવું હતું, એટલે તેણે કહ્યું કે, "ચાલો આપણે સાથે સાથે જઈએ." પછી વલ્કલચીરી રથવાળાની પત્નીને પણ 'તાત!' એ પ્રમાણે સંબોધન કરવા લાગ્યો. પેલીએ કહ્યું, "આ તે કયા પ્રકારનો વિનય છે?" રથવાળાએ કહ્યું, "સુન્દરિ! સ્ત્રીઓથી રહિત એવા આશ્રમમાં આ ઉછરેલો હોવાથી સ્ત્રી-પુરુષનો ભેદ જાણતો નથી, માટે એના ઉપર ક્રોધ ન કરવો જોઇએ." પછી વલ્કલચીરી રથના ઘોડાઓને જોઇને પૂછવા લાગ્યો, "આ મૃગલાઓને કેમ જોડ્યા છે?" સારથિએ કહ્યું, "કુમાર! આ મૃગોનો આ કાર્યમાં જ ઉપયોગ થાય છે. એમાં કંઈ દોષ નથી." પછી રથવાળાએ વલ્કલચીરીને લાડુ આપ્યા, તે જોઇને તેણે કહ્યું, "પોતનપુરવાસી ઋષિકુમારોએ પણ મને અગાઉ આવાં જ ફળ આપ્યાં હતાં." રસ્તે ચાલતાં તેમને એક ચોર સાથે યુદ્ધ થયું. રથવાળાએ ચોર ઉપર જબ્બર પ્રહાર કર્યો; તેની શસ્ત્રચાતુરીથી પ્રસન્ન થએલા ચોરે કહ્યું, "મારી પાસે વિપુલ ધન છે. તે હે શૂર! તું લઇ લે." ત્યારપછી ચોરે બતાવેલા ધનથી એ ત્રણે જણે રથ ભર્યો.

અનુક્રમે તેઓ પોતનપુર પહોંચ્યા. ત્યાં રથિકે વલ્કલચીરીને ઉતાર્યો અને કેટલુંક ધન આપીને કહ્યું કે, "તારું રહેઠાણ શોધી લે." તે ફરતો ફરતો ગણિકાગૃહ આગળ પહોંચ્યો અને ત્યાં ગણિકાને કહ્યું, "તાત! વંદન કરું છું. આ મૂલ્ય લઇને મને અહીં રહેવા દો." ગણિકાએ કહ્યું, "તમને આવાસ આપીશું. અહીં બેસો." પછી ગણિકાએ હજામને બોલાવ્યો. વલ્કલચીરીએ આનાકાની કરવા છતાં તેના નખ કાપ્યા અને હજામત

કરી. તેનાં વલ્કલ ઉતારી લેવામાં આવ્યાં અને વસ્ત્રાભરણ પહેરાવીને ગણિકાપુત્રીની સાથે તેનું લગ્ન કરવામાં આવ્યું. 'મારો આ ઋષિવેશ દૂર કરશો નહીં' એમ બોલતા વલ્કલચીરીને ગણિકાઓ કહેવા લાગી કે, "જે કોઈ આવાસની ઇચ્છાવાળો અહીં આવે છે તેનો આ રીતે જ સત્કાર કરવામાં આવે છે." પછી તે ગણિકાઓ વધૂ–વરનાં ધવલમંગલ ગાવા લાગી.

હવે, વલ્કલચીરીને લોભાવવા માટે ઋષિવેશધારી જે ગણિકાપુત્રીઓને વનમાં મોકલવામાં આવી હતી તે આવીને પ્રસન્નચંદ્રને કહેવા લાગી કે, "કુમાર તો વનમાં ચાલ્યા ગયા. ઋષિના ભયને લીધે અમો તેમને બોલાવી શકયાં નહીં." ત્યારે વિષાદ પામેલો રાજા વિચાર કરવા લાગ્યો કે, "અહો! અકાર્ય થયું. કુમાર પિતા પાસે ગયો નથી, અહીં પણ આવ્યો નથી; તો કોણ જાણે કયાં ગયો હશે?" આ પ્રમાણે ચિન્તા કરતો બેઠો, એટલામાં તેણે મૃદંગનો શબ્દ સાંભળ્યો. શ્રવણને દુઃખ આપનાર એ શબ્દ સાંભળીને તેણે કહ્યું, "હું જ્યારે દુઃખી છું ત્યારે કયો સુખી સંગીત–વિનોદ કરે છે?" ગણિકાને તેના હિતસ્વી કોઇ માણસે આ જણાવ્યું. એટલે ગણિકા ત્યાં આવી અને પ્રસન્નચંદ્ર રાજાને પગે પડીને કહેવા લાગી કે, "દેવ! મને નૈમિત્તિકે કહ્યું હતું કે–જે તાપસરૂપી તરુણ તારે ઘેર આવે તેને જ તારી પુત્રી આપજે. તે ઉત્તમ પુરુષ છે અને તેની સાથે તારી પુત્રી ઘણું સુખ પામશે." નૈમિત્તિકે કહ્યું હતું તે પ્રમાણે તે પુરુષ આજે મારે ઘેર આવ્યો. તેનો ફલાદેશ પ્રમાણભૂત માનતી એવી મેં તાપસને કન્યા આપી; અને 'કુમાર જડતા નથી' એ હકીકત જાણતી નહોતી તેથી આ લગ્ન નિમિત્તે ઉત્સવ કર્યો હતો. મારો આ અપરાધ ક્ષમા કરો." જેમણે આશ્રમમાં કુમારને જોયો હતો એવા માણસોને રાજાએ મોકલ્યા. તેમણે કુમારને ઓળખ્યો અને આ પ્રિય વસ્તુ રાજાને નિવેદન કરી. અત્યંત પ્રસન્ન થયેલો રાજા તેને વધૂ સહિત પોતાના મહેલમાં લઇ ગયો, સરખા કુલ, રૂપ અને યૌવન ગુણોવાળી રાજકન્યાઓ સાથે તેનું પાણિગ્રહણ કરાવ્યું અને અર્ધું રાજ્ય આપ્યું. વલ્કલચીરી યથેચ્છ સુખથી રહેવા લાગ્યો.

પેલો રથિક ચોરે આપેલું ધન વેચતો હતો તેને રાજપુરુષોએ ચોર ધારીને પકડ્યા. વલ્કલચીરીએ પ્રસન્નચંદ્રને બધી હકીકત કહીને તેને છોડાવ્યો.

આ તરફ, આશ્રમમાં કુમારને નહીં જોતા એવા સોમચંદ્ર ઋષિ શોકસાગરમાં ડૂબી ગયા. પછી પ્રસન્નચંદ્રે મોકલેલા દૂતોદ્વારા વલ્કલચીરી નગરમાં ગયો છે એમ જાણીને તેને કંઇ ધીરજ આવી; અને પુત્રનું સ્મરણ કરતા તે અંધ બની ગયા. અનુકંપાવાળા બીજા ઋષિઓ તેમને ફળાહાર આપવા માંડ્યો. એ રીતે સોમચંદ્ર એ જ આશ્રમમાં રહેવા લાગ્યા.

આ પ્રમાણે બાર વરસ વીતી ગયા બાદ એક વાર વલ્કલચીરીકુમાર અર્ધ રાત્રે જાગી ગયો અને પિતાને યાદ કરવા લાગ્યો. "દયા વગરના મારા જેવા પુત્રથી વિખુટા પડેલા

પિતા કેવી રીતે રહેતા હશે ? ” એમ વિચારતાં પિતાના દર્શન માટે ઉત્સુક બનેલો તે પ્રસન્નચંદ્ર પાસે જઈને પગે પડી કહેવા લાગ્યો, “ દેવ ! મને રજા આપો. પિતાને મળવા માટે હું ઉત્સુક થયો છું. ” પ્રસન્નચંદ્રે કહ્યું, “ આપણે બે સાથે જ જઈએ. ” પછી તેઓ આશ્રમમાં ગયા. ત્યાં સોમચંદ્ર ઋષિને નિવેદન કરવામાં આવ્યું કે, “ પ્રસન્નચંદ્ર પ્રણામ કરે છે. ” પોતાને પગે પડેલા પ્રસન્નચંદ્રને ઋષિએ પોતાના હાથવડે પંપાળીને પૂછ્યું, “ પુત્ર ! તું નીરોગી છે ? ” પછી વલ્કલચીરીને આલિંગન કરીને લાંબા કાળથી ધારણ કરી રાખેલાં અશ્રુ પાડતાં એ ઋષિનાં નયન ખુલી ગયાં અને પોતાના બન્ને પુત્રોને પરમ પ્રસન્ન થયેલા તેમણે જોયા, તથા સર્વ રાજ્યનું કુશળ પૂછ્યું. ‘ લાંબા કાળથી જેની સંભાળ લેવાઈ નથી એવાં પિતાનાં ઉપકરણો કેવાં થઈ ગયાં છે, એ તો જોઉં ’ એમ વિચાર કરતો વલ્કલચીરી ઝુંપડીમાં ગયો; અને યતિ જેમ પાત્રકેસરિકાથી પાત્ર સાફ કરે તેમ પોતાનાં ઉત્તરીયથી એ ઉપકરણો સાફ કરવા માંડ્યો. ‘ આ જ પ્રકારનું કાર્ય આ પહેલાં મેં ક્યાં કર્યું છે ? ’ એ પ્રમાણે સ્મરણ કરતાં એ કાળે આવરણના ક્ષયથી તેને જાતિસ્મરણ-પૂર્વજન્મનું સ્મરણ થયું. પછી તે પોતાના પૂર્વકાળના દેવ-મનુષ્યના ભવ અને પૂર્વે પામેલું સાધુપણું સ્મરવા માંડ્યો, અને સ્મરીને વૈરાગ્ય પામ્યો. ધર્મધ્યાનના વિષયથી પર બનેલો તથા જેનો વિશુદ્ધ પરિણામ થયો છે એવો તે બીજા શુક્લ ધ્યાનની ભૂમિકા ઓળંગી ગયો અને મોહનીય કર્મ, જ્ઞાનાવરણી-દર્શનાવરણી કર્મ અને ઘાતી કર્મ જેનાં ક્ષય પામ્યાં છે એવા તેને કેવલજ્ઞાન થયું અને તે સાધુ બન્યો. પોતાના પિતાને તથા પ્રસન્નચંદ્ર રાજાને તેણે જિનોપદિષ્ટ ધર્મ કહ્યો. જેમણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે એવા તે બન્નેએ ‘ આપે યોગ્ય માર્ગ બતાવ્યો ’ એમ કહીને પોતાના મસ્તકથી કેવલીને પ્રણામ કર્યા. પ્રત્યેકબુદ્ધ ( જેને કોઈ એક નિમિત્તથી જ્ઞાન પ્રાપ્ત થયું છે ) એવો વલ્કલચીરી પિતાને લઈને મહાવીર વર્ધમાનસ્વામીની પાસે ગયો. પ્રસન્નચંદ્ર પણ પોતાના નગરમાં ગયો.

પોતાના ગણ સહિત વિહાર કરતા જિન ભગવાન પોતનપુરમાં મનોરમ નામના ઉદ્યાનમાં સમોસર્યા. વલ્કલચીરીનાં વચનથી જેને વૈરાગ્ય પેદા થયો છે તથા તીર્થંકરની પરમ મનોહર વાણીરૂપી અમૃતથી જેનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો છે એવા પ્રસન્નચંદ્ર બાળક પુત્રને રાજ્ય ઉપર સ્થાપીને સાધુ બન્યા. જેણે સૂત્ર અને અર્થ જાણ્યાં છે તથા તપ અને સંયમથી જેની મતિ શુદ્ધ બની છે એવા પ્રસન્નચંદ્ર મગધાપુર( રાજગૃહ )માં આવ્યા, અને ત્યાં આતાપના લેતા હતા ત્યારે તારા પિતા શ્રેણિકે તેમને આદરપૂર્વક વંદન કર્યું હતું. હે કુણિક રાજા ! રાજા પ્રસન્નચંદ્રે આ પ્રકારે દીક્ષા લીધી હતી. ”

જે સમયે ભગવાન્ મહાવીરસ્વામી નારક અને દેવગતિમાં ઉત્કૃષ્ટ સ્થિતિને યોગ્ય એવો પ્રસન્નચંદ્રનો ધ્યાનપ્રત્યય વર્ણવતા હતા તે સમયે તે પ્રદેશમાં દેવો ઉતર્યા. શ્રેણિક

રાજાએ પૂછયું, "આ દેવોનો સંપાત શાથી છે?" મહાવીરસ્વામીએ જવાબ આપ્યો કે, "પ્રસન્નચંદ્ર અણુગારની કેવલજ્ઞાન-ઉત્પત્તિથી હર્ષ પામેલા દેવો અહીં આવ્યા છે."

ત્યારે રાજાએ પૂછયું, "આ મહાનુભાવ કેવલજ્ઞાન કોનાથી વિચ્છેદ પામશે? અર્થાત્ છેલ્લો કેવલજ્ઞાની કોણ થશે?"

તે સમયે બ્રહ્મેન્દ્રનો સામાનિક વિદ્યુન્માલી દેવ ચાર દેવીઓની સાથે દશે દિશાને તેજસ્વી કરતો ભગવાનને વંદન કરવા આવ્યો હતો. તેને બતાવીને ભગવાને કહ્યું, "આનાથી વિચ્છેદ પામશે."

રાજા ફરી પૂછવા લાગ્યો, "શું દેવ કેવલી થાય ખરો? વિશુદ્ધ ચારિત્ર્યવાળા એવા છેલ્લા મનુષ્યભવમા કેવલજ્ઞાન થાય છે એમ તો આપે જ વર્ણવ્યું હતું." ભગવાને કહ્યું, "આ દેવ આજથી સાતમા દિવસે ચ્યવીને મનુષ્યદેહ પામશે." ત્યારે શ્રેણિકે પૂછયું, "ચ્યવનકાળે દેવોનું તેજ હીન થાય છે, ત્યારે આ તો પોતાના તેજથી સૂર્યને પણ પરાસ્ત કરે છે. એવું શાથી છે?" ભગવાને જવાબ આપ્યો, "અત્યારે તો આ દેવનું તેજ ક્ષીણ થઈ ગયું છે; પહેલાં આની તેજોલેશ્યા અનંતગણી વધારે હતી." રાજાએ પૂછયું, "આ દેવે પૂર્વભવમાં એવું તે શું કર્યું હતું, જેથી એની આટલી તેજઃ-સંપત્તિ છે?" ભગવાન કહેવા લાગ્યા—

## જંબુસ્વામીની પૂર્વભવ-કથામાં ભવદત્ત અને ભવદેવનો સંબંધ

"આજ જનપદમાં સુગ્રામ નામે ગામ છે. તેમાં આર્યવ નામે રાષ્ટ્રકૂટ રહેતો હતો. તેની રેવતી નામે ભાર્યા હતી; અને ભવદત્ત અને ભવદેવ એ બે પુત્રો હતા. એમાંના મોટા ભવદત્તે યુવાવસ્થામાં આવતાં જ સુસ્થિત અનગારની પાસે દીક્ષા લીધી અને ગુરુની સાથે વિચરવા લાગ્યો.

એક વાર એક સાધુએ આચાર્યને વિનંતિ કરી કે, "આપની અનુજ્ઞા લઈને હું મારાં સગાંવહાલાંઓની પાસે જવા ઇચ્છું છું. ત્યાં મારો નાનો ભાઇ છે. તે મારામાં અત્યંત સ્નેહ ધરાવે છે અને મને જોઈને જ દીક્ષા લેશે." પછી આચાર્યે બહુશ્રુત સાધુઓની સાથે તેને મોકલ્યો, પણ સગાંઓની પાસેથી પાછા વળીને એ સાધુ ગુરુની પાસે કહેવા લાગ્યો કે, "મા-બાપ મારા ભાઈનું લગ્ન કરવા ઇચ્છે છે; કન્યા પણ મળી ગઇ છે. આથી તેણે દીક્ષા લીધી નહીં." ત્યારે ભવદત્તે કહ્યું, "તમારા ભાઇ તે કેવા છે કે—ભલે તેમનો લગ્નનો સમય હતો છતાં—લાંબા કાળે મળેલા ભાઈની સાથે પણ ન આવ્યા?" પેલા સાધુએ જવાબ આપ્યો, "તમારા ભાઇ દીક્ષા લેશે તે જોઈશું." ભવદત્તે કહ્યું, "જો ક્ષમાશ્રમણો એ તરફ વિહાર કરે તો મારા ભાઈને દીક્ષા લેતો જોશો."

વિહાર કરતા આચાર્ય મગધા જનપદમાં ગયા, ત્યાં ભવદત્તે વિનંતિ કરી, " ભગવન્! મારાં સંબંધીઓને મળવા ઇચ્છું છું. " બીજા સાધુઓની સાથે ગુરુએ ભવદત્તને મોકલ્યા. એ સમયે નાગદત્તની પુત્રી, વાસુકીની આત્મજા ( ગર્ભજા ) નાગિલાની સાથે ભવદેવનો વિવાહ થયો હતો. ભવદત્ત પોતાનાં સંબંધીઓ પાસે ગયા. તેમના આગમનથી સંબંધીઓ ખુશ થયા. ભવદત્તે તેમનું કુશળ પૂછ્યું અને કહ્યું, " હું જાઉં છું, કારણ કે તમે કાર્યમગ્ન છો. " પણ ઘણો આગ્રહ કરીને સંબંધીઓએ તેમને વિપુલ આહાર વહોરાવ્યો. તે વખતે ભવદેવ સખીઓ સહિત બેઠેલી પોતાની વધૂને શણગાર પહેરાવતો હતો. વડિલનું આગમન સાંભળીને તે સફાળો ઊઠ્યો, ત્યારે સખીઓએ કહ્યું, " અર્ધી શણગારેલી વધૂને મૂકીને જવું આપને માટે યોગ્ય નથી. " ભવદેવે કહ્યું, " બાલિકાઓ! વડિલને પ્રણામ કરીને હું હમણાં જ આવ્યો એમ જાણો. " પછી તે ઘરમાંથી બહાર નીકળ્યો અને મોટાભાઇને પ્રણામ કર્યાં. મોટાભાઇએ ઘી ભરેલું વાસણ ભવદેવના હાથમાં આપ્યું; અને સાધુઓ ત્યાંથી ચાલ્યા. ભવદેવ પણ હાથમાં વાસણ લઇને પાછળ પાછળ ચાલ્યો. પહેલાં સ્ત્રીઓ પાછી વળી, પછી થોડેક દૂર જઇને પુરુષો પણ પાછા વળ્યા. તેઓએ ભવદેવને કહ્યું, " સાધુ તો સાવદ્ય ( નિન્દ્ય ) વચન બોલે નહીં, માટે હવે તમે પાછા વળો. " પરન્તુ ' મને કહ્યા સિવાય કેમ પાછો વળું ? ' એમ વિચાર કરતો ભવદેવ ભવદત્તને ઉપાયપૂર્વક પોતાનાં અને પરાયાં ખેતરો, પુષ્કરિણીઓ અને વનખંડો બતાવવા લાગ્યો. ભવદત્ત પણ ' જાણું છું, યાદ છે ' એમ બોલતા રહ્યા. એમ કરતાં ગામની સીમમાં પહોંચ્યા, બીજું ગામ પણ નજીક આવ્યું. પણ ભવદત્ત પોતાના ભાઇને ' પાછો વળ ' એમ કહેતા નથી. એ પ્રમાણે ચાલતાં ગુરુ પાસે પહોંચ્યા. વરનો પોશાક પહેરેલા ભવદેવને સાધુઓએ જોયો. ક્ષુલ્લકો બોલવા લાગ્યા કે, " જ્યેષ્ઠ આર્યે જેમ કહ્યું હતું તેમજ કર્યું. " આચાર્યે પૂછ્યું, " આ તરુણ કેમ આવ્યો છે ? " ભવદત્તે જવાબ આપ્યો, " દીક્ષા લેવાને માટે. " ગુરુએ કહ્યું, " એમ કે ? " મોટાભાઈનું અપમાન ન થાય તે ખાતર ભવદેવે પણ ' હા ' કહીને એ વસ્તુ સ્વીકારી. પછી ભવદેવને દીક્ષા આપવામાં આવી અને સાધુસમુદાયની સાથે બીજે સ્થળે મોકલવામાં આવ્યો. એટલામાં ભવદેવનાં સ્વજનોએ આવીને પૂછ્યું કે " ભવદેવ ક્યાં ગયો ? " ત્યારે ભવદત્તે કહ્યું, " એ તો અહીં આવીને તુરત જ પાછો ગયો છે. " આમ કહેવામાં આવતાં તે સ્વજનો ' ભવદેવ બીજા માર્ગે પાછો વળ્યો હશે ' એમ વિચારીને એકદમ પાછાં વળ્યાં. આ તરફ અકામક ભવદેવ પોતાની ભાર્યાને હૃદયમાં ધારણ કરતો બ્રહ્મચર્ય પાળવા લાગ્યો. ઘણા કાળ પછી ભવદત્ત અનશન કરીને સમાધિથી કાળધર્મ પામીને શક્રનો સામાનિક દેવ થયો.

હવે, ભવદેવ પોતાની સ્ત્રીને યાદ કરીને ' તે મારી પત્ની છે, હું તેનો પ્રિય પતિ છું; માટે એના સમાચાર મેળવવાને જાઉં ' એમ વિચાર કરતો સ્થવિરોને પૂછ્યા વગર ચાલી નીકળ્યો. સુગ્રામ ગામની બહાર એક મન્દિર હતું, અને તેનાં બારણાં બંધ કરેલાં

હતાં; તેની પાસે વિશ્રામ લેવાને માટે તે બેઠો. ત્યાં એક સ્ત્રી ગંધ-માલ્ય લઈને એક બ્રાહ્મણીની સાથે પૂજા કરવાને આવી. તેણે સાધુવેશે જોઇને ભવદેવને વંદન કર્યું. ભવદેવે તેને પૂછ્યું, "શ્રાવિકા! તું અહીં રહે છે, એટલે ચોક્કસ જાણતી હોઈશ કે આર્યવ રાષ્ટ્રકૂટ કે રેવતી જીવે છે?" ત્યારે પેલીએ જવાબ આપ્યો કે, "એમને કાળધર્મ પામ્યાંને ઘણો સમય વીતી ગયો છે." આ સાંભળી ઉદાસ થયેલા ભવદેવે ફરી પૂછ્યું, "અને ભવદેવની વધૂ નાગિલા જીવે છે?" પેલીએ વિચાર કર્યો કે, "નક્કી આ ભવદેવ હશે, માટે પૂછી જોઉં." પછી તેણે પૂછ્યું કે, "તમે ભવદેવને ક્યાંથી ઓળખો? અને અહીં શા માટે આવ્યા છો?" એટલે ભવદેવે જવાબ આપ્યો કે, "હું આર્યવનો નાનો પુત્ર ભવદેવ છું. વધૂની રજા લીધા સિવાય મારા વડિલ ભાઈની ઇચ્છાનુસાર મેં દીક્ષા લીધી. મારા ભાઈ મરણ પામતાં, 'હું અનભિજાત-અકુલીન ન ગણાઉં' એટલા માટે નાગિલાને મળવા આવ્યો છું." પેલી સ્ત્રીએ કહ્યું, "હું જ તે નાગિલા છું. તમે લાંબા કાળ સુધી તપ કર્યું છે. આટલા કાળ પછી જેને તમે મળવા આવ્યા છો એવી હું તમારી પત્ની શી રીતે ગણાઉં? તમે દીક્ષા લીધા બાદ, વડિલોવડે પૂજાતાં સાધુ-સાધ્વીઓ કેટલીક વાર અહીં આવતાં હતાં, અને અમારા ઘરમાં રહેતાં હતાં. તેમણે આ વિષયમાં કેટલીક વાર કહેલું એક કથાનક સાંભળો—

## ભોગપિપાસાથી પાડાનો અવતાર પામેલા બ્રાહ્મણપુત્રની કથા

"એક બ્રાહ્મણ પત્ની મરણ પામતાં પોતાના નાના પુત્રને લઈને ઘરમાંથી નીકળી પડ્યો, અને જેણે વસ્તુઓનો ભાવ જાણ્યો છે એવા તેણે મોક્ષમાર્ગની શોધ કરતાં સાધુની પાસે દીક્ષા લીધી. પેલો છોકરો શીત ભોજન, વિરસ પાન, ખુલ્લા પગ, કર્કશ શય્યા, અસ્નાન વગેરે કારણોથી દુઃખ પામતો હતો, તેને કેટલાક વખત સુધી તો વૃદ્ધે યતનાપૂર્વક રાખ્યો; પણ એક વાર તેણે કહ્યું, "હે વડિલ! હવે જાઉં છું, હવે હું ગૃહવાસમાં રહીશ." 'તારા જેવા ધર્મહીનનું મારે પણ શું કામ છે?' એમ કહી વૃદ્ધે પણ તેનો ત્યાગ કર્યો. તે પોતાના સહવાસી લોકોમાં ગયો. ત્યાં બધાએ એને ઓળખ્યો. પછી તે એક બ્રાહ્મણના ઘરમાં રહેવા લાગ્યો. કેટલાક સમય પછી પેલા બ્રાહ્મણે એને પોતાની પુત્રીનું વાગ્દાન કર્યું. એટલે ભોગની પિપાસાવાળો તે બધું કામ કરવા લાગ્યો. વિવાહકાળે ચોર લોકો એ દંપતીનું અપહરણ કરી ગયા. આર્ત્તધ્યાનમાં રહેલો તે ભોગપિપાસુ યુવક મરીને પાડો થયો.

હવે, તેનો પિતા દેહત્યાગ કરીને દેવલોકમાં ગયો હતો. ત્યાંથી પુત્રસ્નેહથી જોતાં એને પાડો થયેલો જાણ્યો. આથી કસાઈનું રૂપ ધારણ કરીને તેણે એ પાડાને ગોવાળિયા પાસેથી ખરીદ્યો. પછી એને લાકડીથી મારતા મારતા કસાઇઓ (જેમને દેવે જ ઉત્પન્ન કરેલા હતા) ત્યાંથી હાંકી જવા માંડ્યા. દેવે પેલા વૃદ્ધનું રૂપ ધારણ કરીને પોતાની

જાતને પાડાની આગળ બતાવી. આ જોઈને પાડાને વિચાર થયો કે, “આવું રૂપ મેં ક્યાં જોયું છે?” આમ વિચાર કરતાં જ્ઞાનાવરણીય-દર્શનાવરણીયના ક્ષયોપશમથી તેને જાતિસ્મરણ થયું, અને “હે વડિલ! મને બચાવો” એ પ્રમાણે તે બૂમ પાડવા લાગ્યો. ત્યારે પોતે જ બનાવેલા કસાઈઓને વૃદ્ધ કહેવા લાગ્યો, “અરે કસાઇઓ! આને પીડા કરશો નહીં. એ મારો ક્ષુલ્લક (નાનો શિષ્ય) છે.” કસાઇઓએ જવાબ આપ્યો, “એ તમારું ક્યાં સાંભળે છે? માટે અહીંથી ચાલ્યા જાઓ” છેવટે જ્યારે દેવે જાણ્યું કે, ‘મારા પુત્રે હવે ધર્મનો સ્વીકાર કર્યો છે’ ત્યારે કસાઇઓને વિનંતી કરીને પાડાને મૂકાવ્યો. દેવે એને ધર્મનો ઉપદેશ આપ્યો; અને પછી તે અનશન કરીને કાળધર્મ પામતાં સૌધર્મ કલ્પમાં દેવ થયો.

આ પ્રમાણે એ બ્રાહ્મણપુત્રને તેના પિતાએ તિર્યંચની દુર્ગતિમાંથી ઉગાર્યો. તમારા વડિલ ભાઇ પણ દેવલોકમાં ગયેલા છે. તમારું સાધુરૂપ જોઇને તેઓ શું તમને પ્રતિબોધ પમાડવાનો વિચાર નહીં કરે? તમે પ્રમત્તાવસ્થામાં રહીને આ અશાશ્વત જીવનને અંતે કાળધર્મ પામીને સંસારમાં ભમશો નહીં; ગુરુની પાસે પાછા જાઓ.”

નાગિલાની સાથે જે બ્રાહ્મણી આવી હતી તેનો પુત્ર દૂધપાક જમીને એ વખતે ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો. “માતા! એક ઠીબડું લાવ, તેમાં દૂધપાકનું વમન કરી નાખું; કારણ કે તે અતિશય સ્વાદિષ્ટ છે, માટે હું ફરીથી જમીશ. અત્યારે તો દક્ષિણાને માટે બીજે જમવા જાઉં છું,” ત્યારે બ્રાહ્મણીએ કહ્યું, “પુત્ર! વમન કરેલું અન્ન ખવાય નહીં, માટે દક્ષિણા લેવાનું બસ કર. વત્સ! તું હવે સુખપૂર્વક રહે.”

ભવદેવને પણ આ વચન સાંભળીને શુદ્ધ બુદ્ધિ પેદા થઇ કે, “આ બ્રાહ્મણી સાચું કહે છે. વમન કરેલું ખાનાર જુગુપ્સાને પાત્ર થાય છે.” (અર્થાત્ વમન કરેલું અન્ન ખાનાર આ બ્રાહ્મણ જેમ જુગુપ્સાને પાત્ર થાય તેમ વમન કરેલા-ત્યાગેલા સંસારનો હું સ્વીકાર કરું તો હું પણ તેવો જ ગણાઉં.) પછી તે નાગિલાને કહેવા લાગ્યો, “તમારાથી પ્રતિબોધ પામેલો હું ગુરુ પાસે જઇને પરલોકનું હિત આચરીશ; પણ સ્વજનોને હું મળી લઉં.” નાગિલાએ કહ્યું, “ધર્મમાર્ગમાં વિઘ્ન કરનાર સ્વજનોનું પણ તમારે શું કામ છે? માટે તમારા કાર્યમાં નિશ્ચિત થઇને જાઓ. હું પણ સાધ્વીની પાસે દીક્ષા લઇશ.” નાગિલાનાં આ વચનોને પ્રમાણ કરતો ભવદેવ જિનબિંબોને વંદન કરીને ગયો. ગુરુની પાસે આલોચના અને પ્રતિક્રમણ કરીને નિર્વિકાર થયેલો એવો તે સાધુપણું પાળીને કાળધર્મ પામીને દેવરાજ શક્રનો સામાનિક દેવ થયો.

## સાગરદત્ત અને શિવકુમારના ભવનો વૃત્તાન્ત

ભવદત્ત દેવ પોતાના આયુષ્યનો ક્ષય થતાં ચ્યવીને પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણી

નગરીમાં વજ્રદત્ત ચક્રવર્તીની યશોધરા દેવીના ગર્ભમાં આવ્યો. દેવીને સમુદ્રમાં સ્નાન કરવાનો દોહદ થયો. આથી રાજા વજ્રદત્ત ભારે રિદ્ધિપૂર્વક યશોધરાને લઈને સમુદ્ર જેવા બહોળા પાણીવાળી સીતા નદીના કિનારે ગયો. ત્યાં યશોધરાએ સ્નાન કર્યું, તેનો દોહદ પૂર્ણ થયો; અને ત્યાં જ પૂરા દિવસે તેણે ઉત્તમ લક્ષણોથી યુક્ત એવા કુમારને જન્મ આપ્યો. માતાને સાગરમાં સ્નાન કરવાનો દોહદ થયો હતો તેથી એનું નામ સાગરદત્ત પાડવામાં આવ્યું. સુખપૂર્વક મોટો થયેલો તથા જેણે સર્વે કલાઓ શિખી લીધી છે એવો તે યુવાવસ્થામાં આવતાં તરુણ યુવતિઓના વૃન્દની સાથે, જાણે કે હાથણીઓથી વીંટળાયેલો વનહસ્તી હોય તેમ, ક્રીડા કરવા લાગ્યો.

એક વાર પ્રાસાદમાં બેઠેલા તેણે મેરુપર્વત જેવા વિશાળ અને નયનમનોહર મેઘને જોયો. તેણે વિચાર્યું, 'ઋષિઓ મેરુપર્વતને જેવો વર્ણવે છે તેવો જ આ જલધર છે જો મેરુ ખરેખર આવો હોય તો દેવો તેમાં રમણ કરે છે તે યોગ્ય જ છે.' પણ આમ પરિજન સહિત તે મેઘને જોતો હતો એટલામાં તો તે પાણીના પરપોટાની જેમ ક્ષણ માત્રમાં વિલય પામી ગયો. આથી વૈરાગ્ય પામેલો સાગરદત્ત વિચાર કરવા લાગ્યો, "નયનો માટે અમૃત સમાન આવી શોભા ક્ષણવારમાં નાશ પામી ગઈ; મનુષ્યોની પણ આવી સમૃદ્ધિ અંતે નશ્વર–નાશ પામવાની છે. આ શરીર પણ ન માલૂમ, ક્યારે પડી જશે, તો જ્યાંસુધી આ દેહ ઉપદ્રવરહિત છે ત્યાંસુધી પરલોકનું હિત કરી લેવું જોઈએ." આમ વિચાર કરીને તે દીક્ષા લેવા માટે માતા–પિતાની આજ્ઞા માગવા લાગ્યો. તેઓએ આનાકાનીપૂર્વક રજા આપ્યા બાદ સાગરદત્તે સેંકડો રાજપુત્રો સહિત અમૃતસાગર અણુ-ગારની પાસે દીક્ષા લીધી, અને શ્રુતરૂપી સમુદ્રને પાર કર્યો. વિશુદ્ધ ચારિત્ર્યવાળા તેને અવધિજ્ઞાન થયું.

ભવદેવ પણ દેવલોકમાંથી ચ્યવીને એ જ વિજયમાં વીતશોકા નગરીમાં પદ્મરથ રાજાની વનમાલા દેવીનો શિવ નામે પુત્ર થયો. અનુક્રમે મોટો થઈ યુવાવસ્થામાં આવતાં સમાન યૌવન અને લાવણ્યવાળી રાજકન્યાઓ સાથે પ્રાસાદમાં રહેલો તે વિહાર કરવા લાગ્યો.

સાગરદત્ત અણુગાર પણ ગણુસહિત વિચરતા વીતશોકા નગરીમાં આવી ઉદ્યાનમાં સમોસર્યા. માસક્ષપણના પારણાને અંતે તેઓ કામસમૃદ્ધ નામે સાર્થવાહને ત્યાં જતાં સાર્થવાહે તેમને વહોરાવ્યું. તે વખતે તેના દ્રવ્ય, ભાવ અને વહોરાવનારની શુદ્ધિ નિમિત્તે વસુધારા થઈ. શિવકુમારે આ સાંભળ્યું. આદરપૂર્વક તે વંદન કરવા નીકળ્યો. ચતુર્દશ પૂર્વોને ધારણ કરનાર સાગરદત્તે પરિવાર સહિત શિવકુમારને કેવલીપ્રણીત ધર્મ કહ્યો. લોકોના સંશયરૂપ અંધકારને જિનેશ્વરની જેમ તે દૂર કરવા લાગ્યા.

વાતચીતમાં શિવકુમાર પૂછવા લાગ્યો, "ભગવન્! આપને જોતાં મારો સ્નેહ વધે છે; હૃદયને પરમ શાન્તિ થાય છે; તો આપનો અને મારો પૂર્વભવનો કોઈ સ્વજન–સંબંધ

હશે ? ” ત્યારે સાગરદત્તે અવધિજ્ઞાનથી જોઈને કહ્યું, “ શિવ ! આથી ત્રીજા ભવમાં જંબુદ્વીપના ભરતમાં મગધા જનપદમાં તું પ્રાણથી પણ પ્રિય એવો મારો નાનો ભાઈ હતો. તું મંદશ્રદ્ધાવાળો હોવા છતાં સ્નેહને લીધે મેં તને દીક્ષિત કર્યો. ગયા ભવમાં દેવલોકમાં પણ આપણી વચ્ચે એવીજ પ્રીતિ હતી. અત્યારે તો વીતરાગપણાને લીધે સ્વજન અને પરજનમાં હું કંઇ ભેદ જોતો નથી. ”

આ સાંભળીને શિવકુમારે કહ્યું, “ યથાર્થવાદી એવા આપ જેમ કહો છો તેમજ છે. મને જિનવચન ગમે છે; સંસારભ્રમણથી હું ડરેલો છું; તો માતા-પિતાની રજા લઇને પછી આપના ચરણમાં મારું હિત આચરીશ. ” આ પ્રમાણે કહી વંદન કરીને ઘેર આવ્યો, અને માતા-પિતાને કહેવા લાગ્યો, “ મેં સાગરદત્ત અણગારની પાસે ધર્મ સાંભળ્યો છે. મને રજા આપો, હું દીક્ષા લઇશ. ” માબાપે કહ્યું, “ પુત્ર ! તને અમે કેવી રીતે રજા આપીએ ? અમારાં જીવન તારે જ આધારે છે, માટે અમારો ત્યાગ ન કર. ” આ પ્રમાણે માતા-પિતાએ રોકતાં, મનમાં નિશ્ચય કરી તથા મનથી ઘરવાસનો ત્યાગ કરી ‘ હું સાગરદત્ત અણગારનો શિષ્ય છું ’ એવા સંકલ્પથી સર્વે પાપયુક્ત વ્યાપારોનો ત્યાગ કરી મૌન પાળીને તે રહેવા લાગ્યો. પ્રશસ્ત ધ્યાનમાં રહેલા તેને અનેક પ્રકારના ભોજન માટે નિમંત્રવામાં આવ્યો, પણ જ્યારે કોઇનું તેણે સાંભળ્યું નહીં ત્યારે થાકીને પદ્મરથ રાજાએ શીલરૂપી ધનવાળા અને શ્રમણોપાસક એવા દૃઢધર્મ નામના ઇભ્યપુત્રને બોલાવીને કહ્યું, “ પુત્ર ! પ્રવ્રજ્યા લેવાની ઇચ્છાવાળા શિવકુમારને અમે રજા ન આપી, આથી તેણે મૌનવ્રત લીધું છે, તેમજ ભોજન પણ લેતો નથી; માટે તને યોગ્ય લાગે તેમ કરીને પણ એને જમાડ. એમ કરીશ તો તેં અમને જીવિતદાન આપ્યું ગણાશે, માટે આ વસ્તુ ધ્યાનમાં રાખીને અમારી સંપૂર્ણ અનુજ્ઞાથી તેની પાસે જા. ”

એટલે રાજાને પ્રણામ કરી ‘ સ્વામી ! હું યત્ન કરીશ ’ એમ કહીને દૃઢધર્મ શિવકુમારની પાસે ગયો. નૈષેધિકી ઉચ્ચારીને, ઇર્યાપથિકી પડિક્કમીને, દ્વાદશાવર્ત પ્રણામ કરી, ભૂમિશુદ્ધિ કરીને ‘ મને આજ્ઞા આપો ’ એમ કહીને તે બેઠો. શિવકુમારે વિચાર કર્યો, “ ગૃહવાસી આ ઇભ્યપુત્ર સાધુને યોગ્ય એવો વિનય કરીને બેઠો, માટે પૂછી જોઉં. ” પછી તેણે પૂછ્યું, “ ઇભ્યપુત્ર ! સાગરદત્ત ગુરુની પાસે સાધુઓને મેં જેવો વિનય કરતા જોયા તેવો વિનય તમે અહીં કર્યો છે, તો તમેજ કહો, એ શું અયોગ્ય નથી ? ” ત્યારે દૃઢધર્મે કહ્યું, “ કુમાર ! આર્હત પ્રવચનમાં શ્રમણો અને શ્રાવકોનો વિનય સામાન્ય-એકસરખો છે. ‘ જિનવચન સત્ય છે ’ એવી જે દૃષ્ટિ તે પણ બન્નેમાં સામાન્ય છે. શ્રમણો મહાવ્રતો ધારણ કરનારા છે, જ્યારે શ્રાવકો અણુવ્રતધારી છે. જીવ-અજીવનું જ્ઞાન તથા બંધ-મોક્ષનું વિધાન આગમમાં છે. શ્રુતના વિષયમાં પણ, સાધુઓ સમસ્ત શ્રુત-સાગરના પારગામી છે. બાર પ્રકારના તપમાં તો શો તફાવત હોઈ શકે ? તો હું શ્રાવક

તમારી પાસે આવ્યો છું. કહો, શા માટે તમે ભોજન કરવા ઇચ્છતા નથી?" શિવકુમારે જવાબ આપ્યો, "શ્રાવક! માતા-પિતા મને દીક્ષા લેવાની રજા આપતાં નથી; તેથી મેં ગૃહવાસનો ભાવથી ત્યાગ કર્યો છે. જ્યાંસુધી જીવીશ ત્યાંસુધી હું સાધુ તરીકેજ રહીશ." દૃઢધર્મે કહ્યું, "કુમાર! જો તમે ગૃહવાસનો ત્યાગ કર્યો છે તો ભલે કર્યો. જેણે પોતાનું કાર્ય સાધી લીધું છે એવા માણસને માટે નિરાહારતા પણ યોગ્ય છે; પરન્તુ સાધકને માટે તો શરીર ધર્મનું સાધન છે. આહાર વિના શરીર વિનાશ પામે. નિર્દોષ આહાર લેવાનું યતિઓને માટે વિરુદ્ધ નથી, માટે શરીરના નિર્વાહ પૂરતો પ્રાસુક અને એષણીય આહાર લેતાં તમે નિર્વાણફળના ભાગી થશો." શિવકુમારે પૂછ્યું, "પણ અહીં રહેતાં મને પ્રાસુક અને એષણીય આહાર મળે કેવી રીતે?" દૃઢધર્મે કહ્યું, "કુમાર! તમે સાધુ છો. આજથી હું તમારા શિષ્ય તરીકે અહીં નિર્દોષ ખાનપાન વડે તમારી વેયાવચ્ચ કરીશ; માટે મને તેમ કરવાની અનુજ્ઞા આપો." ત્યારે શિવકુમારે કહ્યું, "તું જિનવચનનો વિશારદ તથા કલ્પ્ય અને અકલ્પ્યની વિધિને જાણનારો છે; માટે 'મારે ખાવું જ જોઇએ' એમ જો માનતો હોય તો દરેક છઠ્ઠ ભક્તને અંતે મારું આયંબિલથી પારણું થાઓ." દૃઢધર્મે 'ભલે' એમ કહીને આ વસ્તુ સ્વીકારી. શિવકુમાર પણ તેને બંધ-મોક્ષનું વિવરણ કહેવા લાગ્યો, તથા પારણા વખતે દૃઢધર્મ સૂચવ્યા પ્રમાણેનાં આહારપાણી લાવવા માંડ્યો.

આ પ્રમાણે અંતઃપુરમાં રહેતા, શરદ ઋતુના આકાશ જેવા નિર્મળ સ્વભાવવાળા અને જેનો ધર્મનો વ્યવસાય ક્યારે પણ પડ્યો નથી એવા શિવકુમારનાં બાર વર્ષ વીતી ગયાં. પછી સમાધિથી દેહનો ત્યાગ કરીને તે બ્રહ્મલોક કલ્પમાં ઈન્દ્રનો સામાનિક દેવ થયો. જેવું દેવરાજ બ્રહ્મનું તેજ હતું તેવું જ તેનું પણ હતું. આ દેવ દશ સાગરોપમ આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને આજથી સાતમે દિવસે ઋષભદત્ત ઇભ્યની પત્ની ધારિણીનો પુત્ર થશે. આ પ્રમાણેના તપના પ્રભાવથી આ દેવની આવી તેજઃસંપત્તિ છે."

ભગવાનનું આવું વચન સાંભળીને પરમ સન્તોષથી જેનું હૃદયકમળ વિકસેલું છે એવો જંબુદ્વીપનો અધિપતિ અનાદત (અણાઢિય) દેવ ઊઠ્યો; અને વંદન કરીને, તાળી પાડી મધુર શબ્દથી બોલ્યો, "અહો! મારું કુલ કેવું ઉત્તમ છે?"

તેનું આ કુલપ્રશંસાનું વચન સાંભળીને શ્રેણિક રાજાએ પૂછ્યું, "ભગવન્! આ દેવ પોતાના કુળની પ્રશંસા શા કારણથી કરે છે?" ત્યારે ભગવાને કહ્યું, "સાંભળ—

## અણાઢિય દેવની ઉત્પત્તિ

આ જ નગરમાં ગુપ્તિમતિ નામે ઇભ્યપુત્ર હતો. એને ઋષભદત્ત (જંબુસ્વામીના પિતા) તથા જિનદાસ નામે બે પુત્રો હતા. તેમાં મોટો ઋષભદત્ત શીલવાન હતો, જ્યારે નાનો જિનદાસ મદ્ય, વેશ્યા અને જુગારનો વ્યસની હતો. ઋષભદત્તે સ્વજનોને

આ વાત જણાવીને 'આજથી આ મારો ભાઇ નથી' એમ કહીને જિનદાસનો ત્યાગ કર્યો. જિનદાસ એક વાર એક સેનાપતિ સાથે જુગાર રમતો હતો. તે વખતે આવકનો ગોટાળો કરતા એવા તે સેનાપતિએ જિનદાસને આયુધથી માર્યો. ઋષભદત્તને સ્વજનોએ કહ્યું, "વ્યસનને કારણે દુઃખ પામતા જિનદાસનું તું રક્ષણ કર; એથી તારો યશ થશે." આથી ઋષભદત્ત જિનદાસની પાસે ગયો. ઘાયલ અવસ્થામાં પડેલા જિનદાસે કહ્યું, "હે આર્ય! મારા અવિનયની ક્ષમા કરો. પરલોકમાં જતા એવા મને ઉપદેશવડે સહાયરૂપ થાઓ." ઋષભદત્તે તેને આશ્વાસન આપ્યું, "જિનદાસ! તું વિષાદ ન કરીશ. તું જીવે એવા ઉપાય હું કરીશ." જિનદાસે કહ્યું, "મને હવે જીવનનો લોભ નથી; હું અનશન કરીશ." એમ નિશ્ચય કરી, આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરી તથા પોતાની પ્રતિજ્ઞા અનુસાર વિધિપૂર્વક આરાધના કરી કાળધર્મ પામીને તે જંબુદ્વીપનો અધિપતિ દેવ થયો. 'મારા વડિલ બંધુનો પુત્ર ચરમકેવલી થશે' એમ જાણીને પોતાના કુળની પ્રશંસા કરીને એ દેવ અહીંથી ગયો."

પછી વિદ્યુન્માલી દેવ ત્યાંથી ગયો એટલે તેની દેવીઓ પ્રસન્નચંદ્ર કેવલીને પૂછવા લાગી, "ભગવન્! અહીંથી વિદ્યુન્માલી દેવથી વિયોગ પામ્યા પછી અમારો ફરી સમાગમ થશે કે નહીં?" કેવલીએ કહ્યું, "તમે આ જ નગરમાં વૈશ્રમણ, ધનદ, કુબેર અને સાગરદત્ત નામના ઇભ્યોની પુત્રીઓ થશો. ત્યાં મનુષ્યજન્મ પામેલા આ દેવની સાથે તમારો સમાગમ થશે. તેની સાથે સંયમ પાળીને તમે ગ્રૈવેયક સ્વર્ગમાં દેવ થશો." કેવલીએ આ પ્રમાણે કહેતાં દેવીઓ તેમને વંદન કરીને ગઈ.

## વસુદેવચરિતની ઉત્પત્તિ

આ પ્રમાણે તપના મહિમાનો વૃત્તાન્ત સાંભળીને શ્રેણિક રાજા ભગવાન્ મહાવીરને પૂછવા લાગ્યો, "ભગવન્! કેટલા જીવો આ ભવમાં તપ કરીને તેનું ફળ આ ભવમાં જ અનુભવે છે? અને કેટલા જીવો પોતાનાં સુકૃત્યોનું ફળ પરભવમાં પામે છે?" ભગવાને કહ્યું, "પોતાનાં તપનાં ફળ આ લોકમાં જ અનુભવનારા ધમ્મિલ્લ આદિ અનેક થઇ ગયા છે; અને તપવડે મેળવેલાં દેવ અને મનુષ્યનાં સુખો પરલોકમાં ભોગવનારા આ અવસર્પિણી કાળમાં વસુદેવ વગેરે થઇ ગયા છે." આ પ્રમાણે સાંભળીને જેને કુતૂહલ થયું છે એવો શ્રેણિકે પ્રણામ કરીને પૂછ્યું, "હે ભગવન્! વસુદેવે કેવી રીતે સમ્યકત્વ પ્રાપ્ત કર્યું, કેવી રીતે તપ કર્યું અને દેવલોક તથા મનુષ્યલોકમાં તેનું ફળ કેવી રીતે મેળવ્યું તે કહો." આ પછી ભગવાને શ્રેણિકને, સર્વજ્ઞ કહી શકે તેવી રીતે, **વસુદેવચરિત** કહ્યું.

એ વસુદેવચરિતને અભય આદિ પદાનુસારી (એક જ પદ સાંભળવાથી આખો વિષય યાદ રાખવાની શક્તિવાળા) અણગારોએ ધારણ કરી લીધું. પછી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપદેશ કરનારા તે અણગારોએ પોતે ધારણ કર્યા પ્રમાણે કહેલું વસુદેવ-ચરિત આજે પણ શ્રુતધરો ધારણ કરે છે.

# ધમ્મિલ્લ–હિંડી

પછી શ્રેણિક રાજાને સર્વજ્ઞના આગમ અનુસારે ભગવાન **ધમ્મિલ્લચરિત** કહેવા લાગ્યા, તે હે કુણિક! તું પણ ધ્યાનપૂર્વક થોડીકવાર સાંભળ—

## ધમ્મિલ્લચરિત

ઘણા દિવસે જેનું વર્ણન થઇ શકે એવું કુશાગ્રપુર નામે નગર છે. ત્યાં જિતશત્રુ રાજા હતો અને તેને ધારિણી નામે રાણી હતી. એ નગરમાં અન્ય કુટુંબીજનો પોતાના મનોરથવડે જેની સ્પૃહા કરતા હતા એવા વિપુલ વૈભવવાળો, ધન, શીલ, ગુણ અને જ્ઞાન-વડે કરીને જેણે પોતાનાં કાર્યોની કીર્તિ વિસ્તારી છે એવો તથા ઇન્દ્રના જેવા રૂપ અને વૈભવવાળો સુરેન્દ્રદત્ત નામે સાર્થવાહ રહેતો હતો. કુળને યોગ્ય તથા ધર્મ અને શીલથી સંપન્ન એવી તેની સુભદ્રા નામે પત્ની હતી. તે ઋતુકાળે સગર્ભા થઇ. અનુક્રમે તે ગર્ભ વધતાં તેને સર્વ પ્રાણીઓને અભયદાન આપવાનો, ધાર્મિક જનોનું વાત્સલ્ય કરવાનો અને દીનજનો પ્રત્યેની અનુકંપાથી પુષ્કળ દાન કરવાનો દોહદ પેદા થયો.

પછી નવ માસ અને સાડાસાત રાત્રિ–દિવસ પૂર્ણ થતાં તે સુભદ્રાને પુત્ર જન્મ્યો. માતાને ધર્મ કરવાનો દોહદ થયો હતો, આથી તે પુત્રનું નામ 'ધમ્મિલ્લ' રાખવામાં આવ્યું. પછી પાંચ ધાત્રીઓવડે પાલન કરાતો તે સુખપૂર્વક વધવા લાગ્યો. જેના પ્રારંભે લેખનકળા છે, ગણિતકળા જેમાં પ્રધાન છે અને શકુનરુત (પક્ષીઓની વાણી જાણવાની કળા) જેના અંતમાં છે એવી બોંતેર કળાઓમાં કાળે કરીને તેણે પ્રવેશ કર્યો.

જ્યારે ધમ્મિલ્લ અભિનવ યૌવનમાં આવ્યો ત્યારે એ જ નગરમાં રહેતા ધનવસુ સાર્થવાહની ધનદત્તા નામે પત્નીની આત્મજા યશોમતી કે જે કુલ અને શીલમાં ધમ્મિલ્લને અનુરૂપ હતી, પદ્મરહિત લક્ષ્મી જેવી અને લક્ષ્મી સમાન રૂપવાળી હતી તેની સાથે તેનું લગ્ન કરવામાં આવ્યું. પણ વિષયભોગોથી પરાઙ્મુખ તથા શાસ્ત્રાભ્યાસમાં જ આસક્ત હૃદયવાળો ધમ્મિલ્લ પત્નીની દરકાર કરતો નહોતો.

એક વાર ધમ્મિલ્લની સાસુ પોતાની પુત્રીને મળવા માટે તેને ઘેર આવી. ધમ્મિલ્લના પિતાએ પોતાના વૈભવને અનુરૂપ અને સંબંધને યોગ્ય એવી રીતે તેનું સન્માન કર્યું.

પછી તે પોતાની પુત્રી પાસે ગઇ, અને પુત્રીના શરીરાદિનું કુશળ તેણે પૂછ્યું. ત્યારે સ્વભાવથી વિનીત અને લજ્જાથી નમેલા મુખવાળી પુત્રીએ લોકધર્મના ઉપભોગ સિવાય બાકી બધું નીચે પ્રમાણે કહ્યું—

" पासिं कप्पि चउरंसिय रेवापयपुण्णियं ।
सेडियं च गेण्हेप्पि ससिप्पहवण्णियं ॥
मइं सुयं पि एक्कल्लियं सयणि निवण्णियं ।
सव्वरत्ति घोसेइ समाणसवण्णियं ॥[1]

અર્થાત્ હે માતા! તમારો જમાઇ પોતાની પાસે રેવાના પાણીથી પવિત્ર એવી પાટી મૂકીને તથા ચંદ્રનાં કિરણો જેવી ઉજ્જળ ખડી લઇને, મને એકલીને શયનમાં સૂતેલી જોવા છતાં, આખી રાત 'સમાન' અને 'સવર્ણ' એવો વ્યાકરણભાગ ગોખ્યા કરે છે."

આ સાંભળીને એકદમ કોપાયમાન થયેલી તથા રોષથી કાંપતી ધમ્મિલ્લની સાસુ સ્ત્રીસ્વભાવની વત્સલતાથી તથા પુત્રી પ્રત્યેના સ્નેહથી ધમ્મિલ્લની માતા પાસે જઇને બધું કહેવા લાગી. તેની બધી વાત સાંભળીને જેનું શરીર તથા હૃદય કંપી ઊઠ્યું છે તથા આંસુથી જેની આંખો ઉભરાઇ ગઇ છે એવી ધમ્મિલ્લની માતા પણ નિરુત્તર અને ચૂપ થઈ ગઇ. પછી તેણે સોગનપૂર્વક પોતાની વેવાણને સમજાવી, એટલે ધમ્મિલ્લની સાસુ પુત્રીને આશ્વાસન આપીને પોતાને ઘેર ગઈ.

ધમ્મિલ્લની માતાએ પોતાના પતિ પાસે જઇને બધી હકીકત કહી ત્યારે સુરેન્દ્રદત્તે કહ્યું, "હે અજ્ઞાન સ્ત્રી! આપણો બાળક પુત્ર વિદ્યામાં આસક્ત બુદ્ધિવાળો છે એ જાણીને તો તારે હર્ષ પામવો જોઇએ; એમાં વિષાદ શા માટે કરે છે? નવી શીખેલી વિદ્યા, જો તેનો અભ્યાસ ચાલુ રાખવામાં ન આવે તો, તેલ વગરની દીવાની જેમ નાશ પામે છે. માટે અજ્ઞાન ન બન. જ્યાં સુધી પુત્ર બાલક છે ત્યાં સુધી ભલે વિદ્યાઓ ભણે." આ સાંભળીને સુરેન્દ્રદત્તની પત્નીએ પુત્ર પ્રત્યેના વાત્સલ્યથી કહ્યું, "બહુ ભણીને શું કામ છે? એને મનુષ્યભોગ ભોગવવા દો." પછી પુત્રને કામકળામાં નિપુણ બનાવવા ઇચ્છતી તે સ્ત્રીએ, પતિએ ના કહેવા છતાં, ધમ્મિલ્લને લલિત ગોષ્ઠિ-શોખીન વિદગ્ધ નાગરિકોની મંડળી-માં પ્રવેશ કરાવ્યો. માતા-પિતાનો આ સર્વ સંવાદ ધાત્રીએ ધમ્મિલ્લને કહ્યો. પછી ધમ્મિલ્લ ગોષ્ઠિકો-ગોઠિયાઓની સાથે ઉદ્યાન, કાનન, સભા અને ઉપવનોમાં ફરતો તથા જ્ઞાન અને વિજ્ઞાનના અતિશયમાં બીજાઓની સરસાઇ કરતો ઘણો કાળ ગાળવા લાગ્યો.

1. મહાકવિ કાલિદાસના 'વિક્રમોર્વશીય'ના ચોથા અંકમાંનાં અપભ્રંશ પદ્યોને ક્ષેપક ગણીએ તો આ પદ્ય સાહિત્યમાં પ્રયોજાયેલા અપભ્રંશનો તુલનામાં જૂનો નમૂનો રજૂ કરે છે.

## વસન્તતિલકા ગણિકાનો પ્રસંગ

બીજી તરફ, વસન્તસેના ગણિકાની પુત્રી વસન્તતિલકાનું પ્રથમ નૃત્ય–પ્રદર્શન જોવાની ઇચ્છાવાળા શત્રુદમન ( જિતશત્રુ ) રાજાએ ગોષ્ઠિકોના આગેવાનોને કહેવરાવ્યું કે, "વસન્તતિલકાની નૃત્યવિધિના દર્શનની પરીક્ષા કરવાની મારી ઇચ્છા છે, માટે ચતુર પ્રેક્ષકને મોકલો." ગોષ્ઠિકોએ ધમ્મિલ્લને નૃત્યના પ્રેક્ષક તરીકે મોકલ્યો. બીજા કેટલાક માણસોને પણ રાજાએ આમંત્રણ આપ્યાં. તેમની સાથે રાજા પણ બેઠો. પછી મનોહર અને દર્શનીય તથા નૃત્યને યોગ્ય એવા ભૂમિભાગમાં રંગમંચ ઉપર વસન્તતિલકાએ લાવણ્ય, શૃંગાર, અલંકાર, વિલાસ, આવેશ, મધુર વાણી અને નાટ્યવડે પ્રશસ્ત, શાસ્ત્રમાં સૂચવ્યા પ્રમાણેના પગસંચારવાળું, જેમાં વર્ણોનો યોગ્ય પરિવર્ત–આલાપ હતો તથા હાથ, ભ્રમર અને મુખનો અભિનય હતો એવું, હાવભાવ અને આંખોના સંચારથી યુક્ત, નૃત્યકળાના પ્રશસ્ત જ્ઞાનવડે આશ્ચર્યજનક, હાથ અને બીજી ક્રિયાઓના સંચરણવડે યોગ્ય રીતે વિભક્ત, તથા વીણા, તાલ અને ગીતના શબ્દોથી મિશ્ર એવું નૃત્ય કર્યું. આવું એ દિવ્ય નૃત્ય પૂરું થતાં સર્વે પ્રેક્ષકોએ "અહો! વિસ્મયની વાત છે" એ પ્રમાણે સહસા ઘોષણા કરી. રાજાએ ધમ્મિલ્લને પૂછ્યું, "ધમ્મિલ્લ! વસન્તતિલકાએ કેવું નૃત્ય કર્યું?" ધમ્મિલ્લે નૃત્યના ગુણોની પ્રશંસા કરીને કહ્યું, "દેવ! તેણે સુરવધૂ–દેવાંગના સમાન નૃત્ય કર્યું છે." પછી સન્તુષ્ટ થયેલા રાજાએ રાજાને યોગ્ય એવાં પૂજા અને સત્કારથી વસન્તતિલકાનું સન્માન કર્યું, અને 'હવે તું તારે ઘેર જા' એમ કહીને રજા આપી.

તે વસન્તતિલકાએ ધમ્મિલ્લને વિનય અને ઉપચારપૂર્વક વિનંતી કરીને પોતાની ગાડીમાં બેસાડ્યો અને પછી પોતે પણ બેઠી. આ રીતે ધમ્મિલ્લ તેને ઘેર ગયો. પછી તે વસન્તતિલકાનાં હાસ્ય, વચન, ગીત અને હાવભાવના કલાગુણોમાં પણ કલાને જોતા તથા ઉપચારયુક્ત નવયૌવનના ગુણો અનુભવતા એ ધમ્મિલ્લે સમય કેમ ચાલ્યો જાય છે એ પણ જાણ્યું નહીં. તેનાં માતા–પિતા પોતાની દાસી મારફત દરરોજ પાંચસો રૂપિયા વસન્તતિલકાની માતાને મોકલતા હતાં. આ પ્રમાણે અનેક પૂર્વપુરુષોએ સંચિત કરેલું તેના કુટુંબનું વિપુલ ધન દૈવયોગે, જેમ સૂકી અને ઝીણી રેતી મૂઠીમાં ભરતાં જ સરી પડે તે પ્રમાણે, નાશ પામી ગયું.

## સુરેન્દ્રદત્ત અને સુભદ્રાનો પરિતાપયુક્ત સંવાદ

પછી ધમ્મિલ્લની પુત્રવત્સલ માતા દીર્ઘ નિઃશ્વાસ નાંખીને 'હા પુત્ર! હા પુત્ર!' એ પ્રમાણે વિલાપ કરીને રોવા લાગી ત્યારે સાર્થવાહે તેને કહ્યું, "હે પુત્રવત્સલ સ્ત્રી! હવે શું કામ રડે છે? તે દિવસે હું કહેતો હતો એ તો તેં સાંભળ્યું નહીં." ત્યારે

રડતાં રડતાં એ સ્ત્રીએ કહ્યું. "પુત્રવાત્સલ્યથી ઉભરાતા હૃદયવાળી મેં કંઇ ન જાણ્યું. અહો! મેં મારા આત્માને છેતર્યો!" સાર્થવાહે કહ્યું. "અહો પુત્રવત્સલ સ્ત્રી! તું ભોળી છે; તેથી માથે ઘાસનો ભારો લઈને બળતા તરફ ગઈ. માટે શોક ન કર. તેં તારી જાતે જ દોષ કર્યો છે, જેમ પેલા કોંકણુક બ્રાહ્મણે કર્યો હતો" સ્ત્રીએ પૂછયું, "કોંકણુક બ્રાહ્મણે શું કર્યું હતું?" ત્યારે સાર્થવાહે કહ્યું "સાંભળ—

## સ્વકર્મના ફળ વિષે કોંકણુક બ્રાહ્મણની કથા

મગધા નામે જનપદ છે. તેની પાસે પલાશગ્રામ નામે ગામ છે. ત્યાં કોંકણુક નામે બ્રાહ્મણ રહેતો હતો. તેણે પોતાના ખેતરની પાસે શમીવૃક્ષ-શીમળાનું ઝાડ રોપ્યું, તથા ત્યાં તેણે દેવતાનું સ્થાન કર્યું. તે બ્રાહ્મણ દર વર્ષે તે શમીવૃક્ષની નીચે એ દેવતાના સ્થાનની પાસે બ્રાહ્મણો, ગરીબો અને માગણોને પુષ્કળ આહારપાણી આપતો હતો તથા ત્યાં બોકડાનું બલિદાન દેતો હતો. આ પ્રમાણે ઘણો કાળ સુધી કર્યા પછી તે મરણ પામ્યો. અત્યંત લોભી અને આસકત હોવાને કારણે જેણે તિર્યંચ યોનિનું આયુષ્ય બાંધ્યું છે એવો તે બ્રાહ્મણ પોતાના જ ઘરમાં બકરો થયો.

કેટલાક સમયે તે બ્રાહ્મણના પુત્રોએ 'અમારા પિતા મરણ પામ્યા છે' એમ વિચારી તેની ઉત્તરક્રિયા નિમિત્તે ભોજન તૈયાર કર્યું. પછી તેઓ મિત્રો અને સ્વજનોની સાથે પેલા શમીવૃક્ષ પાસે પૂજન અને ભોજન માટે ગયા. પેલા બકરાને પણ શણગારીને ત્યાં લઇ ગયા. ગંધ, પુષ્પ, માળા અને પૂજાવિશેષથી દેવતાનું અર્ચન કર્યું. પછી ઘરના મોટેરાઓએ કહ્યું, "બકરો લાવો" એટલે તે બ્રાહ્મણનો દેવદત્ત નામે પુત્ર બકરો લેવા ગયો અને બેં બેં કરતા તે બકરાને ગળે બાંધીને દોરી લાવવા લાગ્યો.

એ વખતે જેમનું પાપ શમી ગયું એવા કોઈ શ્રમણ, વૃક્ષની નજદીકના સાધુને યોગ્ય એવા પ્રદેશમાં આવીને વિશ્રામ લેવાને માટે બેઠા. બકરાને ત્યાં થઇને લઇ જતા હતા. એ જોઇને સાધુએ કહ્યું—

"सयमेव च रुक्ख रोविए, अप्पणियाए वितड्ढि कारिया।
उवाइयलद्धया य से, किं छगला! 'बे बि' त्ति वाससे?॥[1]

અર્થાત્ તેં પોતે જ વૃક્ષ રોપ્યું, વેદિકા પણ તેં જ બનાવી, ઉપયાચના-માનતા અને વધ પણ તેં જ કર્યાં; હવે હે બકરા! 'બેં બેં' શું બોલે છે?"

સાધુનું આ વચન પેલા બ્રાહ્મણપુત્રે સાંભળ્યું. બકરો પણ ચૂપ થઇ ગયો. પછી તે છોકરો સાધુ પાસે જઇને કહેવા લાગ્યો, "હે ભગવન! તમે આ બકરાને એવું તે શું

1 આ જ પદ્ય નજીવા પાઠાન્તર સાથે ઉત્તરાધ્યયન નિર્યુક્તિ ( ગા૦ ૧૩૮ ) માં મળે છે.

કહ્યું છે, જેથી એ ચૂપ થઈ ગયો ? ” ત્યારે સાધુએ મિથ્યાત્વરહિત અને સત્ય વચનથી તેને કહ્યું, “ભાઈ ! આ બકરો તારો પિતા થાય છે. તે તમને કહે છે, “હું તમારો પિતા છું; મને મારો નહીં. તમે મને ઓળખતા પણ નથી ? ” બ્રાહ્મણપુત્રે સાધુને કહ્યું, “ પણ અમને શી રીતે ખાત્રી થાય કે આ અમારા પિતા છે ? ” એટલે સાધુએ બધો વૃત્તાન્ત કહ્યો, તથા હેતુ, કારણ અને નિશાની સાથે બધી હકીકત વર્ણવી.

આ પ્રમાણે ખાત્રી થતાં એ છોકરો સાધુને પગે પડીને ઊઠ્યો અને પોતાના ભાઇઓને બધી હકીકત કહેવા લાગ્યો. આ સાંભળીને અત્યંત વિસ્મય પામેલા તેઓ મિત્ર, બાંધવ, સ્વજન અને પરિજનો સાથે સાધુની પાસે ગયા અને વંદન કર્યાં. તે સર્વેએ અત્યંત વૈરાગ્ય પામી શીલવ્રતો સ્વીકાર્યાં અને બકરાને લઇને પોતાને ઘેર ગયા. સાધુની કૃપાથી બકરાને મુક્ત કરવામાં આવ્યો. ત્યારથી માંડીને પેલા સર્વ બ્રાહ્મણોએ અરિહંત દેવને સ્વીકાર્યા, અને સાધુઓને માન આપવા માંડ્યા.

હે સુભદ્રા ! જેવી રીતે એ કોંકણુક બ્રાહ્મણે પોતે જ કરેલાં કર્મના વિપાકને પરિણામે દુઃખ અને સંસારને પ્રાપ્ત કર્યાં હતાં, તેવી રીતે તેં જાતે જ પોતાના પુત્રને સંસારરૂપી મહાવનમાં નાખ્યો છે. ”

આ સાંભળીને અશ્રુપૂર્ણ નયન અને ગદ્ગદ્ કંઠવાળી તથા ભારે દુઃખ અને શોકથી પીડા પામતી તે સુભદ્રાએ પતિને કહ્યું, “ મને ખબર નહોતી કે વસુભૂતિ બ્રાહ્મણની બાબતમાં આવ્યું હતું તેવું જ પરિણામ અહીં પણ આવશે. ” ત્યારે ગૃહપતિએ પૂછ્યું, “ વસુભૂતિ બ્રાહ્મણનું શું થયું હતું ? ” સુભદ્રાએ કહ્યું, “ સાંભળો આર્યપુત્ર !—

## વસુભૂતિ બ્રાહ્મણનું કથાનક

એક કાળે નંદપુર નામે નગર હતું. ત્યાં વસુભૂતિ નામે અધ્યાપક બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીનું નામ યજ્ઞદત્તા હતું. તેને બે બાળકો હતાં. સોમશર્મન્ પુત્ર અને સોમશર્મા પુત્રી. રોહિણી નામે તેની ગાય હતી. આ બ્રાહ્મણ દરિદ્ર હતો. તેને કોઇ એક ધર્મરુચિવાળા ગૃહસ્થે ખેતરનો એક ટુકડો આપેલો હતો. તેમાં બ્રાહ્મણે ડાંગર વાવી. વાવી રહ્યા પછી પોતાના પુત્રને તે કહેવા લાગ્યો, “ પુત્ર ! હું શહેરમાં જાઉં છું. ચંદ્રગ્રહણ થવાનું છે, આથી દ્રવ્યને માટે કોઈ શાહૂકારો પાસે હું યાચના કરીશ. તું આ ખેતરનું નીંદામણ અને સાચવણી કરજે. પછી હું જે ધન લાવીશ તે વડે તને તથા તારી બેનને પરણાવીશું. રોહિણી ગાય પણ વીયાશે. ” આમ કહીને તે બ્રાહ્મણ ગયો.

પછી એક વાર ત્યાં નટલોકો આવ્યા. પેલો બ્રાહ્મણપુત્ર નટોના સંસર્ગથી નટ થઈ ગયો. તેની બ્હેન પણ કોઇ વંઠેલાના સંયોગથી સગર્ભા થઈ. જેનું ( ગર્ભનું ) બંધન શિથિલ થયું છે એવી રોહિણી ગાયનો ગર્ભ પણ પડી ગયો. ખેતરમાં રોપેલી

ડાંગર પણ સંભાળ નહીં લેવાયાથી દબાઇને ઘાસ બની ગઇ. પેલો બ્રાહ્મણ પણ નિર્ભાગ્ય-પણાને લીધે, ડાંગરના ખેતર અને રોહિણી ગાયની આશામાં, ખાલી હાથે જ પાછો આવ્યો. દીન વદનવાળી બ્રાહ્મણી સંતપ્ત અવસ્થામાં બેઠી હતી. બ્રાહ્મણે ઘરમાં પ્રવેશ કરતાં જ તેને જોઈ. તે ઊઠી અને આસન તથા પાદશૌચથી પતિનો સત્કાર કર્યો. પછી બ્રાહ્મણે પૂછ્યું, "તું શાથી દિલગીર છે ?" એટલે તેણે નિઃશ્વાસ નાખીને બધી હકીકત કહી: પછી વિષાદપૂર્ણ હૃદયવાળા એ બ્રાહ્મણે બ્રાહ્મણીને કહ્યું, "પારકાને સંતોષે જ તૃપ્ત થનારા કૃતાન્તનાં કાર્યો તું જો. આપણે વિચારેલું બધું જ દૈવયોગે અન્યથા થયું.

सालो हत्तो तणो जातो, रोहिणी न वियाइया ।
सोमसम्मो नडो जाओ, सोमसम्मा वि गब्भिणी ॥

અર્થાત્ આપણે રોપેલી ડાંગરનું ઘાસ થઇ ગયું, રોહિણી ગાય વિયાઇ નહીં, સોમશર્મન્ પુત્ર નટ થઇ ગયો અને સોમશર્મા પુત્રી ગર્ભિણી થઇ." આમ બોલીને ઘણી વાર વિચાર કરીને તે બ્રાહ્મણ ચૂપ થયો.

વસુભૂતિ બ્રાહ્મણની બાબતમાં બન્યું તે પ્રમાણે, મેં પણ વિચારેલી બધી વસ્તુઓ, હે સ્વામી ! અન્યથા થઇ."

ત્યારે સાર્થવાહે પોતાની પત્નીને કહ્યું, "હે ભદ્રે ! પૂર્વકાળે કરેલાં કર્મોનાં શુભાશુભ ફળ અવશ્ય મળે છે." આ પછી કેટલાક સમયે પુત્રના વિયોગથી સંતપ્ત હૃદયવાળો તે ગૃહપતિ મરણ પામ્યો. માતા પુત્રના વિયોગથી દુઃખી તો હતી જ, તેમાં વળી પતિના મરણથી અત્યંત શોકાકુલ થઇને પતિના માર્ગે ગઈ-મરણ પામી.

આ પછી ધમ્મિલ્લની પત્ની યશોમતી ઘર વેચીને પોતાને પીયર ગઇ. બધા અલંકારોનું તેણે એક પોટલું બાંધી તે ઉપર સફેદ વસ્ત્ર વીંટાળીને પોતાની દાસીના હાથમાં આપ્યું, અને તેને ગણિકાને ઘેર મોકલી. એ દાસીને વસન્તસેનાએ જોઇ અને પૂછ્યું, "આ શું છે ?" દાસીએ જવાબ આપ્યો," ધમ્મિલ્લની પત્નીએ મોકલ્યું છે." વસન્તસેનાએ વિચાર્યું કે, "નક્કી આ ધમ્મિલ્લના ઘરનું સારભૂત દ્રવ્ય હશે." પણ 'મારે અલંકારોનું શું કામ છે ?" એમ કહીને તે દાસીને કહેવા લાગી, "જેમ આવી છે તેમજ ધમ્મિલ્લની પત્ની પાસે પાછી જા." પછી અંગપ્રતિચારક પલ્લવકે ધમ્મિલ્લના ધનનો ક્ષય, પિતા-માતાનું મરણ, ઘરનું વેચાણ, યશોમતીનું પીયર જવું તથા અલંકારોનું પાછું મોકલવું વગેરે વસન્તતિલકાને કહ્યું. પાછળથી ધમ્મિલ્લે તે સાંભળ્યું.

## વસન્તતિલકાને વસન્તસેનાની સમજાવટ

પછી કોઇ એક વાર ગણિકામાતાએ વસન્તતિલકાને કહ્યું, "ફળ વગરના વૃક્ષનો

પક્ષીઓ પણ ત્યાગ કરે છે; સૂકાઈ ગયેલ નદી, દ્રહ, તળાવ વગેરેને હંસ, ચક્રવાક આદિ પક્ષીઓ પણ છોડી દે છે; તો આપણે ગણિકાઓને નિર્ધન પુરુષનું શું કામ ? આ ધમ્મિલ્લનો વૈભવ ક્ષીણ થઈ ગયો છે, માટે એનો ત્યાગ કર." વસન્તતિલકાએ કહ્યું, "માતા ! મારે ધનનું કંઈ કામ નથી. ધમ્મિલ્લના ગુણોને લીધે એનામાં મારો અત્યંત સ્નેહ થયો છે. શૈલ, કાનન અને વનખંડોથી સુશોભિત આ પૃથ્વીમાં એના સમાન અન્ય કોઇ પુરુષને હું જોતી નથી. મેલ જેવા ધનની શી જરૂર છે ? મારું જીવિત ઈચ્છતી હોય તો આર્યપુત્ર સિવાય બીજા કોઈની વાત પણ મારી આગળ કરીશ નહીં. એનાથી મારો વિયોગ થશે તો એનાં હાસ્ય, વચન, રમણ અને ગમનનું સ્મરણ કરતી એવી હું જીવીશ નહીં. એનાથી મારો વિયોગ પડાવતાં પહેલાં મને જીવાડવાનો ઉપાય તું શોધી રાખજે." વસન્તસેનાએ કહ્યું, "ભલે પુત્રિ ! બસ કર. મારો પણ એ જ મનોરથ છે. જે તને પ્રિય તે મને પણ વ્હાલો છે." આ પ્રમાણે વાણી બોલવા છતાં હૃદયથી છળ–કપટ અને માયામાં કુશળ એવી લુચ્ચી ગણિકામાતા ધમ્મિલ્લનાં છિદ્રો જોતી રહેવા લાગી.

કેટલોક કાળ ગયા પછી એક વાર વસન્તતિલકા સ્નાન કરી, સ્વચ્છ થઇ, દર્પણ હાથમાં લઈને પ્રસાધન–શૃંગાર કરતી હતી. માતાને તેણે કહ્યું, "માતા ! અળતો લાવ." માતાએ કૂચારૂપ અળતો લાવીને મૂકયો. ગણિકાએ પૂછયું, "માતા ! આ અળતો રસ વગરનો કેમ છે ?" ત્યારે માતાએ કહ્યું, "શું એનાથી કામ નહીં ચાલે ?" વસન્ત-તિલકાએ કહ્યું, "માતા ચાલશે !" પાછી માતા કહેવા લાગી, "પુત્રી ! જેવી રીતે આ અળતો નીરસ છે, તેમ ધમ્મિલ્લ પણ નીરસ છે, માટે તેનું આપણે કંઈ કામ નથી." ત્યારે વસન્તતિલકાએ કહ્યું, "માતા ! આ નીરસ અળતાથી પણ કામ થાય છે, તે શું તું નથી જાણતી ?" માતાએ જવાબ આપ્યો, "ના, હું તો નથી જાણતી." વસન્ત-તિલકાએ કહ્યું, "અરે મૂર્ખ ! એનાથી તો વાટ વળે, તેથી દીવો સળગાવાય; માટે અજાણી ન થા. કામ કેમ નથી ?" આ પ્રમાણે જવાબ મળતાં તે ગણિકામાતા નિરુ-ત્તર અને ચૂપ થઇ ગઇ.

પછી કેટલાક દિવસ બાદ સુખાસન ઉપર બેઠેલી વસન્તતિલકાને તેની માતાએ ધોળી શેરડીના ટુકડાઓ પીલીને આપ્યા. તે લઇને ખાવા લાગી, પણ એમાં કંઇ રસ નહોતો. આથી તેણે કહ્યું, "માતા ! આ તો નીરસ છે" ત્યારે માતા બોલી, "જેમ આ નીરસ છે તેમ ધમ્મિલ્લ પણ નીરસ છે." વસન્તતિલકાએ કહ્યું, "આ નીરસ પણ કંઇક કામમાં આવે છે." માતાએ પૂછયું, "શા કામમાં આવે છે ?" વસન્તતિલકાએ જવાબ આપ્યો, "દેવકુલ, ઘર વગેરેમાં લીંપણ માટે ગાર કરવામાં આવે છે, ત્યાં તેનો ઉપયોગ થાય છે" આ જવાબ મળતાં તે ગણિકામાતા નિરુત્તર અને ચૂપ થઈ ગઇ.

કેટલાક વખત પછી ગણિકામાતા તલની એક પૂળીને બરાબર ઝાડી-ખંખેરીને વસન્તતિલકા પાસે લાવી. વસન્તતિલકાએ તે લઇને પોતાના ખોળામાં ખંખેરી, પણ એમાં તો તલનો એક પણ કણ નહોતો. આથી તેણે માતાને પૂછ્યું, "માતા! આમાં તો તલ નથી; તું આ અહીં શા માટે લાવી?" તેણે જવાબ આપ્યો, "જેવો આ પૂળો ઝાડી-ખંખેરી નાખેલો છે, તેવો જ ધમ્મિલ્લ પણ છે; માટે બસ કર, આપણે એનું કંઇ કામ નથી." ત્યારે વસન્તતિલકાએ કહ્યું, "એમ ન બોલ, એનું પણ કામ પડે છે." માતાએ કહ્યું, "કેવી રીતે?" તેણે જવાબ આપ્યો, "અગ્નિમાં બાળીને એનો ખાર બનાવાય છે. વસ્ત્રો વગેરે સાફ કરવામાં તેનો ઉપયોગ થાય છે."

આવો જવાબ મળતાં તે ગણિકામાતા વસન્તતિલકાને સામું પૂછવા લાગી કે, "શું તને બીજા પુરુષો નહીં મળે?" ત્યારે વસન્તતિલકાએ કહ્યું, "અહો! તું કાગડાઓ જેવી કૃતઘ્ન છે." માતાએ પૂછ્યું, "કાગડાઓ કેવા કૃતઘ્ન હતા?" વસન્તસેનાએ કહ્યું, "આ બાબતમાં એક લોકશ્રુતિ-લોકવાર્તા છે તે તું સાંભળ—

### કૃતઘ્ન કાગડાઓની કથા

આજથી ઘણા સમય પૂર્વે બાર વરસનો દુષ્કાળ પડ્યો. તે વખતે બધા કાગડાઓ ભેગા થઇને એકબીજાને કહેવા લાગ્યા, "હવે આપણે શું કરવું? મોટો ભૂખમરો ઉપસ્થિત થયો છે. જનપદોમાં કોઇ કાકપિંડ આપતું નથી તેમજ એવો બીજા કોઇ પ્રકારનો એંઠવાડ પણ મળતો નથી, તો આપણે ક્યાં જવું?" ત્યારે એક વૃદ્ધ કાગડાએ કહ્યું, "આપણે સમુદ્રકિનારે જઇએ. ત્યાં રહેતા કાયંજલો (એક પ્રકારનાં પક્ષીઓ) આપણા ભાણેજ થાય છે. તેઓ આપણને સમુદ્રમાંથી માછલાં પકડીને આપશે. આ સિવાય જીવવાનો બીજો કોઇ ઉપાય નથી." આમ નક્કી કરી તેઓ બધા સમુદ્રકિનારે ગયા. તેમને જોઇને કાયંજલ પક્ષીઓ પ્રસન્ન થયાં, કાગડાઓનું તેમણે સ્વાગત-અભ્યાગત વિધિથી સન્માન કર્યું અને પરોણાગત કરી. પછી કાયંજલો તેમને સમુદ્રમાંથી માછલાં પકડીને આપવા માંડ્યાં. આ પ્રમાણે કાગડાઓ ત્યાં સુખપૂર્વક સમય વીતાવતા હતા.

પછી બાર વરસનો દુષ્કાળ પૂરો થતાં જનપદોમાં સુકાળ થયો. એટલે તે કાગડાઓએ અંદરઅંદર વાતો કરીને 'જો સુકાળ હોય તો પાછા જઇએ' એમ નક્કી કરીને બે કાગડાઓને જનપદોની સ્થિતિ જોવાને માટે મોકલ્યા. એ બે કાગડાઓ થોડા સમયમાં જ તપાસ કરીને પાછા આવ્યા અને બીજાઓને કહેવા લાગ્યા, "જનપદોમાં હવે કાકપિંડ મૂકવામાં આવે છે, માટે ઊઠો, હવે આપણે જઇએ." પછી તેઓ વિચારવા લાગ્યા કે, 'હવે જવું કેવી રીતે? જો રજા માગીશું તો કાયંજલો આપણને જવા દેશે નહીં.' એમ ધારીને કાયંજલોને બોલાવીને કહ્યું કે, "હે ભાણેજો! હવે અમે જઇએ છીએ." તેઓએ

પૂછ્યું, "શાથી જાઓ છો?" ત્યારે કાગડાઓએ જવાબ આપ્યો, "દરરોજ સૂર્ય ઊગતાં પહેલાં જ તમારો અધોભાગ જોવો પડે એ સ્થિતિ અમે સહન કરી શકતા નથી." આમ કહીને તે કાગડાઓ ચાલ્યા ગયા.

એ પ્રમાણે હે માતા! તું પણ આ કાગડાઓના જેવી છે. મને લાગે છે કે ધમ્મિલ્લના ધનથી ઉદ્ધત થયેલી તું હવે 'ધમ્મિલ્લનો ત્યાગ કર' એમ મને કહે છે." આ પ્રમાણે વસન્તતિલકાએ કહેતાં વસન્તસેના શરમાઇને ચૂપ થઇ ગઇ.

પછી તે ધૂર્ત વસન્તસેનાએ વસન્તતિલકાને અત્યંત રાગાસક્ત જાણીને તથા 'ધમ્મિલ્લને એ છોડી શકવાની નથી' એમ સમજીને કર્બટ-દેવતા[1] (એક પ્રકારની ગ્રામદેવતા)ના નિમિત્તે ઘરમાં ઉત્સવ કર્યો. વસન્તતિલકાની સર્વે સખીઓ તથા ગણિકા-પુત્રીઓને નિમંત્રણ આપવામાં આવ્યું. ગણિકાઓને પણ આમંત્રવામાં આવી. પછી ગંધ, ધૂપ અને નૈવેદ્યથી ગૃહદેવતાઓની પૂજા કરવામાં આવ્યા બાદ ધમ્મિલ્લ જતનથી નાહ્યો, સ્વચ્છ થયો તથા સર્વે અલંકારો પહેરીને જેમાં સર્વ પ્રકારનાં ખાદ્ય, પેય અને ભોજન સજ્જ કરવામાં આવ્યાં હતાં એવા સુન્દર ભોજનમંડપમાં વસન્તતિલકાની સાથે પાન-વિલાસ અનુભવવા લાગ્યો.

## ધમ્મિલ્લને ગણિકામાતાએ હાંકી કાઢયો

આ પ્રમાણે વધારે પ્રમાણમાં પીવાથી તે ધમ્મિલ્લ અચેતન થઇ ગયો. એટલે તેના શરીર ઉપર એક જ જીર્ણ વસ્ત્ર રાખીને (વસન્તસેનાની સૂચનાથી) નગરની બહાર બહુ દૂર નહીં અને નજીક નહીં એવા પ્રદેશમાં તેને ફેંકી દેવામાં આવ્યો. પ્રભાતના શીતળ પવનથી સ્વસ્થ થતાં તે જાગ્યો તો પોતાની જાતને જમીન ઉપર પડેલી જોઇ. ત્યાંથી ઊઠીને તે વિચાર કરવા લાગ્યો, "અહો! ગણિકાનું હૃદય ક્ષણ માત્ર માટે જ રમણીય હોઇ છેવટે તો વિષના જેવું પરિણામ આપનારું છે. એ પ્રીતિ, એ મધુરતા, એ તત્પરતા, એ પ્રણયસેવા-બધું જ માત્ર કપટ હતું. ખરેખર વેશ્યા સ્ત્રીઓનો કુલક્રમાગત ધર્મ છે કે ઘડીકમાં પુરુષને ઊજળો બનાવીને બીજી ઘડીએ જ તેના ઉપર મેશનો કૂચડો તેઓ ફેરવે છે. ઝેરી સાપ, જંગલી વાઘ, મૃત્યુ, અગ્નિ અને વેશ્યા એટલાંઓને કોઇપણ શું પ્રિય હોઇ શકે ખરું? અર્થલુબ્ધ આ વેશ્યાઓ મેશના લેપવાળા ચીકણા ઘડાની સાથે પણ રમણ કરે છે, પરન્તુ શ્રીવત્સના લાંછનથી અંકિત એવા વિષ્ણુને પણ મફત ઇચ્છતી નથી. પૈસાને માટે જેઓ શત્રુઓને પણ પોતાનું મુખ ચુંબન માટે સમર્પે છે અને આ રીતે જેમને પોતાનો આત્મા જ દ્વેષ્ય છે એવી વેશ્યાઓને બીજો કોણ વહાલો હોય?"

૧. પર્વતોથી વીંટળાયેલા ગામને 'કર્બટ' કહેવામા આવે છે.

આ રીતે વિચારીને તે ત્યાંથી જવા માટે ઊભો થયો. પહેલાં જોયેલા માર્ગથી જેમ તેમ કરીને પોતાને ઘેર ઘણીવારે પહોંચ્યો. ત્યાં પણ અજાણપણાને લીધે દ્વાર ઉપરના પુરુષને પૂછવા લાગ્યો કે, "ભાઇ! આ કોનું ઘર છે?" પેલાએ પૂછ્યું, "તું કોનું માને છે?" ધમ્મિલ્લે જવાબ આપ્યો કે, "ધમ્મિલ્લનું." ત્યારે પેલાએ કહ્યું,

"माया सोएण मया पिया वि गणियाघरे वसंतस्स।
धम्मिलसत्थाहसुयस्स कामिणो अत्थनासो य॥

અર્થાત્ ગણિકાના ઘેર વસતા અને કામી એવા સાર્થવાહપુત્ર ધમ્મિલ્લનાં માતા-પિતા શોકથી મરણ પામ્યાં અને તેનું ધન પણ નાશ પામી ગયું."

તેનું આ વચન સાંભળીને, વજ્રના પ્રહારથી પર્વતના શિખર ઉપરનું વૃક્ષ પડી જાય તેમ, ધમ્મિલ્લ જમીન ઉપર પડી ગયો. મૂર્છા વળતાં ઊઠીને વિચાર કરવા લાગ્યો, "પિતા અને માતાના વિયોગથી દુઃખી તથા વૈભવથી રહિત એવા મને જીવવાની શી આશા છે?" આમ હૃદયથી નક્કી કરીને તે નગરમાંથી નીકળ્યો. જેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો છે એવો તે ધમ્મિલ્લ મરવાની ઇચ્છાથી અનેક પ્રકારનાં વૃક્ષ, લતા, ગુચ્છ અને ગુલ્મથી ગહન, અનેક પક્ષીઓવડે શબ્દાયમાન તથા જેની આસપાસની ભીંતો પડીને અસ્તવ્યસ્ત થઇ ગઇ હતી એવા એક જીર્ણ ઉદ્યાનમાં પેઠો. ત્યાં અળસીના ફૂલ જેવી કાળી તીક્ષ્ણ તલવાર વડે પોતાનો ઘાત કરવા માંડ્યો. એ વખતે તેનું એ આયુધ દેવતા-વિશેષે જમીન ઉપર પાડી નાખ્યું. 'શસ્ત્રથી મારું મરણ નથી' એમ વિચારીને ઘણાં લાકડાં ભેગાં કરીને તેણે અગ્નિપ્રવેશ કર્યો, પરન્તુ અગ્નિ પણ મોટી નદીના ધરાની જેમ શીતળ થઈ ગયો. એટલે એ રીતે પણ તે ન મર્યો. પછી તેણે વિષ ખાધું. તે પણ, અગ્નિ જેમ સૂકા ઘાસની ગંજી બાળી નાખે તેમ, તેના જઠરાગ્નિએ બાળી નાખ્યું. વળી તે ધમ્મિલ્લ વિચાર કરવા લાગ્યો, "શસ્ત્ર, અગ્નિ કે વિષભક્ષણથી મારું મરણ નથી, માટે ઝાડ ઉપરથી ભુસ્કો મારું." પછી તેણે ઝાડ ઉપરથી ભુસ્કો માર્યો, પણ રૂના ઢગલા ઉપર પડ્યો હોય તેમ એને કંઇ ઇજા ન થઈ. પછી જેનું રૂપ દેખાતું નહોતું એવા કોઈએ એને આકાશવાણીથી કહ્યું, "અરે! સાહસ ન કર, સાહસ ન કર!" આ સાંભળી દીર્ઘ નિઃશ્વાસ મૂકીને 'અહીં પણ મારું મરણ નથી' એમ ચિન્તા અને અફસોસ કરતો ત્યાં બેસી રહ્યો.

### વસન્તતિલકાની પ્રતિજ્ઞા

ધમ્મિલ્લની આ દશા થઈ. બીજી બાજુ, પ્રભાતકાળે પ્રકાશમાન સૂર્ય ઉદય પામતાં જેનો મદ દૂર થયો છે એવી વસન્તતિલકા માતાને પૂછવા લાગી કે, "હે માતા! ધમ્મિલ્લ ક્યાં ગયો?" ત્યારે તેણે જવાબ આપ્યો કે, "એવા પુરાણા ધૂર્તોની કોણ તપાસ

રાખે ? હે પુત્રિ ! તે ક્યાં ગયો છે એ હું જાણતી નથી.” તેના જવાબ ઉપરથી વસન્તતિલકાએ જાણ્યું કે, “નક્કી, આ માટે જ આવો અપૂર્વ ઉત્સવ કર્યો હોવા જોઈએ. જરૂર, આમાં મારી માતાનો જ દોષ છે.” આમ વિચારીને શોકાતુર થયેલી તે વસન્તતિલકાએ પ્રતિજ્ઞા કરી કે—

“एसो वेणीबंधो कओ मए धणियसप्पइण्णाए ।
मोत्तव्वो य पिएणं, मत्तूण य आवयंतेण ॥

અર્થાત્ અત્યંત સાચી પ્રતિજ્ઞાપૂર્વક મેં આ વેણી બાંધી છે. કાં તો તે મારો પ્રિયતમ છોડશે અથવા મારા ઉપર આવતું મૃત્યુ છોડશે.”

આ પ્રમાણે કહીને જેણે ગંધ, પુષ્પ અને અલંકારોનો ત્યાગ કર્યો છે એવી તે વસન્તતિલકા માત્ર શરીરને ટકાવી રાખવા માટે કેવળ શુદ્ધોદકથી સ્નાન કરતી દિવસો ગાળવા લાગી.

## ધમ્મિલ્લનો અગડદત્ત મુનિ સાથે સમાગમ

બીજી બાજુ, ધમ્મિલ્લ પણ બેઠો હતો ત્યાંથી ઊઠીને તે જીર્ણોદ્યાનમાં ફરવા માંડ્યો. ત્યાં તેણે વિપુલ પાંદડાવાળા, વિશાળ, ગંભીર, નવી કુંપળો તથા પલ્લવોવાળા, અત્યંત ઘટાદાર, ફૂલના ભારથી નમેલા, જેનો શિખરપ્રદેશ ભ્રમરોના ગુંજારવથી શબ્દાયમાન હતો એવા, તથા જેના પલ્લવરૂપી હાથ પવનથી કંપતા હતા એવા સુન્દર અશોક વૃક્ષની નીચે બેઠેલા, જિનશાસનના સારરૂપ પરમ સત્ય જેણે જાણ્યું છે એવા, અનેક ગુણોવાળા, આનંદયુક્ત અને સાધુઓમાં ગંધહસ્તી સમાન શ્રેષ્ઠ એવા એક સાધુને જોયા. પૂર્વાભાષી એ સાધુએ મૃદુ અને મધુર વાણીથી ધમ્મિલ્લને કહ્યું, “ધમ્મિલ્લ ! અજ્ઞાન માણસની જેમ સાહસ શા માટે કરે છે ?” દેવેન્દ્રોવડે વંદાયેલા, તપ અને ગુણોના ભંડારરૂપ સાધુને પ્રણામ કરીને ધમ્મિલ્લ કહેવા લાગ્યો કે, “હે ભગવન્ ! પૂર્વે ધર્મ નહીં કર્યો હોવાને કારણે હું દુઃખી છું.” સાધુએ પૂછ્યું, “તારે શું દુઃખ છે ?” ધમ્મિલ્લે જવાબ આપ્યો, “જે પોતે દુઃખ પામ્યો નથી, જે દુઃખનો નિગ્રહ કરવામાં સમર્થ નથી અને જે બીજાના દુઃખે દુઃખી નથી તેને દુઃખ ન કહેવું જોઇએ.” ત્યારે સાધુએ કહ્યું, “હું પોતે દુઃખ પામેલો છું, દુઃખનો નિગ્રહ કરવાને સમર્થ છું અને (અત્યારે તારી સ્થિતિ જોઈને) દુઃખી થાઉં છું, માટે તારું દુઃખ મને કહે.”

ધમ્મિલ્લે પૂછ્યું, “ભગવન્ ! શું તમને મારા કરતાં પણ વધારે દુઃખ પડ્યું છે ?” સાધુએ કહ્યું, “હા.” પછી ધમ્મિલ્લે પોતાની યથાવીતી કહી સંભળાવી. એટલે સાધુએ કહ્યું, “ધમ્મિલ્લ ! ધ્યાનપૂર્વક સાંભળ મેં જે સુખદુઃખ અનુભવ્યાં તે તને કહું છું—

## અગડદત્ત મુનિની આત્મકથા

"આનંદ પામેલા લોકો જ્યાં સર્વ પ્રકારનાં સારભૂત ધાન્યો પકવે છે તેવો તથા વિદ્યાવડે જેની વિજ્ઞાન-જ્ઞાનવિષયક બુદ્ધિ કેળવાયેલી છે એવો અવન્તિ નામે જનપદ છે. ત્યાં અમરાવતીના જેવી લીલાયુક્ત ઉજ્જયિની નામે નગરી છે. એ જનપદમાં પ્રજાના પાલનમાં સમર્થ, જેનો કોશ અને કોઠારનો વૈભવ સંપૂર્ણ છે એવો, પુષ્કળ સેના અને વાહનવાળો તથા મંત્રીઓ અને સેવકવર્ગ જેમાં અનુરક્ત છે એવો જિતશત્રુ નામે રાજા છે. બાણ, અસ્ત્ર, શસ્ત્ર, રથયુદ્ધ અને કુસ્તીમાં તથા ઘોડાઓને કેળવવામાં કુશળ એવો તેનો અમોઘરથ નામે સારથિ હતો. અમોઘરથની કુલ અને રૂપમાં યોગ્ય એવી યશોમતી નામે પત્ની છે. તેમનો પુત્ર હું અગડદત્ત નામે છું.

મારા દૈવયોગે અને દુઃખની ગુરુતાથી મારા પિતા હું બાળક હતો ત્યારે જ મરણ પામ્યા. પતિના મરણથી દુઃખ પામેલી અને શોક કરતી એવી મારી માતા શુષ્ક કોટરવાળું વૃક્ષ જેમ દાવાનળથી સળગે તેમ મનમાં જ દાઝવા માંડી. એને એ પ્રમાણે દુઃખી થતી, શરીરમાં સુકાતી તથા વારંવાર રોતી જોઇને હું પૂછવા લાગ્યો, "માતા! તું કેમ રડે છે?" પછી મેં ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું, "પેલો અમોઘપ્રહારી સારથિ છે. તારા પિતા મરણ પામ્યા એટલે તેમનું પદ અને વૈભવ એ અમોઘપ્રહારીને મળ્યાં. જો તારા પિતા આજે જીવતા હોત અથવા તું બાણ, અસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં કુશળ હોત તો આવો વૈભવ તેને મળત નહીં; અથવા શૃંગાટક (ત્રિકોણ માર્ગ), ત્રિક (જ્યાં ત્રણ રસ્તા ભેગા થતા હોય એવી જગા), ચોક, ચાચર અને શેરીઓમાં આવી રીતે ગેલ કરતો તે ફરતો નહોત. આ પ્રત્યક્ષ દુઃખ જોઇને તારા પિતાનું મૃત્યુ યાદ કરતી એવી હું મનમાં ને મનમાં બળ્યા કરૂં છું." મેં માતાને પૂછ્યું, "માતા! બાણ, અસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં કુશળ એવો આપણો કોઇ મિત્ર છે?" એટલે તેણે જવાબ આપ્યો, "કોશાંબીમાં તારા પિતાનો પરમ મિત્ર અને સહાધ્યાયી દૃઢપ્રહારી નામે છે. તેને એકને જ હું તો જાણું છું." મેં કહ્યું, "માતા! હું દૃઢપ્રહારી રથિક પાસે કૌશાંબી જાઉં છું; બાણ, અસ્ત્ર અને શસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરીને ત્યાંથી આવીશ." પછી માતાએ ઘણા ઉમંગથી મને જવાની રજા આપી.

પછી હું ત્યાંથી નીકળ્યો અને કૌશાંબી ગયો. ત્યાં બાણ, અસ્ત્ર, શસ્ત્ર તથા રથચર્યાની શિક્ષણમાં કુશળ એવા આચાર્ય તરીકે દૃઢપ્રહારી પાસે જઇને વિનયપૂર્વક તેને પ્રણામ કર્યાં. તેણે મને પૂછ્યું, "પુત્ર! ક્યાંથી આવ્યો છે?" એટલે મેં મારા પિતાના ઘરની સર્વ હકીકત, પિતાનું નામ અને પોતાનું આગમન એ બધું કહ્યું. પછી તેણે પિતા જેમ પુત્રને આશ્વાસન આપે તેમ મને આશ્વાસન આપ્યું, અને કહ્યું, "વત્સ! હું મારી બધી વિદ્યા તને બરાબર શિખવીશ." મેં પણ કહ્યું, "હું ધન્ય છું; કે આપે

મારા ઉપર અનુગ્રહ કર્યો." તેણે મને થોડીક ધીરજ રાખવાનું કીધું. પછી સારાં તિથિ, કરણ, નક્ષત્ર અને દિવસના મુહૂર્તે શકુન-કૌતુકપૂર્વક મેં બાણુ અને શસ્ત્રવિદ્યા શીખવાનો આરંભ કર્યો. શલાકા કાઢી, પાંચ પ્રકારની મુષ્ટિ શીખ્યો, [1]પુંનાગને જીત્યો, મુષ્ટિબંધ શિખ્યો, લક્ષ્યવેધી અને દૃઢપ્રહાર કરવાની શક્તિવાળો બન્યો, છૂટાં ફેંકવાનાં અને યંત્રમાંથી ફેંકવાનાં એમ બે પ્રકારનાં બાણ અને અસ્ત્રમાં નિષ્ણાત થયો તથા અન્ય પ્રકારનાં તરુપતન,[2] છેદ્ય, ભેદ્ય તથા યંત્રવિધાનોનો અને મને ઉપદેશવામાં આવેલી શસ્ત્રવિધિઓનો પારગામી ગયો.

### અગડદત્તનો શ્યામદત્તા સાથે પરિચય

પછી એક વાર હું મારા ગુરુના ઘરની વૃક્ષવાટિકામાં જઇને અભ્યાસ કરવા લાગ્યો. મારા ગુરુના ઘરના પડોશના ઘરમાં રહેતી એક સુન્દર તરુણી મને દરરોજ ફળ તથા પાંદડાં, પુષ્પ અને પુષ્પની માળાઓ ફેંકવાવડે તથા ઢેફાંઓવડે પ્રહાર કરતી હતી. પરન્તુ હું ગુરુના ભયને લીધે તથા વિદ્યાભ્યાસના લોભને લીધે, ઇચ્છા હોવા છતાં, તેના પ્રત્યે અનુરાગ દર્શાવતો નહોતો.

આમ કેટલાક દિવસો વીતી ગયા બાદ એક વાર હું અભ્યાસ કરતો હતો ત્યારે એ જ વૃક્ષવાટિકામાં લાંબાં અને લટકતાં લીલાં અને રાતાં પલ્લવોવાળા, કુસુમના ભારથી જેની આગલી ડાળીઓ નમેલી હતી એવા, ભ્રમર અને મધમાખોના સમૂહના મધુર ગુંજારવથી જેનાં કોટરો શબ્દાયમાન હતાં એવા રક્ત અશોક-વૃક્ષની નીચે ડાબા હાથવડે એક શાખાનું અવલંબન કરીને અને એક સહેજ ઊંચો કરેલો પગ વૃક્ષના થડ ઉપર મૂકીને ઊભેલી તથા સારભૂત નવયૌવનમાં રહેલી તે તરુણીને મેં જોઈ. નવા શિરીષના સુન્દર પુષ્પ સમાન રંગવાળા અને સોનાના કૂર્મ જેવા ઘાટિલા પગવાળી, અત્યંત વિભ્રમ( વિલાસ )થી ચકિત કરે એવાં અને કેળના સ્તંભ જેવાં ઉરુયુગલવાળી, મોટી નદીના પુલિનના સ્પર્શ જેવી સુંવાળી જંઘાવાળી, ફાડેલા રક્તાંશુકના મધ્ય ભાગની લાલિમા જેવું અત્યંત લાલ વસ્ત્ર જેણે પહેર્યું છે એવી, હંસોના સમૂહ જેવો શબ્દ કરતી કટિમેખલાવાળી, ઇષત્ રોમરાજિવાળી, કામ અને રતિના જેવાં ( અથવા કામવાસનાની વૃદ્ધિ કરનારાં ), ઉરતટની શોભા વધારનારાં, પરસ્પર સંઘર્ષ થવા છતાં સજ્જનની મૈત્રીની જેમ વૃદ્ધિ પામતાં તથા જેમની વચ્ચે અંતર નથી એવાં સ્તનોવાળી, પ્રશસ્ત લક્ષણવાળી તથા રોમયુક્ત બાહુલતાવાળી, રાતી હથેળીવાળા, કોમળ, જેમાં ઘણી રેખાઓ નથી એવા, ક્રમપૂર્વક ગોળ તથા ઘાટીલી આંગળીઓ તથા લાલ નખવડે યુક્ત એવા અગ્રહસ્તવાળી, ઘણા લાંબા

૧. શસ્ત્રવિધાના શિક્ષણના પ્રારંભમા પુનાગના વૃક્ષને લગતી કોઇ વિધિ હશે? મૂળમાના जियं पुण्णागं એ શબ્દો જોતાં વૃક્ષનો અર્થ શકય છે.

૨. 'તરુપતન' એટલે ઝાડ કાપી નાખવા, કે સામે આવતા દુશ્મનને વૃક્ષની જેમ કાપી નાખવો તે? બીજો અર્થ વધારે સંભવિત લાગે છે.

નહીં એવા લાલ હોઠવાળી, ક્રમયુક્ત, શુદ્ધ અને સુન્દર દંતપંક્તિવાળી, રક્ત કમળના પત્ર જેવી જીભવાળી, ઉત્તમ અને ઉન્નત નાસિકાવાળી, પોશમાં સમાય એવી, લાંબી, નીલ કમળના પત્ર જેવી આંખોવાળી, સંગત ભ્રૂકુટિવાળી, પાંચમના ચંદ્રસમાન લલાટપટ્ટવાળી તથા કાજળ અને ભ્રમરોના સમૂહ જેવા કાળા, મૃદુ, વિશદ અને જેમાંથી સુગંધ નીકળે છે એવા સર્વ કુસુમોવડે સુવાસિત અને શોભતા કેશપાશવાળી, સર્વે અંગ-ઉપાંગોમાં પ્રશસ્ત અને અવિતૃષ્ણ રીતે દર્શન કરવા લાયક તે સુન્દરીને મેં જોઇ.

મેં વિચાર કર્યો કે, "શું આ કોઇ આ ભવનની દેવતા હશે ? કે માનવ સ્ત્રી હશે ?" પછી મેં ધ્યાનપૂર્વક જોયું કે એનાં નયન નિમેષોન્મેષ કરે છે, અને એથી જાણ્યું કે આ દેવતા નથી, પણ માનવી છે. પછી મેં એને પૂછયું કે, "ભદ્રે ! તું કોણ છે ? કોની છે ? અને કયાંથી આવે છે ?" ત્યારે તેણે સ્મિત હાસ્યવડે રૂપસુન્દર અને શુદ્ધ દંતપંક્તિ બતાવતાં અને ડાબા પગના અંગૂઠાથી ભૂમિ ખોતરતાં જવાબ આપ્યો કે, "આર્યપુત્ર ! આ પાડોશના ભવનના ગૃહપતિ યક્ષદત્તની પુત્રી હું શ્યામદત્તા નામે છું. ઘણો સમય થયા મેં તમને અભ્યાસ કરતા જોયા છે, અને જોતાં વેંત તમે મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે. કામદેવના શરપ્રહારથી દુઃખ પામતા હૃદયવાળી અશરણ એવી હું તે સમયથી માંડીને શાન્તિ નહીં પામતી તમારે શરણે આવી છું. મારા સમાગમની તમે અવજ્ઞા ન કરશો. તમારાવડે અવજ્ઞા પામતાં તમારા વિરહથી દુઃખી થઇને હું ક્ષણમાત્ર પણ જીવી શકીશ નહીં." આમ કહીને તે મારે પગે પડી. મેં તેને ઊઠાડીને કહ્યું, "સુતનુ ! એમ કરવામાં અવિનય અને અપયશ બન્ને થાય તેમ છે. ગુરુના ઘેર રહીને વિનયનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી." એટલે એણે મને ફરીથી કહ્યું, "ભર્તૃદારક ! જે સ્ત્રી અથવા પુરુષ કુળમાં અથવા શીલમાં કલંક ન આવે તેવી રીતે વર્તે છે તે કામી ગણાતાં નથી." મેં કહ્યું, "ભલે પણ મારા શરીરના અને જીવનના સોગન આપીને કહું છું કે થોડા દિવસ રાહ જો. ત્યાંસુધીમાં ઉજ્જયિની પાછા જવાનો ઉપાય હું વિચારી રાખીશ." આ પ્રમાણે ઘણા સોગન આપીને તેને સમજાવી, એટલે તે પોતાને ઘેર ગઇ. કામદેવવડે સોસાતા શરીરવાળો હું પણ તેના એ રૂપના અતિશયને હૃદયમાં ધારણ કરતો, મનમાં તેનુંજ ચિન્તવન કરતો અને તેના સમાગમના ઉપાય વિચારતો જેમ તેમ કરીને દિવસો ગાળવા લાગ્યો, તથા ગુરુની લજ્જાથી મારા અનાચારને છૂપાવતો રહેવા લાગ્યો.

પછી જેની વિદ્યા સિદ્ધ થઇ છે એવો હું એક વાર ગુરુની અનુજ્ઞા લઇને મારી કુશળતા બતાવવા માટે રાજદરબારમાં ગયો. ત્યાં મેં તલવાર અને ઢાલનું ગ્રહણ, હાથીને ખેલાવવા, ભ્રમંત ચક્ર, ગત્યંતર ગત[1] ઇત્યાદિ બધી વિદ્યા યોગ્ય રીતે બતાવી. બધા

---

૧. ભ્રમંતચક્ર અને ગત્યંતર ગત એ અસ્ત્રવિદ્યા અથવા મલ્લવિદ્યાના કોઇ પ્રકારો હશે. પણ અત્યારે એ શબ્દોનો અર્થ સમજાતો નથી. गत्तंतरगयं પછી મૂળમાં वाउलयचेयविज्जयादीयं શબ્દ છે તે પણ આવો જ કોઈ પ્રકાર હશે, પરન્તુ તેની તો સંસ્કૃત છાયા કે અટકળે અર્થ પણ કરવો મુશ્કેલ છે.

પ્રેક્ષકોનું વિસ્મયથી હૃદય હરાઇ ગયું, અને મારા શિક્ષાગુણોની તથા મારા ગુરુની તેઓ પ્રશંસા કરવા લાગ્યા. પરન્તુ રાજા તો 'આમાં કંઇ આશ્ચર્ય નથી' એમ કહીને જરાય વિસ્મય પામ્યો નહીં, પણ તેણે મને કહ્યું, "બોલ, તને શું આપું ?" મેં તેને વિનંતી કરી, "સ્વામી ! આપ મને શાબાશી આપતા નથી, પછી બીજા દાનનું મારે શું કામ છે ?" ત્યારે એ રાજા કહેવા લાગ્યો કે, "તારી શિક્ષા–વિદ્યામાં શું છે ? મારી શિક્ષા તું ધ્યાનપૂર્વક સાંભળ. આજ નગરમાં સિંહલીનો પુત્ર નંદન ( અથવા આનંદ ) નામે હતો.

सिरिओ दूयाणत्ती आसविवत्ती य कुलघरविणासो ।
निग्गमण खाइयाए जा दुप्पडतप्पणा बोही ॥

(અર્થાત્ કોઢિયો-દૂત-આજ્ઞા–અશ્વનો વધ-ઘરનો નાશ–ખાઇવાટે પલાયન–પરિતાપ–બોધિ)

આમ કહીને તે પોતાનો પૂર્વભવ કહેવા લાગ્યો. "સાંભળ, દેવાનુપ્રિય !—

## જિતશત્રુ રાજાનો પૂર્વભવ

આજ કૌશાંબી નગરીમાં હરિસેન નામે રાજા હતો. તેને ધારિણી નામે પટરાણી હતી. સુબુદ્ધિ નામનો તેનો અમાત્ય હતો હતો એ અમાત્યની પત્નીનું નામ સિંહલી હતું. એ સિંહલીનો હું આનંદ નામે પુત્ર હતો અશુભ કર્મના ઉદયથી મને કોઢ થયો. એ રોગથી પીડા પામતો તથા મારી જાતની નિન્દા કરતો હું જીવન ગાળવા લાગ્યો.

પછી એક વાર યવન દેશના અધિપતિએ મોકલેલો દૂત આ નગરમાં આવ્યો. રાજકુલમાં આવતાં દૂતને યોગ્ય એવા ભારે સત્કારથી તેનું સ્વાગત કરવામાં આવ્યું. તેને એક વાર મારા પિતાએ પણ પોતાને ઘેર લઈ જઇને તેનો નામ અને વૈભવને યોગ્ય સત્કાર કર્યો. રાજા, દેશ અને કુળના સમાચાર વિષે વાતચીત કરતા તેઓ બેઠા. એવામાં હું મારા ઘરમાં પ્રવેશ્યો તે તેણે જોયો, અને મારા પિતાને પૂછ્યું, "આ કોનો પુત્ર છે ?" પિતાએ જવાબ આપ્યો કે, "મારો છે." દૂતે પૂછ્યું કે, "તો શું આ દેશમાં એના રોગ માટે ઔષધિ નથી કે વૈદ્યો નથી ?" પિતાએ કહ્યું, "આ દેશમાં ઔષધિઓ પણ છે અને વૈદ્યો પણ છે, પરન્તુ એના મંદભાગ્યને લીધે કોઇ ઔષધ લાગુ પડતું નથી અને રોગનું શમન થતું નથી" "તો જેને નવું યૌવન આવ્યું હોય એવા વછેરાના રુધિરમાં એને એક મુહૂર્ત બેસાડો" એમ કહીને તે દૂત ગયો.

મારા પિતાએ પુત્રસ્નેહથી રાજકુલનો એક અશ્વ મારીને દૂતે જેમ કહ્યું તેમ કર્યું. પછી રાજાએ સાંભળ્યું કે–'સુબુદ્ધિ અમાત્યે અશ્વ માર્યો છે.' એટલે રોષે ભરાયેલા રાજાએ અમારા આખા ઘરને મૃત્યુદંડ ફરમાવ્યો. આ સાંભળીને ખાઇમાં ઉતરીને નાસતો નાસતો હું કલાલોના વાસમાં પહોંચ્યો. તે કલાલ–વાસના મુખીએ મને જોયો, અને

પૂછ્યું, "તું કોણ છે? ક્યાં જાય છે? અને કોનો પુત્ર છે?" એટલે મેં બની હતી તે બધી હકીકત કહી. તે અનુકંપાથી મને પોતાને ઘેર લઇ ગયો અને ત્યાં મને રાખ્યો. પિતા, માતા, સ્વજન અને પરિજનના વિયોગથી પરિતાપ પામતો હું ત્યાં રહેવા લાગ્યો.

એક વાર ઇર્યાસમિતિ અને ભાષાસમિતિવાળા, આ લોક તથા પરલોકના વિષયમાં નિરપેક્ષ તથા પ્રાસુક ભિક્ષાને ઇચ્છતા શ્રમણો તે ઘરમાં પ્રવેશ્યા. ઘરસ્વામીએ તેમને પ્રણામ કર્યાં. મેં પણ તેમને વંદન કર્યાં, અને ધર્મ પૂછ્યો. અહિંસાપ્રધાન ધર્મ તેમણે કહ્યો. જિનેશ્વરોનું વચન મેં જાણ્યું. મેં તેમની પાસેથી શિક્ષાવ્રતો અને અણુવ્રતો ગ્રહણ કર્યાં. અણુવ્રતો તથા શિક્ષાવ્રતો ગ્રહણ કરીને કાળધર્મ પામેલો હું આ જ નગરમાં જિતશત્રુ રાજા થયો. આ જન્મમાં સાધુઓને જોઈને મને જાતિસ્મરણ થયું. પૂર્વજન્મમાં આટલી શિક્ષા-વિદ્યાથી મને આ જન્મમાં રાજ્યશ્રી મળી. ( પછી તારી અલ્પ ફળવાળી શિક્ષાથી મને આશ્ચર્ય શી રીતે થાય? )"

એ સમયે નગર અને જનપદના માણસોએ રાજાને વિનંતી કરી કે, "દેવાનુપ્રિયના નગરમાં અપૂર્વ ખાતર પડે છે, કોઇ દ્રવ્યની ચોરી કરે છે, માટે હે દેવાનુપ્રિય! આપ નગરનું સંરક્ષણ કરો." એટલે રાજાએ નગરરક્ષકને આજ્ઞા આપી, "સાત રાત્રિની અંદર ચોર પકડાય તેમ કરો" 'આ મારા ગમનનો અવસર છે' એમ વિચારીને ફરી વાર રાજાને પગે પડીને મેં વિનંતી કરી કે, "જો દેવાનુપ્રિય આજ્ઞા આપે અને કૃપા કરે તો હું આપની કૃપાથી સાત રાત્રિની અંદર ચોરને આપના ચરણમાં હાજર કરું." મારું આ વચન રાજાએ સ્વીકાર્યું, અને કહ્યું 'ભલે એમ કર.'

## અગડદત્તે ચોરને માર્યો

આ પછી હર્ષ પામેલો હું રાજાના ચરણમાં પ્રણામ કરીને રાજકુલમાંથી નીકળ્યો. શાસ્ત્રોમાં મળતા નિર્દેશો ઉપરથી મેં જાણ્યું હતું કે-દુષ્ટ પુરુષો અને ચોરો ઘણું કરીને પાનાગાર ( મદ્યની દુકાન ), દ્યૂતશાલા, કંદોઇની દુકાન, પાંડુ વસ્ત્ર પહેરનાર પરિવ્રાજકોના મઠ ( અથવા નપુંસકોનાં નિવાસસ્થાનો તથા પરિવ્રાજકોના મઠો ), રક્તાંબર ભિક્ષુઓના કોઠાઓ, દાસીગૃહો, આરામ, ઉદ્યાન, સભા અને પ્રપાઓમાં તથા શૂન્ય દેવકુલો અને વિહારોમાં આશ્રય કરીને રહે છે. વિવિધ કલાઓમાં કુશળ એવા તે ચોરો ત્યાં ઉન્મત્ત પરિવ્રાજકોનાં વિવિધ પ્રકારનાં લિંગ ( ચિહ્ન ) અને વેશ ધારણ કરીને અથવા બ્રાહ્મણનું રૂપ લઇને વિકૃત અને બેડોળ આકૃતિ ધરી ભમે છે. એટલે એવાં સ્થાનોની હું મારા ચાર પુરુષો-જાસૂસો દ્વારા તપાસ રખાવવા માંડ્યો. એક વાર ઉપાય કરવામાં કુશળ એવો હું તપાસ કરાવીને નીકળ્યો. જેણે જીર્ણ અને મેલાં વસ્ત્રો પહેર્યાં છે એવો હું એકલો જ દોડીને નવાં હરિયાળાં પલ્લવવાળા તથા ઘણી શાખાઓવડે શીતલ એક આંબાના ઝાડ નીચે બેઠો અને ચોરને પકડવાનો ઉપાય વિચારવા માંડ્યો. તે જ વખતે ગેરુવડે રાતાં રંગેલાં વસ્ત્ર ધારણ કરેલો, એક કપડાનું જેણે ઉત્તરાસંગ

કરેલ છે એવો, સાંખ્યવાદીઓની જેમ કપડાના ટુકડાથી જેણે કેડ બાંધી છે એવો, જેણે ડાબા ખભા આગળ ત્રિદંડ તથા કમંડળ રાખેલ છે એવો, માળાના મણકા ગણવામાં વ્યાપૃત હાથવાળો, તાજાં ઓળેલાં વાળ અને દાઢીવાળો અને મોઢેથી કંઈક ગણગણાટ કરતો એક પરિવ્રાજક તે જ આંબાના ઝાડની છાયામાં આવ્યો. એકાન્ત જગાએ ત્રિદંડને રાખીને એક પલ્લવશાખા પકડીને તે બેઠો. દીર્ઘ અને ઊંચા નાકવાળા, જાડી નસોવડે વીંટાયેલા પગવાળા અને સ્નાયુબદ્ધ પીંડીઓ અને લાંબી જંઘાઓવાળા તેને મેં જોયો. અને જોઈને મારા હૃદયમાં શંકા થઈ કે, “ નક્કી ચોરનું પાપકર્મ સૂચવનારાં આ ચિહ્નો જણાય છે, તો નક્કી આ પાપકારી ચોર હશે. ” તેણે મને કહ્યું, “ વત્સ ! અધૈર્યવડે સંતપ્ત એવો તું કોણ છે ? શા માટે ફરે છે ? કયાંનો રહેવાસી છે અને કયાં જાય છે ? ” પછી તેના હૃદયનું હરણ કરવામાં ચતુર એવા મેં કહ્યું, “ ભગવન્ ! હું ઉજ્જયિનીનો વતની છું, અને વૈભવ ક્ષીણ થતાં આમતેમ રખડું છું. ” બીજાઓને ભોળવનારા તેણે કહ્યું, “ પુત્ર ! તું ડરીશ નહીં. હું તને વિપુલ ધન અપાવીશ. ” મેં કહ્યું, “ ભગવન્ ! મારા પિતા સમાન આપે મારા ઉપર અનુગ્રહ કર્યો. ” આમ અમારો પરસ્પર વાર્તાલાપ થતો હતો ત્યાં લોકસાક્ષી સૂર્ય અસ્ત પામ્યો, સંધ્યા પણ વીતી ગઈ. પછી તે પરિવ્રાજકે ત્રિદંડમાંથી શસ્ત્ર કાઢીને કેડ બાંધી. ઊઠીને મને તે કહેવા લાગ્યો, “ અરે ! ચાલ, નગરમાં જઈએ. ” એટલે શંકાયુક્ત એવો હું પણ યુક્તિપૂર્વક તેની પાછળ પાછળ જવા લાગ્યો. મેં ધાર્યું કે, “ નગરમાં ખાતર પાડનાર ચોર તે નક્કી આ જ હશે. ” પછી અમે નગરમાં પેઠા. ત્યાં ઊંચી નજર કરીએ ત્યારે જોઈ શકાય એવું તથા પુણ્યવિશેષની શ્રીને સૂચવનારું કોઈનું ભવન હતું. જેના મુખમાં આરા છે એવા હથિયારવડે એ મકાનમાં સહેલાઈથી ખોદી શકાય એવા ભાગમાં તેણે ખોદવા માંડ્યું. શ્રીવત્સના આકારનું ખાતર પાડીને જેણે મારી શંકાને પ્રબળ કરી છે એવો તે અંદર પેઠો. અનેક પ્રકારનો માલ ભરેલી પેટીઓ તેણે અંદરથી આણી; અને મને તે સોંપીને ત્યાંથી ગયો. એટલે મેં વિચાર્યું કે, “ રખેને આ મારો જ વિનાશ ન કરે, માટે આનો ઠેઠ સુધી પીછો પકડવો જોઈએ. ” એટલામાં તે યક્ષના દેવળમાંથી પોતાના સાથીદાર દરિદ્રપુરુષોને લઈને આવ્યો. પેલી પેટીઓ એ પુરુષોને તેણે ઉપડાવી, અને અમે નગરની બહાર નીકળ્યા. પછી એ ચોરે મને કહ્યું, “ પુત્ર ! આ જીર્ણોદ્યાનમાં થોડીવાર ઊંઘી લઈએ; જ્યારે રાત ગળશે ત્યારે અહીંથી જઈશું. ” મેં કહ્યું, “ ભલે એમ કરીએ. ” પછી અમે જીર્ણોદ્યાનમાં એક બાજુએ ગયા. ત્યાં પેલા પુરુષોએ પેટીઓ મૂકી અને તેઓ ઊંઘી ગયા. પણ પેલો ચોર અને હું તો પથારી પાથરીને ખોટું ખોટું ઊંઘવાનો ડોળ કરતા જાગતા જ રહ્યા.

પછી હું ત્યાંથી સ્વૈરપણે ઊઠીને વૃક્ષોની પાછળ છૂપાઈ ગયો. દયાહીન હૃદયવાળ

૭

અને છુપો ઘા કરનારા પેલા ચોરે પેલા પુરુષોને ઊંઘી ગયેલા જાણીને તેમને મારી નાખ્યા. પછી તે મારી જગાએ આવ્યો પણ રક્તચ્છદ લતાઓની બનાવેલી મારી પથારીમાં મને નહીં જોતાં તે મારી શોધ કરવા માંડ્યો. એટલામાં વૃક્ષોની ઘટાથી જેનું શરીર ઢંકાયેલું છે એવા મેં દોડીને, તેની નજર ચુકાવીને, મારા ઉપર હુમલો કરવા આવતો હતો ત્યાં જ, તેના ખભા ઉપર તલવારનો પ્રહાર કર્યો, જબ્બર ઘાથી જેનું અર્ધું શરીર કપાઇ ગયું છે એવો તે જમીન ઉપર પડ્યો. મૂર્ચ્છા વળતાં તેણે મને કહ્યું, "વત્સ! આ મારી તલવાર છે, તે લઇને તું સ્મશાનના છેવાડાના ભાગમાં જા. ત્યાં જઈને શાન્તિગૃહ( શાન્તિકર્મ કરવાનું સ્થાન )ની ભીંત આગળ અવાજ કરજે. ત્યાં ભોંયરામાં મારી બ્હેન રહે છે, તેને આ તલવાર આપજે. તે તારી પત્ની થશે અને તું મારા સર્વ દ્રવ્યનો તથા તે ભોંયરાનો સ્વામી થઈશ. ગાઢ પ્રહારને લીધે મારા જીવનની તો હવે આશા નથી."

પછી હું તલવાર લઇને સ્મશાનની નજદીકમાં આવેલા શાન્તિગૃહ પાસે ગયો. ત્યાં મેં શબ્દ કર્યો, એટલે તે ભવનમાંથી વનદેવતા જેવા દર્શનીય રૂપવાળી ભવનવાસી સુન્દરી નીકળી. તેણે મને પૂછ્યું, "તમે ક્યાંથી આવો છો?" એટલે મેં તેને તલવાર આપી. વિષાદયુક્ત વચન અને હૃદયવાળી તથા પોતાનો શોક છુપાવતી તે મને સંભ્રમપૂર્વક શાન્તિગૃહમાં લઇ ગઈ અને આસન આપ્યું. ખૂબ વિશ્વાસ પડ્યો હોય એવું વર્ત્તન બતાવવામાં કુશળ એવો હું શંકાપૂર્વક તેનું ચરિત્ર અવલોકવા માંડ્યો. ક્રૂર હૃદયવાળી તે મારા માટે શય્યા તૈયાર કરવા માંડી અને મને કહ્યું, "અહીં આરામ લ્યો." પછી નિદ્રા લેવાનો ઢોંગ કરીને હું ત્યાં ગયો. એનું ધ્યાન અન્યત્ર હતું એવે વખતે ત્યાંથી ઊઠી અન્ય સ્થળે જઈ છુપાઈને ઊભો રહ્યો. પછી તે શય્યા ઉપર પહેલાંથી જ તૈયાર કરી રાખેલા યંત્રમાંથી તેણે શિલા પાડી અને પલંગના ચુરા થઈ ગયા. સંતુષ્ટ થયેલી તે પણ બોલી, "હાશ! મારા ભાઈના ઘાતકને મેં માર્યો!" એટલે દોડીને તેનો ચોટલો પકડીને હું બોલ્યો, "દાસી! કહે, કોણ મને મારનાર છે?" આમ કહેતાં 'હું તમારી શરણાગત છું' એમ કહીને તે મારા પગે પડી. સ્ત્રીઓને સ્વાભાવિક એવા ભયથી વિહ્વળ તેને મેં આશ્વાસન આપ્યું કે 'ડરીશ નહીં'. પછી તેને લઇને હું દરબારમાં ગયો અને ત્યાં રાજાને બનેલી બધી હકીકત કહી તે ચોરના મૃત શરીરને પણ રાજાએ મોકલેલા નગરજનોએ જોયું. એની બ્હેનને રાજકુલમાં દાખલ કરવામાં આવી. લોકોનું ચોરાયેલું દ્રવ્ય તેમને પાછું અપાવવામાં આવ્યું. પછી રાજાએ અને પ્રજાએ મારો સત્કાર કર્યો. આ પ્રમાણે પૂજા-સત્કારથી જેને વૈભવ મળ્યો છે તથા જેને માટે જયશબ્દ થાય છે એવો હું એ નગરમાં રહેવા લાગ્યો.

**અગડદત્તનું શ્યામદત્તાની સાથે સ્વદેશગમન**

શ્યામદત્તાની અંગસેવિકા તથા દૂતી સંગમિકા નામની યુવાન છોકરી હતી. તે

એકવાર મારી પાસે આવીને કહેવા લાગી, "આર્યપુત્ર! કામદેવનાં બાણુથી જેનું શરીર દુઃખી થયું છે એવી શ્યામદત્તાના શરીરનું નવા સંભોગના શ્રમસલિલથી આપ આશ્વાસન કરો. વધારે શું કહેવું? જેમાં ઈચ્છારૂપી મહાન કલ્લોલ છે અને આશારૂપી અનેક તરંગો છે એવા કામસમુદ્રમાં ડૂબતી તે શ્યામદત્તાને સમાગમદ્વારા પાર ઉતારનાર વહાણ આપ થાઓ, એ અશરણનું શરણ થાઓ." પછી તેના હાથ પકડીને મેં કહ્યું, "સુતનુ! હું સ્વદેશ જવાને માટે તૈયાર છું એમ શ્યામદત્તાને કહે." પછી તે ગઇ અને શ્યામદત્તા આવી. તેને જોઈને, વર્ષાકાળમાં પ્રફુલ્લિત થયેલા કદંબવૃક્ષની જેમ મારું શરીર અત્યંત રોમાંચિત થયું. એના વિસ્મયકારક રૂપના દર્શનથી મદનશરવડે મારું હૃદય સંતપ્ત થતાં મેં એને ગાઢ આલિંગન આપ્યું. અનંગના શરવડે સોસાયેલા શરીરવાળી તે પણ પાણીના દ્રહની જેમ મારાં અંગ-અંગમાં પ્રવેશી. સૂર્યના તાપથી તપેલી વસુંધરા જેવી તે શ્યામદત્તાને આશ્વાસન આપતાં અને તેનું વિસ્મયજનક રૂપ જોતાં મને તૃપ્તિ ન થઇ. આ પ્રમાણે શ્યામદત્તાને આશ્વાસન આપીને દૃઢ બંધ અને ધરીવાળો, ઉત્તમ લક્ષણયુક્ત ઘોડા જોડેલો, ગમન માટે યોગ્ય, સર્વ સાધનો અને હથિયારોથી સજ્જ એવો તેણે આપેલો રથ લઈને હું આવ્યો. હું અને શ્યામદત્તા રથ ઉપર બેઠાં. પછી મારા બળનો દર્પ નહીં સહન કરી શકતા, અને લોકોની કીર્તિમાં છિદ્ર પાડવા ઇચ્છતા મેં મારું નામ પ્રકટ કરીને ઘોષ કર્યો, "હે દેવાનુપ્રિયો! જે નવી માતાનું દૂધ પીવા ઇચ્છતો હોય તે મારી આગળ આવો. આ હું અગડદત્ત શ્યામદત્તાને લઇને જાઉં છું." આમ કહીને અનેક પ્રકારનું દ્રવ્યરૂપી ભાથું જેણે લીધું છે એવો હું ઉજ્જયિની તરફ ચાલ્યો. પછી અમે નગરની બહાર નીકળ્યાં. મેં દિશાદેવતાઓને પ્રણામ કર્યાં, ઘોડા હાંકયા અને ઘોડાઓના વેગ અને રથના હળવાપણાને લીધે અમે દૂર પહોંચી ગયાં. ત્યાં ઘોડાઓને વિશ્રામ આપવા માટે એકાન્તે શીતળ જળાશયની પાસે ઘોડાને છોડ્યા, અને શરીરના પોષણ માટે તથા શ્યામદત્તાનું મન રાખવા માટે મેં થોડું ખાધું. શ્યામદત્તાએ પણ, પોતે બંધુ-જનોના વિયોગથી દુઃખી હૃદયવાળી હોવા છતાં, મારા પ્રત્યેના અનુરાગથી શોકને છૂપાવીને કંઈક આહાર કર્યો. આ પ્રમાણે અમે પ્રવાસ કરવા લાગ્યાં. આમ કરતાં અમે વત્સ જનપદના સરહદના ગામે પહોંચ્યાં. એ ગામની નજદીક જળાશયની પાસે ઘોડાઓને બાંધીને ચરાવતાં અમે બેઠાં.

એટલામાં ગામની પાસે અમે મોટા જનસમૂહને જોયો. તેમાંથી બે માણસો મારી પાસે આવીને પૂછવા લાગ્યા, "ભાઈ, સુસ્વાગત! તમે કયાંથી આવ્યા છો? અને કયાં જાઓ છો?" મેં કહ્યું, "કૌશાંબીથી આવું છું અને ઉજ્જયિની જાઉં છું." એટલે તેઓ બોલ્યા, "તો આપ કૃપા કરો તો આપણે સાથે જ ઉજ્જયિની જઈએ." મેં કહ્યું, "ચાલો." એટલે ફરી પાછા તેઓ બોલ્યા, "ભાઇ, સાંભળો; અહીં માર્ગમાં હાથી મારે છે, દૃષ્ટિવિષ સર્પ છે, ભયંકર વાઘ છે અને પોતાના સહાયકો સહિત અર્જુન

નામે ચોરસેનાપતિ સાર્થોને લૂંટી લે છે; માટે શી રીતે જવું ?" મેં કહ્યું, "હું કહું તેમ ચાલો; મને કોઇ જાતનો ભય નથી." મેં આમ જવાબ આપતાં 'આપની આજ્ઞા યોગ્ય છે' એમ કહીને તેઓ ગયા. તેમણે પેલા સાર્થના માણસોને બધું કહ્યું. 'બરાબર છે' એમ કહીને તેઓ બધા જવાને માટે તૈયાર થયા.

એવામાં હાથમાં ત્રિદંડ અને કમંડળ લઇને એક પરિવ્રાજક એ પુરુષો પાસે આવીને કહેવા લાગ્યો, "પુત્રો ! તમારે કયાં જવું છે ?" તેઓએ જવાબ આપ્યો, "ઉજ્જયિની." એટલે પરિવ્રાજકે કહ્યું, "હું પણ તમારી સાથે ઉજ્જયિની આવીશ." તેઓએ કહ્યું, "ભલે, તમારી કૃપા થઇ, ચાલો." પછી સાર્થના એક આગેવાન પુરુષને બાજુએ લઈ જઇને તે કહેવા લાગ્યો, "પુત્ર ! મને એક સાધુએ દેવના ધૂપ માટે પચીસ દીનાર આપ્યા છે," એમ કહીને ધૂર્ત્તતાપૂર્વક ખોટા દીનાર તેને બતાવ્યા. એટલે તે સાર્થનો આગેવાન બોલ્યો, "ભગવન્ ! બ્હીશો નહીં. અમારી પાસે ઘણા દીનાર છે. જે અમારું થશે તે તમારું થશે." પછી સંતોષ પામેલો તે પરિવ્રાજક તેને આશીષ આપીને મારી પાસે આવ્યો, અને મને બધું કહ્યું. એટલે મેં વિચાર કર્યો કે, "આની સાથે જવું ઠીક નથી. નક્કી આ પરિવ્રાજક ચોર છે, માટે યત્નપૂર્વક અને પ્રમાદ કર્યા સિવાય રહેવું જોઇએ." આમ વિચાર કરતાં બાકીનો દિવસ મેં ગાળ્યો.

## અગડદત્તનો અટવીમાં પ્રવેશ

પછી સૂર્ય અસ્ત પામવાના સમયે ઘોડાઓને પાણી પાઇને મેં રથ જોડ્યો શ્યામદત્તા પણ શરીરશૌચ આદિ કૃત્ય કરીને રથમાં બેઠી. મેં વેગથી ઘોડા પ્રેર્યા. એ સમયે મેં પણ વનદેવતાને પ્રણામ કર્યા, રથ ઉપર બેઠો, લગામો પકડી, ઘોડાઓ હાંકયા અને રથ ચાલ્યો. સાર્થના માણસો પણ ઘણું ભાથું લઇને પેલા પરિવ્રાજકની સાથે મારા રથની સાથોસાથ ચાલવા લાગ્યા. એમ કરતાં એ જનપદ વટાવીને અમે અટવીમાં પ્રવેશ્યા અને અલ્પ સુખવાળા પડાવોમાં વસતા આગળ ચાલવા લાગ્યા. અનેક પ્રકારનાં વૃક્ષ અને લતાઓથી જેના કિનારાની વનરાજિ ઢંકાયેલી છે એવી એક પહાડી નદી પાસે અમે પહોંચ્યા. રથ સારી રીતે ચાલી શકે એવી ભૂમિ ઉપર મેં રથ છોડ્યો. પેલા સાર્થના માણસોએ પણ પોતપોતાની ઇચ્છાનુસાર વૃક્ષની છાયામાં પડાવ નાખ્યો.

પછી પેલો પરિવ્રાજક તેમને કહેવા લાગ્યો, "પુત્રો ! આજ હું તમારા બધાની પરોણાગત કરું. આ અટવીમાં એક ગોકુલ છે. ત્યાં મેં ઉજ્જયિની આવતાં અને પ્રયાગ જતાં ચાતુર્માસ કર્યો હતો. ત્યાંના ગોવાળિયાઓ મારા પરિચિત છે. ત્યાં હું જાઉં છું, માટે આજે તમારે કોઇએ રસોઇ કરવાની નથી." આમ કહીને તે ગયો. પછી મધ્યાહ્નકાળે વિષમિશ્રિત ખીર, દહીં અને દૂધનાં માટલાં ભરીને તે આવ્યો અને સાર્થના માણસોને કહ્યું, "પુત્રો ! આવો, દેવના પ્રસાદરૂપ આહારપાણી વાપરો." પછી તે લોકોએ

મારી પાસે એક માણુસ મોકલ્યો કે, “ભાઇ! આવો, તમે પણુ ખાઓ.” મેં કહ્યું કે, “મારું માથું દુઃખે છે. પણુ મારું માનો તો તમે પણુ આ આહાર ન ખાશો;” આમ કહીને મેં એને વાર્યો. તેણુે જઇને પેલા માણુસોને તથા પરિવ્રાજકને કહ્યું. એટલે તે પરિવ્રાજક મારી પાસે આવીને બોલ્યો, “દેવાનુપ્રિય! આવો, તમે પણુ દેવનું શેષ ખાઓ.” મેં તેમને કહ્યું, “વધારે ખોરાક મારાથી જીરવાય એમ નથી.” પછી તે પરિવ્રાજક ‘આ તો મહાદુષ્ટ છે’ એમ વિચારીને ગયો; અને સુખપૂર્વક બેઠેલા સાર્થના માણુસોને પોતે જાતે જ કેડ બાંધીને પીરસવા લાગ્યો; પેલા લોકો પણુ અજ્ઞાનને લીધે વિષમિશ્રિત આહાર શોખથી ખાવા લાગ્યા. એટલામાં સૂર્ય અસ્ત પામ્યો, અને પેલા માણુસો પણુ ઝેર શરીરમાં વ્યાપી જતાં અચેતન થઇને પડ્યા. પરિવ્રાજક પોતાના ત્રિદંડના લાકડામાંથી તલવાર કાઢીને તે બધાનાં માથાં કાપી નાખી તલવાર સાથે દોડતો મારી પાસે આવ્યો. મારા ખભા ઉપર તેણુે તલવારનો ઘા કર્યો તે ઢાલવડે ચૂકાવીને મજબૂત મૂઠવાળા ખડ્ગવડે મેં તેના ઉપર ઘા કર્યો, જેથી તેના બન્ને સાથળ કપાઈ જતાં તે ધરતી ઉપર પડ્યો.

પછી તે બોલ્યો, “પુત્ર! હું ધનપૂજક નામનો ચોર છું. આ પહેલાં મને તારા સિવાય બીજું કોઈ છેતરી શક્યું નથી. સાચે જ માતાએ તને એકલાને જ જણ્યો છે.” ફરી પાછો તે કહેવા લાગ્યો, “વત્સ! આ પર્વતના પશ્ચિમ પ્રદેશમાં બે નદીના મધ્યભાગમાં એક મોટી શિલા છે. ત્યાં ભોંયરું છે. ત્યાં મેં ઘણું ધન રાખેલું છે. જા, એ ધન તું લે. મારો અગ્નિસંસ્કાર તું કરજે.” એમ કહીને તે મરણુ પામ્યો. પછી મેં લાકડાં ભેગાં કરીને તેનો અગ્નિસંસ્કાર કર્યો. પછી હાથપગ ધોઈને રથ જોડીને નીકળ્યો. મેં વિચાર્યું, “ધનનું મારે શું કામ છે?” (આમ વિચારીને તેનો ભંડાર લેવા ગયો નહીં).

આ પછી મેં ઘોડાઓને માર્ગ ઉપર લીધા અને શ્યામદત્તાની સાથે પ્રવાસ કરવા લાગ્યો. એમ કરતાં અમે અનેક પ્રકારનાં વૃક્ષોથી ગહન, વેલ અને લતાઓનાં ગુલ્મોથી યુક્ત, પર્વતની ગુફાઓમાંથી વહેતા ઝરણુાંઓવાળી, અત્યંત ભયંકર, ચીબરીના ભયાનક શબ્દોથી વ્યાપ્ત, કોઈક સ્થળે વાઘ અને રીંછના ઘુરકાટથી શબ્દાયમાન, વાંદરાઓની ચીસોથી યુક્ત, અનેક પ્રકારના જંગલી અવાજોથી કાનને ત્રાસદાયક, ભિલ્લોએ ત્રાસ પમાડેલા વનહસ્તીઓના ચીત્કારથી ભરેલી, તથા કોઇક સ્થળે હાથીઓવડે ‘મડમડ’ અવાજ સાથે ભંગાતા સલ્લકીવનવાળી ભયાનક અટવીમાં અમે આવ્યાં. ત્યાં કેટલેક સ્થળે ઢોળાયેલ લોટ, ચોખા, અડદ તથા ઘીના ઘડા, આમતેમ પડેલી ખાંડણીઓ, કાણાં તેલનાં કુલ્લાં તથા અસ્તવ્યસ્ત પડેલાં અનેક પ્રકારનાં છત્રો અને પગરખાંઓ જોઈને મેં વિચાર કર્યો કે, “નક્કી, હાથીના ઘોર ભયથી ત્રાસેલા સાર્થના લોકોના પલાયનનાં આ ચિહ્નો છે.” આ બધું જોતાં જોતાં અમે તેની બાજુમાં થઇને અટવીમાં આગળ ચાલ્યાં. એટલામાં

યૂથથી છૂટા પડેલા, એકલા, લાંબા વાળવાળા, માર્ગની બાજુમાં ઊભેલા વનહસ્તીને મેં જોયો. શ્યામદત્તા એને જોઈને ભય પામી. શ્યામદત્તાને મેં આશ્વાસન આપીને કહ્યું, "આપણા રથના અવાજ પ્રત્યે કાન માંડીને રોષ પામેલો તથા અતિ ઉગ્રતાથી દોડવાની ઇચ્છાથી ભૂમિ ઉપર મૂકેલા જઘનભાગને કારણે જાણે ચોંટી ગયેલો હોય એવો આ હાથી દેખાય છે." પછી તે પોતાની સૂંઢનો અગ્રભાગ વીંઝીને, આંખો ફાડીને, ભયંકર ચીસ પાડીને, સૂંઢ જમીન ઉપર પછાડીને મને મારી નાખવા માટે જોરથી દોડ્યો. તે દોડતા હાથીના કુંભસ્થળ ઉપર મેં શીઘ્રતાથી અને ચપળતાથી ત્રણ બાણ માર્યાં. એ બાણના ગાઢ પ્રહારથી દુઃખ પામતા શરીરવાળો તે ચીસ પાડીને ઝાડની ડાળીઓ ભાંગી નાખતો ત્યાંથી નાઠો. ભય દૂર થતાં શ્યામદત્તાએ પૂછ્યું, "શું તે હાથી નાસી ગયો?" મેં કહ્યું, "સુતનુ! હા, નાસી ગયો."

પછી અમે આગળ ચાલ્યાં, અને થોડેક દૂર ગયાં ત્યાં લુહારની ધમધમતી ભઠ્ઠીના જેવો અવાજ સાંભળ્યો. મારા હૃદયમાં શંકા થઇ કે "નક્કી અહીં સર્પ હશે." ત્યાં તો માર્ગમાં જ સામે રહેલા, કાજળના ઢગલા જેવી કાન્તિવાળા, લપલપાટ કરતી બે જીભવાળા, ઉત્કટ, સ્ફુટ, વિકટ, કુટિલ, કર્કશ અને વિકૃત ફૂટાટોપ કરવામાં કુશળ તથા જેણે ત્રીજા ભાગનું શરીર ઊંચું કર્યું છે એવા મોટી ફણાવાળા નાગને અમે જોયો. શ્યામદત્તા ભય પામી, પણ મેં તેને ધીરજ આપી. ઘોડા અને રથના શબ્દથી રોષ પામેલો નાગ દોડ્યો. એ દોડ્યો ત્યાં તો પહોળા યંત્રમાંથી છોડેલા અર્ધચંદ્ર બાણથી તેનું માથું ફણાસહિત કાપીને મેં ધરતી ઉપર પાડ્યું. એને આ પ્રમાણે પરલોકમાં પરોણો બનાવીને અમે આગળ ચાલ્યાં.

એટલામાં સામે જ અપારશ્રાન્ત યમદેવના જેવા દુઃખકારક, લાંબી કેસરાવાળા,[1] લાંબા અને ઊછળતા પૂંછડાવાળા, રક્તકમળના પત્રના સમૂહ જેવી જીભ હલાવતા, કુટિલ અને તીક્ષ્ણ દાઢવાળા, ઊંચા કરેલા લાંબા પૂંછડાવાળા, અતિભીષણ વાઘને અમે જોયો. પૂર્વે જેણે ભય જોયો નથી એવી, બ્હીનેલી, જેનાં સર્વે અંગો થરથર કંપે છે એવી તથા ઉદ્વિગ્ન ચિત્તવાળી શ્યામદત્તા તે ભયંકર વાઘને ટગર ટગર જોઇ રહી. મેં તેને કહ્યું, "સુન્દરિ! ડરીશ નહી." તે વાઘ કૂદતો મારી તરફ દોડ્યો. તે દોડતો હતો ત્યાં જ કણેરના પત્રના સમૂહ જેવાં લાલ ફળાંવાળાં પાંચ બાણ મેં તેના મોંમાં છોડ્યાં. એ બાણનો ગાઢ પ્રહાર લાગતાં તે નાસી ગયો.

ફરી પાછું, અમે જોતાં હતાં ત્યાં જ અનેક પ્રકારનાં શસ્ત્રો અને બખ્તરોથી સંકુલ, હર્ષની ચીચીઆરીઓ કરતું, અને વિવિધ પ્રકારનાં હથિયાર તેમજ બખ્તરો ધારણ કરેલું એક કટક આવી પહોંચ્યું. મેં વિચાર્યું કે, "અમને લૂંટવા માટે ચોરો અહીં આવતા

---

૧: વાઘને કેશવાળી હોતી નથી; એટલે આ વર્ણનની સુસંગતિ નથી.

લાગે છે." અનેક પ્રકારના વેશ ધારણ કરેલા તે ચોરોને જોઇને જેનું આખું શરીર કંપી ઊઠયું છે એવી શ્યામદત્તા મને બાઝી પડી. મેં કહ્યું, "વિષાદ ન કર, જો; મુહૂર્ત માત્રમાં તો આ બધા જ ચોરોને યમગૃહમાં લઇ જાઉં છું." સ્વભાવથી જ જે ભીરુ છે એવી તે શ્યામદત્તાને મારા વચનથી કંઇક ધીરજ આવી. મને ચોરો ચારે તરફથી ઘેરી વળ્યા. મેં પણ અસ્ત્ર અને શસ્ત્રની નિપુણતા અને ચાતુર્યથી અને બાણના પ્રહારથી તેમને ત્રાસ પમાડતાં તેઓ ચોમેર નાસવા લાગ્યા. પછી વ્યાયામથી કઠિન ગાત્રવાળો, ધનુષ્ય ખેંચવાથી દીર્ઘ બનેલા બાહુવાળો અર્જુન નામનો તેમનો સેનાપતિ એ નાસતા ચોરોને ધીરજ આપતો, રથયુદ્ધ થઇ શકે એવી ભૂમિ ઉપર કવચ પહેરીને ઊભો રહ્યો. મેં પણ ઘોડાઓને થાબડીને તથા સર્વે આયુધોથી મારી જાતને સજ્જ કરીને તેની તરફ રથ ચલાવ્યો. તેણે પણ મારી તરફ રથ વાળ્યો. પછી બાણોના સમૂહની પરંપરાથી એકબીજાનું છિદ્ર શોધતા અમે યુદ્ધ કરવા લાગ્યા. કોઇ પ્રકારનો લાગ નહીં ફાવતાં મેં વિચાર્યું કે, "આ ચોર સમર્થ છે; એનો પરાજય થઇ શકે એમ નથી. રથયુદ્ધમાં કુશળ એવા તેને બીજી કોઇ રીતે છેતરી શકાય એમ પણ નથી. અર્થશાસ્ત્રમાં[1] કહ્યું છે કે—

'પોતાના વધતા જતા શત્રુને માયાથી અને શસ્ત્રથી હણવો.'

તો અહીં એ વસ્તુ યોગ્ય છે કે સર્વ અલંકારોથી વિભૂષિત આ શ્યામદત્તા પોતાનું અધોવસ્ત્ર શિથિલ રાખીને—અર્ધનગ્નાવસ્થામાં રથની આગળની બેઠક ઉપર બેસે. એનું રૂપ જોઈને આ ચોરની નજર આકર્ષાય એ વખતે ચોરને મારે મારવો"—આમ નક્કી કરીને મેં શ્યામદત્તાને રથની આગળ બેઠક ઉપર બેસાડી. તેના રૂપ, યૌવન અને વિલાસથી વિસ્મિત હૃદયવાળા અર્જુનની દૃષ્ટિ ત્યાં ચોંટી. એ વખતે તેને બેધ્યાન નજરવાળો જાણીને નીલ કમળ જેવા આરામુખ બાણવડે મેં તેની છાતીમાં પ્રહાર કર્યો. ત્યારે રથમાંથી ઊતરીને તે બોલ્યો—

"नाहं बाणेण हओ, हओ मि बाणेण मगरकेउस्स ।
जो भंडणे पयत्तो महिलाण मुहं पलोएमि ॥

અર્થાત્ હું તારા બાણથી નહીં, પણ કામદેવના બાણથી મરણ પામું છું, કારણ કે યુદ્ધ ચાલતું હતું ત્યારે હું સ્ત્રીનું મુખ જોતો રહ્યો" આ પ્રમાણે બોલીને તે મરણ પામ્યો. પછી પોતાના સેનાપતિને મરણ પામેલો જોઇને જેમનાં હથિયારો અને બખ્તરો અસ્તવ્યસ્ત થયાં છે એવા તેના સહાયક ચોરો પણ નાસી ગયા.

**અગડદત્તનું ગૃહાગમન.**

આ પ્રમાણે જીતાયેલા શત્રુ અર્જુનને હણીને તથા શ્યામદત્તાને આશ્વાસન આપીને

૧. 'વસુદેવ-હિંડી' રચાઇ એ જમાનામા પ્રાકૃતમા કોઈ 'અર્થશાસ્ત્ર' હશે, એમ આ અવતરણ ઉપરથી અનુમાન થાય છે.

હું ઉજ્જયિની તરફ ચાલ્યો. અનુક્રમે ચાલતાં ઉજ્જયિની પહોંચ્યો, અને માતાના ઘરમાં પ્રવેશ્યો. પુત્રવત્સલ માતા મારું આગમન સાંભળીને મારી સામે દોડી આવી. હું રથમાંથી ઊતર્યો, એટલે આનંદનાં અશ્રુ સારતી તેણે મને આલિંગન આપ્યું અને મારું મસ્તક સૂંઘ્યું. શ્યામદત્તા પણ રથમાંથી ઊતરીને માતાને પગે પડી. આનંદિત હૃદયવાળી માતાએ તેને પણ આલિંગન કર્યું, અવિધવા-મંગલથી તેનું અભિનંદન કર્યું, અને ઘરમાં પ્રવેશ કરાવ્યો. સ્વજનો, મિત્રો અને બંધુઓ પણ કુશળ પૂછવા માટે આવ્યા, તેમનો અમે વૈભવ અનુસાર સત્કાર કર્યો. નોકરો ઘોડા તથા રથને યોગ્ય સ્થાને લઈ ગયા તથા ઘોડાને માલીસ કર્યું. બધું દ્રવ્ય, આયુધો, શસ્ત્રો તથા સાધનો પણ ઘરમાં લાવવામાં આવ્યાં.

પછી બીજે દિવસે સ્નાન કર્યા બાદ જમીને તથા અલંકારો પહેરીને રાજાને મળવા માટે હું રાજકુલમાં ગયો. પ્રતિહારે રાજાને મારા આગમનના ખબર આપ્યા. બાદ હું અંદર પ્રવેશ્યો. રાજાને મેં જોયો અને પ્રણામ કર્યા, 'હું અમુકનો (રાજાના ભૂતપૂર્વ સારથિનો) પુત્ર છું' એમ મેં કહ્યું. એટલે સન્તોષ પામેલા રાજાએ મારા પિતાનું બધું કામ મને સોંપ્યું અને બમણો શિરપાવ આપ્યો. આવી રીતે રાજાનો સત્કાર પામેલો હું ઘેર ગયો, અને માતાની સેવામાં પરાયણ રહેતો શ્યામદત્તાની સાથે સમય ગાળવા લાગ્યો.

એક વાર રાજાએ નગર ઉજાણીની આજ્ઞા કરી. રાજા પોતે પણ ઉદ્યાનયાત્રા માટે નીકળ્યો. પ્રજાજનો પણ પોતાના વૈભવ, રિદ્ધિ અને સત્કારથી એકબીજાની સરસાઇ કરતા અને પોતાનો વૈભવ અને રૂપ બતાવતા નીકળ્યા. હું પણ મારા મિત્રો અને સ્વજનોની સાથે મારા વૈભવની સૂચક એવી રિદ્ધિપૂર્વક શ્યામદત્તાને લઇને ઉદ્યાનમાં ગયો. ત્યાં અનેક પ્રકારનાં ખાદ્ય, પેય, ગીત, વાદિત્ર તેમજ હાસ્યરવથી શબ્દાયમાન ઉદ્યાનમાં લોકો તેમજ અમે પ્રીતિસુખ અનુભવવા લાગ્યા.

આ પ્રમાણે યથેચ્છ સુખ અનુભવીને પાછલા પહોરે નગરજનો પરિજન સહિત પાછા નગરમાં જવાને નીકળ્યા. અમે પણ નગર તરફ જવાને તૈયાર થયા; એ વખતે અતિમુક્તક લતાના હીંચોળા ઉપર હીંચતી શ્યામદત્તાને કાકોદર સર્પે (એક પ્રકારના ઝેરી સાપે) દંશ કર્યો. એટલે પોતાના હાથ વીંઝતી તથા "આર્યપુત્ર! મારું રક્ષણ કરો; હું દુઃખ પામું છું" એમ બોલતી તે દોડીને મારા ખોળામાં પડી. એટલે સંભ્રાન્ત હૃદયવાળા મેં તેને 'ડરીશ નહીં' એમ કહ્યું, અને આલિંગન આપ્યું. શરીરમાં વિષ વ્યાપી જતાં શ્યામદત્તા ઘડી વારમાં અચેતન થઈ ગઇ. એ જોઇને હું પણ જાણે પ્રાણ નીકળી ગયો હોય તેમ મૂર્ચ્છા પામ્યો. પછી મૂર્ચ્છા વળતાં ખૂબ વિલાપ કરવા લાગ્યો. એવામાં સૂર્ય અસ્ત પામ્યો. પરિજનોને મેં ઘેર માતાની પાસે મોકલ્યાં. શોકપૂર્ણ હૃદયવાળો હું શ્યામદત્તાને ઉદ્યાનના દેવકુલના બારણા આગળ લઇ જઇને "હા શ્યામદત્તા! અનેક સંકટોમાં મારી સહાયક! મને ત્યજીને કેમ જાય છે?" એમ વિલાપ કરતો બેઠો.

અર્ધરાત્રિના સમયે દૈવયોગે ત્યાં થઈને જતા વિદ્યાધર-યુગલને અમારા પ્રત્યે અનુકંપા થઈ. યુગલ આકાશમાંથી નીચે ઊતર્યું. તેઓએ મને પૂછયું, "આ શાથી મરણ પામી છે?" મેં કહ્યું કે, "સર્પે દંશ કર્યો છે." પછી સાનુકંપ વિદ્યાધરે 'શા માટે સૂઈ રહી છે?' એમ બોલતાં શ્યામદત્તાને સ્પર્શ કર્યો, એટલે તે ઊભી થઈ. મેં પણ તે વિદ્યાધરને પ્રણામ કર્યાં અને આકાશમાર્ગે ઊડતાં ક્ષણવારમાં તે અદૃશ્ય થયો.

અમે પણ દેવકુલ પાસે ગયાં. મેં શ્યામદત્તાને કહ્યું, "તું ડરીશ નહીં; થોડીક વાર બેસ, ત્યાં સુધીમાં હું સ્મશાનમાંથી અગ્નિ લાવું." પછી હું અગ્નિ લઈને આવ્યો. તે વખતે દેવકુલમાં મેં પ્રકાશ જોયો. આથી શ્યામદત્તાને મેં પૂછયું કે, "આ શેનો પ્રકાશ છે?" તેણે જવાબ આપ્યો કે, "તમારા હાથમાં રહેલા અગ્નિનો પ્રકાશ દેવકુલમાં પડેલો જણાય છે." પછી મેં કહ્યું, "તું તલવાર પકડ, એટલે હું દેવતા સળગાવું." તેણે તલવાર પકડી, એટલે હું અગ્નિ સળગાવવા માંડચો. એવામાં તલવાર મારી આગળ પડી. એટલે મેં પૂછયું, "આ શું?" તેણે જવાબ આપ્યો કે, "મને ગભરાટ થયો, એથી હાથમાંથી તલવાર પડી ગઈ." પછી દેવતા સળગાવીને અમે દેવકુલમાં પ્રવેશ્યાં અને ત્યાં રહ્યાં. આ પ્રમાણે રાત્રિ પસાર થઈ અને નિર્મળ પ્રભાત થયું. પછી પ્રભાતે મિત્ર, બાંધવ, સ્વજન અને પરિજન 'શ્યામદત્તા સાજી થઈ' એ સાંભળીને આનંદ પામ્યાં. હર્ષ પામેલાં અમે પણ દેવકુલમાંથી ઘેર આવ્યાં. શ્યામદત્તા સહિત મને જોઈને માતા ખૂબ રાજી થઈ. શ્યામદત્તાની સાથે વિષયસુખ અનુભવતો હું રહેવા લાગ્યો.

પછી એક વાર રાજાએ મને આજ્ઞા આપી કે, "દશપુરમાં અમિત્રદમન રાજા પાસે દૂત તરીકે જા" આ આજ્ઞા માથે ચડાવીને હું મારા પરિવારની સાથે દશપુર ગયો, નગરમાં પ્રવેશ્યો અને પ્રતિહારે મારા આગમનની ખબર આપતાં રાજાની પાસે ગયો. રાજાને હું મળ્યો, પ્રણામ કરીને મને મળેલી સૂચના અનુસાર વિનંતી કરી તથા નજરાણાં ધર્યાં. મને મુકામ આપવામાં આવ્યો તથા મારો સત્કાર કરવામાં આવ્યો. એ રીતે હું રહેવા લાગ્યો.

ત્યાં એક વાર મધ્યાહ્નકાળે શાસ્ત્રમાં ઉપદેશેલી વિધિ પ્રમાણે, ત્રસપ્રાણ અને બીજ-રહિત માર્ગ ઉપર યુગાન્તરદષ્ટિ (ગાડાના ધૂંસરા જેટલી-સાડા ત્રણ ડગલાં) રાખીને ચાલતા તથા તપથી કૃશ બનેલા બે સાધુઓ મારે ત્યાં ભિક્ષા લેવા માટે આવ્યા, અને સાધુને યોગ્ય પ્રદેશમાં ઊભા રહ્યા. મેં તેમને પ્રણામ કરીને તત્કાળ હાજર હતો તેવો સાધુને યોગ્ય પ્રાસુક આહાર વહોરાવ્યો, એટલે તેઓ ત્યાંથી ગયા. પછી ફરી પાછા બીજા બે સાધુઓ આવ્યા. તેમને ભિક્ષા આપી, એટલે તેઓ પણ ગયા. મુહૂર્ત રહીને ત્રીજા બે સાધુઓ આવ્યા. એટલે મેં વિચાર કર્યો કે, "શું આ લોકો માર્ગ

ભૂલી ગયા હશે ? કે ઓછી ભિક્ષા મળવાથી કે ઘર મોટું હોવાથી ભ્રમ થઇ જવાને લીધે ફરી ફરી આ સાધુઓ અહીં આવે છે ? ” મેં ભિક્ષા આપીને તેમને પૂછ્યું, “ ભગવન્ ! ક્યાં વસો છો ? ” “ ઉદ્યાનમાં વસીએ છીએ ” એમ કહીને તેઓ ગયા. હું પણ થોડી વારમાં આહારપાણી અને આવશ્યક ક્રિયાઓ પતાવીને હકીકત જાણવાને માટે એકલો જ ઉદ્યાનમાં ગયો. ત્યાં મેં તપથી સૂર્યની જેમ દીપતા તે સાધુઓને જોયા. તેમની પાસે જઇને મેં પ્રણામ કર્યાં, અને તેમના ચરણમાં બેઠો. મેં તેમને પૂછ્યું, “ ભગવન્ ! આપનો કયો ધર્મ ? ” એટલે અહિંસા જેનું લક્ષણ છે તથા ગુપ્તિ જેનું મૂળ છે એવો સાધુધર્મ અને શ્રાવકધર્મ તેમણે સંક્ષેપમાં કહ્યો. કાનરૂપી અંજલિથી જાણે અમૃત પીતો હોઉં તે પ્રમાણે તેમની વાણીનું શ્રવણ કરીને વિસ્મય પામેલા મેં પૂછ્યું, “ ભગવન્ ! આપ ક્યાંના છો ? શાથી દીક્ષા લીધી ? એક સરખા જ રૂપવાળા તમે બધા નવયૌવનમાં રહેલા જણાઓ છો. તમારા દર્શનથી મને ઘણું આશ્ચર્ય થયું છે. ” ત્યારે એ સાધુઓ પૈકી મોટાએ કહ્યું, “ શ્રાવક ! ધ્યાનપૂર્વક સાંભળ—

## દૃઢધર્મ આદિ છ મુનિઓનો વૃત્તાન્ત

વિન્ધ્યાચળની પાસે અમૃતસુન્દરા નામે ચોરપલ્લી ( ચોરોનું ગામ ) છે. અનેક પલ્લીઓમાં જેનો પ્રતાપ સુવિખ્યાત છે એવો ત્યાં અર્જુન નામે ચોર-સેનાપતિ હતો. અનેક યુદ્ધોમાં જેણે વિજય મેળવ્યો છે એવો તે પલ્લીવાસીઓનું પાલન કરતો રહેતો હતો.

એક વાર કોઇ એક તરુણ એક તરુણીની સાથે રથમાં બેસીને અટવીમાંથી પસાર થતો હતો. એ તરુણ ઉપર ચોર-સેનાપતિએ હુમલો કર્યો, પણ રથયુદ્ધમાં કુશળ એ તરુણે તેને મારી નાખ્યો. એ ચોર-સેનાપતિ અમારો મોટો ભાઇ થતો હતો. ભાઈના શોકથી સંતાપ પામેલા હૃદયવાળા અને વિશેષ તો અમારી સ્ત્રીઓનો તિરસ્કાર પામતા અમે તે રથના માર્ગને અનુસરતા અમારા ભાઇના ઘાતકને મારવા માટે ઉજ્જયિની ગયા. ‘ આ એ જ છે ’ એ પ્રમાણે નક્કી કરીને તેનાં છિદ્રો તપાસતા-તેના ઉપર આક્રમણનો લાગ શોધતા અમે તેની પાછળ પાછળ ફરવા લાગ્યા.

એક વાર અમારા ભાઇને મારનાર તે તરુણ ઉદ્યાનયાત્રામાં ગયો. એટલે અમે વિચાર કર્યો કે, ‘ આને અહીં છૂપી રીતે મારવો. ’ અમે પણ ઉદ્યાનમાં ગયા. ત્યાં અમે અમારા નાના ભાઈને તેના ઘાતક તરીકે નિયુક્ત કર્યો અને અમે એકાન્તમાં છૂપાઇ રહ્યા. પછી બધાં લોકો ચાલ્યાં ગયાં તે વખતે તેની પત્નીને સર્પે દંશ કર્યો અને તે મરણ પામી. તેણે પોતાનાં બધાં માણસોને ત્યાંથી ઘેર મોકલ્યાં, અને પોતાની પત્નીને દેવકુલના દ્વાર પાસે લઈ જઈને એકલો વિલાપ કરતો બેઠો. તેને મારવાનો નિશ્ચય કરી, અમારો નાનો ભાઈ દીવાનો સમુદ્ગક ( સંપુટ ) હાથમાં લઈને તે દેવકુલમાં પહેલાંથી પેસી રહેલો હતો. પછી ત્યાંથી પસાર થતા વિદ્યાધરે દયાથી પેલા તરુણની પત્નીને જીવાડી, એટલે તે ઊભી

થઈ. પછી તે તરુણ તે તરુણીને દેવકુલમાં રાખીને અગ્નિ લેવાને માટે ગયો. એ વખતે અમારા ભાઈએ દીવાનો સમુદ્દગક ઊઘાડ્યો; અને તે સ્ત્રીને કહ્યું, “ હું તારા પતિને મારી નાખી તને ઉપાડી જઈશ. જો આ રહસ્ય તું ખોલી દઈશ તો તને પણ મારી નાખીશ.” તે સ્ત્રીએ કહ્યું કે, “ હું જાતે જ એને મારી નાખીશ.” એટલે અમારા ભાઈએ તેને પૂછ્યું, “ તું કેવી રીતે મારીશ ?” તેણે જવાબ આપ્યો, “ એ અગ્નિ લઈને આવશે, અને મારા હાથમાં તલવાર આપીને દેવતા સળગાવશે તે વખતે એનું માથું કાપી નાખીશ.” મારા ભાઈએ પણ આ વસ્તુ માન્ય રાખી. પેલો યુવક પણ અગ્નિ લઈને આવ્યો અને તેણે પૂછ્યું, “ દેવકુલમાં આ પ્રકાશ શેનો હતો ?” એટલે સ્ત્રીએ જવાબ આપ્યો, “ તમારા હાથમાં રહેલા અગ્નિનો એ પ્રકાશ હશે.” પછી યુવકે કહ્યું, “ તું આ તલવાર પકડ, એટલે હું દેવતા સળગાવું.” એટલે તેણે તલવાર પકડી અને યુવક દેવતા સળગાવવા માંડ્યો. પેલી પણ તલવાર ખેંચીને ઘા કરવા તૈયાર થઈ. ત્યારે મારા ભાઈએ વિચાર કર્યો, “ અહો ! સ્ત્રીઓનું કેવું સાહસ છે ” આમ વિચારીને તે સ્ત્રીના તલવારવાળા હાથ ઉપર તેણે ચોટ લગાવી, એટલે તલવાર જમીન ઉપર પડી ગઈ. સંભ્રાન્ત થયેલા પેલા તરુણે પૂછ્યું, “ આ શું ?” એટલે સ્ત્રીએ કહ્યું, “ મને ભય લાગ્યો, એટલે તલવાર હાથમાંથી પડી ગઈ.” આ પછી તેઓ ત્યાં રાત ગાળીને પરોઢ થતાં ઘેર ગયાં.

દેવકુલમાંની પ્રતિમાની પાછળ પોતાનું શરીર છૂપાવીને ત્યાં રહેલા અમારા ભાઈએ અમને બધી હકીકત કહી સંભળાવી. એટલે સ્ત્રીજનનું આ સાહસ જોઈને જેમને ગૃહવાસ ઉપર વૈરાગ્ય થયો છે તથા કામભોગ ઉપર જેમને નિર્વેદ થયો છે એવા, સ્ત્રી-ઓને નિંદતા અમે છ જણાએ દઢચિત્ત નામે સાધુની પાસે જિનધર્મ સાંભળીને દીક્ષા લીધી. તે ગુરુએ પણ અમારો વૈરાગ્ય જાણીને અનુક્રમે અમારાં નામ દઢધર્મ, ધર્મરુચિ, ધર્મદાસ, સુવ્રત, દઢવ્રત અને ધર્મપ્રિય એ પ્રમાણે રાખ્યાં.”

હે ધમ્મિલ્લ ! એ સાધુઓએ મને આ પ્રમાણે કહેતાં મેં તેમને પ્રણામ કરીને વિનંતિ કરી, “ ભગવન્ ! તમારા ભાઈને મારનાર હું જ છું. તમે જે કહ્યું છે તે બધું જ મેં અનુભવ્યું છે. મારી સ્ત્રીનું સાહસકર્મ તમારી પાસેથી મેં જાણ્યું, તેથી સ્ત્રીઓ-માંની મારી શ્રદ્ધા નાશ પામી છે; માટે મારા ઉપર કૃપા કરો; સંસારરૂપી ગહન-અટવીમાં માર્ગ ભૂલી ગયેલા એવા મારું, જિનમાર્ગ બતાવવારૂપ અનુગ્રહ કરીને, આપના હાથે જ નિસ્તારણ કરો.” આમ કહીને હું તેમના ચરણમાં પડ્યો. પછી તેમણે મને દીક્ષા આપી, મહાવ્રતો આપ્યાં, અને સાધુનાં ઉપકરણો પણ આપ્યાં.

આ પ્રમાણે સંસારવાસમાં સુલભ એવું સુખદુ:ખ મેં અનુભવ્યું છે, તો અજ્ઞાન લોકો જેની ઈચ્છા કરે છે અને સુજ્ઞ પુરુષો જેનો ત્યાગ કરે છે એવી સ્ત્રીઓમાં અત્યંત આસક્ત ન થા; કારણ કે—

गंगाए वालुयं, सायरे जलं, हिमवतो य परिमाणं।
जाणंति बुद्धिमंता, महिलाहियियं न जाणंति ॥

અર્થાત્ ગંગામાં રેતી કેટલી છે, સાગરમાં જળ કેટલું છે અને હિમાલયનું પરિમાણ કેટલું છે એ બુદ્ધિમાનો જાણે છે, પણ સ્ત્રીનું હૃદય જાણતા નથી.

તો પછી આવા ગુણવાળી વેશ્યા સ્ત્રીઓમાં તારો આટલો અનુરાગ શાથી છે, કે જેથી કરીને તું આત્મઘાત કરવા તૈયાર થયો છે? 'આ લોકમાં અને પરલોકમાં આ વસ્તુ દુઃખજનક છે' એમ વિચારીને સ્ત્રીઓથી વિરક્ત થા.

આ પ્રમાણે અગડદત્ત મુનિએ પોતાની આત્મકથા કહી, એટલે ધમ્મિલ્લે અગડદત્તને વિનંતિ કરી, "ભગવન્! બધી સ્ત્રીઓ કંઈ એવી હોતી નથી, સારી પણ હોય છે; જેમ કે પરપુરુષને નહીં ઇચ્છતી ધનશ્રી પોતાની જાતને સાચવતી બાર વર્ષ સુધી રહી હતી અને યુવાવસ્થામાં હોવા છતાં શીલવ્રત ખંડિત કર્યું નહોતું." એટલે ભગવાન્ અગડદત્તે પૂછ્યું, "એ ધનશ્રી કોણ હતી? અને બાર વરસ સુધી પોતાની જાતને સાચવતી કેવી રીતે રહી હતી?" એટલે ધમ્મિલ્લે કહ્યું, "સાંભળો, ભગવન્!—

## દૃઢ શીલ વિષે ધનશ્રીનું દૃષ્ટાન્ત

અવન્તિ નામે જનપદ છે. ત્યાં નિશ્ચલ રિદ્ધિવડે સમૃદ્ધ ઉજ્જયિની નામે નગરી છે. ત્યાં જિતશત્રુ નામે રાજા હતો. એની ધારિણી રાણી હતી. એ ઉજ્જયિનીમાં દશે દિશામાં વિખ્યાત કીર્તિવાળો સાગરચંદ્ર નામે ઇભ્ય હતો. તેની ભાર્યા ચંદ્રશ્રી હતી. એ ચંદ્રશ્રીથી થયેલો તેનો સમુદ્રદત્ત નામે રૂપશાળી પુત્ર હતો. એ સાગરચંદ્ર પરમ ભાગવતની દીક્ષા લઈને સૂત્રથી તેમજ અર્થથી ભગવદ્ગીતાનો[1] પરમાર્થ જાણનારો થયો. 'બીજી શાળામા શિખતાં આ બીજા પાખંડી સંપ્રદાયમાં માન્યતાવાળો રખેને થાય' એ ભયથી સાગરચંદ્ર પોતાના સમુદ્રદત્ત પુત્રને કલાગ્રહણ અર્થે પરિવ્રાજકના ઘેર જ રાખતો હતો.

એક વાર તે સમુદ્રદત્ત એ પરિવ્રાજકને ત્યાં અભ્યાસ કરતાં કરતાં 'પાટી મૂકી આવું' એમ કરી ઘેર આવ્યો, તો પોતાની માતાને તે પરિવ્રાજકની સાથે જ અસભ્ય આચરણ કરતી તેણે જોઇ. સ્ત્રીઓથી વિરાગ પામેલો. તે ત્યાંથી નીકળ્યો, અને 'સ્ત્રીઓ કુળ કે શીલ રાખતી નથી' એમ વિચાર કરીને તેણે પોતાના હૃદયથી વિવાહ નહીં કરવાનો નિશ્ચય કર્યો. પછી જેણે બધી કલાઓ સંપાદન કરી છે એવા તે નવયુવાન સમુદ્રદત્તને તેનો પિતા યોગ્ય કુળ, રૂપ અને વૈભવવાળી કન્યાઓ વરાવવા માંડ્યો; પણ સમુદ્રદત્ત તેમ કરવાની ના પાડતો હતો. આમ તેમનો સમય વીતતો હતો.

---

૧. ભગવદ્ગીતા વિષેનો છઠ્ઠી સદી જેટલો આ જૂનો ઉલ્લેખ ઘણો મહત્વનો છે.

એક વાર પુત્રને કહીને પિતા વેપારને માટે સોરઠ દેશમાં ગયો. ત્યાં ગિરિનગરના ધન સાર્થવાહની પુત્રી ધનશ્રીનો યોગ્ય શુલ્ક-પહેરામણીથી સમુદ્રદત્તની સાથે વિવાહ કર્યો; અને પુત્રને ખબર આપ્યા વગર જ લગ્નની તિથિ નક્કી કરીને પોતાના નગરમાં આવ્યો. પછી તેણે સમુદ્રદત્તને કહ્યું, "પુત્ર! ગિરિનગરમાં મારો માલ છે, માટે ત્યાં તું મિત્રોની સાથે ચાલ. એ માલનો આપણે ત્યાં વિનિયોગ કરીશું." આમ કહીને સમુદ્રદત્તના મિત્રોને તેણે વિવાહ સંબંધી વાત કરી. આ પછી તેઓ પોતાને છાજતા વૈભવ સહિત નીકળ્યા, અને કથા-વિનોદ કરતા અનુક્રમે ગિરિનગર પહોંચ્યા. નગર બહાર પડાવ નાખીને ધન સાર્થવાહ પાસે માણસ મોકલ્યો કે, 'તમારો વર આવ્યો છે.' પછી સાર્થવાહે પોતાના વૈભવ પ્રમાણેનો ઉતારો આપ્યો, અને ત્યાં તેમને રાખ્યા. પછી રાત્રે ભોજનના મિષથી બધા ધન સાર્થવાહના ઘેર આવ્યા, અને એ વખતે સમુદ્રદત્ત પાસે ધનશ્રીનું પાણિગ્રહણ કરાવ્યું. પછી સમુદ્રદત્ત ધનશ્રીના વાસગૃહમાં પ્રવેશ્યો. ત્યાં એકાન્ત જાણીને ધનશ્રીને છેતરીને પોતાના મિત્રો વચ્ચે આવીને સૂઇ ગયો. પછી સવાર થતાં શૌચ માટે પોતાના મિત્રોની સાથે ગિરિનગરની બહાર નીકળ્યો. ત્યાંથી એ મિત્રોની નજર ચૂકાવીને નાસી ગયો. મિત્રોએ આવીને સાગરચંદ્રને અને ધન સાર્થવાહને તેના નાસી જવાની વાત કહી. તેમણે ચારે કોર તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. પછી તે ખિન્ન વદનવાળા મિત્રો કેટલાક દિવસ સુધી રહીને ધન સાર્થવાહની રજા લઇને પોતાના નગરમાં ગયા.

બીજી બાજુ, પેલો સમુદ્રદત્ત દેશાન્તરોમાં ફરીને કેટલાક કાળ પછી જેના નખ, કેશ, દાઢી અને રૂંવાટાં વધી ગયાં છે એવા કાપડીના વેશમાં ગિરિનગર આવ્યો. ઉદ્યાનમાં તેણે ધન સાર્થવાહને જોયો. તેને પ્રણામ કરીને તેણે કહ્યું, "હું તમારા ઉદ્યાનનું કામ કરીશ." ત્યારે સાર્થવાહે કહ્યું, "બોલ, શું પગાર લઇશ?" તેણે જવાબ આપ્યો, "મારે પગારનું કામ નથી. હું તો તમારી કૃપાની આશા રાખું છું; માટે મને તુષ્ટિદાન આપજો." ધન સાર્થવાહે તેને હા પાડતાં તે ઉદ્યાનમાં કામ કરવા લાગ્યો. વૃક્ષાયુર્વેદમાં કુશળ તે સમુદ્રદત્તે થોડા દિવસમાં તે ઉદ્યાનને સર્વ ઋતુનાં પુષ્પ અને ફળથી સમૃદ્ધ બનાવી દીધું. ઉદ્યાનની શોભા જોઇને ધન સાર્થવાહ ખૂબ હર્ષ પામ્યો. તેણે વિચાર્યું, "આવો ગુણવાન પુરુષ બગીચામાં કામ કરે એ શા કામનું? તે મારી દુકાનમાં બેસે તો સારું." પછી તેને સ્નાન કરાવીને, અલંકાર તથા વસ્ત્ર પહેરાવીને દુકાનમાં બેસાડ્યો. આય અને વ્યયમાં કુશળ એવા તેણે ગંધયુક્તિ (સુગંધી પદાર્થોનાં મિશ્રણ)ની પોતાની નિપુણતાથી શહેરી લોકોને જાણે કે ઉન્મત્ત બનાવી દીધા. લોકોએ તેને પૂછ્યું, "તમારું નામ શું?" એટલે તેણે જવાબ આપ્યો કે, "મારું નામ વિનીતક છે." આ પ્રમાણે એ વિનયસંપન્ન વિનીતક આખા નગરનો વિશ્વસનીય થયો. એટલે સાર્થવાહે વિચાર કર્યો, "આ માણસ દુકાને બેસે તે પણ ઠીક નથી; કારણ કદાચ રાજા એને વિષે જાણશે તો એને પરાણે તેડાવી લેશે; માટે મારા ઘરના ભંડારની વ્યવસ્થા ભલે કરે." પછી તેને

પોતાને ઘેર લઇ જઇને પરિજનોને ભેગાં કરીને કહ્યું, "આ વિનીતક જે કંઇ આપે તે તમારે લેવું. એની આજ્ઞા તમારે ઉથાપવી નહીં" પછી તે વિનીતક ઘેર રહેવા લાગ્યો, તથા ખાસ કરીને ધનશ્રીનું જે દાસીકર્મ તે પોતાને હાથે જ કરવા લાગ્યો. એમ કરતાં ધનશ્રીનો તે સર્વ રીતે વિશ્વાસપાત્ર થયો.

એ નગરમાં રાજાનો સેવક એક દંડી-ન્યાયાધીશ રહેતો હતો. એક વાર ધનશ્રી પાછલા પહેરે સાત માળવાળા પ્રાસાદની અગાશીમાં વિનીતકની સાથે તંબોલ ખાતી બેઠી હતી. પેલો દંડી સ્નાન કરી અલંકાર પહેરીને એ ભવનની પાસે થઇને જતો હતો. ધનશ્રીએ તંબોલ ફેંક્યું. તે દંડીની ઉપર પડ્યું. દંડીએ તેની તરફ નજર નાખી અને જાણે મૂર્તિમાન્ દેવતા હોય એવી તેને જોઇ. આથી કામદેવનાં બાણવડે પીડાતા શરીરવાળો તે તેના સમાગમ માટે ઉત્સુક થયો. તેણે વિચાર્યું કે, "આ વિનીતક ધનશ્રીનો સર્વ રીતે વિશ્વાસપાત્ર છે. એને પ્રસન્ન કરું. તેની કૃપાથી ધનશ્રી સાથે મારો સમાગમ થશે."

પછી એક વાર તે દંડી વિનીતકને પોતાને ઘેર લઇ ગયો. વિનીતકનો પૂજા-સત્કાર કરી પગે પડીને તેણે કહ્યું, "ધનશ્રી સાથે મારો સંયોગ થાય તેમ કરો." વિનીતક પણ "ભલે" એમ કહીને ધનશ્રીની પાસે ગયો. યોગ્ય સમય જાણીને તેણે દંડીનું વચન ધનશ્રીને કહ્યું; એટલે ક્રોધ પામેલી ધનશ્રી બોલી, "માત્ર તું જ મારી આગળ આવું બોલ્યો છે. બીજો કોઇ બોલ્યો હોત તો જીવતો ન રહેત." પછી બીજે દિવસે તે બહાર નીકળ્યો, એટલે પેલો દંડી તેને મળ્યો, અને પૂછ્યું, "કેમ કામ થયું?" ધનશ્રીનું વચન છુપાવતા વિનીતકે કહ્યું, "જોઇશું." ફરી વાર પણ દંડીએ દાન-માનથી તેને પોતાનો કરીને મોકલ્યો. પછી તે ધનશ્રી પાસે આવીને તેની આગળ ઉદાસ અને મૂંગો બનીને બેઠો. તેની મનની વાત જાણીને ધનશ્રીએ પૂછ્યું, "કેમ, હવે તને દંડી કંઇ કહે છે?" તે બોલ્યો, "હા" એટલે ધનશ્રીએ કહ્યું, "ફરી વાર તારે તેની પાસે ન જવું." ફરી એકવાર ધનશ્રીએ પૂછ્યું, ત્યારે વિનીતક મૂંગો જ બેસી રહ્યો. એટલે એનું મન રાખવા માટે ધનશ્રીએ કહ્યું, "જા. એ દંડીને મારો સંદેશો આપ કે અશોકવાટિકામાં આજ સાંજે તે આવે." વિનીતકે સંદેશો કહ્યો. પછી તે ધનશ્રી અશોકવાટિકામાં શય્યા પાથરીને તથા કેફી મદ્ય લઇને વિનીતકની સાથે બેઠી. પેલો દંડી આવ્યો; એટલે તેણે હાવભાવપૂર્વક તેને મદ્ય આપ્યું. એ પીવાથી દંડી બેભાન થઇ ગયો. તેની જ તલવાર કાઢીને ધનશ્રીએ તેનું માથું કાપી નાખ્યું. પછી વિનીતકને કહ્યું, "તેં આ અનર્થ કરાવ્યો, માટે તારું પણ માથું કાપી નાખું છું." વિનીતકે પગે પડીને ક્ષમા માગી. ધનશ્રીની સૂચનાથી ખાડો ખોદીને દંડીના શબને તેમાં નાખ્યું.

પછી એક વાર સુખપૂર્વક બેઠેલી ધનશ્રીને વિનીતકે પૂછ્યું, "સુન્દરિ! તને કોની સાથે પરણાવેલી હતી?" તેણે જવાબ આપ્યો કે, "ઉજ્જયિનીના સમુદ્રદત્ત સાથે."

આ સાંભળીને "હું જાઉં છું, તેને શોધી લાવું છું" એમ કહીને વિનીતક ત્યાંથી નીકળ્યો અને અનુક્રમે ચાલતાં પોતાને ઘેર પહોંચ્યો. માતા-પિતાએ તેને જોયો, અને આનંદનાં અશ્રુ સાથે તેમણે તેને આલિંગન કર્યું. પછી તેમણે ધન સાર્થવાહને પત્ર લખ્યો કે, "તમારો જમાઇ આવી ગયો છે." પછી તે સમુદ્રદત્ત માતા-પિતા તથા મિત્રોની સાથે સસરાને ત્યાં ગયો. ત્યાં એનો ફરી વાર વિવાહ કરવામાં આવ્યો. પોતાની જાતને છૂપાવતો તે ધનશ્રી આગળ તો વિનીતકના વેશમાં જ છતો થયો. રાત્રે વાસઘરમાં જઈ દીવા બુઝાવી તેની સાથે ભોગ ભોગવવા લાગ્યો. પછી ધનશ્રીએ પોતાના પતિનું રૂપ જોવા માટે છાની રીતે દીવો રાખીને તેને નિહાળ્યો, તો એ તો વિનીતક જ હતો. એટલે તેણે સર્વ હકીકત જાણી.

## ધમ્મિલ્લની તપશ્ચર્યા અને ફલપ્રાપ્તિ

આ પ્રમાણે ભગવન્! સ્ત્રીઓ અનેક પ્રકારની હોય છે, માટે માતા-પિતાના વિયોગથી તથા વૈભવ નાશ પામવાથી દુઃખી થયેલા મને એવો ઉપાય બતાવો, જેથી હું વૈભવને પામું. જેની કામભોગની તૃષ્ણા દૂર થઇ નથી એવો હું આ લોકનાં સુખો ભોગવવા ઇચ્છું છું."

એટલે અગડદત્ત મુનિએ કહ્યું, "વિદ્યાફલ, દેવતાની કૃપા વગેરે માટેના ઘણા ઉપાયો જિનશાસનમાં છે. એમાં દેવતાઓ ઉપવાસ અને ભકિતપૂર્વક આરાધવામાં આવે તો ઇચ્છિત ફળ આપે છે. વિદ્યાઓ પણ પુરશ્ચરણ અને બલિવિધાનથી સિદ્ધ થાય છે. ઉપવાસવિધિઓ પણ અનેક પ્રકારની છે, જે આ લોકમાં અને પરલોકમાં ફળ આપે છે. આમાં સાધુઓ ઉપવાસને અમોઘ ગણે છે. જે માણસ છ માસ સુધી આયંબિલ કરે છે તેને આ લોકમાં ઇચ્છિત ફલપ્રાપ્તિ થાય છે." ધમ્મિલ્લે કહ્યું, "ભગવન્! હું આયંબિલ કરીશ." પછી અગડદત્ત મુનિએ તેને દ્રવ્યલિંગ-સાધુનું લિંગ ધારણ કરાવ્યું, અને યોગ્ય ઉપકરણ આપ્યાં. પછી તેણે આયંબિલનો પ્રારંભ કર્યો. પ્રાસુક આહારપાણી લેતાં તેના છ માસ વીતી ગયા.

આ તપશ્ચર્યાથી કૃશ બનેલા શરીરવાળો ધમ્મિલ્લ ઉપકરણનો ત્યાગ કરીને અગડદત્તને પગે પડીને નીકળ્યો. ચાલતાં ચાલતાં તેણે એક ભૂતગૃહ-વ્યંતરનું મન્દિર જોયું, તેમાં પ્રવેશ કરીને તે બેઠો. એટલામાં સૂર્ય આથમી ગયો. તપથી કૃશ શરીરવાળો ધમ્મિલ્લ પણ ઊંઘી ગયો. એ વખતે દેવતાએ કહ્યું—

"आसस वीसस धम्मिल ! लब्भिसि माणुस्सए तुमं भोए ।
बत्तीसं कण्णाओ विज्जाहर-राय-इब्भाणं ॥

અર્થાત્ હે ધમ્મિલ્લ! તું ધીરજ ધર, શાન્ત થા; માનુષી ભોગો તું પ્રાપ્ત કરીશ અને વિદ્યાધરો, રાજાઓ તથા ઇભ્યોની બત્રીશ કન્યાઓને વરીશ."

અમૃતના જેવી શાન્તિ આપનારું દેવતાનું આ વચન સાંભળીને ધમ્મિલ્લ જાગ્યો અને તેનાં શોક તથા પરિશ્રમ દૂર થઈ ગયાં. થોડીક વાર પછી જેમાં હથિયારો મૂકેલાં છે તથા જેને ધોળા ઘોડા જોડેલા છે એવા રથને તેણે ત્યાં આવતો જોયો. એ રથમાંથી એક સ્ત્રી ઊતરીને પૂછવા લાગી, "અહીં ધમ્મિલ્લ છે?" ધમ્મિલ્લે કહ્યું, "હું જ ધમ્મિલ્લ." એટલે તે સ્ત્રી બોલી, "તો ચાલ! ચાલ!" ધમ્મિલ્લ નીકળ્યો. રથના અગ્રભાગ ઉપર બેઠેલી, સુતરાઉ વસ્ત્ર પહેરેલી અને જેણે પોતાના હાથમાં લગામ પકડેલી છે એવી એ સ્ત્રીને તેણે જોઈ. સ્ત્રીએ કહ્યું, "ચાલ, રથ ઉપર બેસ અને હાંક." ધમ્મિલ્લ રથ ઉપર ચઢ્યો; તેમાં સફેદ રેશમી વસ્ત્ર પહેરેલી એક સુન્દર તરુણીને તેણે જોઈ. પછી ધમ્મિલ્લે રથ હાંકયો, અને તે સુખપૂર્વક ચંપાપુરીના માર્ગ ઉપર ચાલવા માંડયો. ધમ્મિલ્લનું રૂપ જોવાના કુતૂહલવાળી પેલી તરુણી રાત્રિ ક્યારે પૂરી થાય તેની રાહ જોતી હતી. એમ કરતાં પ્રભાત થયું, એટલે એક સ્થળે જળાશયની પાસે ઘોડાઓને વિશ્રામ આપવા નિમિત્તે તેઓ ઊતર્યાં. ધમ્મિલ્લે ઘોડા છોડયા અને પોતે પણ આરામ લેવા માંડયો. પેલી સુન્દરીએ પણ તપથી સોસાયેલા શરીરવાળા ધમ્મિલ્લને જોયો. તપથી કૃશ શરીરવાળા, જેની શિરાઓનું જાળું અને સ્નાયુ બહાર દેખાઇ આવતાં હતાં તેવા, સૂકાયેલા તથા લોચ કરવાને લીધે બોડા માથાવાળા તેને જોઈને એ તરુણી વિરાગ પામી, અને પોતાની સાથેની સ્ત્રીને કહેવા લાગી, "હે માતા! આપણા રથ ઉપર પિશાચ બેઠો હતો કે શું? આનું તો દર્શન પણ મને અનિષ્ટ છે, તો તેની સાથે ભોગની તો વાત જ ક્યાં રહી?" એટલે તે સ્ત્રી બોલી, "અરે! કુલકલંકિની! હવે પાછા ફરવાનું તો તારે માટે યોગ્ય નથી જ; કારણ કે એમ કરતાં આખું જીવતર તારે માતા-પિતા અને સગાંઓનાં અપમાન સહન કરવાં પડશે; માટે તારે પિતાને ઘેર નહીં, પણ કોઇ અન્ય દેશમાં જ જવું ઠીક છે. શું બીજા કોઇ પુરુષો નથી કે તું પાછી વળે છે? આપણી કાર્યસિદ્ધિનો વિચાર કરતાં આપણે આની સાથે જ જઇએ. તેની સાથે જંગલ વટાવ્યા બાદ જો નહીં રુચે તો આપણને ફાવશે તે કરીશું." ધમ્મિલ્લે આ સાંભળી લીધું. મૂંગાં મૂંગાં તેણે ઘોડા જોડયા. પછી પેલી સ્ત્રીઓ પણ રથમાં બેઠી. રથ ઉપડયો, અને બધાં સીમાડાના ગામે પહોંચ્યાં. રથને ગામની બહાર રાખીને ધમ્મિલ્લ ઉતારાની તપાસને માટે ગયો.

ગામની નજદીકમાં અનેક પુરુષોની સાથે એ ગામનો અધિપતિ એક ઘોડાને લઇને બેઠો હતો. તેની પાસે જઇને ધમ્મિલ્લે પ્રણામ કર્યાં, અને પૂછયું, "આ ઘોડા કેમ બેઠો છે?" તેણે જવાબ આપ્યો, "હું જ્યારે ચોરાયેલો માલ પાછો મેળવવા માટે ગયો હતો, ત્યારે સામસામી લડાઇમાં આ ઘોડાને બાણ વાગ્યું હતું; પણ તેનું અંદરનું શલ્ય દેખાતું નથી." ધમ્મિલ્લે પૂછયું, "શું અહીં કોઈની પાસે વિદ્યા નથી?" સામેથી 'નથી' એવો જવાબ મળતાં ધમ્મિલ્લે કહ્યું, "ચાલો, મને જોવા દો." ગામ-સ્વામીએ કહ્યું, "જુઓ, મારા ઉપર કૃપા કરીને એ જીવે તેમ કરો." પછી ધમ્મિલ્લે

ધ્યાનપૂર્વક જોયું, તો ઘોડાના શરીરમાં રહેલું ગૂઢ શલ્ય તેની નજરે પડયું. ખેતરની માટી મંગાવીને ઘોડાના આખા શરીરે તેણે લેપ કર્યો. જે ભાગમાં શલ્ય હતું એ ભાગ થોડી વારમાં જ સૂકાઇ ગયો. એટલે એ ભાગ ચીરીને તેમાંથી શલ્ય કાઢયું. પછી ઘી અને મધથી એ ઘા ભરીને તે રૂઝાવી નાખ્યો. સન્તોષ પામેલો ગામધણી ધમ્મિલ્લને પૂછવા લાગ્યો, "આપને કયાં જવું છે ?" ધમ્મિલ્લે કહ્યું, "હું મારા કુટુમ્બ સહિત ચંપાનગરી જાઉં છું." ગામધણીએ પ્રસન્ન થઇને તેને ઉતારો આપ્યો. ત્યાં રથને લઇ જવામાં આવ્યો. ઘાસચારાવાળા સ્થાને ઘોડા બાંધવામાં આવ્યા, અને તેમને માલીસ કરવામાં આવ્યું. ગામધણીએ પોતાના મોભાને છાજતી રીતે તેમનું સ્વાગત કર્યું. પેલી તરુણી ઇચ્છિત પુરુષની અપ્રાપ્તિને કારણે તથા પશ્ચાત્તાપ અને પરિશ્રમથી ઘણીવાર સુધી જાગીને પછી ઊંઘી ગઈ. ધમ્મિલ્લ તેની સાથેની બીજી વૃદ્ધા સ્ત્રી સાથે વાત કરવા લાગ્યો. વૃદ્ધાએ કહ્યું, "સાંભળો, આર્યપુત્ર !—

## વિમલસેનાનો પરિચય

આ જ નગરમાં ( કુશાગ્રપુરમાં ) અમિત્રદમન[1] રાજા છે. તેની પુત્રી વિમલસેના નામે છે. તે પુરુષનો સંસર્ગ ટાળતી હતી, પુરુષ વિષેની વાતથી પણ ક્રોધે ભરાતી હતી. આથી રાજાએ વિચાર કરીને રાજમાર્ગની પાસે તેને માટે એક આવાસ કરાવ્યો. ત્યાં અનેક દાસીઓ તેમજ મારી સાથે રહીને અનેક રૂપવાળા પુરુષોને જોતી તે વસતી હતી. એક વાર દાસીઓની વાત તેણે સાંભળી કે, "આ મગધાપુર( કુશાગ્રપુર–રાજગૃહ )માં બહુ ગુણ અને રૂપથી સંપન્ન ધમ્મિલ્લ નામે સાર્થવાહપુત્ર રહે છે." એ ધમ્મિલ્લને એક વાર તેણે રાજમાર્ગ ઉપર પસાર થતો જોયો અને પૂછયું. "આ કોણ છે ?" દાસીઓએ કહ્યું, "સ્વામિનિ ! આ ધમ્મિલ્લ છે." આથી તેણે પોતાની દાસીને ધમ્મિલ્લ પાસે મોકલી. જેણે સંકેતનો સંદેશ જાણ્યો છે એવી તે દાસી પાછી આવીને કહેવા લાગી. "સ્વામિનિ ! મેં એને યથાયોગ્ય બધું કહ્યું છે. આ નગરમાં રહેતા ક્ષીણવૈભવ સાર્થવાહ સમુદ્રદત્તનો પુત્ર તે ધમ્મિલ્લ છે. તેણે ભૂતગૃહમાં તમને મળવાનો સંકેત કર્યો છે." એટલે વિમલસેનાએ મને પૂછયું, "કમલસેના ! શું આ યોગ્ય છે ?" મેં વિચાર કર્યો કે, "આને કોઇ પુરુષ ગમ્યો એ જ એક મોટું આશ્ચર્ય છે, માટે તે પોતાના ઇચ્છિત પુરુષનો સમાગમ ભલે પામે." આમ વિચારીને મેં તેને કહ્યું કે, "સુન્દરિ ! એમ ભલે થાય. તેણે સંકેત કર્યો છે તે સ્થળે આપણે જઇએ." પછી અમે બન્ને જણીઓ રથમાં બેસીને ભૂતગૃહ પાસે આવી. અમારી સાથે આવેલા કંચુકીને અમે બહાનું કાઢીને પાછો મોકલ્યો, એટલે તે ગયો. પછી ત્યાં અમે તમને જોયા. પહેલાંના

૧. જિતશત્રુ, અમિત્રદમન, રિપુદમન વગેરે નામોને ગ્રન્થકાર સમાન જ ગણે છે.

સ્નેહના અનુરાગથી સવારે વિમલસેનાએ તમને જોયા ત્યારે ‘ આ તો આવો કુરૂપ છે ’ એમ જાણીને તે વિરાગ પામી, માટે આર્યપુત્ર ! જિતશત્રુ રાજાની પુત્રી આ વિમલાનો તમારે એવી રીતે અનુનય કરવો, જેથી મારી સાથે તે પણ તમારી આજ્ઞાકારી થાય.”

એટલે ધમ્મિલ્લે હાથ જોડીને કહ્યું, “ કમલસેના ! મારો મનોરથ સફળ થવો એ તારા હાથમાં છે. મારી સાથે તેનું મન ગોઠે એવું કંઇક તું કર. હું પણ તેને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીશ.” આ પ્રમાણે વાર્તાલાપ કરતાં રાત વીતી ગઈ.

અનુક્રમે નિર્મળ પ્રભાત થયું. પ્રભાતે તેમણે ગામધણીની રજા માગી. શૌચાદિ કૃત્ય કરીને રથ જોડ્યો, અને રથમાં બેસીને આગળ ચાલ્યાં. ગામની સીમ વટાવીને અનેક ભીમ અને અર્જુન( એ નામનાં વૃક્ષો )વડે ગહન, અને હિંસક પશુઓ અને પક્ષીઓ-વડે સેવિત અને અનેક સરોવરનાં જળથી યુક્ત એવી અટવીમાં તેઓ પ્રવેશ્યાં. તેમાં થોડેક દૂર જતાં માર્ગની નજદીક તેમણે મોટી ફણાવાળા, ચણોઠીના અર્ધભાગ જેવી લાલ આંખવાળા, પવનના ઝપાટા જેવો સૂસવાટ કરતા અને બન્ને જીભોનો લપલપાટ કરતા નાગને જોયો. આ જોઈને કમલસેના અને વિમલસેના ભય પામ્યાં, પણ ધમ્મિલ્લે તેમને આશ્વાસન આપીને સાધુજનોની પરંપરાદ્વારા શિખેલી ઉત્સારિણી વિદ્યાવડે તે નાગને માર્ગમાંથી દૂર કરી દીધો.

આગળ ચાલતાં તેમણે મનુષ્ય અને પશુઓના માંસના સ્વાદમાં લોલુપ, જિહ્વાથી ઓઠ ચાટતા અને મોઢું ફાડીને ઊભેલા તીક્ષ્ણ દાઢવાળા વાઘને જોયો. મૃદુ હૃદયવાળી તે સ્ત્રીઓ ફરી પણ ભય પામી. તેમને ફરી વાર આશ્વાસન આપીને ધમ્મિલ્લે તેને મંત્ર-પ્રભાવથી દૂર કરી દીધો. આ રીતે વાઘ ચાલ્યો ગયો.

વળી આગળ નજર નાખી તો કાલમેઘની જેમ ગર્જના કરતા, નવા વર્ષાકાળના દિવસની જેમ પુષ્કળ મદજળથી ભૂમિનું સિંચન કરતા, દંતુશળ ઉપર સૂંઢ વળગાડીને ઊભેલા હાથીને પંથ રોકીને ઊભેલો જોયો. એ હાથીને જોઇને ધમ્મિલ્લે કહ્યું, “ સુન્દરિ ! જો, થોડીક વાર હું હાથીને ખેલાવું.” એમ કહીને તે રથમાંથી ઊતર્યો. પછી વિમલાનું ચિત્ત હરવાનો પ્રયત્ન કરતાં તેણે એક કપડાનો વીંટલો કરીને હાથીને લલકાર્યો. એટલે તે ચપળ સૂંઢવાળો હાથી વાળ ઊંચા કરીને, દોડીને, પગ અને સૂંઢ જમીન ઉપર પછાડીને ધમ્મિલ્લને મારવા માટે જોરથી ધસ્યો. ધમ્મિલ્લે પોતાનું ઉત્તરીય તેની તરફ ફેંક્યું. હાથી તે ઉત્તરીયને મનુષ્ય ધારી તેને ચૂંથવા લાગ્યો. એટલે અત્યંત ચપળતાથી અને શીઘ્રતાથી દંતુશળ ઉપર પગ મૂકીને ધમ્મિલ્લ હાથીની પીઠ ઉપર ચઢી ગયો. રોષે ભરાયેલો તે હાથી ચીસો પાડવા લાગ્યો, દોડવા લાગ્યો, ધુણવા લાગ્યો, પટકાવા લાગ્યો, અને પોતાની સૂંઢથી તેને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ ધમ્મિલ્લ હસ્તીવિદ્યાની પોતાની કુશળતાથી તેને ખેલાવવા લાગ્યો. પોતાના પગ, દંતુશળ અને સૂંઢવડે

ધમ્મિલ્લને પ્રહાર કરવા ઇચ્છતો છતાં તે હાથી તેમ કરી શકયો નહીં. પછી સ્વચ્છંદે વનમાં વિચરવાને લીધે સુકુમાર-નહીં કેળવાયેલા શરીરવાળા તે હાથીને ધમ્મિલ્લે છોડી દીધો, એટલે તીવ્ર ચિત્કાર કરીને વૃક્ષોને ભાંગતો તે નાસી ગયો. ધમ્મિલ્લ પણ હસીને રથમાં બેઠો. કમલસેના અને વિમલસેના ખૂબ વિસ્મય પામી.

પછી રથ આગળ ચાલ્યો, તો સામે જ અડદના મોટા ઢગલા જેવા શ્યામ, જળાશયોના અવડ કિનારા ઉપરના રાફડાઓ તોડવાની ક્રિયા વડે તીક્ષ્ણ શીંગડાવાળા, પોતાના આગળની જમીન ખોદતા, મોટી કાયાવાળા તથા જેની નજર પડખે છે ( વક્ર છે ) એવા પાડાને જોયો. એટલે ધમ્મિલ્લે વિચાર્યું કે, " ઘોડા ઉપર આક્રમણ કરવા માટે આ અહીં આવી પહોંચે ત્યાર પહેલાં જ એને નસાડવાનો ઉપાય વિચારું." આમ કરીને તે રથ ઉપરથી ઉતર્યો; અને વૃક્ષોની ઓથે ઓથે પાડો ઊભો હતો તેની પાછળના ભાગમાં જઇને ઝાડીવાળા એક વિષમ ભૂમિભાગ ઉપર ઊભા રહીને તેણે સિંહનાદ કર્યો. એટલે સિંહના શબ્દથી બ્હીનેલો તે પાડો ગુલ્મ, વેલીઓ અને લતાઓનાં ઝુંડને પોતાનાં શીંગડાંના અગ્રભાગવડે ક્ષુબ્ધ કરતો નાસી ગયો. ધમ્મિલ્લ પણ પાછો આવીને રથમાં બેઠો.

પછી થોડીવારે અનેક પ્રકારનાં શસ્ત્ર, ખડ્ગ, શક્તિ અને ઢાલ હાથમાં ધારણ કરતા, અનેક દેશની ભાષાઓમાં વિશારદ અને વેગથી આવતા ચોર લોકોને જોઇને કમલા તથા વિમલા કંપવા લાગી. 'બ્હીશો નહીં' એ પ્રમાણે તેમને આશ્વાસન આપીને માર્ગની બાજુમાં ધમ્મિલ્લ ઊભો રહ્યો. હાથમાં દંડો લઇને દોડીને તે દંડાના એકજ પ્રહારથી ઢાલ અને શક્તિવાળા એક ચોરને તેણે મારી નાખ્યો; અને તેની ઢાલ અને શક્તિ પોતે લઇ લીધી. આયુધ ધારણ કરેલા તેને જોઈને પોતાના પરાક્રમનું અભિમાન રાખતા બીજા શૂરવીર ચોરો ત્યાં આવી પહોંચ્યા, પણ ઢાલ ફેરવવાની પોતાની કળાથી ધમ્મિલ્લે તેમની વચમાં પેસીને તેમની ઉપર પ્રહારો કરતાં તેઓ દિશા-દિશામાં વીખરાઈ ગયા, અને ફલક, શક્તિ, તોમર વગેરે હથિયારો છોડી દઇને નાસવા લાગ્યા. તેમને નાસતા જોઇને ગર્જના કરતો તથા 'મારો! મારો!' એમ બોલતો ચોર-સેનાપતિ આવી પહોંચ્યો. જેણે ક્રિયાઓ જીતી છે એવા ધમ્મિલ્લે માયાથી તેને ભમાડીને તથા તેનું છિદ્ર-નબળાઈ જાણીને શક્તિના એક જ પ્રહારથી મારી નાખ્યો. પોતાના સેનાપતિને પડેલો જોઇને બાકીના ચોરો પણ નાસી ગયા.

પછી ધમ્મિલ્લ પાછો વળીને રથ પાસે આવ્યો, અને રથ ઉપર બેઠો. રોમાંચિત શરીરવાળી તથા પોતાના ( ધમ્મિલ્લના ) ગુણ વર્ણવતી કમલસેનાની વાતો તે સાંભળવા લાગ્યો. એટલે વિમલસેનાએ કહ્યું—

" मा मे दमगस्स कहं कहेसि, मा गेण्ह नाममेयस्स ।
जाणामि अहं अम्मो ! तुमं पि अच्छीहिं मा पेच्छ ॥

અર્થાત્ આ ભિખારીની વાત પણ મને ન કરીશ, એનું નામ પણ ન લઇશ; હે માતા ! મને એમ થાય છે કે હું તને પણ મારી આંખોથી ન જોઉં." આમ બોલીને તે ચૂપ થઇ ગઇ.

ધમ્મિલ્લે રથ ચલાવ્યો. આગળ ચાલતાં તેમણે પટહ, ભેરી અને શંખશબ્દથી મિશ્ર, વિજયમાળાઓ વડે સુશોભિત, અને યોદ્ધાઓના કિલકારથી યુક્ત એવો મોટો હર્ષકોલાહલ સાંભળ્યો. ધમ્મિલ્લે વિચાર્યું કે, "ખરેખર મેં નસાડેલા ચોરોની વહાર આવી લાગે છે." તે જોઈને રાજકન્યા વિમલસેના તથા કમલસેના બમણો ભય પામી. 'હું જીવું છું ત્યાંસુધી કોઈ તમારો પરાભવ કરનાર નથી' એમ ધમ્મિલ્લ તેમને આશ્વાસન આપતો હતો એટલામાં તે સામા સૈન્યમાંથી જેણે કેડ બાંધેલી છે એવો, પ્રશ્નોત્તરમાં કુશળ, વિનીત વેશવાળો તથા જેણે શસ્ત્રો દૂર નાખ્યાં છે એવો એક પુરુષ તેમની પાસે આવ્યો. ધમ્મિલ્લે વિચાર્યું કે, "નક્કી આ દૂત હશે." દૂર ઊભા રહીને વિનયપૂર્વક પ્રણામ કરીને તેણે કહ્યું, "અંજનગિરિની ગુફા પાસે આવેલી અશનિપલ્લીનો અધિપતિ અમારો સેનાપતિ અજિતસેન આપને આ પ્રમાણે વિનંતી કરે છે—આપે હમણાં અર્જુન નામે ચોર-સેનાપતિને મારી ઘણા ભયવાળા આ માર્ગને ભયમુકત કર્યો છે. અહો ! હું સન્તુષ્ટ થયો છું. એ અર્જુન મારો વેરી હતો, તેથી આશ્ચર્ય માનતો હું આપના દર્શનની ઇચ્છા રાખતો અહીં આવ્યો છું. આપ મારા કુતૂહલનું કારણ છો. આપને અભય હો, આપ ડરશો નહીં, વિશ્વસ્ત થાઓ." ધમ્મિલ્લ પણ તેનું આ વચન સાંભળીને પ્રસન્ન થઈને અજિતસેનની પાસે ગયો. તે પણ સામે આવ્યો, અને ઘોડા ઉપરથી ઊતર્યો. ધમ્મિલ્લ રથ ઉપરથી ઉતરતો હતો ત્યાં જ તેણે તેને આલિંગન આપ્યું; તને તેનું માથું સૂંઘીને કહ્યું, "વત્સ ! અહો ! તેં સાહસ કર્યું છે. અમે તથા બીજા ઘણા નહોતા કરી શક્યા તે માર્ગ તેં ચાલુ કર્યો છે. અર્જુનને મારવાથી તેં સર્વેનું કલ્યાણ કર્યું છે." ધમ્મિલ્લે કહ્યું, "એ તમારા ચરણનો પ્રભાવ છે." અજિતસેન તેને અભિનંદન આપીને પોતાના ગામમાં લઇ ગયો. ત્યાં ઉતારો તથા આહાર આપવામાં આવતાં તે સુખપૂર્વક રહેવા લાગ્યો. ધમ્મિલ્લના ગુણકીર્તન અને પ્રશંસાવડે કમલસેના વિમલસેનાને સમજાવવા લાગી, ત્યારે વિમલસેના બોલી—

"मा मे दमगस्स कहं कहेहि, मा गेण्ह नाम एयस्स ।
अच्छीहिं वि तेहिं अलं, जेहिं उ दमगं पलोएमि ॥

અર્થાત્ એ ભિખારીની વાત તું કરીશ નહીં, એનું નામ પણ લઇશ નહીં. જે આંખોવડે હું ભિખારીને જોઉં છું તે મારી આંખો પણ ફુટી જાઓ."

પછી કેટલાક દિવસો વીતી જતાં ધમ્મિલ્લે પલ્લીના અધિપતિને વિનંતી કરી કે, "અમારે ચંપાનગરી જવું છે, માટે રજા આપો." તેણે પૂજા-સત્કારપૂર્વક રજા આપતાં વિમલસેના અને કમલસેના સહિત ધમ્મિલ્લ ચંપાપુરી જવા નીકળ્યો. સુખપૂર્વક એક

ગામથી બીજે ગામ પડાવ નાખતાં તેઓ ચંપાનગરીની નજદીક પહોંચ્યા. ત્યાં ઘણા માણસોનો અવરજવર નહોતો એવા ઉદ્યાનની પાસે રથ છોડીને ધમ્મિલ્લે કમલસેનાને કહ્યું, “તમે અહીં બેસો; હું ચંપામાં જઇ ઉતારાની તપાસ કરીને આવું છું.” એટલે કમલસેનાએ કહ્યું, “આર્યપુત્ર! ઘણું કરીને પુર, નગર અને જનપદોમાં છેતરપિંડી કરનારા માણસો રહે છે, માટે ક્રય–વિક્રયમાં લોભી ગાડાવાળો જેમ ઠગાયો તેમ તમે ન ઠગાઓ એવી રીતે પ્રમાદ કર્યા વગર જજો.” એટલે તેણે કમલસેનાને પૂછયું, “ક્રય–વિક્રયમાં લુબ્ધ ગાડાવાળો કેવો હતો?” કમલસેનાએ કહ્યું, “સાંભળો, આર્યપુત્ર!—

## નગરજનોએ છેતરેલા ગાડાવાળાનું દૃષ્ટાન્ત

એક સ્થળે એક ગામડિયો ગૃહપતિ રહેતો હતો. તે ક્યારેક ધાન્ય ભરેલું ગાડું લઈને તથા એ ગાડામાં એક તેતરીનું પાંજરું લઇને નગર તરફ ચાલ્યો. નગરમાં ગયો, તે વખતે ગાન્ધિક(સુગન્ધી પદાર્થોના વ્યાપારી–ગાંધી)ના પુત્રોએ તેને જોયો; અને તેને પૂછયું, “આ પાંજરામાં શું છે?” તેણે જવાબ આપ્યો, “તેતરી છે” તેઓએ પૂછયું, “શું આ શકટતિત્તરી[1] વેચવા માટે છે?” તેણે જવાબ આપ્યો, “હા.” પેલાઓએ પૂછયું, “શું મૂલ્ય છે?” ગામડિયાએ કહ્યું, “એક કાર્ષાપણ.” પછી તેઓએ કાર્ષાપણ આપ્યો, અને ગાડું તથા તેતરી બન્ને લઈને ચાલવા માંડ્યા. એટલે ગાડાવાળાએ પૂછયું, “આ ગાડું કેમ લઇ જાઓ છો?” તેઓએ કહ્યું, “અમે મૂલ્ય આપીને ખરીદ્યું છે.” પછી તેમનો વ્યવહાર–ન્યાય થયો. તેમાં એ ગાડાવાળો હાર્યો. તેનું ગાડું તેતરીની સાથે લઇ જવામાં આવ્યું.

માટે આર્યપુત્ર! આવું જાણીને કાળજી રાખજો.”

## ગાડાવાળાએ કરેલી નગરવાસીઓની છલના

પછી ધમ્મિલ્લે કમલસેનાને (એ દૃષ્ટાન્ત પૂરું કરતાં કહ્યું), “હે કમલસેના! જેનું ગાડારૂપી સાધન હરાઇ ગયું છે એવો તે ગાડાવાળો યોગ–ક્ષેમ નિમિત્તે આણેલા બળદોને લઇને વિલાપ કરતો જતો હતો, ત્યારે બીજા કુલીન ઘરના પુત્રે તેને જોયો, અને પૂછયું, “શા માટે વિલાપ કરે છે?” તેણે કહ્યું, “ભાઇ! આવી આવી રીતે મને છેતરવામાં આવ્યો છે.” એટલે જેને દયા આવી છે એવા તે કુલપુત્રે કહ્યું, “તો એ લોકોના ઘેર જા, અને હું કહું છું તે પ્રમાણે કહેજે.” પછી તે ગાડાવાળો ગયો, અને ગાન્ધિકપુત્રના ઘેર જઇને કહેવા લાગ્યો, “ભાઈ! તમે મારું ધાન્ય ભરેલું ગાડું લઈ લીધું છે, તો આ બળદ પણ લો. ફક્ત મને ખોરાકની બે પાલી આપો, એટલે તે

૧. ‘ગાડું અને તેતરી’ તથા ‘ગાડામા રહેલી તેતરી’ એવા બે અર્થ આ શબ્દના થાય. ગાન્ધિકપુત્રોએ પહેલો અર્થ લઇને ગાડાવાળાને ઠગ્યો, જ્યારે ગાડાવાળો પ્રામાણિકપણે બીજો અર્થ જ સમજ્યો હતો.

લઈને હું જાઉં. પણ હું જેને તેને હાથે સાથવાની એ પાલી લેતો નથી. પ્રાણથી પણ પ્રિયતમ તમારી પત્ની સર્વ અલંકારોથી વિભૂષિત થઈને તે મને આપે. એથી મને પરમ સન્તોષ થશે, અને જીવલોકમાં હું રહું છું એમ માનીશ." પછી તેણે સાક્ષી રાખ્યા, અને જે પ્રમાણે કરવાનું હતું તે કર્યું. થોડીક વારે ગાન્ધિકપુત્રની પત્ની સાથવાની એ પાલી ભરીને નીકળી. તેને ગાડાવાળાએ પોતાના હાથમાં ઉપાડી લીધી, અને ચાલવા માંડ્યો. ગાન્ધિકપુત્રોએ કહ્યું, "આ શું કરે છે?" ગાડાવાળાએ કહ્યું, "સાથવાની એ પાલીઓ લઈ જાઉં છું." પેલા લોકોએ સાદ પડાવીને મહાજન ભેગું કર્યું. મહાજને સાક્ષીઓને પૂછ્યું કે, "આ શું છે?" તેઓએ જે બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું. આવેલ મહાજનોએ મધ્યસ્થ થઈને ન્યાય કર્યો, અને તેમાં ગાન્ધિકપુત્રોનો પરાજય થયો. પેલી સ્ત્રીને ગાડાવાળા પાસેથી ઘણા પ્રયત્ને મૂકાવી શકાઈ. ગાડું ધનથી ભરીને તેને પાછું આપવામાં આવ્યું.

માટે હે કમલસેના! બીજો માણસ જ્યાં આ પ્રકારનો હોય ત્યાં એને કોણ છેતરી શકવાનું હતું?" આ સાંભળીને કમલસેના હસી, અને તેણે કહ્યું, "જાઓ, વિજય કરીને પાછા આવજો." પછી કમલસેનાએ વિમલસેનાને કહ્યું, "હે વિમલા! આ પુરુષનું જ્ઞાન તો જો!" ત્યારે વિમલાએ કહ્યું—

"वेसा मे पेसकहा, पेसस्स य जंपियं मे वेस्सं ।
जत्थ वि य ठिओ पेसो, सा भूमी होइ मे वेसा ॥

અર્થાત્ એ નોકરડાની વાત પણ મારે માટે દ્વેષ્ય છે, એની વાણી પણ મારે માટે દ્વેષ્ય છે, જે સ્થળે એ ઊભો રહ્યો હોય તે ભૂમિ પણ મારે માટે દ્વેષ્ય છે."

વિમલસેનાનું આ વચન સાંભળીને ધમ્મિલ્લ ત્યાંથી ચાલ્યો ગયો.

## યુવરાજ રવિસેન સાથે ધમ્મિલ્લની મૈત્રી

ચંપાનગરીની પાસે ચંદ્રા નામે નદી છે. તેના કિનારે તે થોડીક વાર બેઠો. કમળનાં પત્રો લઈ તે ઉપર અનેક પ્રકારનું પત્રચ્છેદ્ય કર્યું. વૃક્ષની સૂકી છાલની નાવડી બનાવી તેમાં એ પત્રો મૂકીને નાવ નદીમાં તરતી કરી. એ નાવડી વહેતી વહેતી ગંગામાં પહોંચી. એ પછી અનેક પ્રકારનાં છેદ્ય કરતો તે ત્યાં બેઠો. એવામાં નદીકિનારેથી બે માણસોને દોડતા આવતા તેણે જોયા. તેઓએ તેની પાસે આવીને પૂછ્યું, "ભાઈ! આ પત્રચ્છેદ્ય કોણે કર્યું છે?" તેણે જવાબ આપ્યો, "મેં." તેઓએ કહ્યું, "ભાઈ! આ નગરીમાં કપિલ નામે રાજા છે. તેનો પુત્ર રવિસેન યુવરાજ છે. તે લલિત ગોષ્ઠિ—શોખીન, વિદગ્ધ, નાગરિક મિત્રોની સાથે ગંગામાં ક્રીડા કરે છે. તેણે આ પત્રચ્છેદ્ય જોયું, અને જોઈને અમને મોકલ્યા કે, 'તપાસ કરો, કયા ચતુર પુરુષે આ પત્રચ્છેદ્ય કર્યું છે?' હવે આપ

અમને મળી ગયા છો, માટે કૃપા કરીને રાજપુત્રની પાસે ચાલો." એટલે તે ધામ્મલ્લ તેમની સાથે ગયો. પૂર્વાભાષી યુવરાજે સંભ્રમપૂર્વક તેનું વાણીથી સ્વાગત કર્યું. ધમ્મિલ્લે પણ હાથ જોડી પ્રણામ કરી રાજપુત્રને માન આપ્યું. પછી રાજપુત્રે પૂછ્યું, "આપ કયાંથી આવો છો?" ધમ્મિલ્લે જવાબ આપ્યો, "કુશાગ્રપુરથી પરિજનસહિત આવું છું." એટલે તેણે ગોષ્ઠિકોને આજ્ઞા આપી કે, "જલદી ઉતારો સજ્જ કરો." ગોષ્ઠિકોના નાયકોએ જ્યારે ખબર આપી કે, 'ઉતારો સજ્જ છે' ત્યારે પ્રસન્ન થયેલા રાજપુત્રે કહ્યું, "ઊઠો, તમારા પરિવાર પાસે જઇને તેનું સ્વાગત કરીએ." સર્વ ગોષ્ઠિકોથી પરિવરાયેલો તે ધમ્મિલ્લની સાથે હાથી ઉપર બેસીને નગર બહાર ઉદ્યાન પાસે આવ્યો. કમલસેના અને વિમલસેનાને સાથે લીધી, તથા તેમનો ઉતારામાં પ્રવેશ કરાવ્યો. પછી તે યુવરાજ 'આ યુવકનું સર્વ કાર્ય કરજો, જેથી તે દુઃખી ન થાય' એમ ગોષ્ઠિના નાયકોને આજ્ઞા આપીને પોતાના ભવનમાં ગયો. ગોષ્ઠિના નાયકો પણ કરવાનું હતું તે બધું કાર્ય કરીને પોતપોતાને ઘેર ગયા. ધમ્મિલ્લ પણ ઉતારામાં સુખપૂર્વક બેઠો. એ વખતે કમલસેનાએ કહ્યું, "આર્યપુત્ર! ગઈકાલે તમને આવતા જોઈને વિમલસેના બોલી કે 'આ કોણ આવે છે?' મેં કહ્યું કે, 'આ ધમ્મિલ્લ આવે છે.' એટલે તેણે કહ્યું—

"मा मे दमगस्स कहं कहेहि, मा गेण्ह नाम दमगस्स ।
अच्छीणि ताणि मा होज्ज, जेहिं दमगं पलोएमि ।।

અર્થાત્ તું એ ભિખારીની વાત પણ ન કરીશ, તેનું નામ પણ ન લઇશ, જે આંખોવડે તે ભિખારીને જોઉં છું એ આંખોનું પણ મારે કામ નથી." આ પછી મેં તેને ઠપકો આપ્યો."

આ પ્રમાણે વિમલસેનાને પ્રસન્ન કરવાના પ્રયત્નમાં દિવસો ચાલ્યા જતા હતા.

પછી એક વાર ગોષ્ઠિસહિત રાજપુત્રે ધમ્મિલ્લની પરીક્ષા માટે તથા કંઇક ઇર્ષ્યાથી મશ્કરી કરવા માટે ઉદ્યાનયાત્રાની આજ્ઞા આપી કે, "બધા ગોષ્ઠિકોએ પોતપોતાની પત્નીઓ સાથે આવવું." ધમ્મિલ્લે કમલસેનાને કહ્યું, "કમલસેના! હવે શું કરવુ? 'આ વિમલા ધમ્મિલ્લની પત્ની હશે કે નહીં હોય?' એવી શંકાથી, મારા નિમિત્તે જ, આ લોકો ઉદ્યાનયાત્રા કરે છે; માટે શું કરવું એ તું જ કહે."

ધમ્મિલ્લે આમ કહ્યું એટલે કમલસેના તેની પાસેથી ઉઠીને વિમલસેનાની પાસે ગઇ, અને થોડી વારે પાછી આવીને બોલી, "સાભળો, આર્યપુત્ર! મેં તેને કહ્યું કે—આવતી કાલે રાજપુત્ર લલિત ગોષ્ઠિની સાથે ઉદ્યાનયાત્રા કરવા જશે. એટલે આપણે પણ ઉદ્યાનમાં જઈશું, માટે તને પ્રસન્ન કરવાનો પ્રયત્ન થવા છતાં તું મૂર્ખ બનીને જવાની ના પાડીશ નહીં. જો આ તને ન ગમતો હોય તો ઉદ્યાનમાં તારા હૃદયને ગમે તેવો

વર પસંદ કરી લેજે. હે પુત્રિ! સ્વચ્છંદ બુદ્ધિવાળી ન થઈશ, નહીં તો જેવી રીતે વસુદત્તા દુઃખ પામી, બીજાની વાત નહીં સાંભળતો રિપુદમન નાશ પામ્યો. તેવી દશા તારી પણ થશે." આ સાંભળીને તેણે પૂછ્યું, "હે માતા! વસુદત્તા કોણ હતી? તે કેવી રીતે દુઃખ પામી?" ત્યારે મેં કહ્યું, "હે સુતનુ! સાંભળ—

## સ્વચ્છંદતા વિષે વસુદત્તાનું ઉદાહરણ

ઉજ્જયિની નામે નગરી છે. ત્યાં વસુમિત્ર નામે ગૃહપતિ રહેતો હતો. તેની પત્ની ધનશ્રી, પુત્ર ધનવસુ અને પુત્રી વસુદત્તા નામે હતી. કૌશાંબીનો વતની ધનદેવ સાર્થવાહ વાણિજ્ય પ્રસંગે ઉજ્જયિની આવ્યો હતો, તેને વસુમિત્ર સાર્થવાહે પોતાની પુત્રી વસુદત્તા આપી. લગ્ન થયા બાદ ધનદેવ તેને લઈને કૌશાંબી આવ્યો અને માતા–પિતા સહિત સુખપૂર્વક રહેવા લાગ્યો.

કેટલેક સમયે ધનદેવને વસુદત્તાથી બે પુત્રો થયા. ત્રીજી વાર તેને ગર્ભ રહ્યો. અને પ્રસવનો સમય નજીક આવ્યો. એ વખતે ધનદેવ પ્રવાસે ગયો. એવામાં વસુદત્તાએ સાંભળ્યું કે, "ઉજ્જયિની તરફ સાર્થ જાય છે." આથી પિતા–માતા અને બાંધવોને મળવાની ઈચ્છાવાળી તે સાસુ–સસરાની આજ્ઞા માંગવા લાગી કે, "હું ઉજ્જયિની જાઉં છું." તેઓએ કહ્યું, "પુત્રિ! એકલી કયાં જઈશ? તારો પતિ પ્રવાસમાં છે. તે આવે ત્યાં સુધી રાહ જો." પણ તેણે કહ્યું, "હું તો જાઉં છું. પતિ મને શું કહેવાના હતા?" સાસુ–સસરાએ ફરી વાર વારવા છતાં તેણે સાંભળ્યું નહીં અને સ્વચ્છંદી તથા વડિલોની આજ્ઞા ઉલ્લંઘનારી તે પોતાના પુત્રોને લઈને નીકળી. જેમના કુટુંબનો વૈભવ ક્ષીણ થયો છે એવાં તે સાસુ–સસરા પણ 'આ આપણું વચન કરશે નહીં' એમ માનીને ચૂપ રહ્યાં. પછી એ મંદભાગ્ય વસુદત્તા નીકળી, ત્યાં સુધીમાં તો સાર્થ દૂર ચાલ્યો ગયો હતો. સાર્થથી જુદી પડેલી તે માર્ગ ભૂલી જતાં બીજા માર્ગે ગઈ. એનો પતિ તે જ દિવસે પ્રવાસમાંથી આવ્યો. તેણે માતાને પૂછ્યું, "માતા! વસુદત્તા કયાં ગઈ?" માતાએ જવાબ આપ્યો, "પુત્ર! અમે વારી છતાં ઉજ્જયિનીના સાર્થની સાથે ગઈ." સ્ત્રી–પુત્રના અનુરાગથી બંધાયેલો તે 'અહો! અકાર્ય થયું' એમ બોલતો ભાથું લઈને માર્ગ શોધતો તેની પાછળ ગયો. એમ જતાં જતાં પોતાની પત્નીને અટવીમાં ભમતી તેણે જોઈ. ફરી વાર પત્નીને મનાવીને તેણે પ્રસન્ન કરી. આગળ ચાલતાં તેઓ એક મોટી અટવીમાં પ્રવેશ્યાં. ત્યાં સૂર્ય અસ્ત પામતાં તેઓ રહ્યાં.

એ સમયે વસુદત્તાના પેટમાં વેણ ઉપડી. ધનદેવ સાર્થવાહે વૃક્ષની શાખાઓ અને પાંદડાં તોડીને તેને માટે મંડપ કર્યો. ત્યાં વસુદત્તાએ પુત્રને જન્મ આપ્યો. તે વખતે રાત્રિના અંધકારમાં રુધિરની ગંધથી આકર્ષાયેલો, પશુઓનું માંસ ખાનારો, અટવીનાં હિંસક પ્રાણીઓનો પણ કાળ અને મોટા ભયરૂપ વાઘ ત્યાં આવ્યો. સૂતેલા ધનદેવને

તે ગળેથી ઉપાડીને લઇ ગયો. પતિના વિયોગથી દુઃખ પામેલી અને ભય, ચિન્તા તથા શોકથી સંતાપ પામેલા હૃદયવાળી તે વસુદત્તા રોતી અને 'આ બાળક જન્મથી જ અભાગી છે' એમ બોલતી મૂર્ચ્છા પામી. દયાપાત્ર, અશરણ અને ભયથી જેનાં અંગો કાંપે છે એવાં બાળકો પણ મૂર્ચ્છા પામ્યાં. તે જ દિવસે જન્મેલો બાળક માતાનું દૂધ નહીં મળવાથી મરણ પામ્યો. ઘણી વારે મૂર્ચ્છા વળતાં વિલાપ કરતી તે વસુદત્તા પ્રભાતમાં બે પુત્રોને લઇને આગળ ચાલી. રસ્તામાં આવતી પહાડી નદીમાં અકાલવૃષ્ટિથી પૂર આવ્યું હતું. આથી તે એક પુત્રને સામે કાંઠે લઇ જઇને બીજાને ઉતારતી હતી તે વખતે વિષમ પત્થર ઉપર પગ લપસી પડતાં પડી ગઇ, અને બાળક પણ તેના હાથમાંથી નીચે પડી ગયો. પેલો બીજો પુત્ર સામે કાંઠે પાણીની પાસે ઊભો હતો તેણે પણ માતાને પાણીમાં પડતી જોઇ નદીમાં ભુસ્કો માર્યો.

બિચારી વસુદત્તા પ્રચંડ પ્રવાહવાળી પહાડી નદીમાં દૂર સુધી ખેંચાઇ ગઇ. ત્યાં કિનારે પડેલા એક ઝાડની ડાળી તેના હાથમાં આવતાં બહાર નીકળી. થોડી વારે સ્વસ્થ થતાં બેઠી થઇ. નદીકિનારે તે બેઠી હતી તે વખતે વનવાસી ચોરોએ તેને પકડી. તેનું નામઠામ પૂછ્યું, અને સિંહગુહા નામે ચોરપલ્લીમાં તેને લઇ ગયા. ત્યાં ચોર–સેનાપતિ કાલદંડની પાસે તેને રાખી. તેને રૂપવતી જોઇને કાલદંડે પોતાની પત્ની બનાવી અને અંતઃપુરમાં દાખલ કરી. ચોર–સેનાપતિની બધી પત્નીઓમાં તે મુખ્ય બની.

વસુદત્તાના આગમનથી પોતાના પતિનો શરીરસંસર્ગ નહીં પામતી તે ચોર–સેનાપતિની બીજી પત્નીઓ ઉપાય વિચારવા લાગી કે, 'અમારો પતિ આનો સંસર્ગ ત્યજે કેવી રીતે ?' સમય જતાં વસુદત્તાને પુત્ર થયો, તે પોતાની માતા જેવો હતો. એટલે સપત્નીઓએ ચોર–સેનાપતિને વિનંતી કરી કે, "સ્વામી ! તમારી વ્હાલી સ્રીનું ચરિત્ર તમે જાણતા નથી. એ તો પરપુરુષમાં આસક્ત છે. આ પુત્ર તેનાથી જન્મેલો છે. જો વિશ્વાસ ન પડતો હોય તો આ પુત્ર સાથે તમારી જાતને સરખાવો." કલુષિત હૃદયવાળા તેણે ખડ્ગ કાઢીને તેમાં પોતાનું શરીર અને પોતાનું મુખ જોયું. પહોળું, મોટા અને કરચલીઓવાળા ગાલવાળું, વિકૃત, બેડોળ અને વાંકા નાકવાળું, લબડતા, સ્થૂલ અને લાંબા હોઠવાળું પોતાનું મુખ જોઇને તથા પછી પુત્રના મુખ તરફ નજર નાખીને તે બોલ્યો કે, 'બરાબર એમ જ છે.' પછી પરીક્ષા કરવાની બુદ્ધિ વગરના તે પાપીએ ખડ્ગથી એ બાળકને મારી નાખ્યો. વસુદત્તાને નેતર અને ચાબુકના પ્રહારો કરીને તથા તેનું માથું મુંડાવીને તેણે ચોરોને આજ્ઞા આપી, "જાઓ, આને ઝાડે બાંધો." પછી તે ચોરો એને લઇને દૂર સુધી ગયા. ત્યાં માર્ગની બાજુમાં એક સાલ-વૃક્ષના થડ સાથે તેને દોરડાંથી બાંધીને તથા આજુબાજુ કાંટાવાળી શાખાઓ ગોઠવીને

તેઓ ચાલ્યા ગયા. અનાથ અને અશરણ બિચારી વસુદત્તા પૂર્વકર્મના આ વિપાકને અનુભવતી તથા હૃદયમાં અનેક પ્રકારના વિચારો કરતી ત્યાં બેસી રહી.

તેના ભાગ્યયોગે ઉજ્જયિની જતો એક સાર્થ તે જ દિવસે ત્યાંથી થોડે દૂર જળાશયની પાસે પડાવ નાખીને રહ્યો હતો. રસોઇ કરવા માટે તૃણ, શાખા અને પાંદડાંનું બળતણ ભેગું કરવા નીકળેલા એ સાર્થના માણસોએ જેની આજુબાજુ કાંટાઓ ગોઠવેલા હતા એવી, ઝાડના થડ સાથે બંધાયેલી વસુદત્તાને એકલી જોઈ, અને તેની હકીકત પૂછી. કરુણ રુદન કરતી તેણે પોતાના અનર્થ અને દુઃખની પરંપરા કહી સંભળાવી. જેમને અનુકંપા થયેલી છે એવા તે સાર્થના માણસોએ તેને છોડી, સાર્થમાં લઇ ગયા, અને સાર્થવાહને બધી વાત કહી. પછી સાર્થવાહે તેને આશ્વાસન આપ્યું તથા ભોજન અને વસ્ત્ર આપીને કહ્યું, "પુત્રિ! સાર્થની સાથે તું સુખપૂર્વક ચાલ. ડરીશ નહીં." આ પ્રમાણે આશ્વાસન અને ધીરજ મળતાં તે સાર્થની સાથે વસુદત્તા ઉજ્જયિની તરફ જવા લાગી. 'એ સાર્થની સાથે અનેક શિષ્યાઓના પરિવારવાળી, જિનવચનના સારરૂપ પરમાર્થ જાણનારી, તથા જીવંતસ્વામીની પ્રતિમાનું પૂજન કરતી સુવ્રતા આર્યા પણ ચાલતી હતી. તેની પાસે ધર્મ સાંભળીને તથા સાર્થવાહની અનુજ્ઞા લઈને વસુદત્તાએ દીક્ષા લીધી, અને કાંટાની વાડમાં ઘેરાયેલી દશામાં તે રહી હતી માટે તેનું નામ કંટકા આર્યા રાખવામાં આવ્યું. પછી તે આર્યાઓની સાથે તે ઉજ્જયિની પહોંચી, અને પિતા-માતા તથા સ્વજનોને મળી. તેમને પોતાનાં દુઃખ કહેવાથી જેનો વૈરાગ્ય બમણો થયો છે એવી તે સ્વાધ્યાય અને તપમાં ઉદ્યુક્ત થઈને ધર્મ આચરવા લાગી.

માટે હે સુન્દરિ! હું તને કહું છું કે આવાં તથા સ્વચ્છંદ બુદ્ધિવાળાં બીજા પણ માણસો ઘણાં દુઃખ પામે છે, માટે તું પણ મૂર્ખ ન બનીશ. મારી વાત માન્ય રાખ, જેથી તું પણ અંતે વસુદત્તાની જેમ દુઃખ ન પામે."

આ સાંભળીને વિમલસેનાએ પૂછ્યું, "વસુદત્તા તો આ રીતે દુઃખી થઇ; પણ રિપુદમન કેવી રીતે નાશ પામ્યો?" એટલે મેં તેને કહ્યું, "હે સુતનુ! સાંભળ—

### સ્વચ્છંદબુદ્ધિ રાજા રિપુદમનનું કથાનક

તામ્રલિપ્તિ નામે નગરી છે. ત્યાં રિપુદમન રાજા હતો. તેની રાણી પ્રિયમતી નામે હતી. એ રાજાનો બાલમિત્ર ધનપતિ નામે મહાધનિક સાર્થવાહ ત્યાં રહેતો હતો. એ નગરમાં ધનદ નામે સૂતાર રહેતો હતો. તેને એક પુત્ર થયો. ધનદ દરિદ્ર હતો, તેની પત્નીનો વૈભવ પણ ક્ષીણ થઇ ગયો હતો. ચિન્તા કરતાં એ બન્ને પતિ-પત્ની મરણ પામ્યાં. તેમનો પુત્ર ધનપતિ સાર્થવાહના ઘેર ઉછરતો હતો. ખાંડણિયા પાસે બેસતો તે ડાંગરની કુસકી ( कुक्कुसे ) ખાતો હતો, આથી તેનું નામ 'કોક્કાસ' પાડવામાં આવ્યું. આ પ્રમાણે તે મોટો થયો.

ધનપતિ સાર્થવાહનો પુત્ર ધનવસુ નામે હતો. એક વાર યવન દેશમાં જવાને માટે તેનું વહાણુ સજ્જ કરવામાં આવ્યું. તેણે પોતાના પિતાને વિનંતી, "આ કોક્કાસ તમે મને આપો; મારી સાથે યવન દેશમાં એ ભલે આવે." પિતાએ તેને મોકલ્યો. પછી વહાણ ઉપડ્યું અને અનુકૂળ પવન હોવાથી ધારેલા બંદરે પહોંચી ગયું. ત્યાં લંગર નાખ્યાં અને સઢ ઉતારી નાખવામાં આવ્યા, એટલે મુસાફર વાણિયાઓ વહાણમાંથી ઉતર્યા. તેમણે સાથે લાવેલો માલ પણ ખાલી કરવામાં આવ્યો, રાજ્યનું દાણ અપાયું અને ત્યાં મુસાફર વાણિયાઓ વેપાર કરવા લાગ્યા.

હવે પેલો કોક્કાસ યવન દેશના સાર્થવાહો અને વહાણવટીઓનો એક સૂતાર જે પડોશમાં જ રહેતો હતો તેને ઘેર બેસીને દિવસ ગાળતો હતો. એ સૂતારના પુત્રોને અનેક પ્રકારનાં કામ શિખવવા પિતા મહેનત કરતો, છતાં તેઓ ગ્રહણ કરતા નહોતા. તેમને કોક્કાસે "આમ કરો, આમ થાય" વગેરે કહ્યું. આથી વિસ્મય પામેલા આચાર્યે (શિખવનાર સૂતારે) તેને કહ્યું, "પુત્ર! મારી વિદ્યા તું શિખ. હું તને ઉપદેશ આપીશ." એટલે કોક્કાસે કહ્યું, "સ્વામી! તમે આજ્ઞા આપશો તેમ હું કરીશ." પછી તે શિખવા લાગ્યો, અને આચાર્યના શિક્ષણની વિશેષતાથી દરેક પ્રકારનું સૂતારી કામ શિખી ગયો; અને એ કામમાં નિપુણ થતાં ગુરુની રજા માગી વહાણમાં બેસીને તામ્રલિપ્તિ ગયો.

એ વખતે ત્યાં દુષ્કાળ પડ્યો હતો. આથી કોક્કાસે પોતાના ગુજરાન માટે તેમજ રાજાને પોતાની કલાની જાણ કરાવવા માટે લાકડાંનાં બે પારેવાં બનાવ્યાં. તે પારેવાં દરરોજ ઊડીને અગાશીમાં સૂકવેલી રાજાની ડાંગર લઇને પાછાં આવતાં હતાં. આ પ્રમાણે ધાન્ય હરાતું જોઇને રખવાળોએ રાજા શત્રુદમનને ખબર આપી. તેણે અમાત્યોને આજ્ઞા આપી કે, "તપાસ કરો." રાજનીતિમાં કુશળ અમાત્યોએ બધી હકીકત જાણી અને રાજાને ખબર આપી કે, "કોક્કાસનાં બે યાન્ત્રિક પારેવાં ડાંગર લઇ જાય છે." રાજાએ કહ્યું, "કોક્કાસને બોલાવો." બોલાવીને તેને પૂછ્યું, એટલે તેણે સર્વ હકીકત રાજાને જણાવી. આ સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ કોક્કાસનો સત્કાર કર્યો અને કહ્યું કે, "આકાશગામી યંત્ર તૈયાર કર. તે વડે આપણે બે જણા ઇચ્છિત દેશમાં જઇશું." રાજાની આજ્ઞાથી કોક્કાસે યંત્ર તૈયાર કર્યું. તેના ઉપર બેસીને તે તથા રાજા ઇચ્છિત દેશમાં જઈ આવતા હતા. આ પ્રમાણે તેમનો સમય વીતતો હતો.

એ જોઇને રાજાની પટ્ટરાણીએ એક વાર તેને વિનંતી કરી, "હું પણ તમારી સાથે દેશાન્તરમાં આવવા ઇચ્છું છું." એટલે રાજાએ કોક્કાસને બોલાવીને કહ્યું, "મહાદેવી પણ આપણી સાથે આવશે." કોક્કાસે કહ્યું, "સ્વામી! આમાં ત્રીજા માણસને બેસાડવું યોગ્ય નથી, કારણ કે આ વાહન બેનો જ ભાર વહી શકે એમ છે." પણ તે સ્વચ્છંદ બુદ્ધિવાળી રાણીને વારવા છતાં તેણે ખૂબ આગ્રહ કર્યો, એટલે એ અબુધ રાજા તેની

સાથે યંત્ર ઉપર બેઠો. એટલે કોક્કાસે કહ્યું, "તમને પશ્ચાત્તાપ થશે; તમે જરૂર પડી જશો." આમ કહીને તે પણ યંત્ર ઉપર બેઠો. દોરીઓ ખેંચી, જેનાથી આકાશગમન થતું હતું તે યંત્રકીલિકા ( યાન્ત્રિક ખીલી-કળ ) દાબી. એટલે તેઓ બધાં આકાશમાં ઊડ્યાં. આ પ્રમાણે ઊડતાં ઘણાં યોજનો તેઓ વટાવી ગયાં, એટલે અત્યંત ભારને કારણે દોરીઓ તૂટી ગઇ, યંત્ર બગડી ગયું, કીલિકા પડી ગઇ અને ધીરે ધીરે તે વાહન ભૂમિ ઉપર આવ્યું. એટલે કોક્કાસે રાજાને કહ્યું, "તમે થોડીક વાર અહીં બેસો, એટલામાં હું તોસલિનગરમાં જઇને યંત્ર સાંધવાનાં સાધનો લઇ આવું." એમ કહીને કોક્કાસ ગયો, એટલે મહાદેવી સાથે રાજા ત્યાં બેઠો.

પછી કોક્કાસે( નગરમાં ) સૂતારના ઘેર જઇને વાંસી માગી. સૂતારે જાણ્યું કે, 'આ કોઇ શિલ્પીનો પુત્ર છે.' પણ તેણે કહ્યું, "મારે રાજાનો રથ જલદી તૈયાર કરવાનો છે, એટલે વાંસી આપી શકું એમ નથી." કોક્કાસે કહ્યું, "લાવો, રથ હું તૈયાર કરી આપું." એટલે તેણે વાંસી આપી, અને કોક્કાસે તે લીધી. સુતારનું ધ્યાન સહેજ બીજી તરફ હતું, એટલામાં તો ઘડીક વારમાં કોક્કાસે રથનાં બે પૈડાં જોડી દીધાં. આ જોઇને સૂતાર વિસ્મય પામ્યો, અને તેણે ધાર્યું કે 'આ કોક્કાસ જ હોવો જોઇએ.' એટલે તેણે કહ્યું, "ઘડી વાર ઊભા રહો, ઘરમાંથી બીજી વાંસી હું લઇ આવું. તે લઇને તમે જજો."

આમ કહીને તે સૂતાર તોસલિનગરના કાકજંઘ રાજા પાસે ગયો અને બધી હકીકત કહી. રાજાએ કોક્કાસને બોલાવી મંગાવ્યો, અને તેનો સત્કાર કર્યો. રાજાએ તેને પૂછ્યું, "તમે ક્યાંથી આવો છો?" એટલે તેણે બધું કહ્યું. રાજા અમિત્રદમનને પણ દેવી સાથે તેડી લાવવામાં આવ્યો. રાજાને કેદ કરીને દેવીને અંતઃપુરમાં દાખલ કરવામાં આવી. કાકજંઘે કોક્કાસને આજ્ઞા આપી, "હવે તું કુમારોને શિખવ." કોક્કાસે કહ્યું, "કુમારોને આ વિદ્યાનું શું કામ છે?" આમ વારવા છતાં રાજાએ તેના ઉપર બળજબરી કરતાં તે શિખવવા લાગ્યો. પછી તેણે બે ઘોટક-યંત્રો ( ઊડતા ઘોડા ) બનાવ્યાં, અને આકાશગમનને માટે સજ્જ કર્યાં. પણ કાકજંઘ રાજાના બે પુત્રો પોતાના ગુરુ ઊંઘી ગયા તે વખતે એ યંત્ર-ઘોટક ઉપર બેઠા અને તે યંત્રોને દબાવતાં તેઓ આકાશમાં ઊડ્યા. કોક્કાસ જાગ્યો, એટલે તેણે પૂછ્યું, "કુમારો ક્યાં ગયા?" માણસોએ કહ્યું કે, "તેઓ યંત્રો ઉપર બેસીને ગયા." એટલે કોક્કાસ બોલ્યો, "અહો! અકાર્ય થયું. જરૂર તેઓ નાશ પામશે; કારણ કે પાછા વળવાની કળ તેઓ જાણતા નથી." રાજાએ આ સાંભળ્યું અને પૂછ્યું કે, "કુમારો ક્યાં ગયા?" કોક્કાસે જવાબ આપ્યો "તેઓ ઘોડા લઇને ગયા છે." આથી રોષ પામેલા રાજાએ કોક્કાસનો વધ કરવાની આજ્ઞા આપી. એક કુમારે કોક્કાસને આ ખબર આપી.

આ વચન સાંભળીને કોક્કાસે ચક્રયન્ત્ર સજ્જ કર્યું. તેણે કુમારોને કહ્યું કે, "તમે

બધા આની ઉપર બેસો. જ્યારે હું શંખશબ્દ કરું ત્યારે તમે બધા એકી સાથે વચ્ચેની કળ ઉપર પ્રહાર કરજો. એટલે વાહન આકાશમાં ઊડશે." કુમારો પણ 'ભલે' એમ કહી ચક્રયન્ત્ર ઉપર બેઠા. કોક્કાસને વધ માટે લઈ જવામાં આવ્યો. મરતી વખતે તેણે શંખ વગાડ્યો. એ શંખશબ્દ સાંભળીને કુમારોએ યન્ત્રની વચલી કળ ઉપર પ્રહાર કર્યો; એટલે તેમાંથી શૂળો નીકળતાં તેઓ બધા વીંધાઇ ગયા. આ બાજુ કોક્કાસનો પણ વધ થયો. પછી રાજાએ પૂછ્યું કે, "કુમારો ક્યાં ગયાં?" સેવકોએ તેને કહ્યું કે, "તેઓ બધા ચક્રયન્ત્રમાં શૂળીઓથી વીંધાઈ ગયા છે." આ સાંભળીને રાજા નિસ્તેજ અને શૂન્ય થઇ ગયો અને "અરેરે! અકાર્ય થયું!" એમ બોલતો શોકસંતપ્ત હૃદયવાળો તે વિલાપ કરતો મરણ પામ્યો.

તે શત્રુદમન રાજા તેમજ કુમારો સ્વચ્છંદ બુદ્ધિને કારણે નાશ પામ્યા, માટે હે વિમલા! તું સ્વચ્છંદ બુદ્ધિવાળી ન થઈશ, નહીં તો તું પણ દુઃખ પામીશ. આ ધમ્મિલ્લ સર્વ કલાઓમાં ચતુર, નવયુવાન અને તરુણ છે. એનાથી સુન્દર બીજો કોણ છે?

હે આર્યપુત્ર! મેં આમ કહેતાં વિમલસેનાએ મારી બધી વાત માની."

## ધમ્મિલ્લની ઉદ્યાનયાત્રા અને વિમલસેનાની ધમ્મિલ્લમાં પ્રેમાસક્તિ

કમલસેનાની આ વાત સાંભળીને ધમ્મિલ્લ અત્યંત પ્રસન્ન થયો. પછી તે દિવસ આથમી ગયો, રાત્રિ વીતી ગઇ, વિમલ પ્રભાત થયું અને સર્વ લોકનો સાક્ષી સૂર્ય ઊગ્યો, એટલે યુવરાજ લલિત ગોષ્ઠિની સાથે નીકળીને ઉદ્યાનમાં ગયો. તે સાંભળીને ધમ્મિલ્લ અનેક પ્રકારનાં મણિ અને રત્નનાં આભરણોથી અલંકૃત થઇને તથા વિવિધરંગી વસ્ત્રો પહેરીને કમલસેના અને વિમલસેનાની સાથે રથમાં બેસી ઉદ્યાન તરફ ગયો અને ઉપવનમાં પ્રવેશ્યો. પછી ત્યાં નોકરોએ રેશમી તંબુઓ નાખ્યા તથા અતિ સુન્દર મંડપો બાંધ્યા. પોતાના પ્રચ્છાદન માટે તેમણે કનાતો ઊભી કરી તથા કુલવધૂઓને યોગ્ય એવી શય્યાઓ તૈયાર કરી. યુવરાજની આજ્ઞાથી ઉત્તમ ભૂમિમાં ભોજનમંડપ રચવામાં આવ્યો. ત્યાં ટોપલે ટોપલે ફૂલ વેરવામાં આવ્યાં, યોગ્ય આસનો મૂકાયાં અને ગંધ, વસ્ત્ર અને આભરણ ધારણ કરીને સર્વે ગોષ્ઠિની અંદર પોતાના વૈભવ પ્રમાણે અને યુવરાજની અનુજ્ઞા અનુસાર મણિનાં આસનો ઉપર બેઠા કનક, રત્ન અને મણિનાં બનાવેલાં પાત્રો સર્વને આપવામાં આવ્યાં, એટલે ધમ્મિલ્લ પણ પ્રિયા વિમલસેનાની સાથે બેઠો અને તેની બાજુમાં કમલસેના બેઠી. પછી હાથ ધોઇને સર્વે વિવિધ પ્રકારનાં ખાદ્ય, ભોજન અને પેય પદાર્થો એકબીજાને આપવા લાગ્યા. આ રીતે તેઓ પરસ્પર સાથેનો પ્રીતિવિશેષ અનુભવતા હતા. ગોષ્ઠિકોની સાથે યુવરાજ વિમલાની સાથે બેઠેલા ધમ્મિલ્લને જોતાં તૃપ્તિ પામતો નહોતો, અને ખૂબ વિસ્મિત થયો. પછી ત્યાં મદવિહ્વલ યુવતિઓનાં નૃત્ય, ગીત અને વાદિત્ર પૂરાં થયાં.

એટલે તે જોઈને ધમ્મિલ્લને અભિનંદન આપતો યુવરાજ ગોષ્ઠિની સાથે ઊઠ્યો અને વાહનમાં બેસીને પોતાના ભવનમાં ગયો.

ધમ્મિલ્લ પણ વિમલસેના અને કમલસેનાની સાથે રથમાં બેસીને ઘેર ગયો. પ્રથમ સમાગમ માટે ઉત્સુક હૃદયવાળા તેણે વિમલાની સાથે દિવસ ગાળ્યો. પછી જ્યારે સૂર્ય અસ્ત પામ્યો, સંધ્યા થઈ, દીવા પ્રકટાયા, શય્યાઓ રચાઈ અને રતિને યોગ્ય પુષ્પ, ગંધ અને અલંકારો ધારણ કરાયા તે સમયે કમલસેનાએ વિમલસેનાને નવવધૂને યોગ્ય શણગાર કર્યો. લજ્જાથી નમેલા મુખવાળી વિમલાને લઈને તે ધમ્મિલ્લની પાસે ગઈ અને તેને કહ્યું, "આર્યપુત્ર ! આ રાજપુત્રી છે, માટે તેનું સારી રીતે પાલન કરજો." આમ કહીને કમલા ગઈ. પછી ધમ્મિલ્લે દેવાધિદેવને પ્રણામ કરીને, પોતાના જમણા હાથથી વિમલાનો જમણો હાથ પકડી તેને ખોળામાં બેસાડી અને ગાઢ આલિંગન કર્યું. જેના સર્વાંગે રોમાંચ થયાં છે એવી તથા સ્વભાવથી મૃદુ અંગોવાળી તે વિમલા નવા મેઘની ધારાથી છંટાયેલી ધરતીની જેમ આશ્વાસન પામી અને પોતે અંગોસહિત ધમ્મિલ્લના હૃદયમાં પ્રવેશી. રતિ-રસાયણની તૃષ્ણાવાળા ધમ્મિલ્લે રાજકન્યાને રતિસુખ પાયું. એ પ્રમાણે રતિપ્રસક્ત એવાં તે બન્નેની રાત વીતી ગઈ: પરસ્પરમાં સ્નેહાનુરક્ત તેમનો સમય સુખેથી વીતવા લાગ્યો.

## નાગદત્તા સાથે ધમ્મિલ્લનાં લગ્ન

એક વાર પ્રણયવિષયક સંધિવિગ્રહ( રીસામણાં–મનામણાં )માં કોપેલી વિમલાને મનાવતો ધમ્મિલ્લ બોલ્યો કે, "પ્રિયે વસન્તતિલકે ! ઝાઝી રીસ ન કરીશ. તારા સેવકજન ઉપર અનુગ્રહ કર અને પ્રસન્ન થા." એટલે અપૂર્વ વચનવાળી અને ઇર્ષ્યાના રોષને લીધે જેનું સર્વાંગ કંપ્યું છે એવી, તે વિમલા બોલી કે, "અરે અનાર્ય ! ક્યાં છે તારી વસન્ત-તિલકા ?" પછી અશ્રુપૂર્ણ નયનોવાળી, ભરાઈ ગયેલા ગદ્ગદ હૃદયવાળી, જેણે દાંતવડે હોઠ દબાવ્યા છે એવી, ત્રણ રેખાઓવડે યુક્ત કપાળ ઉપર ભ્રૂકુટિ વાંકી કરીને અવ્યક્ત બોલતી, માથું ધુણાવતી, જેનો અંબોડો છૂટી ગયો છે એવી, અંબોડામાંથી છૂટી પડેલાં ઉછળતાં કુસુમોવાળી, તથા જેનું ખસી પડતું રક્તાંશુક કટિમેખલામાં વળગી રહ્યું એવી તે વિમલસેનાએ વિવિધ પ્રકારના મણિ સહિત વિચિત્ર મુક્તા–જાળવડે શોભતા, નૂપુરવડે શબ્દાયમાન, અનુક્રમે સુન્દર આંગળીઓવાળા, કમળદલ જેવા કોમળ, રક્ત અશોકના સ્તબક જેવા રાતા, સુન્દર અળતાના રસથી આર્દ્ર અને કોપને કારણે પ્રસ્વેદયુક્ત એવા પોતાના પગવડે ધમ્મિલ્લને લાત મારી. રોષથી પરવશ થયેલા હૃદયવાળી તેણે કહ્યું, "જાઓ, એ વસન્તતિલકા તમારા ઉપર અનુગ્રહ કરશે."

વિમલાના ઈર્ષ્યા–રોષનું બહાનું મળવાથી જેને સન્તોષ થયેલો છે એવો, અંદરના સુખથી હૃદયમાં હસતો તે ધમ્મિલ્લ ઘરમાંથી બહાર નીકળ્યો; અને રાજમાર્ગ ઉપર ગયો. ત્યાં રાજમાર્ગની નજદીક રાત્રિના છેલ્લા પહોરે અર્ધા બંધ કરેલા કમાડવાળું, જેમાં

દીવો લટકતો હતો, અને સુગંધિ કાળા અગરનો ઉત્તમ ધૂપ જેમાં બળતો હતો એવું નાગગૃહ ( નાગનું મન્દિર ) તેણે જોયું. તેણે એમાં પ્રવેશ કર્યો અને નાગદેવતાને પ્રણામ કરીને અનેક પ્રકારના વિચાર કરતો બેઠો. એટલામાં જેણે હાથમાં કરંડિયો લીધેલો છે એવી તથા સુન્દર ખિલતા નવયૌવનવાળી તરુણીને તેણે પરિચારિકાની સાથે આવતી જોઈ. એ યુવતિ મન્દિર તરફ પૂજાને માટે આવી, હાથપગ ધોઈને તેણે નાગગૃહમાં પ્રવેશ કર્યો, નાગેન્દ્રની પૂજા કરી અને પ્રણામ કરીને કહ્યું, "ભગવન્! પ્રસન્ન થાઓ." એટલે ધમ્મિલ્લે કહ્યું, "સુન્દરિ! તારા હૃદયના ઇચ્છિત મનોરથ પૂરા થાઓ." પછી તે સુન્દરી સંભ્રમપૂર્વક ઊઠી, તો તેણે ધમ્મિલ્લને જોયો. ધમ્મિલ્લે પણ નવયૌવનશાલી, સહજ ઊગેલી રોમરાજિવાળી, પુષ્ટ અને વૃદ્ધિ પામતા પયોધરવાળી, ઊંચી અને લાંબી નાસિકાવાળી, તાજાં કમલપત્રો જેવાં કાન્તિયુક્ત નયનોવાળી, બિંબફળ જેવા સુન્દર હોઠવાળી, નિર્મળ દંતપંક્તિવાળી તથા પૂર્ણિમાના સંપૂર્ણ ચંદ્ર જેવા વદનવાળી તે સુન્દરીને જોઈ. એને જોઈને તે પરમ વિસ્મય પામ્યો. સુન્દરીએ પૂછ્યું, "આર્યમિશ્ર ક્યાંથી આવે છે?" ધમ્મિલ્લે ઉત્તર આપ્યો, "સુન્દરિ! હું કુશાગ્રપુરથી આવું છું." એટલે હરિણી જેવા નયનવાળી તે સુન્દરી વિસ્મયપૂર્વક ધમ્મિલ્લને જોઈને નિઃશ્વાસ નાખી, નીચું મુખ કરી, ડાબા પગના અંગૂઠાથી ભૂમિ ખોતરતી ઊભી રહી પછી ધમ્મિલ્લે પૂછ્યું, "સુન્દરિ! તું કોણ છે?" એટલે મધુરભાષિણી એવી તેણે કહ્યું, "આર્યપુત્ર! આ નગરમાં નાગવસુ નામે સાર્થવાહ છે, તેની પત્ની નાગદિન્ના છે. તેમની કન્યા હું નાગદત્તા છું. મારા ભાઈનું નામ નાગદત્ત છે. આ નાગેન્દ્ર પાસે હું મારો હૃદયનો ઇચ્છેલો વર માગું છું અને નાગેન્દ્રનું પૂજન કરવા દરરોજ અહીં આવું છું. મારાં સદ્ભાગ્યે તમે અહીં આવ્યા છો, અને જોતાં વેંત જ મારા હૃદયમાં પ્રવેશ્યા છો. મારો મનોરથ પૂર્ણ થયો છે." આમ કહીને તે પોતાને ઘેર ગઈ. ઘેર જઈને તેણે પોતાની માતાને બધું કહ્યું. તેનાં માતા–પિતા, સ્વજન અને પરિજન આ સાંભળીને પ્રસન્ન થયાં. એ નગરમાં જાહેર રીતે તેમનું લગ્ન થયું.

### રાજકન્યા કપિલાનો સ્વયંવર

એ જ નગરમાં કપિલ રાજાની પુત્રી કપિલા નામે હતી. તે નાગદત્તાની સખી હતી. તેણે સાંભળ્યું કે, 'નાગદત્તાને વર મળ્યો છે અને તેનું લગ્ન થઈ ગયું છે. એ વર પણ પુરુષગુણોનો ભંડાર અને નવયુવાન છે.' એટલે મદનના બાણથી સોસાતા હૃદયવાળી તેણે માતાને કહ્યું, "માતા! કૃપા કરીને મને જલ્દી સ્વયંવર આપો" પુત્રીવત્સલ માતાએ કપિલ રાજાને વિનંતી કરી કે "કપિલાને સ્વયંવર આપો" રાજાએ કહ્યું, "ભલે, એમ કરો." પછી રાજાએ શુભ દિવસે કપિલાનો સ્વયંવર કર્યો. પોતાના વૈભવ અનુસાર વેશ અને અલંકાર પહેરેલા ધનાઢ્યો અને કૌટુમ્બિકોના પુત્રો અને બીજા પણ વૈભવ પ્રમાણે વેશ ધારણ કરેલા ઇભ્યપુત્રોને બેસાડવામાં આવ્યા. વિનીત વેશ અને

આભરણવાળો ધમ્મિલ્લ પણ ત્યાં ગયો. પછી પદ્મખંડમાં વસતી લક્ષ્મી સમાન તે રાજકન્યા પોતાની કાન્તિવડે લોકોની દૃષ્ટિને આકર્ષતી સ્વયંવરમંડપમાં આવી. રૂપાતિશયથી યુક્ત તેને ધમ્મિલ્લે જોઇ. દેવકુમાર જેવી કાન્તિવાળા ધમ્મિલ્લને તેણે પણ સ્નિગ્ધ અને મધુર દૃષ્ટિથી અવલોકયો. મદનના બાણથી ઘાયલ હૃદયવાળી તે ધમ્મિલ્લની પાસે ગઈ, સુવાસિત પુષ્પની માળા ધમ્મિલ્લના ગળામાં પહેરાવી, અને માથા ઉપર અક્ષત નાખ્યા. એ જોઇને લોકો ખૂબ વિસ્મય પામ્યા. સ્વયંવર થઈ ગયો અને રાજાની આજ્ઞાથી ધમ્મિલ્લને ભવનમાં લઇ જવામાં આવ્યો. રાજકુળને છાજે તેવી રીતે તેમનું લગ્ન થયું.

આ વાત આમ બની. બીજી બાજુ, ધમ્મિલ્લના વિયોગથી દુર્બળ અને ફિક્કા કપોલવાળી અને શોકસાગરમાં ડૂબેલી વિમલસેના દુઃખપૂર્વક રહેતી હતી.

પછી બીજા દિવસે રાજાની સંમતિથી ધમ્મિલ્લને કપિલા તથા પરિજનો સહિત નગરમાં ફેરવવામાં આવ્યો. સર્વ રિદ્ધિ અને વૈભવ સહિત ફરતો તે વિમલસેનાના ઘરના અગ્ર દ્વાર આગળ આવ્યો. એટલે નોકરો અને દાસ-દાસીઓ 'રાજાએ પોતાની કન્યા કોની સાથે પરણાવી છે ?' એ જોવાને માટે બહાર નીકળ્યાં. તેમણે ધમ્મિલ્લને જોયો, એટલે ઉતાવળે વિમલસેનાની પાસે જઇને કહ્યું, "સ્વામિનિ ! ધમ્મિલ્લ રાજાનો જમાઇ થયો છે." આ વચન સાંભળીને ઇર્ષ્યાથી જેનું શરીર કંપ્યું છે એવી વિમલસેના પોતાના હૃદય સાથે વિચાર કરી 'મારે શા માટે બેસી રહેવું ?' એમ નક્કી કરી હાથપગ ધોઇ, શુદ્ધ વસ્ત્ર ધારણ કરી, સોનાની ગજમુખ ઝારીમાં અર્ઘ્ય લઈને નીકળી. વાહનની પ્રદક્ષિણા કરીને તેણે ધમ્મિલ્લનો જમણો હાથ ઊંચો કરીને કહ્યું, "સ્વામી ! તમારી રીત જોઇ લીધી." આ સાંભળી ધમ્મિલ્લે તેને તે જ હાથથી પકડીને વાહનમાં બેસાડી. પછી ધમ્મિલ્લ રાજ્યમહેલમાં પહોંચ્યો અને વાહનમાંથી ઉતર્યો. ત્યાં તેનું કૌતુકમંગલ કરવામાં આવ્યું. પછી કપિલા અને વિમલાની સાથે સુખ અનુભવતો તે રહેવા લાગ્યો.

## કામોન્મત્ત વિદ્યાધરનો વૃત્તાન્ત

એક વાર રાજાની પાસે એક ઘોડો લાવવામાં આવ્યો. તેને ધમ્મિલ્લ પલોટવા માંડ્યો. અશ્વપાલોએ ઘોડાને ચોકડું ચડાવ્યું, લગામો બાંધી, સર્વ રીતે સજ્જ કર્યો, તંગ બાંધ્યા, ઘુઘરીઓ લટકાવી, મુખને શોભા આપનારા ચામરો બાંધ્યાં, અને પાંચે પ્રકારનાં અશ્વ-આભૂષણોથી તેને અલંકૃત કર્યો, એટલે સુતરાઉ વસ્ત્ર પહેરેલો, અર્ધા પગ ખુલ્લા રહે તેવું (ચડ્ડી જેવું) અધોવસ્ત્ર ધારણ કરેલો, જેણે સુગંધી પુષ્પોનો શેખર બાંધ્યો છે એવો, વિચિત્ર અલંકારોથી શોભતા સર્વાંગવાળો અને વ્યાયામથી ચપળ શરીરવાળો ધમ્મિલ્લ પક્ષીની જેમ લીલાપૂર્વક તે ઘોડા ઉપર આરૂઢ થયો. ડાબા હાથમાં તેણે લગામનો દોર લીધો, અને વિશદ તથા મૃદુ એવા જમણા હાથમાં ચાબૂક લીધો. બરાબર બેઠક લગાવી, અને સાથળ દબાવીને ઘોડાને થોડેક સુધી ચલાવ્યો. જાતવંત અને સવારનું ચિત્ત પારખ-

નાર તે ઘોડાએ ધમ્મિલ્લની મનોવૃત્તિ જાણી લીધી. ધમ્મિલ્લ વડે પ્રેરાયેલો અને ચાબૂકનો પ્રહાર પામેલો તે અશ્વ પલોટાયો, અને ધીરે ધીરે દોડતાં છેવટે પાંચમી વેગધારાને પણ વટાવીને જેનો પ્રતિકાર ન થઇ શકે તેવો મસ્ત થઇ ગયો. ધમ્મિલ્લ પણ વિચાર કરીને એ દોડતા ઘોડાનો વશવર્તી બન્યો. ઘોડો પણ ઘણે દૂર સુધી દોડીને, ઊંચા–નીચા પ્રદેશો વટાવીને કનકવાલુકા નદીની પાસે પોતાની ઇચ્છાથી જ ઊભો રહ્યો. પછી ધમ્મિલ્લ પોતાની મેળે નીચે ઊતર્યો, પલાણ ઊતાર્યું, તંગ છોડ્યા અને ઘોડાને પણ છોડી મૂકયો. ઘોડાનો બધો સામાન વૃક્ષની શાખાએ લટકાવ્યો.

પછી કોઈ પણ પ્રકારની અપેક્ષા વગર ધમ્મિલ્લ દક્ષિણ દિશા તરફ ચાલ્યો. કનકવાલુકા નદી તેણે ઓળંગી તે વખતે વૃક્ષની શાખાએ લટકાવેલી, સારી રીતે મઢેલા રંગબેરંગી મણિની મૂઠવાળી, ગ્રૈવેયક ( કંઠનો એક અલંકાર ) જેવી સુશોભિત, પાકાં બોરના જેવી કાન્તિવાળી, કમળમાં વીંટેલી તલવાર જોઈ તેણે વિચાર્યું કે, ‘ આ તલવાર કોની હશે ? ’ આજુબાજુ જોઇને તેણે એ તલવાર લીધી અને મ્યાનમાંથી બહાર કાઢી. તલના તેલની ધાર જેવી, અતસી–પુષ્પની આંખ જેવી નીલ પ્રભાવાળી, આશ્ચર્યપૂર્વક જોવાય તેવી, જાણે કે પ્રસન્નતાથી ભમતી હોય અને હળવાપણાથી ઉછળતી હોય તેવી, વીજળીની જેમ આંખને ઝંખાવતી અને દર્શનીય એ તલવારને તેણે જોઈ. તેણે વિચાર કર્યો કે, ‘ આની ધાર કેવી છે તે તો જોઉં. ’ કઠિન, ઊંડાં અને અંદરોઅંદર બંધાઇ ગયેલાં મૂળવાળાં અત્યંત કુટિલ જાળાંથી યુક્ત, અન્યોન્ય ગીચ બની ગયેલા વાંસવાળા, અને લાંબી શાખાઓ અને પત્રવડે જે છેક છેડા સુધી છવાઈ ગયેલો છે એવા પાસે રહેલા વાંસના ગુલ્મને તેણે જોયો. તેની પાસે જઇને વિશાખાસ્થાનમાં[1] ઊભા રહીને, જોરથી મૂઠી વાળીને તેણે તલવારનો ઘા કર્યો. મોટા મોટા સાઠ વાંસ, કેળના સાંઠાની જેમ, એ તલવારથી કપાઇ ગયા. આ જોઇને ધમ્મિલ્લ ખૂબ વિસ્મય પામ્યો. ‘ અહો ! આ તલવારની તીક્ષ્ણતા કેટલી અભંગ અને અપ્રતિહત છે ! ’ એમ વિચાર કરતો એ વાંસના જાળાની પ્રદક્ષિણા કરી જવા લાગ્યો. તો ત્યાં કોઈ પુરુષનું કુંડલવાળું અને રુધિરથી ખરડાયેલું કપાયેલું માથું તેણે જોયું; તથા એ વાંસના જાળાના મધ્ય ભાગમાં અગ્નિકુંડ જોયો. ‘ અહો ! અનર્થ થયો ! ’ એમ વિચારી, હાથ ધૂણાવી, તલવારને પાછી મ્યાનમાં મૂકી, ‘ અરે ! તલવાર કેટલા દોષ કરાવનાર છે ! ’ એમ બોલીને ત્યાંથી ચાલ્યો ગયો.

ચાલતાં પોતાની સામેના ભાગમાં તેણે લીલાં પત્ર, પલ્લવ અને શાખાઓથી સુશોભિત વનપ્રદેશ જોયો, અને અનેક પ્રકારનાં પક્ષીઓના કલરવથી શબ્દાયમાન, વિવિધ જાતિનાં કમળથી શોભાયમાન તથા પ્રસન્ન, સ્વચ્છ અને શીતલ પાણીવાળું જળાશય જોયું. તેના

---

૧. ઘા કરવા માટે પગ પહોળા કરીને ઊભા રહેવુ તે. વિશાખાનક્ષત્ર જેવો આકાર ?

કિનારે આશ્ચર્યજનક અને દર્શનીય રૂપવાળી એક કન્યા તેની નજરે પડી. એ જોઈને તેણે વિચાર્યું કે, 'શું આ વનપ્રદેશની આ દેવતા હશે?' આમ વિચાર કરતો ધમ્મિલ્લ તેની પાસે ગયો, અને પૂછ્યું, "સુતનુ! તું કોણ છે? ક્યાં રહે છે? અને ક્યાંથી આવે છે?" ત્યારે મૃદુ અને મધુર વચનવાળી તેણે કહ્યું, "સાંભળો, આર્યપુત્ર!—

અહીં દક્ષિણ તરફની વિદ્યાધરશ્રેણિમાં શંખપુર નામે વિદ્યાધરોનું નગર છે. ત્યાં પુરુષાનન્દ નામે રાજા છે, તેની પત્ની શ્યામલતા છે. તેમને કામોન્મત્ત નામે પુત્ર છે અને વિદ્યુન્મતી તથા વિદ્યુલ્લતા નામે બે પુત્રીઓ છે. એક વાર વિદ્યાધરશ્રેણિમાં કનકગિરિના શિખર ઉપર ધર્મઘોષ નામે ચારણશ્રમણ સમોસર્યા. તેઓ જ્ઞાનાતિશયવાળા હતા. તેમનું આગમન સાંભળીને સર્વે વિદ્યાધરો વંદન કરવાને નીકળ્યા. ધર્મપ્રેમથી અને કંઈક કુતૂહલથી વિદ્યાધરી શ્યામલતા પણ ત્યાં ગઈ. જેમણે રાગ, દ્વેષ અને મોહ દમ્યા છે એવા તે ભગવાનને વંદન કરીને તે ધર્મ સાંભળવા લાગી. ઉપદેશ પૂરો થતાં તે ફરી વાર ચારણશ્રમણને પૂછવા લાગી, "હે ભગવન્! મારી પુત્રીઓનો પતિ કોણ થશે?" એટલે પોતાના જ્ઞાનાતિશયથી જાણીને સાધુએ કહ્યું, "જે કામોન્મત્ત વિદ્યાધરને મારશે તેની બે પત્નીઓ થશે." પછી સાધુનું વચન સાંભળીને હર્ષ અને વિષાદયુક્ત વદનવાળી તે સાધુને વંદન કરીને પોતાને ઘેર ગઈ. કામોન્મત્ત વિદ્યાધર પોતાની બ્હેનો સાથે વિદ્યા સાધવા માટે આ વનપ્રદેશમાં આવ્યો. કનકવાલુકા નદીની પાસે તેણે વિદ્યાના પ્રભાવથી ભવન વિકુર્વ્યું. પછી ખેટ, નગર અને પટ્ટણોમાં ફરતો તે રાજાઓ, શ્રેષ્ઠીઓ, ઇભ્ય અને સાર્થવાહોની સોળ કન્યાઓ પોતાની સાથે લાવ્યો. 'મારી વિદ્યાઓ સિદ્ધ થતાં આ કન્યાઓ સાથે લગ્ન કરીશ' એમ નક્કી કરીને તેણે તે કન્યાઓને અહીં રાખી. એક વાર અમે આનંદમાં બેઠાં હતાં ત્યારે તેની બ્હેન વિદ્યુન્મતીએ અમને આ બધું કહ્યું. અને હે આર્યપુત્ર! મેં પણ તમને તે જ કહ્યું છે. અમારામાં સૌથી પહેલી, રૂપમાં શ્રી સમાન શ્રીચંદા છે. આ ઉપરાંત સર્વાંગસુન્દરી વિચક્ષણા અને શ્રીસેના, ગંધર્વવિદ્યા અને ગાયનમાં કુશળ શ્રી, નૃત્ય, ગીત અને વાદિત્રની વિશારદ સેના, રાગ–રાગણીઓની રચનામાં કુશળ વિજયસેના, માળાઓ બનાવવામાં કુશળ શ્રીસોમા, દેવતાઓની પૂજામાં આસક્ત શ્રીદેવા, શય્યા રચવામાં નિપુણ સુમંગલા, આખ્યાયિકાઓમાં અને પુસ્તકવાચનમાં કુશળ સોમપુત્રા, વિશિષ્ટ કથા–વિજ્ઞાન અને નાટ્યશાસ્ત્રની જાણકાર મિત્રવતી, સ્વજનોનું સ્વાગત કરવામાં નિપુણ યશોમતી, વિવિધ પ્રકારના વ્યાખ્યાનમાં વિશારદ ગાંધારી, પત્રચ્છેદ્યની કલામાં વિચક્ષણ શ્રીમતી, પાણીને સુવાસિત કરવામાં કુશળ સુમિત્રા, અને હું મિત્રસેના એમ સર્વે મળીને અમે સોળ જણીઓ, હે આર્યપુત્ર, આ ભવનમાં રહીએ છીએ. 'જ્યારે કામોન્મત્ત વિદ્યાઓ સાધી લેશે ત્યારે તે તમારું પાણિગ્રહણ કરશે' એમ તેની બ્હેનો કહે છે. નવયૌવનમાં રહેલી, સહજ ઊગેલી રોમરાજિવાળી, વિકસતા સ્તનયુગલવાળી અને રતિરસની આકાંક્ષાવાળી અમે સર્વે તેની વિદ્યાઓ સિદ્ધ થવાની રાહ જોતી અહીં રહીએ છીએ. તે વિદ્યાધર સામે વાંસના જાળામાં બેઠેલો છે."

એટલે ધમ્મિલ્લે વિચાર કર્યો કે, "નક્કી, એ જ વિદ્યાધરને મેં મારી નાખ્યો છે." પછી તેણે કહ્યું, "હે સુતનુ! તલવારની તીક્ષ્ણતાની પરીક્ષા કરવાના કુતૂહલમાં મેં તેને કાપી નાખ્યો. તે મરણ પામ્યો છે." એટલે તે સાંભળીને વિષણ્ણ અને દીન મનવાળી તે થોડીકવાર તો વિષાદ પામી. તેણે કહ્યું, "પૂર્વે કરેલાં કર્મો દુર્લંઘ્ય છે." ધમ્મિલ્લે કહ્યું, "સુન્દરિ! તું ખેદ ન કરીશ." એટલે તે બોલી, "અહો! સાધુનું અમોઘ વચન નિષ્ફળ નથી જતું. આર્યપુત્ર! હું જાઉં છું અને આ વૃત્તાન્ત તેની બ્હેનોને જણાવું છું. જો તેઓ તમારામાં અનુરક્ત હશે તો ભવનની ઉપર રાતી પતાકા ચડાવીશ. જો વિરક્ત હશે તો શ્વેત પતાકા ચડાવીશ. શ્વેત પતાકા દેખાય તો તમે અહીંથી ચાલ્યા જજો." આમ કહીને તે ગઈ. તે પતાકા ચડાવે એની રાહ જોતો ધમ્મિલ્લ ભવનની સામે જોતો ઊભો. થોડીવારમાં શ્વેત પતાકા નજરે પડી.

## પદ્માવતીનું પાણિગ્રહણ

એટલે 'તે કન્યાઓ મારામાં અનુરક્ત નથી' એમ સમજીને ધમ્મિલ્લ ત્યાંથી નીકળ્યો, અને કનકવાલુકા નદીના કિનારે કિનારે ચાલતો સંવાહ નામે જંગલી કર્બટ-(પહાડી ગામ)માં આવી પહોંચ્યો. ત્યાં ચંપાનગરીના રાજાનો ભાઇ અને કપિલા નામે રાણીના પેટે જન્મેલો સુદત્ત નામે રાજા હતો. તેની રાણી વસુમતી અને પુત્રી પદ્માવતી નામે હતી. ધમ્મિલ્લ એ કર્બટમાં પ્રવેશ્યો, અને જોયું તો, એક સ્ત્રી શૂળના રોગથી કંપતી બેઠી હતી. તેને જોઇને અનુકંપા પામેલા ધમ્મિલ્લે તેની વાત–પિત્તાદિક પ્રકૃતિ જાણીને અનુકૂળ ઔષધ આપ્યું. એથી તે સ્વસ્થ થઈ ગઈ. પછી ધમ્મિલ્લ નગરમાં પ્રવેશ્યો. તેણે કરેલા આ ઉત્તમ કાર્યની વાત રાજાએ સાંભળી. પછી રાજાએ તેને પોતાના ભવનમાં બોલાવ્યો, અને ત્વચાના રોગથી કુરૂપ બનેલી પોતાની પુત્રી પદ્માવતી તેને સોંપીને કહ્યું, "આર્યપુત્ર! આને સાજી કરો." શુભ તિથિ, કરણ અને મુહૂર્તમાં ધમ્મિલ્લે તેના ઉપચારનો પ્રારંભ કર્યો. પોતાનાં કર્મોના ઉપશમથી તથા ઔષધોના પ્રભાવથી રાજકન્યાનું શરીર પહેલાંના જેવું થયું, અને તે લક્ષ્મી સમાન રૂપવાળી બની. સન્તુષ્ટ થયેલા રાજાએ તે કન્યા ધમ્મિલ્લને આપી, અને શુભ દિવસે તેમનું લગ્ન થયું. તેની સાથે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ સંબંધી પાંચ પ્રકારના માનુષી કામભોગો ભોગવતો ધમ્મિલ્લ રહેવા લાગ્યો.

## ધમ્મિલ્લનું ચંપામાં આગમન અને મત્ત હાથીનો નિગ્રહ

એક વાર સુદત્ત રાજાએ કહ્યું "મારા ભાઇ(ચંપાનગરીના રાજા)ની સાથે સંધિ કોણ કરાવી આપશે?" ધમ્મિલ્લે કહ્યું, "સ્વામી! સામ, ભેદ અને દામના પ્રયોગથી હું કરાવી આપીશ, માટે નિશ્ચિન્ત થાઓ." પછી રાજાએ તેનું માથું સૂંઘીને રજા આપી, એટલે પ્રિયજનોના દર્શન માટે ઉત્સુક ધમ્મિલ્લ ત્યાંથી નીકળ્યો. જુદાં જુદાં ગામોમાં મુકામ કરતો તે ચંપાનગરી પહોંચ્યો. ત્યાં સારા શુકનથી પ્રસન્ન થયેલા હૃદયવાળો તે નગરીમાં પ્રવેશ્યો, અને રાજમાર્ગ ઉપર ચાલવા લાગ્યો.

એવામાં લોકોના કોલાહલરૂપી મોટો સિંહનાદ તેણે સાંભળ્યો. એક નગર-યુવાનને તેણે પૂછ્યું, "મિત્ર! આ શેનો શબ્દ છે?" તેણે જવાબ આપ્યો, "રાજાનો મત્ત હાથી જે થાંભલે તેને બાંધેલો તે ભાંગીને નાસી છૂટ્યો છે." આ સાંભળીને તે નિશ્ચિન્ત-પણે આગળ ચાલ્યો, તો જોયું કે નગરના એક યુવાન ઇભ્યપુત્રને, આઠ ઇભ્યપુત્રીઓ સાથેના તેના વિવાહ નિમિત્તે, અનેક કૌતુકપૂર્વક મંગલસ્નાન કરાવવામાં આવતું હતું. ધમ્મિલ્લે પૂછ્યું, "આ કોનો વિવાહ છે?" એટલે એક જાણકારે કહ્યું, "ઇન્દ્રદમ સાર્થવાહના પુત્ર સાગરદત્તનું પિતાના મનોરથોથી ઇભ્યકન્યાઓ સાથે લગ્ન થાય છે. દેવકી, ધનશ્રી, કુમુદા, કુમુદાનંદા, કમલશ્રી, પદ્મશ્રી, વિમલા અને વસુમતી એ પ્રમાણે તે આઠ ઇભ્યકન્યાઓનાં નામ છે." પેલો માણસ આમ કહેતો હતો ત્યાં તો પ્રલયકાળના કૃતાન્ત જેવો તે મત્ત હાથી વાજીંત્રોના અવાજ અને કોલાહલને કારણે તે સ્થળે આવ્યો. લગ્નમાં આવેલા લોકો ચારે બાજુ નાસી ગયા. પેલો વર પણ એ કન્યાઓને મૂકીને નાસી ગયો; અને જાળમાં ફસાયેલી હરિણીઓની જેમ અત્યંત ઉદ્વિગ્ન માનસવાળી, જીવનની આશા છોડી દઇને ચારે તરફ જોતી, ભયથી પીડાતા હૃદયવાળી અને ત્યાંથી જવાને અસમર્થ તે રૂપાળી કન્યાઓ ત્યાં જ બેસી રહી. મત્ત હાથી તેમની પાસે આવ્યો; એટલે ધમ્મિલ્લે તેમને કહ્યું, "ડરશો નહીં." હાથ પકડીને ધમ્મિલ્લ તે સર્વેને ઘરમાં લઇ ગયો. કન્યાઓને ઘરમાં મૂકીને તે બહાર આવ્યો. હાથીને તેણે જોયો અને હસ્તી-શિક્ષામાં કુશળ ધમ્મિલ્લ તેને ખેલાવવાને માટે તેના ઉપર ચઢી ગયો, તથા સ્કન્ધપ્રદેશ ઉપર બેઠો. પછી હાથી માથું ધુણાવવા લાગ્યો, પણ આસનની સ્થિરતાપૂર્વક ધમ્મિલ્લે તેના ગળામાં દોરડું નાખ્યું, હાથમાં અંકુશ લીધો, અને તેને વશમાં આણ્યો. પછી હાથીને પકડવાને માટે મહાવતો આવ્યા. વાજીંત્રોના નાદથી અને હાથણીના શરીરની વાસથી હાથી સ્થિર થઇ ગયો, એટલે મહાવત તેના ઉપર ચઢ્યો, અને ધમ્મિલ્લ ઊતર્યો. રાજાને ખબર આપવામાં આવી કે, "સ્વામી! અકાળ મૃત્યુ સમાન મત્ત હાથીને ધમ્મિલ્લે પકડ્યો." એટલે વિસ્મય પામેલો રાજા અને નાગરિકો 'અહો! આશ્ચર્ય!' એમ બોલતા તેને ફરી ફરી અભિનંદન આપવા લાગ્યા. રાજાએ તેનું પૂજન-સત્કાર કરીને રજા આપી, એટલે વિમલા અને કમલાને મળવા માટે ઉત્સુક ધમ્મિલ્લ પોતાને ઘેર ગયો. તેના સમાગમથી ઘરનાં માણસોને ઘણો આનંદ થયો.

પછી ધમ્મિલ્લે સંવાહપતિ સુદત્તની સાથે ચંપાનગરીના રાજાની સંધિ કરાવી. સુદત્તે પદ્માવતીને મોકલી, તેની સાથે ધમ્મિલ્લનો સમાગમ થયો. વિમલસેનાએ પોતાને લાત મારતાં પોતે કેવી રીતે ઘર છોડીને નીકળ્યો ત્યાંથી માંડીને પોતાના પુનરાગમન સુધીનો સર્વ વૃત્તાન્ત ધમ્મિલ્લે મિત્રોને કહ્યો. ચંપાપુરીના રાજા કપિલનો કૃપાપાત્ર બનેલો તે સુખપૂર્વક ભોગ ભોગવતો રહેવા લાગ્યો.

## વિદ્યુન્મતી-વિદ્યુલ્લતા અને બીજી સોળ કન્યાઓનું પાણિગ્રહણ

એક વાર ધમ્મિલ્લ આનંદપૂર્વક અગાશીમાં બેઠો હતો ત્યારે એક વિદ્યાધરકન્યા આકાશમાર્ગે ઊડતી આવી. રૂપ અને તેજને કારણે વીજળીની જેમ તે ધમ્મિલ્લની આગળ ઊભી રહી. તેણે કહ્યું, " હે આર્યપુત્ર ! મારા જાણવામાં આવ્યું છે કે વિદ્યાસાધન કરતા મારા નિરપરાધ ભાઇ કામોન્મત્ત વિદ્યાધરને તમે મારી નાખ્યો છે. દયાવાન અને સ્વભાવથી કોમળ હૃદયવાળા તમારે માટે નિરપરાધીનો વધ કરવાનું કાર્ય શું યોગ્ય છે ? " ધમ્મિલ્લે કહ્યું, " હે સુન્દરિ ! વધ કરવાના ઇરાદા સિવાય, અજાણપણે જ મેં તે વાંસનું જાળું કાપી નાખ્યું. તેમાં તારો ભાઇ મરણ પામ્યો, એમાં મારો દોષ નથી. કર્મોની ભવિતવ્યતાથી તેનું અવસાન થયું. " એટલે તે બોલી, " આર્યપુત્ર ! એમ જ છે. મને પેલી કન્યા મિત્રસેનાએ બધી હકીકત જણાવી. અમે તે મિત્રસેનાને કહ્યું કે, ' સુન્દરિ ! એ પુરુષને અહીં તેડાવ. ' એટલે હર્ષથી અત્યંત ત્વરા કરતી તેણે તમારી સાથે પ્રથમ કરેલા સંકેત અનુસાર ભૂલથી શ્વેત પતાકા ચડાવી. એ જોઇને તમે ચાલ્યા ગયા. તમને આવતાં કેમ મોડું થયું ? એમ વિચારીને અમે સર્વેએ સંભ્રમપૂર્વક તમને શોધ્યા, પરન્તુ ક્યાંય તમે જોવામાં ન આવ્યા એટલે તે બધીઓએ મને મોકલી કે, " જા, તે પુરુષની તપાસ કર. " એટલે ગ્રામ, આકર, નગર, ખેટ, કર્બટ અને મડંબો( તુચ્છ ગામો )માં ઊડતી અને તમારી શોધ કરતી આ ચંપાપુરીમાં હું આવી. પૂર્વે કરેલાં રહ્યાંસહ્યાં સત્કર્મોને પરિણામે મેં તમને જોયા. મારી બ્હેન સહિત હું તથા તે સોળે કન્યાઓ તમારી આજ્ઞાકારી છીએ. " એમ કહીને નીલકમળના જેવી કાન્તિવાળા આકાશમાં તે ઊડી. જઈને થોડી જ વારમાં તે સર્વે કન્યાઓની સાથે પાછી આવી. તે સર્વેની સાથે ધમ્મિલ્લનો વિવાહ થયો. લગ્ન થઇ રહેતાં તે સર્વ કન્યાઓની સાથે પ્રીતિસુખ અનુભવતો તે રહેવા લાગ્યો.

### વસન્તતિલકાનું પુનર્મિલન

એક વાર વિદ્યુન્મતીએ પરિહાસપૂર્વક વિમલાને કહ્યું, " હે વિમલા ! ઇર્ષ્યાથી રોષ પામીને તેં આર્યપુત્રને લાત મારી એ શું યોગ્ય હતું ? " એટલે વિમલાએ કહ્યું, " સખિ વિદ્યુન્મતિ ! બીજી સ્ત્રીનું નામ લે એને લાત મારવી શું યોગ્ય નથી ? " વિદ્યુન્મતી બોલી, " સુખદ એવાં પોતાનાં વહાલાંનું નામ લેવું એ યોગ્ય જ છે, માટે લાત મારવારૂપ શિક્ષા તને કરવી જોઇએ. " આ સાંભળી વિમલાએ હસીને કહ્યું, " સખિ વિદ્યુન્મતિ ! જો મેં આર્યપુત્રને લાત ન મારી હોત તો આર્યપુત્ર સાથેના રતિરસનું પાન તમે ક્યાંથી પામત ? માટે તમે સર્વે મારો પૂજા-સત્કાર કરો. " આ સાંભળી તેઓ સર્વે હસીને ચૂપ થઇ. આ પ્રમાણે પરિહાસ પૂરો થતાં વિદ્યુન્મતીએ ધમ્મિલ્લને પૂછ્યું, " આર્યપુત્ર ! તે વસન્તતિલકા કોણ છે ? " એટલે ધમ્મિલ્લે ઉત્તર આપ્યો, " વિદ્યુન્મતિ ! તેનું નામ લેતાં પણ હું ડરું છું, કારણ કે અહીં રીસાળ માણસો વસે છે ! "

આ સાંભળી વિમલા બોલી, “ બહુ ડરપોક લાગો છો ! સુભગ જનથી કોઇ વાર અપરાધ પણ થઈ જાય, માટે ડરશો નહીં. તમને અભય છે. નિશ્ચિન્તપણે કહો. ” આ પછી ધમ્મિલ્લે વિદ્યુન્મતીને કહ્યું, “ કુશાગ્રપુરમાં અમિત્રદમન રાજાની ગણિકા વસન્તસેના નામે છે. વસન્તતિલકા નામે તેની પુત્રી રૂપ, લાવણ્ય અને કામ-વિજ્ઞાનના ઉપચારોપૂર્વક સર્વ પ્રકારના કામભોગ અને રતિવિશેષોને જાણે છે. ” વિદ્યુન્મતીએ કહ્યું, “ જો આર્યપુત્રને રુચતું હોય તો એ આર્યાના સમાચાર લાવવા માટે હું જાઉં. ” ધમ્મિલ્લે કહ્યું, “રીસાળ માણસોને પૂછવું જોઇએ.” એ સાંભળીને વિમલા બોલી, “ શું પ્રભાત સૂપડાથી ઢંકાવાનું હતું ? ”

આ પછી વિદ્યુન્મતી ત્યાં આકાશમાર્ગે ઊડીને ગઇ, અને એ જ રીતે પાછી આવીને ધમ્મિલ્લને કહેવા લાગી—

“ યૌવનવડે દર્શનીય, બહોળા વૈભવવાળું, ગણિકાને યોગ્ય એવું યુવાન રાજાનું રૂપ ધારણ કરીને હું, આર્યપુત્રની ઇચ્છાનુસાર, વસન્તતિલકાના ભવનમાં ગઇ. સર્વ આભરણોનો જેણે ત્યાગ કર્યો છે એવી, પ્રિયવિરહવડે દુર્બલ અંગોવાળી, મેલાં અને જીર્ણ વસ્ત્રોવાળી, જેણે તંબોલનો ત્યાગ કર્યો છે એવી, અશ્રુપૂર્ણ નયનવાળી, સૂકાઇ ગયેલા ગાલવાળી, ફિક્કા વદનવાળી, ઘરડા નાગ જેવા એક જ વેણીમાં બાંધેલા ચોટલાવાળી, તથા માત્ર મંગલ નિમિત્તે જમણા હાથમાં ઝીણો ચૂડો પહેરીને બેઠેલી વસન્તતિલકાને મેં ત્યાં જોઇ. મેં તેને કહ્યું, ‘ તું સુખી છે ? ’ પણ તે તો ચિત્રમાં આલેખેલી યક્ષપ્રતિમાની જેમ એકચિત્ત બેસી રહી. ‘ આર્યપુત્રમાં આસક્ત હૃદયવાળી આ બિચારી અન્ય પુરુષની વાત પણ સાંભળતી નથી ’ એમ વિચારીને મેં પુરુષવેશનો ત્યાગ કરી સ્ત્રીવેશ ધારણ કરી ફરી વાર તેને કહ્યું, “ વસન્તતિલકે ! સુન્દરિ ! ધમ્મિલ્લ તારા ક્ષેમ-કુશળના સમાચાર પૂછાવે છે. ” આ સાંભળીને જેનાં રોમાંચ ઊભાં થયાં છે એવી, કંપતાં ગાત્રવાળી, તથા હર્ષનાં આંસુથી ઊભરાતી આંખોવાળી તે તમારું જ ચિન્તન કરતી સહસા ઊભી થઇ, અને ગદ્‌ગદ્‌ કંઠે ‘ હે પ્રિયતમ ! ’ એમ બોલતી દોડીને, મને ગાઢ આલિંગન દઇને એવું રડી, જેથી મારું પણ હૃદય કંપી ઊઠ્યું. આ પ્રમાણે ખૂબ રડીને હર્ષ પામેલી તેણે મને પૂછ્યું, “ લોકોનાં હૃદયોનું હરણ કરનાર અને અતિ સૌભાગ્યશાળી આર્યપુત્ર ક્યાં છે ? ” મેં કહ્યું, “ ચંપાપુરીમાં રહે છે. ” આ પછી તેણે આર્યપુત્રના વિયોગથી પોતાને થયેલું દુઃખ મને કહ્યું. ”

વિદ્યુન્મતીનાં આ વચન સાંભળીને ધમ્મિલ્લ વસન્તસેનાને મળવા માટે ઉત્સુક થયો. પછી વિદ્યુન્મતીએ તેનું ઉત્સુક હૃદય જાણીને કહ્યું, “ આર્યપુત્ર ! કુશાગ્રપુર જવાને આતુર થયા હો એમ જણાય છે. ” ધમ્મિલ્લે કહ્યું, “ સુન્દરિ ! તું જો પ્રસન્ન હોય તો મારું મન એમ જ છે. ” પોતાની વિદ્યાથી વિકુર્વેલા વિમાનમાં સર્વ પ્રિયાઓ અને પરિજન

અને સર્વ સેવકો સહિત ધમ્મિલ્લને વિદ્યુન્મતી મુહૂર્ત માત્રમાં કુશાગ્રપુર લઇ ગઇ, અને વસન્તતિલકાના ભવનમાં તેનો પ્રવેશ કરાવ્યો. રાજા અમિત્રદમને બધી વાત સાંભળી. સંતુષ્ટ થયેલા રાજાએ રાજ્યનો ત્રીજો ભાગ ધમ્મિલ્લને આપ્યો. સર્વ વૈભવ સહિત ભવન કરાવ્યું, અને વૈભવ અનુસાર યાન-વાહન અને પરિજન આપ્યાં. સર્વ પ્રિયાઓ સહિત ધમ્મિલ્લ ભવનમાં પ્રવેશ્યો. ધનવસુ સાર્થવાહ ધમ્મિલ્લના આગમનથી હર્ષ પામ્યો, અને તે પણ પોતાની પુત્રી યશોમતીને ધમ્મિલ્લ પાસે લાવ્યો. પછી તે ધમ્મિલ્લ સર્વ પ્રિયાઓ સહિત આયંબિલ તપનું ફળ આ લોકમાં જ અનુભવતો, દેવભવનમાં દેવ-યુવાનની જેમ, રહેવા લાગ્યો.

## મેઘમાલા વિદ્યાધરી સાથે ધમ્મિલ્લનું ગાંધર્વલગ્ન

એક વાર પ્રિયાઓની સાથે તે અંદરની પડસાળમાં બેઠો હતો. તે વખતે વસન્ત-તિલકાએ કહ્યું, "આર્યપુત્ર! ગઈ કાલે અહીં આવતાં તમે અત્યંત કામોપભોગ-રમણીય વેશ અને અલંકાર ધારણ કર્યાં હતાં." આ સાંભળીને શંકિત હૃદયવાળા તેણે વિચાર કરીને કહ્યું, "સુન્દરિ! એ તો તમને વિસ્મય પમાડવા માટે." આમ કહીને તે ગયો. પછી તેણે વિચાર્યું, "ખરેખર, આ ભવનમાં બીજા કોઇનો પ્રવેશ નથી. મારો વેશ ધારણ કરીને કોઇ વિદ્યાધર આવતો હશે." પછી તેનો વધ કરવાનો ઉપાય વિચારીને તેણે આખા ભવનમાં સિન્દૂર વેર્યું, અને હાથમાં તલવાર લઇને તેના આગમનની રાહ જોતો ઊભો રહ્યો. થોડીવાર થઈ એટલે પગલાં પડતાં તેણે જોયા; એટલે એ પગલાંને અનુસારે તેણે તલવારનો ઘા કર્યો. આથી કપાઇને પેલાના બે ટુકડા થઇ ગયા તે તેણે જોયા. પછી એ વિદ્યાધરના શબની અંતિમ વ્યવસ્થા કરી, અને એ ભૂમિ શુદ્ધ કરી.

પછી પોતાને હાથે પુરુષવધ થઇ ગયો, તેથી શાન્તિ નહીં પામતો ધમ્મિલ્લ બીજે દિવસે પોતાના ઉપવનમાં પ્રવેશ્યો, અને પશ્ચાત્તાપથી સંતપ્ત હૃદયવાળો અશોક વૃક્ષ પાસેના ધરો જેવા લીલાછમ પૃથ્વી-શિલાપટ્ટ ઉપર વિચાર કરતો બેઠો. તે વખતે જેણે પોતાના શરીર ઉપર અશોકમંજરીઓ ધારણ કરી છે એવી, નવયૌવનશાળી, સ્તનભારથી નમેલાં ગાત્રવાળી, પુષ્ટ જઘનવાળી, ધીરે ધીરે પગ મૂકતી, એક જ લાલ વસ્ત્ર પહેરેલી, આશ્ચર્ય-પૂર્વક દર્શનીય એવા રૂપવાળી અને થોડાં પણ મોંઘાં આભૂષણો પહેરેલી એક સુન્દરી તેની પાસે આવી. જેના રૂપનું પાન કરતાં તૃપ્તિ ન થાય એવા દર્શનીય રૂપવાળી, અત્યંત રાતા, બિંબ જેવા હોઠ અને શુદ્ધ દંતપંક્તિવાળી તથા પ્રસન્ન દર્શનવાળી તેને ધમ્મિલ્લે જોઇ. પેલી સુન્દરી પણ કહેવા લાગી—

"હે આર્યપુત્ર! ધ્યાનપૂર્વક સાંભળો. વૈતાઢ્યપર્વતની દક્ષિણ શ્રેણિમાં અશોકપુર નામે વિદ્યાધર-નગર છે. ત્યાં વિદ્યાધર-રાજા મેઘસેન નામે છે, અને તેની પત્ની શશિ-

પ્રભા છે. તેમને બે બાળકો થયાં—મેઘજવ પુત્ર, અને હું મેઘમાલા પુત્રી. એક વાર વિદ્યાધર-રાજા મારી માતાની સાથે વિચાર કરવા લાગ્યો, "મારું અવસાન થતાં રાજા કોણ થશે ?" પછી વિદ્યાથી જોઈને તેણે મારી માતાને કહ્યું, "આ અવિનીત મેઘજવ મેઘમાલાના પતિના હાથે નાશ પામશે. આથી બીજો કોઈ અહીં રાજા થશે." આ સાંભળીને મારી માતા વિષાદ પામી. મેઘજવ પણ મારા પ્રત્યેના સ્નેહથી ઉદ્યાન, કાનન, નદી અને ગિરિ-ઓમાં રમણીય ક્રીડાઓ દરરોજ માણતો હતો, અને એક મુહૂર્ત પણ મારો વિરહ ઇચ્છતો નહોતો. હું પણ ભાઈમાં સ્નેહાનુરક્ત હૃદયને કારણે તેના વિરહમાં તેના દર્શન માટે ઉત્સુક બનતી હતી. આ પ્રમાણે અમારો સમય જતો હતો. આજથી ત્રીજા દિવસે, 'હે મેઘમાલા ! હું કુશાગ્રપુર જાઉં છું,' એમ મને કહીને તે નીકળ્યો છે. તે પાછો નહીં આવવાથી હું અહીં આવી છું. 'ધમ્મિલ્લે વિદ્યાધરને માર્યો છે' એમ મેં સાંભળ્યું. આથી રોષ પામેલી હું આ અશોકવનમાં આવી. ત્યાં મેં તમને જોયા, જોતાં જ મારો રોષ નાશ પામ્યો, અને લજ્જા આવી. માટે કૃપા કરો અને હું અશરણનું શરણ થાઓ." આ પ્રમાણે કહી તે ધમ્મિલ્લના ચરણમાં પડી. ધમ્મિલ્લે પણ ઉત્તમ હાથીની સૂંઢ જેવા બાહુઓ વડે તેનો સ્પર્શ કર્યો, ગાંધર્વ વિવાહધર્મથી તેની સાથે વિવાહ કર્યો, અને રતિવિનોદથી તેને ગાઢ આલિંગન કર્યું. મેઘમાલાનો પોતાના ભાઈના મરણ સંબંધી શોક દૂર થયો, અને માનવસુખનો સાર તે પામી. તેને લઈને ધમ્મિલ્લ પોતાના ભવનમાં ગયો.

## વિમલસેનાને પુત્રજન્મ

જેનો તૃષ્ણાપૂર્વક ત્યાગ કરી શકાય ( અર્થાત્ દુસ્ત્યજ ) એવો તે ધમ્મિલ સર્વે પ્રિયાઓની સાથે આમ સમય ગાળતો હતો. આ પ્રમાણે ઘણો કાળ જતાં રાજપુત્રી વિમલસેનાને પુત્ર થયો, અને તેનું પદ્મનાભ એવું નામ પાડવામાં આવ્યું. અનુક્રમે તે મોટો થયો અને વિદ્યાઓનું ગ્રહણ કરીને પિતાના પૂર્વકર્મના પુણ્યોદયના પરિણામને તથા પોતાનાં સત્કર્મોના વિશિષ્ટ ઉદયને અનુભવતો રહેવા લાગ્યો. એ પ્રમાણે મિત્ર, બંધુ, પુત્ર અને પ્રિયાઓની સાથે સુખથી ધમ્મિલ્લનો સમય વીતતો હતો.

હવે, અનેક જનપદોમાં જિનભગવાને ઉપદેશેલ વિધિ પ્રમાણે વિહાર કરતા, જગતના સર્વ જીવોવડે સ્મરણીય, શ્રુતમાં બતાવેલી રીતે ધર્મનો ઉપદેશ કરતા, અનેક શિષ્યોના પરિવારવાળા અને શ્રમણોના સમૂહમાં મુખ્ય એવા ધર્મરુચિ નામે અણગાર એક વાર કુશાગ્રપુર નગરમાં આવ્યા, અને વૈભારગિરિના શિખર ઉપર સમોસર્યા. સાધુને યોગ્ય પ્રાસુક પ્રદેશમાં યોગ્ય સ્થાન ગ્રહણ કરીને સંયમ અને તપથી પોતાને ભાવતા તેઓ વિચરતા હતા. રાજા અમિત્રદમને સાંભળ્યું કે, 'મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ પ્રમાણે ચાર જ્ઞાન ધારણ કરનાર, મેઘનાદ જેવા ગંભીર સ્વરવાળા અને ધર્મરુચિ મન-વાળા ભગવાન ધર્મરુચિ નામે અણગાર અહીં સમોસર્યા છે.' એટલે હર્ષથી રોમાંચિત

શરીરવાળો ધર્મપ્રેમી રાજા અને નગરજનો કુતૂહલથી ત્યાં ગયા. ધમ્મિલ્લને પણ એ ભગવાનનું આગમન કૌટુમ્બિક પુરુષોએ જણાવ્યું. આથી હર્ષ પામેલો ધમ્મિલ્લ પોતાના પરિવાર સહિત સંભ્રમપૂર્વક વૈભારગિરિ પહોંચ્યો. ત્યાં તપ, ચારિત્ર્ય અને ક્રિયાવડે સોસાયેલ શરીરવાળા શ્રમણોવડે શોભાયમાન ગિરિશિખર નીચેની ગુફા તેણે જોઇ. એ સાધુઓને પ્રણામ કરતો કરતો તે આગળ ચાલ્યો. આગળ જતાં તેણે શ્રમણોમાં ગંધહસ્તી સમાન, મૃદુ, વિશદ, મધુર અને મનોહર વચનોથી ધર્મ કહેતા ભગવાન ધર્મરુચિને જોયા. જઈને તેણે તેમને પ્રણામ કર્યાં. સર્વ સ્વર્ગોના સોપાન સમાન એ ભગવાને ધમ્મિલ્લને 'ધર્મલાભ' કહીને આવકાર આપ્યો, અને સર્વ જગતને સુખકારક ધર્મ તેને કહ્યો. ઉપદેશ પૂરો થતાં ધમ્મિલ્લે ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણનાર તે સાધુને વંદન કરીને પોતાની તપશ્ચર્યા સંબંધમાં પ્રશ્ન કર્યો કે, "મેં પૂર્વજન્મમાં એવું શું કર્યું છે, જેથી આ સુખદુઃખની પરંપરાને હું પામ્યો?" એટલે સાધુએ કહ્યું—

## ધમ્મિલ્લના પૂર્વજન્મની કથામાં સુનંદનો ભવ

"આ જંબૂદ્વીપમાં ભારતવર્ષમાં ભરુકચ્છ નામે નગર છે. ત્યાં જિતશત્રુ રાજા હતો, તેની રાણી ધારિણી નામે હતી. એ નગરમાં કુલ અને રૂપને છાજતા વૈભવવાળો અને જિનશાસનના શ્રવણથી રહિત બુદ્ધિવાળો મહાધન નામે ગૃહપતિ હતો અને તેની પત્ની સુનંદા નામે હતી. હે ધમ્મિલ્લ! આ ભવથી ત્રીજા ભવમાં તું સુનંદ નામે તેઓનો પુત્ર હતો. અનુક્રમે વૃદ્ધિ પામતો તે સુનંદ આઠ વર્ષથી કંઇક મોટો થયો એટલે માતા-પિતાએ તેને કલા-આચાર્યને ત્યાં મૂકયો. ત્યાં તેણે કલાઓનો યથાયોગ્ય અભ્યાસ કર્યો.

કેટલાક સમય પછી તે બાળકના માતા-પિતાના અગાઉના પરિચિત પ્રિય પરોણા આવ્યા. તેઓ ત્વરાથી એ પરોણાઓને ભેટ્યાં, સ્નિગ્ધ અને મધુર વચનથી તેમને બોલાવ્યા. કુલગૃહ અને સગાસંબંધીઓનું ક્ષેમકુશળ પૂછીને સત્કાર કર્યો. એ પરોણાઓને આસન આપવામાં આવ્યું તે ઉપર તેઓ બેઠા, અને પગ ધોઇને સુખપૂર્વક તેઓ નિશ્ચિન્તપણે ત્યાં રહ્યા. પછી પેલા પુત્રને પિતાએ કહ્યું, "બેટા! કસાઈવાડામાં જઇને માંસ લઇ આવ." એટલે પરોણાઓના માણસ સાથે પૈસા લઈને તે કસાઈવાડામાં ગયો, પરન્તુ તે દિવસના કંઇક યોગે માંસ મળ્યું નહીં. એટલે પરોણાઓના માણસે છોકરાને કહ્યું, "ભાઈ! ચાલો માછીવાડામાં જઇએ." છોકરાએ હા પાડી. તેઓને માછીવાડામાંથી પાંચ જીવતાં માછલાં મળ્યાં. છોકરાએ વારવા છતાં પરોણાના માણસે તે લીધાં. માછલાં લઇને જે માર્ગે આવ્યા હતા તે માર્ગે જ તેઓ પાછા વળ્યા. ચાલતાં ચાલતાં તેઓ જળાશય આગળ આવ્યા. પેલા માણસે છોકરાને કહ્યું, "આ માછલાં લઈને તું જા. આગળ મારી રાહ જોજે. હું જંગલ જઈને આવું છું." પછી જળની પાસે માછલાંને તરફડતાં જોઇને જેને અનુકંપા થઇ છે એવા તે છોકરાએ કર્મોપશમની ભવિતવ્યતાથી માછલાંને

પાણીમાં છોડી દીધાં. ક્ષીણ કર્મવાળા આત્માઓ જેમ નિર્વાણમાં જાય તેમ એ માછલાં પણ શીઘ્રતાથી પાણીમાં પેસી ગયાં. પેલો માણસ આવીને છોકરાને પૂછવા લાગ્યો, "માછલાં ક્યાં?" તેણે ઉત્તર આપ્યો, "પાણીમાં મૂકી દીધાં." એટલે પેલાએ કહ્યું, "ભાઈ! આ ઠીક ન કર્યું. તારા પિતા ક્રોધે ભરાશે." પછી તે બન્ને જણા ઘેર ગયા. પિતાએ છોકરાને પૂછ્યું, "કેમ માંસ આણ્યું?" એટલે નોકરે કહ્યું, "માંસના અભાવે જીવતાં માછલાં આણ્યાં હતાં, તે પણ રસ્તામાં આ છોકરાએ પાણીમાં મૂકી દીધાં." પિતાએ છોકરાને પૂછ્યું, "તેં કેમ માછલાં છોડી દીધાં?" એટલે છોકરો બોલ્યો, "માછલાંને તરફડતાં જોઈને મને દયા આવી, અને મેં પાણીમાં મૂકી દીધાં. હવે તમારે જે કરવું હોય તે કરો." છોકરાએ આમ કહ્યું એટલે મિથ્યાત્વથી ગ્રસ્ત બુદ્ધિવાળો તેનો પિતા અત્યંત કોપે ચઢ્યો, અને કપાળમાં ત્રણ રેખા પાડી, ભ્રમર ઊંચી ચડાવી કોઈ પ્રકારની દયા વગર તે છોકરાને નેતરથી મારવા માંડ્યો. મિત્ર, બાંધવ અને પરિજનોએ વારવા છતાં તે મારતો રહ્યો નહીં. છેવટે પોતાની ઇચ્છાથી જ તેણે મારવાનું બંધ કર્યું. પછી શારીરિક અને માનસિક સંતાપ પામેલો, પિતાવડે અનેક પ્રકારના ત્રાસ, ધમકાવટ અને અપમાનોથી તિરસ્કાર પામતો, શરીર ક્ષીણ થતાં અંતે તે પુત્ર મરણ પામ્યો.

## ધમ્મિલ્લના પૂર્વજન્મની કથામાં સરહનો ભવ

વિષમ પર્વતના ઢોળાવ ઉપર આવેલા અને અતિ મોટી અને દુર્ગમ ગુફાથી વીંટળાયેલા, વૃક્ષો, લતાઓ અને જાળાંઓથી ગહન તથા પાપીજનોના નિવાસ અને તેમનાં કાર્યોના સ્થાનરૂપ પ્રદેશમાં, જ્યાં બહારના એક પણ માણસનો પ્રવેશ મુશ્કેલ છે એવી જગાએ વસેલી વિષમકંદરા નામે ચોરપલ્લી છે. ત્યાં પલ્લીવાસીઓનો મુખી અને પોતાનાં કર્મોનો પ્રતાપ જેણે વિસ્તાર્યો હતો એવો મંદર નામે ચોર-સેનાપતિ રહેતો હતો. તેની પત્ની વનમાલા નામે હતી. જેણે પોતાના કર્મથી આયુષ્ય બાંધ્યું છે એવો પેલો સુનન્દ એ વનમાલાના ગર્ભમાં આવ્યો. પૂરા દિવસે તે જન્મ્યો અને તેનું નામ સરહ પાડવામાં આવ્યું. સુખપૂર્વક ઉછરતો અને વ્યાધપુત્રોની સોબતમાં ફરતો તે પોતાના કામમાં મશગૂલ થઈને રહેતો હતો. પછી કેટલાક સમયે તેનો પિતા કોઈ અકાળ-મરણ કરનાર વ્યાધિથી મરણ પામ્યો. મિત્રો અને બાંધવો સહિત પુત્રે તેનો અગ્નિસંસ્કાર કર્યો, અને બીજાં લૌકિક કાર્યો પણ કર્યાં. પછી તે પુત્રનો પલ્લીના વૃદ્ધજનોએ સેનાપતિ તરીકે અભિષેક કર્યો. સ્વજન અને પરિજનોવડે પરિવરાયેલો તે પલ્લીના લોકોનું પાલન કરતો સુખપૂર્વક સમય વીતાવતો હતો.

એક વાર સુખપૂર્વક બેઠેલા તે સરહને વિચાર થયો કે—'ચાલો, બહાર જાઉં.' એક જ વસ્ત્ર પહેરેલો તે હાથમાં ધનુષ્ય લઈને પલ્લીથી થોડેક દૂર ગયો. ત્યાં અતિ દુર્બળ શરીરવાળા, કશાકથી[1] રોકાયેલા હાથવાળા, માર્ગ ભૂલેલા પુરુષોને તેણે જોયા.

---

1. સાધુનાં ઉપકરણો હાથમાં રાખવાથી. સરહ સાધુઓને કે તેમનાં ઉપકરણોને જાણતો નથી એટલે સાધુઓના હાથ 'કશાકથી રોકાયેલા' સમજે છે.

તેણે વિચાર્યું કે, ‘ આ લોકો કોણ હશે ? ’ તેઓને આયુધ વગરના જોઇને સરહને તેમની પ્રત્યે અનાદર થયો. પછી તે તેમની પાસે ગયો. સ્વર્ગમાર્ગના સોપાન સમાન, હિત, શિવ, સુખ અને કલ્યાણ કરનાર, મધુર વચનવાળા અને પૂર્વાભાષી એ શ્રમણ ભગવાનોએ તેને ધર્મલાભ કહ્યા. તેણે પ્રણામ કરીને પૂછ્યું, “ તમે કોણ છો ? કયાંથી આવો છો ? અને કયાં જાઓ છો ? ” એટલે તેઓએ ઉત્તર આપ્યો, “ સર્વ પ્રકારની હિંસાથી વિરક્ત અને ધર્મમાં રહેલા શ્રમણો તરીકે અમે ઓળખાઇએ છીએ. ” સરહે પૂછ્યું, “ ધર્મ એ શું છે ? ” તેઓએ કહ્યું, “બીજાને દુઃખ નહીં આપવું તે. ” પછી તેણે શ્રમણોને માર્ગ ઉપર ચડાવ્યા, અને પોતે પણ પલ્લીમાં આવ્યો.

આ પછી કેટલાક દિવસ બાદ ચોરોના સમૂહ સહિત તે સરહ ધાડ પાડવા માટે નીકળ્યો અને એક ગામ આગળ આવ્યો. ત્યાં ગામની પાસે દિવસ વીતી જાય તેની રાહ જોતો એક વિષમ અને છાની જગાએ બેઠો. એણે વિચાર કર્યો, “ બીજાને દુઃખ આપવાથી અધર્મ થાય છે, બીજાને સુખ આપવાથી ધર્મ થાય છે–એવું શ્રમણો કહે છે. તો મારે બીજાને દુઃખ દઇને શું કામ છે ? બીજાને સુખ થાય તેવું આચરણ મારે કરવું જોઈએ. ” આમ વિચારી બધાં હથિયારો ફેંકી દઇને તે ગામમાં ગયો.

ત્યાં ઉત્તમ શીલ અને સમ્યક્ આચારવાળો, કરુણાવાન્, મત્સર રહિત અને સર્વે પ્રાણિઓ પ્રત્યે અનુકંપાવાળો એ સરહ કાલધર્મ પામીને આ કુશાગ્રપુર નગરમાં સુરેન્દ્રદત્ત સાર્થવાહની પત્ની સુભદ્રાની કૂખમાં પુત્ર તરીકે આવ્યો. હે ધમ્મિલ્લ ! તું જયારે ગર્ભમાં આવ્યો ત્યારે ધર્મ કરવાનો દોહદ માતાને થયો. જેનો દોહદ પૂરો થયો છે એવી તારી માતાના ગર્ભને નવ માસ અને સાડાસાત રાત્રિ–દિવસ પૂરાં થતાં રૂપવાન પુત્ર જન્મ્યો. તું બાર દિવસનો થયો, એટલે માતા–પિતાએ તારા રૂપને અનુરૂપ અને ગુણથી યુક્ત એવું તારું નામ પાડ્યું કે—‘ આ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે અમને ધર્મ આચરવાનો દોહદ થયો, માટે તેનું ‘ ધમ્મિલ્લ ’ એવું નામ આપણે પાડીએ. માટે હે ધમ્મિલ્લ ! પૂર્વભવમાં જીવોના રક્ષણરૂપ બીજ વાવવાથી આ ભવમાં તેં આવી માનવરિદ્ધિ પ્રાપ્ત કરી છે. ”

પછી સાધુનું એ વચન સાંભળીને ચિન્તન, ઊહાપોહ, નિરીક્ષણ અને અન્વેષણ કરતા અને બુદ્ધિપૂર્વક વિચાર કરતા એ ધમ્મિલ્લને પૂર્વજન્મનું સ્મરણ થયું. જેને પૂર્વજન્મનું સ્મરણ થયું છે, વૈરાગ્ય અને શ્રદ્ધા દ્વિગુણિત થયાં છે એવા તથા આનંદાશ્રુથી ઊભરાતી આંખોવાળા તે ધમ્મિલ્લે આ માનવ જીવન તથા તેમાંનાં સંયોગવિયોગને અનિત્ય અને અનેક દુઃખોથી ભરપૂર સમજીને કામભોગોથી ઉદાસીન થઇ તે જ ધર્મરુચિ સાધુની પાસે દીક્ષા લીધી, અને સામાયિક આદિ અગિયાર અંગો ભણી લીધાં. પછી ઘણા સમય સુધી સાધુ–પર્યાય પાળીને માસિક સંલેખનાથી પોતાની જાતને ખપાવીને, સાઠ ભક્ત સુધી અનશન કરી તે અચ્યુત કલ્પમાં દેવેન્દ્રનો સામાનિક બાવીસ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. એ દેવલોકમાંથી ચ્યવીને મહાવિદેહ વર્ષમાં અવતાર પામીને મોક્ષમાં જશે.

આ પ્રમાણે ધમ્મિલ્લે તપશ્ચર્યાથી રિદ્ધિ પ્રાપ્ત કરી હતી.




હવે, "વસુદેવે પોતાની તપશ્ચર્યાનું ફળ પરલોકમાં કેવી રીતે મેળવ્યું?" એમ રાજા શ્રેણિકે પ્રશ્ન પૂછતાં ભગવાન્ કહેવા લાગ્યા—

આ મહાન ઇતિહાસ-પ્રાસાદના પાયારૂપ **પીઠિકા** હવે શરૂ થાય છે.

## પ્રદ્યુમ્ન અને સાંબકુમારની કથા

પશ્ચિમ સમુદ્રની પાસે આવેલા તથા નિપુણ પુરુષોએ જેમના ગુણોનું વર્ણન કરેલું છે, એવા ચાર જનપદ છે. એ જનપદોનાં નામ-આનર્ત, કુશાવર્ત, સુરાષ્ટ્ર અને શુક્રરાષ્ટ્ર છે. એ જનપદોના અલંકારરૂપ, લવણસમુદ્રના અધિપતિ સુસ્થિત નામે દેવે જેને માટે માર્ગ કરી આપ્યો છે એવી, કુબેરની બુદ્ધિથી નિર્માણ થયેલી, સુવર્ણના કોટવાળી, નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી, રત્નની વર્ષાવડે જેમાંથી દરિદ્રતારૂપી દોષ દૂર થયો છે એવી, રત્નોની કાન્તિવડે જેમાંથી અંધકાર નાશ પામ્યો છે એવી, દેવોનાં ભવન સમાન તથા અનેક માળવાળા ગોળાકાર પ્રાસાદોવડે સુશોભિત તથા વિનીત, જ્ઞાની, મધુરભાષી, દાનશીલ અને દયાવાન, સુન્દર વેશ ધારણ કરનાર તથા શીલવાન સજ્જનો વડે સંકીર્ણ એવી દ્વારવતી-દ્વારિકા નામે નગરી છે. એ નગરીની બહાર રત્નની કાન્તિથી દીપ્તિમાન શિખરોનાં તેજકિરણોવડે ગગનને સ્પર્શ કરતો રૈવતક નામે પર્વત છે. મેરુ પર્વત જેમ દેવોના નંદનવનથી યુક્ત હોય તેમ એ રૈવતક પર્વત પણ (દેવોના) નંદનવનનો ઉપહાસ કરનાર અને યાદવોના મનને આનંદ આપનાર નંદન નામે ઉદ્યાનથી યુક્ત હતો. એ દ્વારવતી નગરીમાં ધર્મના પ્રકારોની જેમ લોકહિત કરનારા દશ દશારો રહેતા હતાં. તેમનાં નામ-સમુદ્રવિજય, અક્ષોભ, સ્તિમિત, સાગર, હિમવાન્, અચલ, ધરણ, પૂરણ, અભિચંદ્ર અને વસુદેવ એ પ્રમાણે હતાં.

એ સર્વને માટે ઉગ્રસેન રાજા, ઇન્દ્ર જેમ દેવોને માન્ય હોય તેમ, માન્ય અને અનુલ્લંઘનીય હતો. એ પૈકી રાજા સમુદ્રવિજયના નેમિ-દૃઢનેમિ વગેરે પુત્રો હતા, અને બાકીનાઓના ઉદ્ધવ વગેરે પુત્રો હતા. વસુદેવના અક્રૂર, સારણક, સુખદારક આદિ પુત્રો હતા. વસુદેવના એ પુત્રોમાં મુખ્ય, અનુક્રમે જળ વગરના (ઊજળા) અને જળવાળા (શ્યામ) મેઘ સમાન કાન્તિવાળા, સૂર્યના સંપર્કથી વિકાસ પામેલા કમળ સમાન નયનવાળા, પૂર્ણચંદ્ર સમાન સૌમ્ય વદનચંદ્રવાળા, નાગની ફણા સમાન સુશ્લિષ્ટ સાંધાઓ-

વાળા, ધનુષ્ય જેવા લાંબા અને રથની ધૂંસરી જેવા (બળવાન) બાહુવાળા, ઉત્તમ લક્ષણોથી યુક્ત તથા પલ્લવના જેવી સુકુમાર હથેલીઓવાળા, શ્રીવત્સવડે અંકિત તથા વિપુલ લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ વક્ષ:સ્થળવાળા, વજ્રના સમાન મધ્યભાગવાળા, દક્ષિણાવર્ત નાભિવાળા, સિંહના જેવી મજબૂત અને પાતળી કટિવાળા, હાથીની સૂંઢ જેવા સુબદ્ધ અને ગોળ ઉરુ-વાળા, માંસપેશીઓમાં સમગ્રપણે ઢંકાયેલા ઢીંચણવાળા, જેમાંથી શિરાઓ દેખાતી નથી તેવી તથા હરિણના જેવી બળવાન જંઘાઓવાળા, એકસરખા, સમ, સારી રીતે રહેલા, ઝીણા અને રાતા નખવડે યુક્ત ચરણવાળા તથા જળથી ભરેલા મેઘ જેવા ગંભીર અવાજવાળા અને શ્રવણને સુખ આપનાર મનોહર વાણીવાળા રામ અને કૃષ્ણ નામે પુત્રો હતા.

## રામ અને કૃષ્ણની પટ્ટરાણીઓનો પરિચય

એમાં રામ બલદેવની રેવતી અગ્રમહિષી—પટ્ટરાણી હતી. તે રામના મામા રેવતની પુત્રી હતી અને રતિના જેવી રૂપવાન હતી.

કૃષ્ણની મહિષી ઉગ્રસેનની પુત્રી સત્યભામા નામે હતી. શચી જેમ ઇન્દ્રને પ્રિય હોય તેમ તે કૃષ્ણને પ્રિય હતી.

રિષ્ટપુર નગરમાં રુધિર રાજાની દેવી શ્રી નામે હતી. તેની પુત્રી પદ્માવતી હતી. તેને પિતાએ સ્વયંવર આપ્યો હતો. વાસુદેવ કૃષ્ણને ગુપ્તચરોએ સ્વયંવરના દિવસની ખબર આપી. દેવે આપેલા રથમાં બેસી દારુક સારથિની સહાયથી તે સ્વયંવરના સ્થાનમાં ગયા. સખીઓ સાથે કુમારી બહાર નીકળી. મંચ ઉપર બેઠેલા રાજાઓ તેના દર્શન માટે ઉત્સુક બની ગયા. કૃષ્ણ રથમાંથી ઉતર્યા. જાણે કે પદ્મવનમાંથી આવેલી લક્ષ્મી હોય તેવી, ઉત્તમ પદ્મ જેવા મનોહર મુખવાળી, કન્યાલક્ષણના વિશારદોએ જેની પ્રશંસા કરેલી છે એવા ઉત્તમ લક્ષણવાળાં ચરણકમળ, જંઘા, ઉરુ, નિતંબ, નાભિ, મધ્યભાગ, સ્તન, બાહુ, હથેલીઓ, ડોક, હોઠ, આંખ, કાન, નાક, ગાલ, કેશ, ગતિ, વાણી અને હાસ્યવાળી તથા કદલી અને લવંગલતા જેવી કાન્તિવાળી પદ્માવતીને તેમણે જોઈ. નવા મેઘની ઘટા જેમ મોરને રુચે તેમ કૃષ્ણને તે રુચી. પદ્માવતીએ પણ કૃષ્ણને જોયા. તેણે વિચાર્યું, "શું આ કોઈ દેવ સ્વયંવરના કુતૂહલથી અહીં આવ્યો હશે ?" પદ્માવતી આમ વિચાર કરતી હતી. ત્યાં તો તેના રૂપાતિશયથી વિસ્મિત થયેલા હૃદયવાળા કૃષ્ણે તેને કહ્યું, "હું વસુદેવનો પુત્ર કૃષ્ણ તને હરી જાઉં છું, માટે ડરીશ નહીં" એમ કહીને વનહસ્તી જેમ વનલતાને ઉપાડે તેમ પદ્માવતીને એકદમ ઉપાડીને તેમણે રથમાં બેસાડી. એટલે દારુક સારથિએ ઘોષણા કરી—"સ્વયંવરમાં આવેલા ક્ષત્રિયો ! સાંભળો. દશારોના કુળના ધ્વજ સમાન આ વાસુદેવ કુમારીનું હરણ કરે છે. જે ન સહન કરી શકતો હોય તે ભલે અમારી પાછળ પડે." એ પછી દામોદર કૃષ્ણે મોગરાના ફૂલની માળા સમાન ધવલ પાંચજન્ય શંખ

વગાડયો. એ શંખનો શબ્દ સાંભળતી પદ્માવતી એકદમ ડરી અને કૃષ્ણના વક્ષઃસ્થળમાં લપાઇ ગઇ. કૃષ્ણે તેને આશ્વાસન આપ્યું. ક્ષત્રિયોની સેના પણ આ અપૂર્વ શબ્દ સાંભળવાથી દિગ્મૂઢ થઇ ગઇ. નગરવાસીઓ માનવા લાગ્યા કે, "શું ધરતી કંપે છે ? અથવા સૂર્યમંડળ ધરતી ઉપર પડે છે ? કે સમુદ્ર મર્યાદા ઓળંગે છે ?" બધા સ્વસ્થ થાય એટલી વારમાં તો કૃષ્ણ કેટલાયે યોજન વીતાવી ગયા અને નિર્વિઘ્ને દ્વારવતીમાં પહોંચ્યા. સન્તુષ્ટ મનવાળી રોહિણી અને દેવકીએ ઘણી રીતે પદ્માવતીનો સત્કાર કર્યો. તેને દેવનિર્મિત પ્રાસાદ અને પરિચારિકાઓ આપ્યાં. પદ્માવતીના પિતા રુધિર રાજાએ પણ તેને ઘણું ધન અને દાસીઓ મોકલી.

સિન્ધુ દેશમાં વીતભય નામે નગર છે. ત્યાં મેરુ રાજા હતો, તેની ચંદ્રમતી નામે દેવી હતી. તેની પુત્રી ગૌરી નામે હતી. મેરુ રાજાએ દશારોને કહેવરાવ્યું કે, "હું કૃષ્ણને મારી પુત્રી આપવા ઇચ્છું છું, તો આ સંબંધ બાંધીને મારા ઉપર કૃપા કરો." દશારોએ અભિચંદ્રને મોકલ્યા. તે (ગૌરી સહિત) ઘણું ધન અને દાસ-દાસીઓ લઇને પાછા આવ્યા. વૃદ્ધ દશારોએ વાસુદેવ સાથે ગૌરીનું પાણિગ્રહણ કરાવ્યું. તેને પણ રત્નપ્રાસાદ આપવામાં આવ્યો.

ગાન્ધાર જનપદમાં પુષ્કલાવતી નગરીમાં નગ્નજિત્ રાજા હતો. તેને મરુમતી રાણી હતી. તેનો પુત્ર વિશ્વસેન યુવરાજ હતો. વિશ્વસેનની બહેન ગાંધારી રૂપવતી હતી અને ચિત્રકળા તથા સંગીતકળામાં નિપુણ હતી. વિશ્વસેનની અનુમતિથી રામ સહિત કૃષ્ણ પરિવાર સહિત ગાંધારીને લઇને દ્વારવતીમાં આવ્યા. યાદવોએ ગાંધારીનો પણ ઘણી રીતે સત્કાર કર્યો. દેવ-વિમાનના જેવો પ્રાસાદ તેને આપવામાં આવ્યો.

સિંહલદ્વીપમાં હિરણ્યલોમ રાજા હતો. તેની દેવી સુકુમારા નામે હતી. ઉત્તમ લક્ષણોથી યુક્ત એવી તેમની લક્ષ્મણા નામે પુત્રી હતી. એ રાજાનો પુત્ર દ્રુમસેન નામે યુવરાજ હતો. કૃષ્ણે દૂતને સિંહલદ્વીપ મોકલ્યો હતો, તે પાછો આવીને કહેવા લાગ્યો, "દેવ ! હિરણ્યલોમ રાજાની પુત્રી દેવતા જેવા રૂપવાળી છે અને તમારે માટે યોગ્ય છે. તે દક્ષિણ સમુદ્રને કિનારે સમુદ્રસ્નાન કરતી દેવપૂજા નિમિત્તે એક માસ ગાળશે. તે વખતે દ્રુમસેન એનું રક્ષણ કરશે, માટે આપ આ સ્ત્રીરત્ન ગ્રહણ કરવાનો ઉદ્યમ કરો." દૂતના આ વચનથી રામ અને કૃષ્ણ સમુદ્રકિનારે ગયા અને દ્રુમસેનને મારીને લક્ષ્મણાકુમારીને લઇને પોતાના નગરમાં આવ્યા. હિરણ્યલોમ રાજાએ ઘણું ધન મોકલ્યું, અને કહેવરાવ્યું કે, "પૂર્વે સંકલ્પેલો મારો મનોરથ પૂરો થયો છે, માટે નમેલો એવો હું આપનો આજ્ઞાવશ છું."

અરાક્ષરી નગરીમાં રાષ્ટ્રવર્દ્ધન રાજા હતો. તેની દેવી વિનયવતી હતી, અને નમુચિ

નામે પુત્ર યુવરાજ હતો. એ નમુચિની સુસીમા નામે બહેન સુન્દર સીમાવાળી પૃથ્વીની જેમ મનોહર શરીરવાળી હતી. તે એકવાર સુરાષ્ટ્ર દેશમાં પ્રભાસ તીર્થમાં સ્નાન કરવા માટે નમુચિ સહિત ગઈ હતી. ગુપ્તચરોએ આ સમાચાર કૃષ્ણને આપ્યા. રામ સહિત કૃષ્ણ ત્યાં ગયા. નમુચિને મારીને જાણે કે 'બીજી લક્ષ્મી હોય તેવી સુસીમાને પરિવાર સહિત લઈને યાદવપુરીમાં આવ્યા. કુલવૃદ્ધોએ સુસીમાનો પણ સત્કાર કર્યો અને તેને પ્રાસાદ આપ્યો.

ગગનનંદન નગરમાં જાંબવાન નામે વિદ્યાધર રાજા હતો. તેની પત્ની શ્રીમતી નામે હતી. તેનો પુત્ર દુષ્પ્રસહ યુવરાજ હતો. જાંબવાનની પુત્રી જાંબવતી હતી. તે કન્યા પોતાના મુખની શોભાથી ચંદ્ર અને કમળની સુન્દરતાનો, પોતાનાં નયનોવડે ભ્રમર સહિત કમળનો, પુષ્ટ, ઉન્નત અને નિરંતર સ્તનયુગલવડે નાનાં તાલ–ફળની શોભાનો, બાહુવડે પલ્લવયુક્ત લતાઓનો, ત્રિવલિથી મનોહર મધ્યભાગવડે વજ્રના મધ્યભાગનો, જઘનના વિસ્તારવડે ભાગીરથી ગંગાના તટપ્રદેશનો, ઉરુવડે હાથીના બચ્ચાની સૂંઢનો, જંઘાવડે કુરુવિંદ આવર્તની આકૃતિનો, બે પગવડે કાચબાના દેહના આકારનો, સુકુમારતાવડે શિરીષપુષ્પના સમૂહનો તથા વચનોની મધુરતાવડે વસંત સમયની કોયલની વાણીનો પણ પરાજય કરતી હતી. ‘આ કન્યા અર્ધ–ભરતાધિપતિની ભાર્યા થશે’ એવું ભવિષ્ય તેને માટે એક ચારણશ્રમણે ભાખ્યું હતું. એટલે વિદ્યાધરરાજા જાંબવાન ‘તેના પતિની શોધ કરું’ એમ વિચાર કરીને ગંગા કિનારે પડાવ નાખીને રહ્યો. કુમારી પણ વારંવાર ગંગામાં સ્નાન કરવા આવતી હતી. એક વિદ્યાધરે આ વાતની ખબર સેવા નિમિત્તે કૃષ્ણને આપી. પોતાના બંધુ અનાધૃષ્ટિની સાથે કૃષ્ણ તે પ્રદેશમાં ગયા, અને રૂપથી મોહિત થયેલા હૃદયવાળા તેમણે ગંગામાં ક્રીડા કરતી તે કન્યાનું હરણ કર્યું. આ વાતની ખબર રાજાને મળતાં રોષ કરીને તે પોતે ત્યાં આવ્યો અને અનાધૃષ્ટિની સાથે યુદ્ધ કરવા લાગ્યો. એટલે અનાધૃષ્ટિએ રાજાને કહ્યું, “ખરેખર તું અજ્ઞાન છે. કૃષ્ણ વાસુદેવને તો સામે જઈને કન્યા આપવી જોઈએ, તો તેણે પોતે જો કન્યાનું હરણ કર્યું છે તો તે ઉત્તમ જ ગણાય. શું તેનો પ્રભાવ અને દેવતાની તેના ઉપરની કૃપા તું જાણતો નથી ?” આ સાંભળીને જાંબવાન્ શાન્ત થયો અને બોલ્યો, “કુમાર ! તું બરાબર કહે છે. ચારણ-શ્રમણના આદેશને પ્રમાણભૂત માનતો એવો હું પણ આ જ ઇચ્છા કરતો હતો, માટે હવે હું તપોવનમાં જઈશ. દુષ્પ્રસહનું તમે રક્ષણ કરજો. અજ્ઞાનથી મેં કરેલા અવિનયની ક્ષમા કરજો.” પછી જાણે ધૃતિ નામની બીજી દેવકન્યા હોય તેવી જાંબવતીને લઈને તેઓ દ્વારવતીમાં આવ્યા. પત્ની સહિત કૃષ્ણનો યાદવોએ સત્કાર કર્યો. દુષ્પ્રસહકુમાર વિપુલ ધન અને જાંબવતીની દાસીઓને લઈને આવ્યો; અને રામ તથા કૃષ્ણને તેણે પ્રણામ કર્યાં. તેઓએ પણ સગાંને છાજે એવી રીતે દુષ્પ્રસહનો સત્કાર કર્યા પછી દુષ્પ્રસહ પોતાના નગરમાં પાછો ગયો. જાંબવતીને કૃષ્ણે પ્રાસાદ આપ્યો.

વિદર્ભ જનપદમાં કુંડિનપુર નગર છે. ત્યાં ભેષક રાજા હતો, તેની વિદ્યુન્મતી દેવી હતી. તેમનો રુકમી નામે પુત્ર અને રુકિમણી પુત્રી હતી. આ રુકિમણીના સમાચાર નારદે કૃષ્ણને આપ્યા. નારદે કહ્યું, "હે કૃષ્ણ! સાંભળો. મેં ઘણા રાજાઓનાં અંતઃપુરો જોયાં છે; પણ કુંડિનપુરમાં જેવી રુકિમણી નામે કન્યા છે તેવી બીજી કોઇ નહીં હોય એમ હું માનું છું. એ રુકિમણી સહસ્રરશ્મી સૂર્યવડે વિકાસ પામેલ સો પાંખડીના કમળ જેવા સુન્દર વદનવાળી, વદનકમળની નાળ સમાન ચાર આંગળ પ્રમાણ ડોકવાળી, મૃદુ, ગોળ, સારી રીતે બંધાયેલી, સુન્દર આકારયુક્ત, કોમળ, સુકુમાર અને શુભ લક્ષણયુક્ત બાહુલતાવાળી, હાથમાં સમાય તેવા, ગોળ, હારની કાન્તિવડે શોભાયમાન અને પુષ્ટ એવાં સ્તનયુગલના ભારવડે કષ્ટ પામતા અને ત્રિવલિથી યુક્ત એવા મધ્ય ભાગવાળી, સહજ ખિલેલા સુન્દર કમળ જેવી વિકટ નાભિવાળી, કન્યાલક્ષણના વિશારદોએ જેની પ્રશંસા કરી છે એવા અને કામદેવનાં બાણનું વારણ કરનાર મનોહર નિતંબવાળી, સ્તંભ સમાન, અત્યંત સુકુમાર, સ્થિર અને ઉત્તમ ઉરુવાળી, જેનાં હાડકાં બહાર દેખાતાં નથી એવા ઢીંચણવાળી, જેની નસો અને રૂવાટાં દેખાતાં નથી એવી અને ગાયના પૂંછડાંની જેમ અનુક્રમે પાતળી થતી જંઘાઓવાળી, તાજાં લાલ કમળ સમાન કોમળ તળિયાં અને કમળના રંગ સમાન નખરૂપી મણિવડે પ્રકાશમાન ઉત્તમ ચરણવાળી અને કાન તથા મનને સુન્દર લાગે તેવાં સુન્દર વચન બોલવામાં ચતુર છે તેમજ સર્વ ગુણોનું નિવાસસ્થાન છે." આ પ્રમાણે રુકિમણીને કૃષ્ણની હૃદયવાસી બનાવીને નારદ ત્યાંથી ઊડ્યા. તેણે રુકિમણીને વાસુદેવ કૃષ્ણના ગુણો કહ્યા.

એ સમયે રુકિમણીનો વિવાહ દમઘોષના પુત્ર શિશુપાલ સાથે કરવામાં આવ્યો. આ સમાચાર સાંભળીને તેની ફોઇએ રુકિમણીને કહ્યું, "પુત્રિ રુકિમણિ! તું નાની હતી ત્યારે આપણને બન્નેને આકાશગામી કુમારશ્રમણ અતિમુક્તકે કહ્યું હતું કે—'આ વાસુદેવની પટ્ટરાણી થશે.' એ તને સાંભરે છે?" રુકિમણીએ કહ્યું, "હા, સાંભરે છે." ફોઇ બોલી, "પુત્રિ! એ મુનિએ જેમ કહ્યું હતું તેમજ થશે, એમાં સંશય નથી. અપરાન્ત પ્રદેશમાં બલદેવ અને વાસુદેવ છે એમ સાંભળવામાં આવે છે. સમુદ્રે તેમને માર્ગ આપ્યો હતો, ત્યાં કુબેરે દ્વારવતી નગરી બનાવી હતી. ત્યાં રત્નની વૃષ્ટિ થઇ હતી. 'શિશુપાલ અને જરાસંધને વાસુદેવ મારશે' એવી પણ ઉક્તિ ચાલે છે. રુકમીએ તને ચેદીપતિ શિશુપાલને આપી છે. શિશુપાલને મારીને કૃષ્ણ તને મેળવશે, એટલે તારું કંઇ પણ અનિષ્ટ નહીં થાય. જો તને માન્ય હોય તો હું દામોદરને તેડાવવા માટે દૂત મોકલું." રુકિમણીએ કહ્યું, "ફોઇ! પિતાની પછી તમે સર્વ રીતે મારા ઉપર અધિકાર ધરાવો છો. મારા હિતની બાબતમાં હું તમને પ્રમાણભૂત ગણું છું."

પછી રુકિમણીની ફોઇએ પત્ર આપીને છાની રીતે દૂતોને દ્વારવતી મોકલ્યા. જેમાં

વિવાહનો દિવસ સ્પષ્ટ રીતે લખવામાં આવ્યો છે તથા કુમારી રુક્મિણીનું સફળ રીતે દાન કરવાની જેમાં ઇચ્છા દર્શાવવામાં આવી છે એવા અને શિશુપાલની વંચના કરવાને માટે ગૂઢ વચનો જેમાં લખવામાં આવ્યાં છે એવા પત્રો કૃષ્ણને પાઠવવામાં આવ્યા. 'વરદા નદીના કિનારે નાગગૃહમાં પૂજા કરવાના નિમિત્તે કુમારી આવશે, ત્યાં તમારે મળવું,' એમ પેલા દૂતોએ કૃષ્ણને કહ્યું. પછી તે પુરુષો કુંડિનપુર પાછા આવ્યા. વર્ણ અને ચિહ્નના પ્રભાવ સહિત બધું[1] તેમણે ફોઇ સહિત કુમારી રુક્મિણીને કહ્યું, તથા કૃષ્ણ નિશ્ચિતપણે આવશે એમ જણાવ્યું. પછી કેટલાક સમયે શિશુપાલ બહુમાનપૂર્વક આવ્યો અને વરદા નદીના પૂર્વ કિનારે તેણે પડાવ નાખ્યો. રુક્મિણીને સ્નાન કરાવવામાં આવ્યું, અને સર્વ અલંકારોથી વિભૂષિત થયેલી તથા ભદ્રક નામે કંચુકીવડે રક્ષાયેલી રુક્મિણીને નાગગૃહમાં લઈ જવામાં આવી. પૂજાના બહાને તે વારંવાર બહાર નીકળતી હતી. એટલામાં તેણે દૂતોએ કહ્યા મુજબ તાલધ્વજ ( બલદેવ ) અને ગરુડધ્વજ( કૃષ્ણ )ને જોયા. સન્તુષ્ટ થયેલી ફોઇએ રુક્મિણીને કહ્યું, "આવ, પુત્રિ ! તારા ઉપર દેવતાઓ પ્રસન્ન થયા છે. આવ, દેવકુલની ધીરે ધીરે પ્રદક્ષિણા કર." વાસુદેવે પણ કુમારીને જોઈને દારુકને કહ્યું, "ઘોડાઓ દોડાવ." એટલે તેણે પણ ઘોડાઓને નાગગૃહ તરફ દોડાવ્યા. રુક્મિણીને, તેની સંમતિપૂર્વક, કૃષ્ણે રથમાં બેસાડી. નવા મેઘને આલિંગન કરતી જાણે કે વિદ્યુલ્લતા હોય એવી રુક્મિણીને ભદ્રકે જોઈ. તેણે ધનુષ્યનો ટંકાર કર્યો અને તે બોલ્યો, "અરે, શૂર ! કુમારીને લઈને કયાં જાય છે ?" તે આમ બોલતો હતો ત્યાં કૃષ્ણે તેને કહ્યું, "તું મર નહીં, જા, રુકમીને સમાચાર આપ. તું શા માટે મહેનત કરે છે ? 'રામ અને કૃષ્ણ રુક્મિણી કુમારીને હરી જાય છે' એમ ત્યાં જઇને કહે." એટલે ભય પામેલો ભદ્રક બૂમો પાડતો રુકમી પાસે ગયો. પછી બન્ને જણા પરિજન સહિત નીકળ્યા. રુકમી રાજાએ પ્રતિજ્ઞા કરી કે, "બહેનને નહીં છોડાવું ત્યાં સુધી નગરમાં નહીં પ્રવેશું." મોટા સૈન્ય સાથે રથના માર્ગે તે નીકળ્યો.

આ બાજુ રુક્મિણીને ઉદાસ જોઈને કૃષ્ણે પૂછયું, "દેવિ ! શું તને મારી સાથે આવવાનું રુચ્યું નથી ?" રુક્મિણીએ ઉત્તર આપ્યો, "દેવ ! સાંભળો; મારો ભાઇ ધનુર્વેદના નિધિ સમાન છે, અને તે સૈન્ય સહિત અહીં આવ્યો છે. તમે માત્ર બે જ જણા છો, આથી તમને કદાચ પીડા થાય એવી આશંકા મને થાય છે." કૃષ્ણે કહ્યું, "દેવિ ! સ્ત્રીની સમક્ષ પોતાની જાતની બડાઇ હાંકવી એ યોગ્ય નથી, છતાં પણ તને ધીરજ આપવા માટે કહું છું કે–મારું બળ જો." પછી ત્યાંથી થોડે દૂર મોટા ઘેરાવાવાળાં વૃક્ષો એક પંક્તિમાં ઊભેલાં હતાં તે બધાં કૃષ્ણે એક જ બાણુથી વીંધી નાખ્યાં. પાસેનાં પણ

૧. અર્થાત્ કૃષ્ણનો વર્ણ શ્યામ અને બલદેવનો ગૌર છે, બલદેવ તાલધ્વજ છે અને કૃષ્ણ ગરુડધ્વજ છે, એવી ખબર દૂતોએ આપી.

જે જે વૃક્ષો રુક્મિણીએ બતાવ્યાં તે બધાં તેમણે કાપી નાખ્યાં. રુક્મિણીની આંગળીની વીંટીના હીરાને પોતાની આંગળી અને અંગૂઠા વચ્ચે દબાવીને તેમણે ચૂરો કરી નાખ્યો. એટલામાં રુકમીનું સૈન્ય આવી પહોંચ્યું. કૃષ્ણે બળદેવને કહ્યું, “ભાઇ! તમે વહૂને લઇને જાઓ, હું આ લોકોનો પ્રતિકાર કરું છું.” બલરામે કહ્યું, “કૃષ્ણ! તું વહૂસહિત નિશ્ચિન્ત-પણે જા; આ કાગડાઓના સૈન્યને હું વીંધી નાખું છું.” એટલે ભય પામેલી રુક્મિણી-એ કૃષ્ણને વિનંતી કરી કે, “દેવ! ‘આ રુક્મિણી તો ભાઇને મરાવીને ગઈ’ એવી મારી નિન્દા ન થાય તેવી કૃપા કરો. બાકી તમે તો ઇન્દ્રને પણ જીતવાને શક્તિમાન છો.” રુક્મિણીએ આમ વિનંતી કરતાં દામોદરે રામને કહ્યું, “ભાઈ! તમારી વહૂ પોતાના ભાઇને માટે અભયદાન માગે છે, માટે તેના ઉપર કૃપા કરો.” રામે ‘ભલે’ એમ કહીને તે વચન સ્વીકાર્યું. પછી રુકમી રાજાનું લશ્કર બલદેવનો પરાજય કરવાનો પ્રયત્ન કરવા લાગ્યું. એટલે દેવે આપેલો શંખ બલદેવે વગાડ્યો. નિષ્ઠુર રીતે ગર્જના કરતા અને ક્ષોભ પામેલા સમુદ્રના જેવા એ શંખના શબ્દથી લશ્કરનો ત્રીજો ભાગ આનંદ વગરનો થઇ આયુધ મૂકી દઇને ઊભો રહ્યો, પરન્તુ ક્રોધાવિષ્ટ થયેલા રુકમીએ બલદેવનો પીછો પકડ્યો, અને દૂર સુધી જઈને તેણે રોહિણીપુત્ર બલદેવના રથ ઉપર બાણની વૃષ્ટિ કરી. બલદેવે ચતુરાઇથી બાણવડે બાણ કાપી નાખ્યાં, પણ તેમનો સારથિ અને ઘોડા ઘાયલ થયા. રથનો નાશ થઇ જવા છતાં પણ રામે માન મૂક્યું નહીં ત્યારે રુકમીએ તેમના ધનુષ્યનો નાશ કર્યો તથા જમણો અંગૂઠો વીંધી નાખ્યો. એટલે રુકમીને તેના મિત્રોએ જેમ તેમ કરીને વાર્યો કે, “સ્વામી! આ રામ તમારા કરતાં વધુ બળવાન છે, છતાં પણ તમારો વધ કરતા નથી, માટે યુદ્ધ બંધ કરો.” આ પ્રમાણે વારવામાં આવતાં રુકમી પાછો વળ્યો, પણ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાને માટે તેણે ભોજકટ નગર વસાવ્યું.

આ બાજુ, જેમનું કાર્ય સિદ્ધ થયું છે એવા તથા અત્યંત પ્રસન્ન થયેલા રામ અને કૃષ્ણ સુખપૂર્વક આગળ ચાલવા લાગ્યા. રુક્મિણીને તેમણે કહ્યું, “અક્ષત શરીરવાળો તારો ભાઈ પોતાના દેશમાં પાછો ગયો છે.” રુક્મિણીને પુર, પર્વત અને પ્રદેશો બતાવતા બતાવતા તેઓ એક સંનિવેશ( નગરની બહારના પ્રદેશ )માં પહોંચ્યા. ત્યાં કૃષ્ણે મોટાભાઇને કહ્યું, “આ ઉપવન રમણીય છે, માટે અહીં આપણે વીસામો લઇએ.” બલદેવે ‘ભલે’ એમ કહીને હા પાડી, અને પોતાના સિદ્ધાર્થ સારથિને આજ્ઞા આપી કે, “વત્સ! નગરવાસીઓને ( અહીં આવવા ) કહે, અને જલદીથી લગ્નની સામગ્રી લઇ આવ.” સારથિ ગયો. નાગરિકો આવવાને તૈયાર થતા હતા ત્યાં તો યક્ષોએ વધૂ-વરનો લગ્નને યોગ્ય સામગ્રીથી સત્કાર કર્યો. નાગરિકો આવી પહોંચ્યા અને વિસ્મય પામ્યા. ત્યાં દેવતાઓના નગર જેવી શોભા થઇ રહી. નાગરિકો અને યક્ષોવડે પરિવરાયેલા એવા તેમની રાત્રિ વીતી ગઇ. પછી અનુક્રમે ચાલતા તેઓ દ્વારકા પહોંચ્યા. કૃષ્ણે રુક્મિણીને પોતાના ભવનની વાયવ્ય દિશાએ પ્રાસાદ આપ્યો.

રોહિણી અને દેવકીએ પણ વસ્ત્ર, આભરણ અને દાસીઓ આપવા વડે રુક્મિણીનો સત્કાર કર્યો, પણ દેવી( સત્યભામા )ના પરિજનનો ત્યાં પ્રવેશ નિષિદ્ધ કરવામાં આવ્યો. આથી સત્યભામાએ વાસુદેવને કહ્યું, "દેવ! તમે લાવ્યા છો તે કુમારી મને બતાવો." કૃષ્ણે કહ્યું, "કોણ કુમારી? કયાંથી આવી છે? મશ્કરી શું કામ કરો છો?" પણ જ્યારે સત્યભામાએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે કૃષ્ણે કહ્યું, "રૈવતક પર્વતની પાસે નંદન ઉદ્યાનમાં બતાવીશ." પછી કૃષ્ણે પોતાના લેપ્યકારને આજ્ઞા કરી, "ઉદ્યાનમાં શ્રીગૃહમાંથી શ્રીની પ્રતિમા ઊપાડી લઇ, પીઠિકાને બરાબર તૈયાર કરી મારી આજ્ઞા પાછી આપ." તેણે આજ્ઞા મુજબ કર્યું. પછી અંતઃપુરવાસીઓને ઉદ્યાનયાત્રાની આજ્ઞા આપવામાં આવી. પરોઢમાં રુક્મિણીને રથમાં બેસાડીને દારુક સહિત કૃષ્ણ નંદનવનમાં ગયા. શ્રીગૃહમાં તેમણે રુક્મિણીને બેસાડી અને કહ્યું, "દેવિ! રાણીઓના આગમનકાળે, તેઓ અહીં આવીને પાછી જાય ત્યાંસુધી, મૂર્તિની પીઠિકા ઉપર નિશ્ચલ થઈને બેસજે." આમ કહીને કૃષ્ણ ત્યાંથી નીકળી ગયા અને પોતાના રથ પાસે આવીને બેઠા. પછી અંતઃપુર આવ્યું. સત્યભામાએ પૂછ્યું, "દેવ! એ કુમારી કયાં છે?" કૃષ્ણે ઉત્તર આપ્યો, "એ તો શ્રીગૃહમાં ગઈ છે, માટે ત્યાં જાઓ. ત્યાં તેને તમે જોશો." રાણીઓ ત્યાં ગઈ અને "અહો! શિલ્પીએ ભગવતીનું શું રૂપ નિર્માણ કર્યું છે!" એમ બોલતી તે બધીઓએ પ્રણામ કર્યાં. સત્યભામાએ માનતા કરી કે, "હે ભગવતિ! જે કુમારી હમણાં આવી છે તે હ્રી ( લજ્જા ) અને શ્રીથી રહિત થશે તો હું તમારી પૂજા કરીશ." આમ કહીને તે આસપાસ ફરીને તેને શોધવા લાગી. દાસીઓએ રાણીઓને કહ્યું, "સ્વામિનીઓ! એ તો કોઇ જંગલી રાજાની પુત્રી હશે. તમારી સામે ઊભા રહેવાની એનામાં શક્તિ કયાંથી હોય? કોઈક ઝાંખરામાં સંતાઇ ગઇ હશે." પછી તે બધી રાણીઓ કૃષ્ણની પાસે જઇને કહેવા લાગી, "દેવ! તમારી તે વલ્લભા દેખાતી નથી." કૃષ્ણે કહ્યું, "અવશ્ય તે ત્યાં જ હશે. ચાલો, એને જોઇએ." દેવીઓ સહિત કૃષ્ણ શ્રીગૃહમાં ગયા. એટલે રુક્મિણીએ ઊભી થઈને પ્રણામ કર્યાં અને બોલી કે, "દેવ! કહો, કોને પ્રણામ કરું?" કૃષ્ણે સત્યભામાને બતાવી. રુક્મિણીએ સત્યભામાને પ્રણામ કર્યાં. એટલે સત્યભામાએ કહ્યું, "તમને તો અમે પહેલાં જ પ્રણામ કર્યાં છે." વાસુદેવે કહ્યું, "કેવી રીતે?" સત્યભામાએ કહ્યું, "અમે અમારી બહેનને પ્રણામ કર્યાં, એમાં તમને શું કહેવું?" પછી અંતરમાં રોષ હોવા છતાં તેણે વસ્ત્ર અને આભરણથી રુક્મિણીનો સત્કાર કર્યો.

## પ્રદ્યુમ્નકુમારનો જન્મ, તેનું હરણ અને શોધ

એક વાર રુક્મિણીએ સ્વપ્નમાં પોતાના મુખમાં સિંહને પ્રવેશતો જોયો, અને આ વાત તેણે કૃષ્ણને કહી. 'તને ઉત્તમ પુત્ર જન્મશે' એમ કહીને કેશવે તેને અભિનંદન આપ્યું. પછી અન્તઃપુર સહિત માધવ ઉદ્યાનમાં ગયા. ત્યાં વિચરતી રુક્મિણીએ ધ્યાનથી

નિશ્ચલ નયનવાળા એવા આકાશગામી શ્રમણને જોયા, અને પૂછ્યું, "કહો, ભગવન્! મારા ઉદરમાં શું હશે?" એ પછી સત્યભામાએ પણ એજ પ્રમાણે પૂછ્યું. પોતાના ધ્યાનમાં ભંગ પડવાના ભયથી તે શ્રમણ 'કુમાર થશે' એમ બોલતા અદૃશ્ય થઇ ગયા. એ પછી તે રાણીઓ વચ્ચે 'મુનિએ પુત્રજન્મનું ભવિષ્ય મારે માટે ભાખ્યું છે, મારે માટે ભાખ્યું છે' એ પ્રકારનો વિવાદ થયો. રુકિમણીએ કહ્યું, "મેં મુનિને પહેલાં પ્રશ્ન કર્યો હતો." સત્યભામા બોલી, "તેં પહેલાં પ્રશ્ન કર્યો હતો એ વાત સાચી, પણ એ પ્રશ્નના જવાબમાં તેમણે કંઇ કહ્યું નહોતું. મેં પૂછ્યું, એટલે તેમણે ઉત્તર આપ્યો, માટે પહેલાં મને પુત્ર થશે; તને નહીં." આ પ્રમાણે વિવાદ થતાં સત્યભામાએ કહ્યું, "આપણામાંથી જેને પહેલાં પુત્ર થાય તેના પુત્રના લગ્ન પ્રસંગે દર્ભની જરૂર પડે ત્યારે બીજીએ એ કામને માટે પોતાના કેશ કાપીને આપવા." રુકિમણીને પ્રચ્છન્ન ગર્ભ હતો, આથી સત્યભામા તેને એ વિષે આગ્રહપૂર્વક પૂછવા લાગી. ખૂબ આગ્રહથી પૂછ્યું ત્યારે રુકિમણીએ સ્વીકાર્યું કે, "કદાચ એમ હશે." પછી તે બન્ને જણીઓ વાસુદેવ કૃષ્ણ પાસે ગઇ, અને તેમને ચારણશ્રમણનો આદેશ તથા પોતાની પ્રતિજ્ઞા કહી. કૃષ્ણે કહ્યું, "તમને બન્નેને પુત્રો થશે, માટે વિવાદ કરશો નહીં." પછી તેઓ ત્યાંથી ગઇ. તેઓ ગઇ એટલામાં ઉત્તરાપથનો રાજા દુર્યોધન ત્યાં દામોદરની સેવા કરવા માટે આવ્યો. સભા-સ્થાનમાં બેઠેલા રાજાઓને કૃષ્ણે રાણીઓના વિવાદની વાત કહી. દુર્યોધને કહ્યું, "દેવ! જે દેવીને પહેલાં પુત્ર થશે તેને હું મારી પુત્રી આપીશ." આ પ્રમાણે વિનોદ કર્યા પછી યદુનાથ કૃષ્ણ પોતાના પરિવાર સાથે દ્વારવતીમાં આવ્યા.

પૂરા દિવસે રુકિમણીએ પુત્રને જન્મ આપ્યો. જાતકર્મ કર્યા પછી વાસુદેવના નામથી અંકિત મુદ્રા તેને બાંધવામાં આવી. અને પછી દાસીઓએ કૃષ્ણને કુમારનો જન્મ થયાની ખબર આપી. રત્નની દીપિકાથી માર્ગ બતાવવામાં આવતાં કૃષ્ણ રુકિમણીના ભવનમાં ગયા. એ કુમાર તેમની નજરે પડ્યો ત્યાં તો કોઇ દેવે તેને હરી લીધો. દાસીઓએ આક્રંદ કર્યું કે, "કુમારને કોઇ હરી ગયું!" રુકિમણી કૃષ્ણને જોઇને મૂર્ચ્છા પામી. પછી મૂર્ચ્છા વળતાં વિલાપ કરવા લાગી કે, "દેવ! મારો નિધિ તો જોતાં વેંત જ નાશ પામ્યો. હું મંદભાગિનીના હમણાં જ ઊગેલા બાલચંદ્રને રાહુ ગળી ગયો. અંધકારમય બની ગયેલી દિશાઓમાં એને ક્યાં શોધું? હે સ્વામી! મારું રક્ષણ કરો. દેવતાઓનો મેં કેવો અપરાધ કર્યો હશે, જેથી મારા પુત્રનું હરણ થયું? મને કંઇ સમજાતું નથી. આ માટે કંઇક વિચાર કરો." આ પ્રમાણે રોતી દેવીને યદુપતિએ આશ્વાસન આપ્યું કે, "દેવિ! વિષાદ ન કર, તારા પુત્રની શોધ કરું છું. જેણે મારો અવિનય કરીને બાળકનું હરણ કર્યું છે તેને જોતાં વેંત જ, જો તે બાળક પાછો નહીં આપે તો, હું મોતની શિક્ષા કરીશ." આમ કહીને કૃષ્ણ પોતાના ભવનમાં પાછા આવ્યા.

ત્યાં વૃદ્ધો સહિત કૃષ્ણ ચિન્તાતુર બેઠા હતા, એવામાં નારદ ત્યાં આવ્યા. ચિત્ત

રોકાયેલું હોવાને કારણે ઘણી વારે કૃષ્ણે નારદને જોયા, અને કહ્યું, "ઋષિનું સ્વાગત હો! હું ચિન્તામગ્ન હતો તેથી આપને જોયા નહીં." એટલે નારદે હસતાં હસતાં કહ્યું, "કૃષ્ણ! તમને ભારે ચિન્તાઓ છે-જેમ કે, કયા રાજાની કન્યા રૂપાળી અથવા સ્ત્રીરત્ન-રૂપ હશે? અથવા કયો રાજા સેવા કરતો નથી? કે જરાસંધના પક્ષમાં કોણ કોણ છે? ઇત્યાદિ." કૃષ્ણે કહ્યું, "એમ નથી. મારી ચિન્તાનું કારણ સાંભળો—રુકિમણીના પુત્રને જન્મતાં વેંત જ કોઈ હરી ગયું છે, એની શોધ કરવાની હું ચિન્તા કરું છું." દાંતની શુભ્ર કાન્તિવડે શોભાયમાન વાણી બોલતાં નારદે કહ્યું, "કૃષ્ણ! સુન્દર સંયોગ થયો છે, કારણ કે સત્યભામાનો પ્રસવકાળ પણ નજદીક આવ્યો છે. ચારણશ્રમણે આદેશ આપ્યા મુજબ, તેને પણ પુત્ર થશે. આથી રુકિમણીનું કેશમુંડન થવાનો તો સંભવ જ હવે ચાલ્યો ગયો!" એટલે કૃષ્ણ બોલ્યા, "મશ્કરી બસ કરો, જાઓ, દેવીને ધીરજ આપો." નારદ હસતાં હસતાં રુકિમણી પાસે ગયા. રુકિમણીએ કહ્યું, "આર્ય! તમે મારા પુત્રના સમાચાર લાવશો, એવી મને તો આશા હતી. તમે પણ આમ કહો છો એથી હું શોકાતુર થઈ છું."[1] આથી અનુકંપા પેદા થતાં નારદે કહ્યું, "રુકિમણિ! શોક મૂકી દે. હું તારા પુત્રને ખોળી કાઢ્યા સિવાય ફરી તને મોં નહીં બતાવું. આ મારો નિશ્ચય છે." આમ કહીને નીલકમળનાં પત્રોના રાશિ જેવા શ્યામ ગગનમાં નારદ ઊડ્યા.

## પ્રદ્યુમ્નના હરણ વિષે સીમંધર જિનને નારદનો પ્રશ્ન

પછી નારદે વિચાર કર્યો કે, "પહેલાં અહીં અતિશય-જ્ઞાની કુમારશ્રમણ અતિમુક્તક સંશયોના ખુલાસા આપનાર હતા; પણ હાલમાં પશ્ચિમ વિદેહમાં સીમંધર નામે તીર્થંકર વિહરે છે, તેમના ચરણમાં હું જાઉં. આ બાબતનો ખુલાસો તેઓ કરશે." આ પ્રમાણે સંકલ્પ કરીને ક્ષણવારમાં નારદ અરિહંતની પાસે ગયા. ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને નારદે પૂછ્યું, "ભગવન્! દ્વારવતીમાં વાસુદેવ કૃષ્ણની પટ્ટરાણી રુકિમણીના પુત્રને જન્મતાં વેંત જ કોણ હરી ગયું હશે?"

ભગવાને કહ્યું, "ધૂમકેતુ નામે જ્યોતિષ્ક દેવે શત્રુવટથી તેનું હરણ કરીને ભૂત-રમણા અટવીમાં 'આ અહીં સૂર્યના તાપથી સોસાઇ જશે' એમ વિચારીને શિલાતલ ઉપર મૂકી દીધો હતો. કાલસંવર અને કનકમાલા નામે વિદ્યાધરનું જોડું પ્રભાતે તેના ઉપર થઇને જતું હતું. પેલો બાળક ચરમશરીરી હોવાના દૈવયોગથી વિદ્યાધર-મિથુનની ગતિ પ્રતિહત થઈ. 'શું અહીં કોઈ સાધુ તપ કરતા રહેતા હશે?' એમ વિચાર કરતું તે જોડું નીચે આવ્યું, તો પોતાના તેજથી તેમજ મુદ્રાના રત્નનાં કિરણોથી દીપતા તથા

1. રુકિમણીની આ ઉક્તિ એવી છે કે ત્યાર પહેલા નારદે તેને કુમારના સમાચાર વિષે પોતાનું અજ્ઞાન દર્શાવતું વાક્ય કહ્યું હોવું જોઈએ, પરન્તુ મૂળમા એવું કઈ નથી. આથી મૂળ ગ્રન્થમાથી એકાદ-બે વાક્ય પડી ગયા હોય એવો સંભવ લાગે છે.

અત્યંત દર્શનીય એવા બાળકને તેણે જોયો. 'અહો! આશ્ચર્ય છે! આ પ્રકારના રૂપ અને તેજથી દીપતો આ બાળક કોઇ સામાન્ય માણસનો પુત્ર નહીં હોય' એ પ્રમાણે પ્રશંસા કરતો કાલસંવર બોલ્યો, "દેવિ! ચાલો, જઇએ." પણ કનકમાલા ત્યાંથી ખસી નહીં ત્યારે વિદ્યાધરે કહ્યું. "દેવિ! દેવકુમારના જેવી કાન્તિવાળા આ બાળકની તારે જરૂર છે?" કનકમાલાએ જવાબ આપ્યો "તમે આપો તો, જરૂર છે." પછી પ્રસન્ન થયેલા વિદ્યાધરે એ બાળકને તેના ખોળામાં મૂકયો અને કહ્યું "આ પુત્ર મેં તને આપ્યો." એ બન્ને જણાં, દરિદ્ર લોકો જેમ ભંડાર લઇ જાય તેમ, તેને લઈને ત્યાંથી ગયાં. વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિના પશ્ચિમ ભાગમાં અમરાવતીનો જાણે અંશ હોય એવું, મેઘકૂટ નામે નગર છે[1]. ત્યાં ઉત્સવ કરવામાં આવ્યો અને જાહેર કરવામાં આવ્યું કે, "કનકમાલા દેવીએ તિરસ્કરણી વિદ્યાથી પોતાનો ગર્ભ પહેલાં ઢાંકી દીધો હતો. હવે તેને દીપ્તિમાન્ કુમાર જન્મ્યો છે. પ્રદ્યુમ્ન એવું તેનું નામ પાડવામાં આવ્યું છે." એ કુમાર ત્યાં ઊછરે છે. જ્યારે તે સોળ વરસનો થશે ત્યારે પોતાનાં માત-પિતાને મળશે."

## પ્રદ્યુમ્નના પૂર્વભવ વિષે પ્રશ્ન

નારદે ફરી પૂછ્યું, "ભગવન્! બાળક જન્મ્યો એટલામાં તેનો શત્રુ કયાંથી પેદા થયો?" ભગવાને નારદને ઉત્તર આપ્યો, "અનાદિ સંસારમાં વસતા જીવને તે તે યોનિમાં કારણવશાત્ સર્વે પ્રાણિઓ બાંધવ તેમજ શત્રુ થયેલાં હોય છે. આ બાળકને પણ સમ્યકત્વ થયું ત કાળે જે તેનો પિતા હતો તે જન્માન્તરે પાછો તેનો શત્રુ થયો હતો, તે તું સાંભળ—

## પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામાં અગ્નિભૂતિ-વાયુભૂતિનો ભવ

ભરતક્ષેત્રમાં મગધા જનપદમાં શાલિગ્રામ નામે ગામમાં મનોરમ નામે ઉદ્યાન છે. ત્યાં સુમનસ નામે યક્ષ છે. અશોકવૃક્ષ નીચે આવેલી તેની સુમના નામે શિલા છે. ત્યાં લોકો એની પૂજા કરે છે. એ ગામમાં સોમદેવ બ્રાહ્મણના, અગ્નિલા નામે પત્નીથી થયેલા, અનેક શાસ્ત્રોમાં નિર્વિઘ્ને જેમની બુદ્ધિ સંચાર કરતી હતી તેવા, એ પ્રદેશમાં પંડિત તરીકે સુવિખ્યાત અને ઘણા લોકોવડે માન્ય એવા અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામે બે પુત્રો રહેતા હતા.

એ સમયમાં, ચૌદ પૂર્વોને ધારણ કરનાર તથા જેમને અવધિજ્ઞાન પેદા થયું હતું એવા નંદીવર્ધન નામે અણગાર વિહાર કરતા મનોરમ ઉદ્યાનમાં સમોસર્યા. તેમની પાસે આસપાસથી લોકો આવીને સર્વજ્ઞે ઉપદેશેલો ધર્મ સાંભળતા હતા અને સંશયો પૂછતા હતા. તે સાધુ પણ જિનેશ્વરની જેમ યથાર્થ વ્યાખ્યાન કરતા હતા. આ પ્રમાણે લોકોને

[1] કાલસંવર એ મેઘકૂટ નગરનો રાજા હતો અને કનકમાલા તેની રાણી હતી.

તે સાધુની સેવા કરતા જોઈને સોમદેવ બ્રાહ્મણના પુત્રો કહેવા લાગ્યા, “ આ અજ્ઞાન લોકો અમારી અવજ્ઞા કરીને શ્રમણની પાસે જાય છે. એવું કયું જ્ઞાન છે, જે અમારાથી અજાણ્યું હોય ? ” તેમણે પિતાની આજ્ઞા માગી, “ તાત ! મનોરમ ઉદ્યાનમાં કોઇ મુનિ આવીને રહ્યો છે. લોકો ત્યાં જાય છે. અમે તે મુનિની સાથે વાદ કરીશું, માટે રજા આપો. ” પિતાએ કહ્યું, “ ઉપાધ્યાયને ધન આપીને સન્તુષ્ટ કરીને મેં તમને ભણાવ્યા છે. તમે શા માટે પરાભવ સહન કરો છો ? એ શ્રમણનો પરાજય કરો. ” લોકોની સાથે તે બે જણા મુનિની પાસે ગયા, અને થોડેક દૂર ઊભા રહીને બોલ્યા, “ અરે શ્રમણ ! તારી સાથે વાદ કરવાને માટે અમે આવ્યા છીએ. તું શું જાણે છે તે કહે; એટલે અમે તને ઉત્તર આપીએ. ” હવે, તે આચાર્યનો અવધિજ્ઞાની અને વાદકળામાં કુશળ એવો સત્ય નામે શિષ્ય સુમના શિલા પાસે પ્રસન્ન ચિત્તે બેઠો હતો. તેણે સાદ કરીને કહ્યું, “ અરે બ્રાહ્મણો ! પાડાના જેવા ન થશો; જે કહેવાનું હોય તે કહો. ” એટલે તેઓ તેની પાસે જઈને બોલ્યા, “ અરે શ્રમણ ! ‘ પાડાના જેવા ’ એમ કેમ કહો છો ? ” સત્યે કહ્યું, “ સાંભળો—

## પાડાનું ઉદાહરણ

કોઇ એક અરણ્યમાં માત્ર એક જ જળાશય હતું. અરણ્યવાસી ચોપગાં પશુઓ તૃષાતુર થઇને તે સ્થળે આવતાં હતાં તથા પાણી પી શાન્ત થઇને જ્યાંથી આવ્યાં હોય ત્યાં પાછાં જતાં હતાં. એક પાડો એ જળાશયમાં સ્નાન કરીને પોતાનાં શીંગડાવડે, જ્યાં સુધી પાણી ડહોળું થઇ જાય ત્યાં સુધી, ખોદતો હતો. એટલે તે પાણી તેને પોતાને કે બીજાં પ્રાણીઓને પીવાને માટે નકામું બની જતું. આ દૃષ્ટાન્ત છે. જે અરણ્ય તે સંસારરૂપી અરણ્ય સમજવું, પાણીને સ્થાને આચાર્ય સમજવા, પશુઓને સ્થાને ધર્મ સાંભળવાની અભિલાષા રાખતાં પ્રાણિઓ સમજવાં. તમે ધર્મકથામાં વિઘ્ન કરનારા પાડા જેવા ન થશો. એટલા માટે જ મેં તમને સાદ કરીને બોલાવ્યા હતા. ”

એટલે પેલા બે બ્રાહ્મણોએ કહ્યું, “ અમે આ મુનિ સાથે વાદ કરવાને માટે આવ્યા હતા. જો તમને પરાજિત કરવાથી તમારા ગુરુ પણ પરાજિત થયા ગણાય, તો તમારી સાથે વાદ કરવો યોગ્ય છે. નહીં તો પાડા જેવા અમે કદાચ તમારે માટે સિંહ સરખા બની જઇશું. ” સત્યે કહ્યું, “ એમજ છે; તમે મને જીતો. ” તેઓએ પૂછયું, “ પરાજિત થનારને શી સજા કરવી ? ” સાધુએ કહ્યું, “ જે તમને યોગ્ય લાગે તે. ” તેઓ બોલ્યા, “ જો તમે અમારો પરાજય કરશો તો અમે તમારા શિષ્ય બની જઇશું. જો તમે પરાજિત થાઓ તો તમારે બધાએ અહીંથી ચાલ્યા જવું. ” આ પ્રમાણે નક્કી થયા બાદ મધ્યસ્થોની સમક્ષ સત્યે તેમને કહ્યું, “ તમારી જે ઇચ્છા હોય તે મને પૂછો. ” તેઓએ જવાબ આપ્યો કે, “ વેદના પારગામી એવા અમને તો કંઇ સંશય નથી. તમારે જે પૂછવાનું હોય તે પૂછો. ” સાધુએ કહ્યું, “ જો મારે

પૂછવાનું જ હોય તો, કહો તમે અહીં કયાંથી આવ્યા છો ? ” તેઓએ જવાબ આપ્યો, “ અમે અહીં જ રહીએ છીએ; જે સૂર્ય અને ચંદ્રને ન જાણે તે જ અમને નહીં જાણતો હોય. ” સાધુએ કહ્યું, “ જાણું છું કે તમે સોમદેવ બ્રાહ્મણના પુત્રો છો અને અગ્નિલાના ગર્ભથી ઉત્પન્ન થયેલા છો. પણ એ કહો કે-એ ગર્ભમાં કયાંથી આવ્યા ? ” તેઓએ ઉત્તર આપ્યો, “ એ શું કોઇ જાણતું હશે ? ” સાધુએ કહ્યું, . “ ખરેખર. ” તેઓએ કહ્યું, “ જો તમે આ જાણતા હો તો અમે પરાજિત થયા છીએ. ( તમે કહો, એટલે ) અમે સાંભળીએ. ” સત્યે કહ્યું, “ તમે બન્ને જણા પહેલાંના ભવમાં શિયાળનાં બચ્ચાં હતાં. ” તેઓએ પૂછ્યું, “ એનું પ્રમાણ શું ? ” સત્યવાદી એવા સત્યે કહ્યું, “ પ્રમાણ છે.

## અગ્નિભૂતિ-વાયુભૂતિના પૂર્વભવનો વૃત્તાન્ત

અહીં નાગિલ નામે ગૃહપતિ છે. તેના મજૂરો એકવાર ખેતરમાં વડના ઝાડની નીચે હળનું રાંઢવું ભૂલી ગયા. પછી સાત દિવસની હેલી થઇ. ઠંડા પવનથી હેરાન થયેલા તમે બેએ વડના ઝાડની નીચે આશ્રય લીધો. ભૂખની પીડાથી તમે એ રાંઢવું ખાધું. તે નહીં પચવાથી તમને વિશૂચિકા થઇ. એ દર્દથી તમે બન્ને મરણ પામ્યા અને અગ્નિલાના ગર્ભથી જોડકા તરીકે જન્મ્યા. એમાં કંઈ સંદેહ નથી. ”

આ સાંભળીને તે બે ભાઇઓને શંકા થઇ. મધ્યસ્થોએ કહ્યું, “ નાગિલને પૂછી જુઓ. ” માણસો પૂછવા માટે ગયા. ગૃહપતિ નાગિલે કહ્યું, “ આ પ્રમાણે બનેલું હતું ખરું. અર્ધું ખવાયેલું રાંઢવું અને મરેલાં બે શિયાળ મેં હેલીના અંતે જોયાં હતાં. એટલે તે માણસો પાછા આવતાં આવતાં કહેવા લાગ્યા, “ અતિશય-જ્ઞાની સાધુએ બ્રાહ્મણપુત્રોને જીત્યા છે. ” આવીને તેમણે બધી વાત કહી. સાધુએ કહ્યું, “ હવે, બીજું પ્રમાણ સાંભળો—

## મૂંગા થયેલા રાહુકનો વૃત્તાન્ત

ઉજ્જયિનીથી પાંચ પુરુષો અહીં આવે છે. તેમાંથી ત્રણ ઇભ્યપુત્રો છે અને બે નોકરો છે. ઇભ્યપુત્રો પૈકીનો એક-પરાણે મૂંગા થયેલા રાહુકે સફેદ વસ્ત્રો પહેરેલાં છે અને તે ઘઉંવર્ણો છે. બીજા બે જણ ઉજળા છે અને તેમણે પીઠીથી રંગેલાં ચીનાઇ વસ્ત્રો પહેર્યાં છે. નોકરો શ્યામવર્ણા છે. તેમાંનો એક કામળાનું પોટલું બાંધી તેમાં ભાથું અને વસ્ત્ર લઈને આવે છે, જ્યારે બીજાએ કુમતાવાળા વસ્ત્રમાં સામાન બાંધ્યો છે. જે મૂંગો છે તેને હું ઉપદેશ કરીશ, એટલે તે અહીં બોલશે અને દીક્ષા લેશે. તે અહીં આવી પહોંચે તે અગાઉ, જે કારણથી તે આ પ્રદેશમાં આવેલો છે તે હું તમને કહું છું.

## રાહુકના પૂર્વભવની કથા

ઉજ્જયિનીમાં તાપસ નામે એક શેઠ રહેતો હતો. તે દર્દીની ચિકિત્સા કરવામાં કુશળ હતો. આય-વ્યયની હેરફેર કરતો અને ખેતીરૂપી આરંભ-પાપમાં જેનું ચિત્ત

આસક્ત થયેલું છે એવો તે આર્ત્તધ્યાનથી મરીને સૂવર થયો. પોતે પૂર્વે જે ખેતરનો ભોગવટો કરતો હતો ત્યાં જ શરદકાળમાં ડાંગર ખાવાને માટે તે યૂથની સાથે આવ્યો. તાપસના અવતાર વખતના તેના પુત્રે શબ્દ કર્યો, આથી તે યૂથ નાસી ગયું; પણ પેલા સૂવરના બચ્ચાએ ઊંચું જોતાં પોતાના પૂર્વજન્મના પુત્રને જોયો અને જાતિ-સ્મરણ થતાં તે તેની પાસે આવ્યું. પેલા છોકરાએ પણ દયા કરી તેને હાંકયું નહીં અને તેને દૂધ-ભાત ખાવા આપ્યા. પૂર્વના સ્નેહથી તે સૂવર પુત્રની પાછળ પાછળ ચાલતો નગરમાં આવ્યો અને ત્યાં ઊછરવા લાગ્યો. એક વાર તેને બાંધેલો હતો અને ઘરમાં બધાં માણસો ઊંઘી ગયાં હતાં ત્યારે કુતરાઓએ તેને મારી નાખ્યો. ક્રોધાવિષ્ટ થયેલો અને ચીસો પાડતો તે મરીને તેજ નગરમાં સર્પ થયો. ફરતાં ફરતાં તે ઘરમાં અગાઉનાં પરિચિત માણસોને જોઈને તેને જાતિસ્મરણ થયું. મમત્વને કારણે તે એ પ્રદેશમાં જ રહેવા લાગ્યો. તેને ફરતો જોઈને માણસોએ તેને દંડાથી માર્યો. એ અવસ્થામાં જીવવા ઇચ્છતો તે ત્યાંથી નાસી ગયો, અને શારીરિક વેદના અનુભવતો વિચાર કરવા લાગ્યો, " આમાં આ લોકોનો શો દોષ ? સર્પની જાત જ ભય પેદા કરનારી છે. અથવા મેં પોતે જ બીજાને પીડા આપનારું કર્મ કર્યું હશે, તેનું આ ફળ અનુભવું છું. " આ પ્રમાણે માર્દવ પામીને મરણ પામતાં તે પોતાના પુત્રનો જ પુત્ર થયો. જેને પોતાના પૂર્વભવનું સ્મરણ થયું છે એવો તે સ્વજનોને જોઇને વિચાર કરવા લાગ્યો, " પુત્રને ' પિતા ' કહીને કેવી રીતે બોલાવીશ ?. અને વહૂને ' મા ' શી રીતે કહીશ ? માટે મારે મૂગા રહેવુંજ યોગ્ય છે. " ( આ પ્રમાણે વિચારીને મૂંગો જ રહ્યો. ) મોટો થતાં તે રોગી સ્વજનોની ચિકિત્સા લખીને કરતો હતો. આમ તે સર્વનો માન્ય અને પૂજનીય થયો.

એ દેશકાળમાં સૌધર્મ કલ્પવાસી એક દેવ નંદીશ્વર તીર્થની યાત્રાએ આવેલો તે વિદેહમાં કેવલીને પૂછવા લાગ્યો, " ભગવન્ ! હું ભવ્ય છું ? દુર્લભ બોધિવાળો છું, કે સુલભ બોધિવાળો ? " કેવલીએ કહ્યું, " તું ભવ્ય છે, પણ ગુરુની અત્યંત આશાતના કરીને તેં દર્શનમોહનીય કર્મ ઉપાર્જિત કર્યું છે, તે તારા દુર્લભબોધિકત્વનું કારણ બન્યું છે. " દેવે પૂછ્યું, " હું કેવી રીતે બોધ પામીશ ? " અરિહંતે કહ્યું, " તું અહીંથી ચ્યવીને જંબૂદ્વીપના ભરતમાં આવેલી ઉજ્જયિની નગરીમાં પરાણે મૂગા બનેલા ઇભ્યપુત્ર રાહુકના ભાઈનો પુત્ર થઈશ. તારા વડે અભ્યર્થના કરવામાં આવતાં તે તને બોધ કરશે. " આ સાંભળીને દેવ રાહુકની પાસે ગયો. રાહુકને તેણે ધન આપ્યું અને કહ્યું, " હું તારા ભાઇનો પુત્ર થઈશ. મારી માતાને અકાળે કેરી ખાવાનો દોહદ થશે. તેની તું આ ઔષધોવડે ફળપાક કરીને ચિકિત્સા કરજે. ' સમયે જે બાલક થાય તે તમારે મને આપવો ' એમ તું કહેજે, અને તેઓ તે વસ્તુનો સ્વીકાર કરે ત્યારે જ દોહદનો ઇલાજ કરજે. જન્મ થયા બાદ મને સાધુ પાસે વારંવાર લઈ જજે. એમ કરતાં

પણ જો હું બોધ ન પામું તો મારા નામથી અંકિત થયેલાં આ કુંડળ મને બતાવજે." એમ કહીને વૈતાઢ્ય પર્વતના સિદ્ધાયતન પાસેની પુષ્કરિણીમાં તે કુંડળ, રાહુકને એ પ્રદેશમાં લઇ જઇને, દેવે નાખ્યાં. 'આ વાતનું મને સ્મરણ કરાવજે' એમ કહ્યું અને ફરી પાછો રાહુકને નગરમાં આણ્યો."

પછી દેવે સૂચવ્યા પ્રમાણે (રાહુકના ભાઈની પત્નીને) દોહદનો ઉપચાર કરવામાં આવ્યો, અને તેના ફળરૂપે પુત્રનો જન્મ થયો. એ પુત્રને રમાડતો રાહુક તેને સાધુ પાસે લઇ જતો હતો. એ જોઇને સાધુઓ મોટા સાદે અવાજ કરતા હતા, અને તેને કહેતા હતા, "શ્રાવક! આ બાળક સ્વાધ્યાય અને ધ્યાનમાં વિઘ્ન કરે છે." આથી તે રાહુક એ બાળકને બોધ પમાડવા માટે અહીં આવે છે. અહીં આવીને નિર્વેદપૂર્વક તે તપશ્ચર્યા કરશે. દીક્ષા લઇ થોડો સમય સાધુધર્મ પાળી કાળધર્મ પામીને દેવ થશે. અગાઉના સંકેતનું સ્મરણ કરી ઉજ્જયિની જઇને, આઠ વર્ષથી કંઇક મોટા થયેલા પેલા બાલકના શરીરમાં રોગ પેદા કરશે. જ્યારે બધા વૈદ્યો હાથ હેઠા મૂકશે ત્યારે પોતે વૈદ્યનું રૂપ ધારણ કરીને કહેશે કે, "જો એ બાળક મને શિષ્ય તરીકે આપો તો તેને હું નીરોગ કરું." તેનાં મા-બાપે એમ કરવાની હા પાડતાં બાળક સાજો થશે એટલે પોતાના શસ્ત્ર-કોશનો (ઓજારોની પેટીનો) બોજો તેને ઉપાડવા માટે આપશે. પત્થર જેવા ભારે એ બોજાને પેલો બાળક ઉપાડી શકશે નહીં. "ઉપાધ્યાય! આટલો ભાર ઉપાડીને એક પગલું પણ ચાલવાની મારી શકિત નથી." એમ તે કહેશે, એટલે રાહુક તેને કહેશે કે, "જો શ્રમણ તરીકે દીક્ષા લે તો તને જવા દઉં." ઘણા પ્રકારે પ્રયત્ન કરવા છતાં પણ છોકરો દીક્ષા લેવાનું નહીં સ્વીકારે. આ પ્રમાણે પ્રયત્ન કર્યા પછી અંતે વૈતાઢ્ય પર્વત ઉપર લઇ જઈને રાહુક તેને કુંડલ બતાવશે એટલે એ છોકરાને પોતાના (દેવ તરીકેના) પૂર્વભવનું સ્મરણ થતાં તીવ્ર વૈરાગ્ય થશે અને તે દીક્ષા લેશે."

આ પ્રમાણે વાત પૂરી થતાં કુતુહલવાળા જોનારા પુરુષો પેલા આગન્તુક માણસોની સામે ગયા. સાધુએ કહ્યા હતા તેવા માણસોને તેમણે જોયા, અને પ્રશ્ન કરતાં કહ્યા પ્રમાણે-ના મૂગા માણસને તેમણે બતાવ્યો. 'બ્રાહ્મણોનો પરાજય થયો છે' એમ બોલતા તે પુરુષો પર્ષદાની સામે આવ્યા, અને જે જોયું તથા સાંભળ્યું હતું તે કહ્યું. પેલા આગન્તુક પુરુષો પણ અનુક્રમે આવી પહોંચ્યા અને વંદન કરીને બેઠા. મૂગા ઇભ્યપુત્રને સાધુએ કહ્યું, "રાહુક! પૂર્વભવના તાપસ! મરીને તું સૂવર થયો. ત્યાં ચીસો પાડતા તને કુતરા-ઓએ મારી નાખતાં સર્પ થયો. ત્યાં પણ દંડાથી તારા ઉપર ઘા કરવામાં આવતાં નાસી ગયો અને મરણ પામ્યો. પછી પુત્રના પુત્ર તરીકે જન્મ્યો, પણ માનને કારણે માતા-પિતાને બોલાવતો નથી. આ પ્રમાણે તારો કાળ ગયો. પછી 'દેવનું વચન કરવું જોઇએ.' એમ વિચારીને તું અહીં આવ્યો છે. આ સંસારમાં ભમતા પ્રત્યેક જીવને તિર્યંચ અને મનુષ્યના

ભવમાં સર્વ જીવો માત-પિતા થયેલાં હોય છે. દેવ અને નારકના ભવમાં એવું નથી. તું કે જે પૂર્વભવનો તાપસ નામે શેઠ છે તેની બાબતમાં પણ એવું છે. તેં પૂર્વે અનુભવેલા ભવ પણ મેં પ્રમાણ સાથે કહી બતાવ્યા છે. તાપસના ભવમાં જે તારી માતા હતી તે જ જન્માન્તરમાં પણ હતી એમ તું શી રીતે જાણી શકે છે? આ સંસારમાં ભમતા પ્રાણીએ સર્વે સંબંધો અનુભવેલા છે. આ જ ખરી વસ્તુ છે."

આ સાંભળીને અશ્રુપૂર્ણ નયનવાળો તે રાહુક સાધુને પગે પડયો અને બોલ્યો કે, "ભગવન્! સંસારની સર્વે ગતિઓ આપ જાણો છો." તેનું આ વચન સાંભળીને સાથે આવેલા પુરુષો અત્યંત વિસ્મય પામીને બોલવા લાગ્યા, "અહો! આશ્ચર્ય છે! અમારી સાથે ઊછરેલો અને જન્મથી જ મૂગો આ રાહુક અત્યારે સાધુનું વચન સાંભળીને બોલવા લાગ્યો!"

પછી સત્યવાદી એવા સત્યે અગ્નિભૂતિ અને વાયુભૂતિને કહ્યું, "તમે પૂર્વજન્મમાં શિયાળ હતા, તેનું આ બીજું પ્રમાણ છે." મધ્યસ્થોએ પણ 'બરાબર છે' એમ કહ્યું. ઉદાસ થયેલા તે બ્રાહ્મણોએ કહ્યું, "અમે નિરુત્તર થયા છીએ, અમારો સંશય દૂર થયો છે, જન્માન્તર જાણનારા શ્રમણોનો વિજય થયો છે." પ્રશંસા કરતી બધી પર્ષદા ગઇ. પર્ષદાના માણસોએ સોમદેવ અને અગ્નિલાને આ કહ્યું. રોષથી સળગી ગયેલાં તે બે જણાંએ કહ્યું, "હે પુત્રો! જે શ્રમણે મહાજનોની વચ્ચે તમારો તિરસ્કાર કર્યો છે તેનો ગુપ્ત રીતે વધ કરાવો." પુત્રોએ કહ્યું, "આવા મહાત્મા તપસ્વીનો વધ શી રીતે કરાવાય?" એટલે માતા-પિતા બોલ્યાં, "પણ અમારે માટે તો તે વધ્ય છે, માટે તમે પ્રતિકૂળ ન થાઓ." માતા-પિતાના આ વચનને પ્રમાણ કરતા તે બે જણા સાધુઓ રહેલા હતા તે પ્રદેશમાં ગયા. સત્ય અણગાર સુમના શિલા ઉપર સર્વરાત્રિકી પ્રતિમામાં કાયોત્સર્ગ કરીને રહેલા હતા. તેનો વધ કરવાને આ બે જણ તૈયાર થયા, એટલે એ શિલાના અધિષ્ઠાયક યક્ષે શબ્દ કર્યો, "અરે દુરાચારીઓ! ઋષિનો વધ કરનારાઓ! તમે નાશ પામ્યા છો!" આમ બોલતાં એ યક્ષે તેમને લેપ્યકર્મનાં બનાવેલાં પૂતળાંઓની જેમ થંભાવી દીધા. પ્રભાતે આ અવસ્થામાં રહેલા તેમને લોકોએ જોયા. પછી તેમનાં સ્વજનોએ સત્યને વિનંતી કરી, "મહાઋષિ! ક્ષમા કરો, આ લોકોને જીવિતદાન આપો." શરદઋતુના સરોવરનાં જળ સમાન નિર્મળ હૃદયવાળા સત્યે કહ્યું, "હું તેમના ઉપર ક્રોધ કરતો નથી; આ તો સુમનસ્ યક્ષ કોપેલો છે, અને તેણે એમને થંભાવી દીધા છે." યક્ષને વિનંતી કરવામાં આવતા તેણે કહ્યું, "આ પાપકર્મીઓ ભલે અહીંજ સોસાઇ જાય; એમનું હવે જીવન નથી." આ પ્રમાણે અદૃશ્ય રહીને બોલતા યક્ષને અવધિજ્ઞાનવાળા સત્યે કહ્યું, "આ તો જિનવચનથી બાહ્ય અજ્ઞાનીઓ છે, માટે તેમને ક્ષમા કરો અને કોપ દૂર કરો." આ પછી યક્ષ શાન્ત થયો. તે બે જણા પાછા સ્વાભાવિક હરતા ફરતા થયા. તેઓએ વિચાર કર્યો, "અહો! સાધુઓ દયાવાન્ છે. અમારા જેવા નિર્દયો પ્રત્યે પણ તેઓ અનુકંપા ધરાવે છે. તેઓ જે ઉપદેશે છે તે જ મોક્ષનો માર્ગ છે." પછી

તેઓ સત્યના પગે પડ્યા અને બોલ્યા, "આ પ્રાણ હવે આપને આધીન છે, આજથી અમે આપના શિષ્યો છીએ, પરન્તુ સાધુધર્મ પાળવાને શક્તિમાન્ નથી, માટે ગૃહસ્થધર્મ અમે સ્વીકારીશું." આ પછી તેઓ અણુવ્રતને ધારણ કરનારા શ્રાવકો થયા, અને અમૃત સમાન જિનધર્મ તેમણે જાણ્યો. વિહાર કરતા સાધુઓ પણ ત્યાંથી ગયા.

શીલવાન અને જિનપૂજામાં રત એવા તેઓ માતા-પિતાને સમજાવવા લાગ્યા કે, "અરિહંતે ઉપદેશેલો માર્ગ તમે સ્વીકારો." એટલે માબાપે કહ્યું, "પુત્રો! જેમના ભયથી તમે આ ધર્મ સ્વીકાર્યો હતો તે શ્રમણો ચાલ્યા ગયા છે, માટે હવે એ ધર્મથી બસ કરો." પુત્રોએ કહ્યું, "હે માતા-પિતા! નિર્ગુણ વસ્તુ માટે દુરાગ્રહ રાખવો એ મૂઢતા છે. જિનેશ્વરે ઉપદેશેલો ધર્મ સત્ય, વાસ્તવિક અને નિર્વાણમાં લઈ જનારો છે, માટે અજ્ઞાન ન બનો. એ સન્માર્ગનો સ્વીકાર કરો, જેથી દુર્ગતિમાં જવું પડે નહીં." મા-બાપે કહ્યું, "તમે એ શ્રમણોનો ઉપદેશ સાંભળીને અમને અમારા વેદોક્ત કુલધર્મથી ભ્રષ્ટ કરવા ઈચ્છો છો. જો કુલધર્મ સ્વીકારવાથી દુર્ગતિમાં જવાતું હોય તો ભલે અમે જઈશું." પુત્રોએ ઉપદેશ કરવા છતાં પણ તેઓએ જિનધર્મ સ્વીકાર્યો નહીં. પછી ધર્મમાં દૃઢ રહેલા તે બે ભાઈઓ કાલધર્મ પામીને સૌધર્મ કલ્પમાં પાંચ પલ્યોપમના આયુષ્યવાળા દેવો થયા.

## પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામાં પૂર્ણભદ્ર-માણિભદ્રનો ભવ

ત્યાંથી ચ્યવીને, ગજપુરમાં જિતશત્રુ રાજા, ધારિણીદેવી, અજિતસેન યુવરાજ, અરહદાસ શ્રેષ્ઠી, તેની ભાર્યા પુષ્પશ્રી, તેના ગર્ભમાં અનુક્રમે મોટા અને નાનાભાઇ પૂર્ણભદ્ર અને માણિભદ્ર તરીકે તેઓ જન્મ્યા. એક વાર મહેન્દ્ર નામે અણગાર પોતાના ગણસહિત હસ્તિનાપુર( ગજપુર )માં સમોસર્યા હતા. તેમની પાસે ધર્મોપદેશ સાંભળીને રાજા અને શ્રેષ્ઠીએ દીક્ષા લીધી. પછી અજિતસેન રાજા થયો અને પૂર્ણભદ્ર શ્રેષ્ઠી થયો. સાધુઓ વિહાર કરીને ઘણે કાળે પાછા ગજપુરમાં આવ્યા. પૂર્ણભદ્ર અને માણિભદ્ર તેમને વંદન કરવાને માટે નીકળ્યા. માર્ગમાં પક્ષીનું પાંજરું ખભે મૂકીને ચાલતા તથા પિંગલા નામે કૂતરી જેની પાછળ પાછળ આવતી હતી એવા ચાંડાલને તેમણે જોયો. એ જોઇને પૂર્ણભદ્ર-માણિભદ્રને અત્યંત સ્નેહ પેદા થયો. એમને વિચાર થયો, "આ જોઇને અમને સ્નેહ કેમ થાય છે? ગુરુને પૂછીશું." પછી તેમણે ચાંડાલને કહ્યું, "અમે સાધુ પાસે જઇને પાછા વળીએ ત્યાંસુધી રાહ જોજે, તો તને કંઇ ઈનામ આપીશું." "જેવી આપની આજ્ઞા" એમ કહીને ચાંડાલ ત્યાં ઊભો રહ્યો. પછી તેઓ ગયા અને મહેન્દ્ર અણગારને વંદન કરીને પૂછવા લાગ્યા, "ભગવન્! ચાંડાલ અને તેની કૂતરી ઉપર અમને અત્યંત સ્નેહ થયો, તેનું કારણ કહો." અવધિજ્ઞાનથી જોઈને સાધુએ કહ્યું કે, "પૂર્વ-જન્મમાં એ તમારાં માતાપિતા હતાં. ઘણું પાપ ઉપાર્જન કરીને મરણ પામી સર્પાવર્ત

નરકમાં પાંચ પલ્યોપમ સુધી દુઃખ અનુભવીને ત્યાંથી ઉદ્વર્તિત થઇ અહીં જન્મ્યાં છે." પ્રમાણપૂર્વક આવું સાંભળીને જેમને જાતિસ્મરણ થયું છે એવા તે બે ભાઇઓ સાધુને વંદન કરીને ચાંડાલની પાસે આવ્યા. તેને તેઓ પોતાના ઘેર લઇ ગયા અને પૂર્વભવનો વૃત્તાન્ત કહ્યો. ચાંડાલ અને કૂતરીને પણ જાતિસ્મરણ થયું. પછી તેમણે ચાંડાલને કહ્યું, "અમે તને વૃત્તિ આપીશું, તેથી ગુજરાન ચલાવજે. પણ હવે પાપકર્મ બંધ કર, જેથી નરકમાં જવું પડે નહીં" એટલે અશ્રુપાત કરતો તે ચાંડાલ કહેવા લાગ્યો, "આ નિન્દ્ય જાતિમાં હવે સમય ગાળવાને હું શક્તિમાન્ નથી, માટે અનશન કરીને હું મરીશ." તેણે ઘણો આગ્રહ કર્યો એટલે તેઓએ તેને ભક્તનું પચ્ચકખાણ આપ્યું, ત્યારે જ તે રહ્યો. પિંગલા કૂતરીને ભોજન આપવામાં આવ્યું, પણ તે તેણે ખાધું નહીં. શ્રેષ્ઠીએ કહ્યું, "પિંગલે! તું ખાતી નથી, તો તેં પણ શું ભક્તનું પ્રત્યાખ્યાન કર્યું છે?" કૂતરીએ માથું હલાવી હા પાડી. પછી સાત રાત્રિમાં તે મરણ પામી. ચાંડાલ પણ અઢાર દિવસમાં નંદીશ્વર દ્વીપમાં દેવ થયો. કૂતરી હતી તે એ જ નગરના અજિતસેન રાજાની પુત્રી સુદર્શના નામે થઇ. તે પૂર્ણભદ્ર–માણિભદ્રે સ્નેહ વડે તેને સૂચિત કરી–ઓળખી. સમય થતાં 'હે અગ્નિલા! હે પિંગલા!' એવા સંબોધનો કરી તેમણે તેને પ્રતિબોધ પમાડ્યો. શ્રેષ્ઠી પૂર્ણભદ્ર એ રાજાનો અત્યંત સ્વજન હતો, આથી તેના વડે પ્રેરાઇને સુદર્શનાએ પ્રિય-દર્શના સાધ્વી પાસે દીક્ષા લીધી, અને સાધ્વીધર્મ પાળીને તે દેવલોકમાં ગઇ. તે પૂર્ણ-ભદ્ર–માણિભદ્ર પણ શ્રાવકધર્મ પાળીને, સમાધિથી કાળધર્મ પામી સૌધર્મ દેવલોકમાં ગયા.

## પ્રદ્યુમ્ન અને સાંબના પૂર્વજન્મની કથામાં મધુ–કૈટભનો ભવ

ત્યાં બે સાગરોપમ સુધી દિવ્ય ભોગ ભોગવ્યા પછી ચ્યવીને ગજપુરમાં વિશ્વસેન રાજાની સુરૂપા દેવીના અનુક્રમે મોટા અને નાના પુત્રો મધુ અને કૈટભ નામે થયા. સમય જતાં મધુ રાજા થયો નંદીશ્વર દેવ પણ સંસારમાં ભમીને વટપુરમાં કનકરથ નામે રાજા થયો. સંસારમાં ભ્રમણ કરતી સુદર્શના પણ તેની ચંદ્રાભા નામે પત્ની થઇ. મધુ અધિ-રાજા હતો, પણ આમલકલ્પા નગરીનો અધિપતિ ભીમ નામે રાજા તેની આજ્ઞા બરાબર પાળતો નહોતો. આથી તેણે ચઢાઈ કરી અને (કૂચ કરતાં માર્ગમાં) વટપુર પહોંચ્યો. કનકરથ રાજા બહુમાનપૂર્વક તેને પોતાને ત્યાં લઇ ગયો. કનકની ઝારીથી પાણી રેડીને ચંદ્રાભા દેવી તેના પગ ધોવા લાગી. તેના રૂપથી અને હસ્તપલ્લવના સ્પર્શથી આનંદ પામતો મધુ તેની ઉપર મોહ પામ્યો, પણ પોતાની સ્થિતિ ગમે તેમ છૂપાવીને તે ત્યાં બેસી રહ્યો. જેમ તેમ ભોજન કરીને મધુ નીકળ્યો અને પોતાના ઉતારે આવ્યો. નિપુણ એવા મંત્રીએ તેને પૂછ્યું, "સ્વામી! તમારી મુખકાન્તિ જુદા પ્રકારની દેખાય છે, માટે વધુ પડતો આત્મવિશ્વાસ રાખીને ઠગાઇ ન જશો. કહો, તમારા શરીરમાં શો વિકાર છે?" મધુ બોલ્યો, "તેં સાચો તર્ક કર્યો કારણ કહું છું–કનકરથ રાજાની દેવી ચંદ્રાભા

છે, તે મારા હૃદયમાં પ્રવેશી છે. 'જો હું તેને પ્રાપ્ત નહીં કરું તો હું નહીં જીવું' એ નિશ્ચય છે. આ પ્રકારની ચિન્તાને કારણે મારા મુખની વિવર્ણતા તેં જોઈ છે." મંત્રીએ કહ્યું, "સ્વામી ! કનકરથની પત્નીનું જો બળાત્કારે હરણ કરવામાં આવે તો આપણે એકલા માર્યા જઈશું, માટે વિનંતિ કરું છું કે–તેને યુક્તિપૂર્વક મેળવવી જોઇએ. કનકરથની સાથે પ્રેમ વધારો, રાણીઓને ત્યાં મોકલો, બિમારીનો દેખાવ કરો. એ પ્રમાણે જવા–આવવાથી વિશ્વાસ વધતાં નિર્વિઘ્ને સંયોગ થઇ શકશે." મધુએ તેમ કર્યું. બિમારીના સમાચાર સાંભળી કનકરથ અને ચંદ્રાભા વારંવાર ત્યાં આવવા લાગ્યાં. વિરોધી ભીમ રાજા પણ કનકરથે કરેલું મધુનું સન્માન સાંભળી પાછો હઠ્યો. મધુ પાછો વળ્યો અને ગજપુર ગયો. કનકરથને તેણે કહ્યું, "કેટલોક સમય અમારી સાથે રહીને પછી તમારા નગરમાં પાછા આવજો." કનકરથે 'ભલે' એમ કહીને તે વસ્તુ સ્વીકારી. કેટલાક દિવસો વીત્યા બાદ, ગજપુર ગયેલા રાજાઓનો સત્કાર કરીને ભાર્યા સહિત તેમને વિદાય આપવામાં આવી. અંતે કનકરથનો પણ વિદાય સત્કાર કરવામાં આવ્યો, પણ ચંદ્રાભાને આભરણ તૈયાર કરવાના બહાને રોકી રાખવામાં આવી. ચંદ્રાભાએ સાંભળ્યું કે–'હવે હું બહાર નીકળી શકું એમ નથી.' એટલે તેણે પોતાની વિશ્વાસપાત્ર દાસીને કનકરથ પાસે આ ખબર કહેવા મોકલી. આ હકીકત જાણીને ભયભીત થયેલો કનકરથ ત્યાંથી ચાલ્યો ગયો, અને પુત્રને રાજ્ય આપીને તેણે તાપસ તરીકે દીક્ષા લીધી. ચંદ્રની ચંદ્રકળાની જેમ, ચંદ્રાભા મધુની માનીતી થઇ.

ઘણા કાળે તાપસરૂપધારી કનકરથ રાજાને ગજપુરના રાજમાર્ગ ઉપર ચંદ્રાભાની દાસીએ જોયો, તેણે ચંદ્રાભાને નિવેદન કર્યું કે, "સ્વામિનિ ! આજે મેં રાજાને જોયા." ચંદ્રભાએ પૂછ્યું, "તું રાજાને ક્યારે જોતી નથી ?" દાસીએ ઉત્તર આપ્યો, "સ્વામિનિ ! આ તો કનકરથ નામે તાપસ હતો." તેણે કહ્યું, "ક્યાં છે ? મને બતાવ." ત્યાં ઊભી રહીને દાસીએ તેને એ બતાવ્યો. તેને જોઇને ચિન્તાતુર થયેલી ચંદ્રાભા પોતાની જાતની નિન્દા કરતી બેઠી કે, "અહો ! હું મંદભાગિનીના દોષથી આ રાજા આવી અવસ્થા પામ્યો છે." એટલામાં મધુ તે સ્થળે આવ્યો. તેણે પૂછ્યું, "દેવિ ! આદરપૂર્વક શું જુઓ છે ?" રાણીએ તુરત વાત ઉપજાવી કાઢીને કહ્યું, "દેવ ! આ નગરની બહાર જાણે સૂતરથી ભાગ પાડ્યા એવું શું દેખાય છે, એનો વિચાર કરું છું." રાજા બોલ્યો, "દેવિ ! આ નગરવાસી લોકોનાં ખેતરો છે, આજીવિકાને માટે એમાં અનાજ ઉગાડવામાં આવે છે." રાણીએ પૂછ્યું, "દેવ ! એમાં આપણું કયું ખેતર છે ?" મધુએ કહ્યું, "જે વિભાગ પાડનારાં સૂત્રો છે તે આપણાં ખેતર છે." રાણી બોલી, "આવાં ઝીણાં ખેતરોમાં શું થતું હશે, જેથી આપણે જીવીએ છીએ ?" રાજાએ કહ્યું, "આ તો મર્યાદા છે, અને તે મેરા( સીમા )એ નામથી પણ ઓળખાય છે. જે એનું ઉલ્લંઘન કરે તે અપરાધી ગણાય છે. એની શિક્ષા માટે અપરાધને અનુરૂપ દંડ કરવામાં આવે છે, અને તે

દંડ આપણા ખજાનામાં આવે છે. રાજાઓ મર્યાદાના રક્ષક છે." પછી રાણીએ હિંસા કરનાર, જૂઠું બોલનાર, ચોર અને વ્યભિચારીનો શો દંડ કરવામાં આવે છે તે પૂછ્યું. રાજાએ જ્યારે એનો ઉત્તર આપ્યો, ત્યારે ચંદ્રાભાએ કહ્યું, "દેવ! તમે જાણવા છતાં પણ કનકરથ રાજાની પત્નીનું હરણ કરવામાં અયોગ્ય કર્યું છે." પછી તેણે ત્યાં ફરતા તાપસ( કનકરથ )ને બતાવ્યો કે, "આ આપણે લીધે આવું દુઃખ અનુભવે છે." મધુએ સ્વીકાર્યું કે, 'હા દેવિ! મેં અયોગ્ય કર્યું છે." ચંદ્રાભાએ કહ્યું, "આમાં મારો જ દોષ છે, તમારો નથી. કેમકે જીવતી હોવા છતાં, હું ત્યાગ કરી શકતી નથી. માટે મને રજા આપો. હું પરલોકનું હિત આચરીશ." મધુએ કહ્યું, "હું પણ રાજ્યશ્રીનો ત્યાગ કરું છું. પછી મધુએ પોતાના નાના ભાઈ કૈટભને બોલાવી રાજ્ય આપવા માંડ્યું, પરંતુ તેણે કહ્યું કે, "હું પણ તમારી સાથે દીક્ષા લઈશ." પુત્રને રાજ્ય આપીને મધુએ કૈટભ અને ચંદ્રાભાની સાથે વિમલવાહન અણગારની પાસે દીક્ષા લીધી. સૂત્ર અને અર્થનું ગ્રહણ કરીને તે સંવિગ્ન થયો, અને બાર પ્રકારનાં તપ કરતો ઘણા કાળ સુધી સંયમ પાળીને કાળધર્મ પામી, મહાશુક્ર કલ્પમાં ઇન્દ્ર થયો. કૈટભ પણ તેનો જ સામાનિક દેવ થયો. દેવી ચંદ્રાભા સૌધર્મ કલ્પમાં દેવી થઇ. કનકરથ તાપસ કાળધર્મ પામી ધૂમકેતુ વિમાનમાં દેવ થયો. વેરભાવ રાખતો તે મધુની તપાસ કરતો હતો, પણ અલ્પર્દ્ધિકપણાને લીધે તેને જોઈ શકતો નહોતો. ઇન્દ્ર થયેલો મધુ સત્તર સાગરોપમનું આયુષ્ય ક્ષય થતાં ચ્યવીને કૃષ્ણની પટ્ટરાણી રુક્મિણીના ગર્ભમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો. વિપુલ સંસારમાં ભમીને કનકરથ દેવ ફરી પાછો તે કાળે ધૂમકેતુ દેવ થયો હતો. પૂર્વવૈરનું સ્મરણ કરતા તેણે મધુને જન્મતાં જ જોયો. પછી જેને રોષ પેદા થએલો છે એવા ધૂમકેતુ દેવે તેને હરી લીધો અને શિલાતલ ઉપર મૂકી દીધો. વિદ્યાધર-મિથુન તેને પોતાના નગરમાં લઈ ગયું. આ પ્રમાણે ( તે બાળકને જન્મતાં વેંત જ ) શત્રુવટ થઇ હતી."

આ પ્રમાણે સીમંધર જિને જેના સંશય દૂર કર્યા છે એવા નારદ રુક્મિણી પાસે આવ્યા. રુક્મિણીને તેમણે કહ્યું, "દેવિ! તમારો પુત્ર જીવે છે, અને વિદ્યાધરવડે રક્ષાયેલો તે ઉછરે છે." ભગવાને કહ્યો હતો તે પ્રમાણેનો માતા-પિતા સાથેનો બાળકનો સમાગમ-કાળ પણ નારદે રુક્મિણીને કહ્યો. પછી નારદ ત્યાંથી ઊડ્યા.

## પ્રદ્યુમ્નને પ્રજ્ઞપ્તિ વિદ્યાની પ્રાપ્તિ

બીજી તરફ, પ્રદ્યુમ્ન વિદ્યાધર-નગરમાં મોટો થતો હતો પૂર્વભવમાં પરિચિત એવી કલાઓ તેણે, કહેવામાં આવતાં વેંત જ, ગ્રહણ કરી. વધતા જતા યૌવન અને લાવણ્યવાળા, છત્રાકાર શિરવાળા, વિકસિત કમળ જેવાં નયનવાળા, લોકોનાં નયનોને વિશ્રામ આપનાર, સૂર્યનાં કિરણોવડે આલિંગિત કમળ સમાન મનોહર મુખવાળા, શ્રીવત્સથી અંકિત વક્ષઃ-

સ્થળવાળા, લાંબા અને ઉત્તમ બાહુવાળા, સહસ્રાક્ષ ઇન્દ્રનાં કર–કમળના સ્પર્શવડે સુભગ એવા વજ્ર જેવા મધ્યભાગવાળા, સિંહ જેવી કટિવાળા, હાથીના બચ્ચાની સૂંઢ જેવાં બે ઉરુવાળા, આછી નસો અને ઝીણાં ઊગેલાં રોમયુક્ત તથા અનુક્રમે ગોળ એવી જંઘાઓવાળા, ઉત્તમ લક્ષણોવડે ખચિત એવા સુકુમાર પગનાં તળિયાંવાળા, કાનને સુખ આપે તેવી ગંભીર વાણી બોલનાર અને હંસના જેવી ગતિવાળા તે પ્રદ્યુમ્નને જોઈને કનકમાલા વિચાર કરવા લાગી કે, “ પ્રદ્યુમ્નના જેવો રૂપાળો પુરુષ વિદ્યાધરલોકોમાં બીજો કોઇ નહીં હોય. જો એ મારી કામના કરે તો મારું જીવન સફળ થાય, પરન્તુ તે વિનીત, વિચક્ષણ અને પાપથી ડરનારો છે, તેથી આ વસ્તુ ઈચ્છશે નહીં. માટે ( તે મને કેવી રીતે પ્રાપ્ત થયો હતો-મારો ઔરસ પુત્ર નથી ઇત્યાદિ ) ખરી હકીકત તેને કહું. પરન્તુ તે પણ એ સાચું માનશે કે નહીં માને ? ” આ પ્રમાણે સંકલ્પ કરતી મદનપરવશ તે કનકમાલા બિમાર પડી. પ્રદ્યુમ્ને પૂછ્યું, “ માતા ! તમને શી શરીરપીડા છે, જેથી અસ્વસ્થ દેખાઓ છો ? ” એટલે તેણે કહ્યું, “ ભાઇ ! મને માતા કહીને ન બોલાવીશ. જેનો તું પુત્ર હોય તે તારી માતા. ” પ્રદ્યુમ્ને કહ્યું, “ આવું વિપરીત કેમ બોલો છો ? શું હું તમારો પુત્ર નથી કે આવું સૂચન કરો છો ?” કનકમાલાએ કહ્યું, “ સાંભળ, શિલાતલ ઉપર પડેલા અને વાસુદેવના નામથી અંકિત મુદ્રાવાળા તને અમે બન્ને જણાએ જોયો, ઘેર લાવ્યાં. વળી એવું સંભળાય છે કે, ‘ કૃષ્ણની પટ્ટરાણી રુકિમણીના પુત્રને જન્મતાં વેંત જ કોઇ હરી ગયું હતું, ’ તેની સાથે પણ તારી પ્રાપ્તિના સમયનો મેળ બેસે છે. મુદ્રા પણ કૃષ્ણની જ છે, આથી એમ જણાય છે કે તું તેનો પુત્ર છે. તારી કામના કરતી એવી મારી આવી અવસ્થા થઇ છે.” પ્રદ્યુમ્ને કહ્યું, “ માતા ! તમે કહો છો એવું મેં તો સાંભળ્યું નથી. ચોક્કસ, તમને ધાતુનો વિકાર થયો લાગે છે, તેથી આવું અયોગ્ય બોલો છો. ” કનકમાલાએ કહ્યું, “ હરિદત્તક ( કૃષ્ણે આપેલા ) ! જો તું મારી અવજ્ઞા કરીશ તો હું મરણ પામીશ. ” પ્રદ્યુમ્ને કહ્યું, “ તમારે શું કામ મરવું પડે ? મને મરાવવા ઇચ્છો છો, માટે આવું બોલો છો. ” કનકમાલાએ પૂછ્યું, “ શું તું રાજાથી ડરે છે ? ” પ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો, “ હા, ડરું છું. ” કનકમાલાએ કહ્યું, “ શા માટે ડરે છે ? સાંભળ–નલિનસહ નામે નગર છે. ત્યાં રાજા કનકરથ નામે હતો. તેની માલ્યવતી દેવી હતી. તેનો પુત્ર કનકકેતુ નામે છેઃ એ રાજાની હું કનકમાલા પુત્રી છું. તે રાજા પુત્રને રાજ્ય આપીને તપોવનમાં ગયો. વયમાં આવેલી મને તેણે સિદ્ધ એવી પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી. અમારી કુલપરંપરાગત પ્રજ્ઞપ્તિ વિદ્યા હું તને આપું છું. એથી તું અજેય થઇશ. ” પ્રદ્યુમ્ને કહ્યું, “ તો ભલે, કૃપા કરીને મને એ વિદ્યા આપો. ” પછી હર્ષ પામેલી કનકમાલાએ સ્નાન કર્યું અને બલિકર્મ કર્યું, અને સિદ્ધ થયેલી પ્રજ્ઞપ્તિ વિદ્યા પ્રદ્યુમ્નને આપી. પછી કનકમાલાએ તેને કહ્યું, “ હવે મારી કામના કરો. ” પ્રદ્યુમ્ને કહ્યું, “ માતા ! આ તમે અયોગ્ય બોલો છો. પહેલાં તમે જ મારી માતા બન્યાં હતાં. જો કે તમારા ઉદરમાં હું ઉત્પન્ન

થયો નથી, છતાં તમે મને જીવિતદાન આપ્યું હતું, એટલે માતા કેમ ન કહેવાઓ? વળી મને વિદ્યા આપવાવડે તમે ગુરુ બન્યાં છો, માટે આ વિકારનો ત્યાગ કરો."

એટલે તે કનકમાલા ક્રોધ પામી, અને 'મોહને કારણે હું છેતરાઈ' એમ વિચારતી તેણે કંચુકીને કહ્યું, "રાજાને કહો, આ દુષ્ટ પ્રદ્યુમ્ન મારું અપમાન કરવા ઇચ્છે છે, માટે તેને સજા કરો." પ્રદ્યુમ્નના વિનયમાં શ્રદ્ધા હોવાને લીધે આ વચન સાંભળવા છતાં રાજા ક્રોધ પામ્યો નહીં. પછી કનકમાલાએ કાલસંવર રાજાના પુત્રોને કહ્યું, "આ (રાજા) ખરેખર વિપરીત બુદ્ધિવાળા છે કે દત્તક( પુત્ર )ને સજા કરતા નથી. નહીં ઇચ્છવા લાયક વસ્તુને તે પ્રદ્યુમ્ન ઇચ્છે છે, માટે તેનો તમે જલદી નાશ કરો." કપટમાં ઉદ્યત એવા તે પુત્રોએ 'ભલે' એમ કહીને એ વસ્તુ સ્વીકારી. કલંબુકા વાવમાં વચ્ચે શૂળી ખોસીને પછી તેમણે પ્રદ્યુમ્નને બોલાવ્યો કે, "આવ, આપણે આમાં સ્નાન કરીએ" પ્રદ્યુમ્ને કહ્યું, "તમે સુખી છો, માટે તમે જાઓ. માતાએ જેને કલંક ઓરાઢ્યું છે એવા મારે સ્નાન કરીને શું કામ છે?" એટલે પેલાઓ બોલ્યા, "રોષમાં આવીને દેવી જે કહે તેના ઉપર કોણ વિશ્વાસ કરે? માટે આવ, જઈએ." આ પ્રમાણે તેઓ પ્રદ્યુમ્નને લઇ ગયા. તે વાવ અંદરથી પહોળી અને મુખ આગળથી સાંકડી હતી. તેમણે પ્રદ્યુમ્નને વચમાં રાખ્યો. 'આપણે એક સાથે ભુસ્કો મારવો' એમ કરીને તેમણે ભુસ્કો માર્યો, એટલે પ્રદ્યુમ્ન શૂળી ઉપર પડ્યો. તેણે વિચાર કર્યો કે, "નક્કી, મને મારી નાખવા માટે આ શૂળી મૂકેલી હશે." પછી તેણે પ્રજ્ઞપ્તિ વિદ્યાનું ધ્યાન ધરીને કહ્યું, "ભગવતિ! આ શૂળી ઉપરથી મને છૂટો કર, એટલે પેલા લોકોની ચેષ્ટા હું જોઉં." પ્રજ્ઞપ્તિએ તેમ કર્યું. પછી પેલા કુમારો વાવમાંથી બહાર નીકળ્યા, અને 'નક્કી તે મરણ પામ્યો હશે' એમ વિચારીને પથરાનો વરસાદ વરસાવી 'વ્હાલા! હવે તું મરણ પામ્યો છે!' એમ બોલતા ચાલ્યા. પાછળ રહેલા પ્રદ્યુમ્ને કહ્યું, "શૂરા થાઓ, હવે તમારો નાશ નજીક આવ્યો છે. તમારામાં શક્તિ હોય તો પ્રહાર કરો." પેલાઓ પાછા વળ્યા, અને 'આ પ્રદ્યુમ્ન તો વિદ્યા વગરનો છે' એમ માનીને વિશ્વાસપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. પણ તે સર્વેને પ્રદ્યુમ્ને મારી નાખ્યા. પુત્રોના વધથી ક્રોધ પામેલો કાલસંવર નીકળ્યો. તેને દેવીએ કહ્યું," બરાબર પ્રયત્ન કરજો." તેણે કહ્યું, "એ ધરણિગોચર માનવ મને શું કરવાનો હતો?" એટલે કનકમાલાએ પોતે પ્રદ્યુમ્નને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપ્યાની વાત કરી. મંત્રીઓએ કાલસંવરને વાર્યો કે, "પુત્રનો વધ કરવો એ, કુલતંતુના રક્ષણની દૃષ્ટિએ, રાજાઓને માટે યોગ્ય નથી." પેલી તરફ પ્રદ્યુમ્ન ચિન્તા કરવા લાગ્યો કે, "આવો અપરાધ કરીને મારે પિતા પાસે જવું એ યોગ્ય છે કે યોગ્ય નથી?"

### માતા-પિતા સાથે પ્રદ્યુમ્નનો સમાગમ

આ બાજુ દ્વારવતીમાં સત્યભામા દેવી દુર્યોધન રાજાની પુત્રી સાથે પોતાના પુત્રના વિવાહની

તૈયારી કરવા લાગી. તે વખતે રુકિમણીએ નારદને કહ્યું, "દેવ! મારા પુત્ર સાથે મારા મેળાપનો આ જ સમય તમે બતાવ્યો હતો. વળી સત્યભામાના પુત્રનો વિવાહ થાય છે; માટે આપે કહ્યું હતું તે સત્ય હોય તો કૃપા કરો અને પુત્ર પ્રદ્યુમ્ન મને બતાવો" આમ કહેવામાં આવતાં નારદ બોલ્યા, "દેવિ! આજે જ પુત્રને લાવી તને બતાવું." પછી નારદ ત્યાંથી ઊડીને ગગનમાર્ગે વિદ્યાધરની ગતિથી મેઘકૂટ નગરમાં ગયા. ત્યાં તેમણે એકલા બેઠેલા પ્રદ્યુમ્નને જોયો અને કહ્યું, "કુમાર! ઉદાસ કેમ દેખાય છે?" પ્રદ્યુમ્ને પ્રણામ કરીને ભાઈઓના મરણની વાત કરી અને બોલ્યો, "આવો મહાન અપરાધ થવાથી મારું ચિત્ત વ્યાકુળ છે." નારદે કહ્યું, "જેમણે તને મારવાનો પ્રયત્ન કર્યો તેઓ તારા શત્રુ જ કહેવાય, ભાઈઓ નહીં. સાંભળ, તું કૃષ્ણ વાસુદેવનો રુકિમણી દેવીથી થયેલો પુત્ર છે. જન્મતાં વેંત જ ધૂમકેતુ દેવ તને હરી ગયો હતો અને શિલા ઉપર તને છોડી દીધો હતો. પોતાની પત્ની સહિત આ કાલસંવરે તને પુત્ર ગણીને ત્યાંથી લીધો હતો. તું જ્યારે ગર્ભમાં હતો ત્યારે તારી માતા રુકિમણીને સત્યભામાની સાથે શરત થઇ હતી કે, 'જેને પહેલાં પુત્ર થાય તે પોતાના પુત્રના લગ્નદિવસે બીજીનું કેશમુંડન કરાવે.' તારું તો જન્મતાં વેંત જ હરણ થયું હતું, પણ સત્યભામા એ વાત માનતી નથી. તેને પણ પુત્ર થયો હતો. તારા માટે આજે તારી માતાનો યશ વધારવાનો દિવસ છે. કનકમાલાએ અહીંથી ચાલ્યા જવાનું કારણ આ પહેલાં જ તને આપેલું છે, માટે તું જલદી અહીંથી ચાલ." પ્રદ્યુમ્ને કહ્યું, "હે નારદ! તમે કહો છો તે પ્રમાણે જ હકીકત છે પણ માતાપિતા મને ઓળખશે કેવી રીતે?" નારદ બોલ્યા, "મેં સીમંધર જિનના કથન અનુસાર તારી વાત તેમને અગાઉ કરેલી છે, માટે વિલંબ કર્યા સિવાય ચાલ." નારદે વિમાન વિકુર્વ્યું તેમાં બેસીને ભરતક્ષેત્રને અવલોકતા બન્ને જણ ઉપડ્યા. નારદ પ્રદ્યુમ્નને નગર, આકર, આશ્રમ અને જનપદો બતાવવા લાગ્યા. માર્ગમાં ખદિરાટવીમાં તેમણે સૈન્ય જોયું. એ જોઈને પ્રદ્યુમ્ને નારદને પૂછયું, "આ સૈન્ય કયાં જાય છે?" નારદે ઉત્તર આપ્યો, "રુકિમણી અને સત્યભામા વચ્ચે પુત્રજન્મ વિષે શરત થઇ હતી તે વાસુદેવે દુર્યોધન રાજાને કહી, એટલે તે સાંભળીને દુર્યોધને તું ગર્ભમાં જ હતો ત્યારે પોતાની કન્યા તને આપી હતી. પણ તારી માતાના કેશનું મુંડન કરાવવાના નિમિત્તરૂપ જે થવાની છે એવી તે કન્યાને સત્યભામાના પુત્ર ભાનુ સાથે પરણાવવા માટે આ લઇ જવામાં આવે છે." એટલે ક્રૂર થએલા પ્રદ્યુમ્ને કહ્યું, "જુઓ, હું એ લોકોની પૂજા કરું છું." પછી પ્રદ્યુમ્ને વિરુદ્ધ પ્રકારની જાન વિકુર્વી એમાં પોતે એક કદરૂપો બ્રાહ્મણ બનીને સૂવર જોડેલી ગાડીમાં બેઠો હતો. સાથે ગધેડાં અને કુકડા જોડેલાં વાહનો પણ હતાં. કુમારી સાથેના માણસોએ કહ્યું, "અરે વેતાલ જેવા કુરૂપ! સામે ન આવ; અરે અમંગળ! બાજુએ ખસ." પેલાએ કહ્યું, "જો હું અમંગળ હોઉં તો પછી મંગળ કોણ છે? જે ભાનુને પરણાવવા માટે આ કન્યાને લઈ જવામાં આવે છે તે શું મારાથી ચઢે એમ છે?" એટલે પેલા

પુરુષોએ તેનો તિરસ્કાર કરીને કહ્યું, "અરે બટુક! બાજુએ ખસ, ઝાઝો બકવાદ ન કર." એટલે પ્રદ્યુમ્ને ભીલૌ વિકુર્વ્યા. તેમના ભયથી સૈન્ય દશે દિશામાં નાસી ગયું. પ્રદ્યુમ્ને નારદને કહ્યું, "તમે મારી માતા પાસે જઈને તેને મળો. ત્યાં સુધીમાં હું પરિજનોને અને ભાનુના સહાયક કુમારોને મળું." 'ભલે' એમ કહીને નારદ ગયા.

પછી પ્રદ્યુમ્ને એક વાંદરો વિકુર્વીને દ્વારવતીની બહાર એક ઉદ્યાનના રખેવાળોને તે બતાવ્યો અને કહ્યું, ".આ વાંદરાને ખૂબ ભૂખ લાગી છે, માટે તેને અહીં ફળ-ફૂલ ખાવા દો." તેઓએ ના પાડી અને કહ્યું, "અહીં તો વિવાહ થવાનો છે, માટે અહીં વીસામો લેવા બેસશો નહીં." એટલે પ્રદ્યુમ્ને રખેવાળોને સોનાનો ટુકડો આપ્યો. પછી રખેવાળોએ વાંદરાને ખાવાની રજા આપતાં ક્ષણવારમાં તે આખી વાડીનાં બધાં જ ફળફૂલ ખાઈ ગયો. આ જોઇ રખેવાળોએ વિચાર કર્યો કે, "આણે તો ઘડીક વારમાં આપણો વિનાશ કરી નાખ્યો!" ત્યાં તો પ્રદ્યુમ્ન બોલ્યો કે, "આ વાંદરાને હજી તૃપ્તિ થઈ નથી, માટે શું કહો છો?" એટલે ઉદાસ થઇને પેલાઓ કહેવા લાગ્યા કે, "દેવ! આ વાંદરાની તો એવી શક્તિ દેખાય છે કે આખી દ્વારવતી ખાવા મળે તો પણ તે તૃપ્ત નહીં થાય. અમારે માટે તો રાજકુલમાંથી વાંદરાના રૂપે વિનાશ જ આવ્યો છે. તમારું સોનું અમારે નથી જોઈતું, અમે તો નાસી જઈએ છીએ." રખેવાળોને આ પ્રમાણે ભયભીત થયેલા જોઇને પ્રદ્યુમ્ને કહ્યું, "તમે ધીરજ રાખો; પહેલાં હતું તેવું ઉદ્યાન થઇ જશે." એમ બોલતાંમાં ઉદ્યાન અગાઉના જેવું થઈ ગયું.

પછી થોડે આગળ પ્રદ્યુમ્ને ઘોડો બનાવીને એક ખેતરના રખેવાળોને બતાવ્યો અને કહ્યું કે, "આ ઘોડો ભૂખ્યો છે, એને થોડું ચરવા દો." પરન્તુ વિવાહ હોવાને લીધે રખેવાળોએ ઘોડાને ચરવા દીધો નહીં, એટલે તેમને પણ પ્રદ્યુમ્ને એ જ રીતે સોનું આપીને લોભાવ્યા. થોડીક વારમાં તો ઘોડાએ આખાયે ખેતરને એક પણ તૃણ વગરનું બનાવી દીધું. રખેવાળો નમી પડ્યા એટલે પ્રદ્યુમ્ને પ્રજ્ઞપ્તિ વિદ્યાના પ્રભાવથી ખેતરને પહેલાંના જેવું બનાવી દીધું. પછી પ્રદ્યુમ્ન ઘોડાને લઇને વાવ આગળ ગયો અને બોલ્યો "ઘોડાને પાણી પીવા દો." પણ વાવનાં રક્ષકોએ પીવા દેવાની ના પાડતાં સુવર્ણના લોભી એવા તેમને સુવર્ણ આપીને હા પડાવી. પછી થોડીજ વારમાં ઘોડાએ વાવ સૂકી બનાવી દીધી. આથી રક્ષકો ખૂબ બ્હીન્યા, પણ પ્રદ્યુમ્ને વાવને પાછી પહેલાં જેવી બનાવી દીધી.

થોડી વાર પછી ભાનુકુમાર ઘણા મિત્રોની સાથે દ્વારવતીની બહાર ક્રીડા કરવાને માટે આવ્યો. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ આ સમાચાર આપતાં પ્રદ્યુમ્ને તેને જોયો. પરિજન સહિત ભાનુએ ઉત્તમ અશ્વ ઉપર સવાર થયેલા, ક્ષીણ રૂપવાળા અને આધેડ વયવાળા[1] પ્રદ્યુમ્નને જોયો. કુમારોએ તેને પૂછ્યું "આર્ય! આ ઘોડો વેચવાનો છે? વેચવાનો હોય તો

૧ ભાનુને છેતરવા માટે પ્રજ્ઞપ્તિ વિદ્યાની સહાયથી પ્રદ્યુમ્ને આવું રૂપ ધારણ કર્યું હતું.

મૂલ્ય નક્કી કરો." પ્રદ્યુમ્ને જવાબ આપ્યો, "સવાર જ ઘોડાનું મૂલ્ય નક્કી કરી શકે, માટે તમે પરીક્ષા કરો." પછી તે કુમારો અનુક્રમે સવાર થયા અને અશ્વ પણ તેમની ઇચ્છા મુજબ તેમને વહન કરતો હતો. પછી ભાનુ સવાર થયો. એટલે પ્રદ્યુમ્ને પ્રજ્ઞપ્તિને કહ્યું, "ભગવતિ! એનો વિનાશ ન થાય તેમ કરજે." ઘોડાએ એકદમ કુદતાંની સાથે જ ભાનુને એવી ઘાંટીમાં ફેંકી દીધો કે પરિજનો તેને માટે ખૂબ ચિન્તાતુર થઇ ગયાં. મૂર્ચ્છા વળતાં ભાનુએ એ ઘોડો લેવાનો વિચાર સરખો પણ મૂકી દીધો.

પછી પ્રદ્યુમ્ન દ્વારવતીમાં આવ્યો અને એક મેંઢાને લઇને વસુદેવના ઘરમાં પ્રવેશ્યો. તેણે પ્રણામ કર્યા એટલે વસુદેવે પૂછ્યું, "છોકરા! કેમ આવ્યો છે?" પ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો, "દેવ! તમે મેંઢાઓનાં લક્ષણ જાણો છે. આ મેંઢો જો ઉત્તમ લક્ષણવાળો હોય તો મારે તે ખરીદી લેવો છે." વસુદેવે મેંઢાને ધ્યાનપૂર્વક જોયો અને કહ્યું, "છોકરા! ઘેટો લક્ષણવાળો છે." પછી વસુદેવે 'આના બળની તો પરીક્ષા કરું' એમ વિચારીને મેંઢાને આંગળીથી પોતાના તરફ બોલાવ્યો એટલે મેંઢાએ, પ્રદ્યુમ્નની સંમતિથી, વસુદેવને આસન ઉપરથી પાડી નાખ્યા અને તેમનો ઘુંટણ ઉતારી નાખ્યો. પ્રદ્યુમ્ને વસુદેવને કહ્યું, "દેવ! કંઇ નવું વિજ્ઞાન જાણવા જેવું હોય તો કહો." આ સાંભળી વસુદેવ હસીને ઘરમાં ચાલ્યા ગયા.

આ પછી જેને માળીએ પુષ્પનો શેખર આપ્યો હતો તથા ખૂંધાપણું દૂર થયું હતું એવી કુબ્જાએ જેને વિલેપન કર્યું હતું એવો પ્રદ્યુમ્ન સત્યભામાના ઘર પાસે આવ્યો. ભિક્ષા માગતા તેને જોઇને દાસીઓએ સત્યભામાને જણાવ્યું કે, "દેવિ! રૂપાળો અને અને તેજના રાશિ જેવો કોઇ બ્રાહ્મણપુત્ર ભોજન માગે છે." સત્યભામાએ કહ્યું, "અતિ પ્રેમપૂર્વક તે ભલે જમે." પ્રદ્યુમ્ને દેવીને ધન્યવાદ આપીને કહ્યું, "ખૂબ ભૂખ્યા થયેલા એવા મને ધરાતાં સુધી ભોજન આપવામાં આવે તો જ હું જમીશ" સત્યભામાએ કહ્યું, "તારી ઇચ્છા હોય તેટલું જમ." પછી પ્રદ્યુમ્ન આસન ઉપર બેઠો. કનકનાં પાત્રો આપવામાં આવ્યાં. વારંવાર તેને અન્ન આપવામાં આવ્યું, તે ખાઇને પછી કહેવા લાગ્યો, "દેવિ! આ દાસીઓ પોતે જ બધું ખાઇ જાય છે અને મને આપતી નથી." સત્યભામાએ દાસીઓને કહ્યું, "એને જોઇએ તેટલું આપો." દાસીઓએ કહ્યું, "સ્વામિનિ! બ્રાહ્મણના રૂપમાં આ વડવાનલ છે, અને તે તમારું આખું ભવન પણ ખાઇ જશે એમ અમને લાગે છે." એટલામાં દેવી સત્યભામાએ સાંભળ્યું કે, "કન્યાને લઇને આવતા સૈન્યને ભીલોએ લૂંટી લીધું છે." ત્યાં પ્રદ્યુમ્ને તેને કહ્યું. "દેવિ! જો મને ધરાઇને ભોજન ન આપવું હોય તો રૂક્મિણી (રૂપબાઇ)ના ભવનમાં જાઉં છું." સત્યભામા બોલી કે, "અત્યારે હું બીજા કામમાં રોકાયેલી છું, માટે રૂપબાઇના કે સોનબાઇના[1] ગમે તેના ભવનમાં જા."

---

૧. મૂળમાં रुप्पिणियाए वा सुवण्णियाए वा એવા શબ્દો છે. रुप्पिणिया ઉપર શ્લેષ છે, તેના 'રૂક્મિણી' તેમજ 'રૂપાની બનાવેલી' એવા બે અર્થ થાય છે. આથી ચીઢાયેલી સત્યભામા 'રૂપાની કે સોનાની ગમે તેને ઘેર જા' એમ કહે છે.

આમ કહેવામાં આવતાં પ્રદ્યુમ્ન આચમન કરીને નીકળ્યો અને ક્ષુદ્રક–નાના સાધુનું રૂપ ધારણ કરીને રુકિમણીની પાસે ગયો. રુકિમણીએ તેને વંદન કરીને પૂછ્યું, " હે ક્ષુદ્રક ! તમારે શું જોઇએ છે ? " પ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો કે, " હે શ્રાવિકા ! મેં લાંબા ઉપવાસ કર્યા છે. વિચાર કરું છું કે, માતાના સ્તનનું પણ આ પહેલા મેં પાન કરેલું નથી. માટે પારણામાં મને જલદી ખીર આપો. " રુકિમણીએ કહ્યું, " ભલે ખીર આપીશું. થોડી વાર વીસામો લો, ખીર તૈયાર નથી, માટે થોડી વાર બેસો. " એટલે પ્રદ્યુમ્ન જઈને કૃષ્ણના સિંહાસન ઉપર બેઠો. રુકિમણીએ કહ્યું, "ક્ષુદ્રક ! આ આસન તો દેવતા વડે રક્ષાયેલું છે રખેને તમને કંઈ હાનિ થાય, માટે બીજા આસન ઉપર બેસો. " પ્રદ્યુમ્ને કહ્યું, " અમ તપસ્વીઓ ઉપર દેવતાનું કંઈ ચાલી શકે એમ નથી. " પછી દેવીએ દાસીઓને આજ્ઞા આપી, " જલદી ખીર તૈયાર કરો, જેથી તપસ્વી દુઃખી ન થાય " પણ પ્રદ્યુમ્ને અગ્નિને જ થંભાવી દીધો, આથી દૂધ ગરમ જ થઈ શકતું નહોતું. એટલામાં સત્યભામાએ મોકલેલો ઘાંયજો રુકિમણી પાસે આવીને કહેવા લાગ્યો, " દેવિ ! તમારા કેશ આપો. " પ્રદ્યુમ્ને કહ્યું, " કાશ્યપ ( હજામ ) ! મુંડન કરતાં આવડે છે ? " ઘાયજાએ કહ્યું, " હા ! " પ્રદ્યુમ્ને પૂછ્યું, " બદરમુંડન[1] આવડે છે ? " ઘાંયજાએ ઉત્તર આપ્યો " એ તો નથી આવડતું. " પ્રદ્યુમ્ને કહ્યું, " આમ આવ; તને એ શિખવું. " પછી તેણે ઘાંયજાની ચામડી સાથે વાળ ઉખાડીને નસો હાથમાં આપી, અને કહ્યું, " બદરમુંડન આવું થાય છે. " રુધિરથી રંગાયેલા શરીરવાળો હજામ ત્યાંથી ગયો. આ તરફ, સાધુ સાથે વાતચીત કરતી અને દાસીઓને ત્વરા કરવા માટે પ્રેરતી રુકિમણીને પાનો ચઢ્યો અને તેનાં લોચનો પ્રફુલ્લ થયાં. ક્ષુદ્રક પણ માતાનું દર્શન કરતાં પ્રફુલ્લ મુખવાળો થયો. એટલામાં યાદવકુળના વૃદ્ધો ઘાંયજાઓને સાથે લઇને આવ્યા, અને તેમને આસનો આપવામાં આવ્યાં તે ઉપર બેસીને કહેવા લાગ્યા કે, " અમને દેવે મોકલ્યા છે, માટે હે દેવિ ! કેશ આપો. " રુકિમણીએ કહ્યું, " જ્યારે ફુરસદ મળશે ત્યારે કેશ આપી શકાશે, માટે તમે જાઓ. " ત્યાં પ્રદ્યુમ્ને કહ્યું, " અરે, એક વસ્તુ પૂછું છું. શું યાદવોનો એ કુલાચાર છે કે વિવાહમાં વાળથી મંગલકર્મ કરવામાં આવે છે ? " વૃદ્ધોએ કહ્યું, " એવો કુલાચાર નથી, પણ આ તો દેવીઓ વચ્ચે શરત થઇ હતી. " પછી એ વૃદ્ધોનાં વસ્ત્રો આસનો સાથે ચોટી ગયાં. સાધુએ કહ્યું, " અરે, તમે આસનો ઉપાડી જવા માટે આ વસ્ત્રો ચોંટાડી દીધાં કે શું ? " આથી શરમાઇને તે વૃદ્ધો ચાલ્યા ગયા. પછી પ્રદ્યુમ્ને હજામોને કહ્યું, " અરે ! દેવીનું મુંડન કરવાની તમને આજ્ઞા આપવામાં આવી છે, માટે કરો. " એટલે ભાન ભૂલીને તે હજામો એકબીજાનું મુંડન કરવા લાગ્યા. જેઓમાંના કોઇના માથાનો એક ભાગ મુંડાયો છે, કોઇનું અર્ધું માથું મુંડાયું છે, કોઇની અર્ધી દાઢી મુંડાઇ છે અને કોઇએ

---

૧. બોરનુ છોતરું ઉખાડી લેવાય તેવી રીતે જેમા વાળ સાથે ચામડી પણ ઉખાડી લેવામાં આવે એ પ્રકારનું મુંડન.

વાળ પોતાના હાથમાં લીધા છે એવા તે હજામો દાસીઓનો ઉપહાસ પામતા ત્યાંથી ચાલ્યા ગયા.

એ પછી નારદ ત્યાં આવ્યા. રુક્મિણીએ તેમને કહ્યું, "આર્ય ! તમે જૂઠા પડ્યા છો." નારદ બોલ્યા, "દેવિ ! જો પાસે જ બેઠેલા પુત્રને તમે ઓળખી ન શકો તો બીજું શું થાય ?" પછી પ્રદ્યુમ્ને પોતાનું ખરું રૂપ બતાવ્યું અને અશ્રુપૂર્ણ નયનવાળો તે માતાને પગે પડ્યો. ઘણા કાળથી રૂંધાયેલાં આંસુ સારતી માતાએ તેને આલિંગન આપ્યું, "હે પુત્ર ! તું ભલે આવ્યો, હજારો વર્ષ સુધી તું જીવજે." એ પ્રમાણે તેને આશીર્વાદ આપ્યો અને ખોળામાં બેસાડીને મુખમાં સ્તન આપ્યો. દેવીની દાસીઓ પણ પગે પડીને રડવા લાગી. નારદે કહ્યું, "કોલાહલ કરશો નહીં. કુમાર ! સામાન્ય માણસની જેમ પિતાની પાસે જવું તારે માટે યોગ્ય નથી." પ્રદ્યુમ્ને પૂછ્યું, "તો કેવી રીતે જવું ?" નારદે ઉત્તર આપ્યો, "દેવીનું હરણ કર, પછી યાદવોમાં ચંદ્ર સમાન કૃષ્ણનો પરાજય કરીને સૌ જાણે તેવી રીતે કુલવૃદ્ધોને વંદન કરજે." રુક્મિણીએ કહ્યું, "આર્ય ! યાદવો બળવાન છે. રખેને કુમારને શરીરપીડા ન થાય, માટે આવું ન બોલશો." નારદ બોલ્યા, "દેવિ ! તમે કુમારનો પ્રભાવ જાણતાં નથી. પ્રજ્ઞપ્તિ વિદ્યાવડે રક્ષાયેલો તે પોતાના પરાક્રમથી અને મારી સહાયથી સર્વ રાજાઓ સાથે યુદ્ધ કરવાને સમર્થ છે, તો માત્ર યાદવોની શી વીસાત ? માટે ડરશો નહીં. એમ કરવાથી પિતા-પુત્રનો ઉજ્જવળ મેળાપ થશે." નારદના અભિપ્રાયને અનુકૂળ થયેલી રુક્મિણીએ પણ આ વસ્તુ માન્ય રાખી.

પછી નારદે રથ વિકુર્વ્યો. એમાં પરિચારિકાઓ સાથે રુક્મિણી બેઠી. મોટા સાદથી નારદે ઘોષણા કરી કે, "રુક્મિણીનું હરણ થાય છે, માટે બળ દર્શાવીને રોકો." એ સાંભળીને હાથી, ઘોડા અને રથ સાથે યાદવ યોદ્ધાઓ નીકળ્યા. પ્રજ્ઞપ્તિ વિદ્યાના પ્રભાવથી પ્રદ્યુમ્ને ઘોડા અને હાથીને નિર્બળ કરી નાખ્યા અને આયુધોને નિષ્ફળ બનાવ્યાં. આ પ્રમાણે તેનો પરાજય કરવાને અસમર્થ એવા યાદવો રથ વગરના થઈને પ્રેક્ષકોની જેમ ઊભા રહ્યા. પછી કૃષ્ણ આવ્યા અને તેમણે શંખ હાથમાં લીધો. પ્રદ્યુમ્ને પ્રજ્ઞપ્તિને આજ્ઞા આપી કે, "શંખ ધૂળથી ભરી દે." આથી શંખ વાગી શક્યો નહીં. પછી કૃષ્ણ પ્રદ્યુમ્નને બાણ વડે ઢાંકી દેવા માંડ્યા, પણ પ્રદ્યુમ્ને ક્ષુરપ્ર અને અર્ધચંદ્ર બાણોથી એ બાણોના ટુકડેટુકડા કરી નાખ્યા. રોષ પામેલા કૃષ્ણે ચક્ર મૂક્યું. એટલે ભયભીત થયેલી રુક્મિણીને નારદે કહ્યું, "વિષાદ ન કરશો. કુમારના શરીરને ચક્ર કંઇ નુકશાન નહીં કરી શકે." સુદર્શન ચક્ર પણ પ્રદ્યુમ્નના રથને પ્રદક્ષિણા કરીને પાછું વળ્યું. કૃષ્ણે તેને પૂછ્યું, "કાર્ય સિદ્ધ કર્યા સિવાય મારી પાસે કેમ પાછું આવે છે ?" ચક્રના અધિષ્ઠાયક યક્ષે ઉત્તર આપ્યો કે, "દેવ ! ક્રોધ કરશો નહીં. આયુધરત્નોનો એ ધર્મ છે કે સ્વામીના

શત્રુને મારવો અને સ્વજનનું રક્ષણ કરવું. આ રુક્મિણી દેવીથી થયેલો તમારો પુત્ર છે અને આજે નારદ તેને અહીં લાવ્યા છે. નારદના કહેવાથી જ તેણે દેવીનું હરણ કર્યું છે.” આ સાંભળીને શાન્ત થયેલા કૃષ્ણ ‘પ્રિય વસ્તુનું નિવેદન કરનાર એવા તારી પૂજા કરીશ’ એમ બોલીને પ્રદ્યુમ્નને પ્રીતિથી જાણે કે પીતા હોય તેમ ઊભા રહ્યા. નારદે પ્રદ્યુમ્નને કહ્યું, “પ્રદ્યુમ્ન! ચક્રરત્ને રહસ્ય ખોલી દીધું છે, માટે પિતા પાસે જા.” પછી નારદ સહિત પ્રદ્યુમ્ન પિતા પાસે ગયો. પ્રણામ કરતા તેને અશ્રુપૂર્ણ નયનવાળા પિતાએ ખોળામાં બેસાડયો અને તેનું માથું સૂંઘ્યું, મહાફળ આપનાર આશીર્વાદોથી તેનું અભિનંદન કર્યું અને ભારે ઠાઠમાઠથી તેનો નગરમાં પ્રવેશ કરાવ્યો. કુલવૃદ્ધો અને યાદવ રાજાઓની નયનમાલાઓવડે જાણે કે ગ્રહણ કરાતા રૂપવાળો તે પ્રદ્યુમ્ન, આદિત્યયશ જેમ ભરતના ઘરમાં પ્રવેશે તેમ, રુક્મિણીના ઘરમાં પ્રવેશ્યો. તેનો યુવરાજ તરીકે અભિષેક કરવામાં આવ્યો દુર્યોધન રાજાની પુત્રીનું તેણે ભાનુ સાથે લગ્ન કરવાની રજા આપી. શરમાઇ ગયેલી સત્યભામાએ પણ તેનો સત્કાર કર્યો. પછી દ્વારવતીના લોકો વડે ‘આ પ્રદ્યુમ્ન રૂપાળો, તેજસ્વી, વિનીત, પ્રિયભાષી, સત્વયુક્ત, શરણ લેવા લાયક અને દાતા છે’ એ પ્રમાણે પ્રશંસા પામતો તે સુખપૂર્વક રહેવા લાગ્યો. તેની ઇચ્છા નહીં હોવા છતાં, અત્યંત પ્રસન્ન થયેલા કૃષ્ણે વિદ્યાધર અને માનવ રાજાઓની સમાન યૌવન અને ગુણવાળી કન્યાઓ સાથે તેનું લગ્ન કરાવ્યું. પ્રાસાદમાં વસતો તે પ્રદ્યુમ્ન દોગુંદુક દેવની જેમ ભોગ ભોગવતો સુખપૂર્વક રહેવા લાગ્યો.

## સાંબકુમારનો જન્મ

એકવાર કૃષ્ણ સત્યભામાને ઘેર ગયા હતા ત્યારે સત્યભામાએ તેમને વિનંતિ કરી, “દેવ! જે સ્ત્રી પતિની માનીતી નથી હોતી તેનાં બાળકો મંદ રૂપવાળાં અને નિસ્તેજ થાય છે. જે સ્ત્રી પતિને વહાલી હોય છે તેનાં સંતાનો પતિના જેવા જ રૂપ અને ગુણવાળાં થાય છે. હું તમને અણમાનીતી છું અને રુક્મિણી માનીતી છે, આથી ત્રણ સમુદ્રોવડે વીંટળાયેલી આ પૃથ્વીના તિલક સમાન પુત્ર તમે તેને આપ્યો.” કૃષ્ણે કહ્યું, “દેવિ! એમ ન કહે. આખા અંતઃપુરમાં તું જ્યેષ્ઠ છે. આવું શું કામ બોલે છે?” એટલે સત્યભામાએ કહ્યું, “જો એમ હોય તો પ્રદ્યુમ્ન જેવો પુત્ર મને આપો.” કૃષ્ણ બોલ્યા, “દેવિ! જો તારી આવી ઇચ્છા હોય તો હું હરિણેગમેષી દેવની આરાધના કરીશ, જેથી તારો મનોરથ સફળ થશે.” પછી કુલવૃદ્ધોને જણાવીને કૃષ્ણ અષ્ટમ ભક્ત કરીને પૌષધશાળામાં બેઠા. આકંપિત થયેલો દેવ બોલ્યો, “જે માટે મારું સ્મરણ કર્યું છે તે વરદાન માંગો.” કૃષ્ણે કહ્યું, “દેવી સત્યભામા પ્રદ્યુમ્ન જેવો પુત્ર માંગે છે, માટે કૃપા કરો.” હરિણેગમેષીએ કહ્યું, “જે દેવી સાથે તમારો પ્રથમ સમાગમ થશે તેને પ્રદ્યુમ્ન જેવો પુત્ર થશે. આ હાર તમારે તે દેવીને આપવો.” આમ કહીને દેવ ગયો.

આ પ્રસંગની ખબર પ્રજ્ઞપ્તિ વિદ્યાએ પ્રદ્યુમ્નને આપી. તપ પૂરું કરીને કૃષ્ણ વાસઘરમાં ગયા. એટલે પ્રદ્યુમ્નને વિચાર થયો, "સત્યભામા મારી માતા પ્રત્યે દ્વેષ રાખે છે. જો તેને મારા સરખો પુત્ર થશે તો તેની સાથે મારી પ્રીતિ નહીં થાય, માટે શું કરવું ?" વળી પાછો તેણે વિચાર કર્યો, "જાંબવતી દેવી મારી માતાને તેના માતાની સગાઇથી બ્હેન થાય છે, માટે તેની પાસે જાઉં." પછી જાંબવતીની પાસે જઇને તેણે પ્રણામ કર્યાં, અને આસન આપવામાં આવ્યું તે ઉપર બેસી બોલ્યો, "માતા! મારા જેવો પુત્ર તમને ગમે ખરો ?" જાંબવતીએ કહ્યું, "શું તું મારો પુત્ર નથી ? સત્યભામાને માટે દેવે તપ કર્યું છે, પછી મને તારા જેવો પુત્ર ક્યાંથી થાય ?" એટલે પ્રદ્યુમ્ન બોલ્યો, "હું તો તમારો પુત્ર છું જ, પણ બીજો મારા જેવો પુત્ર થાય તો વધારે સારું." જાંબવતીએ કહ્યું, "પણ એનો ઉપાય શો ?" પ્રદ્યુમ્ને કહ્યું, "સંધ્યા પૂરી થવાના સમયે તમારું સત્યભામાના જેવું રૂપ થશે. એ વખતે સત્યભામા પ્રસાધન-અલંકારાદિ પહેરવામાં અને દેવના પૂજનમાં રોકાયેલાં હોય ત્યારે તમે જલદીથી દેવ પાસે જજો." એમ કહીને પ્રદ્યુમ્ન પોતાના ભવનમાં આવ્યો. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ જાંબવતીનું સત્યભામા જેવું રૂપ કર્યું. દાસીએ પણ કહ્યું, "દેવિ! તમે સત્યભામા જેવાં જ બન્યા છો" એટલે સન્તુષ્ટ થયેલી જાંબવતી છત્ર, ચામર અને ઝારી ધારણ કરનારી દાસીઓ સાથે પતિ પાસે ગઈ, અને સંભોગ સુખ અનુભવીને તથા હારવડે અલંકૃત થઇને જલદી પાછી આવી.

પછી અલંકાર તથા આભૂષણો પહેરીને તથા કૌતુક-મંગલ કરીને સત્યભામા કૃષ્ણની પાસે ગઇ. કૃષ્ણે પૂછયું. "દેવિ! વસ્ત્રો બદલીને ફરી વાર કેમ આવી છે ?" સત્યભામાએ કોપ કર્યો અને બોલી, "તમારી માનીતી કોઈ સંકેત કરીને આવી હશે, તેથી આવી રીતે મને ઠપકો આપો છો." કૃષ્ણે કહ્યું, "દેવિ! મેં તો માત્ર મશ્કરી કરી હતી, માટે ક્રોધ ન કર, બીજી કયી સ્ત્રીની આજે અહીં આવવાની શક્તિ છે ?" આ સાંભળીને સત્યભામા પ્રસન્ન મુખવાળી થઇ અને કૃષ્ણની પાસે રહીને પોતાના ભવનમાં ગઇ.

હવે, કૃષ્ણે વિચાર કર્યો કે, "બિચારી સત્યભામાને કોઈએ છેતરી છે, માટે એ બાબતમાં તપાસ કરું" પછી કૃષ્ણ અંતઃપુરમાં ફરીને જોવા લાગ્યા. અનુક્રમે ફરતાં જાંબવતી પાસે પહોંચ્યા. હંસોના સમૂહવડે શોભાયમાન જાણે કે શરદઋતુની ગંગા હોય તેવી હારવડે શોભતી જાંબવતીને તેમણે જોઈ. પ્રણામ કરીને જાંબવતીએ કૃષ્ણને વિનંતી કરી, "દેવ! આજે મને સ્વપ્ન આવ્યું તે સાંભળો." કૃષ્ણે કહ્યું, "કહે." જાંબવતી બોલી, "સ્વપ્નમાં જાણે કે હું તમારી પાસે આવી, અને તમે મને હાર આપ્યો. જ્યારે જાગી ત્યારે મારા વક્ષઃસ્થળ ઉપર આ હાર મેં જોયો, માટે આ સ્વપ્નનું ફળ કહો." કૃષ્ણે વિચાર કર્યો કે "નક્કી આ પ્રદ્યુમ્નનું કામ હશે." પછી તેમણે જાંબવતીને કહ્યું, "દેવિ! તને યાદવકુલના અલંકાર સમાન પુત્ર થશે." એટલે જાંબવતીએ હાથ જોડીને કહ્યું, "દેવ! આપ કહો છો તે યથાર્થ છે." પછી કૈઢભદેવ જાંબવતીના ગર્ભમાં આવ્યો.

પૂરા મહિને જાંબવતીએ ઉત્તમ લક્ષણોવડે અંકિત હથેળીઓ અને પગનાં તળિયાંવાળા, વિકસિત કમળ જેવાં લોચનવાળા અને બીજના ચંદ્ર જેવા મનોહર વદનચંદ્રવાળા પુત્રને જન્મ આપ્યો. જાંબવતીના પુત્રના જન્મ પછી તુરતજ મતિસાગર, અજિતસેન અને દારુકને[1] ત્યાં પણ પુત્રજન્મ થવાના સમાચાર કૃષ્ણને આપવામાં આવ્યા. સમાચાર લાવનારાઓને કૃષ્ણે કહ્યું, "જાંબવતી દેવીના પુત્રના એ મિત્રો થશે." એ સર્વેનું જાતકર્મ કર્યા પછી તેમનાં અનુક્રમે સાંબ, બુદ્ધિસેન, જયસેન અને સુદારક એવા નામ પાડવામાં આવ્યાં. પછી દેવકી, રુકિમણી, જાંબવતી અને પ્રદ્યુમ્નવડે લાલનપાલન કરાતો સાંબ સુખપૂર્વક ઉછરવા લાગ્યો.

એક વાર કૃષ્ણને પગે પડાવવા માટે સાંબને લાવવામાં આવ્યો. કૃષ્ણ તેને રમાડવા લાગ્યા એ વખતે કાલિંદસેના ગણિકા પણ સુહિરણ્યા નામે બાલિકાને કૃષ્ણને પગે પડાવવા આવી. કૃષ્ણે તેને પૂછયું, "કાલિંદસેના! આ તારી છોકરી છે?" તેણે "આપ આજ્ઞા કરો છો તેમજ છે" એમ કહ્યું. કૃષ્ણ બોલ્યા, "તેને કુમારની પાસે બેસાડ." કાલિંદસેનાએ એ છોકરીને કુમારના પાદપીઠ પાસે બેસાડી. રમત કરતાં એ બન્ને બાલકો એક–બીજાને ભેટી પડયાં; એટલે કૃષ્ણે મંત્રી સામે જોયું. મંત્રીએ કહ્યું, "એ યોગ્ય જ છે." પછી જેને બોલવાની તક મળી છે એવી કાલિંદસેનાએ કહ્યું, "દેવ! આ કાંચનપુરના અધિપતિ હેમાંગદની પુત્રી છે. જો મારા ઉપર આપની કૃપા હોય તો આ છોકરી કુમારની સેવિકા ભલે થાય." કૃષ્ણે 'ભલે' એમ કહીને એ વસ્તુ સ્વીકારી, અને પછી કૌટુમ્બિક પુરુષોને કહ્યું, "સુહિરણ્યા કુમારી મારી પુત્રવધૂ છે, માટે કુમારના જેટલી જ સંભાળથી તેનું પાલન કરો." આમ કહીને તે કન્યાને મોકલી અને તે ઉછરવા લાગી. સાંબને પણ તેના મિત્રો સાથે કલાચાર્ય સુમુખ પાસે મોકલવામાં આવ્યો. ત્યાં તે કલાઓ શિખવા લાગ્યો.

## રુકમીની પુત્રી વૈદર્ભી સાથે પ્રદ્યુમ્નનાં લગ્ન

એક વાર પ્રદ્યુમ્ન પોતાની માતાને વંદન કરવા ગયો ત્યારે તેણે રુકિમણીને આંસુ સારતી જોઇ. તેણે પૂછયું, "માતા! દેવ સિવાય બીજા કોઇએ તારો અપરાધ કર્યો હોય તો કહે, હું શિક્ષા કરું." રુકિમણીએ કહ્યું, "પુત્ર! મેં તારા મામા રુકમીને તારે માટે સંદેશો મોકલ્યો હતો. તેની કન્યા વૈદર્ભી મારા જેવા રૂપવાળી છે. પણ તે તો કહે છે કે, 'મારી કન્યા હું ચાંડાલોને આપીશ, પણ રુકિમણીના પુત્રને નહી આપું.' આથી મને ક્રોધ થયો હતો." પ્રદ્યુમ્ને કહ્યું. "માતા! તું ધીરજ ધર, એ ચાંડાલોને જ કન્યા આપશે."

---

૧. મતિસાર અને અજિતસેન એ યાદવો છે અને દારુક કૃષ્ણનો સારથિ છે.

પછી સાંબને સાથે લઈને પ્રદ્યુમ્ન ભોજકટ નગરમાં ગયો. ચાંડાલોનો વેશ ધારણ કરીને એ બન્ને જણા જળાશયની પાસે બેઠા અને ગાયન ગાતા તેમણે બધા લોકોને વિસ્મય પમાડી દીધા. એ જ માર્ગે મત્ત હાથી પાણી પીવા માટે આવ્યો. હાથીના માવતે કહ્યું, “ અરે ચાંડાલો ! જલદી આઘા ખસો, નહીં તો હાથી તમને મારી નાખશે. ” એટલે આ બે જણા બોલ્યા, “ આ કાયર હાથીને તું અહીં ન લાવીશ, નહીં તો અમારા કૂતરાઓ તેને ખાઈ જશે. ” આથી માવત ખીજાયો અને હાથીને તેણે છૂટો મૂક્યો. પ્રજ્ઞપ્તિ વિદ્યાના પ્રભાવથી તેને ચારે કોરથી કૂતરાઓ વળગ્યા અને કપોલ, મુખ અને સૂંઢ ઉપર જેને કૂતરાઓ બચકાં ભરતા હતા એવો તે હાથી માવતની સાથે ત્યાંથી નાશી ગયો. એથી બીજા હાથીઓ પણ ભયભીત થયા. પરસ્પરની ઉપર પડતા તથા સૂર્યાસ્તની વેળાએ ઘરો અને સાદડીના બનાવેલાં ઝુંપડાઓ ભાંગી નાખતા, વર્ષાઋતુના મેઘની જેમ ગર્જના કરતા, જેમને જોઈને નગરવાસીઓ પડતા, આખડતા અને અવ્યવસ્થિત થતા હતા, નિરાશ અને બ્હીલાં મુખવાળા થઈને ફાટ્યા અવાજે ‘ સ્વામી ! ભાઈ ! મામા ! મારું રક્ષણ કરો ’ એમ બૂમો પાડીને નાસતા હતા—એવા તે હાથીઓ ચારે બાજુ દોડવા લાગ્યા. રુકમીએ સંભ્રમપૂર્વક પૂછયું, “ નગરમાં આ કોલાહલ શેનો છે ? ” એટલે જેમણે કારણ જાણ્યું છે એવા પુરુષોએ કહ્યું, “ દેવ ! ચાંડાલોના કૂતરાઓએ હાથીને બચકાં ભર્યાં. આથી તે હાથી ડરીને નાસતાં બીજા હાથીઓને પણ ભયભીત થયા. આ પ્રમાણે ભડકેલા અને દોડતા હાથીઓને કારણે નગરમાં ક્ષોભ પેદા થયો છે. ” ઘણી વારે એ કોલાહલ શાન્ત થઈ ગયો.

પછી એક વાર ( પ્રજ્ઞપ્તિના પ્રભાવથી ) ઉંદરોએ હાથીઓને બાંધવાનાં દોરડાં કાપી ખાધાં, એટલે હાથીઓ નિરંકુશપણે ફરવા લાગ્યા. ચાંડાલ-કુમારોએ પોતાની પાસેનાં દોરડાં ( રાજાના માણસોને ) બતાવ્યાં; અત્યંત મૂલ્યવાન એવા તે દોરડાં વેચીને તેઓ નગરમાં જાણીતા થયા.

પછી સાંબે એક વાર ડોશીનું રૂપ ધારણ કર્યું, અને તે રુકમી પાસે ગયો. સાંબના શરીરનો આશ્રય કરીને રહેલી રહેલી પ્રજ્ઞપ્તિ કહેવા લાગી, “ દેવ ! શ્રવણ કરો. અમે સાંભળ્યું છે કે તમે વૈદર્ભી કુમારી ચાંડાલોને આપવાના છો. ક્ષત્રિયો જૂઠું બોલતા નથી, માટે જો તમે અવશ્ય ચાંડાલોને જ કન્યા આપવાના હો તો આ મારા પુત્ર જેવો વર તમને બીજો કોઈ મળશે નહીં; માટે આ બાબતમાં જે યોગ્ય લાગે તે કહો ” એટલે રોષથી રાતી આંખવાળો રુકમી બોલ્યો, “ જા, નીકળ અહીંથી. મને વિચાર કરવા દે. ” પછી તે ગઈ એટલે પ્રતિહારને બોલાવીને કહ્યું, “ તેં ચંડાળોને કેમ પ્રવેશ કરવા દીધા ? ” પ્રતિહારે ઉત્તર આપ્યો, “ દેવ ! પ્રવેશ કરતાં તો મેં એમને જોયા જ નહોતા; માત્ર અંદર આવ્યા પછી જ તેઓ મારી નજરે પડ્યા. ” પછી રાજાએ પોતાના સભાસદોને

પૂછ્યું, "આ ચાંડાલો અહીં કન્યા માગવા આવ્યા હતા. તમારામાં કોઈ એવું નહોતું કે જે તેમનો તિરસ્કાર કરે ?" સભાસદોએ કહ્યું, "સ્વામી ! એ ચાંડાલવૃદ્ધાની આંખોમાંથી મચ્છરોની વૃષ્ટિ થતી હતી. એ મચ્છરોવડે અમારી આંખો ઢંકાઈ ગઈ, અને મચ્છરોએ અમને ચટકા ભર્યા એટલે અમે મૂંગા થઈ ગયા. એ વૃદ્ધાની સાથે મચ્છરો પણ ચાલ્યા ગયા છે."

આ પછી રાજાને મંત્રીઓની સાથે મંત્રણા થઈ કે "ચાંડાલનું રૂપ ધારણ કરનાર એ તેજસ્વી તરુણ કોણ હશે, કે જેની પાસેના કૂતરાઓએ હાથીને પણ ભગાડી દીધો." કોઈએ કહ્યું, "દેવ ! કોઈ દેવ અથવા વિદ્યાધર આ રૂપ ધારણ કરીને કુમારીને વરવા ઈચ્છે છે. પ્રવેશ કરતો અથવા બહાર નીકળતો પણ દેખાતો નથી, માટે એમાં કંઈ સંશય નથી. રખેને એ આપણને કંઈ નુકસાન કરે, માટે એને ધમકાવવો જોઈએ નહીં." ત્યારે રાજાએ પૂછ્યું, "એને કયા ઉપાયથી નિવારવો ?" મંત્રીઓએ કહ્યું કે, "કુમારીને સ્વયંવર આપવામાં આવ્યો છે, એમ કહેવું."

બીજે દિવસે પેલી ચાંડાલવૃદ્ધા રત્નો લઈને રાજા પાસે આવી. સેવકોને તેણે રત્નો આપ્યાં અને પૂછ્યું, "દેવ ! શું તમે વિચાર કરી લીધો ? જવાબ આપો, એટલે વખતસર મારે બીજે વિચાર કરવો હોય તો તે પણ કરી શકું." રાજાએ સભા સામે જોયું, તો સર્વે સભાસદો મૌનવ્રત ધારણ કરીને બેઠા હતા. પછી રાજાએ ચાંડાલવૃદ્ધાને કહ્યું, "વૈદર્ભી કન્યાને મેં સ્વયંવર આપેલો છે, આથી તેના ઉપર મારો અધિકાર નથી." વૃદ્ધાએ કહ્યું, "જો એમ હોય તો કન્યા મારા પુત્રને જુએ. પછી ભલે તે જ નિર્ણય કરી લે." રાજાએ કહ્યું, "ભલે, એમ થાઓ; પરન્તુ તમે અહીંથી જાઓ." એટલે અદૃષ્ટ રીતે ચાંડાલો ચાલ્યા ગયા. પછી સભાસદોને રાજાએ પૂછ્યું, "તમે કોઈ કેમ કંઈ બોલ્યા નહીં ?" ત્યારે તેઓએ ઉત્તર આપ્યો, "દેવ ! શું બોલીએ ? અમે તો અત્યારે જ ભાનમાં આવીએ છીએ. દેવ ! આ રૂપ ધારણ કરીને કોઈ ( દેવ અથવા વિદ્યાધર ) છલના કરવા ઈચ્છે છે, માટે તેનો તિરસ્કાર કરશો નહીં."

પછી પ્રદ્યુમ્ને વૈદર્ભીને પોતાનું રૂપ બતાવ્યું. વૈદર્ભીએ સાંબ અને પ્રદ્યુમ્ન બન્ને જણને જોયા, અને પૂછ્યું, "અહીં આવેલા દેવરૂપી તમે કોણ છો ? અને કેમ આવ્યા છો ?" તેઓએ જવાબ આપ્યો, "અમે સાંબ અને પ્રદ્યુમ્ન છીએ; તેં અમારાં નામ કદાચ સાંભળ્યાં હશે. મામા એમ બોલ્યા હતા કે, 'વૈદર્ભી હું ચાંડાલોને આપીશ, પણ પ્રદ્યુમ્નને નહીં આપું,' માટે અમે ચાંડાલોનો વેશ ધારણ કરીને તેમની પાસે કન્યા માગી, પણ તેઓ કહે છે કે 'કન્યાને સ્વયંવર આપ્યો છે.' તો જો તને અમારી સાથે આવવાનું રુચતું હોય તો કહે, અમે તને હરી જઈએ." પ્રદ્યુમ્નના રૂપથી મોહ પામેલી કન્યાએ કહ્યું, "પિતા રજા આપે તો હું તમારે આધીન છું." એટલે તેઓ પાછા ગયા, અને ફરી રાજાને કહ્યું, "કુમારીને પૂછી જુઓ, નકામો વિલંબ શા સારુ કરો છો ?"

રાજાએ વૈદર્ભીને બોલાવી. વૈદર્ભીએ ચાંડાલોને તેમના ખરા સ્વાભાવિક રૂપમાં જોયા. રાજાએ તેને કહ્યું, "પુત્રિ ! આ ચાંડાલ જો તને ગમતો હોય તો તેને વર." કન્યાએ કહ્યું, "તમે પહેલાં જ મને ચાંડાલોને આપી છે. હવે શું પૂછો છો ? તમારી જો એવી જ વાણી નીકળી છે તો પછી મારે ચાંડાલિણી થવું જ જોઇએ." એટલે રોષ પામેલો રુકમી બોલ્યો, "જો તારું મન એમજ છે તો જા, મારી સામે ન આવીશ." રુકમીએ આમ કહ્યું એટલે તે વૈદર્ભી કન્યા પિતાને પ્રણામ કરીને, પદ્મવનમાંથી જેમ લક્ષ્મી નીકળે તેમ, ભવનમાંથી નીકળી અને પ્રદ્યુમ્ન અને સાંબની સાથે ચાંડાલોના કુંડ પાસે ગઇ. રૂપ અને ગુણથી જેમનાં હૃદયો હરાઇ ગયાં છે એવા નગરજનો વડે અવલોકાતાં તે ત્રણે જણાં ભોજકટ નગરમાંથી નીકળ્યાં અને પ્રજ્ઞપ્તિએ ભોજન-વસ્ત્રાદિની સામગ્રી લાવી આપતાં વિન્ધ્યાચળની પાસે રહ્યાં.

પ્રદ્યુમ્ને લગ્નને માટે દિવ્ય સમૃદ્ધિવાળો રત્નમંડિત પ્રાસાદ વિકુર્વ્યો. પછી સુન્દર આભરણ અને વસ્ત્રોથી વિભૂષિત પુરુષોને રુકમી પાસે મોકલ્યા. તેમણે પરિવાર સહિત રાજાને તથા બ્રાહ્મણો અને નાગરિકોને આમંત્રણ આપ્યાં કે, "જો અમારો સંબંધ અને પ્રીતિ ઇચ્છતા હો તો કાલે વહૂ ઉપર અક્ષત નાખવાને માટે આવજો." આમ કહીને તે પુરુષો ગયા એટલે રાજાએ જાસૂસો મોકલ્યા. તેમણે પ્રજ્ઞપ્તિનો પરિવાર અને સમૃદ્ધિ જોયાં, અને વિસ્મય પામેલા તેમણે જે જોયું હતું તે રાજાને કહ્યું. બ્રાહ્મણો અને નાગરિકોએ વિચાર કર્યો કે, "રાજાના જમાઈની અવજ્ઞા થાય તેથી રખેને રાજા આપણા ઉપર કોપીને આપણો નાશ કરે; માટે આપણે જઇએ." રાજાને ખબર પડે તેવી રીતે તે બ્રાહ્મણો, નાગરિકો અને માંડલિકો ગયા. વસ્ત્રો અને આભૂષણોથી પ્રદ્યુમ્ને તેમનો સત્કાર કર્યો; ચાંડાલના ગુણોથી વિસ્મિત થયેલા તેઓ ભોજન કરીને પાછા આવ્યા.

આ તરફ, પ્રદ્યુમ્ન, સાંબ અને વૈદર્ભી ક્ષણ વારમાં દ્વારવતી પહોંચી ગયાં. સાંબે પ્રદ્યુમ્નને કહ્યું, "દેવ ! ચાંડાલિનીના વેશમાં વૈદર્ભીનો દ્વારવતીમાં પ્રવેશ થાય તો ખૂબ આનંદ પડે; કેમકે ભોજકટમાં પણ આપણે ચાંડાલોના વેશમાં હતા." વૈદર્ભી બોલી, "સાંબસ્વામી ! શું હું ચાંડાલને વરી છું કે આવું બોલો છો ? માટે કૃપા કરો. અહીં લાવીને મારી વિડંબના ન કરશો." એટલે સાંબે કહ્યું, "માતાની પાસે તમારે ક્ષણવાર જ ચાંડાલનો વેશ કરવાનો છે, માટે ચાંડાલનો વેશ લઇને વીણાઓ વેચો." પ્રદ્યુમ્ને પણ કહ્યું કે, "ભલે, એમ થાઓ." પછી વૈદર્ભીને રુકિમણીના ભવનના દ્વાર આગળ તેઓ લઈ ગયા. સાંબે અંદર જઈ પ્રણામ કરીને કહ્યું, "માતા ! દ્વાર પાસે ઊભેલી ચાંડાલિની વીણાઓ વેચે છે." રુકિમણીએ પૂછ્યું, "પુત્ર ! એને અહીં કોણ લાવ્યું ?" એટલામાં દાસીઓએ વૈદર્ભીને જોઇ અને દેવીને નિવેદન કર્યું કે, "સ્વામિનિ ! જો ભગવતી લક્ષ્મી પણ આટલી રૂપાળી હોય તો આશ્ચર્ય ગણાય. એ ચાંડાલિનીને જુઓ તો ખરાં." તેણે વૈદર્ભીને

જોઈ, એટલે પ્રદ્યુમ્ન માતાને પગે પડીને બોલ્યો, "માતા! મામાએ વૈદર્ભી ચાંડાલોને આપી છે." રુકિમણીએ પૂછ્યું, "કેવી રીતે?" એટલે તેણે બધો વૃત્તાન્ત કહ્યો. કૃષ્ણને પણ આ સમાચાર આપવામાં આવ્યા. રુકિમણી પ્રસન્ન થઇ. પ્રિય પુત્ર તરીકે પ્રદ્યુમ્ન તેનો માનીતો થયો અને વહૂનો પણ તેણે સત્કાર કર્યો.

## સુહિરણ્યાનું નૃત્ય

હવે, સાંબ મિત્રોની સાથે કલાઓ ભણવા લાગ્યો. અનુક્રમે તે યુવાવસ્થામાં આવ્યો અને બીજા કૃષ્ણ જેવો થયો. કુમારે પહેરેલો તેનો પુષ્પશેખર બુદ્ધિસેન તેની પાસેથી માગીને ક્યાંક લઇ જતો હતો. એ જ પ્રમાણે તેણે બદલેલાં વસ્ત્રો તથા તેને ખાતાં વધેલાં લાડુ 'એકાન્તમાં ખાઇશ' એમ કહીને તે લઇ જતો.[1]

એક વાર કંચુકી આવ્યો, અને રથ પકડીને સાંબને વિનંતી કરી, "કુમાર! દેવે આજ્ઞા કરી છે કે–રત્નકરંડક ઉદ્યાનમાં સુરહિરણ્યા અને હિરણ્યા નામે ગણિકાપુત્રીઓ નૃત્ય બતાવશે, માટે તમારે પ્રેક્ષકોની સાથે ત્યાં આવવું." પ્રસન્ન થયેલો સાંબ મિત્રો સહિત રથ ઉપર બેઠો અને સુદારક તેનો સારથિ થયો. માર્ગમાં રથનાં પૈડાને સમારવા માટે રથ ઊભો રાખવો પડ્યો. ત્યાં એક રૂપાળી કન્યા આવી અને તેણે સાંબ-કુમારને પ્રણામ કર્યા. બુદ્ધિસેને કુમારને ધીરેથી કહ્યું, "આર્યપુત્ર! તમારા મુકુટનાં છોગાં લટકે છે, તે બે હાથથી ઊંચાં કરો." સાંબે એમ કર્યું. તેજ વખતે રથના ઘોડાઓએ હણહણાટ કર્યો; સાંબે શુભ શુકનરૂપ હોવાથી તે શબ્દને ઇચ્છયો. પછી તેણે બુદ્ધિસેનને પૂછયું, "આ પ્રમાણે સ્પષ્ટ ચેષ્ટા કરનારી આ કોણ હશે?" બુદ્ધિસેને ઉત્તર આપ્યો, "કોઈ કુલકન્યા હશે."

પછી બધા ઉદ્યાનમાં ગયા પ્રેક્ષકો સભામાં બેઠા. ત્યાં નાલિકાગલક[2] વડે બધી નૃત્ય-વિધિ બતાવવાની હતી. હિરણ્યાએ તે બતાવી. ઉદક–પરિક્ષય[3] પૂરો થતાં સુહિરણ્યા પોતાનું નૃત્ય બતાવવા લાગી. બુદ્ધિસેન સાંબની સામે ઊભો રહ્યો, તેને જયસેને કહ્યું, "એક બાજુએ ઊભો રહે." બુદ્ધિસેને કહ્યું, "આ પ્રેક્ષકો મને ધક્કા મારે છે." પછી નૃત્યના બત્રીસ નાટ્યભેદો વિધિપૂર્વક સુહિરણ્યાએ બતાવ્યા. નાલિકામાં વધેલા પાણીથી ઉપાધ્યાય નાટ્યાચાર્યે તેને સ્નાન કરાવ્યું. એ વખતે બુદ્ધિસેન સાંબની આગળથી ખસી ગયો. જેનો અભિષેક થઇ રહ્યો હોય એવી લક્ષ્મી જેવી સુહિરણ્યાને કુમારે જોઈ; તેણે

૧. આ બધી વસ્તુઓ બુદ્ધિસેન છાની રીતે સુહિરણ્યા માટે લઈ જતો હતો

૨. આ કોઇ પ્રકારની નૃત્યવિધિ હોવી જોઇએ અમુક પ્રકારની નળીમાથી પાણી ગળતું જાય અને તે ગળી રહે ત્યારે નૃત્ય પણ પૂરુ થાય એવું કંઇક હશે, એમ અનુમાન થાય છે.

૩. નલિકામાથી પાણી ગળી રહ્યુ તે સમયે.

પણ રતિ કામદેવને જુએ તેમ આદરપૂર્વક સાંબને જોયો. પછી મિત્રો સાથે સાંબ રથમાં બેસીને પાછો નગર તરફ ઊપડ્યો.

## પુરુષોના ભેદ

માર્ગમાં જયસેને સાંબને કહ્યું, "આર્યપુત્ર! બુદ્ધિસેન બિચારો નિર્માલ્ય અને બોલવામાં જ બળ બતાવનારો છે. જે (પ્રેક્ષકોની) ભીંસ સહન ન કરી શકે તેવો કાપુરુષ છે." બુદ્ધિસેને કહ્યું, "આંધળો જેમ રૂપના ભેદો ન જાણે તેમ તું પુરુષના ભેદ પણ જાણતો નથી." જયસેને કહ્યું, "તું હોંશિયારી બતાવે છે, એટલે જાણતો હોઈશ. કહે, કેટલા પ્રકારના પુરુષો હોય છે? એટલે તારું જ્ઞાન જાહેર થશે." બુદ્ધિસેન બોલ્યો, "અર્થ, ધર્મ અને કામની દૃષ્ટિએ પુરુષોના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા વિભાગ થઈ શકે. તેમાં અર્થના વિષયમાં, જે પિતા અને પિતામહે ઉપાર્જન કરેલું ધન ભોગવતાં છતાં વધારે છે તે ઉત્તમ, જે એ ધન ક્ષીણ થવા દેતો નથી તે મધ્યમ, અને જે ઉડાવી દે છે તે અધમ. ધર્મના વિષયમાં બે પ્રકારના પુરુષો હોય છે-ઉત્તમ અને મધ્યમ. તેમાં સ્વયંબુદ્ધ (બીજાના ઉપદેશ સિવાય જેને તત્ત્વજ્ઞાન થાય) તે ઉત્તમ અને બુદ્ધબોધિત (આચાર્યવડે બોધ પમાડાયેલો) તે મધ્યમ. કામના વિષયમાં પુરુષોના ત્રણ ભેદો હોય છે. જે પોતે બીજાને ઇચ્છે અને બીજાવડે ઇચ્છાય તે ઉત્તમ; જે બીજાવડે ઇચ્છાય પણ પોતે તેને ન ઇચ્છે તે મધ્યમ, અને જે પોતે બીજાને ઇચ્છે પણ બીજા તેને ન ઇચ્છે તે અધમ." જયસેને પૂછ્યું, "એમાંથી આર્યપુત્ર કયા પ્રકારના પુરુષ છે?" બુદ્ધિસેને ઉત્તર આપ્યો, "અર્થ અને ધર્મની બાબતમાં કહી શકાતું નથી, પણ કામની બાબતમાં તો મધ્યમ છે (અર્થાત્ કન્યા તેને ઇચ્છે છે, પણ તે કન્યાને ઇચ્છતો નથી)." જયસેને પૂછ્યું, "તું કયા પ્રકારનો છે?" તેણે ઉત્તર આપ્યો, "હું ઉત્તમ છું." એટલે જયસેન ક્રુદ્ધ થઇને બોલ્યો, "અરે પંડિતમન્ય! તું આત્મપૂજક છે. સ્વામીને તું મધ્યમ કહે છે (અને પોતાની જાતને 'ઉત્તમ' તરીકે ઓળખાવે છે), માટે તને શિક્ષા કરવી જોઇએ." બુદ્ધિસેને કહ્યું, "તું અજ્ઞાન છે; જેની ઇચ્છા કરવામાં આવે છતાં જે ઇચ્છે નહીં તે પુરુષ મધ્યમ જ છે." અજિતસેને પૂછ્યું, "વારુ, એમની કોણ કામના કરે છે?" બુદ્ધિસેને ઉત્તર આપ્યો, "નહીં કહું, જો તે પોતે મને પૂછશે તો જ કહીશ." કુમારે તેને કહ્યું, "કહે." એટલે તે કહેવા લાગ્યો—

## બુદ્ધિસેનનું આત્મકથન-ભોગમાલિનીનો સમાગમ

"હું એક વાર આપની સેવા કરીને ઘેર જતો હતો ત્યાં માર્ગમાં ચોપડો હાથમાં લઇને ઊભેલા[1] પુરુષો મેં જોયા. તેઓ વાતો કરતા હતા કે, "દ્વારવતીમાં જે પંડિતો અને

---

૧. મૂળમાં पत्तलिवासणहत्थे શબ્દ છે. તેનો આ અર્થ સંદર્ભ ઉપરથી કલ્પેલો છે.

મૂર્ખો હોય તેમનાં નામ લખીને મને આપો, એવો હુકમ દેવે આપણને આપ્યો છે. માટે આ બુદ્ધિસેન પણ જો આ રથ ઉપર બેસે તો તેનું નામ પંડિતોની યાદીમાં લખીએ, અને ન બેસે તો મૂર્ખોની યાદીમાં લખીએ." મેં વિચાર કર્યો કે, "દેવની પાસે વંચાવવાના આ લેખમાં મારું નામ મૂર્ખાઓના અગ્રભાગમાં લખાય તો મારી નિન્દા થશે, માટે આ રથ ઉપર બેસવામાં શો દોષ છે?" આમ વિચાર કરતો હતો ત્યાં રથના સારથિએ મને કહ્યું, "આર્યપુત્ર! રથ ઉપર બેસો." એટલે નયનને મનોહર લાગે તેવાં રૂપો જોતો હું રથમાં બેઠો. સામેથી મત્ત હાથી ઉપર બેઠેલા માવતે કહ્યું, "આર્ય! આઘા ખસો; મારો હાથી વશમાં નથી." એ વચન સાંભળીને સારથિએ રથને પાછો વાળ્યો, અને ગણિકાઓના વાસમાં થઈને ચલાવ્યો. ત્યાં તરુણોનાં ઇર્ષ્યા, પ્રણયકોપ અને અનુનયનાં વચનો સાંભળતો હું તોરણયુક્ત તથા બલિકર્મ જ્યાં કરવામાં આવ્યું હતું એવા એક ભવન આગળ પહોંચ્યો. ત્યાં સારથિએ મને કહ્યું, "ઉતરો, અને ભવનમાં જાઓ." હું અંદર ગયો, તો વિદ્યાઓથી વીંટાયેલી સરસ્વતી હોય તેવી, દાસીઓથી વીંટળાયેલી એક કન્યાને મેં જોઈ. તેણે પ્રણામ કરીને મને કહ્યું, "બુદ્ધિસેન! તમારું સ્વાગત હો." હું પગ ધોઈને આસન ઉપર બેઠો, એટલે તેણે મને પૂછ્યું કે, "કયાંથી આવો છો?" મેં ઉત્તર આપ્યો કે, "સાંબકુમાર પાસેથી." એટલે તેણે તે તરફ મુખ કરીને હાથ જોડ્યા. પછી મને પૂછ્યું, "બુદ્ધિસેન! કયા પ્રકારના વિનોદથી તમે દિવસો ગાળો છો?" મેં કહ્યું, "કલાઓના અભ્યાસથી." એની પાસે દાસીઓ ઊભેલી હતી, પણ કોઈને જોઈને મારી દૃષ્ટિ પ્રસન્ન થતી નહોતી. એટલામાં બીજી એક દાસી આવી. તે સુરૂપ હોઇ તેના ઉપર મારી નજર ઠરી. એટલે પેલી કન્યાએ મને કહ્યું, "બુદ્ધિસેન! અત્યારે વડિલો પાસે જવાની જરૂર નથી; અહીં જ આરામ લો. આ ભોગમાલિની તમારું ચિન્તન કરે છે." પછી તે કન્યા ત્યાંથી ગઈ, એટલે ભોગમાલિનીએ મને કહ્યું, "આર્યપુત્ર! રથમાં બેસવાથી તમે થાકી ગયા છો. ગર્ભગૃહમાં શય્યા છે, ત્યાં વીસામો લો." મેં ગર્ભગૃહમાં પ્રવેશ કર્યો અને ત્યાં સૂઇ ગયો, એટલે ભોગમાલિની મારા પગ ચાંપીને કહેવા લાગી, "આર્યપુત્ર! હવે તમારું વક્ષઃસ્થળ દબાવું?" મેં વિચાર્યું કે, "આ ચતુર દાસી છે, કે જે મારા પગ દબાવીને મારી છાતીનો સ્પર્શ કરવા ઇચ્છે છે." પછી તેણે કહ્યું, "સ્તનોવડે તમારી છાતી દબાવું." એમ કહીને તે સ્તનોવડે મને દબાવવા માંડી. "હાથવડે કરવામાં આવતી ચંપી કરતાં સ્તનના સ્પર્શમાં ઘણી વિશેષતા છે—" એવા એવા ઉપાયોવડે, હાથણી જેમ વનહસ્તીને રતિપ્રસક્ત કરે તેમ, તેણે મને પ્રેમાસક્ત કર્યો. પછી હું ત્યાંથી નીકળ્યો, પણ પ્રણયના બંધનને કારણે વારંવાર ત્યાં જાઉં છું. મનને અનુકૂળ અને મધુર ભાષણ કરનારી ભોગમાલિનીએ એક વાર મને કહ્યું, 'આર્યપુત્ર! તમને અહીં લાવવાનું કારણ જાણો છો?" મેં કહ્યું, "સુન્દરિ! હું જાણતો નથી, માટે કહો." તેણે કહ્યું, "સાંભળો—

## સુહિરણ્યાનો પરિચય

અમારી સ્વામિની સુહિરણ્યા જ્યારે બાલ્યાવસ્થામાં હતી તે વખતે જ સાંબકુમારને તેનું વાગ્દાન કરવામાં આવ્યું હતું. દેવ( કૃષ્ણ )ની પાસે તે ઘણીવાર જતી હતી. એમ કરતાં તે મોટી થઈ ત્યારે કૃષ્ણે આજ્ઞા કરી કે, " કાલિંદસેના ! એ કન્યાને હવે મારા અભ્યંતરોપસ્થાન-ગર્ભગૃહમાં લાવજે. " પછી એક વાર પોતાની માતા જતી હતી તેની સાથે સુહિરણ્યા ત્યાં જવાને માટે નીકળી, પણ માતાએ ' તારે જવાનું નથી ' એમ કહીને તેને વારી. આથી જ્યારે માતા ગઇ ત્યારે સુહિરણ્યાએ પોતાને ગળે ફાંસો ખાધો. દૈવયોગે મેં તેને જોઇ અને બચાવી લીધી અને દોરડાનો ફાંસો દૂર કરી, પલંગમાં સુવાડીને તેને આશ્વાસન આપ્યું. તેણે પૂછ્યું, " ભોગમાલિનિ ! હું ક્યાં છું ? " મેં કહ્યું, " શયનમાં અને સ્વજનોના હૃદયમાં. " ફરી તેણે પૂછ્યું, " મને અહીં કોણ લાવ્યું ? " મેં ઉત્તર આપ્યો, " દેવતાઓ અને હું. " પછી મેં તેને પૂછ્યું, " સ્વામિનિ ! મરવાની બુદ્ધિ ક્યાંથી સૂઝી ? એ મને કહો. " તેણે કહ્યું, " સાંભળ, સખિ ! હું જ્યારે બાલ્યાવસ્થામાં હતી ત્યારે કુમારને મારું વાગ્દાન કરવામાં આવ્યું હતું. મોટી થઇ ત્યારપછી કેટલીક વાર દેવના સભાસ્થાનમાં ગઈ હતી ત્યારે મેં કુમારને જોયા હતા, પરન્તુ હવે તો તેમનું દર્શન પણ મને મળી શકતું નથી, માટે આત્મઘાતનો નિશ્ચય મેં કર્યો હતો. " મેં કહ્યું, " સ્વામિનિ ! વિષાદ ન કરો. સાંભળો. તમારા કરતાં વિશિષ્ટ રૂપવાળી બીજી કયી કન્યા છે, જે કુમારના હૃદયમાં વસે ? ટૂંક સમયમાં જ તમારા હૃદયના ઇચ્છેલા મનોરથની પ્રાપ્તિ તમને થશે. " આ પ્રમાણે મેં તેને આશ્વાસન આપીને પછી તેની માતાને બધી વાત કરી. એટલે તેણે માવત તથા લેખકો, જે તેના મિત્રો હતા તેમની સાથે મંત્રણા કરી. તેમણે કહ્યું, " અમે દેવથી ડરીએ છીએ. બુદ્ધિસેન કુમારનો વિશ્વાસપાત્ર છે, માટે કુમારને કન્યાના ગુણો તે નિવેદન કરે એ શોભે. અમે બુદ્ધિસેનને આવા ઉપાયથી અહીં લાવીશું; તમે આ પ્રકારના ઉપાયથી તેને વશ કરજો; એટલે તે કાર્ય કરશે. " પછી રથિક, માવત અને લેખકોએ યુક્તિપૂર્વક તમારો અહીં પ્રવેશ કરાવ્યો. ' આ તો ગણિકાપુત્રી છે ' એવા પ્રકારની મનોવૃત્તિ તમે ન રાખશો. કારણ સાંભળો—

## ગણિકાઓની ઉત્પત્તિ

પૂર્વકાળમાં ભરત નામે મંડલપતિ રાજા હતો; તે એક જ સ્ત્રીમાં અનુરક્ત હતો. સામંતોએ તેને માટે કન્યાઓ મોકલી, પણ તે બધી તેમણે એકી સાથે મોકલી હતી. રાજાની સાથે પ્રાસાદમાં બેઠેલી દેવીએ તે સર્વેને જોઇ, અને તેણે રાજાને પૂછ્યું, " આ કોનું સૈન્ય છે ? " રાજાએ ઉત્તર આપ્યો, " આ તો મારા સામંતોએ કુમારિકાઓ મોકલી છે. " રાણીએ વિચાર કર્યો કે, " આપત્તિ આવ્યા પહેલાં જ તેનો ઉપાય કરું; કેમ કે આટલી બધી કન્યાઓમાંથી એક અથવા વધુ કન્યાઓ કદાચ રાજાની માનીતી થાય. "

આમ વિચાર કરીને રાણી બોલી, " આ પ્રાસાદ ઉપરથી હું ભુસકો મારું છું." રાજાએ પૂછ્યું, " દેવિ ! એમ કેમ બોલો છો ? " રાણીએ કહ્યું, " આ બધી કન્યાઓ અહીં આવી છે, તેમને જોઈને શોકથી દાઝતી હું દુઃખપૂર્વક મરણ પામીશ." રાજાએ કહ્યું, " જો તારો આવો જ નિશ્ચય છે તો કન્યાઓ ભવનમાં પ્રવેશ નહીં કરે." રાણીએ કહ્યું, " જો એ વસ્તુ સત્ય હોય તો બાહ્યોપસ્થાન–બહારના સભાસ્થાનમાં તેઓ તમારી સેવા કરે." રાજાએ ' ભલે ' એમ કહીને તે વસ્તુ સ્વીકારી. પછી છત્ર–ચામરધારીઓની સાથે એ કન્યાઓ રાજાની સેવા કરવા લાગી. અનુક્રમે તે કન્યાઓ ગણોને આપવામાં આવી. આવી રીતે ગણિકાઓની ઉત્પત્તિ થયેલી છે.

અમિતયશા નામે ગણિકાને ઘણાં બાળકો થયા પછી કાલિંદસેના નામે પુત્રી થઈ હતી. તે કાલિંદસેનાની હેમાંગદ રાજાથી થયેલી પુત્રી આ સુહિરણ્યા છે. એની પ્રણયચિન્તા કુમાર જાણે તેમ તમે કરો."

મેં ભોગમાલિનીનું આ વચન સ્વીકાર્યું. સુહિરણ્યાને પ્રતીતિ કરાવવા માટે તમારાં પુષ્પ, ગંધ, વસ્ત્ર અને તંબોલ તેની પાસે હું લઈ જાઉં છું. ઉદ્યાનમાં જેને તમે જોઈ હતી તે સુહિરણ્યા જ હતી. તે નૃત્ય કરતી ત્યારે હું આર્યપુત્રની સામે ઊભો રહ્યો હતો તેનું કારણ સાંભળો. સ્વામિનીની નજર જો આર્યપુત્ર ઉપર ચોંટી જાત તો તે વિધિપૂર્વક નૃત્ય કરવાનું ચૂકી જાત; આથી હું તમારી સામે ઊભો રહ્યો હતો."

આ પ્રમાણે વાતચીત કરતા બધા આવાસમાં પહોંચ્યા.

રાત્રે સાંબે બુદ્ધિસેનને કહ્યું, " જા, તે સુહિરણ્યાને અહીં લાવ. હું પણ તેની કામના કરીશ અને ' ઉત્તમ ' પુરુષ થઈશ." બુદ્ધિસેને કહ્યું, " કદાચ તે સ્ત્રીઓ મારો વિશ્વાસ નહીં કરે, માટે મને જયસેનની સહાય આપો." પછી બુદ્ધિસેન અને જયસેન બન્ને ગયા. બુદ્ધિસેને દાસીઓને કહ્યું, " મને કુમારે મોકલ્યો છે; સ્વામિનીએ તેમની પાસે આવવાનું છે." દાસીઓએ કહ્યું, " તમારો કોણ વિશ્વાસ કરે ? " એટલે તેણે જયસેનને બતાવ્યો. જયસેને પણ કુમારની આજ્ઞા કહી. પછી આ સમાચાર કાલિંદસેનાને આપવામાં આવ્યા. કાલિંદસેનાએ કહ્યું, " થોડીવાર બેસો, ત્યાં સુધી કન્યાને શણગાર પહેરાવી લઉં." એમ કહીને કાલિંદસેના જાંબવતી પાસે ગઈ અને બધી હકીકત તેને જણાવી. જાંબવતી વિચાર કરીને કૃષ્ણ પાસે ગઈ અને સાંબની ઇચ્છા તેમને જણાવી. કૃષ્ણે કહ્યું, " પછીથી રાજકન્યાઓ સાથે તેનાં લગ્ન કરીશું, અત્યારે સુહિરણ્યાને ભલે સેવે." પછી જાંબવતીએ કાલિંદસેનાને રજા આપી. આ પ્રમાણે રજા મળતાં તેણે પોતાની પુત્રીને વાહનમાં બેસાડીને મોકલી. બુદ્ધિસેને કુમારને ખબર આપી અને કહ્યું, " આર્યપુત્ર !

નિપુણ થજો. ” કુમારે કહ્યું, “ પ્રીતિ કેટલી વશવર્તી છે ! ” પછી સુહિરણ્યા વાસગૃહમાં પ્રવેશી અને શયનમાં બેઠી. ગર્ભગૃહનું દ્વાર બંધ કરીને બુદ્ધિસેન બહાર નીકળ્યો. સુહિરણ્યા સાંબનાં કેશ, વસ્ત્ર અને આભૂષણની જે રીતે રચના કરતી તેનું સાંબ અનુકરણ કરવા લાગ્યો. આવી રીતે, મેના જેમ પોપટને શિખવે તેમ, તેણે સાંબને શિક્ષિત કર્યો. પરમ પ્રીતિમાન્ એવાં તેમની રાત વીતી ગઈ. પ્રભાતે બુદ્ધિસેન આવ્યો, તેને સાંબે કહ્યું, “ વડીલો ન જાણે તેવી રીતે આ સુહિરણ્યાને મારા ભવનમાં લઇ જાઓ. ” ત્યાં તો દેવીએ મોકલેલી પ્રતિકર્મચારીઓ ( અલંકાર અને પ્રસાધનને લગતી સેવા કરનારી દાસીઓ ) બન્ને જણાંને માટે પ્રસાધન, અલંકારો અને વસ્ત્રો લઇને આવી. એટલે ‘ સુહિરણ્યાના આગમનની માતાને ખબર છે ’ એમ જાણીને સાંબ ચિન્તામુક્ત થયો. સુહિરણ્યાની સાથે ઈચ્છાનુસાર પાંચે ઇન્દ્રિયોના વિષયસુખમાં મુગ્ધ થયેલા એવા તેનો સમય વીતવા લાગ્યો.





# મુખ

અહીંથી મુખનો પ્રારંભ થાય છે—

## સાંબ અને સુભાનુની ક્રીડાઓ

સાંબ અને ભાનુ એ બે જણ એક વાર સભામાં ક્રીડા કરતા હતા ત્યારે તેમની વચ્ચે હોડ થઈ કે–'જેનું પક્ષી સુન્દર બોલે તે એક કરોડ જીતે.' બીજે દિવસે ભાનુ પોતાનો પોપટ લઈને લાવ્યો. પ્રદ્યુમ્નના ઘેર ઉછેરવામાં આવેલી, સુન્દર રીતે સંયોજિત તથા સૂક્ષ્મ અને વિવિધ વર્ણની મનોહર પાંખોવાળી અને જેને એક સ્થળે રોમ ઉખડી જવાથી થયેલ ક્ષતમાં ખાર સીંચવામાં આવતો હતો એવી મેનાને સાંબ લઈ આવ્યો. પછી ભાનુનો પોપટ નીચે પ્રમાણે બે શ્લોક બોલ્યો—

सतेसु जायते सूरो, सहस्सेसु य पंडिओ ।
वत्ता सयसहस्सेसु, दाया जायति वा न वा ॥
इंदियाण जए सूरो, धम्मं चरति पंडिओ ।
वत्ता सच्चवओ होइ, दाया भूयहिए रओ ॥

(અર્થાત્ સેંકડોમાં એક શૂરો થાય છે, હજારોમાં એક પંડિત થાય છે, દશ હજારમાં એક વક્તા થાય છે; દાતા તો એટલામાં પણ થાય કે ન થાય.

ઇન્દ્રિયો ઉપર વિજય મેળવે તે શૂર, ધર્મ આચરે તે પંડિત, સત્ય વાણી બોલે તે વક્તા અને પ્રાણીઓનું હિત કરવામાં રત હોય તે દાતા.)

આ પ્રમાણે પોપટ બોલી રહ્યો. એટલે સાંબે મેનાને પ્રેરી કે, "મેના! તું પણ કંઈક સુભાષિત બોલ." એટલે મેના બોલી—

सव्वं गीयं विलवियं, सव्वं नट्टं विडंबियं ।
सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥

(અર્થાત્ સર્વ ગીત એ વિલાપ છે, સર્વ નૃત્ય એ વિડંબના છે, સર્વ આભરણો એ ભાર છે, સર્વ ઇચ્છાઓ દુઃખદાયક છે.)

પછી જે સ્થળે ક્ષતમાં ખાર સિંચવામાં આવ્યો હતો તે સ્થળે સ્પર્શ કરવામાં આવતાં મેના ચીસો પાડવા લાગી, અને ચીસો પાડી રહ્યા પછી બોલી, "દેવ! કોઈ મને પીડા કરે છે, મારું રક્ષણ કરો, હું મરી જાઉં છું, મારી ઉપેક્ષા ન કરો, વૈદ્યોને જલદી બોલાવો, એટલે તેઓ મારી વેદનાનો ઉપાય કરશે. મને દેવી પાસે લઈ જાઓ." આ પ્રમાણે કરુણ વિલાપ કરતી મેનાને સાંબે ફરીવાર પ્રેરી કે, "સુન્દરિ! વિષાદ ન કર. તું કંઈક સુભાષિત બોલ, એટલે પછી તું કહીશ તે બધું કરીશું." એટલે મેના બોલી—

**उक्कामिव जोइमालिणिं, सभुयंगामिव पुप्फियं लतं।**
**विबुधो जो कामवत्तिणिं, मुयई सो सुहिओ भविस्सइ॥**

( અર્થાત્ જ્યોતિવાળી ( રૂપવાન ) ઉલ્કા જેવી, પુષ્પવાળી પણ ભુજંગ (અથવા પ્રણયી) સહિત લતા જેવી કામની કેડીનો જે ડાહ્યો માણસ ત્યાગ કરે છે તે સુખી થશે. )

ખારથી સિંચાયેલા ભાગનો સ્પર્શ કરવામાં આવતાં મેના ફરી પાછી ચીસો પાડીને વિલાપ કરવા લાગી. તેને સાંબે ફરીને કહ્યું, "તું કંઈક બોલ." ત્યારે મેના બોલી—

**न सुयणवयणं हि निट्ठुरं, न दुरहिगंधवहं महुप्पलं।**
**न जुवइहिययम्मि धीरया, न य निवतीसु य सोहियं थिरं॥**

( અર્થાત્ સુજનનું વચન નિષ્ઠુર હોતું નથી, કમળ દુર્ગંધવાળું હોતું નથી, યુવતિના હૃદયમાં ધીરતા હોતી નથી અને રાજાઓમાં સ્થિર મિત્રતા હોતી નથી. )

'આ પ્રમાણે આ મેના વિચિત્ર બોલે છે' એમ ( મધ્યસ્થોએ નિર્ણય આપતાં ) સાંબ જીત્યો. 'પોપટ તો માત્ર બે જ શ્લોક બોલ્યો છે' એ પ્રમાણે તેને પરાજિત થયેલો ગણવામાં આવ્યો. ભોજન વખતે જ્યારે સુભાનુને બોલાવવામાં આવ્યો ત્યારે બધાએ તેને રોક્યો અને કહ્યું, 'હોડના એક કરોડ આપ.' સત્યભામાએ આ સાંભળ્યું અને કૃષ્ણને ખબર આપી. તેમણે મોકલેલા કંચુકીએ સાંબને કહ્યું, "કુમાર! સાંભળો. 'ભાનુ જમ્યા પછી તમને હોડનું ધન આપશે' એમ દેવ આજ્ઞા કરે છે." સાંબે કહ્યું, "જે એનો સ્નેહી હોય તે ધન આપીને એને લઈ જાય. અથવા શું કરવું તે એ બરાબર જાણે છે." સુભાનુ તો ભયને લીધે ગયો નહીં, એટલે આ સમાચાર કૃષ્ણને આપવામાં આવ્યા. તેમણે હોડનું ધન આપ્યું, એટલે સુભાનુને સાંબે જવા દીધો. પોતાના જબરા ગોઠિયાઓનો સાંબે સત્કાર કર્યો, તથા પ્રિય પૂછનારાઓ અને દીન-અનાથોને તેણે ધન આપ્યું.

કેટલાક દિવસ વીત્યા બાદ ભાનુ ફરી કહેવા લાગ્યો, "સાંબ! આપણે હોડ બકીએ; જેની ગંધ ઉત્કટ હોય તે બે કરોડ જીતે." સાંબે કહ્યું, "તારી સાથે હોડ નથી બકવી; તું હારીશ એટલે દેવને જઈને કહીશ." ભાનુ બોલ્યો, "માતાએ દેવને કહ્યું હતું, મેં

નહોતું કહ્યું." એટલે સાંબે 'ભલે' એમ કહીને સાક્ષી રાખ્યા. પછી સાંબે વિચાર કર્યો, "ગંધયુક્તિ–સુગંધી પદાર્થોના મિશ્રણની બાબતમાં ભાનુને જીતી નહીં શકાય, કારણ દેવ પાસેના સુગંધી પદાર્થોથી તે વિલેપન કરશે, માટે નાસિકાને પ્રતિકૂળ એવાં દ્રવ્યોનું મિશ્રણ હું કરું." પછી તેણે ડુંગળી, લસણ, દારૂ, હીંગ વગેરે બકરાના મૂત્રમાં મિશ્રિત કરીને કોડિયાના સંપુટમાં આણ્યાં. સુભાનુ સુગંધી પદાર્થોનું વિલેપન કરીને એ પહેલાંજ સભામાં આવીને બેઠો હતો. ગંધ–વિધાનમાં કુશળ પુરુષોએ તેની પ્રશંસા કરી હતી. સાંબે સભાના દ્વાર આગળ જ નાસિકાને પ્રતિકૂળ એવા લસણ વગેરેના મિશ્રણથી વિલેપન કર્યું. એની દુર્ગંધથી આક્રાન્ત થએલા સભામાં બેઠેલા કુમારો પોતાનાં નાક બંધ કરીને "સાંબસ્વામી! આ ગંધ તો અતિ ઉત્કટ છે, માટે પ્રસન્ન થાઓ, અમને જવા દો, કૃપા કરો," એમ બોલતા ચારે બાજુ નાસવા લાગ્યા. સાંબે કહ્યું, "નિર્ણય આપો." એટલે તેઓ બોલ્યા, "ભાઈ, તમે જીત્યા." ભાનુએ કહ્યું, "પણ આની તો અશુભ દુર્ગંધ છે." સાંબે કહ્યું, "ઉત્કટ ગંધ વિષે હોડ કરી હતી, શુભ અથવા અશુભ ગંધ વિષે કંઇ સ્પષ્ટતા કરી નહોતી." મધ્યસ્થોએ સાંબનો પક્ષ કર્યો. ભાનુનો પરાજય થયો, એટલે તેને ત્યાં રોકવામાં આવ્યો. દેવી સત્યભામાએ રડતાં રડતાં આ વસ્તુ કૃષ્ણને કહી. કૃષ્ણે કંચુકી મોકલ્યો, છતાં સાંબે ભાનુને છોડ્યો નહીં. જ્યારે શરત પ્રમાણેનું ધન આપવામાં આવ્યું ત્યારે જ તેને જવા દીધો. સાંબે એ ધન પોતાના સેવકોમાં વહેંચી આપ્યું તેમજ પોતાના જબરા ગોઠિયાઓને આપ્યું.

કેટલાક દિવસ વીત્યા બાદ ભાનુએ સાંબને કહ્યું, "આપણે ચાર કોટિની હોડ બકીએ; જેનાં આભૂષણોની શોભાની વિશેષતા હોય તે જીતે." સાંબે કહ્યું, "તારી સાથે હોડ નથી બકવી, તું હારે છે એટલે દેવ પાસે જઇને ઊભો રહે છે." પણ ભાનુએ જ્યારે આગ્રહ કર્યો ત્યારે સાંબે હોડ બકવાની હા પાડી. સાક્ષીઓ નક્કી કરવામાં આવ્યા. પછી સાંબ પ્રદ્યુમ્ન પાસે ગયો અને આ પ્રમાણે હોડ થયાની વાત તેને કરી. પ્રદ્યુમ્ને કહ્યું, "થયું, કુમાર! હવે તમે સુભાનુને જીતી રહ્યા! જો હવે તું જીતાઈશ તો નક્કી કર્યા પ્રમાણેનું ધન તેને આપવું પડશે." સાંબે કહ્યું, "એ ભાનુ મને જીતી જાય પછી મારે જીવવાથી પણ શું? માટે મારો જય થાય તેમ કૃપા કરો." પ્રદ્યુમ્ને સ્વીકાર્યું કે, "જા, એમ કરવામાં આવશે. નિરાંતે બેસ." પછી પ્રદ્યુમ્ન શિવાદેવી (નેમિનાથની માતા) પાસે ગયો અને સાંબ–સુભાનુની હોડની વાત કરી તથા વિનંતી કરી કે, "માતા! જે આભરણો દેવોએ અમારા કાકા અરિષ્ટનેમિને આપ્યાં હતાં તે પહેરવા માટે આપો." શિવાદેવીએ કહ્યું, "પુત્ર! પ્રદ્યુમ્ન! તારે માટે કંઇ અદેય નથી, પરન્તુ તારા કાકાનાં જે આભૂષણો છે તે ક્ષત્રિયો ધારણ કરતા નથી. તેથી તે માત્ર પહેરવા પૂરતાં લઈ જા. જો એમ ન હોત તો હું તે આભૂષણો તને આપી દેત." શિવાદેવીને પ્રણામ કરીને તથા આભૂષણો લઇને પ્રદ્યુમ્ન ગયો અને સાંબને તે આપ્યાં.

સાંબ તે પહેરીને સભામાં ગયો, તે પહેલાં જ ભાનુ ખૂબ મૂલ્યવાન આભરણો પહેરીને સભામાં પહોંચી ગયો હતો તથા પ્રેક્ષકોએ તેની પ્રશંસા પણ કરી હતી કે, "નક્કી, આ વખતે તું જીતીશ." પરન્તુ નક્ષત્રમાલા( એક પ્રકારની માળા ) વડે વિરાજિત વક્ષ:-સ્થળવાળો સાંબ વિદ્યુલ્લતા વડે અલંકૃત મેઘની જેમ શોભવા લાગ્યો અને તેનાં આભૂષણોની જ્યોતિ વડે, સૂર્યના પ્રકાશથી જેમ આગિયાની ચમક નાશ પામે તેમ, સુભાનુનાં આભરણોની કાન્તિ ઝાંખી પડી ગઈ. 'સાંબ જીત્યો છે' એમ મધ્યસ્થોએ નિર્ણય આપ્યો.

આ વાત સત્યભામાએ સાંભળી, એટલે તેણે રડતાં રડતાં કૃષ્ણને વિનંતી કરી, "તમે લાડમાં ફટવી મૂકેલો આ સાંબ મારા પુત્રને જીવવા પણ દેતો નથી, માટે તમારાથી બની શકે તો તેને આમ કરતાં અટકાવો." આ પ્રમાણે સત્યભામાએ વિનંતી કરી એટલે કૃષ્ણે કંચુકીને મોકલ્યો. તેણે સાંબને કહ્યું, "કુમાર! સુભાનુને છોડી દો, એને હવે હેરાન ન કરો—એ પ્રમાણે દેવે આજ્ઞા કરી છે." સાંબે ઉત્તર આપ્યો, "હોડમાં તેનો પરાજય થયો છે, એ વિષયમાં દેવને અથવા દાનવને શું કહેવાનું છે? શાસકે અપરાધીને શિક્ષા કરવી જોઈએ અને ન્યાયકારીનું પાલન કરવું જોઈએ." કંચુકી પાછો ગયો અને તેણે સાંબનું વચન કૃષ્ણને કહ્યું. દેવી સત્યભામાએ કૃષ્ણને કહ્યું, "દેવ! મારા ઉપર જો તમારી કૃપા હોય તો સર્વસ્વ આપીને પણ મારા પુત્રને સાંબ પાસેથી છોડાવો." આ પ્રમાણે પ્રેરાયેલા કૃષ્ણ સભામાં ગયા. ત્યાં તેમણે સભાસદોને પૂછ્યું. સભાસદોએ સાંબનો વિજય થયાનું કહ્યું. ઇન્દ્રની જેમ અલંકૃત શરીરવાળા સાંબને કૃષ્ણે જોયો. કૃષ્ણે સાંબને કહ્યું, "સુભાનુને જવા દે; તમારી હોડ પ્રમાણેનું ધન અમે આપીશું." સાંબે કહ્યું, "સિંહના દાંત કોણ ગણી શકવાનું હતું? સુભાનુ તમને વહાલો હોય તેથી તેને લઇ જવો હોય તો ભલે લઇ જાઓ. અવધિ ( સમય ) થશે પછી આપવું હશે તે આપશે." કૃષ્ણે કહ્યું, "અવધિ ( હદ ) તો તારામાં થાય છે, બીજે કયાંય નહીં. આ છોકરાને તું સુખે જીવવા પણ દેતો નથી; અને તે પણ તારાથી આટલો હેરાન થયા છતાં રહેતો નથી." આ પ્રમાણે ધમકાવીને કૃષ્ણ સભામાંથી બહાર નીકળ્યા. જ્યારે ચાર કરોડ ધન આપ્યું ત્યારે જ સાંબે ભાનુને છોડ્યો.

બીજે દિવસે કૃષ્ણનું રૂપ ધારણ કરીને તથા નક્ષત્રમાલા વડે વિભૂષિત થઇને સાંબ સત્યભામાના ભવન પાસે ગયો, અને સત્યભામા જુએ તેમ ઊભા રહીને કુબ્જાને આંગળીથી તેણે બોલાવી. વેશ, ભાષા, વર્ણ અને આકૃતિની બાબતમાં સાંબે ધારણ કરેલું રૂપ કૃષ્ણના જેવું જ હોવાથી કુબ્જા તેને ઓળખી શકી નહીં. સાંબે કુબ્જાને કહ્યું, "મેં એક અશુભ સ્વપ્ન જોયું છે, તેનો પ્રતિકાર કરવો પડશે; માટે દેવીને કહે કે—જ્યારે હું અહીંથી પાછો જાઉં ત્યારે, હું વારું તો પણ, મને પંચગવ્યથી સ્નાન કરાવે." આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો. કુબ્જાએ જલદીથી જઈને આ આજ્ઞા સત્યભામાને સંભ-

બાવી. પછી ( ખરેખરા ) કૃષ્ણ અંતઃપુરમાંથી પાછા જતા હતા, તે જોઇને ‘ યોગ્ય છે ’ એમ વિચારીને સત્યભામાની દાસીઓએ ‘ આ શું કરો છો, આઘી ખસો ’ એ પ્રમાણે બોલતા તેમને પંચગવ્યથી નવરાવી દીધા. એ પછી મંગલ વસ્તુઓથી તેમને સ્નાન કરાવ્યું. પછી પરિજનો બધાં ચાલ્યાં ગયાં, એટલે કૃષ્ણે સત્યભામાને કહ્યું, “ મેં તને સર્વ અંતઃપુરની પૂજ્ય તરીકે સ્થાપન કરી છે, માટે જો લક્ષ્મીનો નાશ ઇચ્છતી હોય તો મારી આવી મશ્કરી કરજે. ” સત્યભામાએ કહ્યું, “ આપ પોતે જ આમ કરવાની આજ્ઞા આપીને પછી મને ઠપકો કેમ આપો છો ? ” કૃષ્ણે કહ્યું, “ મેં એવું કહ્યું જ ક્યારે છે ? તું જૂઠું બોલે છે. ” એટલે સત્યભામા બોલી, “ તમે કુબ્જાને બોલાવીને આવી આજ્ઞા આપી હતી. મેં પણ નક્ષત્રમાલા વડે વિભૂષિત વક્ષઃસ્થળવાળા તમને જોયા હતા. એ નક્ષત્રમાલા અત્યારે તમે કાઢી નાખી છે. આટલી નિશાની હું આપું છું. ” એટલે હસીને કૃષ્ણ બોલ્યા કે, “ મેં ગઇ કાલે સાંબને ધમકાવ્યો હતો, માટે નક્કી તેનું જ આ કામ હશે ” આ સાંભળીને ક્રોધ પામેલી સત્યભામા બોલી, “ હું છોકરાઓને માટે રમવાનું રમકડું બની છું; પછી મારે જીવવાથી શું ? ” એમ કહીને તે પોતાની જીભ ખેંચવા લાગી. કૃષ્ણે તેને ઘણા પ્રયત્ને વારી અને કહ્યું, “ દેવિ ! એ ઉદ્ધત છોકરાને કાલ સજા કરીશ, માટે શાન્ત થા. ”

## સાંબને દેશવટો

પછી કૃષ્ણે જાંબવતીને બોલાવીને કહ્યું, “ તારા પુત્રે મારું પણ અપમાન કર્યું છે. ” જાંબવતીએ કહ્યું, “ આપ આપના પુત્રનું ચરિત્ર જાણો છો જ. ” કૃષ્ણ બોલ્યા, “ તને પણ જણાવીશ ” આ પછી ગોવાળિયાનો વેશ ધારણ કરીને જાંબવતીની સાથે કૃષ્ણ સાંબ પાસે ગયા. રૂપાળી જાંબવતીને સાંબે પૂછ્યું, “ છાશ મળશે કે ? ” જાંબવતીએ ઉત્તર આપ્યો “ હા. ” એટલે સાંબે “ લાવ ત્યારે, લઉં ” એમ કહીને જાંબવતીનો હાથ પકડ્યો. પણ કૃષ્ણે પોતાનું રૂપ બતાવ્યું, એટલે સાંબ નાસી ગયો અને પાછો કૃષ્ણ પાસે આવ્યો નહીં. બીજે દિવસે કુલવૃદ્ધો પાસે સાંબને બોલાવવામાં આવ્યો. એટલે ખેરની ખીંટીને ફરસીથી છોલતો તે સભામાં આવ્યો. કૃષ્ણે પૂછ્યું, “ સાંબ ! આ શું ? ” સાંબે ઉત્તર આપ્યો, “ જે ગઇ કાલની વાત કરશે તેના મોંમાં આ ખીંટી ઠોકી બેસાડીશ. ” કૃષ્ણે કુલવૃદ્ધોને કહ્યું, “ આ તમે સાંભળ્યું ? ગઇ કાલે એણે મને પંચગવ્યથી નવરાવ્યો હતો. એ વાત જો હું તમને કહીશ તો એ મારા મુખમાં ખીંટી ઠોકી બેસાડશે. તો જા, અહીંથી ચાલ્યો જા, પછી જે કરવું હોય તે કરજે. દ્વારવતીમાં તું રહીશ નહીં. ” વસુદેવે કહ્યું, “ કૃષ્ણ ! ક્ષમા કર. આ રમતિયાળ છોકરો, ઋષિઓમાં નારદની જેમ, આપણા કુળમાં અલંકારરૂપ છે. ” એટલે કૃષ્ણ બોલ્યા, “ આને તમે મોએ ચઢાવ્યો છે, એથી મારી પણ મશ્કરી કરે છે. તેણે અહીં રહેવાનું નથી. ” કુલવૃદ્ધોએ કહ્યું, “ સાંબ ! નગર-

માંથી નીકળી જા." સાંબે કહ્યું, "મારે ક્યાં સુધી બહાર રહેવું પડશે તેનો સમય નક્કી કરો." કૃષ્ણે કહ્યું, "તને કાઢી મૂકવામાં આવે છે, પછી સમય નક્કી કરવાની વાત જ ક્યાં રહી?" સાંબ બોલ્યો, "તમે બધા અહીં રહો અને મારે અપરિમિત સમય સુધી બહાર રહેવાનું? આ પ્રમાણે સમય અનિશ્ચિત રાખવાનો હોય તો હું નગરમાંથી બહાર નહીં નીકળું." કૃષ્ણે કહ્યું, "જ્યારે હું અને સત્યભામા વિનંતી કરીને તને બોલાવીએ ત્યારે આવજે."

આ પછી સાંબ 'ભલે' એમ કહીને તથા પિતામહોને પ્રણામ કરીને ત્યાંથી નીકળ્યો અને પ્રદ્યુમ્ન પાસે ગયો. પોતાને દેશવટો મળવાનું કારણ અપરાધ સહિત સાંબે તેને કહ્યું. પ્રદ્યુમ્ને કહ્યું, "પિતાનું અપમાન કરવામાં તેં મોટો અપરાધ કર્યો છે, માટે જા. દેવ શાન્ત થશે પછી તેમને હું વિનંતી કરીશ." એટલે સાંબે પ્રદ્યુમ્નને કહ્યું, "દેવ! જો તમે પણ મને આ પ્રમાણે જવાનું કહો છો, તો પછી મને પ્રજ્ઞપ્તિ ઉછીની આપો." પ્રદ્યુમ્ને કહ્યું, "પ્રજ્ઞપ્તિની સહાયથી તું પાછો કંઇક તોફાન કરીશ તો મને ઠપકો મળશે." સાબ બોલ્યો, "હું કંઈ તોફાન નહીં કરું, માટે કૃપા કરો." એટલે પ્રદ્યુમ્ને સાંબને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી અને કહ્યું, "ભગવતિ! બહાર વસતા સાંબની તું સહાયક થજે." પછી પ્રદ્યુમ્નને પ્રણામ કરીને તથા પોતાના ગોઠિયાઓને રજા આપીને સાંબ એકલો બહાર નીકળ્યો અને સુરાષ્ટ્ર દેશમાં વિચરવા લાગ્યો.

## એકસો આઠ કન્યાઓ સાથે સાંબનાં લગ્ન

હવે, સાંબને દ્વારવતીના બધા સમાચાર પ્રજ્ઞપ્તિ આપતી હતી. એક વાર પ્રજ્ઞપ્તિએ તેને ખબર આપ્યા—"દેવી સત્યભામાએ કૃષ્ણને વિનંતી કરી છે કે, 'સાંબ બહાર છે ત્યાં સુધીમાં સુભાનુનો એક સો આઠ રાજકન્યાઓ સાથે એક જ દિવસે નિર્વિઘ્ને વિવાહ કરી દો.' કુલીન, રૂપાળી અને કલાવિશારદ એક સો સાત કન્યાઓને તો એકત્ર પણ કરવામાં આવી છે." એ વખતે એક સાર્થ દ્વારવતી જતો હતો. પ્રજ્ઞપ્તિ જેની સહાયમાં છે એવો તે સાંબ ધાત્રી સહિત કન્યાનું રૂપ ધારણ કરીને સાર્થવાહ પાસે ગયો. ધાત્રીએ સાર્થવાહને કહ્યું, "આ ગણિકાપુત્રી તમારા આશ્રયથી દ્વારવતી જવા ઇચ્છે છે. ત્યાં પોતાના એક ઇચ્છિત પતિની તે પત્ની થશે." પછી સાર્થવાહની સાથે સાથે તે કન્યા તથા ધાત્રી દ્વારવતી પહોંચ્યાં. ત્યાં એ કન્યાને સુભાનુના સેવકોએ જોઈ, અને કુમારને ખબર આપી. કન્યાના રૂપાતિશય વિષે સાંભળીને વિસ્મિત થયેલો સુભાનુ ત્યાં આવ્યો. કન્યાએ પોતાની જાત એને સહેજ બતાવી ત્યાં તો એ ઉન્મત્ત થઇ ગયો; અને ફરી ફરી તેની સાથે વાત કરવા લાગ્યો. કન્યાએ પોતાને ગણિકાપુત્રી તરીકે ઓળખાવી, એટલે ભાનુ પોતાના વૈભવથી તેને લોભાવવા માંડ્યો, અને (જો કન્યા પોતાની સાથે લગ્ન નહીં

કરે તો ) પોતે આત્મઘાત કરશે એમ કહ્યું. એમ છતાં પણ જ્યારે કન્યાએ તેને ઇચ્છયો નહીં ત્યારે તે પોતાના ભવનમાં આવ્યો અને અન્ન-પાણીનો ત્યાગ કર્યો.

દેવી સત્યભામાએ આ સાંભળ્યું અને તેણે કંચુકીઓ મોકલ્યા. કંચુકીઓએ અનેક પ્રકારે સમજાવવા છતાં ભાનુએ માન્યું નહીં. પછી સત્યભામાએ પોતાના પિતા ઉગ્રસેનને પગે પડીને વિનંતી કરી, એટલે તે કન્યાના વેશમાં રહેલા સાંબ પાસે ગયો. સુભાનુના કુલ, રૂપ અને વૈભવનું વર્ણન કરતા ઉગ્રસેને તેને લોભાવવા પ્રયાસ કર્યો તેમજ સુભાનુનો મરણ પામવાનો નિશ્ચય પણ સૂચવ્યો. એટલે કન્યાએ કહ્યું, “ આર્ય ! દેવતાસ્વરૂપ એવા તમારું વચન જો હું કરું તો પેલી રાજપુત્રીઓની દાસીઓ ‘ આ તો કુટ્ટિની જેવી છે ’ એમ કહીને મારું અપમાન કરશે. એ વખતે તમે મને કયાં છુપાવશો ? માટે જાઓ, ધર્મ જાણવા છતાં મને અગ્નિમાં ન નાખશો. ” આ સાંભળીને ઉગ્રસેન ગયા. પછી સત્ય-ભામાએ કૃષ્ણને વિનંતી કરી, ‘‘ પુત્રના જીવનને ખાતર એ કન્યાને તમે કહો. ” કૃષ્ણે આનાકાનીપૂર્વક એ વાત સ્વીકારી. પછી બન્ને જણ એ કન્યા પાસે ગયાં. ત્યાં સત્યભામાએ વિનંતી કરી. “ પુત્રિ ! મને મારા પુત્રની ભિક્ષા આપ. ” કન્યાએ કહ્યું, “ આપના વચનથી મારી જાત બંધાઈ ચૂકી છે. પણ ‘ મને કુમાર કદાચ પોતાની સર્વ પત્નીઓની બહાર રાખશે ’ એવું જે શંકાશલ્ય મારા મનમાં પેદા થયું છે તે કોણ દૂર કરશે ? ” કૃષ્ણ અને સત્યભામાએ કહ્યું, “ પુત્રિ ! અમારા પુત્રની પાસે તું પહેલી; બીજી સર્વે તારી પછી. ” કન્યાએ કહ્યું, “ ભલે ત્યારે, ” એટલે તેને પણ બીજી કન્યાઓની વચમાં લાવવામાં આવી.

ત્યાં તક મળતાં તેણે બધી કન્યાઓને કહ્યું, “ હું તો ગણિકાપુત્રી છું, એટલે મને બળાત્કારે અહિ લાવવામાં આવી છે; પરન્તુ તમે તો રાજકન્યાઓ હોવા છતાં અને બીજા દેવરૂપ યાદવકુમારો વિદ્યમાન હોવા છતાં સુભાનુને તમારું કન્યાદાન કેમ આપવામાં આવે છે ? ” એટલે મર્યાદા છોડીને એ રાજકન્યાઓ કહેવા લાગી, “ તું સ્વતંત્ર છે અને અમે તો માતા-પિતાને વશ છીએ, માટે શું કરીએ ? ” કન્યાવેશધારી સાંબ તેમની આગળ સાંબના ગુણોનું વર્ણન કરવા લાગ્યો. પછી એ વાતચીતથી તે કન્યાઓને પ્રસન્ન થયેલી જાણીને તેમાંની કેટલીકને સાંબે પોતાનું ખરું રૂપ બતાવ્યું. લગ્નના દિવસે તેને (સાંબને) ભાનુની પાસે બેસાડવામાં આવી, અને બીજી કન્યાઓને તેની પછી પંક્તિમાં બેસાડી. રૂપથી વિસ્મિત થયેલો સુભાનુ જ્યાં એ કન્યા તરફ તાકે છે ત્યાં સાંબ એની નજરે પડે છે. આથી ‘ આ તો સાંબ છે ’ એમ બોલતો તે પાછો ખસે છે, ત્યાં ફરી કન્યા એની નજરે પડે છે. કન્યા રોવા માંડી કે, “ મને પરિજનો ‘ સાંબ ’ કહે છે. અહીં કયાંય સાંબ રહેલો તમને દેખાય છે ? ” પણ કન્યારૂપધારી એ સાંબ ફરી ફરી સુભાનુને એમ જ બતાવતો હતો, તથા અંતઃપુરના પરિજનોને પણ પોતાનું રૂપ દર્શાવતો હતો. આ

સમાચાર કૃષ્ણને આપવામાં આવ્યા. કૃષ્ણે કહ્યું, " જાંબવતી અને રૂકિમણીને બોલાવો. જો સાંબ હશે તો પોતાનું સ્વરૂપ ખુલ્લું કરશે. " પછી તે સ્ત્રીઓ તેમજ યાદવવૃદ્ધો આવ્યા, એટલે સાંબે પોતાનું રૂપ બતાવ્યું. તેઓએ પૂછ્યું, " તું અહીં શી રીતે આવ્યો ? " તેણે ઉત્તર આપ્યો, " દેવ અને માતા મને પરાણે અહીં તેડી લાવ્યાં છે." એમ કહીને તે પોતાને ઘેર ગયો. પછી ભાનુને કહેવામાં આવ્યું, " પાટલે બેસીને વધૂઓની સાથે સ્નાન કર. " એટલે ભાનુ બોલ્યો, " મારે આ વહુઓનું કામ નથી. એ બધીઓને સાંબે ઉલટું સમજાવી દીધેલું છે. " આ સાંભળીને હસતા એવા કુલવૃદ્ધોએ સુહિરણ્યા સહિત એકસો આઠ કન્યાઓ સાથે સાંબને સ્નાન કરાવ્યું. કૃષ્ણે તેને પચાસ કોટિ સુવર્ણ તથા વસ્ત્ર, આભરણ, શયન, આસન, યાન, વાહન અને વાસણકુસણ તેમજ દાસીઓ આપી. પછી એ રાજકન્યાઓ સાથે પ્રાસાદમાં રહેતો તથા નાટકોમાં ગવાતો તે સાંબ સુખપૂર્વક અને દોગુંદુક દેવની જેમ નિરુદ્વિગ્નપણે માનવ ભોગો ભોગવતો વિહાર કરવા લાગ્યો.





# પ્ર તિ મુ ખ

અહીંથી પ્રતિમુખ શરૂ થાય છે—

કેટલાક દિવસ વીતી ગયા પછી પ્રદ્યુમ્ન વસુદેવના ઘેર ગયો અને વસુદેવનું રૂપ ધારણ કરીને ગર્ભગૃહમાં આસન ઉપર બેઠો. ત્યાં વસુદેવની રાણીઓએ તેની સેવા કરી અને પૂછ્યું " દેવ ! કયાં જઈ આવ્યા ? " તેણે ઉત્તર આપ્યો, " હું મારા મોટાભાઈ–રાજાને ત્યાં ગયો હતો." રાણીઓએ પૂછ્યું, " ત્યાં શી વાતચીત થઇ હતી ? " પ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો. " ત્યાં આકાશમાંથી ચારણશ્રમણ ઉતરી આવ્યા. અમે સંભ્રમપૂર્વક તેમને વંદન કર્યાં, એટલે તેઓ પાટ ઉપર બેઠા. રાજાએ તેમને પૂછ્યું, " ભગવન્ ! આપ કયાંથી આવો છો ? " તેમણે કહ્યું " રાજન્ ! ધાતકીખંડ દ્વીપના ભરતમાંથી આવું છું." ' એ પ્રદેશ કેવો છે ? ' એમ પૂછવામાં આવતાં તેઓ કહેવા લાગ્યા, ' જે ચર્મચક્ષુથી કંઇક ક્ષેત્ર અને પર્વતને જુએ છે તે એની પહોળાઇ કે લંબાઇ જાણી શકતો નથી. પણ સર્વજ્ઞ વર્ણન કરે છે તે પ્રમાણે હું કહું છું–લવણસમુદ્ર, કાલોદધિ, ઇશુકાર( પર્વત ) અને ક્ષુલ્લહિમવંત પર્વતથી પરિક્ષિપ્ત બે ભરતોની લંબાઇ ચાર ચાર લાખ યોજન છે. લવણસમુદ્ર તરફ તેમનો વિસ્તાર ૬૬૧૪$\frac{૧૨૯}{૨૧૨}$ યોજન અને કાલોદધિ તરફ ૧૯૩૯૧$\frac{૬૯}{૨૧૨}$ યોજન છે.' આ પ્રમાણે તેઓ કહેતા હતા. "

એવામાં વસુદેવ આવ્યા. તેમને ગર્ભગૃહના પ્રતિહારોએ અટકાવ્યા, " અમારા રાજા અંતઃપુરમાં ગયેલા છે. એમના જેવા રૂપવાળા તમે કોણ છો ? તમારે પ્રવેશ કરવાનો નથી." ' આ શું બકો છો ? ' એમ બોલતા વસુદેવ બળાત્કારે અંદર પ્રવેશ્યા તો તેમણે ગંભીર શબ્દ સાંભળ્યો. પ્રદ્યુમ્ને તેમને જોયા, એટલે પોતાનું સ્વાભાવિક રૂપ કરીને તે દાદાને પગે પડયો. આશીષ આપીને વસુદેવે પૂછ્યું, " બેટા ! તારી દાદીઓની સાથે શો વાતચીત ચાલતી હતી ? " પ્રદ્યુમ્ને કહ્યું, " તમારી રાહ જોતાં મેં તમારું રૂપ ધારણ કરીને તેમને ઘડીભર મુગ્ધ કરી હતી. " એટલે દાદીઓ હસીને બોલી. " બેટા ! તું દેવની જેમ ઇચ્છિત રૂપ ધારણ કરનારો છે. ઘણાં હજાર વર્ષ સુધી જીવ. " પછી પ્રદ્યુમ્ને કહ્યું, " આર્ય ! તમે સો વર્ષ સુધી ભમ્યા ત્યારે અમારી દાદીઓને મેળવી. પણ સાંબના અંતઃપુરમાં જુઓ. સુભાનુ માટે એકત્ર કરેલી કન્યાઓ એકી સાથે સાંબને પરણી ગઈ. " આ સાંભળીને વસુદેવે પ્રદ્યુમ્નને કહ્યું, " સાંબ કૂવાના દેડકાની જેમ સહેલાઈથી પ્રાપ્ત થયેલા ભોગથી સન્તુષ્ટ થયેલો છે. હું તો માનું છું કે મેં પરિભ્રમણ કરતાં કરતાં જે

સુખ અથવા દુઃખ અનુભવ્યાં છે તે બીજા કોઈ પુરુષે ભાગ્યે જ અનુભવ્યાં હશે.” પ્રદ્યુમ્ને પ્રણામ કરીને કહ્યું, “ આર્ય ! મારા ઉપર કૃપા કરીને આપના પરિભ્રમણનો વૃત્તાંત કહો.” એટલે વસુદેવ બોલ્યા, “ એ વૃત્તાન્ત (બીજા) કોની આગળ કહેવો ? તારા કરતાં વ્હાલો મારો પૌત્ર કયો છે ? પણ તું જ્યારે બીજાઓને કહીશ ત્યારે તેઓ પાછા મને હેરાન કરશે; માટે જેમને સાંભળવાની ઇચ્છા હોય તેમને એકત્ર કર. પછી તને મુખ્ય રાખીને તેમની સમક્ષ હું કહીશ.” પછી પ્રસન્ન થયેલા પ્રદ્યુમ્ને કુલવૃદ્ધોને, અક્રૂર, અનાધૃષ્ટિ, સારણ આદિના સમૂહને તથા રામ તથા કૃષ્ણ વગેરેને બોલાવ્યા. પ્રસન્ન મનવાળા તે સર્વે સભામાં એકત્ર થયા. વિદ્વાનોની વચમાં બેઠેલા બૃહસ્પતિ હોય તેવા તેમની મધ્યમાં બેઠેલા વસુદેવ પ્રદ્યુમ્ન આદિ તે સર્વેને સજ્જનોના શ્રવણને આનંદ પમાડનાર સ્વરથી ધર્મ, અર્થ, કામ, લોક, વેદ, સમય ( રૂઢિ ), શ્રુત અને અનુભૂત કહેવા લાગ્યા. સાંભળો—

## અંધકવૃષ્ણિનો પરિચય

પૂર્વે અહીં હરિવંશરૂપી ગગનના અનુક્રમે ચંદ્ર અને સૂર્ય સમાન શૌરિ અને વીર નામે બે ભાઇઓ રહેતા હતા. તેમાંના શૌરિ રાજાએ શૌરિપુર વસાવ્યું અને વીરે સૌવીર-નગર વસાવ્યું. એકબીજામાં અનુરક્ત, જેમણે રાજ્યનો કોશ અને કોઠાર વહેંચ્યો નથી તેવા તથા સમજુ એવા તે બે જણા નિર્વિઘ્ને રાજ્યશ્રી ભોગવતા આનંદ કરતા હતા. શૌરિ રાજાનો અંધકવૃષ્ણિ નામે પ્રભાવશાળી પુત્ર હતો. તેને ભદ્રા દેવી હતી. (અંધક-વૃષ્ણિના ) દશ પુત્રો સમુદ્રવિજય વગેરે હતા; તથા કુન્તી અને માદ્રી નામે બે પુત્રીઓ હતી. વીરનો પુત્ર ભોજવૃષ્ણિ હતો. તેનો પુત્ર ઉગ્રસેન હતો અને ઉગ્રસેનના બંધુ, સુબંધુ, કંસ વગેરે પુત્રો હતા.

પોતાના ગણ સાથે વિચરતા સુપ્રતિષ્ઠ અણગાર એક વાર શૌરિપુરની પાસે આવેલા શ્રીવન ઉદ્યાનમાં સમોસર્યા હતા. તેમના આગમનથી હર્ષ પામેલા શૌરિ અને વીર એ બન્ને ભાઇઓ તેમને વંદન કરવાને માટે નીકળ્યા અને પ્રણામ કરીને સાધુના મુખથી શ્રી નમિ જિનેશ્વરના ઉપદેશને શ્રવણ કરવા લાગ્યા, જેમકે—“ રાગ દ્વેષને વશ પડેલા જીવો ઘણું પાપ ઉપાર્જન કરીને નારક, તિર્યંચ, હલકા મનુષ્યો અને દુર્ગત દેવોના ભવમાં હજારો શારીરિક અને માનસિક દુઃખો અનુભવતા ઘણા કાળ સુધી ક્લેશ પામે છે. કર્મ હળવું થતાં લાખો ભવમાં પણ દુર્લભ એવું અરિહંતનું વચન સાંભળીને તેમાં શ્રદ્ધા કરે છે. આ રીતે શ્રદ્ધા રાખતા તે જીવો આસ્રવનાં દ્વાર બંધ કરીને તથા બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યા વડે કર્મમળને દૂર કરીને મોક્ષ પામે છે; જેમનું કંઈક કર્મ બાકી રહ્યું હોય છે એવા કેટલાક જીવો દેવભવમાં વિપુલ સુખ અનુભવીને પરિમિત કાળમાં જ દુઃખસમુદ્રને પાર પહોંચી જાય છે.” આ પ્રકારનું સુપ્રતિષ્ઠ મુનિનું વચન સાંભળીને શૌરિ અને વીર એ બન્ને ભાઈઓ અત્યંત વૈરાગ્ય પામ્યા, અને પુત્રોને રાજ્યશ્રી સોંપીને

તેમણે દીક્ષા લીધી. જેમનો વૈરાગ્ય અબાધિત રહ્યો છે એવા તે ગુરુની યથોપદિષ્ટ આજ્ઞાને માનતા વિચરવા લાગ્યા. ઘણા કાળે ગુરુ સહિત તેઓ શૌરિપુરમાં આવ્યા. અત્યંત પ્રસન્ન થયેલા અંધકવૃષ્ણિએ તેમને વંદન કર્યું; ભક્તિ કરીને તે પાછો પોતાના નગરમાં ગયો.

સાધુની સમક્ષ અર્ધરાત્રિના સમયે દેવોના અવપતન (નીચે આવવા) નિમિત્તે પ્રકાશ થયો. આથી જેને કુતૂહલ થયું છે એવો અંધકવૃષ્ણિ નીકળ્યો, અને વિનયપૂર્વક સુપ્રતિષ્ઠ અણગારને પ્રણામ કરીને પૂછવા લાગ્યો, "ભગવન્! આ દેવોદ્યોત શા નિમિત્તે થયો હતો?" સાધુએ ઉત્તર આપ્યો, "એક સાધુ સાત રાત્રિથી કાયોત્સર્ગ કરીને રહેતા હતા તેને વિરોધી દેવે ઉપસર્ગો કર્યા હતા જેની લેશ્યા વિશુદ્ધ થઇ છે એવા સાધુને આજે અવધિજ્ઞાન થયું છે. આથી કરીને પ્રસન્ન થયેલા દેવોએ આજે ઉત્સવ કરીને વિરોધી દેવને પરાજિત કર્યો છે. દેવોદ્યોતનું આ કારણ હતું." આ સાંભળીને અંધકવૃષ્ણિએ પૂછયું, "સાધુની સામે દેવને શા કારણથી અને કેવી રીતે વૈર થયું હતું?" સુપ્રતિષ્ઠ મુનિએ કહ્યું, "જા, તે સાધુ પોતે જ અનુભવેલી વસ્તુઓ જ્ઞાનવડે જાણીને તને કહેશે." એટલે સર્વે તે સાધુ પાસે ગયા. વિનયપૂર્વક વંદન કરીને રાજાએ વેરનું કારણ પૂછયું. સાધુએ કહ્યું, "સાંભળ, રાજા!—

## જેને અવધિજ્ઞાન થયું તે સાધુની આત્મકથા

કાંચનપુરના બે વાણિયાઓ સાથે લંકાદ્વીપમાં જઇને, ત્યાંથી રત્નો કમાઈને તથા એ રત્નોને છાની રીતે લાવીને સંધ્યાકાળે કાંચનપુર પાછા આવ્યા. ત્યાં 'સંધ્યાકાળે રખેને ભૂલ થાય' એમ વિચારીને તેઓએ એ રત્નો કાળી રીંગણીના મૂળમાં દાટયાં, અને પછી રાત્રે પોતાને ઘેર ગયા. મૂળમાંથી એક વાણિયાએ પ્રભાતમાં તે રત્નો લઇ લીધાં. પછી પેલા બે જણ આવ્યા, પણ રત્નો નહીં જોતાં એકબીજાની ઉપર શંકા લાવવા લાગ્યા. પરસ્પરને કડવા શબ્દો કહ્યા પછી અત્યંત રોષ પામેલા એવા તેમની વચ્ચે હાથ, પગ, દાંત અને પત્થરના ઘા વડે કરીને યુદ્ધ થયું. રૌદ્રધ્યાનથી મરીને તેઓ રત્નપ્રભા પૃથ્વીમાં નારકીઓ થયા. ઘણાં દુઃખો ભોગવ્યા પછી ત્યાંથી ઉદ્વર્તિત થઇને તેઓ વનમાં પાડા થયા; અનુક્રમે મોટા થયેલા તે બે એકવાર પરસ્પરને જોવાથી ક્રોધ પામીને, એકબીજાનાં શીગડાંના પ્રહારથી લોહીલુહાણ થઈ તીવ્ર વેદનાથી પીડાતાં મરીને ગંગાના કિનારે એકમેકથી યોજન દૂર આવેલાં ગોકુળોમાં આખલા થયા. ત્યાં પણ એકબીજાને જોઇને અત્યંત ક્રોધે ભરાયેલા તથા શીંગડાંના ઘાથી જર્જરિત શરીરવાળા તેઓ મરણ પામીને કાલંજર-વર્તિની(માર્ગ)માં વાનર યૂથપતિઓ થયા. ત્યાં પણ વિચરતાં જન્માન્તરના વૈરને કારણે નખ, દાંત, કાષ્ઠ અને પત્થરવડે એકબીજાને મારતા તથા પરસ્પરનાં મસ્તક તોડી નાખવાથી લોહીવડે રંગાયેલાં શરીરવાળા તેઓ પૃથ્વી ઉપર પડ્યા.

વીજળીના ચમકારાની જેમ ચારણશ્રમણ એ પ્રદેશમાં ઉતરી આવ્યા. તેવી અવસ્થામાં

પડેલા એ વાનરોને જોઇને તેઓ બોલ્યા, "અરે વાનરો! ક્રોધમાં ભાન ભૂલીને તમે આ શું કર્યું? સ્વચ્છંદભ્રમણને તથા તિર્યંચના વિષયોને તમે નહીં ભોગવનાર થયા છો, માટે તમારું વૈર મૂકી દો, જેથી નારક, તિર્યંચ અને હલકાં મનુષ્યોના ભવમાં દુ:ખની શૃંખલામાં બંધાઈને લાંબા કાળ સુધી કલેશ ન પામો. શાન્ત થાઓ, જિનવચનનો સ્વીકાર કરો. શાન્ત થઈને હિંસા, અસત્ય ભાષણ અને અદત્તાદાનથી નિવૃત્ત થાઓ. એથી કરીને તમે સદ્‌ગતિમાં જશો." આ સાંભળીને એક વાનર શાન્ત થયો અને તેણે જિનોપદેશ સ્વીકાર્યો. 'આ મુનિ સાચું કહે છે' એમ વિચારીને વેદનાથી પીડાતો હોવા છતાં તે હાથ જોડી રહ્યો. પછી સાધુએ તેને વ્રતો આપ્યાં અને કહ્યું, "આહારનો, શરીરનો અને યૂથનો ભાવથી ત્યાગ કરી દે." વાનરે પણ એ પ્રમાણે કર્યું. પછી ચારણશ્રમણ ગયા. પ્રસન્ન ચિત્તવાળો તે વાનર કાળ કરીને સૌધર્મ કલ્પમાં દેવ થયો. વૈરભાવ રાખતો બીજો વાનર ઘણા તિર્યંચ-ભવમાં ભમ્યો. સૌધર્મમાં દેવ થયો હતો તે ત્યાંથી ચ્યવીને મનુષ્યજન્મ લઈને ગુરુની પાસે જિનવચન સાંભળીને સાધુ થયો હતો; તે હું છું. તિર્યંચગતિમાં ભ્રમણ કરતો હતો તે બીજો વાનર અકામ નિર્જરાથી કર્મ પાતળાં પડી જતાં જ્યોતિષ્ક દેવ થયો. વૈરવૃત્તિવાળો તે ભયજનક અને શરીરને પીડા કરનારાં રૂપોવડે મને ઉપસર્ગ કરતો હતો. જેનો ઉત્તમ સંકલ્પ અવિચલ રહ્યો હતો એવો હું એ બધું સહન કરું છું. એમ કરતાં આજે મને અવધિજ્ઞાન થયું, પેલો દેવ પણ પરાજિત થયો. એ નિમિત્તે દેવોનું આવાગમન થયું હતું. અમારી વચ્ચેના વૈરભાવનો આ વૃત્તાન્ત છે."

ફરી પાછો રાજા પૂછવા લાગ્યો, "શું આ પહેલાં મને સમ્યકત્વ પ્રાપ્ત થયું હતું? હું કોણ હતો?" એટલે અવધિજ્ઞાનથી જોઇને સાધુ કહેવા લાગ્યા, "સાંભળો—

ભગવાન્ ઋષભદેવના તીર્થમાં સાકેત નગરમાં ધનદત્ત નામે સાર્થવાહ શ્રાવક હતો. તેની નંદા નામે પત્ની હતી. તેમનો પુત્ર સુરેન્દ્રદત્ત હતો. એ જ નગરમાં બૃહસ્પતિ નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની સોમિલા પત્ની હતી. તેમનો પુત્ર રુદ્રદત્ત હતો. સુરેન્દ્રદત્ત અને રુદ્રદત્ત એ બન્ને જણા બાલમિત્રો હતા. વહાણમાં બેસીને સમુદ્રની મુસાફરી ખેડવાની ઇચ્છાવાળો સુરેન્દ્રદત્ત 'પ્રવાસ તો અનેક વિઘ્નોથી ભરેલો હોય છે' એમ વિચારીને રુદ્રદત્તના હાથમાં ત્રણ કરોડ ધન જિનમન્દિરમાં પૂજાના ઉપયોગ માટે આપીને વ્યાપાર ખેડતો અનેક દ્વીપોમાં ગયો. આ બાજુ, રુદ્રદત્તે એ ધનનો જુગાર અને વેશ્યાની સોબતમાં નાશ કરી નાખ્યો. તે પછી ચોરી કરવા લાગેલો અને તેથી લોકોવડે ધિક્કારાયેલો તે ઉલ્કામુખ નામે ચોર-પલ્લીમાં પ્રવેશ્યો, અને કાળે કરીને નિર્દય અને દુષ્ટ એવો તે ચોર-પલ્લીનો અધિપતિ થયો. પોતાના સાગરીતો સહિત તેણે એકવાર મધ્યરાત્રે સાકેત નગર ઉપર ધાડ પાડી અને ઘરો સળગાવ્યાં. ત્યાં નાગરિકોએ એને ફરતો જોયો, અને 'આ રુદ્રદત્ત આપણા વિનાશ માટે જ અહીં આવ્યો છે, માટે તેનો નાશ કરવો જોઈએ'

એમ નિશ્ચય કરીને તેમણે યુદ્ધ કરતાં તેને મારી નાખ્યો. એ રુદ્રદત્તે પોતાને સુરેન્દ્રદત્તે થાપણ તરીકે આપેલા ચૈત્ય માટેના ધનનો નાશ કરી નાખ્યો હતો, આથી જિનબિંબની પૂજા અને દર્શનવડે આનંદિત હૃદયવાળા ભવી જીવોને થનાર સમ્યગ્ દર્શન, તથા શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાન તથા નિર્વાણનો લાભ તેણે અવરોધ્યો હતો; જિન-બિંબની પૂજા અને દર્શનને પરિણામે પ્રાપ્ત થનાર દેવી અને માનુષી રિદ્ધિઓને પણ તેણે રુંધી હતી; ઉત્સવ પ્રસંગે આવેલા લોકોને સાધુઓદ્વારા થનાર ધર્મોપદેશ અને તે વડે થવારી તીર્થની ઉન્નતિ પણ અટકાવી હતી; અને તેથી દીર્ઘકાળની સ્થિતિવાળું અને અશાતાવેદનીય દર્શનમોહનીય કર્મ તેણે ઉપાર્જન કર્યું હતું. રૌદ્રધ્યાનમાં રહેલો તે રુદ્રદત્ત નારકીનું આયુષ્ય ઉપાર્જન કરીને અપ્રતિષ્ઠાન નરકમાં પેદા થયો. ત્યાં સતત દુઃખ અનુભવીને તે મત્સ્ય થયો. ત્યાંથી પછી નારક અને તિર્યંચના ભવોમાં ફરતો તે ઘણા કાળે મગધા જનપદમાં સુગ્રામ નામે ગામમાં ગૌતમ બ્રાહ્મણની અણુહરી નામની પત્નીના ઉદરમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તે ગર્ભમાં હતો ત્યારે જ તેનો પિતા મરણ પામ્યો હતો. આથી 'નિઃશ્રીક ગૌતમ' (અભાગી ગૌતમ) તરીકે ઓળખાતો તે ઊછરવા લાગ્યો તે છ માસનો થયો ત્યાં તો તેની માતા મરણ પામી. એટલે તેનો માસો તેને પોતાને ઘેર લઈ ગયો. પણ તેની માસીએ કહ્યું, "આ લક્ષણ વગરનાને મારા ઘરમાં ન લાવશો, એ બહાર જ ભલે રહે." આ પ્રમાણે અનાદર પામેલો તે જેમ તેમ કરીને જીવ્યો અને અનુક્રમે યુવાવસ્થામાં આવ્યો. સાધુની પાસે ધર્મ સાંભળીને તેણે દીક્ષા લીધી, અને તે અલાભ-પરિષહ સહન કરવા લાગ્યો. જેની લેશ્યા શુદ્ધ થઈ છે તથા જેનો વૈરાગ્ય અચલિત રહેલો છે એવા તેને ચાર લબ્ધિઓ પ્રાપ્ત થઇ—કોષ્ઠબુદ્ધિત્વ (કોઠારની માફક જેમાં ખૂબ જ્ઞાન સંગ્રહાય એવી બુદ્ધિ), ક્ષીરાશ્રવત્વ (જેનું વચન સાંભળનારને દૂધ જેવું મિષ્ટ લાગે તે), અક્ષીણમહાનસિકત્વ (જે ભિક્ષામાં અંગૂઠો નાખે પછી તે ખૂટે નહીં) અને પદાનુસારિત્વ (માત્ર એક જ પદ સાંભળવાથી જે બધું જ જાણી શકે). આ પ્રમાણે પંદર હજાર વર્ષ સુધી સાધુપણું પાળ્યા પછી તે મહાશુક્ર કલ્પમાં ઇન્દ્રનો સામાનિક દેવ થયો.

હે રાજા! તું એમ જાણ કે-જે પેલો રુદ્રદત્ત, જે નિઃશ્રીક ગૌતમ તથા જે મહા-શુક્રનો સામાનિક દેવ તે તું જ છે."

### વસુદેવના પૂર્વભવ વિષે પ્રશ્ન

પછી વંદન કરીને રાજા અંધકવૃષ્ણિએ સાધુને ફરી વાર પૂછ્યું, "ભગવન્! જે મારો દશમો પુત્ર વસુદેવ છે તે સ્વજન અને પરિજનોને અત્યંત વહાલો છે. તેણે પૂર્વભવમાં શું સુકૃત કર્યું હતું તે કહો."





# શરીર

## ( ૧ )

## શ્યામા-વિજયા લંભક

અહીંથી **શરીરનો** પ્રારંભ થાય છે.

સાધુએ કહ્યું, " સાંભળ—

### સમુદ્રવિજય આદિ નવ જણના તથા વસુદેવના પૂર્વભવ

વિન્ધ્યાચળની તળેટીમાં સિંહગુફા નામે ચોરપલ્લી હતી. ત્યાં અપરાજિત નામે ચોર-સેનાપતિ હતો અને તેને વનમાલા નામે પત્ની હતી. વનમાલાને સુરૂપ, વિરૂપ, મન્દરૂપ, સાધ્ય, અવધ્ય, દાહ, વિદાહ, કુશીલ, વિશીલ અને કરંક નામે દશ પુત્રો હતા. એ દશે જણા પોતપોતાનું ગામ વસાવીને તથા ઘણું પાપ ઉપાર્જન કરીને સાતમી પૃથ્વીમાં નારકીઓ થયા. ત્યાંથી ઉદ્વર્તિત થઇને તિર્યંચભવના આંતરે સર્વે પૃથ્વીઓમાં ઉત્પન્ન થઇને, જલચર, સ્થલચર તથા ખેચર તિર્યંચોની તથા ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય અને દ્વીન્દ્રિય જીવોની યોનિઓમાં તે તે ભવને યોગ્ય એવાં દુઃખો ભોગવીને તે દસે જણા અનંતકાય એવી બાદર વનસ્પતિમાં પેદા થયા. ત્યાં બહુ કાળ વસ્યા પછી કર્મસંચય પાતળો પડતાં-ભદ્દિલપુરમાં મેઘરથ રાજા હતો, તેની સુનંદા દેવી હતી તથા દશરથ પુત્ર હતો; તે જ નગરમાં ધનમિત્ર નામે શ્રમણોપાસક શેઠ હતો, તેની ભાર્યા વિજયનંદા હતી; તેના ગર્ભમાં એક સિવાયના બાકીના નવ સાધારણ વનસ્પતિ-જીવો અનુક્રમે નવ પુત્રો થયા. તેમનાં નામ જિનદાસ, જિનગુપ્ત, જિનદેવ, જિનદત્ત, જિનપાલિત, અરહદત્ત, અરહદાસ, અરહદેવ તથા ધર્મરુચિ એ પ્રમાણે હતાં. વિજયનંદાને પ્રિયદર્શના અને સુદર્શના નામે બે પુત્રીઓ થઇ હતી.

એ સમયમાં મંદર નામે અણગાર પોતાના ગણ સહિત શીતલનાથ ભગવાનની જન્મ-ભૂમિ ભદ્દિલપુરમાં સમોસર્યા હતા. પેલા નવ ભાઇઓએ પોતાના પિતાની સાથે તેમની પાસે દીક્ષા લીધી. રાજા મેઘરથ પણ પોતાના પુત્રને રાજ્ય સોંપીને સાધુ થયો. વિજય-નંદા તે વખતે સગર્ભા હતી. તેણે ધનદેવ નામના પુત્રને જન્મ આપ્યો. બાર વર્ષ સુધી એ પુત્રનું પાલન કરીને તથા જેણે શ્રેષ્ઠી તરીકેનું પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એવા તેને પ્રતિષ્ઠિત કરીને વિજયનંદાએ પોતાની પુત્રીઓ સાથે દીક્ષા લીધી. મેઘરથ રાજા અને

ધનમિત્ર શેઠ પોતાનાં કર્મો ખપાવીને મોક્ષ પામ્યા. બાકીના સર્વે અચ્યુત કલ્પમાં દેવ થયા. 'આ પુત્રો અને પુત્રીઓ સાથે મારો ફરી પણ સંબંધ થાય' એ પ્રમાણે સ્નેહાનુરાગથી બંધાયેલી વિજયનંદા એ સ્થિતિની આલોચના અને પ્રતિક્રમણ કર્યા સિવાય જ શરીરનો ત્યાગ કરીને અચ્યુત કલ્પમાં પુત્રીઓની સાથે દેવ થઈ. ત્યાંથી આવીને મથુરા નગરીમાં અતિબલ રાજાની સુનેત્રા દેવીની ભદ્રા નામે પુત્રી થઈ. મોટી થતાં એ કન્યા તને આપવામાં આવી. પેલા અચ્યુત દેવો આવીને અનુક્રમે તેના ગર્ભમાં સમુદ્રવિજય આદિ નવ પુત્રો થયા. કુન્તી અને માદ્રી એ બે પુત્રીઓ થઈ અને તે અનુક્રમે પાંડુ અને દમઘોષને પરણાવવામાં આવી.

## વસુદેવના પૂર્વભવની કથામાં નંદિષેણનો ભવ

આ પહેલાં જે દશ સાધારણ વનસ્પતિ-જીવો વિષે કહેવામાં આવ્યું છે તેમાંનો બાકીનો એક જીવ ઉદ્વર્તિત થઈને મગધા જનપદમાં પલાશપુર ગામમાં સ્કન્દિલ નામે દરિદ્ર બ્રાહ્મણની સોમિલા નામે પત્નીનો નંદિષેણ નામે પુત્ર થયો. બાલ્યાવસ્થામાં જ તેનાં મા-બાપ મરણ પામ્યાં; અને 'આ તો અપ્રશસ્ત છે' એમ કહીને લોકોએ પણ તેનો ત્યાગ કર્યો. ભિક્ષાવૃત્તિથી તેનો કેટલોક સમય ગયા પછી તેનો મામો તેને લઈ ગયો. એ મામાને એક પછી એક જન્મેલી ત્રણ પુત્રીઓ હતી. મામાએ તેને કહ્યું, "નંદિષેણ! તું નિરાંતે રહે; હું તને મારી પુત્રી પરણાવીશ, તું ગાયોની સંભાળ રાખ." પછી એક પુત્રી યુવાવસ્થામાં આવી. 'મને આ ભિખારી સાથે પરણાવવાની છે' એવું જાણીને તે કહેવા લાગી, "જો આવી અવસ્થામાં રહેલા એ નંદિષેણ સાથે મારું લગ્ન કરશો તો હું આત્મઘાત કરીશ." નંદિષેણે પણ આ સાંભળ્યું. મામાએ કહ્યું, "બેટા! અધીરો ન થા. જે તને ન ઇચ્છે તેનું તારે પણ શું કામ છે? હું તને મારી બીજી પુત્રી આપીશ." યોગ્ય સમય આવતાં બીજી કન્યાએ પણ તેની ઇચ્છા કરી નહીં એ જ પ્રમાણે ત્રીજી કન્યાએ પણ તેને ઇચ્છ્યો નહીં. મામાએ પાછું નંદિષેણને કહ્યું, "ત્રણે જણીઓએ તને ઇચ્છ્યો નહીં તેથી તું નિરાશ ન થઇશ. હું બીજે ક્યાંક પણ તારો ઉત્તમ સંબંધ કરીશ, માટે ચિન્તા ન કરીશ." પણ નંદિષેણે વિચાર કર્યો, "જો આ કન્યાઓ મને ઇચ્છતી નથી તો બીજીઓ પણ શા માટે ઇચ્છશે?" આ પ્રમાણે મનમાં ઘણો સન્તાપ કરતો તે ગામમાંથી નીકળ્યો અને રત્નપુરમાં આવ્યો. ત્યાં રસ્તા પાસે બેઠો, તો પોતાની ઇચ્છિત યુવતી સાથે ઉપવનોમાં ક્રીડા કરતા તરુણોને તેણે જોયા. ત્યાં પોતાની જાતને નિન્દતો તે 'અહો! હું અભાગિયાઓનો સરદાર છું, આવા જીવનનું મારે શું કામ છે?' એમ વિચારી કૃતનિશ્ચય થઇને નગરથી બહુ દૂર નહીં એવા, લોકોની અવર-જવર વિનાના તથા વૃક્ષ, ગુચ્છ, ગુલ્મ અને લતાઓથી નિબિડ એવા એક ઉપવનમાં તે પ્રવેશ્યો.

ત્યાં એક લતાગૃહમાં અતિશયશાલી તથા પ્રશસ્ત ધ્યાનમાં રહેલા સુસ્થિત નામે એક અણગાર બેઠેલા હતા. આત્મઘાત કરવાની ઇચ્છાવાળો અને તેમને નહીં જોતો નંદિષેણ તેમની નજીકમાં ( ફાંસો ખાવા માટે ) લતાપાશ બાંધવા માંડ્યો. અનુકંપાવાળા સાધુએ તેને વાર્યો કે, " નંદિષેણ ! સાહસ ન કર. " જેને શંકા થઇ છે એવા નંદિષેણે આસપાસ જોયું કે, " મારા ગામમાંથી કોઇ મારી પાછળ આવ્યું હશે, જે આ રીતે મને અટકાવે છે. " પણ કોઇને નહીં જોતાં તે ફરી પાછો લતાપાશ બાંધવા માંડ્યો, તો ફરી વાર પણ સાધુએ તેને વાર્યો. આથી શબ્દની દિશાના અણસારે સાધુ બેઠા હતા તે ભાગમાં એ ગયો અને વંદન કરીને બેઠો. પોતાના નિયમમાં સુસ્થિત એવા સુસ્થિત અણગારે તેને કહ્યું, " શ્રાવક ! દુઃખથી કંટાળેલો તું ધર્મ કર્યા સિવાય જ પરલોકમાં જઇને કેવી રીતે સુખી થઇશ ? " નંદિષેણે પૂછ્યું, " પરલોક છે એની ખાત્રી શી ? ધર્મ કરવાથી સુખ મળે છે એનું પ્રમાણ શું ? " એટલે અવધિજ્ઞાનથી જેમણે વસ્તુઓ પ્રકાશિત કરી છે એવા સાધુ કહેવા લાગ્યા, " પ્રમાણ છે; સાંભળ—

## પરલોકના અને ધર્મફલના પ્રમાણ વિષે સુમિત્રાની કથા

વારાણસીમાં હતશત્રુ રાજા હતો. તેને સુમિત્રા નામે પુત્રી હતી. તે નાની હતી ત્યારે એક વાર ગ્રીષ્મ ઋતુમાં મધ્યાહ્નકાળે જમીને સૂઇ રહી હતી. પાણીથી ભીંજાવેલા તાડના પંખાથી તેને પવન નાખવામાં આવતાં અને એ રીતે શીતલ જલકણનો તેના ઉપર છંટકાવ થતાં તે ' નમો અરિહંતાણં ' એમ બોલતી જાગી ગઇ. દાસીઓએ તેને પૂછ્યું " સ્વામિનિ ! તમે જેને નમસ્કાર કર્યો તે અરિહંતો કોણ છે ? " સુમિત્રાએ કહ્યું, " તેઓ કોણ છે એ તો હું જાણતી નથી, પણ ચોક્કસ તેઓ નમસ્કાર કરવા લાયક છે. " પછી તેણે પોતાની ધાત્રીને બોલાવી અને કહ્યું, " માતા ! તપાસ કરો કે અરિહંતો કોણ છે ? " ધાત્રી પૂછતાં પૂછતાં અરિહંતના શાસનમાં રત એવી સાધ્વીઓને મળી અને તેમને તે કુમારી પાસે લાવી. પૂછવામાં આવતાં સાધ્વીઓએ કહ્યું, " ભરત–ઐરવત વર્ષમાં અને વિદેહ વર્ષમાં ધર્મપ્રવર્તક તીર્થંકરોનો જન્મ થાય છે. અત્યારે ભગવાન્ વિમલનાથનું તીર્થ ચાલે છે. " કુમારીએ કહ્યું. " આજ મેં જાગતી વખતે અરિહંતને નમસ્કાર કર્યો હતો. " સાધ્વીઓ બોલી, " તેં અરિહંતને કરેલા નમસ્કારના પ્રભાવથી જ આ રિદ્ધિ પ્રાપ્ત કરી છે; આથી પૂર્વની ભાવનાથી તેં નમસ્કાર કર્યો હતો. " કુમારીએ ' બરાબર છે ' એમ કહીને જિનોએ ઉપદેશેલો માર્ગ સ્વીકાર્યો અને જિનપ્રવચનમાં તે કુશળ થઇ. તે ઉમર લાયક થઇ એટલે પિતાએ તેને સ્વયંવર આપ્યો. પછી તેણે આ લોકમાં તેમજ પરલોકમાં સુખ પ્રાપ્ત કરાવનારી નીચે પ્રમાણેની ગીતિકા પિતા સમક્ષ નિવેદન કરી—

किं नाम होज्ज तं कम्मयं, बहुनिव्वेसणिज्जं अलज्जणिज्जं च ।
पच्छा य होइ पच्छ(त्थ)यं, न य नासइ नट्ठे सरीरयम्मि ॥

( એવું કયું કર્મ છે, જે ઘણુ કાળ સુધી ટકે છે, જે અલજ્જનીય છે, જે પાછળથી હિતકારી થાય છે અને શરીર નાશ પામ્યે છતે જે નાશ પામતું નથી ? )

અને પોતાના પિતાને તેણે કહ્યું કે, " તાત ! જે પુરુષ આ ગીતિકાનો અર્થ સંભળાવે તેની સાથે તમારે મને પરણાવવી. " પછી એ ગીતિકા પ્રસિદ્ધ કરવામાં આવતાં વિદ્વાનો વિવિધ પ્રકારની વસ્તુઓ એ સંબંધમાં સંભળાવવા લાગ્યા, પણ એમાંનો કોઇ સુમિત્રાનો અભિપ્રાય જાણી શકયો નહીં. પણ એક પુરુષે સંભળાવ્યું—

**कम्मयाण तवोकम्मयं बहुनिव्वेसणीयं अलज्जणीयं च ।**
**पच्छा य होइ पच्छ(त्थ)यं, ण य णासइ नट्ठए सरीरयम्मि ॥**

( કર્મોમાં તપશ્ચર્યારૂપી કર્મ એવું છે, જે ઘણુ કાળ સુધી ટકે છે, જે અલજ્જનીય છે, જે પાછળથી હિતકારી થાય છે અને શરીર નાશ પામ્યે છતે જે નાશ પામતું નથી.)

રાજાએ તેને પૂછતાં તે પુરુષે કહ્યું, " તમે જે ભાવાર્થ જાણો છો તે જ મેં તમને સંભળાવ્યો છે. " પછી તે પુરુષને સ્નાન અને ભોજન કરાવીને પૂછયું એટલે તેણે કહ્યું, " રત્નપુરમાં પુરુષપંડિત છે તેણે આ કહ્યું છે; આવું બોલવાની મારી તો શક્તિ કયાંથી ? " એટલે રાજાએ ' તમે તો દૂત છો ' એમ કહી તેનો સત્કાર કર્યો અને રાજકન્યાએ પણ તેને રજા આપી. પછી સુમિત્રાએ પિતાને વિનંતી કરી, " તાત ! પુરુષપંડિતે મારો અભિપ્રાય જાણ્યો છે. હવે જો અર્થથી મારી ખાત્રી કરાવી આપે તો હું તેની પત્ની થાઉં, બીજા કોઇની નહીં. " પછી સુમિત્રા ઘણા પરિવાર સહિત રત્નપુર ગઈ, અને અગાઉથી તૈયાર કરવામાં આવેલા ઊતારામાં રહી. પુરુષપંડિત સુપ્રભને બોલાવવામાં આવતાં તે ત્યાં ગયો, એટલે રાજકન્યાએ તેને પૂછયું, " તપ એ બહુકાળ સુધી ટકે એવું અને શ્લાઘનીય કેવી રીતે ? પાછળથી હિતકારી કેવી રીતે ? શરીરનો નાશ થયા છતાં પણ તે ફળ આપે એ કેવી રીતે ? " સુપ્રભે ઉત્તર આપ્યો, " સાંભળ—

## બે ઇભ્યપુત્રોની કથા

અહીં બે ઇભ્યપુત્રો હતા. તેમાંનો એક પોતાના મિત્રો સાથે ઉદ્યાનમાંથી નગરમાં આવતો હતો. બીજો રથમાં બેસીને નગરમાંથી બહાર જતો હતો. તેઓ નગરના દરવાજે ભેગા થયા. ગર્વને કારણે બન્નેમાંથી એકે જણ પોતાના રથને પાછો લેવા માગતો નહોતો. આથી તેમની વચ્ચે બોલાચાલી થઇ. એકે કહ્યું, " તું પિતાએ ઉપાર્જન કરેલા દ્રવ્યથી ગર્વિત થયેલો છે; જે પોતે ધન કમાવાને સમર્થ હોય તેને જ અહંકાર શોભે. " બીજો પણ એમજ કહેવા લાગ્યો. આત્મોત્કર્ષ નિમિત્તે તે બન્નેએ પ્રતિજ્ઞા કરી કે, " આપણામાંથી જે પરિવાર સિવાય બહાર નીકળી પડે અને બાર વરસની અંદર ઘણું

ધન લઈને લાવે તેનો બીજો માણસ પોતાના મિત્રો સહિત દાસ થઇ જશે." આ પ્રમાણે વચન પાના ઉપર લખીને તે પાનું શેઠિયાના હાથમાં આપવામાં આવ્યું. પછી તે એમાંથી એક તો ત્યાંથી જ નીકળી પડયો. દેશના સીમાડા ઉપરથી પડિયાઓમાં ફળ લાવીને તે શહેરમાં આવ્યો. ત્યાં લે-વેચ કરતાં મૂડી થઇ, એટલે એક વહાણવટીને આશ્રયે સમુદ્રમાર્ગે વેપાર કરવા લાગ્યો. એમ કરતાં ઘણું ધન મળ્યું, એટલે તેણે પોતાના મિત્રોને સમાચાર મોકલ્યા. બીજો ઇભ્ય-પુત્ર, મિત્રોએ ઘણી પ્રેરણા કરવા છતાં બહાર નીકળતો જ નહીં અને કહેતો કે, " એ બિચારો ઘણા કાળે જેટલું ધન કમાશે તેટલું તો હું અલ્પ સમયમાં મેળવી લઇશ " પણ બારમા વર્ષે પેલા બહાર નીકળેલા ઇભ્યપુત્રના આગમનના સમાચાર સાંભળીને તે દુઃખપૂર્વક ઘરની બહાર નીકળ્યો અને વિચાર કરવા લાગ્યો કે, " ક્લેશભીરુ અને વિષયલોલુપ એવા મેં ઘણો કાળ ગુમાવ્યો. હવે એક વરસની અંદર હું કેટલું કમાઇ શકવાનો હતો ? માટે શરીરનો ત્યાગ કરવો એ જ મારે માટે શ્રેય છે." એ પ્રમાણે નિશ્ચય કરીને તે સાધુ પાસે ગયો અને ત્યાં ધર્મ સાંભળીને તેણે દીક્ષા લીધી. ઉત્કૃષ્ટ તપશ્ચર્યાથી પોતાનું શરીર ખપાવીને તથા અનશન કરીને નવ માસનો સાધુપર્યાય પાળ્યા પછી કાળધર્મ પામી તે સૌધર્મ કલ્પમાં દેવ થયો. અવધિવિષયથી કારણ જાણ્યું છે એવા તેણે પોતાના દેશના સીમાડે સાર્થ વિકુર્વીને પોતાના મિત્રોને ખબર મોકલ્યા. આ વિષે શંકા કરતા મિત્રોએ તેની તપાસ કરવા માટે ચાર-પુરુષને મોકલ્યો. ચાર-પુરુષદ્વારા તેની સમૃદ્ધિની ખબર પડતાં એ મિત્રો તેની પાસે ગયા. પેલાએ વસ્ત્ર અને આભરણથી પોતાના મિત્રોનો સત્કાર કર્યો. બીજો ઇભ્યપુત્ર પહેલાંથી જ આવીને રાજાને મળ્યો હતો અને ભાંડ ( માલ ) સહિત પોતાનું ધન તેણે બતાવ્યું હતું, પણ દેવનું દ્રવ્ય તેના કરતાં ઘણું વધારે હતું; રત્નસહિત તે દ્રવ્યથી રાજા પ્રસન્ન થયો. જે ઇભ્યપુત્રે બાર વર્ષ સુધી ક્લેશ સહન કર્યો હતો તેનો મિત્ર સહિત પરાજય થયો. સમારંભ પૂરો થતાં દેવ-સાર્થવાહે પોતાના મિત્રોને કહ્યું, " હું કેવી રીતે દ્રવ્ય કમાયો તે જાણો છો ? " તેઓ બોલ્યા, " ના, અમે જાણતા નથી. " તેણે કહ્યું, " તપથી. " પોતાના દાસ બનેલા બીજા ઇભ્યપુત્રને તથા તેના મિત્રોને પોતાનો દિવ્ય પ્રભાવ દર્શાવીને આ હકીકત તેણે જણાવી અને કહ્યું, " જો તમે દીક્ષા લો તો તમને મુક્ત કરું. " એટલે તપના પ્રભાવથી વિસ્મિત થએલા તેઓએ મિત્રો સહિત પ્રણામ કરીને કહ્યું, " અમને પ્રત્યક્ષ તપનો પ્રભાવ દર્શાવીને તમે અમારા ઉપર ઘણી કૃપા કરી છે. જો અમે પ્રતિબોધ પામીશું તો આત્મહિત આચરીશું. " પછી તેમને પ્રતિબોધ પમાડીને દેવ ગયો. પેલા બધા અત્યારે સુસ્થિત અણગારની પાસે દીક્ષા લેશે. આ કારણથી તપસ્વીઓનું તપ ઘણા કાળ સુધી ટકે એવું અને પૂજનીય છે; શરીરનો નાશ થાય તો પણ તપનું ફળ દેવલોકમાં મળે છે; બીજાઓનું કર્મ અલ્પ કાળ સુધી જ ટકે એવું હોય છે અને શરીરનો નાશ થતાં તેનો પણ નાશ થાય છે. "

હે નંદિષેણ ! આ પ્રમાણે સુપ્રભે પેલી રાજકન્યાને કહ્યું. રાજકન્યા પણ એ બધું અહીં પોતાની નજરે જોઈને પતીજ કરશે કે-પરલોક છે અને ધર્મનું ફળ પણ છે.”

સુસ્થિત અણગાર આમ કહી રહ્યા ત્યાં તો પેલા ઇભ્યપુત્રો તેમની પાસે આવ્યા અને દીક્ષા લીધી. (સુપ્રભ સહિત ત્યાં આવેલી) કુમારી સુમિત્રા પણ સાધુને વંદન કરીને સુપ્રભને વિનંતી કરવા લાગી, “તમે મારા ઉપર અધિકાર ધરાવો છો, પણ મારા ધર્મકાર્યમાં વિઘ્ન ન કરશો.” સુપ્રભે પણ ‘ભલે’ એમ કહીને તે વાત સ્વીકારી. રાજપુત્ર[1] રાજકન્યા સુમિત્રા સાથે નગરમાં ગયો.

આ રીતે પરલોકના અસ્તિત્વનું અને ધર્મફળનું પ્રમાણ જેણે પ્રત્યક્ષ જોયું છે એવા નંદિષેણે અત્યંત વિરક્ત થઇને દીક્ષા લીધી. જેણે સૂત્ર અને અર્થ જાણ્યા છે એવો, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળો, તપમાં ઉદ્યત, જેની શ્રદ્ધા વધતી જાય છે તથા જેનો વૈરાગ્ય અવિચલિત છે એવો તે વિચરવા લાગ્યો. લાભાન્તરાયના ક્ષયોપશમથી તે જેવી રીતે અને જ્યારે જે વસ્તુ ઇચ્છે તેવી રીતે અને ત્યારે તે વસ્તુ એને મળતી. તેણે અભિગ્રહ લીધો હતો કે-મારી સર્વ શક્તિથી મારે સાધુઓની વૈયાવૃત્ય કરવી. આ પ્રમાણે ભરતમાં તે મહાતપસ્વી તરીકે પ્રખ્યાત થયો.

## દેવોએ કરેલી નંદિષેણની પરીક્ષા

એક વાર પોતાની સભામાં બેઠેલા દેવરાજ ઇન્દ્રે હાથ જોડીને નંદિષેણના ગુણ ગાવા માંડ્યા-“વૈયાવૃત્યમાં ઉદ્યત અને દૃઢ નિશ્ચયવાળા આ નંદિષેણને દેવો પણ ક્ષોભ પમાડી શકે તેમ નથી.” ઇન્દ્રના આ વચનમાં અશ્રદ્ધા રાખતા બે દેવો સાધુનું રૂપ ધારણ કરીને નંદિષેણ પાસે આવ્યા. એમાંનો એક ગામ બહાર માંદગીનો દેખાવ કરીને બેઠો, અને બીજો નંદિષેણની વસતિમાં આવ્યો તેણે નદિષેણનો તીખાં, આકરાં અને નિષ્ઠુર વચનોથી તિરસ્કાર કર્યો અને કહ્યું, “બહાર માંદા સાધુ પડી રહ્યા છે, અને અહીં તું વૈયાવૃત્યનો અભિગ્રહ લઈને સૂઈ રહ્યો છે.” એટલે નંદિષેણ એકદમ ઊભો થયો અને બોલ્યો, “જે કાર્ય હોય તે કહો.” સાધુના રૂપમાં રહેલા દેવે કહ્યું, “અતિસારથી પીડાતા અને અત્યંત તરસ્યા થયેલા સાધુ ગામની બહાર પડ્યા છે, માટે જે યોગ્ય લાગે તે કર.” એટલે પારણું કર્યા સિવાય જ નંદિષેણ પાણી લેવા માટે નીકળ્યો. પણ અનુકંપાથી સ્પર્શાયેલા હૃદયવાળા દેવે અનેષણા કરી-પાણી મળવા દીધું નહીં. પણ તેના ઉપર વિજય મેળવીને, પાણી લઇને નંદિષેણ માંદા સાધુની પાસે ગયો. સાધુએ તેની સાથે લડવા માંડ્યું, “હું આવી અવસ્થામાં તારી આશા રાખીને આવ્યો હતો, પણ ખાવાનો લાલચુ તું મારી સામે પણ જોતો નથી. હે મંદભાગ્ય ! ‘હું વૈયાવૃત્ય કરનાર છું’

[1] આ ઉપરથી સુપ્રભ રત્નપુરનો રાજકુમાર હોય એમ જણાય છે.

એટલા માત્ર શબ્દોથી જ તું સન્તોષ પામે છે." પરન્તુ પ્રસન્ન ચિત્તવાળા નંદિષેણે વિનંતી કરી, "મારો અપરાધ ક્ષમા કરો; મને રજા આપો, એટલે આપની સેવા કરું." મળથી મલિન એ સાધુને નંદિષેણે ધોઇને સાફ કર્યા અને કહ્યું, "આપને મારા ઉપાશ્રયે લઇ જાઉં છું; આપ નીરોગી થઇ જાઓ તેવી રીતે આપની સેવા કરીશ." પછી તેણે એ સાધુને ઉપાડ્યા એટલે તે પગલે પગલે બૂમો પાડવા લાગ્યા, "અરે, તું મને દુખાવે છે, મને હલાવે છે, તું વીસામો ખાય છે!" આ પ્રમાણે દબાવાતો નંદિષેણ યતનાપૂર્વક ચાલતો હતો. પછી દેવે તેના ઉપર અત્યંત દુર્ગંધવાળો ઝાડો કર્યો, અને બોલ્યો, "અરે દુષ્ટ! મારો ઝાડાનો વેગ તેં અટકાવ્યો; મને તું મારી નાખવાનો છે!" પણ પ્રસન્ન મુખવાળો નંદિષેણ 'માંદાને કયી રીતે સુખ થાય?' એનો જ મનથી વિચાર કરતો હતો અને કડવાં વચનો અથવા તેવી દુર્ગંધને નહીં ગણકારતાં તેણે કહ્યું, "કહો, તમને કેવી રીતે નીચે મૂકું? અથવા શું કરું? કહો તો ધોઉં." આ સાંભળીને કરુણાવાળા થયેલા દેવે પોતાનો અશુભ પુદ્ગલોનો સંચય ક્ષણવારમાં અદૃશ્ય કર્યો અને નાસિકા તથા મનને સુખ આપનારી પુષ્પવૃષ્ટિ કરી. સાધુનાં રૂપ ત્યજીને દેવો દિવ્ય રૂપવાળા બન્યા અને ત્રણ પ્રદક્ષિણા કરી, નંદિષેણને પગે પડી વારંવાર ખમાવવા લાગ્યા અને કહેવા લાગ્યા, "ભગવન્! દેવરાજ ઇન્દ્ર તમારું ગુણકીર્તન કરતા હતા, તેમાં અશ્રદ્ધા રાખતા અમે તમારી પરીક્ષા કરવા માટે અહીં આવ્યા હતા. ખરેખર, ઇન્દ્રે સાચું જ કહ્યું હતું. આપ વર માગો, અમે શું આપીએ?" નંદિષેણે કહ્યું, "જિનેશ્વરોએ ઉપદેશેલો મોક્ષનો જે પરમ દુર્લભ માર્ગ તે મને મળ્યો છે. મારે બીજી કોઇ વસ્તુની જરૂર નથી." આ પછી વંદન કરીને દેવો ગયા.

આ બાજુ, નંદિષેણ સાધુઓની વૈયાવૃત્ય કરતો લાભાન્તરાયના ક્ષયોપશમથી, જે સાધુ જે ઈચ્છે છે તે મેળવીને તેને આપતો હતો. આ પ્રમાણે સંયમ, તપ અને ભાવનાપૂર્વક સાધુપણું પાળતાં તેનાં પંચાવન હજાર વર્ષ વીતી ગયાં. સુભગ, સુસ્વર, શુભ, આદેય અને યશો નામકર્મ જેણે ઉપાર્જન કર્યું છે એવો તે અનશનકાળે વિચાર કરવા લાગ્યો, 'મારા દુર્ભાગ્યના દોષથી ત્રણ કન્યાઓમાંથી એકે પણ મને ઇચ્છયો નહીં.' આ પ્રમાણે સ્મરણ કરીને તેણે નિયાણું કર્યું કે, 'જો આ તપ, નિયમ અને બ્રહ્મચર્યનું ફળ હોય તો આવતા મનુષ્યભવમાં હું સુન્દર અને સ્ત્રીઓને વ્હાલો થાઉં.' આમ બોલીને તે કાલધર્મ પામ્યો અને મહાશુક્ર કલ્પમાં ઇન્દ્રનો સામાનિક દેવ થયો. ત્યાંથી ચ્યવીને તે તારો દશમો પુત્ર વસુદેવ થયો."

આ પ્રમાણે સંસારગતિ સાંભળીને રાજા અંધકવૃષ્ણિએ પોતાના મોટા પુત્રને રાજ્ય આપીને દીક્ષા લીધી. વિશુદ્ધ ચારિત્ર્યવાળા, જેનો વૈરાગ્ય અવિચલિત રહેલો છે તથા જેણે ઘાતિકર્મો ( જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મો ) ખપાવેલાં છે,

જેને કેવલજ્ઞાન થયું છે તથા જેણે બાહ્ય અને આંતર કર્મનો નાશ કર્યો છે એવો તે રાજા નિર્વાણ પામ્યો.

## સિંહરથનો પરાજય અને કંસને મથુરા નગરની પ્રાપ્તિ

પછી હું આઠ વર્ષનો થયો ત્યારે મને કલાચાર્ય પાસે લઇ જવામાં આવ્યો. વિશિષ્ટ મેધા અને બુદ્ધિના ગુણવડે મેં તેમને પ્રસન્ન કર્યા. એક વાર એક રસાણિયાએ ( તેલ વગેરે પ્રવાહી વસ્તુઓનો ધંધો કરનાર વણિકે ) મારી પાસે એક બાળક લાવીને કહ્યું, “ કુમાર ! આ કુંસ તમારી સેવા ભલે કરે. ” મેં હા પાડી, અને તે કંસ પણ મારી સાથે કલાઓનો અભ્યાસ કરવા લાગ્યો.

એક વાર જરાસંધે મારા મોટાભાઇ પાસે દૂત મોકલીને કહેવરાવ્યું કે, “ સિંહપુરના અધિપતિ સિંહરથને જો તમે કેદ પકડો તો મારી જીવયશા પુત્રી તથા મોટું નગર તમને આપું. ” આ ખબર સાંભળીને કંસ સહિત મેં રાજાને વિનંતી કરી કે, “ દેવ ! મને રજા આપો; સિંહરથને બાંધીને હું તમારી પાસે લાવું. ” રાજાએ કહ્યું, “ કુમાર ! તેં હજી યુદ્ધ જોયું નથી, માટે તું ન જઈશ. ” પણ મેં તો નિશ્ચય કરેલો હતો, એટલે ઘણા પરિવાર સહિત રાજાએ મને મોકલ્યો. સિંહરથે પણ અમારું આગમન સાંભળીને પોતાનું લશ્કર એકત્ર કર્યું. યુદ્ધ શરૂ થયું, એટલે રાજાએ જેમને સૂચના આપી હતી એવા મોટેરાઓ મને વારવા લાગ્યા. સિંહ જેમ હાથીઓના યૂથમાં પ્રવેશે તેમ અમારા સૈન્યમાં પ્રવેશતો સિંહરથ તેને ક્ષોભ પમાડવા લાગ્યો. આ પ્રમાણે અમારી સેનાને પીડાતી જોઇને કંસ-સારથિવડે હંકાતો મારો રથ મે સિંહરથની સામે ચલાવ્યો. પછી તે મારી સાથે યુદ્ધ કરવા લાગ્યો. એ આલાક યોદ્ધા ઉપર મેં મારા હસ્તકૌશલ્યથી સરસાઇ મેળવી. સારથિ સહિત તેના ઘોડાઓને મેં વીંધી નાખ્યા કસે પોતાના પરિઘના પ્રહારથી તેના રથની ધૂંસરી ભાંગી નાખી, અને તેને ઉપાડીને મારા રથમાં આણ્યો આથી તેનું સૈન્ય નાસવા માંડયું. વિજય પામેલો હું સિંહરથને લઇને અનુક્રમે પોતાના નગરમાં આવ્યો. સન્તુષ્ટ થયેલા રાજાએ મારો સત્કાર કર્યો, અને પછી એકાન્તમાં મને કહ્યું, “ કુમાર ! સાંભળ. કોષ્ઠુકી નૈમિત્તિકને જીવયશા કુમારીનાં લક્ષણોના નિશ્ચય વિષે મેં પૂછયું હતું. તેણે મને કહ્યું છે કે,—એ કુમારી બન્ને કુળનો નાશ કરાવનારી છે, માટે તેને લેશો નહીં. ” મેં કહ્યું, “ દેવ ! કંસે સિંહરથને પકડીને મારી પાસે આણ્યો છે; તેના પરાક્રમને કેમ દબાવી દેવાય ? ” પછી રાજાએ કહ્યું, “ જો એમ હોય તો પણ રાજપુત્રી વણિકપુત્રને શી રીતે અપાય ?” પણ ‘ આનું પરાક્રમ તો ક્ષત્રિય જેવુ દેખાય છે માટે આમાં કંઇક રહસ્ય હશે ’ એમ વિચારી રસાણિયાને બોલાવી અમે પૂછયું, “ આ બાળકની ઉત્પત્તિ કહે. ” રસાણિયાએ પ્રણામ કરીને કહ્યું, “ આ બાળક કાસાની પેટીમાં મૂકાયેલો હતો, તે પેટીને યમુનામાં તરતી મેં જોઇ હતી. આ ઉગ્રસેનના નામથી અંકિત થયેલી મુદ્રા છે.

આ બાબતમાં આપ યોગ્ય કરો.” પછી કુલવૃદ્ધો વિચાર કરીને કંસને રાજમહેલમાં લઇ ગયા. જરાસંધને મેં કંસનું પરાક્રમ કહ્યું. ‘ આ તો ઉગ્રસેન રાજાનો કુમાર છે ’ એમ પ્રમાણપૂર્વક કહેવામાં આવતાં તેણે જીવયશા કુમારી કંસને આપી. ‘ મારા પિતાએ મારો જન્મતાં જ ત્યાગ કર્યો હતો ’ એમ સાંભળીને રોષથી કંસે ( જરાસંધ પાસે ) વરદાનમાં મથુરા નગરી માગી. દ્વેષને કારણે પોતાના પિતાને કેદમાં નાખી તે રાજ્ય કરવા લાગ્યો.

## વસુદેવનો ગૃહત્યાગ

વિસ્મયથી વિકાસ પામેલાં નયનવાળા નાગરિકો વડે પ્રશંસા કરતો અને રૂપથી મોહિત થયેલી યુવતિઓના દૃષ્ટિ-સમૂહવડે અનુસરાતો હું પણ યુવાવસ્થામાં આવતાં નવા નવા ઘોડા, ધ્વજ અને વસ્ત્રો સાથે ઉદ્યાનમાં જતો હતો અને ઉદ્યાનની શોભા અનુભવીને પાછો આવતો હતો.

એક વાર મારા મોટાભાઇએ મને બોલાવીને કહ્યું, “ કુમાર ! આખો દિવસ તું બહાર ભમે છે, તેથી તારી મુખકાન્તિ મેલી દેખાય છે, હમણાં જ તેં શીખેલી કલાઓ ભૂલાઇ ન જાય, માટે તું ઘેર રહે.” મેં પણ ‘ હવે એમ કરીશ ’ એવું કહીને એ વાત સ્વીકારી.

કોઇ એક વાર રાજાની ધાત્રીની બ્હેન કુબ્જા, જેને સુગંધી વસ્તુઓને લગતા કામ ઉપર નિયુક્ત કરેલી હતી તેને એકવાર સુગંધી વસ્તુઓ પીસતી જોઈને મેં પૂછ્યું, “ આ કોને માટે વિલેપન તૈયાર થાય છે ? ” તેણે ઉત્તર આપ્યો, “ રાજા માટે. ” મેં પૂછ્યું, “મારે માટે વિલેપન કેમ તૈયાર થતું નથી ? ” તેણે કહ્યું, “તમે અપરાધ કર્યો હોવાથી રાજા તમારે માટે વિશિષ્ટ વસ્ત્ર, આભરણ કે વિલેપન આપતા નથી. ” પછી તેણે વારવા છતાં મેં વિલેપન તેની પાસેથી પરાણે લીધું. એટલે ક્રોધ પામેલી તે બોલી, “ આવાં આચરણને લીધે જ તમને ( ઘરમાં ) રોકવામાં આવ્યા છે, છતાં અવિનય કર્યા સિવાય રહેતા નથી. ” મેં તેને પૂછ્યું, “ કહે, કયા અપરાધથી મને રોકવામાં આવ્યો છે ? ” “ મને રાજાનો ડર લાગે છે ” એમ કહીને તે કંઇ બોલી નહીં. મેં તેને વીંટી આપીને વિનંતી કરી તથા સમજાવી, એટલે તે કહેવા લાગી, “ રાજાને વણિકોએ એકાન્તમાં વિનંતી કરી હતી કે–‘ દેવ ! સાંભળો. કુમાર શરદઋતુના ચંદ્રની જેમ લોકોનાં નયનને સુખ આપનાર તથા નિર્મળ ચારિત્ર્યવાળા હોવા છતાં તેઓ જે જે દિશામાં જાય છે ત્યાં ત્યાં તરુણ સ્ત્રીઓ તેમની જ સાથે તેમનું અનુકરણ કરતી ભમ્યાં કરે છે. કેટલીયે યુવતિઓ ‘ પાછા વળતા વસુદેવને અહીંથી જોઈશું ’ એમ વિચારીને પોસ્તકર્મની બનાવેલી યક્ષિણીઓની જેમ બારીઓ, ગોખ અને જાળીઓમાં ઊભી ઊભી દિવસ વીતાવે છે. સ્વપ્નમાં પણ ‘ આ વસુદેવ, આ પણ વસુદેવ ’ એમ બોલે છે. જે તરુણીઓ પત્ર, શાક અને ફળ ખરીદવા જાય છે તે પણ ‘ વસુદેવનો શો ભાવ છે ? ’ એમ પૂછે છે. બાળકો રડતાં હોવા છતાં કુમાર ઉપર જ જેમની દૃષ્ટિઓ

ચોંટી રહેલી છે એવી તે સ્ત્રીઓ ઊલટી તે બાળકોને પકડીને 'વાછડું છૂટી ગયું છે' એમ કહીને દોરડાંથી બાંધે છે. આ પ્રમાણે, હે દેવ! લોકો ઘરનાં કામકાજ મૂકીને ઉન્મત્ત તથા દેવ અને અતિથિની પૂજામાં મંદ આદરવાળા થયા છે; માટે એટલી કૃપા કરો, કે કુમાર વારંવાર ઉદ્યાનમાં ન જાય.' રાજાએ કહ્યું, "તમે ચિન્તામુક્ત થઇને જાઓ, હું તેને અટકાવીશ.' પછી પરિજનોને પણ રાજાએ કહ્યું છે કે, 'કોઇએ કુમારને આ વાત કહેવી નહીં.' માટે ઉદ્ધતાઈ છોડી દો, જેથી રાજાના ઠપકાને પાત્ર ન થાઓ." મેં કહ્યું, "એમ કરીશ."

પછી મેં વિચાર કર્યો, "જો હું ભૂલથી બહાર નીકળ્યો હોત તો પણ મને પકડી લેવામાં આવત. અથવા આ પણ બંધન જ છે, માટે હવે અહીં રહેવું મારે માટે સારું નથી." આમ વિચાર કરીને સ્વર અને વર્ણ બદલી નાખનારી ગોળીઓ ખાઇને સંધ્યા કાળે વલ્લભ નામે સેવકની સાથે નગર બહાર નીકળ્યો. સ્મશાનની પાસે કોઇ અનાથ માણસનું મુડદું પડેલું જોઇને મેં વલ્લભને કહ્યું, "લાકડાં ભેગાં કર, હું શરીરનો ત્યાગ કરીશ." તેણે લાકડાં ભેગાં કર્યાં અને ચીતા રચી પછી મેં વલ્લભને કહ્યું, "જલદી જા, મારા શયનમાંથી રત્નકરંડક લાવ, એટલે દાન આપીને પછી અગ્નિપ્રવેશ કરું." તેણે કહ્યું, "દેવ! જો તમારો આ જ નિશ્ચય છે તો તમારી સાથે હું પણ અગ્નિપ્રવેશ કરીશ." મેં કહ્યું, "તારી ઈચ્છા હોય તેમ કરજે, પણ આ છાની વાત કોઇને કહીશ નહીં; જલદી પાછો આવ." "જેવી આપની આજ્ઞા." એમ કહીને વલ્લભ ગયો. એટલે મેં પેલા અનાથ મૃતકને ચીતા ઉપર મૂકી ચીતા સળગાવી. સ્મશાનમાં મૂકાયેલો અળતો લઈને મોટાભાઈ અને દેવીને ક્ષમાપના-લેખ (માફીનો પત્ર) લખ્યો કે, "શુદ્ધ સ્વભાવનો હોવા છતાં વસુદેવને નાગરિકોએ કલંક આપ્યું હોવાથી આ પત્ર લખીને તે અગ્નિમાં પ્રવેશ્યો છે." પછી એ પત્ર મસાણના સ્તંભ ઉપર બાંધીને હું જલદીથી ત્યાંથી ચાલ્યો ગયો, અને આડે રસ્તે દૂર સુધી જઇને પછી ધોરી માર્ગ ઉપર ચઢ્યો.

માર્ગમાં એક તરુણી રથમાં બેસીને સાસરેથી પીયર જતી હતી. તે મને જોઇને પોતાની સાથેની વૃદ્ધાને કહેવા લાગી, "આ અત્યંત સુકુમાર બ્રાહ્મણપુત્ર થાકી ગયો છે, માટે આપણા રથમાં ભલે બેસે. આપણા ઘેર આજ વિશ્રામ લઇને પછી તે સુખપૂર્વક જશે." વૃદ્ધાએ મને કહ્યું, "ભાઇ! રથ ઉપર બેસો; તમે થાકી ગયા છો." 'રથમાં બેસીને હું ગુપ્ત રીતે પ્રવાસ કરી શકીશ' એમ વિચારીને હું પણ રથમાં બેઠો. સૂર્યાસ્તની વેળાએ અમે (તે તરુણીના પીયરમાં) સુગ્રામ નામે ગામમાં પહોંચ્યા. ત્યાં સ્નાન તથા ભોજન કરીને હું બેઠો. તે ઘરથી થોડે દૂર યક્ષનું મન્દિર હતું, ત્યાં લોકો એકત્ર થયેલા હતા. નગરમાંથી માણસો આવ્યા હતા તેઓ એ લોકોને કહેતા હતા, "આજે નગરમાં

જે બન્યું છે તે સાંભળો–વસુદેવ કુમારે અગ્નિપ્રવેશ કર્યો છે. તેમનો વલ્લભ નામે વ્હાલો સેવક છે. તે ચીતા બળતી જોઇને આક્રંદ કરવા લાગ્યો. આથી લોકોએ તેને પૂછતાં તે કહેવા લાગ્યો કે 'લોકના અપવાદથી ડરેલા વસુદેવ કુમારે અગ્નિપ્રવેશ કર્યો છે.' તેનું આ વચન સાંભળીને બધા લોકો પણ આક્રંદ કરવા લાગ્યા. તેમના રુદનનો શબ્દ સાંભળીને નવે ભાઇઓ–રાજાઓ બહાર નીકળ્યા. કુમારે પોતાના હાથે લખેલો ક્ષમાપન પત્ર તેમણે જોયો. તે વાંચીને રડતા તેઓએ ઘી અને મધથી ચીતાનું સિંચન કર્યું અને ચંદન, અગર અને દેવદારનાં લાકડાંથી તેને ઢાંકી દઇ, ફરી પાછી સળગાવીને તથા વસુદેવનું ઉત્તર કાર્ય કરીને તેઓ પોતાને ઘેર પાછા ફર્યા." આ સાંભળીને મેં વિચાર્યું, "પ્રસંગ ગુપ્ત રહ્યો છે. હું મરણ પામ્યો છું એ વિષયમાં મારા વડિલોને શંકા રહી નથી. આથી તેઓ મને શોધવાનો પ્રયત્ન નહીં કરે. આથી મારી ઇચ્છાનુસાર હું નિર્વિઘ્ને વિચરી શકીશ."

પછી એ ગામમાં રાત વીતાવીને હું સવારે પશ્ચિમ દિશા તરફ નીકળ્યો અને અનુક્રમે ચાલતાં વિજયખેટ નગરમાં પહોંચ્યો. નગરથી થોડે દૂર એક વૃક્ષની નીચે બે પુરુષો હતા. તેમણે મને કહ્યું, "ભાઇ ! અહીં આરામ લો." હું ત્યાં બેઠો. તેઓએ મને પૂછ્યું, "તમે કોણ છો અને કયાંથી આવો છો ?" મેં ઉત્તર આપ્યો. "હું ગૌતમ નામે બ્રાહ્મણ છું, અને કુશાગ્રપુરથી વિદ્યા ભણીને નીકળ્યો છું. તમે મને શા સારુ પ્રશ્ન કર્યો ?" તેઓએ કહ્યું, "સાંભળો—

## શ્યામા-વિજયા સાથે વસુદેવનાં લગ્ન

અહીંના રાજાને શ્યામા અને વિજયા નામે બે પુત્રીઓ છે. તેઓ બન્ને રૂપવતી તથા સંગીત અને નૃત્યમાં કુશળ છે. રાજાએ તેમને સ્વયંવર આપેલો છે. તે કન્યાઓએ પ્રતિજ્ઞા કરેલી છે કે, "જે વિદ્યાની બાબતમાં અમારાથી ઉત્તમ હોય તે અમારો પતિ થાય." રાજાએ ચારે દિશામા માણસો મોકલીને આજ્ઞા કરી છે કે, "જે યુવાન, રૂપાળો અને વિદ્વાન બ્રાહ્મણ અથવા ક્ષત્રિય હોય તેને તમારે અહીં લાવવો." આથી રાજાની આજ્ઞાનુસાર અમે અહીં બેઠા છીએ. તમે જો સંગીત અને નૃત્યમાં નિપુણતા મેળવેલી હશે તો અમારો શ્રમ સફળ થશે." મેં કહ્યું, "ખરેખર શાસ્ત્ર માત્ર હું જાણું છું."

પછી સન્તુષ્ટ થયેલા તેઓ મને નગરમાં લઇ ગયા અને રાજા સાથે મારી મુલાકાત કરાવી. પ્રસન્ન હૃદયવાળા રાજાએ પણ મારો સત્કાર કર્યો પછી પરીક્ષાનો દિવસ આવી પહોંચતાં મૃદુ, સૂક્ષ્મ, કાળા અને સ્નિગ્ધ વાળવાળી, પ્રફુલ્લ કમળ જેવા રમણીય મુખવાળી, વિસ્તીર્ણ નયનયુગલવાળી, બહુ ઊંચી નહીં એવી તથા સરખી નાસિકાવાળી, પ્રવાલ-દલ તથા દાડમના ફૂલ જેવા હોઠવાળી, કોમળ, નાના અને નમેલા બાહુવાળી, સુકુમાર અને રતાશ પડતી હથેળીઓવાળી, અંતર વગરના–પરસ્પર મળેલા, પુષ્ટ અને

પીળાશ પડતા સ્તનોવાળી, કાળા સૂતર સરખી રોમરાજિવાળી અને હાથમાં પકડી શકાય એવા મધ્યભાગવાળી, વિસ્તીર્ણ નિતંબવાળી, હાથીનાં બચ્ચાંની સૂંઢના જેવા આકારયુક્ત કોમળ ઉરુવાળી, ગાયના પૂંછડા જેવી ( અનુક્રમે પાતળી થતી ) તથા ગૂઢ–ઢંકાયેલી શિરાઓ અને આછાં રોમયુક્ત જંઘાવાળી, સૂર્યવડે આલિંગિત કમળ જેવાં કોમળ ચરણ–કમલવાળી, કલહંસ જેવી લલિત ગતિવાળી અને ફળોના રસવડે પુષ્ટ થયેલી કોકિલા જેવી મધુરવાણીવાળી શ્યામા અને વિજયા કન્યાઓને મેં જોઇ. તેઓ સંગીત અને નૃત્યના શાસ્ત્રમાં નિપુણ હોવા છતાં મેં સંગીત અને નૃત્યમાં તેમના ઉપર સરસાઈ મેળવી.

પછી રાજાએ શુભ દિવસે મને તેમનું વિધિપૂર્વક પાણિગ્રહણ કરાવ્યું અને અર્ધું રાજ્ય આપ્યું. વનગજ જેમ હાથણીઓ સાથે વિહાર કરે તેમ હું એ કન્યાઓ સાથે સ્વચ્છંદે વિહાર કરવા લાગ્યો. મને યુદ્ધ–વિદ્યાનો પણ પરિચય રાખતો જોઈને તેઓ મને પૂછવા લાગી, “ આર્યપુત્ર ! જો તમે બ્રાહ્મણ છો તો પછી શા માટે યુદ્ધ–વિદ્યા શીખ્યા છો ? ” મેં કહ્યું, “ કોઈ પણ શાસ્ત્ર બુદ્ધિમાનને માટે નિષિદ્ધ નથી. ” તેમની સાથે ગાઢ પ્રેમ થયા પછી, ‘ હવે આ વસ્તુ છુપાવવા જેવી નથી ’ એમ વિચારીને, હું કપટપૂર્વક કેવી રીતે ચાલી નીકળ્યો હતો તેનો વૃત્તાન્ત મેં તેમને કહ્યો. એથી પ્રસન્ન થઇને વસન્ત માસની આમ્રવેલીઓની જેમ તેઓ વિશેષ શોભવા લાગી. સમય જતાં વિજયા ગર્ભવતી થઈ. જેના દોહદો પૂરા કરવામાં આવ્યા છે એવી તેણે પૂરા દિવસે પુત્રને જન્મ આપ્યો. જાતકર્મ કર્યા પછી એ પુત્રનું અક્રૂર નામ પાડવામાં આવ્યું.

આ પ્રમાણે ત્યાં વસતાં એક વર્ષ વીતી ગયું. એક વાર હું ઉદ્યાનમાં જતો હતો ત્યારે ત્યાંથી નીકળતા એક પ્રવાસી પુરુષે મને જોઈને પોતાની સાથેના પુરુષને કહ્યું, “ અહો ! આશ્ચર્ય છે ! આટલું બધું સામ્ય પણ હોય છે ! ” પેલાએ પૂછ્યું, “ શેનું સામ્ય ? ” એટલે તેણે કહ્યું, “ વસુદેવ કુમારનું. ” આ સાંભળીને મને વિચાર થયો કે, “ અહીં રહેવું હવે મારે માટે સારું નથી, માટે હું ચાલ્યો જાઉં. ”

( ૨ )

## શ્યામલી લંભક.

હું મારી બન્ને પત્નીઓને વિશ્વાસ આપીને એકલો નીકળ્યો; અને સીધો માર્ગ છોડીને ઉત્તર દિશામાં દૂર સુધી ચાલ્યો. ત્યાં હિમવંત પર્વતને જોઇને પછી પૂર્વ દેશમાં જવાની ઇચ્છાવાળો હું કુંજરાવર્ત અટવીમાં પ્રવેશ્યો. લાંબો માર્ગ કાપીને થાકેલો અને તરસ્યો થયેલો હું કાદવ વગરના, કમળો વડે છવાયેલા પાણીવાળા અને જળચર પક્ષીઓના કૂજન વડે મનોહર એવા એક સરોવર પાસે પહોંચ્યો. મેં વિચાર કર્યો કે, “ થાકેલો એવો હું જો તરસને કારણે પાણી પીશ તો વાયુ એકદમ ઉપડીને મારા શરીરમાં દોષ પેદા કરશે, માટે થોડી વાર હું થાક ખાઉં; સ્નાન કરીને પછી પાણી

પીશ." એટલામાં કાલમેઘના સમૂહ જેવું હાથીઓનું યૂથ પાણી પીવા માટે એ સરોવરમાં આવ્યું, અને અનુક્રમે પાણી પીને પાછું બહાર નીકળ્યું. હું પણ સ્નાન કરવા લાગ્યો. સહેજ ઝરતા દેખાતા મદજળને લીધે સુરભિ ગંડસ્થલવાળો યૂથપતિ હાથણીની પાછળ ચાલતો સરોવરમાં ઊતર્યો. ઉત્તમ અને ભદ્ર લક્ષણવાળા તે હાથીને મેં ધ્યાનપૂર્વક જોયો. ગંધને અનુસરતો એ ગંધહસ્તી મારી પાછળ દોડવા લાગ્યો. મેં વિચાર્યું કે, "પાણીની અંદર હાથી સાથે યુદ્ધ નહીં કરી શકાય; આ ઉત્તમ હાથી નજદીક આવશે પછી વશ થશે." પછી હું પાણીમાંથી બહાર નીકળ્યો. તે હાથી પણ મારી પાછળ પડ્યો. મેં તેની સૂંઢના સપાટામાંથી બચીને તેના ગાત્ર ઉપર પ્રહાર કર્યો; ચતુરાઇથી તેના ઘા હું ચુકાવવા લાગ્યો. સુકુમારતાને લીધે તથા ભારે શરીરને લીધે તે મને પકડી શક્યો નહીં. મેં તે હાથીને બકરાની જેમ આમતેમ ભમાવ્યો. તેને થાકેલો જાણીને મારું ઉત્તરીય તેની સામે મેં ફેંક્યું, એટલે તેના ઉપર તે બેસી ગયો. હું પણ, ભયભીત બન્યા વગર, એ મહાગજના દંતુશળ ઉપર પગ મૂકીને ત્વરાથી તેની પીઠ ઉપર ચઢી ગયો. તેના ઉપર મેં આસન જમાવ્યું એટલે તે હાથી ઉત્તમ શિષ્યની જેમ મારે વશ થયો. તેની પાસે ગ્રહણ કરાવીને મેં ઉત્તરીય લીધું અને તેને હું ઇચ્છા અનુસાર ચલાવવા લાગ્યો. એટલામાં આકાશમાં રહેલા બે પુરુષોએ એક સાથે મારા હાથ પકડીને મને ઉપાડ્યો અને ગગનમાર્ગે મને ક્યાંક લઈ જવા માંડ્યા. મેં વિચાર કર્યો કે, "આ લોકો મારાથી ઉત્તમ હશે કે ન્યૂન? હું તેમની સામે જોઉં છું એટલે તેઓ નજર ફેરવી લે છે, માટે તેઓ મારાથી ન્યૂન હશે." એમ મેં નક્કી કર્યું. તેઓ મારી સાથે પ્રેમથી વર્તતા હતા, તેથી તેઓ મારા પ્રત્યે માયાવાળા છે એવું મેં અનુમાન કર્યું. મેં વિચાર્યું કે, "જો તેઓ કંઇ અશુભ કરશે તો તુરત તેમનો નાશ કરીશ, માટે નકામું ચાપલ કરવાની જરૂર નથી." તેઓ મને એક પર્વત ઉપર લઇ ગયા અને ત્યાં ઉદ્યાનમાં બેસાડ્યો. પોતાનાં નામ કહીને તેમણે મને પ્રણામ કર્યા કે, "અમે પવનવેગ અને અર્ચિમાલી છીએ." પછી તેઓ જલદીથી ત્યાંથી ચાલ્યા ગયા.

## શ્યામલી સાથે લગ્ન

થોડીક વાર પછી સફેદ અને સૂક્ષ્મ રેશમી વસ્ત્ર જેણે પહેરેલું છે તથા એવા જ વસ્ત્રનું ઉત્તરીય નાખેલું છે એવી એક આધેડ વયની સ્ત્રી મારી પાસે આવી પ્રણામ કરી પોતાનું નામ બતાવીને કહેવા લાગી, "રાજા અશનિવેગની પુત્રી વિદ્યાધરકન્યા શ્યામલીની બહારની પ્રતિહારી હું મત્તકોકિલા નામે છું. હે દેવ! સાંભળો. રાજાની આજ્ઞાથી તેના પવનવેગ અને અર્ચિમાલી નામના સચિવો તમને અહીં લાવ્યા છે. એ રાજાની શ્યામલી નામે કન્યા વૈશાખ માસના સંધ્યાકાળના શ્યામ કમલ જેવી શ્યામ, લક્ષણપાઠકોએ જેની પ્રશંસા કરેલી છે એવાં સમ અને સ્વાભાવિક રીતે રાતાં પગનાં તળિયાંવાળી,

તળિયાંની આગળ અનુક્રમે આવેલી ગોળ આંગળીઓ અને રાતા નખથી યુક્ત ચરણયુગલ-વાળી, માંસલ, ગોળ અને સુકુમાર તથા એકદમ દેખી શકાય નહીં એવાં ગૂઢ રોમયુક્ત જંઘાઓવાળી, પુષ્ટ અને સરખાં તથા કદલી–સ્તંભ જેવાં ઉરુવાળી, માંસલ અને ભરાવદાર નિતંબોથી યુક્ત વિશાળ શ્રોણિભાગવાળી, દક્ષિણાવર્ત નાભિવાળી, તલવારના અગ્રભાગ જેવી સૂક્ષ્મ અને કૃષ્ણવર્ણની રોમરાજિ વડે સુશોભિત, અને પંજામાં સમાઈ શકે તેવા મધ્યભાગવાળી, પુષ્ટ, ઉન્નત, હાર વડે સુશોભિત, હૃદયહારી તથા પરસ્પર મળેલા એવા સ્તનોવાળી, સ્નાયુઓમાં ગૂઢ રહેલા સાંધાવાળી તથા સૌન્દર્યશાળી અને સંગત બાહુલતા-વાળી, ચામર, મત્સ્ય અને છત્ર વડે અંકિત હસ્તરેખાઓવાળી, રત્નમાળા વડે અલંકૃત કંબુ કંઠવાળી, વાદળાંના પટલમાંથી બહાર નીકળેલા પૂર્ણચંદ્ર સમાન સૌમ્ય વદનચંદ્રવાળી, જેમના ખૂણા રાતા છે તથા મધ્યભાગ ધવલ અને કૃષ્ણ વર્ણનો છે એવાં નયનોવાળી, બિંબનાં ફળ જેવા રમણીય અને રૂપાળા હોઠવાળી, કુંડલ જેવાં આભૂષણને યોગ્ય અને સરખા શ્રવણવાળી, ઊંચી અને પ્રશસ્ત નાસિકાવાળી, શ્રવણ અને મનને સુન્દર લાગે એવી મધુર વાણીવાળી તથા પરિજનોનાં નયનોરૂપ ભ્રમરો વડે જેનો લાવણ્યરસ પીવાય છે એવી (અત્યંત સૌન્દર્યશાલી) છે. રાજા તમને એ કન્યા આપવા ઇચ્છે છે, માટે ચિન્તા-તુર ન થશો.”

એ સ્થળની નજીકમાં એક વાવ આવેલી હતી. તેમાં આકાશમાર્ગે ખારકા[1] ઊતરતી હતી. મેં વિચાર્યું, “આ ખારકા આકાશમાર્ગે આવે છે, તો શું તે નાગકન્યા કે વિદ્યાધરી હશે?” મત્તકોકિલા મારું મનોગત જાણીને કહેવા લાગી, “દેવ! આ ખારકા વિદ્યાધરી નથી. કારણ સાંભળો–ઝરણામાંથી આવતા મીઠા અને પથ્ય પાણીવાળી આ વાવમાં ચતુષ્પદ પ્રાણીઓ જાય નહીં, એટલા માટે તેનાં પગથિયાં સ્ફટિકનાં બનાવવામાં આવ્યાં છે. જો પાણી પીવાની તમારી ઇચ્છા હોય તો તમને અંદર ઉતારું.” મેં હા કહી. પછી તેની સાથે હું પગથિયાં ઊતરીને વાવમાં ગયો. તરસ્યા થયેલા મેં પ્રિયના વચનામૃત જેવું મધુર અને ગુરુના વચન જેવું પથ્ય તે પાણી પીધું. પછી હું બહાર નીકળ્યો. રાજાની આજ્ઞાથી પરિજનો સ્નાનની સામગ્રી, વસ્ત્ર અને આભરણો લઈને આવ્યાં. કલહંસી નામે આભ્યંતર–પ્રતિહારીએ તથા તેનાં પરિજનોએ મને નગરના દ્વાર આગળ સ્નાન કરાવ્યું અને લોકો વડે પ્રશંસા કરાતો હું અલંકાર પહેરીને નગરમાં પ્રવેશ્યો. રાજા અશનિવેગને મેં જોયો અને તેને પ્રણામ કર્યા. ‘સુસ્વાગત’ એમ બોલતા તેણે સામે આવીને મને પોતાના અર્ધા આસન ઉપર બેસાડ્યો. મત્તકોકિલાએ વર્ણવી હતી તેવી રાજકન્યા શ્યામલીને

---

[1] મૂળમાં પણ खारका શબ્દ જ છે. તેનો અર્થ અસ્પષ્ટ રહે છે વળી આગળ મત્તકોકિલા કહે છે કે, ‘આ ખારકા વિદ્યાધરી નથી. આ વાવમાં ચતુષ્પદ પ્રાણીઓ જાય નહી એટલા માટે તેનાં પગથિયાં સ્ફટિકના બનાવવામા આવેલા છે.’ એ સંદર્ભ પણ–કદાચ ઉપર્યુક્ત અસ્પષ્ટતાને કારણે જ–અર્થની દૃષ્ટિએ સંદિગ્ધ રહે છે.

મેં શુભ મુહૂર્તમાં જોઇ. સન્તુષ્ટ રાજાએ વિધિપૂર્વક મારી સાથે તેનું પાણિગ્રહણ કરાવ્યું. પછી હું ગર્ભગૃહમાં પ્રવેશ્યો.

લગ્ન થઇ રહ્યા પછી શ્યામલી મને એકાંતમાં કહેવા લાગી, "આર્યપુત્ર! હું વિનંતી કરું છું, મને વરદાન આપો." મેં કહ્યું, "પ્રિયે! વિનંતી તો મારે તને કરવી જોઇએ. તું વિનંતી કરે છે તે મારા ઉપર કૃપા થઈ." તે બોલી, "સર્વદા તમારો અવિયોગ ઇચ્છું છું." મેં કહ્યું, "આ વર તો મારો છે, તારો નથી." તેણે કહ્યું, "આ વર માગવાનું કારણ સાંભળો—

## અંગારક અને અશનિવેગનો પરિચય

અહીં વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં કિન્નરગીત નામે નગર છે. ત્યાં અર્ચિ(શિખા)-યુક્ત અગ્નિ જેવો તેજસ્વી રાજા અર્ચિમાલી નામે હતો. તેની દેવી પ્રભાવતી નામે હતી. તેના બે પુત્રો છે-જ્વલનવેગ અને અશનિવેગ. જ્વલનવેગની વિમલાભા નામે મહાદેવી છે અને તેનો અંગારક કુમાર છે. અશનિવેગની દેવી સુપ્રભા છે, તેની હું પુત્રી છું.

એક વાર રાજા અર્ચિમાલી પોતાની દેવી સાથે વૈતાઢ્ય પર્વતની તળેટીમાં વિહાર કરીને પાછો પોતાના નગરના ઉદ્યાનમાં આવ્યો. ત્યાં એક સ્થળે સુખપૂર્વક બેસીને તેઓ પરસ્પર વાતો કરતાં હતાં. તેનાથી થોડેક દૂર એક હરણ ઊભેલો હતો. રાજાએ એ મૃગ ઉપર બાણ ફેંક્યું, પણ તે પાછું વળ્યું અને મૃગ હાલ્યો પણ નહીં. તેથી ક્રોધથી રાજા બીજું બાણ સાંધતો હતો, ત્યાં અદૃષ્ટ રહેલી દેવતાએ તેને બોધ કર્યો, "ભગવાન નંદ-સુનંદ નામે ચારણશ્રમણો અહીં લતાગૃહમાં પ્રશસ્ત ધ્યાનમાં રહેલા છે. તેમની નજીકમાં જ તેં મૃગ ઉપર બાણ તાક્યું. તપરિદ્ધિમાન અણગારો સેંકડો પ્રાણીઓનું રક્ષણ કરે છે. તેઓ જ્યાં રહેલા હોય ત્યાં કોઈ પ્રાણિવધ કરે અને તેના ઉપર જો તેઓ કોપે તો પછી દેવો પણ તેનું રક્ષણ કરી શકતા નથી. માટે જા, ચારણોની ક્ષમા માગ, જેથી તારો નાશ ન થાય." દેવતાએ આમ કહ્યું, એટલે ડરેલો રાજા ચારણ શ્રમણોની પાસે ગયો. ત્યાં વંદન કરીને તેણે કહ્યું, "ભગવંતો! મને ક્ષમા કરો, આપના ચરણની પાસે જ ઊભેલા મૃગનો વધ કરવાનું મેં ધાર્યું હતું." એટલે નંદ નામના સાધુએ કહ્યું "રાજા! ક્રીડા કરતા લોકો કંઈક અર્થને માટે અથવા કેવળ નિરર્થક પ્રાણિવધ કરીને નીચી ગતિમાં જાય છે અને પરવશ થઇને ત્યાં ઘણા કાળ સુધી હજારો દુઃખો પામે છે માટે તું પ્રાણિવધનો ત્યાગ કર, વૈરબુદ્ધિનો ત્યાગ કર. અપરાધી જીવનો જે વધ કરે તે પણ પાપના સંચયરૂપ તેના ફળમાંથી સેંકડો ભવે પણ બહાર નીકળી શકતો નથી, તો પછી જે નિરપરાધી પ્રાણીઓનો વધ કરે તેનું તો કહેવું જ શું?" આવા પ્રકારના ઉપદેશથી જેને વૈરાગ્ય થયો છે એવા તે રાજાએ પોતાના મોટા પુત્ર જ્વલનવેગને પ્રજ્ઞપ્તિવિદ્યા તથા રાજ્ય આપીને દીક્ષા લીધી

તથા વૈરાગ્યવાન એવો તે વિચરવા લાગ્યો. ઘણા કાળ પછી તે નંદ–સુનંદ ચારણશ્રમણો પાછા વિહાર કરતા કિન્નરગીત નગરમાં આવ્યા. જ્વલનવેગ વંદન કરવાને માટે નીકળ્યો. સમૃદ્ધિની અનિત્યતા દર્શાવતા ચારણશ્રમણોએ તેને ઉપદેશ આપ્યો, એટલે કામભોગો પ્રત્યે જેને નિર્વેદ થયો છે એવો તે પોતાના નાના ભાઇને બોલાવીને કહેવા લાગ્યો કે, “ હું વૈરાગ્યના માર્ગે ગયેલો હોઈને દીક્ષા લેવા ઇચ્છું છું; માટે તું પ્રજ્ઞપ્તિવિદ્યા તેમજ રાજ્યને સ્વીકાર. એટલે અશનિવેગે કહ્યું, “ તમારો કુમાર ( અંગારક ) બાળક છે, માટે તમે કહો છો તે ગ્રહણ કરવાનું મારે માટે યોગ્ય નથી. કુમાર પોતે તેની જે ઇચ્છા હોય તે ભલે સ્વીકારે.” પછી કુમારને બોલાવ્યો અને પૂછયું, એટલે તેણે કહ્યું. “ મને મારી માતા કહે તે લઉં.” માતાએ કહ્યું. “ તું પ્રજ્ઞપ્તિવિદ્યા લે; જે વિદ્યામાં અધિક હોય છે તે જ ( વ્યવહારમાં ) રાજ્યનો સ્વામી ગણાય. ” આમ તેણે પોતાની માતાના ઉપદેશથી પ્રજ્ઞપ્તિ લીધી, એટલે અશનિવેગ રાજા થયો.

હવે, વિમલાભા પહેલાંની જેમ, પ્રજા પાસેથી કર લેતી હતી, આથી પ્રજાજનો રાજા પાસે આવ્યા અને કહેવા લાગ્યા, “ દેવ ! અમે હવે સુપ્રભા દેવીને (રાણી તરીકેનું) ભેટણું કરીએ છીએ; અને વિમલાભા પણ અમારી પાસેથી કર માગે છે. બન્ને અમારે તો સ્વજનો છે, માટે અમારે શું કરવું તે કહો. ” પછી રાજા અશનિવેગે વિમલાભાને બોલાવીને કહ્યું, “ પ્રજાને હેરાન ન કરશો. ” એટલે તે બોલી, “ હું પુત્રની માતા છું, માટે મને ભેટણાં કરવામાં આવે એ યોગ્ય છે ” વારવા છતાં પણ વિમલાભા પ્રજાને પીડતી હતી અને પોતાના પુત્રને ચઢાવતી હતી. તેનો પુત્ર પણ બલાત્કારે પોતાને ઇચ્છા થાય તે વસ્તુનો ભોગવટો કરતો હતો. એ પ્રમાણે વિરોધ વધતાં મારા પિતા અશનિવેગનો પોતાની વિદ્યાથી પરાજય કરીને તે ( સંગ્રામમાંથી ) પાછો આવ્યો. પોતાનો અભિષેક થયા પછી તે મને બોલાવીને કહેવા લાગ્યો, “ શ્યામલી ! તું ચિન્તા કર્યા વગર રહે. તારા ભાઇની સમૃદ્ધિ ભોગવ, તને કોઇ પ્રકારનો વાધો નહીં આવે. ” મેં કહ્યું, “ દેવ ! સ્વજનોનાં હૃદયો હંમેશાં અશુભની શંકા કરે છે. સંગ્રામમાંથી પાછા વળેલા તમને તો મેં અક્ષત શરીરવાળા જોયા. પણ તમારી રજાથી મારા પિતાને પણ હું મળી લઉં. ” અંગારકે કહ્યું, “જા, જો ઇચ્છા થાય તો અહીં આવજે. ” પછી પરિજન સહિત હું અષ્ટાપદ પર્વતની પાસે પડાવ નાખીને રહેલા મારા પિતાને મળી.

કેટલાક દિવસ પછી જિનમન્દિરમાં અંગીરસ નામે ચારણ શ્રમણને વંદન કરીને મારા પિતાએ પૂછયું, “ ભગવન્ ! મને ફરીવાર રાજ્યલક્ષ્મી મળશે કે નહીં ? હું સંયમ પાળવાને યોગ્ય થઈશ ? ” આવો પ્રશ્ન રાજાએ પૂછતાં ચારણે કહ્યું, “ અર્ચિમાલી રાજર્ષિ મારા ધર્મભાઈ હતા, માટે કહું છું. હજી તારો પ્રવ્રજ્યાકાળ આવ્યો નથી, તને ફરીવાર રાજ્ય મળશે. ” રાજાએ પૂછયું. “ ભગવન્ ! મને કેવી રીતે રાજ્યપ્રાપ્તિ થશે ? ” સાધુએ મને બતાવીને કહ્યું, “ આ શ્યામલી કન્યાનો જે પતિ થશે તેનાથી તને રાજ્યપ્રાપ્તિ

થશે. એ પુરુષ અર્ધભરતના અધિપતિ( વસુદેવ )નો પિતા થશે.” ફરી રાજાએ પૂછ્યું, “ભગવન્ ! મારે એને કેવી રીતે ઓળખવો ?” સાધુએ ઉત્તર આપ્યો, “કુંજરાવર્ત અટવીમાં સરોવરની પાસે જે વનગજની સાથે યુદ્ધ કરે તેને તારે ઓળખી લેવો.”

પછી સાધુને વંદન કરીને અમે કુંજરાવર્ત અટવીમાં રહ્યાં દરરોજ રાજાની આજ્ઞાથી બબ્બે પુરુષો એ પ્રદેશમાં ફરતા રહેતા હતા. સાધુએ કહ્યું હતું તેવા તમને ત્યાં જોવામાં આવ્યા અને અહીં લાવવામાં આવ્યા. ચારણશ્રમણનો આદેશ મારા ભાઇ અંગારકના પણ સાંભળવામાં આવ્યો છે. આથી દ્વેષવાળો તે કદાચ તમારો બેધ્યાન અવસ્થામાં વધ કરે. પરન્તુ નાગરાજે અમો વિદ્યાધરો માટે નિયમ ઠરાવેલો છે કે, ‘સાધુની પાસે, જિનગૃહમાં કે પત્નીની પાસે રહેલાને અથવા સૂતેલાનો જે વધ કરે તે વિદ્યાભ્રષ્ટ થશે.’ આ કારણથી હું વિનંતી કરું છું કે–તમે મારી સાથે હશો ત્યાં સુધી તે તમને કંઈ કરી શકશે નહી.”

આ સાંભળીને શ્યામલીને મેં કહ્યું, “અંગારક મને કંઇ કરી શકશે નહીં; વાણીથી ભલે મને બાધા કરે. છતાં પણ તને રુચે છે તે હું કરીશ.” એ પ્રમાણે શ્યામલીની સાથે ઇન્દ્રની જેમ ઇચ્છિત વિષયસુખરૂપી નંદનવનમાં રહેતા એવા મારો સમય વીતતો હતો. શ્યામલીએ મને વિશેષ સંગીતકળા શીખવી; બંધવિમોચની ( જેનાથી બંધનમાંથી છૂટી શકાય ) તથા પત્રલઘુકિકા ( જેનાથી કોઇ વસ્તુને પાંદડા જેવી હળવી બનાવી શકાય ) એ બે વિદ્યાઓ પણ તેણે મને શીખવી. એ બન્ને વિદ્યાઓ મેં શરવનમાં સાધી. ચિન્તારહિત અવસ્થામાં હું મારી હિતકારિણી શ્યામલી સાથે ઊંઘતો હતો તે વખતે કોઇ મને હરી જવા લાગ્યું, એટલે હું જાગ્યો. મને હરી જતા એક પુરુષને મેં જોયો અને શ્યામલીના મુખના આકાર સાથે તેની સમાનતા ઉપરથી તે અંગારક હશે એવો તર્ક મેં કર્યો. પછી મેં વિચાર કર્યો, “જે શત્રુનો નાશ કરે તે ઉત્તમ છે, જે તેની સાથે નાશ પામે તે મધ્યમ છે, અને જેનો શત્રુવડે નાશ થાય તે અધમ છે. માટે હું મધ્યમ બનીશ, આની સાથે જ નાશ પામીશ, પણ તેનાથી ન્યૂન નહીં થાઉં.” આ પ્રમાણે વિચાર કરીને મેં તેના ઉપર પ્રહાર કરવાની ઇચ્છા કરી ત્યાં તો મારાં ગાત્રો થંભી ગયાં અને હું હાલીચાલી શક્યો નહીં. ઊભો રહીને અંગારક મને કહેવા લાગ્યો, “કુમાર ! કયો વિદ્યારહિત પુરુષ નાગને પકડવાની હિંમત કરી શકે ? મેં જ તમારાં ગાત્રો થંભાવેલાં છે.”

એ વખતે શ્યામલી આવીને અંગારકને કહેવા લાગી, “દેવ ! મારા પતિનો વધ કરવાનું આપને માટે યોગ્ય નથી, કારણ કે તે તમારા પૂજ્ય છે.” અંગારકે હુંકારથી તેનો તિરસ્કાર કર્યો, એટલે તે ફરીવાર બોલી, “મારા પતિને છોડી દો; જો નહીં છોડી દો તો તમારી સાથેનો સ્વજન સંબંધ હું ત્યજી દઉં છું.” એટલે ક્રુદ્ધ થયેલા અંગારકે મને ફેંકી દેતાં હું પરાળથી ભરેલા હવડ કૂવામાં પડ્યો. ત્યાં પડ્યાં પડ્યાં મેં યુદ્ધ કરતાં તે

ભાઈ–બેનને જોયાં. પછી અંગારકે પોતાની તલવારથી શ્યામલીના બે ટુકડા કર્યા. મેં વિચાર્યું કે, “પોતાની બ્હેનનો વધ કરનાર આ અંગારક અતિ નિર્દય છે.” પણ ત્યાં તો એકની બે શ્યામલીઓ થઈ ગઈ. શ્યામલીએ પણ ખડ્ગથી અંગારક ઉપર પ્રહાર કર્યો, એટલે તેના બે અંગારક થઈ ગયા. મેં વિચાર કર્યો કે, “આ તો એમની માયા છે; શ્યામલી નાશ પામી નથી” યુદ્ધ કરતાં કરતાં બન્ને જણાં અદૃશ્ય થયાં. હું પણ ઉપસર્ગો દૂર થાય તે માટે દ્રવ્યથી બેઠેલો છતાં ભાવથી ઊભો રહી કાયોત્સર્ગ કરીને રહ્યો. એટલે વિદ્યાદેવતા હસીને અદૃશ્ય થઈ. એવામાં જાળિયામાંથી આવતો દીવાનો પ્રકાશ જોઈને મેં ધાર્યું કે, “આ વાઘ હશે.” પણ ફરી પાછું મેં વિચાર્યું કે, “જો વાઘ હોત તો અહીં પડેલા મારા ઉપર જરૂર આક્રમણ કરત; માટે આ વાઘ નથી. ચોક્કસ, અહીંથી થોડેક દૂર કોઈ પ્રાસાદ હોવો જોઈએ, જેમાંથી આ દીવાનો પ્રકાશ આવતો હશે.”

પ્રભાત થતાં હું (કૂવામાંથી) બહાર નીકળ્યો.

---

## ( ૩ )

## ગન્ધર્વદત્તા લંભક

હું કૂવામાંથી બહાર નીકળ્યો. ત્યાં આધેડ વયના એક માણસને મેં જોયો. તેને મેં પૂછ્યું, “સૌમ્ય! આ કયો જનપદ છે? અને અહીં કયું નગર આવેલું છે?” તેણે કહ્યું, “ભદ્રમુખ! અનુક્રમે એક જનપદથી બીજા જનપદમાં જવાય છે. તમે શું આકાશમાંથી પડેલા છો કે આ કયો જનપદ અને કયું નગર એમ પૂછો છો?” મેં કહ્યું, “સાંભળો, હું ગૌતમગોત્રનો સ્કન્દિલ નામે મગધવાસી બ્રાહ્મણ છું. યક્ષિણીઓની સાથે મારે પ્રણય હતો. તેમાંની એક મને (આકાશમાર્ગે) ઇચ્છિત પ્રદેશમાં લઈ જતી હતી, ત્યાં બીજીએ ઇર્ષ્યાને કારણે તેની પાછળ પડીને તેને પકડી. તે બેની વચ્ચે કલહ થતાં હું નીચે પડી ગયો. આથી આ કયો જનપદ છે તે હું જાણતો નથી.” પેલો માણસ પણ મને અવલોકીને કહેવા લાગ્યો, “સંભવિત છે; યક્ષિણીઓ તમારી કામના કરે એમાં કંઈ આશ્ચર્ય નથી.” પછી તેણે મને કહ્યું, “આ અંગા જનપદ છે, અને ચંપાનગરી છે.” પછી ત્યાં મેં જિનમન્દિર જોયું, અને ત્યાં જેના પાદપીઠ ઉપર નામ કોતરેલું હતું એવી ભગવાન્ અરિહંત વાસુપૂજ્યની મૂર્તિ મેં જોઈ. એ મૂર્તિને બહુમાનપૂર્વક પ્રણામ કરી, જાણે પ્રત્યક્ષ તીર્થંકર હોય તેમ તેને વંદન કરી, હું મારી જાતને કૃતાર્થ માનવા લાગ્યો.

પછી હું મન્દિરમાંથી બહાર નીકળ્યો, તો જેમના હાથમાં વીણા છે એવા, કંઈક પરિવાર સહિત, તરુણોને મેં જોયા, તથા ઘણા લોકોથી પરિવરાયેલું, વેચવા માટેનું,

વીણાઓથી ભરેલું ગાડું જોયું. એક માણસને મેં પૂછ્યું, "શું આ દેશનો આવો આચાર છે ? કે બીજું કંઇ કારણ છે, જેથી બધા જ લોકો વીણાનું જ કામ કરતા દેખાય છે ?" તેણે ઉત્તર આપ્યો, "અહીં ચારુદત્ત શેઠની પુત્રી ગન્ધર્વદત્તા અત્યંત રૂપવતી અને ગાન્ધર્વવેદની પારગામી છે. એ શેઠ પણ કુબેરના જેવો છે. એ કન્યાના રૂપથી મોહિત થયેલા બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો સંગીતકળામાં અનુરક્ત થયેલા છે. એ કળા શીખીને જે માણસ તે કન્યાને જીતે તે પુણ્યભાગીની એ ભાર્યા થશે. દરેક માસે વિદ્વાનોની સમક્ષ આ બાબતનો નિર્ણય કરવામાં આવે છે. ગઇ કાલે જ એવો સમારંભ થઈ ગયો છે, એટલે હવે એક માસે થશે." મેં વિચાર્યું, "હજી તો ઘણા દિવસ ગુમાવવા પડશે, માટે તેને પૂછું કે–અહીં સંગીતકળાના પારગામી કોઇ ઉપાધ્યાયો છે કે કેમ ?" તેણે ઉત્તર આપ્યો, "છે, તેમાં પણ સુગ્રીવ અને જયગ્રીવ મુખ્ય છે."

એટલે મને વિચાર થયો, "એ લોકોના ઘરમાં હું નિર્વિઘ્ને દિવસ ગાળીશ." મારાં આભરણો ગુપ્ત ભૂમિભાગમાં છૂપાવીને હું નગરમાં પ્રવેશ્યો. મૂર્ખની જેમ પ્રલાપ કરતો હું ( સુગ્રીવ ) ઉપાધ્યાયને ઘેર પહોંચ્યો. ઉપાધ્યાયને મેં પ્રણામ કર્યાં, એટલે તેમણે 'સ્વાગત' એમ કહ્યું, અને પૂછ્યું, "કયાંથી આવે છે ? અને શા કારણથી અહીં આવ્યો છે ?" મેં કહ્યું, "મારું નામ સ્કન્દિલ છે, હું ગૌતમગોત્રનો છું, અને મારે સંગીત શિખવું છે." પણ ઉપાધ્યાયે મને જડ ધારીને મારી અવજ્ઞા કરી. એટલે મેં તેની બ્રાહ્મણીને ઉત્તમ રત્નથી જડેલું કડું આપ્યું. તે જોઇને તે કહેવા લાગી, "પુત્ર ! ધીરજ રાખ; ભોજન, વસ્ત્ર અને શયનની બાબતમાં તારી જે કંઇ ઇચ્છા હોય તે કહે, ચિન્તા ન કરીશ" મેં પણ મારી ઇચ્છા હતી તે કહ્યું. પછી બ્રાહ્મણીએ સુગ્રીવ ઉપાધ્યાયને કહ્યું, "સ્વામી ! સ્કન્દિલને ભણાવો, એ વિદ્યાવિહીન ન રહે." તેણે કહ્યું, "એ તો જડ છે, શું શીખવાનો હતો ?" બ્રાહ્મણી બોલી, "મારે કંઈ બુદ્ધિનું પ્રયોજન નથી; આ વસ્તુને માટે પ્રયત્ન કરો." એમ કહીને તેણે કડું બતાવ્યું. એટલે ઉપાધ્યાયે મને શીખવવાનું સ્વીકાર્યું. પછી તુંબુરુ અને નારદની પૂજા કરવામાં આવી. ઉપાધ્યાયે મને વીણા અને ચંદનનો ગજ આપ્યો અને કહ્યું, "તન્ત્રીઓને સ્પર્શ કર." એટલે મેં તન્ત્રીઓ ઉપર એવી રીતે પ્રહાર કર્યો કે તે તૂટી ગઇ. ઉપાધ્યાયે બ્રાહ્મણીને કહ્યું, "તારા પુત્ર સ્કન્દિલનું આ વિજ્ઞાન જો." બ્રાહ્મણી બોલી, "એ તન્ત્રીઓ તો જૂની અને દુર્બલ હતી; બીજી સ્થૂલ અને સ્થિર તન્ત્રીઓ બનાવો, એટલે તે સમય જતાં શીખશે" પછી ઉપાધ્યાયના શિષ્યોએ સ્થૂલ તન્ત્રીઓ તૈયાર કરી. મને ઉપાધ્યાયે કહ્યું, "ધીરે ધીરે તન્ત્રીઓને સ્પર્શ કર." પછી તેણે મને નીચે પ્રમાણે ગીત આપ્યું—

**अट्ठ णियंठा सुरट्ठं पविट्ठा, कविट्ठस्स हेट्ठा अह सन्निविट्ठा ।**
**पडियं कविट्ठं भिण्णं च सीसं, अव्वो ! अव्वो ! त्ति वाहरंति हसंति सीसा ॥**

( આઠ નિર્ગ્રન્થો સુરાષ્ટ્રમાં પ્રવેશ્યા, અને ત્યાં એક કોઠના ઝાડની નીચે બેઠા; કોઠ પડ્યું અને ( નિર્ગ્રન્થનું ) માથું ફૂટી ગયું; 'અંબો ! અંબો !' એમ બોલતા શિષ્યો હસવા લાગ્યા )

મેં તે શિષ્યોને પૂછ્યું, "પેલી ઇભ્યકન્યા આ ગીત જાણે છે કે નથી જાણતી ?" તેઓએ કહ્યું, "નથી જાણતી." મેં કહ્યું, "ત્યારે તો આ ગીત વડે જ હું તેનો પરાજય કરીશ." આવાં વચનોથી તે બધાને હું હસાવતો હતો અને અમારા દિવસો વીતતા હતા. એમ કરતાં અનુયોગ–પરીક્ષાનો સમય નજદીક આવ્યો. ઉપાધ્યાય પોતાના શિષ્યો સહિત જવા માંડ્યા. તેમણે મને કહ્યું, "તું બીજા કોઇ સમયે જજે" મેં કહ્યું, "જો એ કન્યા બીજા કોઇથી જીતાય તો પછી મારું શીખ્યું શા કામનું ? માટે હું તો જઈશ જ." પણ તેઓ મને જવા દેતા નહોતા. આથી મેં બીજું કડું લાવીને બ્રાહ્મણીને આપ્યું. સન્તુષ્ટ થયેલી બ્રાહ્મણીએ મને કહ્યું, "જો તેઓ તને અટકાવતા હોય તો તેમનું તારે શું કામ છે ? તું જા, અને એ કન્યાને જીત." પછી તેણે મને સફેદ અને મૂલ્યવાન વસ્ત્રયુગલ આપ્યું તથા અલંકાર અને પુષ્પ–તંબોલ વગેરે પણ આપ્યાં.

આ પ્રમાણે પહેરી–ઓઢીને હું ચારુદત્તની સભામાં ગયો. સભામાં ગોઠવવામાં આવેલાં આસનો ઉપર વિદ્વાનો બેઠા અને બીજા લોકો જમીન ઉપર બેઠા. શિષ્ય સહિત ઉપાધ્યાય મારી સામે શંકિત થઈને જોવા લાગ્યા કે, "આ મારી પાસે ન આવે તો સારું." હું સભામાં પ્રવેશ્યો. ત્યાં નગરના પ્રધાન મનુષ્યોની સાથે ચારુદત્ત બેઠો હતો. સભાની યોજના જોઇને મેં કહ્યું, "આવું સભાગૃહ તો વિદ્યાધરલોકમાં છે, અહીં નથી." એટલે તુષ્ટ થયેલા ચારુદત્તે મને આસન આપ્યું. હું બેઠો. વિસ્મયથી વિકસિત થયેલાં નયનોવાળા લોકો મને જોવા લાગ્યા. પછી ભીંત ઉપર ચીતરેલા બે હાથીઓ મેં જોયા. એ જોઈને મેં શ્રેષ્ઠીને પૂછ્યું, "આ હાથીને ચિત્રકારોએ અલ્પાયુ કેમ ચીતર્યો છે ?" તે બોલ્યો, "ભાઈ ! શું ચિત્રકામમાં પણ આયુષની પરીક્ષા હોય છે ખરી ?" મેં કહ્યું, "હા; તમને જો એ વાતમાં શંકા હોય તો પાણી મંગાવો અને બાળકોને બોલાવો." પછી પાણીનું વાસણ ભીંતને અડકાવીને મૂકવામાં આવ્યું. બાળકોએ રમતાં રમતાં પાણી લઇને હાથીને ભૂંસી નાખ્યો. સભામાં બેઠેલા પુરુષો બોલી ઉઠ્યા, "અહો ! આશ્ચર્ય છે !" ઉપાધ્યાય પણ વિસ્મિત થયો.

પછી ગન્ધર્વદત્તા આવી અને જવનિકાની પાછળ બેઠી. કોઇ પણ માણસ વીણાને સ્પર્શ કરવાની હિંમત કરતો નહોતો. ચારુદત્ત શ્રેષ્ઠી બોલ્યો, "જો કોઇ પણ ગાવાને માટે ઉઠતો ન હોય તો પછી મારી પુત્રી જાય છે." એટલે થોડીવાર રહીને વિદ્વાનોએ કહ્યું, "ભલે જાય." એ જ સમયે હું બોલ્યો, "શા માટે જાય ? તેના શિક્ષણની વિશેષતા તો અમે જોઇએ." પછી 'આ અતિ પ્રગલ્ભ, તેજસ્વી અને રૂપવાન પુરુષ કોઇ માનવ

નથી, પણ દેવ અથવા વિદ્યાધર છે ' એ પ્રમાણે વિચારતા પ્રેક્ષકોની દૃષ્ટિઓ મારા તરફ વળી. પછી શ્રેષ્ઠીની સૂચનાથી વીણા લાવવામાં આવી અને માણસોએ મને તે આપવા માંડી. પણ તે લેવાની મેં ના પાડી અને કહ્યું, " આ વીણાના તુંબડાનો ગર્ભ બરાબર સાફ કરેલો નથી, માટે તે સ્પર્શ કરવા લાયક નથી. " પછી મેં વીણાની તંત્રીઓ ભીંજાવી અને તે ઉપરના વાળ બતાવ્યા. તેઓ બીજી વીણા લાવ્યા, એટલે મેં કહ્યું, " આ તો દાવાનળથી બળેલા લાકડામાંથી બનાવેલી હોવાથી કઠોર સૂરવાળી છે. " એ વીણા બનાવનારને આ વાત પૂછવામાં આવતાં તેણે કહ્યું કે, " સત્ય છે. " પછી બીજી વીણા લાવવામાં આવી. પણ " પાણીમાં બૂડેલા લાકડામાંથી બનાવેલી હોઇ તેમાંથી ગંભીર સૂર નીકળે " એમ કહીને મેં તેનો નિષેધ કર્યો. આખી સભા વિસ્મય પામી. આ પછી જેના ઉપર ચંદનની ચર્ચા કરવામાં આવી હતી તથા સુગંધી પુષ્પોની માળાથી જેને અલંકૃત કરવામાં આવી હતી એવી સાત સ્વરની તન્ત્રીઓવાળી વીણા લાવવામાં આવી. તે જોઇને મેં કહ્યું, " આ વીણા ઉત્તમ છે, પણ મારે બેસવા માટેનું આ આસન અયોગ્ય છે. " એટલે ઉત્તમ આસન લાવવામાં આવ્યું. પછી શ્રેષ્ઠીએ મને કહ્યું, ' સ્વામી ! જો વિષ્ણુગીતક જાણતા હો તો ગાઓ. " મેં કહ્યું, " જાણું છું, " સભાજનો પૂછવા લાગ્યા, " વિષ્ણુગીતક શું છે ? " સાધુઓનાં ગુણકીર્તનમાં ગવાતું વિષ્ણુનું માહાત્મ્ય અને ગીત મેં પૂર્વે સાંભળ્યું હતું. એટલે હું કહેવા લાગ્યો, " સાંભળો—

## વિષ્ણુકુમારનું ચરિત અને વિષ્ણુગીતિકાની ઉત્પત્તિ

હસ્તિનાપુર નગરમાં પદ્મરથ રાજા હતો, તેની લક્ષ્મીમતી દેવી હતી. વિષ્ણુ અને મહાપદ્મ નામે તેના બે કુમારો હતા. શ્રીધર્મનાથ તીર્થંકરની પરંપરામાં સુવ્રત નામે અણગાર હતા; તેમની પાસે રાજાએ વિષ્ણુકુમારની સાથે દીક્ષા લીધી. મહાપદ્મ રાજા રાજ્ય કરવા લાગ્યો. પરમ સંવિગ્ન તથા જેણે પોતાનો બાહ્ય અને આંતરિક કર્મમળ દૂર કર્યો છે એવો પદ્મરથ રાજા નિર્વાણ પામ્યો. જેની ધર્મશ્રદ્ધા અવિચલિત રહેલી છે એવા વિષ્ણુકુમાર અણગારે પણ સાઠ હજાર વર્ષ સુધી પરમ દુષ્કર તપ કર્યું. આથી તેમને વિકુર્વિણી, સૂક્ષ્મ-બાદર-વિવિધરૂપકારિણી, અંતર્ધાની અને ગગનગામિની એ પ્રમાણે ચાર લબ્ધિઓ પ્રાપ્ત થઈ.

મહાપદ્મ રાજાનો નમુચિ પુરોહિત હતો. વાદ કરવાની ઇચ્છાવાળા એવા તેનો મહાજનોની વચ્ચે સાધુઓએ શાસ્ત્રચર્ચામાં પરાજય કર્યો હતો. આથી સાધુઓ પ્રત્યે દ્વેષ રાખતા તેણે રાજાને પ્રસન્ન કરીને વરદાન પ્રાપ્ત કરીને રાજપદ મેળવ્યું. વર્ષાઋતુમાં સાધુઓ ગજપુરમાં-હસ્તિનાપુરમાં રહ્યા. જેનો અભિષેક કરવામાં આવ્યો છે તથા પ્રજાવડે જે સંમાનિત છે એવો તે નમુચિ સાધુઓને બોલાવીને કહેવા લાગ્યો, " તમે મને માનતા નથી, કારણ કે તમે મારો જયવાદ બોલતા નથી. " સાધુઓએ કહ્યું, " શું અમારા વચનથીજ તમારો

જય અથવા પરાજય થઇ જવાનો હતો ? સ્વાધ્યાય અને ધ્યાનમાં રોકાયેલાં ચિત્તવાળા અમે તમારો અભિષેક થયો છે એ હકીકત જાણી નહોતી.” નમુચિ બોલ્યો, “વધારે શું ? મારા રાજ્યમાં તમારે રહેવું નહીં.” સાધુઓએ કહ્યું, “રાજન્! વર્ષાઋતુમાં વિહાર કરવો શાસ્ત્રવિરુદ્ધ છે; માટે અમે શરદ ઋતુમાં જઇશું.” નમુચિએ કહ્યું, “સાત રાત્રિથી વધારે જે અહીં રહેશે તેનો હું વધ કરીશ.” સાધુઓ બોલ્યા કે, “સંઘ ભેગો કરીને અમે તમને કહીશું.”

પછી એ એકત્રિત થયેલા સ્થવિરો બોલ્યા, “આર્યો! જેની જે રિદ્ધિ હોય તે કહો, કારણ કે સંઘનું મોટું કાર્ય આવી પડ્યું છે.” એક સાધુએ કહ્યું, “મારામાં આકાશ-ગમનની શક્તિ છે, માટે જે કરવા જેવું હોય તેની આજ્ઞા કરો.” સંઘસ્થવિરોએ તેને કહ્યું, “આર્ય! તમે જાઓ, અને અંગમંદર પર્વત ઉપરથી વિષ્ણુને કાલે જ અહીં લાવો.” તે સાધુ ‘ભલે’ એમ કહીને ક્ષણવારમાં ત્યાંથી ગયા. સંઘની આજ્ઞા તેમણે વિષ્ણુને જણાવી વિષ્ણુએ કહ્યું, “ભદન્ત! કાલે આપણે જઈશું.” પણ પછી ઊંઘતા તે સાધુને લઇને વિષ્ણુ ગજપુર પહોંચી ગયા. સાધુઓને દેશવટો આપવાનો નમુચિ પુરોહિતનો નિશ્ચય તેમને કહેવામાં આવ્યો. વિષ્ણુએ કહ્યું, “સંઘ નિશ્ચિન્ત થાઓ; આ ભાર હવે મારા ઉપર આવ્યો છે.”

પછી વિષ્ણુ નમુચિ પાસે ગયા. નમુચિએ ઊભા થઈને તેમનો સત્કાર કર્યો. વિષ્ણુએ કહ્યું, “સાધુઓ વર્ષાકાળમાં અહીં ભલે રહે.” એટલે નમુચિ બોલ્યો, “તમે સ્વામી હો તો મહાપદ્મ રાજાના છો; એમાં મારે શું ? માટે આ બાબતમાં હું તમને કંઈ ઉત્તર આપતો નથી. શ્રમણોને મારે દેશવટો દેવાનો છે એ નિશ્ચય છે.” વિષ્ણુએ કહ્યું, “આ સમયમાં પૃથ્વી પ્રાણીઓથી ભરેલી છે; યતિજનોને માટે આ સમયે વિહાર કરવાનું નિષિદ્ધ છે. તમારી અનુમતિથી જો તેઓ ઉદ્યાનગૃહોમાં વર્ષાકાળ ગાળીને, નગરમાં પ્રવેશ કર્યા વગરજ, પરદેશ જાય તો પણ તમે મારું વચન કર્યું એમ ગણાશે.” નમુચિ બોલ્યો, “જેઓ મારે માટે વધ્ય છે તેઓ મારાં ઉદ્યાનોમાં પણ કેવી રીતે રહી શકે ?” એટલે વિષ્ણુએ નમુચિને કહ્યું, “ભરત આદિ રાજાઓએ સાધુઓનું પાલન કરેલું છે, અને વિશેષ-તાથી પૂજન કરેલું છે. તમે પૂજા ન કરો તે ઠીક છે, પણ ઉલટું ‘સાધુઓ મારે માટે વધ્ય છે’ એવું બોલો છો તે કંઇ રાજાનું ચરિત્ર નથી. દસ્યુઓને પણ આ છાજતું નથી, માટે શાન્ત થાઓ, વર્ષાકાળ પૂરો થશે એટલે સાધુઓ બીજા રાજાનાં રાજ્યોમાં વિહાર કરશે.” આ સાંભળી નમુચિ કહેવા લાગ્યો, “તમે કહો છો કે ‘આ રાજાનું ચરિત્ર નથી, પૂર્વપુરુષો તો સાધુની પૂજા કરનારા હતા;’ પણ જે રાજપુત્ર હોય અને પિતા તથા પિતામહની પરંપરાથી આવેલી રાજ્યલક્ષ્મીને ભોગવતો હોય તેનો આ ધર્મ હશે. હું તો મારા વંશમાં પહેલો જ રાજા છું; મારે બીજાના ચરિત્રનું શું કામ છે ? મારે સાધુઓનું કંઈજ

કામ નથી. સાત રાત્રિઓ પછી જે સાધુને ફરતો જોઈશ તે જીવતો નહીં રહેવા પામે. તમે જાઓ, તમને હું કંઈ કહેતો નથી; બીજા સાધુઓનું જીવન તો આજથી જ ભયમાં છે."

આ સાંભળીને વિષ્ણુ અણગાર વિચાર કરવા લાગ્યા, "આ દુરાત્મા નમુચિ સાધુઓનો વધ કરવા ઇચ્છે છે; માટે સંઘને પડતા આ ત્રાસની ઉપેક્ષા કરવી મારે માટે યોગ્ય નથી." પછી તેમણે નમુચિને કહ્યું, "નમુચિ! જો તારો આ જ નિશ્ચય છે તો મારું એક વચન કર—એકાન્ત પ્રદેશમાં મને ત્રણ ડગલાં ભૂમિ આપ, એ પ્રદેશમાં રહીને સાધુઓ પ્રાણત્યાગ કરશે. આ વર્ષાકાળમાં વિહાર કરવો તેમને માટે યોગ્ય નથી. આટલા માપની ભૂમિ તું આપ, એટલે મારું વચન કર્યું ગણાશે તથા વધ કરવા માટેની તારી પ્રતિજ્ઞા પૂરી થશે." એટલે સન્તોષથી વિકસિત નયનવાળો નમુચિ કહેવા લાગ્યો, "જો આ સત્ય જ હોય તો—એટલી ભૂમિમાંથી સાધુઓ જીવતા બહાર નીકળવાના ન હોય તો તે હું આપું." ક્રુદ્ધ થયેલા વિષ્ણુએ પણ 'ભલે' એમ કહીને તે વસ્તુ સ્વીકારી.

પછી તેઓ નગરની બહાર નીકળ્યા. નમુચિ બોલ્યો, "મેં ભૂમિ આપી છે માટે માપી લો." વિષ્ણુએ પણ તે વસ્તુ કબૂલી. પછી રોષથી પ્રજ્વલિત થયેલા તથા ભૂમિ માપવા માટે જેમણે નવું શરીર વિકુર્વ્યું છે એવા વિષ્ણુ ખૂબ વૃદ્ધિ પામ્યા, અને તેમણે પોતાનો ચરણ ઊંચો કર્યો. ભયથી ત્રાસેલો નમુચિ પ્રણામ કરતો વિષ્ણુના પગે વળગી પડ્યો અને બોલ્યો, "ભગવન્! મારા અપરાધની ક્ષમા કરો. પછી વિષ્ણુ દ્વિપદ પડ્યા અને ક્ષણવારમાં જ તે દિવ્યરૂપધારી બની ગયા—જેના મણિનાં કિરણોથી દિશાઓ રંગાએલી હતી એવા મુકુટ વડે ગ્રીષ્મઋતુમાં મધ્યાહ્નકાળના દિવસની જેમ તે દુષ્પ્રેક્ષ્ય—સામે જોઈ ન શકાય તેવા હતા. મુખની બન્ને બાજુએ હાલતાં કુંડળવડે તેઓ સંપૂર્ણ મંડળવાળા ચંદ્ર જેવા દેખાતા હતા, ધવલ સર્પની ફેણ જેવી કાન્તિવાળા અને પહોળા વક્ષઃસ્થળ ઉપર વિલસતા એવા હાર વડે કરીને તેઓ શરદઋતુના ધવલ મેઘ વડે અલંકૃત શિખરવાળા મંદર પર્વત જેવા લાગતા હતા, કડાં અને કેયૂર વડે અલંકૃત બે હાથવાળા તે મેઘધનુષ વડે અંકિત ગગન જેવા જણાતા હતા, તથા મોતીનાં પ્રાલંબ (લટકતી માળાઓ) અને અવચૂલ (ઝૂલ) ધારણ કરેલા તે સૂર્યમંડળની માળા ધારણ કરનાર મધ્યલોક જેવા શોભતા હતા. આ પ્રમાણે વૃદ્ધિ પામતા વિષ્ણુને જોઈને ભય પામેલા (વ્યન્તરો? દેવો?)[1] વચમાં મોટી શિલાઓ, પર્વતનાં શિખરો, મોટાં વૃક્ષો અને હથિયારો નાખવા લાગ્યા. વિષ્ણુના હુંકારના વાયુથી ઊડાતી એ બધી વસ્તુઓ ચારે બાજુએ દૂર કાંઈ જતી હતી. અદૃષ્ટપૂર્વ વિશાળ કાયાવાળા વિષ્ણુને જોઈને ડરેલા, ત્રાસેલા, આમતેમ દોડતા, ચંચળ નયનોવાળા તથા જેમનાં આભૂષણો પડી ગયાં છે એવા, અપ્સરાઓ સહિત કિન્નરો, કિંપુરુષો, ભૂતો,

1. મૂળ વાક્યમાં કર્તા નથી, એટલે શિલાઓ વગેરે કોણ નાખે છે તે અસ્પષ્ટ રહે છે. અહીં કૌંસમાં અનુમાને કર્તા લખેલા છે. પ્રશ્નાર્થપૂર્વક મૂક્યા છે.

યક્ષો, રાક્ષસો, જ્યોતિષ્ક દેવો અને મહોરગો એકબીજા તરફ જોસભેર દોડી 'તમે કોણ છો ? ક્યાં જાઓ છો ? અને શું કરવા ઇચ્છો છો ?' એ પ્રમાણે ગાભરા ગાભરા અને ફાટ્યા અવાજે બૂમો પાડવા લાગ્યા; જેમનાં સર્વ ગાત્રો કંપી રહ્યાં છે એવા તથા વિસ્મિત મુખવાળા તે ગગનચારીઓ વડે, જંગમ મંદર પર્વતની જેમ, જોવાતા તે વિષ્ણુનું શરીર ક્ષણવારમાં તો લાખો યોજન ઊંચું થઇ ગયું. અત્યંત તેજસ્વિતાને કારણે તે વિષ્ણુને કેટલાકોએ સળગતા અગ્નિના સંઘાત જેવા જોયા; કેટલાકોએ તેમને શરદકાળના સપૂર્ણ બિંબયુક્ત ચંદ્રના જેવા મનોહર અને સૌમ્ય વદનચંદ્રવાળા જોયા. વૃદ્ધિ પામતા શરીરવાળા એ વિષ્ણુના અનુક્રમે વૃક્ષ:સ્થળમાં, નાભિપ્રદેશમાં, કટિભાગમાં અને ઢીંચણમાં જ્યોતિ:-ચક્રોનો માર્ગ આવી રહ્યો પછી ભૂમિ કંપી. વિષ્ણુએ મંદર પર્વત ઉપર પોતાનો જમણો પગ મૂક્યો. એ પગ પાછો ઊપાડતાં સમુદ્રનું જળ ક્ષોભ પામ્યું. પછી વિષ્ણુએ પોતાની બે હથેળીઓ અફાળી, તેના શબ્દથી મહર્દ્ધિક દેવોના અંગરક્ષકો ત્રાસી ઊઠ્યા.

એ સમયે જેનું આસન કંપી ઊઠયું છે તથા વિપુલ અવધિજ્ઞાનથી જેણે એનું કારણ જાણી લીધું છે એવા ઇન્દ્રે સર્વ દેવોની સમક્ષ પોતાની સંગીત અને નૃત્યની મંડળીના અધિપતિઓને કહ્યું, "અરે ! સાંભળો—નમુચિ પુરોહિતનાં અનાચારી કૃત્યોથી કોપેલા આ ભગવાન્ વિષ્ણુ અણગાર ત્રૈલોક્યને પણ ગળી જવાને સમર્થ છે; તો ગીત અને નૃત્યના ઉપહારથી તેમને નમ્રતાપૂર્વક શાન્ત કરો." આ પ્રમાણે સૌધર્મપતિએ આજ્ઞા કરતાં તિલોત્તમા, રંભા, મેનકા અને ઉર્વશીએ વિષ્ણુમુનિની દૃષ્ટિ સમક્ષ નૃત્ય કર્યું, વાજિંત્રો વાગ્યાં, 'હે ભગવન્ ! શાન્ત થાઓ !' એ પ્રમાણે મુનિના કાન પાસે કર્ણમધુર સ્તુતિ કરતા તથા જિનેશ્વરોનાં નામ અને તેમના ક્ષમાગુણોને વર્ણવતા તુંબરુ, નારદ, હાહા, હૂહૂ અને વિશ્વાવસુએ ગાન કર્યું. ભગવાન્ વિષ્ણુકુમારને પ્રસન્ન કરવા નિમિત્તે ઇન્દ્ર સહિત દેવોના સમૂહને આવેલો જાણીને દિવ્ય મતિથી પ્રેરિત તથા વૈતાઢ્યની શ્રેણિઓમાં નિવાસ કરનારા મહર્દ્ધિક વિદ્યાધરો ત્વરાપૂર્વક આવીને દેવોની સાથે ભળ્યા આગમને અનુસરતાં ગીતો ગાતા તથા કમલદલના સમૂહની કાન્તિને ધારણ કરનાર ભગવાન્ વિષ્ણુના ઊંચા થયેલા ચરણકમળમાં, રસમૂર્ચ્છિત ભ્રમરો જેમ કમળમાં લીન થાય તેમ, લીન થતા તે વિદ્યાધરો પણ એ જ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. સન્તુષ્ટ થએલા તુંબરુ અને નારદે તેમને કહ્યું, "અહો ! આશ્ચર્ય છે ! અહો ! તમે માત્ર મનુષ્ય હોવા છતાં દેવોની સાથેજ સ્તુતિગાન કર્યું છે અને તેમાં તમારી દક્ષતા બતાવી છે." પછી વળી વિદ્યાધરોને તેમણે કહ્યું, "તમારા ઉપર અમે કૃપા કરીશું, જેથી સંગીતકળામાં તમારી પરમ આસક્તિ થશે. વિષ્ણુગીતિકાનો જેમાં વિષય છે એવો, સપ્ત સ્વરની તંત્રીમાં આશ્રિત તથા મનુષ્ય લોકને દુર્લભ એવો ગાન્ધાર સ્વરનો સમૂહ તમે ધારણ કરો—

उवसम साहुवरिट्ठया ! न हु कोवो वण्णिओ जिणिंदेहिं ।
हुंति हु कोवणसीलया, पावंति बहूणि जाइयव्वाइं ॥

( હે સાધુઓમાં શ્રેષ્ઠ ! શાન્ત થાઓ. જિનેશ્વરોએ પણ કોપને ઉત્તમ કહ્યો નથી; જેઓ કોપશીલ થાય છે તેઓ ઘણું સંસારભ્રમણ પામે છે. )"

વિદ્યાધરોએ પ્રણામ કરીને તથા 'અમારા ઉપર પરમ અનુગ્રહ થયો' એમ કહીને તે ગીતિકા ગ્રહણ કરી.

આ બાજુ ભગવાન્ વિષ્ણુની આ પ્રકારની અપૂર્વ ચેષ્ટા તથા નમુચિ પુરોહિતના અવિનયનો પ્રસંગ સાંભળીને તથા વિષ્ણુનું દિવ્ય અને વૈક્રિય તથા ગગનતલને સ્પર્શ કરતું મહાન શરીર જોઇને ડરેલો તથા જેને કંઠે પ્રાણ આવ્યા છે એવો મહાપદ્મ રાજા નગર અને જનપદ સહિત સંઘને શરણે ગયો અને ભયથી ગદ્‌ગદ્ વાણીથી કહેવા લાગ્યો કે, "સંઘ એ મારું શરણ છે. હું અણુવ્રત પાળનાર શ્રમણોપાસક-શ્રાવક છું અને ભગવાન્ સુવ્રત અણગારનો શિષ્ય છું, માટે મારું રક્ષણ કરો." "કુપાત્રને રાજ્ય ઉપર સ્થાપન કર્યો, અને એની ખબર પણ અમને આપી નહીં, એ તારી ભૂલ થઈ" એમ કહીને પછી નિર્મળ સ્વભાવવાળા શ્રમણસંઘે રાજાને કહ્યું, "રાજન્ ! તને ક્ષમા કરી છે. અમારી વાત તો અહીં પૂરી થઇ છે; પરન્તુ વિષયપ્રમત્ત એવા તારી નિષ્કાળજીને કારણે એવી વિષમ સ્થિતિ પેદા થઇ છે, જેથી આખા ત્રૈલોક્યનું અસ્તિત્વ પણ શંકાગ્રસ્ત બન્યું છે. માટે વિષ્ણુકુમાર શ્રમણને શાન્ત કર." પછી સર્વે સંઘ-શ્રમણો હાથ જોડીને વિષ્ણુની પાસે ઊભા રહ્યા અને વિનંતી કરવા લાગ્યા, "હે વિષ્ણુ ! શાન્ત થાઓ; સઘે મહાપદ્મ રાજાને ક્ષમા કરી છે. તમારું રૂપ સંકેલી લો. ચરણ હલાવશો નહીં, કારણ કે તમારા તેજના પ્રભાવથી કંપતું મહીતલ રસાતલમાં પ્રવેશે છે. આ શ્રમણસંઘ તમારા ચરણની ખૂબ નજદીક ઊભેલો છે." પોતે લાખો યોજન ઊંચા હોવાને કારણે શ્રવણની મર્યાદાની બહાર રહેલા હોવાથી ભગવાન્ કુમારશ્રમણ વિષ્ણુ સાધુજનોનું આ વચન સાંભળતા નહોતા. પછી મોટા શ્રુતધરોએ કહ્યું, "બાર યોજનથી આગળ ખરેખર શબ્દ સંભળાતો નથી. ભગવાન્ વિષ્ણુની શ્રોત્રેન્દ્રિય ગગનના કોઇ ભાગમાં અત્યારે હશે, તેથી તેઓ સાંભળી શકતા નથી. એમનું આ વિકુર્વેલું રૂપ લાખો યોજન ઊંચું છે, પણ એટલે દૂર જવા છતાં પણ રૂપનો વિષય તો રહે છે-જોઇ શકાય છે; માટે ભગવાનનો પગ અફાળો, એટલે તેઓ અવશ્ય તે તરફ જોશે અને તેમની ઉપાસના કરતા શ્રમણસંઘને જોઈને તેઓ શાન્ત થશે." પછી સાધુઓએ એકી સાથે તેમનો પગ અફાળ્યો. સ્પર્શેન્દ્રિયની સંજ્ઞા જેમને પ્રાપ્ત થઈ છે એવા વિષ્ણુ મહર્ષિએ ધરતી તરફ જોયું. પોતાના અંતઃપુર અને પરિજન સહિત સંઘને શરણે આવેલા મહાપદ્મ રાજાને તેમણે જોયો તથા હાથ જોડીને 'શાન્ત થાઓ' એમ બોલતા સાધુઓને પણ જોયા. પછી વિષ્ણુએ વિચાર કર્યો, "સાધુઓ નવનીતની જેમ મૃદુ સ્વભાવવાળા અને ચંદનની જેમ શીતલ હૃદયવાળા હોય છે. પરિવાર સહિત મહાપદ્મ રાજાની પીડાનું નિવારણ કરતા તેઓએ નક્કી ક્ષમા

કરી છે. મારે માટે પણ સંઘની ઇચ્છાનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી.” દેવોનાં વચનોથી જેમનું હૃદય મૃદુ થયું હતું એવા વિષ્ણુ અણગાર ગુરુ એવા સંઘની ઇચ્છા અનુસાર પોતાનું રૂપ સંકેલી લઇ શરદઋતુના ચંદ્ર જેવા મનોહર દર્શનવાળા બની ભૂમિ ઉપર બેઠા. વિદ્યાધરો સહિત દેવ–દાનવના ગણોએ ભગવાન્ વિષ્ણુને પ્રણામ કર્યાં તથા કુસુમની વૃષ્ટિ કરી તેઓ પોતપોતાનાં સ્થાનોએ ગયા.

આ પ્રમાણે પોતાના સ્વાભાવિક રૂપમાં આવ્યા પછી, ખીજેલા ( વિષ્ણુએ ) મહાપદ્મ રાજાને કહ્યું, “ તું રાજ્યશ્રીને યોગ્ય નથી.” પછી મહાપદ્મના પુત્રને તેમણે કહ્યું, “ પિતાને કેદ કરીને ન્યાયપૂર્વક તું પ્રજાનું પાલન કર, અને ધર્મમાં આદરવાળો થા.” પ્રજાએ એ પુત્રનો રાજા તરીકે સ્વીકાર કર્યો અને ભગવાન્ વિષ્ણુએ તેના ઉપર કૃપા કરી. નમુચિનો વધ કરવા માંડ્યો; પણ સાધુસંઘે તેને બચાવી લીધો. પછી તેને દેશવટો દેવામાં આવ્યો. વિષ્ણુ અણગાર પણ એક લાખ વર્ષ સુધી તપ કરી, કર્મરજ દૂર કરી કેવલજ્ઞાન તથા કેવલદર્શનવાળા થયા અને નિર્વાણ પામ્યા.

દેવ અને ગાન્ધર્વોના મુખેથી નીકળેલું વિષ્ણુકુમાર સંબંધી જે ગીત વિદ્યાધરોએ ધારણ કરી લીધું હતું તે મુખ્ય રાજકુલોમાં પ્રચલિત છે. જ્યારે હું શ્યામલીની સાથે રહેતો હતો ત્યારે તેણે પૂર્વકાળે શીખેલું તથા સપ્ત સ્વરની તંત્રી ઉપર ગવાયેલું તે ગીત વીણાવાદનમાં કુશળ એવી તેની પાસેથી મેં ગ્રહણ કરી લીધું હતું. તે આ વિષ્ણુગીતક મેં તમને કહી બતાવ્યું છે.” ( આ પ્રમાણે સભાજનોને મેં કહ્યું. )

### ગન્ધર્વદત્તાનું પાણિગ્રહણ

પછી મેં અને ગન્ધર્વદત્તાએ વીણાને સ્પર્શ કરીને ગાન્ધાર ગ્રામની મૂર્ચ્છનાથી એક ચિત્તે ત્રણ સ્થાન અને ક્રિયાની શુદ્ધિપૂર્વક તથા તાલ, લય અને ગ્રહની સમતાપૂર્વક તે વિષ્ણુગીતિકા ગાઇ. ગીત પૂરું થતાં નાગરિકો બોલી ઊઠ્યા, “ અહો ! આ ગાન અને વાદન ખરેખર સમ અને સુકુમાર હતું.” પછી સન્તોષથી પ્રસન્ન મુખવાળા શ્રેષ્ઠીએ આ બાબતના નિર્ણય માટે નિયુક્ત થયેલા આચાર્યોને પૂછ્યું, “ આ ગાન અને વાદન કેવું હતું ? ” તેઓએ ઉત્તર આપ્યો, “ આજે તમારી પુત્રીએ જે ગાયું તેનું જ આ બ્રાહ્મણે વાદન કર્યું, અને બ્રાહ્મણે વાદન કર્યું તે જ તમારી પુત્રીએ ગાયું.” પછી અંદરની જવનિકા દૂર કરવામાં આવી. નાગરિકો બોલ્યા. “ હવે સ્પર્ધા ચાલી ગઇ છે, નગરનો ઉત્સવ પણ હવે બંધ પડ્યો છે, વીણાનો વ્યાપાર હવે બંધ થયો છે, કારણ કે ગન્ધર્વદત્તાને પતિ મળ્યો છે.” આ પછી નાગરિકોની પરમ સત્કારથી પૂજા કરીને શ્રેષ્ઠીએ તેમને રજા આપી.

પછી ચારુદત્ત શ્રેષ્ઠીએ મને કહ્યું, "તમે દિવ્ય પુરુષાર્થથી મારી પુત્રી ગન્ધર્વદત્તાને પ્રાપ્ત કરી છે, હવે નિર્વિઘ્ને તેનું પાણિગ્રહણ કરો. લોકશ્રુતિ એવી છે કે—બ્રાહ્મણને બ્રાહ્મણી, ક્ષત્રિયાણી, વૈશ્યા અને શુદ્રાણી એ પ્રમાણે ચાર ભાર્યાઓ થઇ શકે છે. આ ભાર્યા તમને અનુરૂપ છે, પણ કોઇ કારણથી તે તમારાથી પણ ઉત્તમ હોય, એમ હું ધારું છું." મને વિચાર થયો કે, "આ છોકરી તમારા કરતાં ઉત્તમ છે-એવું શ્રેષ્ઠીએ શા સારુ કહ્યું?" પછી શ્રેષ્ઠીના અંતઃપુરમાં મને લઇ જવામાં આવ્યો. ત્યાં દાસીઓ આવી. તેમણે રાજાને યોગ્ય એવી રીતે મારા સ્નાનાદિ સંસ્કારો કર્યા. પછી મને નવાં વસ્ત્ર આપવામાં આવ્યાં, તે મેં પહેર્યાં. પછી મારું વરકૌતુક-વરને યોગ્ય પીઠી વગેરે સંસ્કારો—કરવામાં આવ્યા. આ પછી વૃદ્ધજનો સહિત હું શ્રેષ્ઠીના સ્વજનો જ્યાં એકત્ર થયા હતા એવી ચોરીમાં આવ્યો. સ્ત્રીઓ મારી પ્રશંસા કરવા લાગી, "ગન્ધર્વદત્તાને વર મળતાં ઘણો વિલંબ થયો, પણ ખરેખર યોગ્ય વર મળ્યો છે. અથવા કહો કે જેની ઉપમા આપી ન શકાય એવા રૂપવાળો આ કામદેવ જ છે." પછી સરસ્વતી સમાન રૂપવાળી, બાલ સૂર્યના બિંબ જેવી પ્રભાવાળી, કુંડલ-યુગલની કાન્તિ વડે લેપાયેલાં નયનો વડે મોહક એવા વદનકમળવાળી, વિસ્તારવાળાં, નિરંતર હારવડે સુશોભિત અને તાલ-ફલનું અનુકરણ કરનારાં પુષ્ટ સ્તનોવાળી, સ્તનોના ભારથી વિલાસયુક્ત અને ત્રિવલિવડે શોભાયમાન સૂક્ષ્મ મધ્યભાગવાળી, કમલિનીપત્ર જેવા પહોળા અને માંસલ શ્રોણિભાગવાળી, પદ્મપત્ર જેવા સુકુમાર, સુસ્થિત અને પુષ્ટ ઉરુવાળી, કમલતંતુઓના કલાપ જેવી મૃદુ, અલંકારો વડે ઉજ્જવલ અને મનોહર હથેળીઓરૂપ પુષ્પોથી યુક્ત બાહુલતાઓવાળી, જેમાં શિરાઓ બહાર દેખાતી નથી એવી જંઘાવાળી, સુન્દર પદ્મ જેવા કોમળ અને પ્રશસ્ત ચરણ-વાળી તથા હંસના જેવી મદભર અને લલિત ગતિવાળી તે ગન્ધર્વદત્તાને મારી સમક્ષ લાવવામાં આવી. જાણે લજ્જાવડે અનુસરાતી હોય તેવી તેને, લક્ષ્મીને જેમ કુબેરની પાસે બેસાડવામાં આવે તેમ, કુલવૃદ્ધાઓએ મારી પાસે બેસાડી. પછી શ્રેષ્ઠીએ મને કહ્યું, "સ્વામી! તમારે કુલ-ગોત્રનું શું કામ છે? કાં તો તમે અગ્નિમાં હોમ કરો અથવા મારી પુત્રી કરે." મેં વિચાર કર્યો, "આ તો ઇભ્યપુત્રી છે, તો પછી શા કારણથી શ્રેષ્ઠી આમ બોલે છે?" પછી મેં વિસ્મય બતાવીને કહ્યું, "આ બાબતમાં તમારો જ નિર્ણય પ્રમાણભૂત છે." એટલે મારા અભિનય ઉપરથી સમજીને તે કહેવા લાગ્યો, "સ્વામી! મેં તમને આવી વિનંતિ કરી તેનું કારણ હું પછી કહીશ જે રત્ન આભરણનું સ્થાન પ્રાપ્ત ન કરે તેનો વિનાશ થાય છે." પછી વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરવામાં આવ્યો. શ્રેષ્ઠીએ મને ગન્ધર્વદત્તાનું પાણિગ્રહણ કરાવ્યું. પ્રિયા સહિત મને મંગલપૂર્વક ગર્ભગૃહમાં લઇ જવામાં આવ્યો. પ્રસન્ન મનવાળા મને સંભોગસુખનું ફળ આપનાર તે રાત્રિ વીતી ગઇ.

લગ્નના દિવસો પૂરા થતાં સુગ્રીવ અને યશગ્રીવ (જયગ્રીવ) ચારુદત્તની પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "ગૃહપતિ! શ્યામા અને વિજયા એ બે છોકરીઓ

ગન્ધર્વદત્તાની સખીઓ છે; ગન્ધર્વદત્તાની અનુમતિ હોય તો તે બન્ને જણીઓ તમારા જમાઈની સેવા કરે." પછી ચારુદત્તે આ વાત મને જણાવી, એટલે મેં પ્રિયાને પ્રમાણભૂત ઠરાવી—અર્થાત્ ગન્ધર્વદત્તાના નિર્ણય પ્રમાણે ચાલવાનું કહ્યું. ગન્ધર્વદત્તાની અનુમતિ મળતાં એ બન્ને જણીઓનો ઘણો સત્કાર કરવામાં આવ્યો. એ ત્રણે ભાર્યાઓ સાથે હું રમણ કરતો હતો, તો પણ વિશેષપણે ગન્ધર્વદત્તામાં મારી પ્રીતિ વધતી હતી. હું તો ગુણોમાં આસક્ત થતો હતો, જો કે ભોગની બાબતમાં તો કોઈની ન્યૂનતા નહોતી.

ઘણા દિવસ ગયા બાદ એક વાર જમીને આસનગૃહમાં હું મારા આસન ઉપર બેઠો હતો. ત્યાં શ્રેષ્ઠી ચારુદત્ત આવ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો, "સ્વામીનો જય થાઓ! પ્રિયાઓની સાથે તમે હજારો વર્ષ સુધી પ્રજાનું પાલન કરો!" વડિલ હોવાથી મેં તેની પૂજા કરી અને આસન આપ્યું એટલે તે બેઠો. પછી તે કહેવા લાગ્યો, "સ્વામી! મેં તમને પહેલાં કહ્યું હતું કે 'આ છોકરી તમારા સરખી અથવા કદાચ તમારાથી વિશિષ્ટ પણ હોય; તેનું કારણ આપને કહીશ; આજ્ઞા કરો." મેં કહ્યું, "પ્રસ્તાવ સહિત કહો." એટલે શ્રેષ્ઠી લાગ્યો, "સાંભળો, સ્વામી!—

## ચારુદત્તની આત્મકથા

આ નગરમાં ઘણા કાળની જૂની કુલપરંપરાવાળો, માતા તેમજ પિતાના વંશમાં વિશુદ્ધ એવા કુળમાં જન્મેલો, શ્રમણોપાસક, જેણે જીવ અને અજીવ પદાર્થોનું સ્વરૂપ જાણ્યું છે એવો અને દયાવાન્ ભાનુ નામે શ્રેષ્ઠી હતો. તેને અનુરૂપ કુલમાં જન્મેલી ભદ્રા પત્ની હતી. એ ભદ્રા ઉચ્ચપ્રસવા હોવાથી (રજસૂની નાડી ઊંચી થઈ ગએલી હોવાથી) તેને પુત્ર થતો નહોતો. આથી પુત્રની ઇચ્છાવાળી તે દેવતાઓને નમસ્કાર કરતી તથા તપસ્વી જનોની પૂજા કરતી વિહરતી હતી.

એક વાર પોતાની પત્ની સહિત જેણે પૌષધ કર્યો હતો એવો તે શ્રેષ્ઠી જિનપૂજા કરીને, દીવા સળગાવવામાં આવ્યા હતા તે સમયે, દર્ભના સંથારામાં સ્તુતિમંગલમાં પરાયણ થઈને બેઠો હતો. એ વખતે ભગવાન્ ચારુ નામે ગગનચારી અણગાર ત્યાં આવ્યા. જિનેશ્વરની સ્તુતિ કરીને તથા કાયોત્સર્ગ કરીને મુનિ ત્યાં બેઠા. શેઠે તેમને ઓળખ્યા. પછી સંભ્રમપૂર્વક ઊઠીને 'આ તો ચારુ મુનિ' એમ બોલતા શ્રેષ્ઠીએ તેમને આદરથી વંદન કર્યું. મુનિએ મધુર વચનથી તેને કહ્યું, "શ્રાવક! તું નીરોગી છે? તારાં તપ અને વ્રતમાં નિર્વિઘ્ન છે?" શ્રેષ્ઠીએ કહ્યું, "ભગવન્! તમારાં ચરણની કૃપાથી." આ પછી ચારુ મુનિ તીર્થંકર નમિનાથના ચરિત સંબંધી કથા કહેવા લાગ્યા.

કથાન્તરમાં શ્રેષ્ઠીની પત્નીએ હાથ જોડીને ચારુ મુનિને કહ્યું, "ભગવન્! અમારી પાસે વિપુલ ધન છે. લોકદૃષ્ટિએ એ ધનનો ભોક્તા તથા અમારી કુલપરંપરાને ચાલુ રાખનાર

પુત્ર અમને થશે ? આપ અમોઘદર્શી છો, માટે આનો ખુલાસો આપો." ભગવાન્ ચારુ મુનિએ કહ્યું, "ભદ્રે ! તને અલ્પકાળમાં પુત્ર થશે." પછી તે શ્રેષ્ઠીને "શ્રાવક ! શીલવ્રતોના પાલનમાં અપ્રમાદી થજે" એમ કહીને મુનિ અદૃશ્ય થયા.

આ પછી કેટલેક કાળે શ્રેષ્ઠીની પત્નીને ગર્ભ રહ્યો. વૈદ્યોએ સૂચવેલી ભોજનવિધિથી ગર્ભને ઊછેરવામાં આવ્યો. જેના દોહદ પૂરા કરવામાં આવ્યા છે એવી તે સ્ત્રીએ પ્રસવ-કાળે પુત્રને જન્મ આપ્યો. જાતકર્મ કર્યા પછી નામકરણ-સંસ્કારના દિવસે તેનું ચારુદત્ત એવું નામ પાડવામાં આવ્યું, કારણ કે ગુરુ ચારુમુનિએ એ પુત્રજન્મનું ભવિષ્ય ભાખ્યું હતું. ધાત્રી વડે રક્ષાએલો તથા પરિજનો વડે લાલનપાલન કરાતો તે છોકરો મંદર પર્વતની કંદરામાં ઊગેલા સંતાનક નામના કલ્પવૃક્ષની જેમ નિર્વિઘ્ને મોટો થયો. શરીરના પાંચ ભૂતોની જેમ અથવા નિરંતર શોભાયમાન રૂપાદિ પાંચ ગુણોની જેમ સર્વદા સાથે ને સાથે રહેતા એ ભાનુ શ્રેષ્ઠીના પાંચ મિત્રો હતા. એ પાંચેના મારી સાથે જ ઊછરેલા અને મારામાં સ્નેહવાળા પુત્રો હતા. તેમનાં નામ હરિસિંહ, ગોમુખ, વરાહ, તમન્તક અને મરુભૂતિ એવાં હતાં. એમની સાથે ક્રીડા કરતો ચારુદત્ત આનંદ પામતો હતો. એ ચારુદત્ત તે હું જ છું એમ તમે જાણો. હે સ્વામી ! પછી મને કલાચાર્ય પાસે લઈ જવામાં આવ્યો અને મેં કલાઓ ગ્રહણ કરી. વિદ્યા ભણ્યા બાદ પિતાએ મને શ્રાવકધર્મ ગ્રહણ કરાવ્યો, અને મિત્રો સહિત હું રહેવા લાગ્યો.

એક વાર કૌમુદી-ચાતુર્માસિકાના ઉત્સવ નિમિત્તે જિનેશ્વરને પુષ્પો ચઢાવવા માટે મિત્રો સહિત હું નીકળ્યો અને અંગમન્દિર ઉદ્યાન તરફ ગયો. ત્યાં ચૈત્યનો ઉત્સવ થતો હતો. મારી આજ્ઞા ઊઠાવનાર દાસ અને પુષ્પો વીણનાર છોકરાની સાથે પગે ચાલતો હું રમણીય ઉપવનો અને ઝરણાંઓ તથા મેઘની ઘટા જેવી શ્યામ અને પક્ષીઓના ગણના મધુર કિલકિલાટથી યુક્ત વનરાજિ જોતો હતો. આ બધું જોવાની લાલચથી વૃક્ષો, ગુચ્છો અને લતાઓમાં દૂર સુધી ગયેલા અમે પ્રસન્ન વહેતાં પાણીવાળી અને બારીક અને ધવલ રેતીવાળી રજતવાલુકા નામની નદીના કિનારે પહોંચ્યા. જોઇતાં પુષ્પો અમે ચૂંટ્યાં. પછી દાસોને મોકલ્યા કે, "જાઓ, અંગમન્દિર ઉદ્યાનમાં જિનાયતનની પાસે અમારી રાહ જુઓ." એટલે તેઓ ગયા.

પછી મિત્રોની સાથે હું નદીકિનારે ઊભો રહ્યો. મરુભૂતિ નદીમાં ઊતર્યો અને કહેવા લાગ્યો, "ઊતરો, શા માટે વિલંબ કરો છો ?" ગોમુખે તેને કહ્યું, "તું કારણ જાણતો નથી." એટલે તે બોલ્યો, "શું કારણ છે ?" ગોમુખ બોલ્યો, "વૈદ્યો કહે છે કે-રસ્તો કાપીને આવ્યા પછી એકદમ પાણીમાં ન ઊતરવું જોઈએ. પગના તળિયે રહેલી બે શિરાઓ ઊંચે જાય છે, અને કંઠ પાસે આવીને તે જુદી પડે છે. તે પૈકી બે નેત્ર તરફ જાય છે. એ શિરાઓનું રક્ષણ કરવા માટે ઉષ્ણ અને તપેલા શરીરવાળા મનુષ્યે પાણીમાં ઊતરવું

નહીં. જો કદાચ એ રીતે ઊતરવામાં આવે તો, એ વસ્તુ પ્રકૃતિ વિરુદ્ધ હોવાને કારણે, માણસને ખૂંધાપણું, બહેરાપણું અથવા અંધાપો પ્રાપ્ત થાય છે. આ કારણને લીધે, વિશ્રામ લીધા પછી જ પાણીમાં ઊતરવું." આ સાંભળીને મરુભૂતિ કહેવા લાગ્યો, "ગોમુખ તો મોટા ઘરનો માણસ છે, માટે તમે બધા ઊતરો અને પગ ધૂઓ." પછી અમે પગ પખાળીને ક્રીડા કરવા લાગ્યા, અને એક સ્થળે ધરામાં ઊગેલાં કમળ લઈને કમળપત્રો ઉપર અમારી ઇચ્છાનુસાર પત્રચ્છેદ્ય કરીને આનંદ કરવા લાગ્યા. એમ કરતાં નદીના બીજા પ્રવાહ આગળ અમે પહોંચ્યા. ત્યાંથી ગોમુખે ખોબાના જેવી આકૃતિવાળું આભ્યંતર પદ્મપત્ર લીધું અને તે પાણીમાં તરતું મૂક્યું, એની અંદર યોગ્ય પ્રમાણમાં રેત મૂકી, એટલે તે નાવની જેમ ઉતાવળે ચાલવા લાગ્યું. મરુભૂતિએ પણ પદ્મપત્ર લીધું અને તેમાં પુષ્કળ રેતી નાખી. આથી કમળપત્રની તે નાવ ભારને કારણે ડૂબી ગઈ અને બધા મિત્રો મરુભૂતિની મશ્કરી કરવા લાગ્યા. એટલે કારણ સમજીને તેણે બીજું કમળ-પત્ર લઈને મૂક્યું, પણ પ્રવાહની શિઘ્રતાથી–નાવ ઉતાવળે ચાલવાથી ગોમુખ જીત્યો જોરથી ચાલતી એ પદ્મપત્રની નાવડીને મરુભૂતિ પહોંચી શક્યો નહીં, પણ દૂર સુધી જઈને પછી તે હર્ષપૂર્વક પોતાના મિત્રોને બોલાવવા લાગ્યો, "આવો, આવો, જલદી આવો! આશ્ચર્ય જુઓ." એટલે મેં તેને કહ્યું, "સુન્દર! કહે કેવું આશ્ચર્ય છે?" તે બોલ્યો, "ચારુસ્વામી! આવું તો મેં કદિ પણ જોયું નથી; જો તમારી પણ જોવાની ઇચ્છા હોય તો અહીં આવીને જુઓ." આ સાંભળી ગોમુખ મને કહેવા લાગ્યો, "ચારુસ્વામી! એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. નક્કી એ મરુભૂતિએ પત્થરમાંથી નીકળેલું વૃક્ષનું મૂળ જોયું હશે; એ જોઈને એનું થયું હશે કે, 'આવા કોમળ મૂળવડે આ પત્થર કેવી રીતે ભેદાયો?' અથવા બચ્ચાંને ચારો આપતી હંસલી તેણે જોઈ હશે, અને તેનાં બચ્ચાંની મોટી સંખ્યા જોઈને તે વિસ્મય પામ્યો હશે. અથવા તમરાંનો અવાજ સાંભળીને 'આટલાં નાનાં તમરાં આટલો મોટો શબ્દ કેવી રીતે કરે છે?' એમ તેણે આશ્ચર્ય માન્યું હશે." પછી મેં મરુભૂતિને પૂછ્યું, "આ સિવાય બીજું કંઈ છે?" તેણે ઉત્તર આપ્યો, "આ તો આશ્ચર્યોનું પણ આશ્ચર્ય છે; એમાં તમારે વિચાર કરવાનું શું છે? જુઓ." મરુભૂતિ પ્રત્યેના માનની ખાતર અમે તે પ્રદેશમાં ગયા. ત્યાં અમને મરુભૂતિએ પ્રવાહના પાણીથી ભરેલું, અત્યંત સૂક્ષ્મ રેતીના પુલિનમાં પડેલું હોવાને કારણે જાણે કે પહેરેલાં વસ્ત્રમાંથી પડેલું હોય તેવું, અળતાને કારણે કંઈક પીત વર્ણવાળું કોઈ યુવતિનું પગલું બતાવ્યું.[1] ગોમુખ બોલ્યો, "આવા પુલિન–ભાગમાં શું આશ્ચર્ય છે? આવાં પાણીથી

[1] મૂળમા जावयरसपंडुर जुवतिपओहरं એવા શબ્દ છે, તેનો અર્થ 'અળતાને કારણે પીત વર્ણવાળા યુવ-તિના સ્તન (ની મુદ્રા)' એવો થાય. પરન્તુ અળતો કદિ પણ સ્તન ઉપર લગાડાતો નથી તેમજ આગળના સન્દર્ભમા ક્યાય સ્તનની મુદ્રાની વાત આવતી નથી. આથી મે पओहर ને બદલે पओहारं ( पअ+ओहार=ભાગ ) પાઠ કલ્પીને 'પગલું' એવો અર્થ કર્યો છે આગળ (પૃ. ૧૭૬) 'આ કારણથી સ્ત્રીનુ એક પગલું અને વિદ્યાધરના બે પગલા દેખાય છે' એમ ગોમુખ કહે છે, તે આ સ્થાનને અનુલક્ષીને જ જણાય છે.

ભરેલાં સ્થળો તો ઘણાં હોય છે.” મરુભૂતિ બોલ્યો, “અહીં જે આશ્ચર્ય છે તે જુઓ.” એમ કહીને તેણે બીજાં બે પગલાં બનાવ્યાં. એટલે ગોમુખે તેને કહ્યું, “જો આવી વસ્તુઓ આશ્ચર્યરૂપ હોય તો આપણાં પગલાંઓ તો સેંકડો આશ્ચર્યરૂપ ગણાવાં જોઇએ.” મરુભૂતિ બોલ્યો, “આપણાં પગલાં તો અનુક્રમે પડેલાં હોય છે, ત્યારે આ તો વ્યુચ્છિન્ન માર્ગવાળાં છે—અર્થાત્ આ કયાંથી આવ્યાં અને કયાં ગયાં તે કંઇ સમજાતું નથી, માટે આપણે તે ધ્યાનપૂર્વક જોવાં જોઇએ.” આ સાંભળીને હરિસિંહ બોલ્યો, “એમાં શો વિચાર કરવાનો છે? કોઈ એક પુરુષ આ કિનારે ઊગેલા વૃક્ષ ઉપર ચઢીને એક ડાળીથી બીજી ડાળી ઉપર જતો હશે, પણ કોઈ લતા-ડાળ અત્યંત પાતળી હોવાને કારણે પુલિન ઉપર ઉતર્યો હશે, અને ફરી પાછો વૃક્ષ ઉપર ચઢી ગયો હશે.” એટલે ગોમુખે વિચાર કરીને કહ્યું, “એ બંધ બેસતું નથી. જો તે વૃક્ષ ઉપરથી ઊતર્યો હોત તો હાથ-પગના આઘાતને લીધે પડેલાં લીલાં, સૂકાં અને પાકાં પત્ર, પુષ્પ અને ફળ આ પુલિન ઉપર તેમજ પાણીમાં વેરાયેલાં હોત.” પછી હરિસિંહે કહ્યું, “તો આ પગલાં કોનાં હશે?” ગોમુખ બોલ્યો, “કોઇ આકાશગામીનાં પગલાં છે.” એટલે હરિસિંહે પૂછ્યું, “તો શું દેવનાં છે? રાક્ષસનાં છે? ચારણશ્રમણનાં છે? કે ઋદ્ધિમાન્ ઋષિનાં છે?” ગોમુખે ઉત્તર આપ્યો, “દેવો તો જમીનથી ચાર આગળ ઊંચે જ ચાલે છે; રાક્ષસો મોટા શરીરવાળા હોય છે, એટલે તેમનાં પગલાં પણ મોટાં હોય છે; ઋષિઓ તપને કારણે સોસાયેલા શરીરવાળા હોય છે, એટલે કૃશતાને લીધે તેમનાં પગલાં મધ્ય ભાગમાં ઉન્નત હોય છે; અને જલચર પ્રાણીઓને ત્રાસ ન થાય એટલા માટે ચારણશ્રમણો જલ-તીરે ફરતા નથી.” હરિસિંહ બોલ્યો, “જો એ પૈકી કોઇનાયે આ પગલાં ન હોય, તો કોનાં હશે?” ગોમુખે કહ્યું, “વિદ્યાધરનાં.” હરિસિંહે કહ્યું, “કદાચ વિદ્યાધરીનાં પણ હોય.” ગોમુખ બોલ્યો, “પુરુષો બળવાન્ હોઇને ઉત્સાહપૂર્વક ચાલે છે. વિશાળ વક્ષઃસ્થળને કારણે તેમનાં પગલાં આગળથી દબાયેલાં હોય છે; પણ સ્ત્રીઓના પુષ્ટ નિતંબને કારણે તેમનાં પગલાં પાછળથી દબાયેલાં હોય છે. આ કારણથી આ પગલાં વિદ્યાધરીનાં નથી.” ફરી પાછો ગોમુખ બોલ્યો, “ચારુસ્વામી! એ વિદ્યાધરની પાસે ભાર છે.” હરિસિંહે પૂછ્યું, “શું તે પર્વતનો ભાર છે? કે સદ્યયૌવનવૃક્ષનો[1] ભાર છે? અથવા પૂર્વે જેણે પોતાનો અપરાધ કર્યો હોય એવા અને લાગ તાકીને પકડેલા શત્રુનો એ ભાર હશે?” ગોમુખે ઉત્તર આપ્યો, “જો પર્વતનું શિખર હોત તો તેના ભારને કારણે પગલાં ખૂબ દબાયેલાં હોત; જો વૃક્ષ હોત તો તેની જમીનને અડતી શાખાઓની મુદ્રા ઘણા મોટા ઘેરાવામાં

---

૧. મૂળમાં सज्जजुव्वणो पादवो એ શબ્દ છે. સાલવૃક્ષને सज्ज ( सं. सर्ज ) કહેવામા આવે છે, પણ અહીં તો सज्जजुव्वण આખું એકજ વૃક્ષનું નામ જણાય છે; માટે તેનો ‘સદ્યયૌવન’ એવો અનુવાદ કર્યો છે. તો એ કયું વૃક્ષ? એ શું વિદ્યાધરલોકનું કોઇ ચમત્કારી વૃક્ષ હશે? એનાં ફળથી ગયેલું યૌવન જલદી પાછું આવતું હશે?

દેખાતી હોત; અને શત્રુને તો આવા રમ્ય પ્રદેશમાં કોઇ લાવે જ નહીં." એટલે હરિસિંહે પૂછયું, "જો આમાંનું એક પણ કારણ ન હોય તો પછી એ ભાર છે શેનો?" ગોમુખે કહ્યું, "સ્ત્રીનો." હરિસિંહે કહ્યું, "સ્ત્રીનો ભાર હોય એ સંભવિત નથી, કારણ કે વિદ્યાધરીઓ પણ આકાશગામિની હોય છે." એટલે ગોમુખ બોલ્યો, "એ વિદ્યાધરની પ્રિયા માનવ સ્ત્રી છે; તેની સાથે તે રમણીય સ્થાનોમાં ફરે છે." હરિસિંહે કહ્યું, "જો તે એ વિદ્યાધરની પ્રિયા હોય તો તેને એ વિદ્યાઓ શા માટે આપતો નથી?" ગોમુખે ઉત્તર આપ્યો, "એ વિદ્યાધર મત્સરવાળો અને સર્વ પ્રત્યે શંકા રાખનારો છે; આથી 'વિદ્યાઓ મેળવીને રખેને સ્વચ્છંદચારી થાય' એમ વિચારીને તે પોતાની પ્રિયાને વિદ્યાઓ આપતો નથી." પછી હરિસિંહે પૂછયું, "તેની સાથે વિદ્યાને ધારણ નહીં કરનારી સ્ત્રી છે, એમ તેં શી રીતે જાણ્યું?" ગોમુખે ઉત્તર આપ્યો, "સ્ત્રીઓના શરીરનો નીચેનો ભાગ પુષ્ટ હોય છે, અને તેમને ડાબે હાથે પ્રણયચેષ્ટા કરવાની ટેવ હોય છે; એ કારણથી આ તેનો ડાબો પગ કંઇક ઊંચો થયેલો છે." હરિસિંહે કહ્યું, "જો તેની સાથે સ્ત્રી હોય તો પછી આ પ્રદેશમાં ઊતર્યા પછી તેની સાથે ભોગ ભોગવ્યા સિવાય તે કેમ ચાલ્યો ગયો?" ગોમુખ બોલ્યો, "વૃક્ષરાજિના અંધકારને લીધે (દૂરથી) હરિતમણિની વેદિકાથી વીંટળાયેલો હોય તેવો આ પ્રદેશ તેમણે ધાર્યો હશે, પણ પાસે આવતાં પ્રકાશવડે રમણીય અને પાણીથી વીંટળાયેલા પુલિનને જોતાં આ સ્થળને તેમણે રતિને માટે અયોગ્ય ધાર્યું હોવું જોઇએ. પગલાં તાજાં જ હોવાથી અવશ્ય તેઓ આટલામાં જ હશે. આ રમણીય પ્રદેશ ત્યજીને એકદમ જઇ શકાય એવું નથી, માટે આપણે તેમની પદપંક્તિની શોધ કરીએ."

આ રીતે તપાસ કરતાં બીજા સ્થળે ચાર પગલાં જોવામાં આવ્યાં. તે ગોમુખને બતાવવામાં આવ્યાં, એટલે તેણે નિર્ણય આપ્યો કે, "ઘુઘરીઓના અગ્રભાગ વડે અંકિત તથા પાની ઉપરનાં નૂપુરની જેમાં કંઇક મુદ્રા પડેલી છે એવાં આ સ્ત્રીનાં પગલાં છે. આ બીજાં બે જુદાં છે, અને તે પુરુષનાં છે." પછી ગોમુખના વચનથી વિસ્મય પામેલા તથા એ યુગલની પદપંક્તિને અનુસરતા અમે આગળ ચાલ્યા. પછી અમે ખિલેલાં પુષ્પોવાળું, ભ્રમરોથી ઢંકાયેલું અને શરદકાળની શોભાવાળું સપ્તપર્ણનું વૃક્ષ જોયું. અંજન (કાળા ભમરા) અને ગેરુ (પુષ્પ)થી રંગાયેલો જાણે રૂપાનો પર્વત હોય એવું તે દેખાતું હતું. આ જોઇને ગોમુખે કહ્યું, "ચારુસ્વામી! આ સપ્તપર્ણની પાસે આવ્યા પછી તે સ્ત્રીએ આ શાખા ઉપર ફૂલનો ગોટો જોયો; અને પોતે નહીં પહોંચી શકતી હોવાથી તે માટે પ્રિયને પ્રાર્થના કરી." હું બોલ્યો, "એમ કેવી રીતે?" ગોમુખે કહ્યું, "ફૂલનો ગોટો લેવા ઇચ્છતી તે સ્ત્રીનાં આ પાની વગરનાં પગલાં દેખાય છે. વિદ્યાધર તો ઊંચો છે, એટલે તેણે વિના પ્રયત્ને એ ગોટો તોડ્યો છે, કેમ કે જરાયે ભેદાયેલી રેખાઓ વગરનાં તેનાં પગલાં આ રેતીમાં દેખાય છે. પણ એ ફૂલનો ગોટો તે

સ્ત્રીને હજી તેના પતિએ આપ્યો નથી. વળી તેમને અહીંથી ગયાંને પણ લાંબો સમય વીત્યો નથી, કારણ કે ફૂલ ચૂંટાયાંને લીધે હજી પણ ફૂલનાં દીંટાંમાંથી દૂધ ઝરી રહ્યું છે." એટલે હરિસિંહે ગોમુખને કહ્યું, "ગોમુખ! ફૂલનો સ્તબક તોડ્યાંને ઝાઝી વાર થઈ નથી, એ તમારું કથન તો યોગ્ય છે, પણ વિદ્યાધરે એ સ્તબક સ્ત્રીને આપ્યો નહીં, એ વાત બંધ બેસતી નથી. પ્રિયાએ પ્રાર્થના કર્યા છતાં તે કેમ ન આપે?" ગોમુખે ઉત્તર આપ્યો, "કામવાસના પ્રણયલોલ હોય છે. આ સ્ત્રીએ આ પહેલાં પોતાના પ્રિયતમ પાસે કોઈ વસ્તુની પ્રાર્થના નહીં કરી હોય એમ જણાય છે; આથી પ્રથમવાર તે ફૂલના ગોટાની યાચના કરવાને લીધે અતિ ચંચળ એવી સ્ત્રીને જોતો તે આનંદ પામ્યો. 'હે પ્રિયતમ! મને તે આપ' એમ બોલતી તે સ્ત્રી પણ તેની ચારે બાજુએ ફરવા લાગી. તે સ્ત્રીનાં પગલાંથી વીંટાયેલાં એ વિદ્યાધરનાં પગલાં અહીં દેખાય છે. ચારુસ્વામી! વિદ્યાધરની તે અવિદ્યાધરી—માનવી—પ્રિયતમા આથી કોપ પામીને રીસાઈ ગઈ છે." હરિસિંહે પૂછ્યું, "એ વસ્તુ તેં કેવી રીતે જાણી?" ગોમુખે ઉત્તર આપ્યો, "એ સ્ત્રીએ ક્રોધપૂર્વક પછાડેલાં અને તેથી અસ્તવ્યસ્ત પડેલાં પગલાં અહીં દેખાય છે; આ પગલાં તેની પાછળ દોડતા વિદ્યાધરનાં છે; પછી એ સ્ત્રીનો માર્ગ રોકતા વિદ્યાધરની, વેગપૂર્વક મૂકાયેલા પગવાળી, પદપંક્તિ આ દેખાય. પાછા હઠેલા અને વાટ જોવાથી પીડાયેલા વિદ્યાધરે તેનો પંથ રોક્યો; એટલે તે હાસ્યને રોકીને આ તરફ ગઈ, અને જઈને પાછી આવી.[1] બીજું, હે ચારુસ્વામી! 'તે સ્ત્રી અવિદ્યાધરી છે' એમ મેં કહ્યું હતું તે બરાબર છે. તેનાં આ પગલાં ઉપરથી જણાય છે કે તે જઈને પાછી આવેલી છે. જો તે વિદ્યાધરી હોત તો ક્રુદ્ધ થયા પછી તે આકાશમાર્ગે અહીંથી ચાલી જાત. તેણે કોપ કર્યો, એટલે પછી પેલા વિદ્યાધરે તેને સપ્તપર્ણના ફૂલનો ગોટો આપ્યો. તે લઈને તેણે વિદ્યાધરની છાતી ઉપર જ પછાડ્યો, અને પોતાના ક્રોધની સાથે તેને પણ તોડી નાખ્યો. (અર્થાત્ ગોટો વીખરાઈ ગયો તે સાથે તેનો ક્રોધ પણ ઊતરી ગયો.) વિદ્યાધર તેને પગે પડ્યો. આથી કરીને તે સ્ત્રીના પગ આગળ વિદ્યાધરના મુકુટના શેખરથી દબાયેલો આ રેતીનો ભાગ દેખાય છે. હળવા કોપવાળી તે સ્ત્રી પણ જલદીથી તેના ઉપર પ્રસન્ન થઈ હોય એમ જણાય છે; કારણ કે નદીના પુલિનમાં ફરતાં તે બન્ને જણાંનાં જાણે કે ચીતરેલાં હોય તેવાં સ્વચ્છ પગલાં પગદંડી ઉપર દેખાય છે. ચારુસ્વામી! પછી વિદ્યાધરની સામે તાકી રહેલી તે સ્ત્રીનો પગ કાંકરીથી ઘવાયો. વેદના પામતી એવી તેનો પગ વિદ્યાધરે ઉતાવળથી ઊંચો કરી લીધો. સ્ત્રીએ પણ વિશેષ વેદનાને લીધે વિદ્યાધરના ખભા ઉપર ટેકો મૂક્યો. આ કારણથી સ્ત્રીનું એક પગલું અને વિદ્યાધરનાં બે પગલાં દેખાય છે. આ પછી વિદ્યાધરે

---

૧. મૂળમાં गयपच्चागया वाणी એ શબ્દો છે. એમાંથી વાણીનો અર્થ અહીં અસબંદ્ધ રહે છે. 'જઈને પાછી આવી' એ અર્થ गयापच्चागया ઉપરથી તેમજ પછીના સંદર્ભને આધારે અનુમાનથી કર્યો છે.

તેના પગેથી રુધિરવાળી રેતી લૂછીને અહીં નાખી.” પછી હરિસિંહે પૂછયું, “કોઇએ અળતાથી મિશ્રિત કરીને કદાચ અહીં રેતી ન નાખી હોય ?” ગોમુખે કહ્યું, “અળતો કડવો હોય છે, એટલે તેના ઉપર માખીઓ વળગે નહીં. આ તો તાજા લાગેલા ઘાનું વિસ્ર, મધુર અને માંસમાંથી ટપકેલું લોહી છે; આથી સ્વાદિષ્ટ કોળિયાની જેમ આ રેતી ઉપર માખીઓ બેસી ગઇ છે. ચારુસ્વામી ! તે વિદ્યાધરે પછી એ સ્ત્રીને પોતાના હાથમાં ઉપાડી.” હરિસિંહ બોલ્યો, “તેં કેવી રીતે જાણ્યું ?” ગોમુખે કહ્યું, “કારણ કે અહીંથી સ્ત્રીનાં પગલાં અટકી ગયાં છે અને પુરુષનાં પગલાં દેખાય છે. વળી ચારુસ્વામી ! મને એમ વિચાર થાય છે કે–ગુંજારવ કરતા ભમરાઓથી યુક્ત કુસુમલતાઓ વડે વીંટાયેલો, સમ ભૂમિ ઉપર રહેલો તથા જાણે કે લક્ષ્મીનું નિવાસસ્થાન હોય તેવો જે લતામંડપ આપણી સામે દેખાય છે ત્યાં એ વિદ્યાધર યુવતિ સહિત રહેલો હોવો જોઈએ. પરન્તુ એકાન્તમાં રહેલાંને જોવાં એ યોગ્ય નથી, માટે આપણે અહીં ઊભા રહીએ.”

એ પછી કેટલીક વારે અનેક વર્ણનાં પીંછાંઓથી આચ્છાદિત તથા વનથી પરિચિત હોવાને કારણે ભીતિરહિત એવો મયૂર તે લતાગૃહમાંથી પોતાની સહચરી સાથે બહાર નીકળ્યો. એટલે ગોમુખે કહ્યું, “ચારુસ્વામી ! આ લતાગૃહમાં વિદ્યાધર નથી.” હરિસિંહે કહ્યું, “આટલી વાર સુધી ‘યુવતિ સહિત તે અહીં છે’ એમ કહીને હવે ‘તે નથી’ એવું કેમ બોલે છે ?” એટલે ગોમુખે કહ્યું, “આ મોર કોઈ પ્રકારની આકુલતા વગર લતાગૃહમાંથી નીકળ્યો છે; જો કોઇ મનુષ્ય અંદર હોત તો ભયને લીધે આકુલતાપૂર્વક તે બહાર આવત.”

પછી ગોમુખના વચનને પ્રમાણભૂત માનતો હું મિત્રો સહિત લતાગૃહમાં ગયો, અને ત્યાં સહજ રમણીય તથા થોડીક વાર પહેલાં જ ભોગવાયેલી હોવાને કારણે જાણે શ્વાસ લેતી હોય તેવી કુસુમની શય્યા મેં જોઇ. એટલે ગોમુખે કહ્યું, “થોડીક વાર પહેલાં જ વિદ્યાધર અહીંથી નીકળ્યો છે; અહીંથી પ્રસ્થાન કરતાં પડેલાં તેનાં પગલાં પણ આ દેખાય પરન્તુ તે અવશ્ય અહીં પાછો આવશે, કારણ કે આ ઝાડની ડાળી ઉપર દીપડાના ચામડાનું બનાવેલું તેનું કોશરત્ન ( થેલી ) તથા ખડ્ગ રહી ગયેલ છે; તે લેવા માટે તે જરૂર પાછો ફરશે.” તે પગલાંનું અવલોકન કરતો ગોમુખ કહેવા લાગ્યો, “ચારુસ્વામી ! એ વિદ્યાધર ભારે સંકટમાં છે. શું તેનો જીવ તો નહીં જાય ?” મેં ગોમુખને પૂછયું, “એ કેવી રીતે ?” એટલે તે કહેવા લાગ્યો, “જે ક્યાંથી આવ્યાં તે દેખાતું નથી તથા જમીન ઉપરથી આકાશમાં ઊડવાને કારણે જેણે આમ રેતી ઊરાડેલી છે એવાં આ બીજાં બે પગલાં શું તમે જોતા નથી ? વળી, એ વિદ્યાધરને અહીં કોઇએ પાડી નાખ્યો હોય તેમ જણાય છે, કેમકે બળાત્કારે નીચે ખેંચીને પાડી નાખવામાં

આવેલા તેના શરીરની આખીયે આકૃતિ આ પ્રદેશમાં પડેલી છે. એ બન્ને જણાની ચેષ્ટાનું સૂચન કરનારી રેતીનો લીસોટો અહીંથી શરૂ થયો છે. આ સ્ત્રીનાં પગલાં પણ નીચે પડેલાં દેખાય છે. માટે એ વિદ્યાધર પ્રત્યે અનુકંપા રાખીને આપણે આ લીસોટાના માર્ગને અનુસરતા પાછળ પાછળ જઇએ."

આગળ ચાલતાં અમે વેરાયેલાં આભૂષણો જોયાં તથા પવનથી કંપતું અને સંધ્યાના રાગવિશેષ જેવું પીળું રેશમી વસ્ત્ર પડેલું જોયું. એટલે ગોમુખ કહેવા લાગ્યો, "અહો ચારુસ્વામી! તે વિદ્યાધર જ્યારે નિશ્ચિંત બેઠો હતો ત્યારે તેના કોઇ શત્રુએ તેના ઉપર આક્રમણ કર્યું. તેની સાથેની અવિદ્યાધરી સ્ત્રી તો માનવ હોવાથી શત્રુનો પ્રતિકાર કરવાને અસમર્થ હતી." મેં મરુભૂતિને કહ્યું, "આ રેશમી વસ્ત્ર અને આભૂષણો તથા આ ચર્મરત્ન અને ખડ્ગ તું લઇ લે. જો એ વિદ્યાધરને આપણે મળીશું તો તેને આપીશું."

પછી અમે લીસોટાને અનુસરતા ચાલ્યા, તો એક સ્થળે સલ્લકી વૃક્ષની બખોલમાં વાળ લટકતા અમે જોયા. ગોમુખે હરિસિંહને કહ્યું, "આ સૂંઘી જો." એટલે તેણે તે સૂંઘ્યા તો સ્થિર સુવાસવાળા તથા તડકામાં તપેલા હોવાથી સુગંધ વર્ષાવનારા હતા. ગોમુખે કહ્યું, "ચારુસ્વામી! જે વ્યક્તિ દીર્ઘાયુ ઉત્પન્ન થયેલી હોય છે તેનાં કેશ અને વસ્ત્રમાં આવી સુવાસ હોય છે. આ કેશ સુગંધી, સ્નિગ્ધ અને જેનાં મૂળ ઉખડી ગયાં નથી એવા છે; આ કારણથી તે વિદ્યાધર દીર્ઘાયુ અને ઉત્તમ છે. જરૂર એ રાજ્યાભિષેક પામશે માટે આપણે એની પાછળ પાછળ જઇએ."

પછી અમે આગળ ચાલ્યા. ત્યાં કદંબના વૃક્ષ ઉપર, પાંચે ઇન્દ્રિયના વિષયોથી જાણે પાંચ અંતરાય પડ્યા હોય તેવા પાંચ લોઢાના ખીલાવડે વીંધાયેલા, વિદ્યાધરને અમે જોયો--એક ખીલો તેના કપાળમાં હતો, બે ખીલા બે હાથમાં હતા, અને બે બન્ને પગમાં હતા. એનું દુઃખ જોઇને મને અત્યંત દુઃખ થયું. પછી મેં ધ્યાનપૂર્વક જોયું તો વેદનાથી પીડિત હોવા છતાં તેની મુખચ્છાયા જરાયે વિવર્ણ નહોતી થઇ, તેનાં ગાત્રોની કાન્તિ સૌમ્ય હતી, લોઢાના ખીલાવડે વીંધાયેલા તેના હાથપગમાંથી લોહી નીકળતું નહોતું, અને તીવ્ર વેદના ભોગવવા છતાં તેનો શ્વાસોચ્છ્વાસ બરાબર ચાલતો હતો. પછી હું એકાન્તે વૃક્ષની છાયામાં બેઠો, અને મિત્રોને મેં કહ્યું, "અગાઉ સાધુ પાસે જ્યારે વિદ્યાધરોની કથાઓ ચાલતી હતી ત્યારે મેં સાંભળેલું છે કે-વિદ્યાધરો ચર્મરત્ન-રૂપી થેલીમાં પોતાની જાતના રક્ષણ માટે ચાર ઔષધિઓ રાખે છે, માટે ચર્મરત્નની થેલીમાં જુઓ." મિત્રોએ તે ઉઘાડી, તેમાં ઔષધિઓ જોઇ, પરન્તુ એ ઔષધિઓના વિશિષ્ટ ગુણોને અમે જાણતા નહોતા. એટલે મેં મિત્રોને કહ્યું, "દૂધ ટપકે એવા ઝાડ ઉપર ઘા કરો. ઔષધિઓ પત્થર ઉપર ઘસીને ત્યાં ચોપડો. એ રીતે ઔષધિના ગુણની પરીક્ષા કરીને વિદ્યાધરને જીવાડો." મારા મિત્રોએ એ પ્રમાણે પરીક્ષા કરીને જાણ્યું

કે–અમુક ઔષધિ શલ્યને દૂર કરનારી છે, અમુક સંજીવની છે અને અમુક સંરોહણી–ઘા રૂઝવનારી છે. પછી તેઓ એ ઔષધિઓને પડિયામાં લઇને વિદ્યાધર પાસે ગયા. જે પ્રાણહારક ખીલો તેના કપાળમાં ઠોકવામાં આવ્યો હતો તેના ઉપર તેમણે શલ્ય દૂર કરનાર ઔષધિ ચોપડી, એટલે તડકાથી તપેલા કમળની જેમ તે ખીલો ભૂમિ ઉપર પડ્યો. એનું વદનકમળ નમ્યું નહોતું, ત્યાં તેને મરુભૂતિએ ટેકો આપ્યો. આ રીતે ઔષધિનું વિશેષ જ્ઞાન મળતાં અમે તેના બન્ને હાથ છોડાવ્યા; હાથને હરિસિંહ અને તમંતકે અવલંબન આપ્યું. એ વિદ્યાધરને તેના શત્રુએ, માત્ર કલેશ આપવાના જ આશયથી મર્મસ્થાનોનું રક્ષણ કરીને બાંધ્યો હતો, તેથી તે મરણ પામ્યો નહોતો. પછી અમે તેના પગ પણ છોડાવ્યા, અને પીતાંબરના ઉત્તરીયવાળા તેને કદલીપત્રની શય્યા ઉપર સુવાડ્યો. હું ગોમુખની સાથે પૂર્વ દિશામાં થોડેક દૂર જઇને ઝાડના ઓથે બેઠો. વિદ્યાધરના વ્રણોમાં સંરોહણી ઔષધિનું સિંચન કરવામાં આવ્યું. મેં મિત્રોને કહ્યું હતું કે, "કદલીપત્રોના પવનથી અને જલકણોથી એને ભાનમાં લાવીને મારી પાસે આવજો." તેઓએ તે પ્રમાણે કર્યું. પછી ભાનમાં આવેલો તે વિદ્યાધર એકદમ દોડ્યો અને ગંભીર સ્વરથી બોલ્યો, "ઊભો રહે, ઊભો રહે, ધૂમસિંહ! દુરાચાર! ક્યાં જઇને તું છૂટવાનો હતો?" પરન્તુ જેની સામે ક્રોધ હતો, તેને તેણે ન જોયો, અને સામા યોદ્ધાની ગેરહાજરીમાં જ આવી રીતે ગર્જના કરવાને કારણે તે શરમાઇ ગયો. અમે પણ નિઃશબ્દ બેસી રહ્યા. પછી દિશાઓમાં નજર નાખવા છતાં કોઈને નહીં જોતો એવો તે પાસે જ આવેલા, કમલવનથી સુશોભિત સરોવરમાં ઊતર્યો, ત્યાં સ્નાન કરીને પહેલાંની જેમ પીતાંબર અને કનકનાં આભરણોથી આભૂષિત થઈને પૂર્ણિમાના ચંદ્રપ્રકાશ જેવો ઊજળો તે બહાર નીકળ્યો. પછી તેણે ઉત્તર દિશા તરફ ફરીને કોઇને નમસ્કાર કર્યો.

ગોમુખે કહ્યું, "ચારુસ્વામી! હવે આ વિદ્યાધર મિત્ર અને શત્રુનો ભેદ જાણશે." પછી અમે એક–બીજાની સાથે વાતચીત કરી. વિદ્યાધર અમારી પાસે આવ્યો અને બોલ્યો, "અરે! મને મારા શત્રુએ બાંધ્યો હતો, ત્યાંથી કોણે છોડાવ્યો?" ગોમુખે કહ્યું, "અમારા મિત્ર ઇભ્યપુત્ર ચારુસ્વામીએ, સાધુ પાસેથી ઔષધિનો પ્રભાવ જાણેલો હોવાથી, તમને છોડાવ્યા છે." એટલે વિદ્યાધરે મને પ્રણામ કર્યાં અને કહ્યું, "મારા જીવન વડે વેચાયેલો હું તમારો દાસ છું." મેં કહ્યું, "એમ ન બોલશો, તમે મારા ભાઈ છો." મેં તેને અભિનંદન આપતાં તે જમીન ઉપર બેઠો. પછી હરિસિંહે તેને પૂછ્યું, "આવી આપત્તિમાં તમને કોણે પાડ્યા? અને શા કારણથી પાડ્યા?" એટલે તે કહેવા લાગ્યો—

## અમિતગતિ વિદ્યાધરનો વૃત્તાન્ત

"(વૈતાઢ્યની) દક્ષિણ શ્રેણિમાં શિવમન્દિર નામે નગર છે. ત્યાં લોકોને બહુમાન્ય એવો વિદ્યાધરરાજા મહેન્દ્રવિક્રમ છે. તેની દેવી સુયશા નામે છે. જેણે વિદ્યાઓ ગ્રહણ

કરી છે તથા જે આકાશગમનમાં કુશળ છે એવો તેનો પુત્ર અમિતગતિ નામે છે. એ અમિતગતિ હું છું એમ તમે જાણો.

સ્વચ્છંદે ફરવાની ઇચ્છાવાળો હું એક વાર ધૂમસિંહ અને ગૌરીપુંડ નામે મિત્રોની સાથે વૈતાઢ્યની તળેટીમાં આવેલા સુમુખ નામે આશ્રમપદમાં ગયો. ત્યાં મારી માતાના મોટા ભાઈ ક્ષત્રિય ઋષિ હિરણ્યલોમ નામે તાપસ હતા; તેમને મેં વંદન કર્યું. તેમણે કહ્યું, "પુત્ર અમિતગતિ! તારું સ્વાગત હો!" આમ બોલતા તેઓ સ્વભાવથી જ સ્નિગ્ધ ગાત્રોવાળી અને યુવાવસ્થામાં રહેલી એક કન્યાને મારી પાસે લાવ્યા. પછી તેઓ બોલ્યા, "અમિતગતિ! આ છોકરી મારી સુકુમારિકા નામે પુત્રી છે. જો તારી ઇચ્છા હોય તો આ કન્યા હું તને આપું." રૂપવતી એવી તે કન્યાને જોઇને, માતાપિતાની અનુજ્ઞાથી, અનુરાગપૂર્વક મેં કહ્યું, "વડિલનું વચન પ્રમાણ કરતો હું તેનો સ્વીકાર કરું છું." પછી વિધિપૂર્વક મેં તેનું પાણિગ્રહણ કર્યું. કુલધર્મથી હું તેની સાથે રમણ કરતો હતો. તેને હું નગરમાં લાવ્યો અને રાજાએ તેનો સત્કાર કર્યો. પણ તે સ્વચ્છંદચારી ન થાય તે માટે મેં તેને વિદ્યાઓ ગ્રહણ કરાવી નહીં. કામાતુર ધૂમસિંહ તેને મારી ગેરહાજરીમાં બહેકાવવાનો પ્રયાસ કરતો હતો. તેના વિકાર, આકાર અને વચનો મારી સ્ત્રી મને કહેતી હતી; પણ તે ઉપર હું વિશ્વાસ કરતો નહોતો. જો કે મારા મનમાં શંકા પેદા થઈ ચૂકી હતી.

એક વાર સ્નાનાદિ કર્યા પછી મારી પ્રિયા તથા ધૂમસિંહ મારા વાળ ઓળતાં હતાં અને મેં હાથમાં દર્પણ ઝાલી રાખ્યું હતું. પાછળ ઊભો રહેલો ધૂમસિંહ હાથ જોડીને મારી સ્ત્રીને પ્રાર્થના કરતો હતો. તે મેં દર્પણમાં પડતા પ્રતિબિંબમાં જોયું. એટલે રોષ પામીને તેને મેં કહ્યું, "તારો મિત્રભાવ અનાર્ય સરખો છે; ચાલ્યો જા, નહીં તો હું તારો વધ કરીશ." આ પ્રમાણે જેને વિષે શંકા કરવામાં આવી છે એવો તથા ક્રોધે ભરાયેલો તે પણ નીકળ્યો અને પછી મારા જોવામાં આવ્યો નહીં. પ્રિયાની સાથે પ્રમાદ સિવાય ઋતુ-ઋતુનાં સુખ અનુભવતા એવા મારો સમય જતો હતો. આજે હું સ્ત્રી સહિત અહીં આવ્યો અને નદીના પયોધર સમાન આ દર્શનીય પુલિનને જોઇને ત્યાં નીચે ઊતર્યો. પણ ઊતર્યા પછી એ સ્થાન રતિને માટે અયોગ્ય લાગવાથી મેં તેનો ત્યાગ કર્યો." પછી તે વિદ્યાધરે પ્રણયકોપ અને પ્રસન્નતાના રમણીય પ્રસંગોથી માંડી લતાગૃહમાંથી બહાર નીકળવાના બનાવ સુધી બધું ગોમુખે વર્ણવ્યું હતું તે પ્રમાણે કહ્યું. (આ પછી તે આગળ કહેવા લાગ્યો.) "વિદ્યાથી વિરહિત સ્થિતિમાં મારા શત્રુ ધૂમસિંહે મને પકડ્યો અને બાંધ્યો. વિલાપ કરતી સુકુમારિકાને તે ઉપાડી ગયો. તમે તમારી પોતાની બુદ્ધિથી ઔષધિના બળથી મને જીવાડ્યો છે, માટે હે ચારુસ્વામી! તમે મારા પરમ સ્વજન છો. આજ્ઞા કરો, તમારું હું શું પ્રિય કરું? મને જલદી વિદાય આપો. તે ધૂમસિંહ માયાથી બનાવેલું

મારું કલેવર હાજર કરશે તે જોઇને જીવનથી નિરાશ થયેલી બિચારી સુકુમારિકા કદાચ પ્રાણત્યાગ કરશે, માટે તેની હું રક્ષા કરું અને તે ધૂમસિંહનો પ્રતિકાર કરું." મેં તેને કહ્યું, "જાઓ, પત્નીને જઇને મળો, સુભગ અને શોભન કાર્યોમાં અમને યાદ કરજો." આ પ્રમાણે મેં રજા આપી, એટલે મને પ્રણામ કરીને તે ઊડ્યો.

અમે પણ ત્યાંથી ઊઠ્યા અને ઉપવનની શોભા જોતા પાછા વળ્યા, અને અંગમન્દિર ઉદ્યાનમાં ગયા. ત્યાં જિનમન્દિરમાં પ્રવેશ્યા. દાસો પુષ્પ લાવ્યા; અમે પ્રતિમાઓનું અર્ચન કર્યું અને સ્તુતિપૂર્વક વંદન કર્યું. પછી જિનમન્દિરમાંથી બહાર નીકળ્યા અને નગર તરફ ચાલ્યા. રસ્તામાં હરિસિંહે કહ્યું, "અમિતગતિને છોડાવીને તથા તેને જીવિતદાન આપીને ચારુસ્વામીએ ધર્મ કર્યો છે." ગોમુખે કહ્યું, "ધર્મ કર્યો છે એ વાત સાચી, પરન્તુ એ કાર્ય દ્વારા અધર્મ પણ થશે, કારણ કે વેર રાખતા ધૂમસિંહનો અમિતગતિ નાશ કરશે." તમંતક બોલ્યો, "પણ ચારુસ્વામીએ મિત્રરૂપી અર્થ પ્રાપ્ત કર્યો છે." ગોમુખે કહ્યું, "એ સત્ય છે, પણ ધૂમસિંહના પક્ષથી તો એ વસ્તુ અનર્થરૂપ દેખાય છે." હરિસિંહ બોલ્યો, "તો પછી તેમણે શું પ્રાપ્ત કર્યું?" ગોમુખે કહ્યું, "કામના." તેણે પૂછ્યું, "કેવી રીતે?" ગોમુખે ઉત્તર આપ્યો, "કામના એટલે ઇચ્છા. ચારુસ્વામીએ અમિતગતિનું જીવિત ઇચ્છ્યું હતું. તેને જીવાડીને તે ઇચ્છા તેમણે સફળ કરી છે." આવી વાતો કરતા અમે ઘેર પહોંચ્યા, થાક ખાઇને અમે ન્હાયા, બલિકર્મ કર્યું તથા જમ્યા. એ રીતે અમારો દિવસ ગયો. એ જ રીતે સુખપૂર્વક તે ઋતુ પણ વીતી ગઇ.

**ચારુદત્તનાં લગ્ન**

કોઈ એક વાર મારી માતા પોતાના ભાઈ સર્વાર્થને ઘેર ગઇ હતી. સર્વાર્થને મિત્રવતી નામે રૂપાળી પુત્રી હતી. ભોજનનો વખત થયો ત્યારે, રોકવામાં આવી છતાં, મારી માતા 'મારે ઘણું કામ છે' એમ કહીને પોતાને ઘેર જવા નીકળી. મારા મામાએ તેને પૂછ્યું કે, "તું આવી નિઃસ્નેહ કેમ છે? તારી ભોજાઈ સાથે તારે મેળ ન હોય તો પણ મારા ઉપર કૃપા કરીને તું રહે." એટલે તેણે કહ્યું, "જો આ છોકરી મને આપે તો આપણો પ્રેમ ચાલુ રહેશે, નહીં તો આજથી આપણી પ્રીતિ તૂટી જશે." પ્રણામ કરીને મારા મામાએ કહ્યું, "મારી પુત્રી ઉપર તારા સિવાય બીજા કોનો અધિકાર છે કે જેથી તું આવું બોલે છે? જો તું મારા ઉપર પ્રસન્ન થતી હોય તો આ કન્યા તને આપું છું." આમ કહેવામાં આવતાં પ્રસન્ન થયેલી મારી માતા ભોજન કરીને પોતાને ઘેર આવી. પછી તેણે ઘરના મોટેરાઓને ઉત્સવ આદિ કરવાનું કહ્યું. મારા પિતા એ વખતે રાજદરબારમાં ગયા હતા. પ્રિયપૃચ્છક લોકોને ગંધ-પુષ્પ આપવામાં આવ્યાં. મારા પિતા ઘેર આવ્યા ત્યારે તેમને કન્યાપ્રાપ્તિના સમાચારથી અને પ્રશંસાનાં વચનોથી વધાવવામાં આવ્યા મારી માતાને તેમણે પૂછતાં તે બોલી, "સર્વાર્થે મિત્રવતી ચારુદત્તને

આપી છે." એટલે મારા પિતા બોલ્યા, "આ પ્રમાણે કન્યાનો સ્વીકાર કરવામાં તેં ઠીક નથી કર્યું. ચારુસ્વામી હજી હમણાં જ કલાઓ શીખ્યો છે. વિષયાસક્ત થઈને તે એ બધું ભૂલી જશે." માતાએ કહ્યું, "મળેલી કન્યાની શા માટે અવજ્ઞા કરો છો?" આ બધી વાત મને દાસીઓએ કહી. પછી શુભ દિવસે અને જ્યોતિષીઓને માન્ય એવા મુહૂર્તમાં પિતાએ મારું પાણિગ્રહણ કરાવ્યું. મિત્રવતીનાં પણ કુલને અનુસરતાં કૌતુક-મંગલો કરવામાં આવ્યાં. સંગીત, નાટ્ય અને ચિત્રકળાના પરિચયથી હું આનંદ કરવા લાગ્યો.

એક વાર મિત્રવતી પોતાને પીયર ગઈ. ત્યાંથી મામીએ એને સ્નાન કરાવી, પ્રસાધન કરી અને જમાડીને તથા પોતાનાં આભૂષણો આપીને મોકલી, પણ અમારા ઘરનાં આભરણો તેણે ત્યાં જ રાખ્યાં. સાંજે જ્યારે મામા ઘેર આવ્યા ત્યારે તેમને તેણે બતાવ્યાં કે, "આ મિત્રવતીનાં શ્વસુર પક્ષનાં આભૂષણો છે, મેં તેને આપણાં આપ્યાં છે." એટલે મામાએ કહ્યું, "આ આભૂષણો તેં વેવાણને કેમ ન મોકલ્યાં? તે કહેશે કે—આ અલંકારો તો બદલીને મોકલ્યા છે." મામીએ કહ્યું, "સવારે હું પોતે જ જઈને પાછાં આપી આવીશ."

તેના વચનથી મામી પ્રભાતે જ અમારે ઘેર આવી. તે વખતે હું ગુરુને ઘેર ગયો હતો. જાગેલી મિત્રવતી પોતાની માતા પાસે ગઈ, આભૂષણો પાછા આપતી મામીએ તેને અપરિમર્દિત વિલેપનવાળી જોઈને પૂછ્યું, "પુત્રિ! આજે શું ચારુસ્વામી અહીં રહ્યા નહોતા? અથવા શું તે તારા ઉપર કોપેલા છે? તું એકલી કેમ રહી હતી?" એટલે ઘણીવાર સુધી ચૂપ રહીને તે બોલી, "માતા! મને પિશાચને-ગાંડાને આપીને હવે તું હેરાન કેમ કરે છે?" એ વાત મારી માતાએ સાંભળીને તેને રોષપૂર્વક કહ્યું, "અલિ! બોંતેર કલાનો પંડિત ચારુસ્વામી એ શું તારી આગળ પિશાચ છે?" તે બોલી, "ફોઈ! કોપ ન કરશો, જે એકાન્તમાં પણ એકલો નાચે છે, ગાય છે, કોઈને શાબાશી આપે છે અને હસે છે તેને સ્વાભાવિક-ડાહ્યો કેવી રીતે કહેવાય? આ પ્રમાણે જ કાર્યો થતાં જોતી હું પણ પિશાચ વડે કેમ ન ગ્રસાઉં?" આ સાંભળીને તેની માતા રોતી રોતી મારી માતાને કહેવા લાગી, "તેં જાણી જોઈને મારા ઉપર વેર લીધું છે, કારણ કે તારા છોકરાનો આ દોષ તેં પહેલાં કહ્યો નહોતો." મારી માતાએ તેને કહ્યું, "ભલે, તારી પુત્રી સહિત તું નહીં બોલવા જેવું બોલે છે, એ તને શોભતું નથી. હું એવું કરીશ કે તને બરાબર ખબર પડશે. જા, તમે લોકો મારી નજર આગળ ઊભાં ન રહો." એટલે ખીજાઈને તે પોતાને ઘેર ગઈ. પછી તેના કહેવાથી સર્વાર્થ મામા આવીને મારી માતાને કહેવા લાગ્યા, "ખરેખર, પુત્ર ચારુસ્વામીના રક્ષણ માટેની ક્રિયા તમે શા માટે કરાવતાં નથી? શા સારુ બેદરકાર રહો છો?" એટલે માતાએ તેને ધમકાવ્યો કે, "તારી સ્ત્રીની અને છોકરીની એવી રીતે રક્ષા કર કે પિશાચ તેમને વળગે નહીં. સ્ત્રીનું સાંભળીને મને તપાવવા આવ્યો

છે! જા, ચાલ્યો જા, નહીં તો તને પણ પિશાચ વળગી પડશે!" એટલે તે ગયો. આ બધું મારી શય્યાપાલિકાએ પરિહાસપૂર્વક મને કહ્યું.

## ચારુદત્તનો ગણિકાગૃહમાં પ્રવેશ

પછી કોપાયમાન થયેલી મારી માતાએ ગોમુખ વગેરે મારા મિત્રોને બોલાવીને કહ્યું, "મારું એક પ્રિય કરો, ચારુસ્વામીનો ગણિકાગૃહમાં પ્રવેશ કરાવો." ગોમુખે કહ્યું, "માતા! એમ કરવાથી પિતાજી ખીજાશે. એક વાર વ્યસન પડ્યા પછી તે છોડવું મુશ્કેલ છે, માટે ગણિકાગૃહમાં પ્રવેશની વાત ન કરશો." એટલે તે બોલી, "શેઠ ખીજાશે તો મારા ઉપર ખીજાશે. તમે વિરોધ કર્યા સિવાય મારું વચન કરો. વ્યસનના દોષની વાત કરવાનું તમારે શું કામ છે? 'વ્યસની માણસ ધનનો નાશ કરે છે; આ કારણથી જ ઘણા વખતથી મેં મનોરથ કરેલો હતો કે–ધનનો ઉપભોગ કરનાર પુત્ર મને ક્યારે થશે? મને પુત્ર થયો છે. જો કદિ વેશ્યાને વશ થઇને તે ધનનો નાશ કરશે તો પણ મારો મનોરથ પૂર્ણ થશે" મારા મિત્રોએ પણ આ વાત સ્વીકારી. આ સર્વ વાર્તાલાપ દાસીએ મને કહ્યો અને બોલી કે, "આર્યપુત્ર! હવે તો તમે ગણિકાગૃહમાં રહેશો, એટલે તમારું દર્શન અમને દુર્લભ થઇ જશે."

કેટલાક દિવસો વીત્યા પછી મને મિત્રો વિનંતી કરવા લાગ્યા, "ચારુસ્વામી! ચાલો આપણે ઉદ્યાનમાં જઇએ; ત્યાં ભોજન કરી ક્રીડા કરીને પાછા આવીશું." મેં કહ્યું, "જો તમે ભોજન રાખ્યું છે તો મને પહેલાં કેમ ન કહ્યું?" તેઓ બોલ્યા, "બીજા રોકાણને કારણે મેં કહ્યું નહોતું. શું એ ભોજન પણ તમારું નથી કે આવો ભેદભાવ રાખો છો?" પછી હું તેમની સાથે નીકળ્યો. અમે ઉદ્યાનમાં પહોંચ્યા. 'તડકાને લીધે હું તો તરસ્યો થયો છું' એમ બોલતો હું વિશ્રામ લેવાની ઈચ્છાથી ઝાડની નીચે ઊભો રહ્યો. પછી હરિસિંહ (પાણી લેવાને માટે) પાસેની પુષ્કરિણીમાં ઉતર્યો, અને એક મુહૂર્ત માત્ર ત્યાં રહીને મને બોલાવવા લાગ્યો, "આવો, આશ્ચર્ય જુઓ." તેના વચનથી હું ગયો અને પુષ્કરિણીમાં ઊતર્યો તથા બોલ્યો, "કહે, તેં શું આશ્ચર્ય જોયું?" તેણે મને તરુણ યુવતિઓના વદનના લાવણ્યનું હરણ કરનારાં પદ્મો બતાવીને કહ્યું, "જુઓ, પદ્મોમાં (રક્ત) કમલના રંગની કાન્તિવાળો અદૃષ્ટપૂર્વ રસ મેં જોયો. તે શેનો હશે?" ગોમુખે ઘણીવાર સુધી તેનું અવલોકન કરીને કહ્યું, "દેવોના ઉપભોગને યોગ્ય આ પુષ્કરમધુ કોઈ પણ રીતે અહીં ઉત્પન્ન થયું છે, માટે જરાયે વિલંબ કર્યા વગર પદ્મિની-પત્રના પડિયાઓમાં તે ગ્રહણ કરી લો." મિત્રોએ તે લઈ લીધું, પછી તેઓએ અંદરો-અંદર વિચાર કર્યો, "આ વસ્તુ મનુષ્યલોકમાં દુર્લભ છે, એનું આપણે શું કરવું?" હરિસિંહે કહ્યું, "આપણે તે રાજા પાસે લઇ જઈએ; તેથી પ્રસન્ન થઇને રાજા આપણને આજીવિકા આપશે." વરાહે કહ્યું, "રાજાને મળવામાં ઘણી મુશ્કેલી પડે છે; મળ્યા પછી

પણ તેઓ જલદી પ્રસન્ન થતા નથી. માટે આપણે તે અમાત્યને આપીએ, જેથી તે આપણું કાર્ય કરનારો થશે." તમંતકે કહ્યું, "આપણે અમાત્યનું શું કામ છે? અમાત્યો તો રાજાનો ખજાનો વધારવામાં ઉદ્યત હોય છે, અને તેથી તેમને આવાં દુર્લભ દ્રવ્યોથી નહીં, પણ ધનથી જ સન્તુષ્ટ કરી શકાય છે." મરુભૂતિએ કહ્યું, "આપણે નગરરક્ષકને આપીએ, કારણકે તે રાત્રિચર્યામાં આપણું કામ કરનાર થશે અને આપણો મિત્ર થશે." એટલે ગોમુખ બોલ્યો, "તમે બધા અજ્ઞાન છો; આપણા તો રાજા, અમાત્ય, રક્ષક અને સર્વ કાર્યોના સાધક ચારુસ્વામી જ છે. આ દુર્લભ વસ્તુનું પાત્ર એ જ છે. એની જ કૃપાથી આપણે રહીએ છીએ." પછી તે સર્વેએ મને કહ્યું, "આનંદથી આ પીઓ." મેં કહ્યું, "મધુ, માંસ અને મદ્યનો સ્વાદ નહીં જાણનાર કુલમાં મારો જન્મ છે તે શું તમે જાણતા નથી, કે જેથી મને મધુ પાવા ઇચ્છો છો?" ગોમુખ બોલ્યો, "ચારુસ્વામી! અમે તે બરાબર જાણીએ છીએ, પછી તમને શા માટે અકૃત્ય કરવાને પ્રેરીએ? આ મદ્ય નથી, પણ એમ સાંભળવામાં આવે છે કે દેવોને યોગ્ય આ તો અમૃત છે; માટે તમે અન્યથા-બુદ્ધિ ન કરશો. અમારા માંગલિક વિચારને પ્રતિકૂળ થયા સિવાય તમે આ પીઓ; એમ કરવાથી તમારા આચારોનું ઉલ્લંઘન નહીં થાય."

પછી હે સ્વામીપાદ! મારા પોતાના સમાન વહાલા એ મિત્રોના વચનથી તે રસ પીવાનું મેં સ્વીકાર્યું. હાથ-પગ ધોઈને, આચમન કરીને તથા પૂર્વ દિશા તરફ મુખ કરીને તે રસને અમૃત માનીને મેં પદ્મિનીપત્રના પડિયાથી પીધો. સર્વ ગાત્રોને આલ્હાદ પમાડનાર તે રસ પીવાથી મને સન્તોષ થયો. મેં આચમન કર્યા પછી મિત્રોએ મને કહ્યું, "તમે વિશ્રામ કરતા આગળ જાઓ, અમે પુષ્પો ચૂંટીશું." એટલે હું આગળ ચાલ્યો. એ પાનની અપૂર્વતાને કારણે ઘેન ચઢતાં મને ઝાડ જાણે ફરતાં હોય તેવાં દેખાવા લાગ્યાં. હું વિચાર કરવા લાગ્યો, "શું અમૃતનું આવું પરિણામ થતું હશે? કે પછી મને યુક્તિપૂર્વક મદ્ય પાવામાં આવ્યું છે?" હું આમ વિચાર કરતો હતો ત્યાં મહામૂલ્યવાન્ આભૂષણોથી અલંકૃત શરીરવાળી, જેણે શુદ્ધ રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં તેવી તથા તરુણ વયમાં રહેલી એક સ્ત્રીને મેં અશોકવૃક્ષની નીચે જોઇ. તેણે પોતાની અગ્રાંગુલિઓથી મને બોલાવ્યો, એટલે હું તેની પાસે ગયો, અને 'આ રૂપવતી કોણ હશે?' તેનો વિચાર કરવા લાગ્યો. તેણે મને 'સ્વાગત' કહ્યું. પછી તેને મેં પૂછ્યું, "ભદ્રે! તું કોણ છે?" તે બોલી, "ઇભ્યપુત્ર! હું અપ્સરા છું અને ઇન્દ્રે સેવા કરવા માટે મને તમારી પાસે મોકલી છે." મેં કહ્યું, "મને દેવરાજ ક્યાંથી જાણે, કે જેથી કરીને તને મોકલે?" તેણે કહ્યું, "તમારા પિતા મહાગુણવાન શ્રેષ્ઠી તરીકે પ્રખ્યાત છે. તેમની પ્રીતિને ખાતર મને મોકલવામાં આવી છે એમ તમે જાણો. તમે શંકા ન કરશો. અમે સર્વ કોઇને દર્શન દેતાં નથી. જેના ઉપર અમારી કૃપા ન હોય તે મનુષ્ય અમને જોઈ પણ શકતો

નથી. જો આ વાતની તમને ખાત્રી ન હોય તો કહું છું કે આ તમારા મિત્રો મને જોઇ શકતા નથી, અને મારા પ્રભાવથી તમને પણ જોતા નથી. માત્ર તમે મૌન બેસો."

પછી પાસે જ ઊભા રહેલા એવા મને નહીં જોતા અને ફરી ફરી મારા નામનો પોકાર કરતા મિત્રો આગળ ચાલ્યા. થોડેક દૂર જઇને 'આગળ તો નથી, પાછા ગયા હશે' એમ વાત કરતા તથા 'ચારુસ્વામી! તમે કયાં છો?' એમ બોલતા તેઓ પાછા વળ્યા. પછી પેલી સ્ત્રીએ મને કહ્યું, "મારો પ્રભાવ જુઓ, હવે તેઓ તમને જોશે." એટલે તેઓએ મને જોયો અને બોલ્યા, "તમે કયાં બેઠા હતા? અમે અહીં ફરતાં તો તમને જોયા નહોતા." મેં કહ્યું, "હું તો અહીં જ ઊભો હતો." તેઓ બોલ્યા, "આપણે જઇએ." પછી હું ચાલ્યો, પણ ઘેનને કારણે મારી ચાલ લથડતી હતી. પેલી સ્ત્રીએ મને કહ્યું, "તમારા મિત્રો મને જોતા નથી, માટે શરમાશો નહીં." પછી તેણે પોતાના જમણા હાથથી મારા હાથ અને મસ્તકને ટેકો આપ્યો. લથડતી ગતિથી ચાલતા મેં પણ તેના કંઠનું અવલંબન કર્યું. તેનાં ગાત્રોના સ્પર્શથી 'નક્કી આ ઇન્દ્રની અપ્સરા છે' એમ માનીને જેને કામ પેદા થયો છે અને જેનાં સર્વાંગ રોમાંચિત થયાં છે એવો હું, તેના ટેકાથી, મારા મિત્રો સહિત નોકરોએ તૈયાર કરેલા ભોજનગૃહમાં ગયો. ત્યાં અમે બેઠા, એટલે પ્રત્યેકને જુદું જુદું ભોજન આપવામાં આવ્યું. પેલી સ્ત્રી પણ મારી સાથે આસન ઉપર બેઠી. હું જમવા લાગ્યો. પણ મને ઊંઘ આવવા લાગી અને ઘેનને કારણે સ્વપ્નાં જોતા એવા મેં મારા મિત્રોનું વચન સાંભળ્યું કે, 'આ અમે તને આપ્યો છે.' પછી ગાડીમાં બેસાડીને મને તેની સાથે લઈ જવામાં આવ્યો અને તેના ભવન આગળ અમે પહોંચ્યાં. તેણે મને ગાડીમાંથી ઉતાર્યો અને તેના સરખી જ વયવાળી તરુણ સ્ત્રીઓ મને વીંટાઇ વળી. તે મને કહેવા લાગી, "ઇભ્યપુત્ર! હું તમને દેવવિમાનમાં લાવી છું. તમે નિશ્ચિન્તપણે મારી સાથે વિષયસુખ અનુભવો." પછી મધુર વાણી બોલનારી તે સ્ત્રીઓએ, હાથી સાથે હાથણીની જેમ, તેનું પાણિગ્રહણ મને કરાવ્યું. ગીત ગાતી તે સ્ત્રીઓ મને ગર્ભગૃહમાં લઈ ગઈ. 'આ તો અપ્સરા છે' એ પ્રમાણે નિશ્ચયવાળો હું રતિપરાયણ થઇને સૂઇ ગયો. ઘેન ઉતરતાં જાગ્યો તો મેં વસન્તતિલકા ગણિકાનું ભવન જોયું.

પછી તેને મેં પૂછ્યું, "આ કોનું ઘર છે?" તે બોલી, "આ મારું વિમાન છે." મેં કહ્યું, "પણ આ તો મનુષ્યના ઘર જેવું છે, દેવભવન નથી." એટલે તે બોલી, "જો એમ છે તો ખરી વાત સાંભળો—ઇભ્યપુત્ર! હું વસન્તતિલકા ગણિકાપુત્રી છું. કન્યાભાવમાં રહેલી હું કલાઓના પરિચયથી સમય ગાળું છું. મને ધનનો લોભ નથી, મને ગુણ વ્હાલા છે; આથી હું તમને હૃદયથી વરી હતી આથી તમારી માતાની અનુમતિથી તમારા ગોમુખ વગેરે મિત્રોએ યુક્તિપૂર્વક તમને મને આપ્યા છે." આમ

બોલતી તે ઊઠી, તેણે વસ્ત્ર બદલ્યાં અને આવીને મને હાથ જોડીને વિનંતી કરવા લાગી, "ઇભ્યપુત્ર! હું તમારી સેવિકા છું. ધર્મપત્ની તરીકે તમે મારો સ્વીકાર કરો. હું કન્યા રહી છું એમ બતાવનારાં આ રેશમી વસ્ત્રો છે. હું જીવન પર્યંત તમારી સેવા કરનારી બનીને રહીશ." તેના ઉપર અનુરાગ બંધાયાથી મેં કહ્યું, "ભદ્રે! સ્વવશ કે અવશ એવા મારી તું ભાર્યા છે." પછી તેની સાથે હું સ્વચ્છંદે વિહાર કરવા લાગ્યો. મારી માતાએ મોકલેલ ભોગવવા લાયક વસ્તુઓ વસન્તતિલકા મને બતાવતી હતી. આ પ્રમાણે (દરરોજ) એક હજાર અને આઠ (મુદ્રાઓ) અમને મોકલવામાં આવતી, જ્યારે ઉત્સવના દિવસે એક લાખ અને આઠ હજાર મોકલવામાં આવતી. આ પ્રમાણે વિષય-સુખમાં મુગ્ધ થયેલા એવા મારાં, તેની સાથે રમણ કરતાં, બાર વર્ષ વીતી ગયાં.

એક વાર પાન કરીને હું પ્રિયાની સાથે સૂતો હતો. ઠંડા પવનથી વીંજાયેલો હું જાગી ગયો, તો વસન્તતિલકાને મેં જોઇ નહીં. 'હું કયાં છું?' એમ વિચાર કરતો હું ઊભો થયો, તો શેરીને નાકે આવેલું ભૂતગૃહ (વ્યન્તરનું સ્થાનક) મેં જોયું. પહેલાં જોયેલું હોવાથી તે સ્થાન મેં ઓળખ્યું. મેં વિચાર્યું કે, "ગણિકાએ મારો ત્યાગ કર્યો છે, માટે કોઇ જુએ નહીં તે પ્રમાણે મારે ઘેર જતો રહું." એમ કરતાં પ્રભાત થયું, એટલે હું નીકળ્યો. પણ મારા ઘરમાં પ્રવેશ કરતાં મને દ્વારપાળે અટકાવ્યો અને પૂછ્યું, "અંદર ન જા, તું કોણ છે?" મેં કહ્યું, "સૌમ્ય! આ કોનું ભવન છે?" તે બોલ્યો, "ઇભ્ય રામદેવનું." મેં પૂછ્યું, "તો શું આ ભવન શ્રેષ્ઠી ભાનુનું નથી?" એટલે તેણે ઉત્તર આપ્યો, "એ શ્રેષ્ઠીને ચારુદત્ત નામે કુપુત્ર થયો હતો. તે ગણિકાગૃહમાં પ્રવેશ્યો, એટલે તેના શોકથી શ્રેષ્ઠીએ ગૃહવાસનો ત્યાગ કરીને દીક્ષા લીધી. પછી ધન ખૂટી જતાં તેની પત્નીએ આ ઘર અડાણે મૂક્યું, અને તે પોતાના ભાઇ સર્વાર્થને ઘેર ગઈ."

આ વાતચીત અંદર રહેલા રામદેવે સાંભળી એટલે તેણે દ્વારપાલને પૂછ્યું, "આ કોણ છે?" તેણે કહ્યું, "કોઈ માણસ ભાનુ શ્રેષ્ઠીનું ભવન પૂછે છે; કદાચ તેનો પુત્ર જ હશે." એટલે રામદેવ બોલ્યો, "એ અભાગિયાને મારા ઘરમાં પ્રવેશવા દઇશ નહીં." આ સાંભળી લજ્જા પામેલો અને ખૂબ શોકાતુર થયેલો હું ત્યાંથી એકદમ ચાલી નીકળ્યો અને સર્વાર્થના ઘેર ગયો. એ ઘરમાં પ્રવેશ કરતાં દરિદ્ર વેશવાળી અને દીન તથા ઉદાસ વદનવાળી મારી માતાને મેં જોઇ. તેના ચરણમાં હું પડ્યો. તેણે પૂછ્યું "તું કોણ છે?" મેં ઉત્તર આપ્યો, "હું ચારુદત્ત છું." એટલે તેણે મને આલિંગન આપ્યું અને અમે બન્ને જણ રડી પડ્યાં. અમારા રુદનના શબ્દથી સર્વાર્થ ત્યાં આવ્યો અને તે પણ રડ્યો. પરિજનોએ અમને છાનાં રાખ્યાં. તે કાળે મલિન વસ્ત્રોવાળી અને જેની ઉપરનાં ચિત્રો ભૂંસાઇ ગયાં છે એવી ભીંતની જેમ શોભા વિનાની મિત્રવતીએ મને જોયો, અને તે મને પગે પડીને રડવા લાગી. મેં તેને કહ્યું, "રડીશ નહીં, મારા પોતાના જ કૃત્યથી તને

ક્લેશ થયો છે.” સમજાવીને મેં તેને છાની રાખી. પછી બજારમાંથી વાલ લાવીને ભોજન તૈયાર કરવામાં આવ્યું. ભોજન કર્યા પછી મેં માતાને પૂછ્યું, “મા ! હવે કેટલું ધન બાકી રહ્યું છે ?” તેણે કહ્યું, “પુત્ર ! દાટેલું, વ્યાજમાં રોકેલું અથવા પરિજનોને આપેલું ધન કેટલું હતું તે હું જાણતી નથી. શ્રેષ્ઠીએ દીક્ષા લીધી, એટલે દાસ–દાસીઓને આપેલું ધન તો નાશ જ પામ્યું, તારા ઉપભોગમાં સોળ સુવર્ણકોટિ ધન વપરાઈ ગયું. અમે અત્યારે જેમ તેમ કરીને રહીએ છીએ.” એટલે હું બોલ્યો, “માતા ! લોકો દ્વારા ‘અપાત્ર’ તરીકે ઓળખાવાતો હું અહીં રહી શકું તેમ નથી. હું દૂર દેશમાં જાઉં છું. વૈભવ મેળવીને પાછો આવીશ. તમારા ચરણની કૃપાથી હું અવશ્ય ધન ઉપાર્જન કરીશ.” માતાએ કહ્યું, “પુત્ર ! વેપારમાં કેટલો શ્રમ પડે છે તેની તને ખબર નથી; તું વિદેશમાં કેવી રીતે રહીશ ? તું વિદેશમાં નહીં જાય તો પણ અમે બે જણીઓ તારો નિર્વાહ કરીશું.” મેં કહ્યું, “માતા ! એમ ન બોલો; હું ભાનુ શ્રેષ્ઠીનો પુત્ર શું એવી રીતે રહીશ ? તમે આવા વિચાર ન કરશો. મને રજા આપો.” તે બોલી, “પુત્ર ! ભલે એમ થાઓ; તારા મામાની સાથે હું વાતચીત કરી લઉં.”

## ધનપ્રાપ્તિ માટે ચારુદત્તનું વિદેશભ્રમણ

આ પ્રમાણે નિશ્ચય કરીને વેશ્યાની સંગતિના દોષો વિષે વિચાર કરતો હું મારા મામાની સાથે પગે ચાલતો નગરની બહાર નીકળ્યો. (જનપદના) સીમાડા ઉપર આવેલા ઉશીરાવર્ત નામે ગામમાં અમે પહોંચ્યા. ત્યાં ગામ બહાર મને બેસાડીને મામા ગામમાં ગયા અને થોડી વાર પછી મર્દન માટેનાં તેલ, આચ્છાદન, અલંકાર અને વસ્ત્રો જેના હાથમાં હતા એવા એક પુરુષની સાથે તે પાછા આવ્યા. પછી મેં નદીમાં સ્નાન કર્યું અને લોકોત્તમ જિનેશ્વરોને પ્રણામ કર્યાં. પછી અમે ગામમાં પ્રવેશ્યા. ધીરધાર વગેરે ક્ષુદ્ર વેપાર જેમાં ચાલતો હતો એવું એ ગામ તથા તેમાંનાં ઉજ્જડ સ્થળો મેં જોયાં દુકાન અને ઉપવન વડે કરીને એ ગામ નગર જેવું દેખાતું હતું. ખડકીવાળા એક ઘરમાં અમે દાખલ થયા. ઢાળવાળી જગા ઉપર હાથ પગ ધોઈને પછી ભોજન કરવાના સ્થાનમાં ગ્રામ-નિવાસમાં સુલભ એવું ગોરસપ્રધાન ભોજન અમે જમ્યા. વિચાર કરતા અમે ત્યાં રાત રહ્યા. રાત પણ વીતી ગઈ. મામાએ મને કહ્યું, “જનપદની ખૂંધ સમાન આ દિશાસંવાહ[1] નામે આ ગામ છે. અહીં વિશિષ્ટ વેપાર કરો. તારા પિતા જેમની સાથે ધીરધારનો સંબંધ રાખતા હતા એવા ખેડૂતો અહીં વસે છે; તેમની પાસેથી તું સુવર્ણ લઈ શકે એમ છે.” મેં સ્વીકાર્યું કે, “ભલે એમ થાઓ.” પછી મારી અંગુઠી વેચીને ખરીદેલા માલથી ત્યાં વેપાર કરતો હું ગ્રામવાસી લોકોને બહુમાન્ય થયો. સર્વ વિદેશમાંથી લાવવામાં આવતો સૂતર, રૂ વગેરે માલ મામા એકત્ર કરતા હતા.

---

૧. આ ઉપર દિશાસંવાહ અને ઉશીરાવર્ત એક જ ગામનાં બે નામ હોય એમ જણાય છે.

એક વાર રાત્રે દીવાની સળગતી વાટ ઉંદર ખેંચી ગયો તે કારણે રૂ સળગી ગયું. દુકાનમાંથી હું મુશ્કેલીએ બહાર નીકળ્યો. ઘણીખરી દુકાન પણ સળગી ગઇ. જે કંઈ બાકી રહ્યું હતું તે લોકોએ બચાવી લીધું. પ્રભાતે ગ્રામવાસીઓએ મને આશ્વાસન આપ્યું.

ફરી પાછા વેપાર કરતાં અમે સૂતર અને રૂ એકત્ર કર્યું અને ગાડાં ભર્યાં. સાર્થની સાથે અમે ઉત્કલ દેશમાં ગયા. ત્યાંથી કપાસ લીધો, ગાડાં ભર્યાં અને તામ્રલિપ્તિ નગરી તરફ ચાલ્યા. અનુક્રમે ચાલતા અમે અટવીમાં પ્રવેશ્યા. ગહન જંગલની પાસે મુકામ કર્યો. ચોકિયાતોના બળથી બધા લોકો નિશ્ચિન્ત હતા, પણ સૂર્યાસ્તકાળે ચોરો આવ્યા. તેમણે રણશીંગડાં ફૂંક્યાં અને પટહ વગાડ્યા. થોડીક વાર ચોકિયાતો લડ્યા, પણ પછી તેઓ પણ સાર્થના લોકોની સાથે નાસવા લાગ્યા. સાંજના સમયે ગાડાંઓને આગ લગાડવામાં આવી અને ચોરો માલ લૂંટવા લાગ્યા. એ સમયની ધમાલમાં વનમાં રહેલા મેં સર્વાર્થ મામાને જોયા નહીં. વંશલતાઓના અંધકારથી અને ધુમાડાથી દશે દિશાઓ વ્યાપ્ત થયેલી હતી તે સમયે સંભળાતી વાઘની ગર્જનાઓથી ત્રાસેલો હું તે પ્રદેશમાંથી ચાલી નીકળ્યો. વનમાં દાવાનળ વધતો જતો હતો તે વખતે ભયથી ત્રાસેલો હું એક કાર્પટિક-સાધુની સહાયથી દુઃખપૂર્વક અટવીમાં ગયો. સર્વાર્થ મામા ક્યાં ગયા, તેની મને ખબર નહોતી. મેં વિચાર કર્યો, " ( આરંભેલા કામનો ) ત્યાગ કર્યા સિવાય મારાથી ઘેર જઇ શકાય એમ નથી. ઉત્સાહમાં જ લક્ષ્મી વસે છે. દરિદ્ર માણસ તો મરેલા જેવો છે, સ્વજનો વડે પરાભવ પામતો તે ઓશીઆળું જીવન જીવે છે, માટે (પરદેશમાં) રહેવું એ જ મારે માટે યોગ્ય જ છે. "

પછી એક જનપદમાંથી બીજા જનપદમાં પ્રવાસ કરતો હું અનુક્રમે પ્રિયંગુપટ્ટણ પહોંચ્યો. ત્યાં સ્નાન કરીને હું બજાર જોતો નીકળ્યો, તે વખતે સૌમ્ય આકૃતિવાળા અને મધ્યમ વયના એક વણિકે મને કહ્યું, "અરે ! તું ઇભ્યપુત્ર ચારુદત્ત છે ?" મેં કહ્યું, "હા." એટલે પ્રસન્ન થયેલા તેણે કહ્યું, "દુકાનમાં આવ." હું દુકાનમાં ગયો, એટલે અશ્રુ વર્ષાવતા તેણે મને આલિંગન આપ્યું. હું દુકાનમાં બેઠો, એટલે તે વણિકે મને કહ્યું, "ચારુસ્વામી ! હું સુરેન્દ્રદત્ત નામે વહાણવટી છું અને તમારો પાડોશી છું. મેં સાંભળ્યું છે કે 'શેઠે દીક્ષા લીધી છે અને ચારુદત્ત ગણિકાગૃહમાં રહે છે.' માટે અહીં આવવાનું કારણ કહે." એટલે મેં તેને બધી હકીકત કહી સંભળાવી. પછી તેણે મને કહ્યું. "તું વિષાદ ન કરીશ. આ વૈભવ તારો છે અને હું તારે આધીન છું." પછી તે મને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં સ્નાન કરી જમ્યા પછી મેં તેને કહ્યું, "મને એક લાખ ઉધાર આપો; બાકીનું ધન તમારું." તેણે પ્રસન્નતાપૂર્વક એટલું ધન મને આપ્યું. પછી જાણે હું મારા પોતાના જ ઘરમાં વસતો હોઉં તેવી રીતે મેં વહાણ સજ્જ કર્યું, તેમાં માલ ભર્યો, વહાણવટીઓની સાથે નોકરો પણ લીધા, સર્વાર્થને કુશળતાના સમાચાર મોકલ્યા, રાજ્યશાસનનો પટ્ટક

લીધો[1], પવન અને શકુન અનુકૂળ હતા તે વખતે હું વહાણમાં બેઠો, ધૂપ કર્યો અને ચીનસ્થાન તરફ વહાણ ચલાવ્યું. જલમાર્ગને કારણે આખુંયે જગત જલમય હોય તેવું લાગતું હતું. પછી અમે ચીનસ્થાન પહોંચ્યા. ત્યાં વેપાર કરીને હું સુવર્ણભૂમિ[2] ગયો. પૂર્વ અને દક્ષિણ દિશાનાં પટ્ટણોમાં પ્રવાસ ખેડીને તથા કમલપુર, યવનદ્વીપ[3] અને સિંહલમાં તેમજ પશ્ચિમે બર્બર અને યવનમાં વ્યાપાર કરીને મેં આઠ કોટિ ધન પેદા કર્યું. માલમાં રોકતાં તથા એ માલ જલમાર્ગે લાવતાં ધન બમણું થાય છે. આથી વહાણમાં હું સોરઠના કિનારે કિનારે પ્રવાસ કરતો હતો ત્યારે, કિનારો મારી દૃષ્ટિમર્યાદામાં હતો તે જ વખતે, વાવાઝોડું થયું અને એ વહાણ નાશ પામ્યું. ઘણી વારે એક પાટિયું મને મળ્યું. મોજાંઓની પરંપરાથી આમતેમ ફેંકાતો હું તેનું અવલંબન કરીને સાત રાત્રિને અંતે ઉંબરાવતી વેલા-કિનારા ઉપર ફેંકાયો. આ રીતે હું સમુદ્રમાંથી બહાર નીકળ્યો. પાણીના ખારને લીધે સફેદ શરીરવાળો હું એક જાળાની નીચે બેસીને વિશ્રામ લેવા લાગ્યો.

તે સમયે એક ત્રિદંડી આવ્યો. મને ટેકો આપીને તે ગામમાં લઈ ગયો. પોતાના મઠમાં તેણે મને સ્નાન કરાવ્યું, અને પૂછ્યું, "ઇભ્યપુત્ર! આ આપત્તિમાં તું કેવી રીતે પડ્યો?" હું કેવી રીતે ઘેરથી નીકળ્યો અને મારું વહાણ કેવી રીતે ભાંગ્યું તે મેં સંક્ષેપમાં કહી બતાવ્યું. એટલે ક્રોધ પામીને તે બોલ્યો, "હં! તું નિર્ભાગી મારા મઠમાંથી ચાલ્યો જા." આથી હું તો પાછો તે વનમાં નીકળ્યો. થોડે દૂર ગયો, એટલે તે ત્રિદંડી વળી મને કહેવા લાગ્યો, "પુત્ર! મેં તો વિનય જાણવા માટે તારો તિરસ્કાર કર્યો હતો. તું ખરેખર અજ્ઞાન છે કે મૃત્યુસ્થાનમાં તારી જાતને ફેંકે છે. જો તું ધનની ઇચ્છાવાળો હોય તો અમારો વશવર્તી થા. અમારી ઉપાસના કરતાં તને કોઈ પણ પ્રકારના કલેશ વગર ધન પ્રાપ્ત થશે." પછી કિંકર-જનોએ મને નવરાવ્યો અને જવની રાબ પીવડાવી. એ પ્રમાણે મારા કેટલાક દિવસ વીતી ગયા.

એક વાર ભઠ્ઠી સળગાવીને તે પરિવ્રાજક મને કહેવા લાગ્યો, "જો" પછી તેણે પોલાદ ઉપર રસ ચોપડ્યો અને પોલાદ અંગારામાં નાખ્યું. ધમણ વડે ધમતાં તે ઉત્તમ સુવર્ણ થઈ ગયું. તેણે મને કહ્યું, "પુત્ર! આ તેં જોયું?" હું બોલ્યો, "મેં અત્યંત આશ્ચર્ય જોયું." પછી તેણે મને કહ્યું, "મારી પાસે સોનું નથી, પણ હું મોટો સૌવર્ણિક છું. તને જોઈને મને પુત્રવત્ સ્નેહ થયો છે. તું અર્થપ્રાપ્તિને સારુ કલેશ કરે છે, માટે તારે ખાતર હું જઈશ અને શતસહસ્રવેધી રસ લાવીશ. પછી તું કૃતકૃત્ય થઈને તારે ઘેર જજે. આ તો મારી પાસે પહેલાંનો મેળવેલો થોડોક રસ હતો." લોભી

૧. એ કાળમા પણ દરિયાઈ મુસાફરી માટે 'પાસપોર્ટ' જેવી પ્રથા હોવી જોઇએ.

૨. સુમાત્રા.

૩. આ પછી પશ્ચિમ તરફના દેશોમા 'યવન' દેશનું નામ આવે છે, તેથી આ 'યવનદ્વીપ' નહી, પણ 'યવદ્વીપ' (જાવા) હોવો જોઈએ.

એવા મેં સન્તુષ્ટ થઇને કહ્યું, "તાત! એમ કરો." પછી તેણે સાધનો સજ્જ કર્યાં અને ભાથું તૈયાર કર્યું. અંધારી રાત્રિએ અમે ગામમાંથી નીકળ્યા અને હિંસક પશુઓથી ભરેલી અટવીમાં પહોંચ્યા. અમે રાત્રે પ્રવાસ કરતા હતા અને ભિલ્લોના ભયથી દિવસે છૂપાઇને રહેતા હતા. અનુક્રમે પર્વતની ગુફામાં પેસી અમે ઘાસથી ઢંકાયેલા એક કૂવા આગળ પહોંચ્યા. ત્યાં પરિવ્રાજક ઊભો રહ્યો. મને પણ તેણે કહ્યું, "વિશ્રામ લે." પછી તે ચામડાનું વસ્ત્ર પહેરીને અંદર ઊતરવા લાગ્યો. એટલે મેં તેને કહ્યું, "તાત! આ શું?" તેણે કહ્યું, "પુત્ર! ઘાસથી ઢંકાયેલો આ કૂવો ઊંધા પાડેલા કોડિયાના આકારનો છે. એની અંદર વજ્રકુંડ છે, તેમાંથી રસ ઝરે છે. હું ઊતરું છું. ખાટલીમાં બેઠેલા મને તું અંદર લટકાવજે એટલે પછી હું રસનું તુંબડું ભરી લઇશ." મેં કહ્યું, "હું ઊતરું છું, તમે ન ઊતરશો." તે બોલ્યો, "ના, પુત્ર! તને ડર લાગશે." મેં કહ્યું, "હું ડરતો નથી." પછી મેં ચર્મવસ્ત્ર પહેર્યું. તેણે યોગવર્તી[1] સળગાવીને મને અંદર લટકાવ્યો. હું ઠેઠ કૂવાના તળિયે પહોંચ્યો. મેં રસકુંડ જોયો. પછી તેણે તુંબડી નીચે નાખી. મેં કડછીથી તુંબડી ભરી અને ખાટલીમાં મૂકી. દોરડું હલાવતાં પરિવ્રાજકે ખાટલી ઉપાડી લીધી. હું રાહ જોતો હતો કે, "મારે માટે ફરી પાછો તે ખાટલી નીચે લટકાવશે." મેં બૂમ પાડી કે, "તાત! દોરડું નીચે લટકાવો." પણ કૂવો ખૂબ ઊંડો હતો અને મને પશુની જેમ તેમાં ફેંકી દઇને પરિવ્રાજક ચાલ્યો ગયો હતો.

તે વખતે મેં વિચાર કર્યો કે, "સાગરમાં પણ મર્યો નહોતો એવો હું લોભને કારણે મરણ પામું છું." મારી યોગવર્તી દીપિકાઓ પણ ઓલવાઇ ગઈ. પ્રભાતમાં ત્યાં સૂર્ય દેખાતો નહોતો, માત્ર મધ્યાહ્નકાળે કૂવામાં પ્રકાશ આવ્યો. નીચે જોયું તો અંદરથી ખૂબ પહોળો પણ સાંકડા મુખવાળો કુંડ મારી નજરે પડ્યો. ઘણી વાર સુધી તાકી રહેતાં જેનું જીવન કંઇક અવશિષ્ટ રહ્યું છે એવા એક પુરુષને કુંડથી થોડેક દૂર મેં જોયો. મેં તેને પૂછ્યું, "તું અહીં કેવી રીતે આવ્યો?" ઘણા દુઃખપૂર્વક તેણે કહ્યું, "આર્ય! પરિવ્રાજક મને અહીં લાવ્યો હતો." મેં કહ્યું, "મને પણ તે જ લાવ્યો છે." પછી મેં તેને પૂછ્યું, "મિત્ર! અહીંથી બહાર નીકળવાનો કોઈ ઉપાય છે ખરો?" તેણે ઉત્તર આપ્યો, "જ્યારે સૂર્યકિરણોથી આ કૂવો પ્રકાશિત થાય છે ત્યારે આ વિવરમાંથી એક મોટી ઘો પાણી પીવાને માટે આવે છે, અને તે જ માર્ગે પાછી જાય છે. ભીરુ અને અસાહસિક એવો હું અશક્ત થઇ ગયો હોવાને કારણે બહાર નીકળ્યો નહીં. જો તમે સાહસ કરી શકો તો ઘોના પૂંછડે વળગી પડજો, એટલે બહાર નીકળી શકશો." પછી હું પાણીની પાસે ઘોની રાહ જોવા લાગ્યો. પહોળી પીઠવાળી મોટી ઘો સુરંગના દ્વારમાંથી આવી અને તેણે પાણી પીધું. તે બહાર નીકળતી હતી તે વખતે મેં તેનું પૂછડું પકડી

૧. અમુક રાસાયણિક દ્રવ્યો એકત્ર કરીને બનાવેલી મશાલ, જે અંધારા કૂવાઓ કે ભોંયરાઓમાં પણ બૂઝાય નહીં.

લીધું. પછી સુરંગના વિવરમાંથી જતરડું ખેચે તેવી ગતિથી મને ખેંચતી તે દૂર સુધી જઈને બહાર નીકળી. મેં ચામડાનું કપડું પહેરેલું હોવાથી મારા શરીરને કંઈ ઈજા ન થઈ. પછી ઘોનું પૂછડું છોડી દઈને હું કૂવો શોધવા લાગ્યો, પણ મને તે જડ્યો નહીં. રાતમાં મને લાવવામાં આવ્યો હતો તે કારણથી એ પ્રદેશથી પણ હું માહિતગાર નહોતો. આ પ્રમાણે લોભગ્રસ્ત એવો હું તપાસ કરતો હતો ત્યાં જંગલી પાડાએ મારા ઉપર હુમલો કર્યો. તે મારી પાછળ પડ્યો. તેનાથી નાસતો એવો હું પાડો ચઢી શકે નહીં એવા ઊંચા ખડક ઉપર ચઢી ગયો. આથી પાડો ખીજાયો અને અત્યંત ક્રોધથી તેણે શિલા ઉપર પ્રહાર કર્યો. તેના પ્રહારના આઘાતથી ખડકમાંથી મોટો અજગર નીકળ્યો અને તેણે પાડાને પાછલા ભાગમાં પકડ્યો. આથી એ નિષ્ઠુર પાડો ત્યાં ઊભો રહ્યો. ડરેલો એવો હું પણ પાડાના માથા ઉપર પગ મૂકીને ત્યાંથી નાસી ગયો અને એકાન્તમાં સંતાઈ ગયો.

પછી ત્યાથી નાસીને ભૂખ અને તરસથી પીડાતો હું વનમાં કાંટાઓમાં રખડતો હતો. એક સ્થળે ચાર રસ્તા ભેગા થતા જોઈને 'અવશ્ય આ માર્ગે કોઇ આવશે' એમ વિચારી હું ઊભો રહ્યો. થોડીવારે મેં રુદ્રદત્તને જોયો. તે મારે પગે પડીને રોવા લાગ્યો અને બોલ્યો, "હું તમારો અંતેવાસી છું. ચારુસ્વામી! તમે અહીં શી રીતે આવ્યા?" એટલે મેં તેને બની ગયેલો બધો વૃત્તાન્ત કહ્યો. પછી તેણે પોતાના લોટવામાંથી મને પાણી પાયું અને ભાથું આપ્યું. સ્વસ્થ થયેલા મને તે કહેવા લાગ્યો, "હવે હું તમારો સેવક છું. તમે વેપાર કરો; ચાલો આપણે રાજપુર જઇએ." પછી અમે રાજપુર ગયા અને રુદ્રદત્તના મિત્રને ઘેર ઉતર્યા. રુદ્રદત્તે પડદા, અલંકારો, અળતો, રાતાં પોત, કંકણ વગેરે માલ લીધો. તેણે મને કહ્યું, "ચારુસ્વામી! વિષાદ ન કરશો. તમારા ભાગ્યથી અને ઉત્તમ શરીરચેષ્ટાના ગુણથી થોડી મૂડીથી પણ આપણે ઘણું દ્રવ્ય પેદા કરશું. દ્રવ્ય ઉપાર્જન કરવાને માટે આ લોકો સાર્થમાં જાય છે, માટે ઉઠો, આપણે પણ તે સાર્થની સાથે જઇએ."

એટલે ભેગા થઈને અમે સાર્થમાં પહોંચ્યા અને અનુક્રમે ચાલતા અમે સિન્ધુસાગર-સંગમ (અથવા સાગરના જેવી) નદી ઊતર્યા. ઈશાન દિશા તરફ અમે ચાલવા લાગ્યા. હૂણ, ખસ અને ચીન ભૂમિઓ અમે વટાવી અને વૈતાઢ્યની તળેટીમાં શંકુપથ પાસે પહોંચ્યા. ત્યાં સાર્થના માણસોએ પડાવ નાખ્યો, રસોઇ કરી અને વનફળ ખાધાં. ભોજન કર્યા પછી સાર્થના માણસોએ તુંબરુનું ચૂર્ણ કૂટ્યું. માર્ગદર્શકે કહ્યું, "ચૂર્ણ લઇ લો, અને કેડમાં ચૂર્ણની ઝોળીઓ બાંધી દો. પોટલામાં માલ ભરો અને તે બગલ ઉપર બાંધો. એટલે આ [1]છિન્નટંક શિખર, વિજયા નદીનો અતાગ પાણીવાળો ધરો અને માત્ર એક જ સ્થળે

૧. જ્યા વચ્ચે વીસામાની અથવા ટકવાની કોઇ જગ્યા નથી એવુ સીધું શિખર.

શંકુ ઉપર જેનું આલંબન છે એવો શંકુપથ આપણે ઓળંગી જઈશું. જ્યારે હાથે પરસેવો વળે ત્યારે તમારે તંબરુનું ચૂર્ણ મસળવું, એટલે તેની રુક્ષતાથી હાથને પકડવાનો આધાર રહેશે; નહીં તો પત્થરના શંકુ ઉપરથી હાથ લપસી જતાં ટેકા વગરના માણસનું અપાર પાણીવાળા છિન્નદ્રહમાં પડવાથી મૃત્યુ થશે." પછી અમે તેના વચનથી તુંબરુ ચૂર્ણનું ગ્રહણ વગેરે બધું કર્યું. અમે સર્વે શંકુપથ ઊતરી ગયા અને જનપદમાં પહોંચ્યા. ત્યાંથી અમે ઇષુવેગા નદી પાસે પહોંચ્યા, ત્યાં મુકામ કર્યો અને પાકાં વનફળ ખાધાં. પછી અમને માર્ગદર્શકે કહ્યું, "વૈતાઢ્ય પર્વતમાંથી નીકળતી આ ઇષુવેગા નદી અતાગ છે. જે તેમાં ઊતરે તે પાણીમાં ખેંચાઈ જાય છે. એમાં તીરછા માર્ગે પણ ઊતરી શકાય એમ નથી. માત્ર નેતરનો આધાર લઈને જ તેને સામે પાર જઈ શકાય એમ છે. જ્યારે ઉત્તર તરફથી વાયુ વાય છે ત્યારે, પર્વતમાંથી વાતા પવનના એકત્રિત વેગને કારણે, મોટી, ગાયનાં પૂછડાં જેવી ( અનુક્રમે પાતળી ) અને સ્વભાવથી જ મૃદુ અને સ્થિર એવી વેત્રલતાઓ દક્ષિણ તરફ નમે છે. આ પ્રમાણે નમી જતાં તે ઇષુવેગા નદીના દક્ષિણ કિનારે પહોંચે તે વખતે તેમનો આધાર લેવામાં આવે છે. આધાર લીધા પછી એ લતાઓના ગાંઠાના મધ્યભાગ પકડી લેવામાં આવે છે. પછી જ્યારે દક્ષિણ તરફથી પાછો વાયુ વાય ત્યારે એ વાયુ વેત્રલતાઓને પાછી ઉત્તર કિનારે ફેંકે છે. આ પ્રમાણે લતાઓના ગાંઠાની સાથે માણસ પણ ઉત્તર કિનારે ફેંકાય છે. તે કારણથી આ ગાંઠાઓ પકડવામાં આવે છે. માટે તમે ( અનુકૂળ ) પવનની રાહ જુઓ."

પછી માર્ગદર્શકની સૂચનાથી અમે વેત્રલતાઓના ગાંઠાના મધ્યભાગ પકડ્યા, અને કેડ તથા માલ બાંધી લીધાં. સૂચના અનુસાર પવનની રાહ જોતા અમે દક્ષિણના પવનથી આ તરફ ફેંકાયેલી વેત્રલતાઓના આધારે ઉત્તર કિનારે જઈને ઊભા રહ્યા. વેત્રલતાઓવડે વિકટ એવા પર્વતના શિખરોમાં શોધ કરતા અમે રસ્તા ઉપર પહોંચ્યા અને ટંકણ દેશમાં પહોંચ્યા. ત્યાં અમે એક પહાડી નદીના કિનારા ઉપર રહ્યા અને સીમાડા ઉપર સાર્થે મુકામ કર્યો. ભોમિયાની સૂચનાથી નદીના કિનારે જુદો જુદો માલ મૂકવામાં આવ્યો, એક કાષ્ઠરાશિ સળગાવ્યો અને અમે એકાન્તમાં ચાલ્યા ગયા. ધૂમાડા સહિત અગ્નિને જોઈને ટંકણ લોકો આવ્યા, માલ લીધો અને તેમણે પણ ધૂમાડો કર્યો. પછી ભોમિયાના કહેવાથી તેઓ પોતાના સ્થાને ગયા. તેમણે બાંધેલાં બકરાંઓ અને મૂકેલાં ફળો સાર્થના માણસોએ લીધાં.

પછી સાર્થ સીમાડા ઉપરની તે નદીના કિનારે કિનારે આગળ ચાલ્યો અને અમે અજપથ આગળ પહોંચ્યા. ત્યાં વિશ્રામ લઈ આહાર કરીને ભોમિયાની સૂચનાથી આંખે પાટા બાંધીને તથા બકરાઓ ઉપર બેસીને બન્ને બાજુ છિન્ન કટકવાળા ( તદ્દન ઊભા અને સીધાં ચઢાવવાળા ) વજ્રકોટિસંસ્થિત પર્વતને અમે વટાવી ગયા. ત્યાં ઠંડા પવનના ઝપાટા શરીરે લાગતાં બકરા ઊભા રહ્યા, એટલે અમે આંખો ખોલી નાખી. સપાટ

ભૂમિ ઉપર અમે વિશ્રામ લીધો અને ભોજન કર્યું, એટલે ભોમિયાએ કહ્યું, "બકરાઓને મારી નાખો, રુધિરવાળા ચામડાની ભાથડીઓ ( ખોળ ) કરો, બકરાનું માંસ રાંધીને ખાઓ અને કેડે છરી બાંધીને ભાથડીઓમાં પેસી જાઓ. રત્નદ્વીપમાંથી ભારુંડ નામનાં મહાકાય પક્ષીઓ અહીં ચરવાને માટે આવે છે. તેઓ અહીં આવીને વાઘ, રીંછ વગેરેએ મારેલાં પ્રાણીઓનું માંસ ખાય છે, અને માંસનો મોટો પિંડ હોય તે પોતાના માળામાં લઇ જાય છે. તમને રુધિરવાળી ભાથડીઓમાં બેઠેલા જોઈને, 'આ મોટા માંસપિંડ છે' એમ ધારી તમને ઉપાડીને તે પક્ષીઓ રત્નદ્વીપમાં લઈ જશે. તેઓ તમને નીચે મૂકે, એટલે તમારે છરી વડે ભાથડીઓ ચીરી નાખવી. પછી તમારે ત્યાંથી રત્નો લેવાં. રત્નદ્વીપમાં જવાનો આ ઉપાય છે. રત્નો લીધા પછી વૈતાઢયની તળેટી પાસે આવેલી સુવર્ણભૂમિમાં અવાય છે. ત્યાંથી વહાણ માર્ગે પૂર્વદેશમાં આવી શકાય છે." તેનું વચન સાંભળીને સાર્થના માણસો બકરાને મારવા લાગ્યા. મેં રુદ્રદત્તને કહ્યું, "વેપાર આવો હશે એમ હું જાણતો નહોતો; અને જો જાણતો હોત તો અહીં આવત નહીં, માટે મારા બકરાને તમે મારશો નહીં. તેણે મને જંગલમાંથી બહાર કાઢ્યો છે, માટે તેનો તો ઉપકાર માનવો યોગ્ય છે." રુદ્રદત્ત બોલ્યો, "તમે એકલા શું કરશો?" મેં કહ્યું, "વિધિપૂર્વક દેહત્યાગ કરીશ." એટલે મારું મરણ થવાની સંભાવનાથી ડરતો તે રુદ્રદત્ત સાર્થના માણસો સાથે મળીને બકરાને મારવા લાગ્યો. હું એકલો તેમને અટકાવી શકયો નહીં. તેમને અટકાવવાનો પ્રયત્ન કરતા મારા તરફ તે બકરો પણ એકાગ્રચિત્ત થઇને લાંબી નજરે તાકી રહ્યો.

એટલે મેં તેને કહ્યું, "હે બકરા! તારી રક્ષા કરવાને હું અશક્ત છું. પણ સાંભળ—જો તને વેદના થતી હોય તો તેના કારણરૂપે તેં પૂર્વે કરેલો મરણભીરુ પ્રાણીઓનો વધ છે. એટલે તેં પોતે કરેલાં કર્મોનો જ આ અનુભવ છે. આથી એનું કેવળ નિમિત્ત બનનાર માણસો ઉપર તારે દ્વેષ કરવો જોઇએ નહીં. જેઓ રાગ, દ્વેષ અને મોહથી પર છે એવા ભગવાન્ અરહંતો અહિંસા, સત્ય, અદત્તાદાનવિરતિ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ વ્રતો સંસારભ્રમણનો નાશ કરનારાં હોવાનું ઉપદેશે છે, માટે તું સર્વે સાવદ્ય—પાપયુક્ત વ્યાપારોનો, શરીરનો અને આહારનો ત્યાગ કર; 'નમો અરિહંતાણં' એ વચન તારા ચિત્તમાં રાખ; એથી તારી સદ્ગતિ થશે." મેં એમ કહ્યું એટલે તે બકરો મારી આગળ પ્રણામ કરીને ઊભો રહ્યો. મેં પણ તેને વ્રતો આપ્યાં, આહારનું પચ્ચકખાણ આપ્યું અને સિદ્ધ તથા સાધુના નમસ્કાર સહિત અરિહંતનો નમસ્કાર—નવકાર મંત્ર—ઉચ્ચાર્યો. આ પ્રમાણે વિરક્ત થયેલા અને ચિત્રમાં ચીતરેલા હોય તેવા સ્થિર એ બકરાને તેઓએ—રુદ્રદત્ત વગેરેએ મારી નાખ્યો. પછી તેની ભાથડી કરવામાં આવી. રુદ્રદત્તે પગે પડીને મને ભાથડીમાં બેસાડ્યો, અને સાથેના માણસો પણ પોતપોતાની ભાથડીમાં પ્રવેશ્યા. થોડીક વારે ભારુંડ

પક્ષીઓ આવ્યાં, તે અમે તેમના શબ્દ ઉપરથી જાણ્યું. માંસનાં લાલચુ તે પક્ષીઓએ ભાથડીઓ ઉપાડી, પણ તેમાં મારી ભાથડી બે ભારુંડ પક્ષીઓએ લીધી. પણ તે મેં જાણ્યું શી રીતે ? (બે પક્ષીઓ વડે) આકાશમાં ઊંચે–નીચે દડાની જેમ હલાવાતો મને લઇ જવામાં આવતો હતો. આવી રીતે મને દૂર સુધી લઈ જવામાં આવ્યો. ત્યાં અત્યંત કોપથી લડતાં તે પક્ષીઓની ચાંચમાંથી ભાથડી સરકી જતાં હું મોટા ધરામાં પડ્યો. પડતાં પડતાં મેં છરીથી ભાથડી ચીરી નાખી, અને તરતો તરતો પાણીમાંથી બહાર નીકળ્યો. પછી મેં આકાશમાં જોયું, તો પક્ષીઓ વડે સાર્થના માણસો સહિત લઇ જવાતી ભાથડીઓ નજરે પડી. મારી ભાથડી પણ પક્ષીઓ લઈ ગયાં. પછી મને વિચાર થયો, "અહો ! કૃતાન્ત જ મને ત્રાસ આપે છે. અથવા પૂર્વેનાં દુશ્ચરિતને કારણે મારી આવી અવસ્થા થઇ છે." વળી મને થયું, "મેં પુરુષાર્થ કરવામાં તો કંઇ ખામી રાખી નથી. હવે તો મરવાને માટે આ પર્વત ઉપર ચઢું; ઉપર જ્યાં સમ ભૂમિ આવશે ત્યાંથી નીચે ભુસ્કો મારીશ." આ પ્રમાણે નિશ્ચય કરીને હું પર્વત ઉપર ચઢવા લાગ્યો અને વાંદરાની જેમ હાથ તેમજ પગથી પત્થરો ઉપર વળગીને જેમ તેમ કરી શિખર ઉપર પહોંચ્યો.

ત્યાં અવલોકન કરતાં મેં પવનથી ફરફરતું શ્વેત વસ્ત્ર જોયું. મેં વિચાર્યું, "આ કોનું વસ્ત્ર હશે ?" વધારે ઝીણી નજરે જોતાં મને ખ્યાલ આવ્યો કે, "આ તો કોઈ સાધુ હાથ ઊંચા કરીને આતાપના લેતા એક પગે ઊભા છે." મેં વિચાર્યું કે, "મારો પુરુષાર્થ સાધુનાં દર્શનથી સફળ થયો છે." સન્તુષ્ટ થયેલો હું સાધુ પાસે પહોંચ્યો, અને નૈષેધિકી કરીને તથા ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને તેમની સમક્ષ ઊભો રહ્યો તથા હૃદયથી પ્રશંસા કરવા લાગ્યો કે, "અહો ! ધ્યાનમાં રહેલા આ સાધુ ખરે-ખર કૃતાર્થ છે." સાધુએ મારી સામે ઘણીવાર સુધી તાકી રહીને પછી કહ્યું, "શ્રાવક ! ઇભ્ય ભાનુના પુત્ર તમે ચારુસ્વામી તો નહીં ?" મેં કહ્યું, "ભગવન્ ! હું તે જ છું." એટલે ભગવાને કહ્યું, "તમે અહીં કેવી રીતે આવ્યા ?" એટલે મેં ગણિકાગૃહમાં પ્રવેશથી માંડીને પર્વત ઉપર ચઢવા સુધીનો સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. પછી સાધુએ પણ પોતાનો તપ–નિયમ સમાપ્ત થતાં બેસીને કહ્યું, "મને ઓળખો છો ? જેને તમે મરણમાંથી ઊગાર્યો હતો તે હું અમિતગતિ છું." મેં કહ્યું, "ભગવન્ ! એ પછી તમે શું કર્યું' તે મને કહો." એટલે તે કહેવા લાગ્યા—

## અમિતગતિનો શેષ વૃત્તાન્ત

"હું તમારી પાસેથી ઊડચો. પછી મેં વિદ્યાનું આવાહન કર્યું, એટલે તેણે મને કહ્યું, "વૈતાઢ્ય પર્વત ઉપર કાંચનગુહામાં તારી પ્રિયા તારા શત્રુની સાથે છે." એટલે હું કાંચનગુહા ગયો. કરમાઇ ગયેલી જાણે પુષ્પમાળા હોય તેવી તથા દુઃખસમુદ્રમાં ડૂબેલી સુકુમારિકાને મેં ત્યાં જોઇ. વેતાલ–વિદ્યાની સહાયથી મારું મૃત શરીર તેને

બતાવીને .( ધૂમસિંહ ) કહેતો હતો, “ આ તારો પતિ અમિતગતિ (મરણ પામ્યો છે), માટે તું મારું સેવન કર અથવા સળગતા અગ્નિમાં પ્રવેશ કર. ” સુકુમારિકા બોલી, “ હું તો મારા પતિ અમિતગતિનું જ અનુસરણ કરીશ. ” એટલે તેઓએ (ધૂમસિંહના સેવકોએ) લાકડાંનો મોટો ઢગલો કર્યો, તેમાં આગ મૂકી, શબને પણ મૂક્યું અને પ્રિયા શબને આલિંગન કરીને બેઠી. તે જ વખતે હું ત્યાં પહોંચ્યો. મેં હુંકાર કર્યો, એટલે તેઓ નાસી ગયા. મેં પ્રિયાને ચિતા ઉપરથી ઊતારી. હું હજી જીવતો હતો એ જોઇને તે વિસ્મય પામી. મારા શત્રુઓને મેં નસાડ્યા એટલે તેઓ સમુદ્રમાં પેસી ગયા. પછી હું પાછો વળીને પિતા પાસે ગયો અને તેમને બધું કહ્યું. પછી મારા પિતાએ વિદ્યાધરશ્રેણિના વૃદ્ધો દ્વારા ધૂમસિંહ સાથે વિદ્યાધરોનો બોલવા–ચાલવાનો વ્યવહાર બંધ કરાવ્યો.

એક વાર મારા પિતા વિદ્યાધરરાજની પુત્રી મનોરમા નામે કન્યા લાવ્યા. પાણિગ્રહણ કરીને હું તે ભાર્યાની સાથે રમણ કરવા લાગ્યો. પછી મારા પિતાએ, મને રાજ્યધુરા સોંપીને, હિરણ્યકુંભ અને સુવર્ણકુંભ નામના ચારણશ્રમણોની પાસે દીક્ષા લીધી તથા નિઃસંગ અને તપપરાયણ થઇને તેઓ વિચરવા લાગ્યા. મારે ત્યાં સિંહયશ અને વરાહગ્રીવ એ પુત્રો થયા, અને ગન્ધર્વદત્તા પુત્રી થઇ. મારા પિતા નિર્વાણ પામ્યાના સમાચાર સાંભળીને મેં પણ, સિંહયશને રાજ્ય આપીને, તે જ ચારણશ્રમણોની પાસે દીક્ષા લીધી. સૂત્રોનો અભ્યાસ કર્યા પછી હું આ કંઠક દ્વીપમાં કંકોટક પર્વત ઉપર આતાપના લઉં છું, અને રાત્રે ગુફામાં વસું છું.

ભદ્રમુખ ! સારું થયું કે તમે અહીં મને મળ્યા. હવે તમને કોઇ વાતની ખામી નહીં રહે. મારા પુત્રો અહીં દરરોજ મને વંદન કરવા માટે આવે છે. તેઓ પોતાના નગરમાં લઇ જઇને તમારી શુશ્રૂષા કરશે, અને વિપુલ ધન સહિત તમને ચંપા નગરી લઇ જશે. ”

ભગવાન્ આ પ્રમાણે કહેતા હતા ત્યાં તો થોડી જ વારમાં વિદ્યાધર–રાજાઓ સિંહયશ અને વરાહગ્રીવ ત્યાં આવ્યા. તેમણે પિતાને પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી. સાધુએ તેમને કહ્યું, “ પુત્રો ! તમારા પિતાને લાંબે કાળે પ્રણામ કરો. ઘણી મુશ્કેલીએ તેઓ અહીં આવી પહોંચ્યા છે. ” એટલે તેઓ બોલ્યા, “ તાત ! ‘ આ તમારા ધર્મપિતા છે ’ એમ કહો છો, તો શું આ ચારુસ્વામી તો નથી ? ” તેમણે કહ્યું, “ હા, એમ જ છે. સ્થાન અને ધનથી પરિભ્રષ્ટ થયેલા તે લાંબે કાળે મારા જોવામાં આવ્યા છે. ” પછી તેમણે બધી હકીકત પોતાના પુત્રોને કહી. એટલે તેઓએ પિતાને યોગ્ય એવા માન સાથે મને વંદન કર્યું, અને હું વિશ્રામ લેતો હતો ત્યારે મને કહ્યું, “ જેનો પ્રતિકાર થઇ શકે નહીં તથા જેમાંથી છોડાવી શકાય નહીં એવી સ્થિતિમાં રહેલા અમારા પિતાને જીવિતદાન આપીને ઉપકાર કરનાર આપનો અમે યથાશક્તિ પ્રત્યુપકાર કરીશું. અમારા સદ્ભાગ્યે જ આપને અહીં આણ્યા છે. આજે અમારો ક્લેશ દૂર થયો છે. ” આ પ્રમાણે તેઓ બોલવા લાગ્યા.

એવામાં અજોડ રૂપવાળો, રુચિર આભૂષણોથી અલંકૃત તથા રજ વગરના આકાશ જેવો તેજસ્વી એક દેવ ત્યાં આવ્યો. હર્ષિત થયેલા તેણે 'પરમ ગુરુને નમસ્કાર' એમ વંદના કરતાં મને પ્રણામ કર્યા. ત્યારપછી તેણે અમિતગતિને વંદન કર્યું. વિદ્યાધરોએ તેને પૂછ્યું, "દેવ! અમે ક્રમ પૂછીએ છીએ કે-પહેલાં સાધુને વંદન કરવું જોઈએ કે શ્રાવકને?" તેણે ઉત્તર આપ્યો, "સાધુઓને વંદન કરવું જોઈએ, પછી શ્રાવકને; પણ હું ભક્તિવશ હોવાને કારણે ક્રમ ચૂકી ગયો હતો. આમની (ચારુદત્તની) કૃપાથી મને આ દેવશરીર અને આ રિદ્ધિ મળી છે." વિદ્યાધરોએ પૂછ્યું, "કેવી રીતે?" એટલે દેવ કહેવા લાગ્યો, "બકરાના ભવમાં હું જાતિસ્મરણ જ્ઞાનવાળો હતો. ગત જન્મનું સ્મરણ કરતા મને એમણે ધર્મમાં જોડ્યો. સાંભળો, પહેલાં તો હું અથર્વવેદ દ્વારા પ્રવર્તેલા મન્ત્રોના વિનિયોગમાં પાંચ વાર અગ્નિમાં હોમાયો. છઠ્ઠી વાર મને વાણિયાઓએ મારી નાખ્યો." એટલે વિદ્યાધરોએ પૂછ્યું, "દેવ! અથર્વવેદ કેવી રીતે ઉત્પન્ન થયો? અને કોણે તે કર્યો?" તેણે ઉત્તર આપ્યો, "મહાકાલ નામે પરમાધાર્મિક દેવ હતો. સગર પ્રત્યેના દ્વેષને કારણે તેને નરકમાં નાખવાના હેતુથી, એ દેવે પશુવધ પ્રકાશિત કર્યો હતો. પરંપરાના આગમથી પિપ્પલાદે તે ગ્રહણ કર્યો હતો. તેણે તેના આશ્રયથી અથર્વવેદની રચના કરી હતી. એ પિપ્પલાદની ઉત્પત્તિ સાંભળો—

## અથર્વવેદની ઉત્પત્તિ અને પિપ્પલાદનો વૃત્તાન્ત

વારાણસી નામે નગરી છે. ત્યાં ઘણી શિષ્યાઓના પરિવારવાળી, વ્યાકરણ અને સાંખ્યશાસ્ત્રમાં કુશળ તથા અત્યંત માનનીય એવી સુલસા નામે પરિવ્રાજિકા વસતી હતી. યાજ્ઞવલ્કય નામે ત્રિદંડી વાદ કરવાની ઇચ્છાથી વારાણસી આવ્યો. તે બન્નેની વચ્ચે ચર્ચા થઇ. તે વખતે સુલસાએ જ્ઞાનમદથી કહ્યું, "જો મને વાદમાં જીતો તો છ માસ સુધી તમારી પાદુકાઓ વહન કરું." પછી મધ્યસ્થો સમક્ષ તેમની વચ્ચે વાદ થયો. શબ્દ-શાસ્ત્ર-વ્યાકરણના વિષયમાં યાજ્ઞવલ્કયે સુલસાને જીતી; એટલે માન મૂકીને તે યાજ્ઞવલ્કયની સેવા કરવા લાગી. આ પ્રમાણે તેમની વચ્ચેની મર્યાદા તૂટી જવાથી તથા એકબીજાની સમીપ રહેવાને કારણે તેમનું પતન થયું. શિષ્યાઓએ પણ સુલસાને ખરાબ શીલવાળી ગણીને તેનો પરિત્યાગ કર્યો. તેને પોતાની બ્હેન માનતી તથા ઘણા કાળની તેની સોબતી એકમાત્ર નંદા નામે (શિષ્યા) તેની સાથે રહી હતી. સુલસાને ગર્ભ રહ્યો. 'મને ગર્ભ રહ્યાની હકીકત જાહેર થતાં રખેને હું અપમાનિત થાઉં' એમ વિચારીને, નંદાને પોતાનું ગમન-સ્થાન કહી બતાવી, તીર્થયાત્રાના બહાને તે નીકળી. ગંગાના કિનારે યાજ્ઞવલ્કયની સાથે ઘેરી વૃક્ષઘટાઓથી વીંટાયેલા પીપળાના વૃક્ષની નીચે તે રહેવા લાગી. નંદા તેને સમાચારો આપતી હતી. પ્રસવનો દિવસ નજીક આવ્યો ત્યારે સુલસા અત્યંત ખિન્ન થઇ ગઇ. યાજ્ઞવલ્કયની શુશ્રૂષાથી તેણે યથાકાળે પુત્રને જન્મ આપ્યો. પુત્રને સ્નાન કરાવીને

યાજ્ઞવલ્કયની પાસે મૂકીને 'હું ગંગા–તીર્થમાં ઊતરું છું (સ્નાન કરી આવું છું)' એમ કહીને, તે ચાલી નીકળી. 'મારે બાળકનું શું કામ છે? યાજ્ઞવલ્કય સાથેના સંબંધથી પણ હવે બસ થાઓ,' એમ વિચારતી સુલસાને પાછી આવતાં મોડું થયું તેથી બાળક રોવા લાગ્યો. યાજ્ઞવલ્કયે યોગ્ય તીર્થમાં તેની તપાસ કરી, પણ તેને માલૂમ પડયું કે 'સુલસા નથી, એ તો ચાલી ગઇ છે.' આ પ્રમાણે ચિન્તા કરતો તે 'હવે તેને કેવી રીતે મળું?' એમ વિચાર કરતો બેઠો. એટલામાં પવનથી તૂટેલી પીપળાની ડાળી બાળકના મુખ ઉપર પડી, એટલે તે (દૂધનો) સ્વાદ લેવા લાગ્યો અને રોતો બંધ થઇ ગયો. બાળકનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા યાજ્ઞવલ્કયે વિચાર કર્યો, "આહાર કરવા માંડેલો આ બાળક પીપળો ખાય છે માટે એનું નામ પિપ્પલાદ (પીપળો ખાનાર) ભલે રહે.' એમ વિચારીને શિલા ઉપર તે નામ લખી (બાળકને ત્યજીને) તે ગયો. આ બાજુ, સુલસાનો પ્રસવકાળ નજદીક આવેલો જાણીને સ્નેહવશ નંદા ઘી લઇને તે સ્થળે આવી. તે વખતે એ બાળકના મુખમાંથી, તેના હલનચલનને કારણે, પીપળાની ડાળી ખસી ગઈ હતી, આથી તે ફરી રડવા લાગ્યો. તેનો સાદ–રુદનશબ્દ નંદાએ સાંભળ્યો, તેથી તેણે વિચાર્યું કે–'સુલસાને પ્રસવ થઇ ગયો છે.' પ્રસન્ન થયેલી તે ઝાડીની અંદર આવી, તો તેણે બાળકને જોયો તથા "પિપ્પલાદ" એવું નામ વાંચ્યું, પરન્તુ પેલાં બે જણાંને જોયાં નહીં. તપાસ કરતાં 'તેઓ પોતાનાં ઉપકરણો લઇને ચાલ્યાં ગયાં છે' એમ જણાતાં અનુકંપાથી બાળકને લઇને તે વારાણસી આવી. બાળકને ગળથુથી પીવરાવીને પછી પોતાનાં અંતેવાસી લોકોને કહેવા લાગી, "હું જ્યારે ગંગામાં સ્નાન કરવા ગઇ ત્યારે આ બાળકને મેં જોયો." તેઓ બોલ્યાં, "સારું કર્યું, અમે તને સામથી પૂરી પાડીશું." તેઓએ યત્નપૂર્વક મદદ કરતાં નંદાએ તે બાળકને ઉછેર્યો તથા વિદ્યા શિખવી. અંગ સહિત વેદ તેણે ગ્રહણ કર્યા.

એક વાર ઉદ્યાનમાં તોફાન કરતો હોવાને કારણે નંદાએ એ બાળકને કહ્યું, "તને જન્મ બીજીએ આપ્યો અને હેરાન મને કરે છે." આથી તેણે પૂછ્યું, "માતા! હું કોનો પુત્ર છું?" નંદાએ ઉત્તર આપ્યો, "મારો." છતાં બાળકે ઘણો આગ્રહ કરતાં નંદાએ તેની સાચી ઉત્પત્તિ કહી. આ સાંભળી માતા–પિતા ઉપર તેને દ્વેષ થયો. તેણે અથર્વવેદ રચ્યો, માતૃમેધ અને પિતૃમેધનું તથા અભિચાર–મન્ત્રોનું વિધાન કર્યું. તે લોકોમાં બહુમાન્ય અને સમૃદ્ધ થયો.

ફરી એક વાર યાજ્ઞવલ્કય (વારાણસીમાં) આવ્યો, અભિનવ બુદ્ધિવાળા પિપ્પલાદે તેનો પરાજય કર્યો પછી તેનું સન્માન કરીને પિપ્પલાદ પોતાના ઘેર લઇ ગયો, એટલે તે ત્યાં રહ્યો. પછી યાજ્ઞવલ્કયે પૂછ્યું," તું કોનો પુત્ર છે?" પિપ્પલાદે ઉત્તર આપ્યો, "પિપ્પલનો". આમ યાજ્ઞવલ્કયે જાણ્યું કે, "આ મારો જ પુત્ર છે; બીજા કોની આવી શક્તિ હોય?" પછી તેણે કહ્યું, "હું પિપ્પલને ઓળખું છું; જો તું તેનો પુત્ર હોય તો

હું કૃતાર્થ થયો છું." પછી મનમાં દ્વેષ રાખતો તે પિપ્પલાદ તેની સેવા કરવા લાગ્યો. ઘણો કાળ વીતા પછી નંદાની ખબર લેવા માટે સુલસા ત્યાં આવી. તેણે નંદાને પિપ્પલાદના ભવનમાં ફરતી જોઈ. પૂછવામાં આવતાં નંદાએ પિપ્પલાદ કેવી રીતે મોટો થયો તે કહ્યું. (સુલસાના આગમનની ખબર) નંદાએ પિપ્પલાદને પણ જણાવી, અને કહ્યું, "પુત્ર! આ તારી માતા છે." પિપ્પલાદે પણ ખોટો વિનય બતાવી તેની સેવા કરી. પછી તેણે યાજ્ઞવલ્કયને કહ્યું, "તાત! તમને મોટા પિતૃમેધથી દીક્ષિત કરવામાં આવે છે." તે બોલ્યો, "પુત્ર! મારું જે કંઇ હિત હોય તે તું કર." પછી તેને પિપ્પલાદે દીક્ષા આપીને ગંગા તીરે એકાન્તમાં બાંધ્યો અને કહ્યું, "તાત! તમારી જીભ બતાવો." પછી તેણે હાથચાલાકીથી કાતર વડે જીભ કાપી નાખી. અવાક્ બનેલા તે યાજ્ઞવલ્કયનાં કાન, નાક, હોઠ, હાથ, પગ ઇત્યાદિ અવયવો ઉપર ખાર છાંટીને પિપ્પલાદે અગ્નિમાં હોમ્યા, અને તેને ક્રોધપૂર્વક કહ્યું, "દુરાચાર! મેં જન્મતાં વેંત તારો શો અપરાધ કર્યો હતો કે તેં મારો નિર્જન પ્રદેશમાં ત્યાગ કરી દીધો? હું જીવી શકું તે માટે તેં કોઇને ખબર પણ કેમ ન આપી? તું જ મારો શત્રુ છે." પછી નિશ્ચેષ્ટ થયેલા તે યાજ્ઞવલ્કયને તેણે ગંગામાં ફેંકી દીધો, ભૂમિ ઉપર ગંધોદક છાંટયું અને પછી જાહેર કર્યું કે, "યાજ્ઞવલ્કય તો વિમાનમાં ગયા છે." આ જ પ્રમાણે તેણે સુલસાને પણ મારી નાખી.

આ પ્રમાણે પિતા અને માતાનો ઘાત કરનાર પિપ્પલાદનો હું વર્દ્દલી નામે શિષ્ય હતો. અથર્વવેદના જ્ઞાનવાળો હું બ્રાહ્મણોને ભણાવતો હતો. મરીને હું બકરો થયો.

આ તરફ મિથિલામાં જનક રાજા હતો. તેનો શુનકમેઘ નામે તાપસ ઉપાધ્યાય હતો. તે પુરોહિતે રાજાના શાન્તિકર્મ નિમિત્તે મારો ઘાત કર્યો. ફરી વાર હું બકરો થયો. એ શુનકમેઘે, એ પ્રમાણે, પાંચ વાર મને મારીને હોમ્યો. વર્દ્દલી વગેરે મારા પૂર્વજન્મો મને યાદ હતા. ફરી પાછો હું ટંકણ દેશમાં બકરો થયો. ત્યાં વણિકો જ્યારે મને મારતા હતા ત્યારે આ ચારુદત્તે અહિંસાપ્રધાન ધર્મનો મને ઉપદેશ કર્યો. તે વખતે મેં વિચાર કર્યો, "ધર્મનો શુદ્ધ ઉપદેશ આ જ હોવો જોઇએ. વેદશાસ્ત્રના ઉપદેશના ફળરૂપે તો આ છઠ્ઠું મરણ હું અનુભવું છું. જિનેશ્વરોએ ઉપદેશેલાં વચનો ઉપર આ ચારુદત્તે ભાવપૂર્વક મને રુચિવાળો કર્યો, અરિહંત-નમસ્કારમાં સ્થિર રહેલો હું કાયોત્સર્ગ કરીને ઊભો રહ્યો, એટલે વણિકોએ મને મારી નાખ્યો. પછી હું નંદીશ્વરદ્વીપમાં દેવ થયો છું અને આ ઇભ્યપુત્રની ગુરુપૂજા કરવાની ઈચ્છાવાળો હું અહીં આવ્યો છું."

પછી વિદ્યાધરોએ તે દેવને કહ્યું, "દેવ! અમે પહેલાં સત્કાર કરીશું, કારણ કે ચારુસ્વામીએ અમારા પિતાને પહેલા જીવિતદાન આપ્યું હતું અને પછી તે તમારા ધર્મોપદેશક બન્યા હતા." દેવ બોલ્યો, "હું સત્કાર કરીશ, પછી તમે સન્માન કરજો." વિદ્યાધરોએ કહ્યું, "દેવ! તમે સત્કાર કરી રહો એ પછી તમારા કરતાં વધુ કરવાની અમારી

શી શક્તિ ? અમે સત્કાર કરીએ ત્યાર પછી શુશ્રૂષાપૂર્વક તમે તેમનો સત્કાર કરજો. કૃપા કરો." આ પ્રમાણે દેવને સમજાવીને વિદ્યાધરો મને શિવમન્દિર નગરમાં લઈ ગયા. 'ચારુસ્વામી! ચંપાનગરીમાં જવાની ઇચ્છા થાય ત્યારે મારું સ્મરણ કરજો' એમ કહીને દેવ પણ ગયો. પછી જાણે હું મારા પોતાના જ ઘરમાં રહેતો હોઉં તેવી રીતે સિંહયશ અને વરાહગ્રીવ વડે પિતાના જેવીજ સેવા પામતો હું રહેતો હતો.

## ચારુદત્તનું ગૃહાગમન

એક વાર મેં વિદ્યાધરરાજાને કહ્યું, "મને મારી માતા યાદ આવે છે, માટે હું જઇશ." એટલે તે બન્ને જણા મને કહેવા લાગ્યા, "તાત! તમારી જો જવાની ઇચ્છા હોય તો તમને રોકવા એ અમારે માટે યોગ્ય નથી. જે રીતે તમને સુખ થતું હોય તેમ ભલે થાઓ. પણ એક વાત સાંભળો–અમારા પિતા અમિતગતિ જ્યારે અહીં હતા ત્યારે તેમણે વિજયસેના દેવીની કૂખે જન્મેલી પોતાની પુત્રી (ગન્ધર્વદત્તા) માટે નૈમિત્તિકને પૂછ્યું હતું. નૈમિત્તિકે આદેશ કર્યો હતો કે, 'આ ગન્ધર્વદત્તા ઉત્તમ પુરુષની ભાર્યા થશે, અને તે પુરુષ વિદ્યાધરો સહિત દક્ષિણ ભરતને ભોગવશે. ચંપા નગરીમાં ચારુદત્તને ઘેર રહેલી આ કન્યાને તે પુરુષ સંગીતવિદ્યામાં પરાજિત કરશે. ભાનુશ્રેષ્ઠીનો પુત્ર ચારુદત્ત કોઈ કારણસર અહીં આવશે, તેને સોંપવામાં આવતાં એ કન્યા તે પુરુષને પામશે. એ પુરુષ કેવી રીતે ઓળખાશે? ચિત્રકામમાં આલેખેલા હસ્તી–મિથુનનું તે આયુષ્ય જાણશે, પછી કેશયુક્ત તન્ત્રીવાળી, બળેલા અને પાણીમાં બુડેલા લાકડામાંથી બનાવેલી વીણાઓનો તે દોષ કાઢશે અને સપ્ત સ્વરની તન્ત્રીવાળી વીણા તે માગશે. આ રીતે તેને જાણવો.' માટે આ કન્યાને તમે લઇ જાઓ" મેં પણ એ વસ્તુ સ્વીકારી. પછી મનુષ્યોને દુર્લભ એવો રત્ન અને સુવર્ણનો સમૂહ તે વિદ્યાધરોએ મને આપ્યો. પ્રસ્થાન સમયે વિજયસેના દેવીએ પરિવાર સહિત તથા દાસ અને સેવકો સહિત પુત્રી ગન્ધર્વદત્તા મને સોંપી અને કહ્યું કે, "દીક્ષા લેતી વખતે રાજાએ કરેલી સૂચના પ્રમાણે આ કન્યાને સોંપી છે. તમારી પાસે તે ધર્મપૂર્વક ધર્મનિક્ષેપ (પવિત્ર થાપણ) બનો."

પછી મેં દેવનું ચિન્તન કર્યું. એટલે તે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આવ્યો. વૈભવ સહિત અને પરિચારિકાઓ સહિત ગન્ધર્વદત્તાની સાથે તે મને અર્ધ રાત્રે ચંપા નગરીમાં લાવ્યો. તેણે મને વિપુલ ધન આપ્યું, તે નગરની બહાર ઉપવનમાં મેં દાટી દીધું. દાસ-દાસીઓ પટમંડપ–કનાતોમાં સૂઇ ગયાં. "તમારે માટે રાજાને સૂચના કરું છું. જ્યારે કામ પડે ત્યારે મારું સ્મરણ કરજો' એમ કહીને દેવ ગયો. વિદ્યાધર અને દેવે આપેલા ખચ્ચર, ગધેડા અને ઊંટ ત્યાં ઊભા રહેલા હતા તથા વિવિધ માલ–સામાન ભરેલાં ગાડાં પણ છોડેલાં હતાં. દેવની આજ્ઞા અનુસાર પરોઢિયે મશાલો સહિત તથા અલ્પ પરિજન સહિત રાજા ત્યા આવ્યો. મને ખબર આપવામાં આવી. મેં રાજાનો અર્ઘ્યથી સત્કાર કર્યો.[1]

૧. આ પછી મૂળમાના तं णाहं परिस्संतो...भीएमि ण अहं ति એ શબ્દોનો અર્થ અસ્પષ્ટ છે.

સૂર્યોદય થતાં મારો વૃત્તાન્ત સાંભળીને મારા મામા આવ્યા. તેમણે મને આલિંગન આપ્યું અને કહ્યું, "અહો! તેં કુળને ઉજજવળ કર્યું છે, તેં પુરુષાર્થ કર્યો છે." મેં પૂછયું, "માતાના શા સમાચાર છે?" તેમણે કહ્યું, "સાંભળો-તમે પ્રવાસે ગયા ત્યારે તમને ઘરમાં નહીં જોતી વસન્તતિલકા અશોકવનિકામાં ફરી આવીને દાસીઓને પૂછવા લાગી, 'ચારુસ્વામી કયાં ગયા?' વસન્તતિલકાએ ઘણો આગ્રહ કરતાં દાસીઓએ કહ્યું, 'આ તો ધનહીન છે એમ વિચારીને જ્યારે તેમણે માદક પીણું પીધું હતું ત્યારે માતાએ તેમને ભૂતગૃહમાં ફેંકાવી દીધા હતા.' આ સમાચાર જાણીને વસન્તતિલકા ગૃહિણી (મિત્રવતી) પાસે ગઇ. ત્યાં પણ તમને નહીં જોતાં તેણે વેણીબંધ બાંધ્યો, રાજાને નિષ્ક્રય (રાજાની સેવામાંથી મુક્તિ મેળવવા માટેનો લાગો) આપ્યો અને ગૃહિણીની સેવા કરવા લાગી. મિત્રવતી પણ પોતાના પાતિવ્રત્યની રક્ષા કરતી રહે છે." પછી હર્ષ પામેલો અને વેપારીઓનો સત્કાર પામતો હું મારા ઘરમાં પ્રવેશ્યો, માતાને વંદન કર્યું, મિત્રવતીને આલિંગન આપ્યું, વસન્તતિલકાનો વેણીબંધ છોડયો અને રત્નો ભંડારમાં મૂકયાં.

અનુક્રમે ગન્ધર્વદત્તા પૂર્ણ યુવાવસ્થામાં આવી. પછી મેં સભામંડપ કરાવ્યો, તમારી શોધ માટે પુત્રીની સંગીતને લગતી પ્રતિજ્ઞા જાહેર કરી તથા હાથીનું યુગલ ચીતરાવ્યું, કારીગર પાસે આલેખન કરાવ્યું. હવે હું કુળધર્મને વિઘ્ન ન થાય તેવી રીતે ભોગ ભોગવતો રહું છું અને મારા મિત્રના પુત્ર વિદ્યાધરોને માસેમાસે સમાચાર મોકલું છું.

મેં તે દિવસે (લગ્ન સમયે) તમને અગ્નિહોત્રને માટે પૂછયું હતું તથા કહ્યું હતું કે 'આ પુત્રી કુળમાં તમારા સરખી અથવા કદાચ તમારાથી વિશેષ પણ હોય,' તેનું રહસ્ય આ છે."

આ પ્રમાણે ચારુદત્ત શ્રેષ્ઠીની આત્મકથા સાંભળીને મેં તેમનો સત્કાર કર્યો તથા તેમને રજા આપી. ગન્ધર્વદત્તાને લાડ કરતો હું ભોગ ભોગવતો હતો. શાન્તિવાળી તથા મિત અને મધુર ભાષણ કરનારી શ્યામા અને વિજયા પણ તેને અનુમત થઈ હતી. આ પ્રમાણે ચારુદત્ત શ્રેષ્ઠીના ભવનમાં નિર્વિઘ્ને મારો કાળ જતો હતો.

એમ કરતાં ઋતુઓમાં પ્રધાન વસન્ત ઋતુ આવી, શિશિરઋતુ વીતી ગઇ, કુસુમનો સુગંધી પરાગ ઊડવા લાગ્યો, શ્રવણને સુખ આપનાર કોકિલ-કૂજન સંભળાવા લાગ્યું, જળ સુખપૂર્વક ઉપભોગ કરી શકાય તેવું બન્યું, તરુણોનો સમૂહ મદનવશ થયો અને સુરવનમાં યાત્રા જાહેર કરવામાં આવી. (પૂર્વકાળમાં) ચંપાનગરીના પૂર્વક રાજાની દેવીને સમુદ્ર-સ્નાન કરવાનો દોહદ થયો હતો, તે પૂરો કરવા માટે ગતિમાન જળવિસ્તારવાળું સરોવર તેને યુક્તિપૂર્વક સમુદ્ર તરીકે બતાવવામાં આવ્યું હતું. જેનો દોહદ સંપૂર્ણ થયો છે તથા પુત્રજન્મના લાભથી જેનું સુખ સન્તોષપૂર્ણ બનેલું છે એવી તે રાણીના વિનોદને માટે એક વર્ષના થયેલા તે પુત્રને લઇને નગરજનો સહિતની આ યાત્રા પ્રવર્તાવવામાં આવી હતી. એ વાતને ઘણો સમય વીતી ગયો હતો.

પછી ચારુદત્ત શ્રેષ્ઠીની અનુમતિ લઇને મેં ઋતુને અનુકૂળ એવા વસ્ત્રાલંકાર ધારણ કર્યા. મહામૂલ્યવાન આભરણ અને વસ્ત્ર જેણે ધારણ કર્યાં છે એવી ગન્ધર્વદત્તા પરિજનો સહિત આવી અને વંદન કરીને મારી બાજુમાં બેઠી. શ્રેષ્ઠીની સૂચનાથી અમારો રથ આવ્યો, હું ભવનની બહાર નીકળ્યો અને ગન્ધર્વદત્તાની સાથે રથમાં બેઠો. હાંકનાર વૃદ્ધે લગામો હાથમાં લીધી, હું રાજમાર્ગ ઉપર થઇને નીકળ્યો અને વાહનો તથા માણસોની ગીર્દીને કારણે મુશ્કેલીએ નગરની બહાર નીકળ્યો. મારા રથની પાછળ પરિજનો આવતા હતા, અને કીર્તનો–વૃન્દગાનનાં દૃશ્ય જોતા અમે ધીરે ધીરે ચાલતા હતા. પોતાનો વૈભવ દર્શાવતા નાગરિકો ત્યાં ઊભેલા હતા. ઉપવનોની પરંપરાનું દર્શન કરવાની ઇચ્છાવાળા લોકો અનુક્રમે મહાસર આગળ આવી પહોંચ્યા. ત્યાં ભગવાન વાસુપૂજ્યનું મન્દિર હતું. ત્યાં પ્રણામ કરીને મોટા મોટા માણસો તે પ્રદેશમાં સરોવરની નજદીક કુસુમિત વૃક્ષોના વનમાં બેઠા હતા. હું પણ શ્રેષ્ઠીથી થોડેક દૂર ગન્ધર્વદત્તાની સાથે રથમાંથી ઊતર્યો અને અગાઉથી તૈયાર કરવામાં આવેલા આસન ઉપર બેઠો. વિશ્રામ લીધા પછી અમને અન્ન–પાન આપવામાં આવ્યું. પરિજનો સહિત અમે વિધિપૂર્વક જમવા લાગ્યા. ભોજન કર્યા પછી, વસન્તઋતુએ સુશોભિત બનાવેલાં આંબા, તિલક, કુરબક અને ચંપાના વૃક્ષો હું પ્રિયાની સાથે જોતો હતો તથા ગન્ધર્વદત્તાને તે બતાવતો હતો.

એવામાં અશોક વૃક્ષની નીચે બેઠેલું, જાણે નાગનું કુટુંબ હોય તેવું, ચાંડાલ–કુટુમ્બ મારી નજરે પડ્યું. પુષ્પમાલાઓથી અલંકૃત, ચંદનના વિલેપનવાળા, ચૂર્ણની આડને લીધે ભૂખરા બાહુ અને કપાળવાળા, નીલ કમળ અને મોગરાનાં જેમણે કર્ણાભરણ કર્યાં હતાં એવા ચાંડાલોને મેં ત્યાં જોયાં. તેમની વચમાં કાળી, સ્નિગ્ધ કાન્તિવાળી, સન્માનિત, પ્રશસ્તગંભીર, જેણે દસીઓ(છેડા)ના સમૂહ વડે કરીને સુકુમાર વસ્ત્રો પહેર્યા હતાં એવી, પીઠિકા ઉપર બેઠેલી તથા રાજ્યલક્ષ્મી વડે વિભૂષિત એવી વૃદ્ધાને મેં જોઇ. તેની સાથે પણ બહુ નજદીક નહીં એવા સ્થળે કાળી, વર્ષાના આરંભકાળે ઘેરાયેલી મેઘરાશિ જાણે હોય તેવી, આભૂષણોની પ્રભાથી રંગાયેલા શરીરવાળી હોવાને કારણે જાણે નક્ષત્રો સહિત રાત્રિ હોય તેવી દેખાતી, તથા સૌમ્ય રૂપવાળી ચાંડાલોની કન્યાઓ વડે વીંટાયેલી એવી એક ચાંડાલકન્યાને મેં જોઇ. મારા તરફ તાકી રહેલી તે કન્યા ઊભી રહી, એટલે સખીઓએ તેને કહ્યું, "સ્વામિનિ! નાટ્યોપહાર વડે મહાસરની સેવા કરો." પછી ધવલ દાંતની પ્રભા વડે જાણે જ્યોત્સ્ના પેદા કરતી હોય એવી તેણે કહ્યું, "તમને રુચતું હોય તો તેમ કરીએ." કુસુમિત અશોક વૃક્ષના આધારે રહેલી અને મન્દ મન્દ વાતા પવનથી કંપતી જાણે લતા હોય તેમ તેણે નૃત્ય કર્યું. તેની સખીઓ પણ ત્યાં બેસીને મધુકરીઓની જેમ કર્ણમધુર ગાવા લાગી. પછી ચાંડાલ–કન્યા ધવલ નયનયુગલના

સંચાર વડે દિશાઓના સમૂહને કુમુદમય કરતી, હસ્તકમલના સંચાલનથી કમલ પુષ્પના સૌન્દર્યને ધારણ કરતી તથા અનુક્રમે ઉપડતા પગ વડે ઉત્તમ સારસની શોભા ધારતી નાચી.

તેને જોઈને મને વિચાર થયો, "અહો! આ ચાંડલ-કન્યા શાસ્ત્રને બરાબર અનુસરીને પોતાના શિક્ષાગુણો દર્શાવે છે. તે રૂપાળી અને વિચક્ષણ હોવા છતાં કેવળ તેની જાતિ દૂષિત છે. કર્મની ગતિ કુટિલ છે, જેથી કરીને તેણે આ રત્ન આ સ્થાને નાખ્યું છે." તેનામાં રક્ત હૃદયવાળો હું જોતો હતો. ગન્ધર્વદત્તાએ મને કંઈક પૂછ્યું, પણ નાટ્યગુણ અને ગીતના શબ્દમાં મશગૂલ હોવાને કારણે મેં તે સાંભળ્યું નહીં, આથી કરીને રીસાઈને તે 'મદવશ થઈને ચાંડાલિનીને જોતા મને ઉત્તર પણ આપતા નથી' એમ બોલતી પડાવ ઉપર ચાલી ગઈ. હું પણ લજ્જા પામીને, ચાંડાલ કન્યાઓ ઉપરથી જેમ તેમ કરી મારી દૃષ્ટિ ખેંચી લઈને પડાવ ઉપર ગયો. મને જોતી તે કન્યા પણ સખીઓ સહિત પોતાને સ્થાને ગઈ. ચાંડાલવૃદ્ધા પ્રણામ કરીને ઊભી રહી.

પછી સૂર્ય પશ્ચિમ દિશાએ ગયો-અસ્ત પામ્યો, એટલે પરિજનોએ ગન્ધર્વદત્તાને રથમાં બેસાડી અને રથ દક્ષિણ તરફ ચાલ્યો. હું પણ અનુક્રમે શ્રેષ્ઠીની સાથે નગરમાં ગયો. ત્યાં પણ પરિજનો સામે આવ્યા હતા તેમણે ગન્ધર્વદત્તાને રથમાંથી ઉતારી. પછી ગન્ધર્વદત્તા વાસગૃહમાં ગઇ અને શય્યામાં બેઠી. મને ગન્ધર્વદત્તા કહેવા લાગી, "તમે ચાંડાલી જોઇ? અને તે વૃદ્ધાને પણ જોઇ? હંસ શું કમલવનમાં આનંદ ન પામે?" પણ મેં તેને સોગન ખાઈને પ્રસન્ન કરી કે, "સુન્દરિ! મેં વિશેષ તો નાટ્ય જોયું હતું અને ગીત સાંભળ્યું હતું. ચાંડાલીને મેં જોઈ નથી." આ પ્રમાણે મારી રાત્રિ વીતી ગઇ.

---

(૪)

## નીલયશા લંભક

રાત્રિ વીતી જઇ પ્રભાત થતાં હું નિત્યસંસ્કાર કરીને સભાગૃહમાં બેઠો. તે વખતે દ્વારપાળ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "સ્વામી! દેવીઓ આપના દર્શનની અભિલાષા રાખે છે; માટે આજ્ઞા કરો." મેં કહ્યું, "એમની ઇચ્છા પ્રમાણે ભલે મળવા આવે." એટલે થોડી જ વાર પછી, પહેલાં જોયેલી પેલી ચાંડાલવૃદ્ધા મારી નજરે પડી. તે બોલી, "પુત્ર! તું સુખી છે ને? હજારો વર્ષ સુધી તું જીવ!" આમ બોલીને તે પરિચારકોએ આણેલા આસન ઉપર કોઇ પણ પ્રકારના સંકોચ વગર બેઠી. એટલે મેં વિચાર કર્યો, "શું આ રાજાની કૃપાપાત્ર હશે, કે જેથી આ રીતે લોકોનાં ઘરમાં પ્રવેશે છે? તથા આમ આસન ઉપર બેસે છે?" આમ હું વિચાર કરતો હતો ત્યાં તે વૃદ્ધા ગંભીર અને મધુર વાણીથી બોલી, "ભદ્રમુખ! જે કન્યાને તેં સરોવરના ઉત્સવમાં નૃત્ય કરતી જોઇ હતી તે કન્યા તને આપવાની ઇચ્છાથી હું અહીં આવી છું. જો એ તારે યોગ્ય

હોય તો તેનો સ્વીકાર કર." મેં કહ્યું, "પંડિતો સમાન વર્ણ વચ્ચેના સંબંધની પ્રશંસા કરે છે, અસમાન ગોત્રની પ્રશંસા કરતા નથી." એટલે તે બોલી, "સુર અને અસુરવડે જેમના પાદપદ્મ પૂજાયેલાં છે એવા, વંશોના આદિપ્રવર્તક ભગવાન્ ઋષભદેવ જય પામે છે. તેમના જ ચરણના અનુગ્રહથી જેની વિમલ કીર્તિનો ઉદય વધી રહ્યો છે એવો અમારો વંશ પણ જય પામે છે." મેં પૂછ્યું, "તમારો વંશ કયો છે?" એટલે તેણે ઉત્તર આપ્યો, "આદિ જિનના ચરિત્રવર્ણનના અધિકારમાં પૂર્વપુરુષોની પરંપરાથી જે મેં સાંભળ્યું છે તમે સાંભળો" મેં કહ્યું, "કહો." આથી તે કહેવા લાગી—

## શ્રીઋષભદેવનું ચરિત્ર

"આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીમાં છ કાલભેદો છે. તે કાલભેદો સુષમસુષમા, સુષમા, સુષમદુષ્ષમા, દુષ્ષમ–સુષમા, દુષ્ષમા અને દુષ્ષમ–દુષ્ષમા. એમાં બે કોટાકોટિ સાગરોપમના પરિમાણવાળો જે ત્રીજો સમો છે તેના છેલ્લા ત્રિભાગમાં–નયનમનોહર, સુગંધી, મૃદુ અને પાંચવર્ણનાં મણિરત્નો વડે વિભૂષિત જેમાં સરોવરનાં તળિયાં છે એવા સમ અને રમ્ય ભૂમિભાગ (જે કાળમાં હતા), મધ, મદિરા, દૂધ અને શેરડીના રસ સરખા નિર્મળ અને પ્રાકૃતિક પાણીથી પરિપૂર્ણ તથા રત્ન અને ઉત્તમ સુવર્ણનાં વિચિત્ર પગથિયાંવાળી વાવો, પુષ્કરિણીઓ અને દીર્ઘિકાઓ (જે કાળમાં હતી), [1]મત્તાંગક, [2]ભૃંગ, [3]ત્રુટિત, [4]દીપશિખા, [5]જ્યોતિ, [6]ચિત્રાંગ, [7]ચિત્રરસ, મનોહર [8]મણિ–અંગ, [9]ગૃહાગાર,* અને [10]આકીર્ણ નામનાં કલ્પવૃક્ષો (જે કાળમાં) અનુક્રમે મધુર [1]મદ્ય, [2]ભાજન, શ્રવણ–મધુર [3]શબ્દ, [4–5]પ્રકાશ, [6]માળાઓ, સ્વાદિષ્ટ [7]ભોજન, [8]ભૂષણ, [9]ભવન અને ઇચ્છિત ઉત્તમ [10]વસ્ત્રોનો મોજશોખ પૂરો પાડતાં હતાં તથા (જે કાળ) સારી મનોવૃત્તિ ધરાવતા દેવો અને યુગલિકો વડે સેવાતો હતો એવા તથા ઘણા સમયે જેનું વર્ણન કરી શકાય એવા તે કાળમાં–સાથે ઊછરેલા, સાથે જ ધૂળમાં રમેલા, નિરંતર સ્નેહ વડે સંબદ્ધ, સાથે જ વેપાર કરનારા અને પ્રકૃતિથી ભદ્ર એવા બે વિદેહવાસી સાર્થવાહપુત્રો રહેતા હતા. એમાંનો એક કંઇક કપટી હતો. સ્વભાવથી ભદ્ર એવા તે બે જણા કાળધર્મ પામ્યા. તેમાંનો એક અર્ધભરતના મધ્યભાગમાં યુગલિક પુરુષ થયો અને બીજો કપટની પ્રધાનતાને કારણે ત્યાં જ ધોળો હાથી થયો. અનુક્રમે બન્ને યુવાવસ્થામાં આવ્યા. અત્યંત સરસ તથા આગળ જેના વિષે કહેવામાં આવ્યું છે એવા નિર્મળ પદ્મસરની પાસે તે બન્ને જણા આવ્યા અને પરસ્પરના દર્શનથી જેમની પ્રીતિ વધી છે એવા તે બન્નેને જાતિ-સ્મરણ થયું. પછી હર્ષથી પૂર્ણ હૃદયવાળા તે હાથીએ એ નર–મિથુનને પોતાના સ્કન્ધ ઉપર બેસાડ્યું. ઉત્તમ સંહનન, આકૃતિ તથા લક્ષણોથી યુક્ત દેહવાળો, નવસો ધનુષ્ય ઊંચો, ઐરાવણ જેવા ચતુર્દંત હસ્તીરત્ન ઉપર બેસીને વિચરતો તથા વિસ્મિત મુખવાળા

* મૂળમા गेहसत्थं...भूयक्किण्ण સુધીનો થોડો પાઠ અસ્પષ્ટ છે, પણ સ્થાનાગસૂત્ર (પૃ. ૫૧૭)ના આ વિષયના પાઠની સહાયથી તેનો અર્થ થઈ શકે છે

યુગલિયાઓ વડે ‘ વિમલવાહન (સુંદર વાહનવાળો) આ રહ્યો, આ આવે ’ એ પ્રમાણે જોવાતો એ પુરુષ (વિમલવાહન નામથી) પ્રસિદ્ધ થયો. કાળના પ્રભાવે તે મનુષ્યોમાં ‘ આ મારી ભૂમિ છે, તારી નથી; આ ગૃહ, આ ફલવૃક્ષ અથવા પુષ્કરિણી ઉપર મેં પહેલાં અધિકાર જમાવ્યો છે માટે તે ઉપર મારી માલીકી છે ’ એ પ્રકારનો વાદ પેદા થયો. એક વાર વિમલવાહનના પુણ્યોદયથી પ્રેરાયેલા યુગલિયાઓએ તેની પાસે આવીને હાથ જોડીને વિનંતી કરી “ વિમલવાહન ! આર્ય ! અમારો નિગ્રહ અને અનુગ્રહ કરવામાં તમે પ્રમાણભૂત થાઓ. તમારા હુકમમાં અમે રહીશું, કારણ કે પરસ્પરના પરાભવનું નિવારણ કરવાને અમે શક્તિમાન્ નથી. અમારાં જીવિત ઉપર પણ તમારો અધિકાર છે માટે કૃપા કરો. ” વિમલવાહને ‘ ભલે ’ એમ કહીને તે વસ્તુ સ્વીકારી. પછી તેણે મધ્ય દેશમાં રહેતા યુગલિકોને ભૂમિ, વૃક્ષો અને વાવો વહેંચી આપી અને કહ્યું, “ આ વસ્તુઓનો સામો માણસ સંમતિ આપે તો ઉપયોગ કરવો; તેની મરજી વિરુદ્ધ ન કરવો. ” જે આ મર્યાદાનું ઉલ્લંઘન કરે તેને યુગલિકોની સમક્ષ વિમલવાહન હક્કારતો હતો. જેને આ પ્રમાણે હક્કાર (નિષેધ વ્યક્ત કરવા માટે ‘ હા ’ શબ્દનો પ્રયોગ) કરવામાં આવ્યો હોય તે આમરણાંત દંડની જેમ તેનું સ્મરણ કરીને મર્યાદાનું ઉલ્લંઘન કરતો નહોતો. ચંદ્રપ્રભાના મકર સમાન વિમલ યશવાળી વિમલવાહનની ભાર્યા ચંદ્રયશાએ, જ્યારે પોતાના આયુષ્યનો દશમો ભાગ અવશિષ્ટ રહ્યો ત્યારે, ચક્ષુષ્માન્ અને ચંદ્રકાન્તા એ નામના યુગલને જન્મ આપ્યો. વિમલવાહન કુલકર પલ્યોપમનો દશમો ભાગ જીવીને મરણ પામ્યો. દેવોને નમનમનોહર લાગે તેવો તથા તેની દંડનીતિ વડે કરીને યુગલિકો વડે સવિશેષ પૂજાતો ચક્ષુષ્માન્ કુલકર અસંખ્ય વર્ષકોટિ સુધી સ્વામિત્વ ભોગવતો વિચરતો હતો. પછી ચક્ષુષ્માનની ભાર્યા ચન્દ્રકાન્તાએ, જ્યારે પોતાના આયુષ્યનો દશમો ભાગ શેષ રહ્યો ત્યારે, યશના પાત્રરૂપ યશસ્વત્ અને રૂપશાળી સુરૂપા એ નામના યુગલને જન્મ આપ્યો. આઠસો ધનુષ્ય ઊંચો ચક્ષુષ્માત્ કુલકરના કાર્ય ઉપર યશસ્વતને નિયોજીને સમાધિથી કાલધર્મ પામ્યો.

સમય જતાં યુગલિકો હક્કારની મર્યાદાને તોડી નાખવા લાગ્યા. આથી યશસ્વતે મક્કારની (જેમાં નિષેધ કરવા માટે ‘ મા ’ શબ્દનો પ્રયોગ થાય છે) દંડનીતિ પ્રયોજી. સુરૂપાએ પણ ચંદ્રની જેમ યુગલિકોનાં નયનોને આનંદ આપનાર અભિચંદ્રકુમાર તથા રૂપવતી પ્રતિરૂપા એ નામના યુગલને જન્મ આપ્યો. અસંખ્ય વર્ષકોટિ જીવિતવાળો તથા સાતસો ધનુષ્યની ઊંચાઇવાળો યશસ્વત્ પોતાનો અધિકાર અભિચંદ્રને સોંપીને કાલધર્મ પામ્યો. હક્કાર અને મક્કાર વડે યુગલિકોનું શાસન કરતો અભિચંદ્ર સુખપૂર્વક વિહરતો હતો. યુગલિકોનાં નયનરૂપી કુમુદને માટે શરદઋતુના ચંદ્ર સમાન પ્રસેનજિત નામે કુમાર અને સુરવધૂઓનાં ચક્ષુને પણ રમણીય લાગે એવા રૂપવાળી ચક્ષુષ્કાન્તા નામે કુમારી—એ યુગલને પ્રતિરૂપાએ જન્મ આપ્યો. અસંખ્ય વર્ષકોટિના આયુષ્યવાળો અને છસો પચાસ ધનુષ્યની ઊંચાઇવાળો અભિચંદ્ર કુલકર કાળધર્મ પામ્યો.

પછી પ્રસેનજિતે હક્કાર અને મક્કાર એ બન્નેનું ઉલ્લંઘન થતું જોઇને ત્રીજી ધિક્કારની (જેમાં નિષેધ કરવા માટે 'ધિક્' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે) દંડનીતિ પ્રયોજી. અનુક્રમે તેની ભાર્યા ચક્ષુષ્કાન્તાએ મનુષ્યોમાં દેવ સમાન મરુદેવ કુમાર અને લક્ષ્મી જેવી રૂપાળી શ્રીકાન્તા કુમારી એ પ્રમાણે યુગલને જન્મ આપ્યો. અસંખ્ય વર્ષના આયુષ્યવાળો અને છસો ધનુષ્યની ઊંચાઇવાળો પ્રસેનજિત કુલકર મરુદેવને પોતાની સમૃદ્ધિ સોંપીને પત્ની સહિત સુખપૂર્વ કાળધર્મ પામ્યો. પાંચસો પચાસ ધનુષ્યપ્રમાણ શરીરવાળો મરુદેવ કુલકર હક્કાર, મક્કાર અને ધિક્કાર એ ત્રણે પ્રકારની દંડનીતિ વડે યુગલિકોનું પાલન કરતો, દેવની જેમ, મનુષ્યભોગ ભોગવતો હતો. સુન્દર રૂપવાળા તથા મનુષ્યલોકની નાભિ (ધરી) સમાન નાભિકુમાર અને સુરવધૂઓ પણ જેના ગુણોને નમસ્કાર કરતી હતી એવી મરુદેવા કુમારી એ પ્રમાણે યુગલને શ્રીકાન્તાએ જન્મ આપ્યો. પછી સંખ્યાતીત વર્ષકોટિ સુધી જીવીને તથા પ્રજાના પાલનનું કાર્ય નાભિકુમારને સોંપીને મરુદેવ કુળકર કાળધર્મ પામ્યા. કઠોર વચનનો જેમાં ઉમેરો કરવામાં આવ્યો છે એવી ત્રણ દંડનીતિઓ વડે નાભિકુલકર યુગલિકોની રક્ષા કરવા લાગ્યા. સંખ્યેય વર્ષકોટિના આયુષ્યવાળા, પાંચસો પચાસ ધનુષ્ય પ્રમાણ ઊંચા મનોહર શરીરવાળા અને પ્રશસ્ત વાણીવાળા તે સુખપૂર્વક વિહરવા લાગ્યા.

## મરુદેવાનું સ્વપ્નદર્શન અને શ્રીઋષભદેવનો જન્મ

એક વાર ભગવતી મરુદેવા મહામૂલ્યવાન શય્યામાં સુખપૂર્વક સૂઈ રહેલાં હતાં ત્યારે તેમણે સ્વપ્નમાં આકાશમાંથી ઊતરતો વૃષભ જોયો. તેમણે વિચાર્યું કે, " શું આ હાલતો ચાલતો રૂપાનો પર્વત હશે ? અથવા ધવલ મેઘ હશે ? " વૃષભ પાસે આવ્યો; ઉત્તમ મુખ, નયન, કાન, ખરી, શીંગડાં, ખૂંધ અને પૂંછડાવાળા તે વૃષભને તેમણે જોયો. મરુદેવાએ બગાસું ખાધું, એટલે તે તેમના મુખમાં પ્રવેશ્યો. ' સુન્દર રૂપવાળો આ મહાકાય વૃષભ મારા મુખમાં પ્રવેશ્યો, તેથી મને કંઇ પણ શરીરપીડા થઇ નથી; ઉલટી પરમ શાન્તિ થઇ છે; ' એમ વિચાર કરતાં મરુદેવા જાગી ઊઠયાં (૧) આ પછી ફરી પાછું સ્વપ્નમાં તેમણે જેમાંથી પાણી વરસી ગયું છે એવા મેઘ સમાન ધવલ દેહવાળા, ઊંચા અને ચાર દંતુશળવાળા ઐરાવણ હાથીને જોયા. (૨) પછી હારના સમૂહ સમાન (ધવલ) કાન્તિવાળા, અગ્નિની જવાળાઓ જેવી કપિલ કેશવાળી વડે વિરાજિત અને પ્રશસ્ત રૂપવાળા સિંહને તેમણે સન્મુખ જોયો. (૩) સો પાંખડીઓવાળા વિકસિત કમળ ઉપર સુખપૂર્વક બિરાજેલી અને ચાર દિગ્ગજો સાથે આકાશમાંથી ઊતરતી લક્ષ્મીને પોતે અભિષેક કર્યો. (૪) ઉત્તમ કુસુમોના સંચય વડે તૈયાર કરેલી અને જેમની સુગંધથી દિશાઓ સુવાસિત થયેલી છે એવી બે માળાઓ તેમણે જોઈ. (૫) ઉદય પામેલા, અનુક્રમે જ્યોત્સ્ના અને પ્રભાનો વિસ્તાર કરતા, પ્રકાશના નિવાસસ્થાન એવા અખંડ સૂર્ય અને

ચંદ્રને તેમણે એકી સાથે જોયા. (૬-૭) પછી ગગનતલને સ્પર્શ કરતા, જેની ઉપર મણિ અને રત્ન જડવામાં આવેલાં હતાં એવી વિશિષ્ટ હજારો નાની પતાકાઓ વડે અલંકૃત હોવાથી મનોહર તથા વિશાળ ઇન્દ્રધ્વજને તેમણે જોયો. (૮) જળથી ભરેલો, કમલ ઉપર બેસાડેલો તથા જેના ઉપર કમળ ઢાંકવામાં આવ્યું હતું એવો કનકકલશ જોયો. (૯) પછી કમળ, કુમુદ અને કુવલયોનો આશ્રય હોવાને કારણે સુન્દર અને દર્શનીય તથા કુસુમ-રસના લોભી ભમરાઓના ઉપભોગને કારણે સુભગ એવું સરોવર જોયું. (૧૦) વળી મોગરાના ફૂલ, પોયણીઓના સમૂહ અને રૂપા સમાન ધવલ સલિલયુક્ત તથા ધીરે ધીરે વાતા પવનથી પ્રેરાયેલા તરંગરૂપી હાથ વડે નૃત્ય કરતા એવા ક્ષીરોદ સમુદ્રને તેમણે જોયો. (૧૧) પછી સુન્દર મુખવાળી સુરસુન્દરીઓ વડે સેવાતું તથા સુવર્ણ અને મણિનાં જાળિયાં વડે દીપ્તિમાન એવું વિમાન તેમજ ચતુર નાગવધૂઓના ગીતરવથી શબ્દાયમાન એવું નાગભવન પણ મરુદેવાએ જોયું. (૧૨) પછી જેમાં ચંદ્રકાન્ત, સૂર્યકાન્ત, સ્ફટિક, કમલરાગ અને ઇન્દ્રનીલની વિપુલતા છે એવો મંદર પર્વતના જેવો રત્નરાશિ તેમણે જોયો. (૧૩) પછી ધૂમાડા વગરનો, આહૂતિઓને કારણે દીપ્તિમાન અને મોટો અગ્નિ તેમણે જોયો. (૧૪)

આ પ્રકારનાં ચૌદ સ્વપ્નો જોઇને પ્રસન્ન ચિત્તવાળાં મરુદેવા જાગી ગયાં. પછી તેમણે વિચાર્યું, “આ અભ્યુદયની વાત હું આર્યને કરું. તેઓ એનું ફળ જાણશે.” પછી તેમણે પોતાનું સ્વપ્નદર્શન નાભિ રાજાને કહ્યું. એ સાંભળીને અત્યંત સન્તોષ પામેલા નાભિ રાજા પોતાની બુદ્ધિથી તે ઉપર વિચાર કરીને કર્ણમધુર વચન કહેવા લાગ્યા, “આર્યે! તેં આજે ઉત્તમ, ધન્ય અને મંગલ સ્વપ્નો જોયાં છે. આજથી નવ માસ પૂર્ણ થતાં આપણા કુલકર પુરુષોમાં પ્રધાન, ભારતવર્ષના તિલક સમાન અને ત્રૈલોક્યપ્રસિદ્ધ પુત્રને તું જન્મ આપીશ.” પ્રસન્ન થયેલ મરુદેવાએ પણ “આર્ય! તમે કહો છો તેમ જ થશે” એમ કહીને તે વાત માની.

પછી પૂર્વમાં જે વજ્રનાભ નામે હતા તથા જેમણે તીર્થંકર-નામગોત્રકર્મ બાંધ્યું હતું એવા ભગવાન ઋષભદેવ સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી, તેત્રીસ સાગરોપમ કાળ સુધી અનુત્તમ વિષયસુખ અનુભવ્યા પછી, ચ્યવીને જ્યારે ચંદ્ર ઉત્તરાષાઢા નક્ષત્રમાં હતો ત્યારે મરુદેવાની કુક્ષિમાં આવ્યા. જેમની દેવો તથા દેવીઓ પૂજા કરતાં હતાં એવા નાભિ કુલકરની પત્ની મરુદેવા જેમાં તીર્થંકર છે એવો ગર્ભ સુખપૂર્વક વહન કરવા લાગ્યાં. પૂરા દિવસે તેમણે ચૈત્ર વદ અષ્ટમીએ ઉત્તરાષાઢા નક્ષત્રમાં પુરુષોમાં ઉત્તમ, સર્વ મંગલોના નિવાસસ્થાન તથા તપાવેલા સુવર્ણ સમાન શરીર-વર્ણવાળા પુત્રને જન્મ આપ્યો.

## દિશાકુમારીઓએ કરેલો શ્રીઋષભદેવનો જન્મોત્સવ

પછી અધોલોકમાં વસનારી દિશાકુમારીઓનું આસન ચલિત થતાં તેમણે અવધિથી તીર્થંકરનો જન્મ થયાનું જાણ્યું. એટલે તુરત જ ભોગંકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની,

તોયધારા, વિચિત્રા, પુષ્પમાલા અને અનિન્દિતા એ આઠે દિશાકુમારીઓ આભિયોગિક દેવોએ વિકુર્વેલાં વિમાનોમાં બેસીને સામાનિક, મહત્તરિકા, પર્ષદા, અનીક અને આત્મરક્ષકના પરિવાર સહિત ઉત્કૃષ્ટ અને દિવ્ય દેવગતિથી મરુદેવીના ભવનમાં આવી. તીર્થંકરને તથા મરુદેવીને વિનયપૂર્વક વંદન કરીને જન્મોત્સવ નિમિત્તે આસપાસના એક યોજન જેટલા પ્રદેશને સંવર્તક વાત વડે સાફ કરીને ગાતી ગાતી તે ઊભી રહી.

પછી ઊર્ધ્વ લોકમાં વસતી મેઘંકરા, મેઘવતી, સુમેઘા, મેઘમાલિની, સુવત્સા, વત્સમિત્રા, વારિસેના અને બલાહકા એ આઠે દિશાકુમારી મહત્તરિકાઓ તેજ અનુક્રમે આવી અને ગન્ધોદક વર્ષાવીને તેજ રીતે ગાતી ગાતી ઊભી રહી.

એ જ પ્રમાણે પૂર્વરુચકમાં વસતી નંદોત્તરા, નંદા, આનંદા, નંદિવર્ધના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજિતા એ આઠ દિશાકુમારીઓ તેજ રીતે પ્રણામ કરીને, હાથમાં દર્પણ લઇને ગાતી ગાતી ઊભી રહી.

પછી દક્ષિણ રુચકમાં વસતી સમાહારા, સુપ્રતિજ્ઞા, સુપ્રસિદ્ધા, યશોધરા, લક્ષ્મીમતી, શેષવતી, ચિત્રગુપ્તા અને વસુન્ધરા એ આઠ દિશાકુમારીઓ, વિનયપૂર્વક પ્રણામ કરીને હાથમાં ઝારીઓ લઇને ઊભી રહી.

પછી પશ્ચિમ રુચકમાં વસતી ઇલાદેવી, સુરાદેવી, પૃથ્વી, પદ્માવતી, એકનાસા, નવમૃગા, ભદ્રા અને આઠમી સીતા એ આઠ દિશાકુમારીઓ પણ તે પ્રમાણે આવી અને હાથમાં વીંજણા લઇને વિનયપૂર્વક ઊભી રહી.

પછી ઉત્તર રુચકમાં વસતી અલંબુષા, મિશ્રકેશી, પુંડરીકિણી, વારુણી, હાસા, સર્વપ્રભા, શ્રી અને હ્રી એ આઠ દિશાકુમારીઓ હાથમાં ચામર લઇને ઊભી રહી.

પછી રુચકના (ચાર) ખૂણાઓમાં રહેતી ચિત્રા, ચિત્રકનકા, શતેરા અને સૌત્રામણિ એ ચાર વિદ્યુત્કુમારી મહત્તારિકાઓ એ જ વિધિપૂર્વક હાથમાં દીવીઓ લઇને ચારે ખૂણાઓમાં ગાતી ગાતી ઊભી રહી.

પછી રુચકના મધ્યભાગમાં રહેનારી રુચકા, રુચકસહા, સુરૂપા અને રુચકાવતી એ ચાર દિશાકુમારીઓ ભવપ્રત્યયિક અવધિજ્ઞાનના ઉપયોગથી તીર્થંકરનો જન્મ થયાનું જાણી, યાન–વિમાનની રચનામાં આરૂઢ થઇને પરિવાર સહિત જલદી આવી. જિનેશ્વરની માતાને વંદન કરીને તથા પોતાના આગમનનું કારણ જણાવીને તેમણે ચાર આંગળ બાકી રાખીને તીર્થંકરની નાભિ–નાળ કાપી, કાપીને દાટી તથા તેમાં રત્નો પૂરીને તે ઉપર દૂર્વાની પીઠિકા બાંધી. પછી તેમણે દક્ષિણ, પૂર્વ અને ઉત્તર સ્થાન એ ત્રણ દિશામાં મરકત મણિ સમાન શ્યામ અને ભૂષણો વડે આભૂષિત કદલીગૃહો વિકુર્વ્યાં અને ગેહાગાર કલ્પવૃક્ષ તથા

કદલીગૃહોના મધ્યભાગમાં હેમનાં જાળિયાંથી અલંકૃત ચોક રચ્યા. પછી પુત્ર સહિત તીર્થંકર-માતાને મણિકિરણો વડે રંજિત સિંહાસન ઉપર બેસાડીને તથા અનુક્રમે સ્નેહાભ્યંગ અને મર્દન કરીને, દક્ષિણ-પશ્ચિમ દિશામાં ત્રિવિધ (દ્રવ્યમિશ્રિત, શીત અને ઉષ્ણ) જળ વડે સ્નાન કરાવી તેમના મનને પ્રફુલ્લિત કરી, તે દિશાકુમારીઓએ ઉત્તર તરફની પરસાળમાં ગોશીર્ષ ચંદન અને અરણિનાં કાષ્ઠથી સળગાવેલા અગ્નિમાં હોમ કર્યો. રક્ષાકર્મ કરીને તે બન્નેને જન્મભવનમાં પાછાં લાવવામાં આવ્યાં. પછી મંગલ ગીતો ગાતી તે દિશાકુમારીઓ ત્યાં ઊભી રહી.

## દેવોએ કરેલો શ્રીઋષભદેવનો જન્મોત્સવ

તે સમયે દેવરાજ શક્ર બાલસૂર્યના બિંબ જેવા દેદિપ્યમાન પાલક વિમાનમાં બેસી ગગનપ્રદેશને અંધકારરહિત કરતો પોતાનો પરિવાર સહિત જિનેશ્વરની જન્મભૂમિમાં આવ્યો. તીર્થંકરની માતાની કર્ણમનોહર વાણીથી સ્તુતિ કરીને, મરુદેવીને અવસ્વાપિની વિદ્યા વડે ઊંઘાડી દઇ, કુમારનું પ્રતિરૂપ વિકુર્વી, તે માતાના પડખામાં મૂકી તથા એ રીતે માતાને નિશ્ચિન્ત બનાવી, પરમ આદરપૂર્વક પાંચ રૂપ ધારણ કરી તથા ભગવાનને પોતાના કરકમલના પુટમાં સારી રીતે બેસાડીને મંદર પર્વતના ચૂડામણિ સમાન અને એ પર્વતના દક્ષિણ દિશાભાગમાં આવેલી અતિપાંડુકંબલશિલા ઉપર ક્ષણવારમાં ભગવાનને ઇન્દ્ર લાવ્યો; અને ચતુર્વિધ (વૈમાનિક, જ્યોતિષ્ક, ભવનપતિ અને વ્યન્તર) દેવો જેની સેવા કરી રહ્યા છે એવા ભગવાનને શાશ્વત સિંહાસન ઉપર બેસાડીને સહસ્રનયન ઇન્દ્ર ઊભો રહ્યો. પછી પરિતોષથી જેનું મુખારવિન્દ વિકસિત થયું છે એવા અચ્યુતેન્દ્રે ક્ષીરોદ સાગરના જળથી ભરેલા ૧૦૦૮ કનકકલશો વડે વિધિપૂર્વક ભગવાનને અભિષેક કર્યો અને અનુક્રમે સર્વ ઔષધિ અને તીર્થોદકથી તેમને સ્નાન કરાવ્યું. જ્યારે લોકનાથ શ્રીઋષભદેવને સ્નાન કરાવવામાં આવતું હતું ત્યારે પ્રસન્ન હૃદયવાળા દેવો રત્ન, મણિ અને પુષ્પોની વૃષ્ટિ કરતા હતા. ભગવાનનો વિધિપૂર્વક અભિષેક કરીને અચ્યુતેન્દ્રે પ્રયત્નથી તેમને અલંકારો અને આભૂષણો પહેરાવ્યાં. પછી સ્વસ્તિક આદિ મંગલ આલેખ્યાં, નાસિકા અને મનને પ્રિય લાગે એવા ધૂપ કર્યા અને કર્ણમધુર સ્તુતિ કરીને ભગવાનની સેવા કરવા લાગ્યો. એજ પ્રમાણે ભક્તિ વડે પ્રેરાયેલા પ્રાણત આદિ ઇન્દ્રો પણ જેમણે ભયને દૂર કર્યો અને ભવ્યજનોરૂપી કુમુદને ખિલવવા માટે જે ચંદ્રસમાન છે એવા તીર્થંકરની અત્યંત આદરથી પૂજા કરીને પ્રસન્ન મનવાળા અને સ્તુતિપરાયણ બનીને ઊભા રહ્યા પછી એજ રીતે ઇન્દ્ર ક્ષણવારમાં ભગવાનને તેમના જન્મ-ભવનમાં માતાની પાસે લાવ્યો. જેમની પાસેથી પુત્રનું પ્રતિરૂપ લઇ લેવામાં આવ્યું છે એવાં મરુદેવી, દેવીઓએ જયશબ્દ કરતાં, જાગી ઊઠયાં. ઇન્દ્રે રેશમી વસ્ત્રોની જોડ અને કુંડલ-યુગલ ઓશીકાની નીચે મૂક્યું, તથા શ્રી-ભાજનની જેમ સર્વે વિઘ્નોનું શમન કરનાર અને દૃષ્ટિને આનંદ આપનાર શ્રીદામગંડ (પુષ્પ-

માલાનો ગુચ્છ) ચંદરવામાં મૂકયો; વિપુલ રત્નરાશિ આપીને તથા (ભગવાનની) રક્ષા નિમિત્તે ઘોષણા કરીને મઘવા પોતાના નિવાસસ્થાને ગયો. જિનેશ્વરને પ્રણામ કરવા વડે જેમણે પુણ્યનો સંચય કર્યો છે એવા બાકીના દેવો પણ પોતપોતાના સ્થાને ગયા.

પછી ઇન્દ્રની આજ્ઞાથી પલ્યોપમ સ્થિતિવાળી દેવતા ભગવાનનું પાલન-પોષણ કરવા લાગી. દેવકુરુ આદિ ક્ષેત્રોમાં થતાં ફ્લોના રસનો સુરપતિએ આપેલો આહાર જે કરતા હતા એવા તથા યુગલિકોના સમૂહરૂપી પોયણાંઓને વિકસાવવામાં બાલચન્દ્ર સમાન ભગવાન સુખપૂર્વક વધવા લાગ્યા. સ્વપ્નમાં માતાએ વૃષભ જોયો હોવાને કારણે માતા-પિતાએ 'ઋષભ' એવું તેમનું નામ પાડયું. ભગવાન્ જ્યારે એક વર્ષના થયા ત્યારે સહસ્રનયન ઇન્દ્ર વામનરૂપ ધારણ કરીને તથા શેરડીનો ભારો લઈને નાભિ કુલકરની પાસે આવ્યા. ત્રિવિધ( મતિ, શ્રુત, અવધિ )જ્ઞાનના પ્રભાવથી દેવેન્દ્રનો અભિપ્રાય ભગવાને જાણ્યો અને લક્ષણોવડે ઉત્તમ એવો પોતાનો જમણો હાથ તેમણે લાંબો કર્યો. પછી સન્તુષ્ટ થયેલા ઇન્દ્રે કહ્યું "શું ઇક્ષુ (શેરડી) ખાશો?" ભગવાને ઇક્ષુની અભિલાષા કરી હતી, માટે તેમના વંશનું 'ઇક્ષ્વાકુવંશ' એવું નામ રાખવામાં આવ્યું.

પછી ભગવાન સુમંગલાની સાથે[1] ઊછરવા લાગ્યા.

એ કાળમાં એક મિથુન જન્મ્યું કે તુરતજ તેને તાલવૃક્ષની નીચે મૂકવામાં આવ્યું. તેમાંનો છોકરો હતો તે ઉપરથી તાલનું ફળ પડવાને કારણે મરણ પામ્યો. પેલી કન્યા મોટી થઇ એટલે નાભિ કુલકરને નિવેદન કરવામાં આવી. દેવકન્યાની જેમ ઉત્કૃષ્ટ શરીર-વાળી તે કન્યાનું નાભિએ સંરક્ષણ કર્યું.[2] તે કાળથી બાલમૃત્યુ શરૂ થયું.

જેમણે ભગવાનના જેવું જ (બાળકનું) રૂપ ધારણ કર્યું છે એવા લોકાન્તિક જૃંભક દેવોવડે સેવાતા ભગવાન વધતા હતા. ચક્ષુષ્માન્, યશવંત અને પ્રસેનજિત એ કુલકરો અને એ કુલકરોની પત્નીઓ પ્રિયંગુ સમાન શ્યામ હતી; બાકીનાંઓ તપાવેલા સુવર્ણ સમાન વર્ણવાળાં હતાં. યુવાવસ્થામાં આવતાં શ્રીઋષભદેવ છત્ર સમાન મસ્તકવાળા, દક્ષિણાવર્ત અને શ્યામ વાળવાળા, પૂર્ણચંદ્ર સમાન મનોહર વદનવાળા, લાંબી બે ભ્રૂકુટિઓવાળા, પુંડરીક સમાન વિકસિત નયનવાળા, સીધી અને વદનના અલંકાર સમાન નાસિકાવાળા, પ્રવાલની શિલા સમાન કોમલ અધરવાળા, ધવલ અને વિમલ દંતપંક્તિવાળા, ચાર આંગળપ્રમાણ કંબુ કંઠવાળા, નગરની ભોગળ જેવા દીર્ઘ બાહુવાળા, ઉત્તમ લક્ષણોના જાળાવડે અલંકૃત હથેળીવાળા, શ્રીવત્સવડે અલંકૃત વિશાળ વક્ષઃસ્થળવાળા, ગદા( ને પકડવાના પાતળા ભાગ ) અને વજ્ર સમાન મધ્યભાગવાળા, વિકસિત પદ્મ જેવી નાભિવાળા,

૧. શ્રીઋષભદેવની સાથે યુગલધર્મે જન્મેલી કન્યાનું નામ સુમંગલા હતું.

૨. આ કન્યા તે જ સુનંદા. વયમાં આવતાં તેનો શ્રીઋષભદેવ સાથે વિવાહ કરવામા આવ્યો હતો.

સુબદ્ધ અને ગોળ કટિપ્રદેશવાળા, ઘોડાના જેવા ગુહ્ય ભાગવાળા, હાથીની સૂંઢ જેવા આકારયુક્ત ઉરુયુગલવાળા, માંસપેશીઓમાં ઢંકાયેલા ઢીંચણવાળા, કુરુવિંદ આવર્તના જેવી ( અનુક્રમે જાડી થતી ) ઉત્તમ જંઘાઓવાળા, કનકના કાચબા સમાન ચરણયુગલવાળા, મધુર, ગંભીર અને મનોહર વાણીવાળા, વૃષભના જેવી લલિત ગતિવાળા અને તેજથી વીંટાયેલા સુન્દર રૂપવાળા થયા. પછી દેવરાજ ઇન્દ્રે પોતાની પત્ની સહિત આવીને ભગવાનનો વિવાહ-ઉત્સવ કર્યો. ત્યારથી મિથુનધર્મ-યુગલિક ધર્મ નાશ પામ્યો. આ રીતે છ લાખ પૂર્વ જેટલો સમય વીતી ગયો. દેવોએ લાવેલી ઉપભોગની વસ્તુઓથી આનંદિત થયેલા શ્રીઋષભદેવને સુમંગલા દેવીથી ભરત અને બ્રાહ્મી એ યુગલ જન્મ્યું, તથા સુનંદા દેવીથી બાહુબલી અને સુન્દરી એ યુગલ જન્મ્યું. સુમંગલના નિવાસરૂપ સુમંગલાએ બીજાં ઓગણપચાસ પુત્ર-યુગલને ( એટલે કે અઠ્ઠાણું પુત્રોને ) જન્મ આપ્યો. સુખના સાગરમાં રહેલા શ્રીઋષભદેવનાં વીસ લાખ પૂર્વ વીતી ગયાં.

## શ્રીઋષભદેવનો રાજ્યાભિષેક

પછી સમયના દોષને કારણે લોકો કુલકરોએ નક્કી કરેલી દંડનીતિઓની મર્યાદા ઓળંગવા લાગ્યા. આથી બધા ભગવાનની પાસે આવ્યા. તેમને ભગવાને કહ્યું, " આમાં જો કોઇ રાજા હોય તો તેની દંડનીતિ ઉગ્ર થઇ શકે; અને એવી નીતિ વડે પ્રજાનું પાલન પણ કરી શકાય." તેઓએ પૂછ્યું, " રાજા કેવો હોય ? અને તેની સેવા કેવી રીતે કરવી ? " એટલે ભગવાને વિગતથી તેને લગતી વિધિ કહી. તેઓએ કહ્યું, " તમે રાજા થાઓ, તમે યોગ્ય છો. " એટલે ભગવાને તેમને નાભિ કુલકર પાસે મોકલ્યા. તેમણે કહ્યું, "ઋષભને રાજા બનાવો." તે લોકો 'ભલે, એમ થાઓ' કહીને ગયા. ભગવાને તેમને કહ્યું, " પદ્મસર પાસે જાઓ, પદ્મિનીપત્રોથી જળ લાવીને મારો અભિષેક કરો, અને જયશબ્દ ઉચ્ચારો. " ભગવાનની આ આજ્ઞા સંપાદન કરવાને તેઓ ગયા, એટલામાં લોકપાલ સહિત આવેલ ઇન્દ્રે ભગવાનનો રાજ્યાભિષેક કર્યો, અને સર્વ અલંકારોથી તેમને આભૂષિત કર્યા. ( જ્યારે લોકો પાછા આવ્યા ત્યારે ) સન્તોષથી વિકસિત થયેલા મુખવાળા તેમણે દેવોથી વીંટળાયેલા ભગવાનને જોયા. વિચાર કરીને, ભગવાનના ચરણમાં જળનો અભિષેક કરીને જય જય શબ્દ કરતા તેઓ હાથ જોડીને ઊભા રહ્યા. " અહો ! આ પુરુષો વિનીત છે " એમ વિચારીને ઇન્દ્રે કુબેરને આજ્ઞા કરી કે, " આ વિનીત પુરુષોની વિનીતા[1] નામે રાજ્યધાની નિર્માણ કરો. રાજાને યોગ્ય જે સામગ્રી હોય તે ભગવાન માટે તૈયાર કરો. " આ પ્રમાણે આજ્ઞા કરીને તથા પ્રણામ કરીને ઇન્દ્ર ગયો. કુબેરે બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી નગરીનું નિર્માણ કર્યું. પછી રાજાએ પહેલાં ચાર ગણો વિભક્ત કર્યા—ઉગ્ર, ભોગ, રાજન્ય અને નાગ. જે આત્મરક્ષકો(આરક્ષકો) તે ઉગ્રો,

૧. વિનીતા એ અયોધ્યાનું બીજું નામ છે.

ભોગ ભોગવે તે ભોગ, સ્વામીના સમવયસ્ક મિત્રો તે રાજન્યો, અને કાર્યનિવેદક નોકરો તે નાગ. એ પ્રમાણે ગણસહિત શ્રીઋષભદેવ કોસલા જનપદનું પાલન કરવા લાગ્યા. પછી તેમણે સો જનપદો અને સો નગરો પોતાના (સો) પુત્રોને આપ્યાં. પુત્રીઓ સહિત પુત્રોના સન્માનિત સંબંધ કર્યા.

પછી પ્રજાજનો ભગવાન પાસે આવ્યાં અને કહ્યું, "ધાન્યો અમને પચતાં નથી, માટે હે પ્રભુ! આજ્ઞા કરો." ભગવાને કહ્યું, "પાણીમાં પલાળીને ફોતરાં કાઢી નાખીને ખાઓ." ફરી પાછા કાલાન્તરે તેઓ આજ વસ્તુ કહેવા માટે આવ્યાં, ત્યારે ભગવાન બોલ્યા, "પડિયામાં ભીંજવી ફોતરાં કાઢી નાખો, પછી પડિયાઓમાં જ તેમને ઊનાં કરીને પછી ખાઓ." ફરી પાછા લોકો આવ્યા, ત્યારે ઉત્તમ હાથીની પીઠ ઉપર બેસીને ભગવાન નીકળ્યા અને વૃક્ષના સંઘર્ષથી પેદા થયેલો અગ્નિ પ્રજાને જણાવ્યો. પછી માણસોને કહ્યું, "આ અગ્નિ હવે ઉત્પન્ન થયો છે. પચન (રસોઇ), પ્રકાશન (પ્રકાશ) અને દહનના ગુણવાળો તે તમારા ઉપકારને માટે પેદા થયો છે. હવે માટી લાવો." તેઓ પુષ્કરિણીમાંથી માટીનો પિંડ લાવ્યા અને હાથીના કુંભસ્થળ ઉપર મૂકયો. જિનેશ્વરે કહ્યું, "આ પ્રકારનાં માટીનાં પાત્રો કરીને તે અગ્નિમાં પકવો. પછી પાણીમાં પલાળેલાં ધાન્યો તેમાં રાંધો. તે ધાન્યો ઉપયોગી અને તમારા શરીરને માટે પથ્ય થશે." એમાં જે બુદ્ધિમાનો હતા તેમણે અનેક પ્રકારનાં પાત્રો બનાવ્યાં; તેમાંથી કુંભાર ઉત્પન્ન થયા. જેઓ લોખંડનાં, રૂપાનાં અને સુવર્ણનાં વાસણો બનાવતા હતા તેમાંથી લુહારો ઉત્પન્ન થયા. વસ્ત્રવૃક્ષ (વસ્ત્ર આપનારાં કલ્પવૃક્ષ) ક્ષીણ થયાં એટલે માણસોને ભગવાને વસ્ત્ર વણવાનો ઉપદેશ કર્યો; તેમાંથી વણકરો પેદા થયા. તેમણે વસ્ત્ર વણવાની વિધિ તૈયાર કરી. ગૃહાગાર કલ્પવૃક્ષ ક્ષીણ થતાં ભગવાને સુતારી કામ કરનારા માણસો તૈયાર કર્યા. રોમ અને નખની વૃદ્ધિ થતાં હજામો તૈયાર થયા. આ પાંચ મૂલશિલ્પો છે; અને તે પ્રત્યેકના વીસ ભેદ છે. તૃણહારક વગેરે કર્મો પણ એમાંથી જ પેદા થયાં. અલંકારો પણ ઉત્પન્ન થયા, કારણ કે દેવોએ આપેલા રાજાના અલંકારો જોઈને લોકો પણ તેનું અનુકરણ કરવા લાગ્યા. પોતાના ખોળામાં બેઠેલી બ્રાહ્મી અને સુન્દરી એ બે પુત્રીઓને ભગવાને પોતાના જમણા અને ડાબા હાથવડે અનુક્રમે લિપિ અને ગણિત શિખવ્યાં. રૂપકર્મ—નાટ્યશાસ્ત્રનો ભરતને ઉપદેશ કર્યો, ચિત્રકામ તથા સ્ત્રી—પુરુષો વગેરેના લક્ષણનું શાસ્ત્ર બાહુબલીને ઉપદેશ્યું. અનુક્રમે કુમારોને મણિ—રત્નનાં અને મૌક્તિકનાં આભૂષણોની કલાઓ પણ ઉપદેશી. આચાર્યથી થયેલ (ઉપદેશાયેલ) વિવિધ રોગચિકિત્સા અને વાણિજ્ય પ્રવર્ત્યાં.

**શ્રીઋષભદેવની દીક્ષા**

એ પ્રમાણે ગ્રામ, આકર અને નગરથી મંડિત ભરતક્ષેત્રમાં ત્રેંસઠ લાખ પૂર્વ સુધી રાજ્યપાલનનું કાર્ય કરીને, એક વર્ષ સુધી કિમિચ્છિત દાન—જેને જે જોઇએ તે

વસ્તુનું દાન આપીને—લોકાન્તિક દેવોવડે પ્રતિબોધ પામેલા ભગવાને ભરતાદિ પુત્રોને રાજ્ય આપીને, દેવતાઓએ આણેલી સુદર્શના શિબિકામાં બેસીને સિદ્ધાર્થ વનમાં જઈ, એક દેવદૂષ્ય ધારણ કરીને કચ્છ-મહાકચ્છ આદિ ચાર હજાર ક્ષત્રિય રાજાઓ સાથે દીક્ષા લીધી; અને તેઓ મૌન પાળીને વિચરવા લાગ્યા. પારણાના સમયે ભિક્ષાર્થે ભગવાન (લોકોના) ગૃહમાં પ્રવેશ કરતા ત્યારે લોકો તેમની આગળ કન્યાઓ, કનક, વસ્ત્ર અને આભૂષણો, તથા અશ્વ અને હસ્તી ધરતા. આથી ક્ષુધાથી પીડાતા અને જેમને ભગવાનનું વચન પણ સાંભળવા મળતું નથી એવા પેલા (ચાર હજાર રાજાઓ) દુઃખી થયા તથા માનથી તેમજ ભરત રાજાના ભયથી અરણ્યમાં ફલ-મૂલનો આહાર કરનારા તાપસ તરીકે રહ્યા તથા વલ્કલ અને ચર્મને ધારણ કરનારા થયા.

## નમિ અને વિનમિને વિદ્યાધર-રિદ્ધિની પ્રાપ્તિ

ભગવાનના સંબંધી નમિ અને વિનમિ[1] નામે બે કુમારો ભગવાનની સ્થિર રહેવાની-ધ્યાનની વેળાએ હાથમાં ખડ્ગ ધારણ કરીને થાક્યા સિવાય તેમની સેવા કરતા હતા. તીર્થંકરને વાંદવા માટે આવેલા નાગરાજ ધરણે વિનયપૂર્વક ઉપાસના કરતા આ બન્ને જણને જોયા; અને કુતૂહલથી તેમને પૂછ્યું, "તમે શામાટે સ્વામીની સેવા કરો છો?" તેઓએ કહ્યું, "સ્વામીએ પોતાના પુત્રોને અને ક્ષત્રિયોને ભૂમિ આપી છે, પણ અમે તે વખતે દૂર હતા; તો હવે તેમની સેવા કરતા એવા અમો ઉપર પ્રભુ કૃપા કરશે." આમ કહેવામાં આવતાં કંઈક હસીને નાગરાજે કહ્યું, "અરે! સાંભળો, ભગવાન્ તો રોષ અને તોષથી પર, પોતાના શરીરમાં પણ મમતારહિત, અકિંચન, પરમ યોગી, જેમણે આસ્રવને રોક્યો છે એવા તથા કમલપત્ર સમાન નિર્લેપ ચિત્તવાળા છે; પરંતુ તમે તેમની લાંબા કાળ સુધી ઉપાસના કરી છે, તેનું ફળ તમને હું આપું છું. વૈતાઢ્ય પર્વતની બન્ને બાજુએ આવેલી બે વિદ્યાધરશ્રેણિઓ તમને બે જણને હું આપું છું. ત્યાં પગે ચાલીને જઈ શકાય એમ નથી, તેથી તમને ગગનગામિની વિદ્યાઓ હું આપું છું. એ વિદ્યાઓ મહાપ્રભાવવાળી છે. વિદ્યાઓ વડે લોભાવીને લોકોને ત્યાં લઈ જજો." નમિ-વિનમિએ પ્રણામ કરીને કહ્યું, "અમારા ઉપર કૃપા થઈ; વિદ્યાઓ આપો." પછી નાગરાજે મહારોહિણી, પ્રજ્ઞપ્તિ, ગૌરી, વિદ્યુન્મુખી, મહાજાલા, તિરસ્કરણી, બહુરૂપા આદિ ગન્ધર્વો અને પન્નગોની અડતાલીસ હજાર વિદ્યાઓ તેમને આપી. આ પ્રમાણે નાગરાજની કૃપા પામીને વિનમિએ વૈતાઢ્યની ઉત્તર શ્રેણીમાં ગગનવલ્લભ પ્રમુખ સાઠ નગરો વસાવ્યાં, અને નમિએ દક્ષિણ શ્રેણિમાં રથનુપૂરચક્રવાલ વગેરે પચાસ નગર વસાવ્યાં. જે જનપદમાંથી લોકોને લાવવામાં આવ્યા હતા, તે ઉપરથી તે જ નામનાં જનપદો વૈતાઢ્યમાં પણ થયાં.

---

૧. ત્રિષષ્ટિ વગેરે ગ્રન્થોમાં આ બે કુમારોને અનુક્રમે કચ્છ અને મહાકચ્છના પુત્રો તરીકે વર્ણવેલા છે. ભગવાને દીક્ષા લીધી તે અગાઉ તેઓ દૂર દેશમાં ગયા હતા.

વિદ્યાઓની સંજ્ઞાથી વિદ્યાધરોના નિકાય(સમૂહ) થયા—જેમકે ગૌરી વિદ્યાથી ગૌરિક, મનુથી મનુપૂર્વક, ગાન્ધારી વિદ્યાથી ગાન્ધાર, માનવીથી માનવ, કેશિકાથી કેશિકપૂર્વક, ભૂમિતુંડક વિદ્યાના અધિપતિ ભૂમિતુંડક, મૂલવીર્યાથી મૂલવીર્ય, શંકુકાથી શંકુક, પાંડુકીથી પાંડુક, કાલકીથી કાલકેય, માતંગીથી માતંગ, પાર્વતીથી પાર્વતેય, વંશલતાથી વંશલતા, પાંસુમૂલિકાથી પાંસુમૂલક, વૃક્ષમૂલિકાના વૃક્ષમૂલક, કાલિકાના કાલકેશ,—આ પ્રમાણે આ ભાગ (સોળ નિકાયોના) કરીને નમિ અને વિનમિએ આઠ આઠ નિકાયો ગ્રહણ કર્યા. ત્યારપછી મનુષ્યોમાં દેવ સમાન તેઓ પોતાના વિદ્યાબલથી સ્વજન અને પરિજનો સહિત દેવોની જેમ ભોગ ભોગવવા લાગ્યા. નગરોની અંદર સભાસ્થાનોમાં ભગવાન ઋષભસ્વામીની દેવતા તરીકે સ્થાપના કરવામાં આવી, તથા પોતપોતાના નિકાયમાં જે તે નિકાયની વિદ્યાની અધિપતિ દેવતાની પણ સ્થાપના કરવામાં આવી. બન્ને જણાએ પુત્રો અને ક્ષત્રિયોના સંબંધ અનુસાર નગરો વહેંચ્યાં.

## શ્રેયાંસે શ્રીઋષભદેવને કરેલું શેરડીના રસનું દાન

પરમધૃતિ અને બલ અને સત્ત્વના સાગર, સ્વયંભુ સાગરના[1] જેવા નિશ્ચલ અને શાન્ત ભગવાન પિતામહ ઋષભદેવ આહાર કર્યા સિવાય એક વર્ષ સુધી વિહર્યા, અને હસ્તિનાપુર પહોંચ્યા. તે નગરમાં બાહુબલીના પુત્ર સોમપ્રભ રાજા હતો, તથા તેનો શ્રેયાંસ નામે કુમાર હતો. તે બન્ને જણાએ તથા નગરશેઠે તે રાત્રે સ્વપ્ન જોયું. ત્રણે જણ એકત્ર થયા. સોમપ્રભની સમક્ષ શ્રેયાંસ કહેવા લાગ્યો, “હે આર્ય! મેં આજે સ્વપ્નમાં જે જોયું છે તે સાંભળો—જેની પ્રભા કંઈક ગ્લાન થયેલી છે એવા મેરુપર્વતને ચાલીને અહીં આવતો મેં જોયો. મેં અમૃતકલશથી તેના ઉપર અભિષેક કરતાં તે સ્વાભાવિક થઇ ગયો. આ પછી હું જાગી ગયો.” સોમપ્રભે કહ્યું, “હે શ્રેયાંસ! મેં જોયું તે તું સાંભળ—સૂર્યનાં કિરણો પડી ગયાં હતાં; તેં એ કિરણો એકત્ર કરીને પાછાં સૂર્યમાં આરોપ્યાં, તેનાથી તે અતિ પ્રકાશમાન્ થયો.” શ્રેષ્ઠીએ કહ્યું, “મેં જોયું તે સાંભળો—આજે કોઇ એક પુરુષ દસ્યુઓની મોટી સેના વડે પરાજિત થતો હતો; શ્રેયાંસસ્વામીએ તેને સહાય કરી; અને તેથી તેણે શત્રુસૈન્યનો પરાજય કર્યો. આ જોઇને હું જાગ્યો.” સ્વપ્નની ફલપ્રાપ્તિને નહીં જાણતા તેઓ ઘરની બહાર નીકળ્યા.

પ્રશાન્ત સ્થિતિમાં રહેલા ભગવાન ઋષભદેવ પણ શ્રેયાંસને ઘેર આવ્યા. પોતાના પ્રાસાદમાં બેઠેલો શ્રેયાંસ સામેથી આવતા પિતામહને જોઇને વિચાર કરવા લાગ્યો, “આવી આકૃતિ આ પહેલાં મેં ક્યાં જોઇ છે?” આ પ્રમાણે વિચાર કરતાં તેને આવરણના ક્ષયોપશમથી જાતિસ્મરણ થયું. ‘જેમણે સર્વ સંગનો ત્યાગ કર્યો છે એવા આ ભગવાનને મારે ભાતપાણી વહોરાવવું જોઇએ’ એમ વિચારીને તે ઉતાવળે ઊઠયો, અને ભવનના

૧. સ્વયંભૂરમણ સમુદ્ર—છેલ્લો સમુદ્ર. ત્યારપછી બધો અલોક છે.

આંગણામાં જ નોકરોએ આણેલા શેરડીના રસથી ભરેલા કળશ તેણે જોયા. પછી હર્ષ પામેલા તેણે શેરડીના રસથી શ્રીઋષભસ્વામીને પ્રતિલાભ્યા. અચ્છિદ્રપાણિ[1] ભગવાને તેનો સ્વીકાર કર્યો. પછી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, વસુધારા થઈ; વળી દેવોએ દુંદુભિ વગાડ્યાં, વસ્ત્રોની વૃષ્ટિ કરી, અને 'અહોદાન!' એ પ્રમાણે આકાશમાં શબ્દ કર્યો. 'ગુરુનાં ચરણ જ્યાં પડ્યાં હોય તે સ્થાન પૂજનીય છે' એ પ્રમાણે વિચારીને જ્યાં ભગવાન આદિ-જિન ઊભા રહ્યા હતા તે સ્થાને શ્રેયાંસે મણિની પીઠિકા કરાવી. ત્યાં ભોજનસમયે તે અર્ચન કરતો હતો. આ પછી જ્યાં જ્યાં ઊભા રહીને ભગવાન ભિક્ષા ગ્રહણ કરતા હતા ત્યાં ત્યાં લોકો પણ મણિની પીઠિકાઓ કરાવવા લાગ્યા. ઘણું કરીને તે સમયથી 'બ્રહ્મપીઠ'ની પ્રવૃત્તિ થઇ.[2] આ અવસર્પિણીમાં પ્રથમ જિનેશ્વરને ભિક્ષા આપનાર શ્રેયાંસ ( પહેલો ) હતો.

## શ્રેયાંસને સોમપ્રભ આદિએ પૂછેલો પ્રશ્ન

શ્રેયાંસે આ પ્રમાણે જિનેશ્વરની પૂજા કરેલી સાંભળીને ઋષિઓ તથા સોમપ્રભ આદિ રાજાઓ પરમ કુતૂહલથી શ્રેયાંસકુમારને પૂછવા લાગ્યા, "સુમુખ! ભગવાન પરમગુરુને ભિક્ષા આપવી જોઇએ એમ તેં શી રીતે જાણ્યું? એનું ખરું રહસ્ય તું કહે." શ્રેયાંસે કહ્યું, "પ્રભુને અન્નપાણી આપવું જોઈએ એમ મેં કેવી રીતે જાણ્યું તે સાંભળો." પછી શ્રવણને સુખકારક થાય એવા શબ્દથી શ્રેયાંસે કહેવા માંડયું, "જેમણે દીક્ષા લીધેલી છે એવા મારા પિતામહનું રૂપ જોઈને મને વિચાર થયો કે–આવું રૂપ મેં આ પહેલાં ક્યાં જોયેલું છે? એમ વિચાર કરતાં અનેક ભવનું જાતિસ્મરણ મને થયું. ભગવાનને ભિક્ષા આપવી જોઇએ તે મેં આ રીતે જાણ્યું." આથી પરમ વિસ્મય પામેલા રાજાઓ બોલ્યા, "ભગવાન કયા ભવમાં કેવા હતા તે વૃત્તાન્ત તું કહે." એટલે શ્રેયાંસ કહેવા લાગ્યો—

## શ્રેયાંસે કહેલું શ્રીઋષભદેવનું પૂર્વભવનું ચરિત્ર

"આથી સાતમા ભવમાં મંદર, ગંધમાદન, નીલવંત અને માલ્યવંત પર્વતોના મધ્યમાં આવેલા અને સીતા નામે મહાનદી વડે મધ્યમાંથી વિભક્ત થયેલા ઉત્તરકુરુમાં હું યુગલિક સ્ત્રી હતો, અને ભગવાન યુગલિક પુરુષ હતા. દશ પ્રકારનાં કલ્પવૃક્ષોમાંથી ઉત્પન્ન થતા વિવિધ પ્રકારના ભોગોના ઉપભોગથી પ્રમુદિત થયેલાં અમે એક વાર ઉત્તર-કુરુ દ્રહના દેવલોક સમાન સુન્દર તીરપ્રદેશમાં અશોક વૃક્ષની છાયામાં નવનીત સમાન મૃદુ સ્પર્શવાળા વૈડૂર્ય મણિના શિલાતલ ઉપર સુખપૂર્વક બેઠાં હતાં. તે વખતે એક દેવ

---

૧. પ્રવાહી પદાર્થ હાથમાં આવે છતાં તે હાથમાંથી પડે નહીં કે હાથ ઉભરાય નહીં એવી લબ્ધિ.

૨. 'બ્રહ્મપીઠ' ને બદલે 'ત્રિષષ્ટિ' આદિ અન્ય ચરિત્રગ્રન્થોમાં 'આદિત્ય પીઠ'ની આ રીતે પ્રવૃત્તિ થઇ, એમ કહ્યું છે.

તે દ્રહમાં સ્નાન કરીને ગગનમાં ઊડ્યો. તેણે પોતાના પ્રભાવથી દશે દિશાઓને પ્રકાશિત કરી. પછી પેલો યુગલિક પુરુષ તે પ્રકાશ જોઇને કંઈક વિચાર કરતો મૂર્ચ્છા પામ્યો. સ્ત્રીએ સંભ્રમપૂર્વક ઊઠીને પડિયામાં પાણી લાવીને તેને છાંટ્યું, એટલે સંજ્ઞા પ્રાપ્ત થતાં તે બોલવા લાગ્યો, “હા! સ્વયંપ્રભે! તું ક્યાં છે? હા! સ્વયંપ્રભે! તું ક્યાં છે? મને ઉત્તર આપ.” તેનું આવું વચન સાંભળીને તે સ્ત્રી પણ ‘મારું સ્વયંપ્રભા નામ ક્યારે હતું?’ એમ વિચાર કરતી તેવી જ રીતે મૂર્ચ્છા પામી. ભાન આવતાં તે કહેવા લાગી, “આર્ય! જેનું નામ તમે લીધું તે સ્વયંપ્રભા હું જ છું.” એટલે અત્યંત પ્રસન્ન થયેલો તે પુરુષ બોલ્યો, “આર્યે! તું સ્વયંપ્રભા કેવી રીતે? એ મને કહે.” સ્ત્રી બોલી, “જે મેં અનુભવ્યું હતું તે હું તમને કહીશ.

## યુગલિક સ્ત્રીએ કહેલી પૂર્વભવની આત્મકથા

ઈશાન નામે દેવલોક છે. તેના મધ્યભાગથી ઈશાન કોણમાં શ્રીપ્રભ નામે વિમાન છે. તેનો અધિપતિ લલિતાંગક નામે દેવ હતો, તેની માનીતી અગ્રમહિષી સ્વયંપ્રભા નામે હતી. સ્વયંપ્રભાની સાથે વિષયસુખના સાગરમાં રહેલા તે દેવનો ઘણો કાળ એક દિવસની જેમ ચાલ્યો ગયો. એક વાર તે દેવને ચિન્તાતુર, જેની પુષ્પમાળા મ્લાન થઈ ગઈ છે એવો તથા નીચી દૃષ્ટિ કરીને વિચાર કરતો જોઇને મેં પર્ષદાની સાથે તેને પૂછ્યું, “દેવ! ઉદાસ કેમ દેખાઓ છો? તમારા મનમાં શો સન્તાપ છે?” તેણે ઉત્તર આપ્યો, “પૂર્વભવમાં મેં થોડું તપ કર્યું હતું; આથી ‘તમારાથી મારો વિયોગ થશે’ એ વિચારથી મને ઘણો સન્તાપ થાય છે.” એટલે અમે તેને ફરી વાર પૂછ્યું, “કહો, તમે કેવી રીતે થોડું તપ કર્યું હતું? અને આ દેવભવ કેવી રીતે પ્રાપ્ત કર્યો હતો?” તે કહેવા લાગ્યો—

## લલિતાંગક દેવે કહેલી પૂર્વભવની આત્મકથા

“જંબૂદ્વીપમાં પશ્ચિમ વિદેહમાં ગંધિલાવતી વિજયમાં, ગન્ધમાદન અને વક્ષારગિરિની નજદીકમાં વૈતાઢ્ય પર્વત ઉપર ગંધારક નામે જનપદ આવેલો છે. ત્યાં સમૃદ્ધ જનોવડે સેવિત એવું ગંધસમૃદ્ધ નામે નગર છે. ત્યાં જનપદનું હિત કરવામાં રત અને વિકસિત કમળના જેવા વદનવાળો, શતબલનો પૌત્ર અને અતિબલનો પુત્ર મહાબલ નામે રાજા હતો. તે હું મહાબલ પિતા અને પિતામહની પરંપરાથી પ્રાપ્ત થયેલી રાજ્યલક્ષ્મીને અનુભવતો હતો. જિનવચન વડે જેની મતિ ભાવિત થયેલી છે એવો સ્વયંબુદ્ધ નામે ક્ષત્રિયકુમાર મારો મિત્ર હતો અને અનેક કાર્યોમાં સલાહ પૂછવા લાયક એવો સંભિન્નશ્રોતા નામે મારો મંત્રી હતો.

ઘણો કાળ વીતી ગયા પછી ગીત અને નૃત્યમાં આસક્ત એવો હું એકવાર નૃત્ય

કરતી નટીને જોતો હતો. તે વખતે સ્વયંબુદ્ધે મને વિનંતી કરી, "દેવ! ગીત એ પુરુષનો વિલાપ છે એમ જાણો, નૃત્ય વિડંબના છે, આભરણો એ ભાર છે અને વિષયો દુઃખદાયક છે; માટે પરલોકના હિતમાં ચિત્ત રાખવું જોઇએ. આ અશાશ્વત જીવનમાં વિષયાસક્તિ એ અહિત કરનાર છે." એટલે મેં રોષથી કહ્યું, "શ્રવણને માટે અમૃત સમાન ગીત એ વિલાપ કેવી રીતે? નયનને આનંદ આપનાર નૃત્ય એ વિડંબના કેવી રીતે? શરીરનાં આભૂષણો એ ભાર કેવી રીતે? લોકમાં સારભૂત અને પ્રીતિ ઉત્પન્ન કરનાર વિષયો દુઃખદાયક કેવી રીતે?" જરા પણ ગભરાયા વગર સ્વયંબુદ્ધે કહ્યું, "**ગીત એ પ્રલાપ કેવી રીતે,**' તે હે સ્વામી! તમે પ્રસન્ન થઇને સાંભળો—

જેનો પતિ પ્રવાસે ગયો હોય એવી તથા પતિના સમાગમની અભિલાષા કરતી અને પતિનું સ્મરણ કરતી કોઇ દુઃખી સ્ત્રી સાંજ-સવારે પતિના ગુણોનું રટણ કરતી વિલાપ કરે; અથવા કોપેલા સ્વામીને પ્રસન્ન કરવાને માટે નોકર પોતે દાસભાવ ધારણ કરીને તથા પ્રણામ કરીને જે વચનો બોલે તે જેમ વિલાપ છે; તે જ પ્રમાણે એકબીજાના સમાગમનાં અભિલાષી સ્ત્રી અથવા પુરુષ પરસ્પરના કુપિત-પ્રસાદન નિમિત્તે કાયા, મન અને વચનની જે ક્રિયાઓ પ્રયોજે છે તે જ, કુશળ જનોએ વિચારીને વિવિધ પ્રકારોમાં નિબદ્ધ કરતાં, 'ગીત' તરીકે ઓળખાય છે. તો પછી હે સ્વામી! વિચાર કરો, ગીત એ વિલાપ-પ્રલાપ ગણાય કે ન ગણાય?

હવે **નૃત્ય એ વિડંબના કેવી રીતે,** તે સાંભળો-યક્ષ વડે આવિષ્ટ થયેલ અથવા મદ્ય પીવાને કારણે પરાધીન થયેલ સ્ત્રી અથવા પુરુષ જે પ્રકારની શરીરચેષ્ટાઓ દર્શાવે છે અને જે વચનો બોલે છે તે વિડંબના કહેવાય છે. જો એમ છે, તો પછી ધનવાન સ્વામીના પરિતોષ માટે યોજાયેલ સ્ત્રી અથવા પુરુષ વિદ્વજ્જનોએ નિયત કરેલી વિધિને અનુસરતાં પગ, માથું, આંખ અને ખભા વગેરે હલાવે છે તે ખરેખર વિડંબના જ છે.

**આભરણો ભાર છે એમ જાણવું**—સ્વામીની સૂચનાથી જે માણસ કડાં વગેરે આભરણો પેટીમાં ભરીને ઉપાડી જાય તે અવશ્ય ભારથી પીડાય; તો પછી જે માણસ બીજાઓને વિસ્મય પમાડવા માટે તે જ આભરણોને યોગ્ય શરીરસ્થાનો ઉપર ધારણ કરે તે રાગને કારણે ભલે ભાર ન ગણે, પણ તેના ઉપર ભાર તો છે જ. બીજાને પ્રસન્ન કરવાને માટે નાટકનો વેશ પહેરનાર માણસ 'મને કંઇ પરિશ્રમ પડતો નથી' એમ ધારતો ઘણો ભાર વહે અથવા કાર્યના મહત્વને કારણે ભારને ન ગણે, છતાં પણ ત્યાં ખરેખર ભાર તો છે જ.

**વિષયોની દુઃખદાયકતા**—વિષયો બે પ્રકારના છે: શબ્દવિષયક અને રૂપવિષયક. શબ્દમાં મુગ્ધ થયેલો મૃગ શબ્દને સુખ ધારીને સાંભળતો તથા મરણભયને નહીં ગણકારતો મૂઢતાને કારણે વધ, બંધ અને મરણ પામે છે. એ જ પ્રમાણે શ્રોત્રેન્દ્રિયને વશ તથા

શબ્દને અનુસરનાર સ્ત્રી અથવા પુરુષ સાધારણ શબ્દમાં મમત્વબુદ્ધિ રાખીને તથા એના હેતુનું સંરક્ષણ કરવાની (યાદ રાખવાની) ઇચ્છાથી હૃદયમાં કપટ રાખી બીજા ઉપર દ્વેષ રાખે છે. આ પ્રમાણે રાગ-દ્વેષની પરંપરામાં પડીને તે કર્મ બાંધે છે. આ નિમિત્તે ગીત ઉપર રાગ રાખનારાઓ સંસારમાં દુ:ખ ભોગવે છે. એ જ પ્રમાણે રૂપમાં આસક્ત અને મુગ્ધ થયેલો માણસ સાધારણ વિષયસમુદ્રમાં મમત્વબુદ્ધિ રાખીને રૂપનું રક્ષણ કરવાની ઇચ્છાથી બીજાનો દ્વેષ કરે છે અને આ રીતે ક્લિષ્ટ ચિત્તવાળો તે પાપકર્મ બાંધે છે, અને તેને પરિણામે સંસારમાં ભમતો તે દુ:ખ ભોગવે છે. એ પ્રમાણે ગંધ, રસ અને સ્પર્શવિષયક ભોગોમાં આસક્ત તથા બીજાનો દ્વેષ કરતો જીવ મૂઢતાથી કર્મ બાંધે છે, અને તેને પરિણામે જન્મ-જરા-મરણબહુલ સંસારમાં ભમે છે; માટે દુ:ખદાયક એવા વિષયો અને ભોગોનો શ્રેયની ઇચ્છા રાખનારાએ ત્યાગ કરવો."

આ પ્રમાણે બોલતા સ્વયંબુદ્ધને મેં કહ્યું, "હું કે જે હિતકાર્ય કરી રહ્યો છું તેનું તું અહિત ઇચ્છે; તું દુષ્ટ બુદ્ધિવાળો છે, કે જે પરલોકના સંશયગ્રસ્ત સુખ વડે મને લોભાવતો અને વર્તમાન સુખની નિંદા કરતો મને દુ:ખમાં પાડવા ઇચ્છે છે." પછી સંભિન્નશ્રોતાએ કહ્યું, "સ્વામી! માંસલોભી શિયાળ જેમ માંસનો ટુકડો છોડીને નિરાશ થયો હતો તે પ્રમાણે સંદિગ્ધ સુખની આશામાં પ્રત્યક્ષ સુખનો ત્યાગ કરતો આ સ્વયંબુદ્ધ પછી પસ્તાશે." સ્વયંબુદ્ધે કહ્યું, "તુચ્છ કલ્પનામાત્ર સુખથી મોહિત થયેલો તું જે કહે છે તેને કયો સચેતન મનુષ્ય પ્રમાણભૂત ગણશે? કાચમણિની પાછળ પાછળ જતો જે માણસ કુશલ જનોએ પ્રશંસેલા અને સહેલાઈથી મળેલા રત્નને ઇચ્છતો નથી તેને તું કેવો ગણીશ? હે સંભિન્નશ્રોત! શરીર અને વૈભવ આદિને અનિત્ય જાણીને તથા ભોગોનો ત્યાગ કરીને સંયમ વડે નિર્વાણ અને દેવસુખનું સંપાદન કરનાર ધીર અને તપસ્વી પુરુષો જય પામે છે." સંભિન્નશ્રોતાએ કહ્યું, "સ્વયંબુદ્ધ! મરણ નક્કી થવાનું છે એટલા ખાતર તું સ્મશાનમાં રહી શકવાનો હતો? ગગન નીચે પડવાની આશંકા રાખતી ટીટોડી તેને અટકાવવા માટે જેવી રીતે ઊંચા પગ રાખીને સૂએ છે તેવી રીતે 'મરણ થશે' એ પ્રકારનો વધુ પડતો ખ્યાલ રાખીને તું સાંપ્રત સુખનો ત્યાગ કરીને ભાવી સુખની પ્રશંસા કરે છે. જ્યારે મરણનો સમય નજદીક આવશે ત્યારે અમે પરલોકનું હિત આચરીશું." સ્વયંબુદ્ધે કહ્યું, "મુગ્ધ! જે વખતે યુદ્ધ શરૂ થાય તે વખતે હાથી અને ઘોડાઓને પલોટવાનું કામનું નથી, અથવા નગર ઘેરાય ત્યારે દાણો, પાત્ર અને બળતણનો સંગ્રહ કરવાનું કામનું નથી તેમજ ઘરમાં આગ લાગે તે વખતે કૂવો ખોદવાનું કામનું નથી. હાથી-ઘોડાનું પલોટવું, દાણા આદિનો સંગ્રહ અને કૂવાનું ખોદકામ એ અગાઉથી જ કરવામાં આવે છે અને તેથી અનુક્રમે શત્રુસૈન્યનો પરાજય, ચિરકાળ સુધી ઘેરા સામે ટકાવ અને અગ્નિશાન્તિ સહેલાઇથી થઈ શકે છે. તે જ પ્રમાણે

જે માણસ અગાઉથી જ પરલોકના હિત માટે ઉદ્યમ કરતો નથી તે વૃદ્ધાવસ્થામાં જ્યારે બળ ઘટી જાય, મર્મસ્થાનો ક્ષીણ થાય, દેહનો બંધ શિથિલ થાય અને પોતે અત્યંત દુઃખથી ઘેરાઇ જાય તે વખતે પરલોકનું હિત કેવી રીતે આચરી શકવાનો હતો? આ બાબતમાં વિચક્ષણ પુરુષોએ કહેલો ઉપદેશ તું સાંભળ—

## કાગડાનું દૃષ્ટાન્ત

એક ઘરડો હાથી ઉનાળાની ઋતુમાં કોઇ પહાડી નદી ઉતરતો હતો તે વખતે વિષમ કિનારા ઉપર પડી ગયો. ભારે શરીર અને ક્ષીણ બળને કારણે ઊઠવાને અશક્ત એવો તે ત્યાં જ મરણ પામ્યો. વરુ અને શિયાળોએ તેને ગુદાભાગમાં ખાધો. તે જ માર્ગે કાગડાઓ અંદર ગયા અને માંસનો આહાર કરનાર અંદર રહ્યા. ગરમીને કારણે કલેવર ઊનું થતાં તે પ્રવેશ સંકુચિત થઇ ગયો. કાગડાઓ પ્રસન્ન થયા કે, “ અહો! આપણો વાસ નિર્વિઘ્ન થયો.” પણ વર્ષાઋતુમાં પહાડી નદીના વેગને લીધે ફેંકાયેલું તે કલેવર કોઇ મોટી નદીના પ્રવાહમાં પડીને સમુદ્રમાં પહોંચ્યું અને ત્યાં મગરમચ્છોએ તેના ટુકડા કરી નાખ્યા. જળથી ભરાયેલા તે કલેવરમાંથી કાગડાઓ બહાર નીકળ્યા, પણ કિનારો નહીં જોતાં તેઓ ત્યાં જ મરણ પામ્યા. જો તેઓ અગાઉથી બહાર નીકળી ગયા હોત તો સ્વચ્છંદપણે ફરીને લાંબા કાળ સુધી લોહીમાંસનો આહાર કરી શકત.

એ દૃષ્ટાન્તનો ઉપસંહાર આ પ્રમાણે છે—જેમ કાગડાઓ તેમ સંસારી જીવો, જેમ હાથીના કલેવરમાં પ્રવેશ તેમ મનુષ્યશરીરની પ્રાપ્તિ, જેમ એ કલેવરમાંનું લોહી-માંસ તેમ વિષયોની પ્રાપ્તિ, જેમ બહાર નીકળવાના માર્ગનો નિરોધ તેમ સંસારમાં આસક્તિ, જેમ નદીના પ્રવાહથી ફેંકાવું તેમ મરણકાળ, જેમ કાગડાઓનું બહાર નીકળવું તેમ બીજા ભવમાં સંક્રમણ.

માટે હે સંભિન્નશ્રોત! એમ જાણ કે-જે માણસ તુચ્છ, નિઃસાર અને અલ્પકાલિક કામભોગોનો ત્યાગ કરીને સંયમમાં ઉદ્યોગ કરશે તે સદ્‌ગતિમાં જશે અને તેને પસ્તાવું નહીં પડે; પણ જે મનુષ્ય વિષયોમાં લુબ્ધ થઇને મરણસમયની રાહ જોશે, અને શરીરનો ત્યાગ કરતી વખતે જેની પાસે પરભવનું ભાથું નહીં હોય તે લાંબા કાળ સુધી દુઃખી થશે. શિયાળની જેમ તુચ્છ અને કલ્પનામાત્ર સુખમાં આસક્ત થઇને વિપુલ અને દીર્ઘકાલીન સુખની તું અવગણના ન કર.”

સંભિન્નશ્રોતે કહ્યું, “ શિયાળની તુચ્છ સુખની કલ્પના કેવી હતી, તે કહે.” સ્વયંબુદ્ધે કહ્યું: “સાંભળ—

## શિયાળનું દૃષ્ટાન્ત

કોઇ વનચર ભીલ વનમાં ફરતો હતો તે વખતે એક વૃદ્ધ હસ્તીને જોઇને વિષમ

પ્રદેશમાં ઊભો રહ્યો પોતાના એક જ બાણના પ્રહારથી હાથીને પડેલો જોઇને પણછ ચડાવેલા ધનુષ્યને નીચે મૂકીને હાથમાં ફરશી લઈને હાથીદાંત તથા કુંભસ્થળનાં મોતી લેવા માટે હાથી ઉપર પ્રહાર કરવા લાગ્યો. તે વખતે હાથીના પડવાથી દબાયેલા મોટા સર્પે તેને દંશ કર્યો અને તે ત્યાં જ મરણ પામ્યો. એક રખડતા શિયાળે હાથી, માણસ, સર્પ અને ધનુષ્ય જોયાં. ભીરુતાને લીધે શિયાળ પહેલાં તો પાછો હઠયો, પણ માંસની લાલચને લીધે ફરી ફરી ત્યાં આવવા લાગ્યો. પછી એ બધા નિર્જીવ છે એમ જાણીને ભયરહિત અને સન્તુષ્ટ થયેલો તે જોવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો, "હાથી તો મારી આખી જીંદગીનો ખોરાક છે, માણસ અને સર્પ એ અમુક સમયનો ખોરાક છે, માટે પહેલાં હું ધનુષ્યની દોરી ખાઉં." આ પ્રમાણે નિશ્ચય કરી (દોરી ખાવા જતાં) જોરથી બંધાયેલી દોરી કપાતાં ધનુષ્યનો છેડો વાગવાથી તે મંદબુદ્ધિ શિયાળનું તાળવું વીંધાઇ ગયું અને તે મરણ પામ્યો અલ્પ મહત્ત્વની દોરીનો ત્યાગ કરીને હાથી, મનુષ્ય અને સર્પનાં કલેવરોને ખાવાની તે શિયાળે ઈચ્છા કરી હોત તો તે તથા અન્ય કલેવરો પણ તે ઘણા કાળ સુધી ખાઇ શકત. એ પ્રમાણે માનવસુખોમાં આસકત જે જીવ પરલોકનું સાધન કરવામાં બેદરકાર છે તે શિયાળની જેમ વિનાશ પામે છે.

વળી 'પરલોકનું અસ્તિત્વ સંદિગ્ધ છે, આથી પરલોકના સુખનું અસ્તિત્વ પણ સંદિગ્ધ છે' એમ તમે કહો છો, પણ તે (પરલોક તેમજ પરલોકના સુખનુ અસ્તિત્વ) છે. સ્વામી! તમે જ્યારે કુમાર અવસ્થામાં હતા ત્યારે મારી સાથે દેવોના ઉદ્યાન નંદનવનમાં ગયા હતા. ત્યાં એક દેવ ઊતરી આવ્યો હતો. આપણે તેને જોઇને આઘા ખસી ગયા: તે દેવ દિવ્ય દેવગતિથી ક્ષણ વારમાં આપણી પાસે પહોંચ્યો. સૌમ્ય રૂપવાળા તેણે આપણને કહ્યું હતું. "મહાબલ! હું તારો પિતામહ શતબલ રાજ્યશ્રીનો ત્યાગ કરીને વ્રત પાળીને બ્રહ્મલોક કલ્પનો અધિપતિ થયો છું. માટે તમે પણ પ્રમાદી ન થશો, જિનવચનથી તમારા આત્માને પવિત્ર કરજો; એ રીતે તમે સદ્‌ગતિ પામશો." આમ કહીને દેવ ગયો. તો હે સ્વામી! આ વાત જો તમને સાંભરતી હોય તો 'પરલોક છે' એમ શ્રદ્ધા રાખો."

મેં કહ્યું "સ્વયંબુદ્ધ! પિતામહનું દર્શન મને સાંભરે છે." તક મળતાં સ્વયંબુદ્ધ મને ફરી પાછો કહેવા લાગ્યો, "આપણા પૂર્વજોનું વૃત્તાન્ત સાંભળો—

### મહાબલ અને સ્વયંબુદ્ધના પૂર્વજોનું વૃત્તાન્ત

તમારો પૂર્વજ કુરુચન્દ્ર નામે રાજા હતો, તેની કુરુમતી દેવી હતી અને હરિશ્ચન્દ્ર કુમાર હતો. તે રાજા નાસ્તિકવાદી હતો. 'આત્મા વિષેની કલ્પના એ ઇન્દ્રિયોના સમાગમથી વધુ કંઇ નથી; જેમ મદ્યની અંગભૂત વસ્તુઓ એકત્ર કરવાથી મદ પેદા થાય છે

તેમ ( ઇન્દ્રિયો ભેગી થતાં આત્મા પેદા થયો છે એમ માનવામાં આવે છે ). અહીંથી કોઈ પરભવમાં જતું નથી તેમજ દેવ અને નારક ભવોમાં સુકૃત અને દુષ્કૃતનાં ફળ કોઈ અનુભવતું નથી '; આ પ્રમાણે તેણે નિશ્ચય કરેલો હતો. એ નિઃશીલ અને અને નિર્વ્રત એવો તે અજ્ઞાની ધારની જેમ અત્યંત ક્રૂર હતો અને પ્રાણિવધમાં ઉદ્યત રહેતો હતો. આ પ્રમાણે કર્મ કરતાં તેનો ઘણો સમય વીતી ગયો. પછી મરણકાળે અશાતાવેદનીયની બહુલતાથી તે નારકને યોગ્ય પુદ્ગલપરિણામવાળો થયો–[1] શ્રવણમધુર ગીતને તે આક્રોશ ગણવા લાગ્યો, મનોહર રૂપોને વિકૃત જોવા લાગ્યો, ક્ષીર, ખાંડ અને સાકર જેવી વસ્તુઓને દુર્ગંધવાળી માનવા લાગ્યો, ચંદનના લેપને અંગારો કહેવા લાગ્યો અને હંસતૂલની મૃદુ શય્યા તેને કાંટાવાળી શાખાના જેવી લાગવા માંડી. તેનો આ પ્રકારનો વિપરીત ભાવ જાણીને કુરુમતી દેવી હરિશ્ચન્દ્રની સાથે તેની એકાન્તમાં સેવા કરવા લાગી. કુરુચન્દ્ર રાજા આ પ્રમાણે અત્યંત દુઃખી થઇને કાલધર્મ પામ્યો. તેની શબયાત્રા કાઢ્યા પછી હરિશ્ચન્દ્ર પોતાના ગંધસમૃદ્ધ નગરનું ન્યાયપૂર્વક પાલન કરવા લાગ્યો પોતાના પિતાના આ પ્રકારના મરણનો વિચાર કરતાં તેને એવી બુદ્ધિ પેદા થઇ કે, “સુકૃત અને દુષ્કૃતનું ફલ છે.” પછી તેણે પોતાના બાલમિત્ર એક ક્ષત્રિયકુમારને કહ્યું, “ભદ્ર, પંડિતજનોએ ઉપદેશેલું ધર્મજ્ઞાન તું મને કહેજે; એ જ તારી સેવા.” એટલે તે ક્ષત્રિયકુમાર તે આજ્ઞા અનુસાર જે ધર્મ સંબંધી વચન સાંભળતો તે રાજાને કહી સંભળાવતો. રાજા પણ તેમાં શ્રદ્ધા કરીને સુશીલતાથી તે વચન માનતો હતો.

એક વાર નગરથી થોડે દૂર સાધુને થયેલા કેવલજ્ઞાનનો તે પ્રકારે મહિમા કરવા માટે દેવો આવ્યા હતા. આ હકીકત જાણીને ક્ષત્રિયકુમાર સુબુદ્ધિએ રાજા હરિશ્ચન્દ્રને હકીકત જણાવી. દેવોના આગમનથી વિસ્મિત થયેલો રાજા પણ વેગવાન અશ્વ ઉપર આરૂઢ થઇને સાધુ પાસે ગયો, અને વિનયપૂર્વક વંદન કરીને, બેસીને સાધુના મુખમાંથી નીકળતું વચનામૃત સાંભળવા લાગ્યો. સંસારની હકીકત તથા મોક્ષસુખની વાત તેમની પાસેથી સાંભળીને તે નિઃશંક થયો કે ‘ પરભવ છે. ’ પછી હરિશ્ચન્દ્ર રાજાએ પૂછ્યું, “હે ભગવાન! મારા પિતા કઇ ગતિમાં ગયા છે?” એટલે ભગવાને (કુરુચન્દ્રને અંતકાળમાં થયેલા) વસ્તુઓના વિપરીત જ્ઞાન ઉપરથી સાતમી પૃથ્વીમાં નારકી તરીકે તેની ઉત્પત્તિ થયેલી જાણીને કહ્યું, “હરિશ્ચન્દ્ર! જેણે પાપ અને આસ્રવનાં દ્વાર બંધ કર્યાં નહોતાં એવો તારો પિતા ઘણાં પ્રાણીઓને પીડા કરીને પાપકર્મની ગુરુકતાને લીધે તે નરકમાં ગયો છે. ત્યાં તે પરમ અસહ્ય, જેની ઉપમા ન આપી શકાય તેમજ જેનો પ્રતિકાર પણ ન થઇ શકે એવું અને સચેતન–જ્ઞાની માણસને સાંભળતાં પણ ભય થાય એવું દુઃખ નિરંતર અનુભવે છે.” કેવલીએ કહેલો પોતાના પિતાનો આ પ્રકારનો કર્મવિપાક સાંભળીને સંસારભીરુ હરિશ્ચન્દ્ર રાજા

---

૧ નરકમાં જનાર માણસને મરણ સમયે સારામાં સારી વસ્તુ પણ ખરાબ લાગે છે.

તે પરમઋષિને વંદન કરીને પોતાના નગરમાં આવ્યો. પોતાના પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને તેણે સુબુદ્ધિને સૂચના કરી કે, “ મારા પુત્રને તારે ઉપદેશ કરવો. ” સુબુદ્ધિએ તેને વિનંતી કરી, “ સ્વામી ! કેવલીનું વચન સાંભળીને હું પણ જો તમારી સાથે તપ ન કરું તો મારું સાંભળ્યું ન સાંભળ્યા બરાબર છે. ‘ઉપદેશ કરવો’ એમ આપ કહો છો, તે ઉપદેશ મારો પુત્ર પોતાના સ્વામીને કરશે. ’ રાજાએ પોતાના પુત્રને સૂચના કરી, “ ધર્મની બાબતમાં તારે સુબુદ્ધિના પુત્રની સૂચના અનુસાર કાર્ય કરવું. ” પછી તે રાજા, સિંહ જેમ બળતી ગુફામાંથી બહાર નીકળે તેમ ત્વરાપૂર્વક નીકળ્યો, અને કેવલી પાસે તેણે સુબુદ્ધિ સહિત દીક્ષા લીધી. પરમસંવિગ્ન, સ્વાધ્યાય અને પ્રશસ્ત ધ્યાનમાં પરાયણ તથા જેને જ્ઞાનાતિશય પેદા થયો છે એવો તે કર્મજાળને ખપાવીને નિર્વાણ પામ્યો. એમ સાંભળવામાં આવે છે કે–એ રાજર્ષિ હરિશ્ચન્દ્રના વંશમાં અસંખ્ય ધર્મપરાયણ રાજાઓ થઈ ગયા પછી અત્યારે તમે રાજ્યના સ્વામી છો, અને હું (સ્વયંબુદ્ધ) સુબુદ્ધિના વંશમાં છું. ઘણા પુરુષોની પરંપરાથી ચાલતા આવેલા ધર્મોપદેશના અધિકારનું અમારું સ્થાન છે. મેં તમને અચાનક વિનંતી કરી તેનું કારણ સાંભળો–આજે હું નંદનવનમાં ગયો હતો. ત્યાં મેં આદિત્યયશ અને અમિતતેજ નામે બે ચારણશ્રમણોને જોયા. મેં તેમને વંદન કરીને પૂછ્યું, “ ભગવંતો ! મહાબલનું કેટલું આયુષ્ય છે ? ” તેમણે કહ્યું, “ હવે એક માસ બાકી રહ્યો છે. ” આથી સંભ્રમપૂર્વક હું આવ્યો. આ ખરેખરી વાત છે. માટે જે તમને શ્રેય લાભે તે વિના વિલંબે કરો. ”

સ્વયંબુદ્ધે કહેલાં આ ઉપશમનાં વચનો સાંભળીને, ધર્માભિમુખ થયેલો તથા આયુષ્યના ક્ષયની વાત સાંભળીને, જેમાં પાણી ભરવામાં આવ્યું હોય તેવા કાચી માટીના વાસણની જેમ, અવસાદયુક્ત હૃદયવાળો તથા ભયભીત બનેલો હું ઊઠીને હાથ જોડીને સ્વયંબુદ્ધને શરણે ગયો અને કહેવા લાગ્યો, “ મિત્ર ! જેનું માત્ર એક માસ આયુષ્ય બાકી રહ્યું છે એવો હું હવે પરલોકનું શું હિત કરી શકીશ ? ” તેણે મને આશ્વાસન આપ્યું, “ સ્વામી ! જેણે સર્વ નિન્દ્ય વ્યાપારોનો ત્યાગ કર્યો છે તેને માટે એક દિવસ પણ બહુ છે, તો માસનું શું કહેવું ? ” પછી સ્વયંબુદ્ધના વચનથી પ્રજાપાલનનું કાર્ય પુત્રને સોંપીને, આહારનું પચ્ચકખાણ કરી, સંસ્તારકશ્રમણ[1] બનેલો હું જિન–મન્દિરમાં રહ્યો અને તથા સ્વયંબુદ્ધની સૂચનાથી થયેલ જિનેશ્વરના ઉત્સવથી પ્રસન્ન મનવાળો હું અનિત્યતા, સંસારનું દુઃખ અને (પૂર્વકાળના સાધુઓએ કરેલાં) પાદપોપગમન એ વૈરાગ્ય ઉત્પન્ન કરનાર વાતો સાંભળતો કાલધર્મ પામ્યો અને અહીં (દેવ તરીકે) પેદા થયો. આ પ્રમાણે મેં થોડું તપ કર્યું હતું. ”

આ પ્રમાણે આર્ય લલિતાંગક દેવે પરિવાર સહિત મને કહ્યું. પછી ઈશાનેન્દ્ર પાસેથી

૧. મરણ પામવાને માટે સાધુ થયેલ.

દૃઢધર્મ નામે દેવ આવ્યો. તેણે કહ્યું, "લલિતાંગક! નંદીશ્વરમાં જિન-મહિમા કરવાને માટે દેવરાજ જાય છે, માટે હું પણ જાઉં છું. આ વસ્તુ તમને વિદિત થાઓ." આમ કહીને તે ગયો. પછી 'ઇન્દ્રની આજ્ઞાથી અવશ્ય જવું પડશે, માટે અત્યારે જ જઈએ,' એમ વિચારીને આર્ય લલિતાંગક દેવ સહિત હું ક્ષણવારમાં નંદીશ્વરદ્વીપમાં ગઈ. જિન-મન્દિરોમાં અમે ઉત્સવ કર્યો. તિર્યક્લોકમાં તીર્થંકરને વદન કરતાં તથા શાશ્વત ચૈત્યની પૂજા કરતાં તે લલિતાંગક દેવનું ચ્યવન થયું. અત્યંત શોકથી દાઝતા હૃદયવાળી તથા વિવશ એવી હું પરિવાર સહિત શ્રીપ્રભ વિમાનમાં ગઇ. જેની શોભા ક્ષીણ થતી જતી હતી એવી મને જોઇને આવેલો સ્વયંબુદ્ધ દેવ કહેવા લાગ્યો, "સ્વયંપ્રભે! જિનેશ્વરનો મહિમા કર; આ તારો ચ્યવનકાળ છે; તને બોધિનો લાભ થશે." તેનું વચન સ્વીકારીને તીરછાલોકમાં આવેલા નંદીશ્વરદ્વીપમાં પૂજા કર્યા પછી ચ્યવેલી હું પણ જંબદ્વીપના વિદેહમાં પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણીમાં નગરીમાં વજ્રસેન ચક્રવર્તીની વસુમતી દેવીની પુત્રી શ્રીમતી નામે થઇ. પિતાના ભવનરૂપી પદ્મસરમાં રાજહંસી સમાન તથા ધાત્રીઓ વડે સંભાળ લેવાતી એવી હું યમક પર્વત (બે લગોલગ આવેલા પર્વત) ઉપરની લતાની જેમ સુખપૂર્વક ઊછરી. રમણીય કલાઓ પણ મેં ગ્રહણ કરી.

એક વાર રાત્રે સર્વતોભદ્ર પ્રાસાદમાં હું ઊભી હતી ત્યારે નગરની બહાર દેવોનું આગમન થએલું મેં જોયું. તે વખતે વિચાર કરતાં મને મારા દેવભવનું સ્મરણ થયું; તે સ્મરણ થતાં દુઃખથી આક્રાન્ત થએલી હું મૂર્છા પામી. પરિચારિકાઓએ જળકણો છાંટતાં જેની મૂર્છા વળી છે એવી હું વિચાર કરવા લાગી, "મારો પ્રિય લલિતાંગક દેવ ક્યાં હશે? તેના વિના લોકોની સાથે બોલવાનું મારે શું કામ છે?" એમ વિચારીને મેં મૂંગાપણું સ્વીકાર્યું. પરિજનો કહેવા લાગ્યાં, "જૃંભક દેવોએ એની વાચા હરી લીધી છે." ચિકિત્સકોએ પ્રયત્ન કર્યા તેમજ બલિ, હોમ, મંત્ર અને રક્ષાવિધિઓ પણ કરવામાં આવી, પણ મેં મૂંગાપણું મૂક્યું નહીં. મારી સૂચનાઓ હું લખીને પરિચારિકાઓને આપતી હતી. એક વાર હું ઉપવનમાં ગઇ હતી ત્યારે પંડિતા નામની મારી ધાવમાતાએ એકાન્તમાં મને કહ્યું, "બેટા શ્રીમતિ! જો કોઇ કારણથી તું મૂંગી રહેતી હોય તો તે વિના સંકોચે મને કહે. શક્તિ અનુસાર તારું કાર્ય સાધવાને હું પ્રયત્ન કરીશ. મારી પાસે વિદ્યાનું બળ છે, આથી તારું પ્રયોજન મનુષ્યલોકમાં હશે તો તે હું સંપાદન કરીશ. અથવા જો તું દેવના દોષથી ખરેખર મૂંગી હોય તો પછી શું થઈ શકે?" તેણે એમ કહેતાં મેં વિચાર્યું, "ધાવમાતા ઠીક કહે છે. મારા હૃદયનું પ્રયોજન કોણ સાધવાનું હતું? માટે તેને હું સાચી વાત કહું." પછી મેં કહ્યું, "માતા! અત્યારે હું મૂંગાપણું ધારણ કરીને રહું છું તેનું કારણ છે." તેણે મને કહ્યું, "બેટા! મને કારણ કહે, તે સાંભળીને જેમ કહીશ તેમ કરીશું." એટલે મેં કહ્યું, "સાંભળો—

## શ્રીમતીએ કહેલી પોતાના નિર્નામિકાના ભવની આત્મકથા

ધાતકીખંડ દ્વીપમાં પૂર્વ વિદેહમાં મંગલાવતી વિજયમાં નંદીગ્રામ નામે સંનિવેશ છે. ત્યાં હું આથી ત્રીજા ભવમાં એક દરિદ્ર કુળમાં સુલક્ષણા, સુમંગલા, ધન્નિકા, ઉજ્જિઝકા આદિ છ બ્હેનોની પછી જન્મી હતી. માતાપિતાએ મારું નામ પાડ્યું નહોતું અને મને 'નિર્નામિકા' (નામ વિનાની) કહીને બોલાવવામાં આવતી હતી. પોતાનાં કર્મોથી બંધાયેલી હું તેમની પાછળ જીવતી હતી.

કોઈ એક વાર ઉત્સવમાં ધનાઢ્યોનાં બાળકો હાથમાં વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થો લઈને પોતાના ઘરમાંથી નીકળ્યાં. તેમને જોઈને મેં મારી માતાને યાચના કરી, "મા! મને લાડુ કે એવું બીજું ખાવાનું આપ, એટલે હું બાળકોની સાથે રમું." પણ તેણે રોષ કરીને મને મારી તથા ઘરમાંથી કાઢી મૂકી અને કહ્યું, "અહીં તારે માટે ખાવાનું ક્યાં છે? અંબરતિલક પર્વત ઉપર જા, ત્યાં ફળ ખાજે અથવા મરી જજે." પછી હું રોતી રોતી નીકળી. આશ્રય શોધતી એવી મેં અંબરતિલક પર્વત તરફ જતા લોકોને જોયા. તેમની સાથે હું પણ ગઈ. પૃથ્વીતલના તિલક સમાન, વિવિધ પ્રકારનાં ફળોના ભારથી નમેલાં વૃક્ષો વડે સંકુલ, પક્ષીઓ અને પશુઓના કુલગૃહ (પિયર) જેવો અને પોતાના શિખરરૂપી હાથ વડે ગગનતલનું માપ લેવાને જાણે ઉદ્યત હોય એવો અંબરતિલક પર્વત મેં જોયો. ત્યાં લોકો ફળ લેવા માંડ્યાં, મેં પણ પાકાં તથા નીચે પડેલાં સ્વાદિષ્ટ ફળ ખાધાં.

ગિરિવરની રમણીયતાને કારણે તેમાં લોકોની સાથે ફરતાં અમે અતિ મનોહર અને ગંભીર શબ્દ સાંભળ્યો. એ શબ્દને અનુસરતી હું લોકોની સાથે તે પ્રદેશમાં ગઈ. ત્યાં વિવિધ નિયમોને ધારણ કરનારા, ચૌદ પૂર્વધર અને ચાર જ્ઞાનવાળા તથા ત્યાં આવેલા દેવો અને મનુષ્યોને જીવોના બંધ–મોક્ષનો ક્રમ સમજાવતા અને તેમના સંશયોને દૂર કરતા એવા યુગંધર નામે આચાર્યને મેં જોયા. લોકો સહિત મેં પણ તેમને પ્રણામ કર્યાં અને એક ભાગમાં બેસીને તેમનાં પરમ મધુર વચન હું સાંભળવા માંડી. કથાન્તરમાં તેમને મેં પૂછ્યું, "ભગવન્! મારા કરતાં દુઃખી કોઈ જીવ આ જીવલોકમાં હશે?" એટલે તેઓએ કહ્યું, "નિર્નામિકે! શુભ અને અશુભ શબ્દો તારા શ્રવણપથમાં આવે છે, સુન્દર અને અસુન્દર રૂપો તું જુએ છે, શુભ અને અશુભ ગંધ લે છે, મનોજ્ઞ અને અમનોજ્ઞ રસોનો આસ્વાદ લે છે, ઇષ્ટ અને અનિષ્ટ સ્પર્શોને વેદે છે, ટાઢ, તાપ, ભૂખ અને તરસનો પ્રતિકાર કરી શકે છે, સુખપૂર્વક આવતી ઊંઘનું સેવન કરે છે, સુખદુઃખમાં તને શરણ અને આશ્રય પણ મળે છે, અંધારામાં તું દીવાના પ્રકાશથી કામ કરે છે. પણ નરકમાં નારકીઓ અશુભ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હંમેશાં ભોગવે છે, જેનો પ્રતિકાર ન થઈ શકે તેવી ઠંડી અને ગરમી અને ભૂખ–તરસ અનુભવે છે, સેંકડો દુઃખોથી પીડાતા એવા તેમને ક્ષણવાર પણ નિદ્રાનું સુખ મળતું નથી, નિત્ય અંધકારમય નરકોમાં

રહેતા તેઓ નરકપાલોએ ઊભાં કરેલાં સેંકડો કારણો-દુઃખોને વિવશપણે અનુભવતા ઘણો કાળ ગુમાવે છે. તિર્યંચો પણ સ્વપક્ષ અને પરપક્ષથી ઉત્પન્ન થયેલાં જે ટાઢ, તાપ, ભૂખ, તરસ અનુભવે છે તેનું વર્ણન ઘણે કાળે પણ થઈ શકે તેમ નથી. તારું સુખદુઃખ તો સાધારણ છે. પૂર્વનાં સુકૃત્યોથી ઉપાર્જિત થયેલી બીજાઓની રિદ્ધિ જોઈને તું પોતાની જાતને દુઃખી માને છે. તારાથી હીન એવા જે લોકો બંદીખાનામાં ક્લેશ પામે છે, જે દાસો અને નોકરો પરાધીન દશામાં નાના પ્રકારનાં પીડાજનક કર્મો કરતા દુઃખ પામે છે તથા તુચ્છ અને અનિષ્ટ એવો આહાર કરતા જીવન ગાળે છે તેમને તું જો." મેં પ્રણામ કરીને 'આપ કહો છો તેમજ છે' એમ કહીને તે વસ્તુ સ્વીકારી. ત્યાં ધર્મ સાંભળીને કેટલાક લોકોએ દીક્ષા લીધી, અને કેટલાકોએ ગૃહવાસીને યોગ્ય શીલવ્રતો સ્વીકાર્યાં. મેં પણ આચાર્યને વિનંતી કરી, "જે નિયમનું પાલન હું કરી શકું તેમ હોઉં તેનો ઉપદેશ મને કરો." એટલે તેમણે પાંચ અણુવ્રતોનો ઉપદેશ મને કર્યો. તેમને વંદન કરીને સંતુષ્ટ થઈને હું નંદીગ્રામમાં ગઈ અને ત્યાં પ્રસન્ન થઈને વ્રતો પાળવા લાગી. કુટુંબના આદરને લીધે હું પૂર્ણપણે શાન્તિથી ચોથ, છઠ્ઠ અને અઠ્ઠમનાં તપ કરવા માંડી.

એ પ્રમાણે સમય જતાં એક વાર મેં અનશન કર્યું હતું ત્યારે રાત્રે મેં પરમ દર્શનીય દેવને જોયો. તેણે મને કહ્યું "નિર્નામિકે! મને જો, અને ચિન્તન કર કે 'હું આની ભાર્યા થાઉં,' એટલે તું મારી દેવી થઈશ અને મારી સાથે દિવ્ય ભોગો ભોગવીશ" એમ કહીને તે અદૃશ્ય થયો. પરિતોષથી વિકસિત થયેલા હૃદયવાળી હું પણ 'દેવદર્શનથી દેવત્વ પામીશ' એમ વિચારીને સમાધિથી કાલધર્મ પામી, અને નિયાણું કર્યું હોવાને કારણે ઈશાન કલ્પમાં શ્રીપ્રભ વિમાનમાં લલિતાંગક દેવની અગ્રમહિષી સ્વયંપ્રભા નામે થઈ. અવધિજ્ઞાનથી મારા દેવભવનું કારણ જાણીને હું લલિતાંગક દેવની સાથે યુગંધર ગુરુને વંદન કરવાને માટે આવી. તે સમયે તેઓ તેજ અંબરતિલક પર્વત ઉપર મનોરમ નામે ઉદ્યાનમાં ગણ સહિત સમોસર્યા હતા. પછી સન્તોષથી વિકસિત મુખવાળી મેં ત્રણ પ્રદક્ષિણાપૂર્વક તેમને નમસ્કાર કર્યા, તથા મારું નામ નિવેદન કરીને અને નાટ્યોપહારથી તેમનો મહિમા કરીને હું મારા વિમાનમાં ગઈ અને ત્યાં દેવની સાથે દિવ્ય કામભોગ ઘણા કાળ સુધી અનુભવવા લાગી. હે માતા! દેવ તેના આયુષ્યનો ક્ષય થતાં ચ્યુત થયો, પણ તે કયાં ગયો તે હું જાણતી નથી. હું પણ તેના વિયોગથી ચ્યવીને અહીં આવી છું, અને દેવોદ્યોતના દર્શનથી જાતિસ્મરણ થતાં, તે દેવને મારા હૃદયમાં ધારણ કરીને 'તેના વિના શી વાત કરવી?' એમ વિચારીને મૂંગી રહી છું. આ સાચી વાત છે."

## મનુષ્યજન્મ પામેલા લલિતાંગકની શોધ

એ સાંભળીને ધાવમાતા મને કહેવા લાગી, "બેટા! તેં ઠીક કહ્યું, તારું આ પૂર્વભવનું ચરિત્ર પટ ઉપર ચિતરાવીને તે બધે ફેરવું. તે લલિતાંગક જો મનુષ્યભવમાં આવ્યો

હશે તો પોતાનું ચરિત્ર જોઈને તેને જાતિસ્મરણ થશે. તેની સાથે તું નિશ્ચિન્તપણે વિષયસુખ અનુભવીશ.” પછી તેના અભિપ્રાય મુજબ, બન્ને જણીઓએ વિવિધ વર્ણની પટ્ટિકાઓ વડે પટ તૈયાર કર્યો. તેમાં સૌ પહેલાં નંદિગ્રામનું આલેખન કર્યું, પછી અંબરતિલક પર્વત ઉપર આવેલા પુષ્પિત અશોકવૃક્ષની નીચે બેઠેલા ગુરુ તથા વંદન માટે આવેલ દેવયુગલ ચીતર્યું, ઈશાન કલ્પમાં દેવમિથુન સહિત શ્રીપ્રભ વિમાન આલેખ્યું, સ્વયંબુદ્ધ અને સંભિન્નશ્રોત સહિત મહાબલ રાજા, તપથી સોસાયેલા શરીરવાળી નિર્નામિકા તથા નામ સહિત લલિતાંગક અને સ્વયંપ્રભા પણ ચીતર્યાં. આ પ્રમાણે આલેખન તૈયાર થતાં ધાત્રી તે પટ્ટને હાથમાં લઈને ‘ધાતકીખંડ દ્વીપમાં જાઉં છું’ એમ કહીને પોતાની વિદ્યાના પ્રભાવથી આકાશમાર્ગે યુવતીના કેશપાશ, નીલ કમલ અને પલાશ સમાન શ્યામ ગગનતલમાં ઊડી. ક્ષણવારમાં જ તે પાછી આવી, એટલે મેં પૂછ્યું, “માતા આટલી જલદી કેમ પાછી વળી?” તેણે કહ્યું, “બેટા! એનું કારણ સાંભળ—અહીં અમારા માલીક અને તારા પિતાની વર્ષવર્તમાની[1] નિમિત્તે વિજયવાસી ઘણા રાજાઓ આવેલા છે. જો તારો હૃદય—સ્વાધીન પ્રિયતમ અહીં જ હશે તો આપણું કામ થઈ જશે, એમ વિચારીને હું પાછી આવી. આવેલ રાજાઓમાં જો તે નહીં હોય તો પછી તેની શોધ માટે હું પ્રયત્ન કરીશ.” સ્થિર હૃદયવાળી એવી તેને મેં (હા) કહી.

બીજે દિવસે અપરાહ્ણકાળે તે પટ્ટ લઈને આવી અને પ્રસન્ન મુખવાળી તે કહેવા લાગી, “બેટા! નિશ્ચિન્ત થજે. તે લલિતાંગકને મેં જોયો છે.” મેં પૂછ્યું, “માતા! કહે, તેને કેવી રીતે જોયો?” તેણે કહ્યું, “બેટા! મેં રાજમાર્ગ ઉપર પટ્ટ પાથર્યો હતો. તે જોઈને ચિત્રકળામાં કુશળ પુરુષો તે આલેખન કરનારના શાસ્ત્રજ્ઞાનને પ્રમાણભૂત માનતા પ્રશંસા કરતા હતા. જેઓ અકુશળ હતા તેઓ રંગ અને રૂપ જોતા હતા. દુર્મર્ષણ રાજાનો કુમાર દુર્દાન્ત મુહૂર્ત માત્ર તે જોઈને મૂર્ચ્છા પામ્યો. થોડી વાર પછી તેની મૂર્ચ્છા વળી ત્યારે માણસોએ પૂછ્યું, “સ્વામી! તમે કેમ મૂર્ચ્છા પામ્યા હતા?” તેણે કહ્યું, “મારું ચરિત્ર પટ્ટમાં આલેખેલું જોઈને મને પૂર્વજન્મનું સ્મરણ થયું. હું લલિતાંગક દેવ હતો અને સ્વયંપ્રભા મારી દેવી હતી.” મેં તેને પૂછ્યું, “પુત્ર! આ કયો સંનિવેશ છે?” એટલે તે બોલ્યો, “પુંડરીકિણી નગરી છે.” પર્વતને તે મેરુ કહેવા લાગ્યો, આ સાધુ ‘કોઈ વિશ્વરતિ નામે છે’ એમ કહ્યું, કલ્પને સૌધર્મ કહેવા લાગ્યો, ‘મંત્રી સહિત આ રાજા કોણ છે તથા આ તપસ્વિની કોણ છે?’ (એમ પૂછતાં) ‘તેમનાં નામ હું જાણતો નથી’ એમ તે બોલ્યો. એટલે ‘આ તો ઠગારો છે’ એમ જાણીને મેં તેને કહ્યું, “પુત્ર સત્ય છે, સત્ય છે; જન્માન્તરમાં તું કંઈક વીસરી ગયો તેથી શું થયું? ખરેખર તું લલિતાંગક છે, તે સ્વયંપ્રભા દેવી નંદિગ્રામમાં કાંઈ કર્મદોષથી પાંગળી જન્મી છે. તને

૧. વાર્ષિક દરબાર

શોધવા માટે તેણે આ પોતાનું ચરિત્ર આલેખ્યું છે. હું ધાતકીખંડમાં ગઈ હતી ત્યારે આ પટ્ટ તેણે મને આપ્યો હતો. તેની પ્રત્યેની અનુકંપાથી મેં તારી શોધ કરી છે; માટે આવ બેટા! તને ધાતકીખંડ લઈ જાઉં." મિત્રોએ તેની મશ્કરી કરી કે, "જાઓ, પાંગળીનું પોષણ કરો!" એટલે તે ત્યાંથી ચાલ્યો ગયો.

મુહૂર્ત સમય પછી લોહાર્ગલાથી ધન નામે કુમાર આવ્યો. તે દોડવાની અને કૂદવાની કસરતમાં અજોડ હોવાને લીધે 'વજ્રજંઘ' કહેવાય છે. તે આવ્યો, અને પટ્ટ જોઈને મને કહ્યું, "આ ચિત્રનું આલેખન કોણે કર્યું છે?" મેં કહ્યું, "શા કારણથી પૂછે છે?" તે બોલ્યો, "આ મારું ચરિત્ર છે—હું લલિતાંગક નામે દેવ હતો અને સ્વયંપ્રભા મારી દેવી હતી. નિશ્ચય, આ કાં તો તેણે જ આલેખ્યું હશે અથવા તેની સૂચનાથી આલેખવામાં આવ્યું હશે." પછી મેં તેને પૂછ્યું, "જો તારું ચરિત્ર હોય તો કહે આ કયો સંનિવેશ છે?" તેણે ઉત્તર આપ્યો, "આ નંદિગ્રામ છે, આ પર્વત અંબરતિલક છે, યુગંધર આચાર્ય છે, તપથી કૃશ થયેલી આ નિર્નામિકા છે, આ મહાબલ રાજા સ્વયંબુદ્ધ અને સંભિન્નશ્રોતાની સાથે ચીતરેલો છે, આ ઈશાન કલ્પ છે અને શ્રીપ્રભ વિમાન છે." આ બધું પ્રમાણપૂર્વક તેણે કહ્યું. પછી સંતુષ્ટ થયેલી મેં તેને કહ્યું, "તારી ફોઇની છોકરી જે શ્રીમતી કુમારી છે તે જ એ સ્વયંપ્રભા છે. હું આ વાત રાજાને નિવેદન કરું છું, જેથી તે કન્યા તને પ્રાપ્ત થઇ શકે." એટલે પ્રસન્ન થઇને તે ગયો. કૃતકૃત્ય થઇને હું પણ આવી. બેટા! હું રાજાને ખબર આપું છું, એટલે પ્રિયતમની સાથે તારો સમાગમ થશે." આમ કહીને ધાત્રી ગઇ. બધા સમાચાર તેણે રાજાને આપ્યા. પછી રાજાએ મને અને વસુમતી દેવીને બોલાવ્યાં. પછી અમને બન્ને જણાંને રાજાએ કહ્યું, "સાંભળો, શ્રીમતીનો જે લલિતાંગક દેવ હતો તેને જેટલો હું જાણું છું તેટલો શ્રીમતી જાણતી નથી.

## વજ્રસેને કરાવેલો લલિતાંગક દેવનો પરિચય

આ જંબુદ્વીપમાં પશ્ચિમ વિદેહમાં સલિલાવતી વિજયમાં વીતશોકા નગરીમાં જિતશત્રુ રાજા હતો, તેની મનોહરી અને કૈકેયી નામે બે રાણીઓ હતી, તેમને અચલ અને વિભીષણ નામે પુત્રો હતા. પિતા મરણ પામતાં તે બલદેવ (અચલ) અને વાસુદેવ (વિભીષણ) વિજયાર્ધને ભોગવવા લાગ્યા.

કેટલોક કાળ ગયા પછી બલદેવની માતા મનોહરી પોતાના પુત્ર અચલની રજા માગવા લાગી કે, "મેં પતિની અને પુત્રની સમૃદ્ધિ ભોગવી છે. હવે હું દીક્ષા લઇશ અને પરલોકનું હિત કરીશ, માટે મને રજા આપ." પણ પુત્રે સ્નેહને લીધે રજા ન આપી. માતાએ જ્યારે બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું, "માતા! જો તારો આ જ નિશ્ચય હોય તો તું જ્યારે દેવલોકમાં જાય ત્યારે હું દુઃખમાં પડેલો હોઉં તે વખતે

તારે મને પ્રતિબોધ પમાડવો.” મનોહરીએ તે સ્વીકાર્યું. પછી મનોહરીએ દીક્ષા લીધી અને પરમ ધૃતિબળથી તે અગિયારે અંગ ધારણ કરનાર થઇ. જેનો વૈરાગ્ય પલ્યો નથી એવી તે કરોડ વર્ષ સુધી તપ કરીને સમાધિથી કાલધર્મ પામી લાન્તક કલ્પમાં ઈન્દ્ર તરીકે આવી. તે ( મનોહરીનો આત્મા ) તમે મને જાણો.

બલદેવ અને વાસુદેવ પ્રમુદિત થઇને ઘણા કાળ સુધી ભોગ ભોગવતા હતા. એક વાર તેઓ ઘોડા ઉપર બેસીને ફરવા નીકળ્યા. વાવાઝોડાને કારણે તેઓ રસ્તો ભૂલી ગયા અને અટવીમાં પ્રવેશ્યા. ગાયો અને રથના સંચારનો માર્ગ તેઓને જડે ત્યાર પહેલાં તો દૂર સુધી જઇને તેમના ઘોડા મરણ પામ્યા, અને વિભીષણ પણ મરણ પામ્યો; પરન્તુ તે મરણ પામ્યો છે એમ સ્નેહને લીધે અચલ સમજ્યો નહીં. 'મૂર્ચ્છિત થયો છે, એટલે થોડી વારમાં સ્વસ્થ થશે' એમ સમજીને તેને શીતલ વનઘટાઓમાં તે લઇ ગયો. હું એ વખતે લાન્તક કલ્પમાં હતો, તે પુત્રસ્નેહથી અમારા સંકેતનું સ્મરણ કરીને ક્ષણવારમાં વિભીષણનું રૂપ વિકુર્વીને ત્યાં આવ્યો. રથમાં બેઠેલા બલદેવ(અચલ)ને મેં કહ્યું, “ભાઇ! હું વિદ્યાધરોની સાથે યુદ્ધ કરવા ગયો હતો. તેમને મેં વશ કર્યાં છે. આ તક મેળવીને મારું રૂપ ધારણ કરીને કોઈએ તમને મોહ પમાડયા છે, માટે ચાલો આપણે નગરમાં જઇએ. મારું ધારીને જે કલેવર તમે સાચવી રાખ્યું છે, તેનો પણ આપણે સંસ્કાર કરીએ.” પછી એ કલેવરનો અગ્નિસંસ્કાર કરીને લોકો વડે પૂજાતા અમે અમારા નગરમાં આવ્યા, અને ઘરમાં એક આસન ઉપર બેઠા. પછી મેં મનોહરીનું રૂપ દર્શાવ્યું. સંભ્રાન્ત થયેલા અચલે કહ્યું, “માતા! તું અહીં કયાંથી?” પછી મેં મારી દીક્ષાના સમયના સંકેતની તથા વિભીષણનું મરણ થયાની બધી વાત કરીને કહ્યું, “હું લાન્તક કલ્પમાંથી તમને પ્રતિબોધ પમાડવા માટે આવ્યો છું. મનુષ્યરિદ્ધિને અનિત્ય જાણીને પરલોકના હિતનું ચિન્તન કરો.” પછી લાન્તક ઇન્દ્ર પોતાના કલ્પમાં ગયો.

પછી અચલ પોતાના પુત્રને રાજ્ય સોંપીને, તપ કરીને ઈશાન કલ્પમાં શ્રીપ્રભ વિમાનમાં લલિતાંગક નામે દેવ થયો. જ્યારે મને તેનું સ્મરણ થતું ત્યારે પુત્રસ્નેહથી હું દેવી સહિત લલિતાંગકને વારંવાર લાન્તક કલ્પમાં લઈ આવતો હતો. તે લલિતાંગક દેવ સાગરોપમના સાત-નવમાંશ ભાગ સુધી દેવસુખ ભોગવીને શ્રીપ્રભ વિમાનમાંથી ચ્યવ્યો; તેને સ્થાને બીજો દેવ ઉત્પન્ન થયો. તેને પણ હું પુત્રસ્નેહથી લાન્તક કલ્પમાં લાવતો હતો. એ પ્રમાણે સત્તર લલિતાંગક દેવો થઈ ગયા. આ જે શ્રીમતીનો લલિતાંગક છે તે અઢારમો છે; તેને હું ઘણી વાર લાન્તક કલ્પમાં લઇ ગયો હતો, તેથી તેને હું ઓળખું છું. પછી લાન્તક કલ્પમાંથી ચ્યવીને હું વજ્રસેન થયો.”

પછી રાજાએ કહ્યું, “વજ્રજંઘને બોલાવો.” આ પ્રમાણે આજ્ઞા મળતાં કંચુકી ગયો. વજ્રજંઘ આવ્યો. પરિતોષથી જેની આંખો વિકાસ પામી છે એવી મેં આશ્ચર્યભૂત,

શરદઋતુના ચંદ્ર સમાન સૌમ્ય વદનચંદ્રવાળા, બાલસૂર્યનાં કિરણોવડે વિકાસ પામેલા કમળ સમાન નયનવાળા, મણિમંડિત કુંડલવડે આલિંગિત પુષ્ટ ગાલવાળા, ગરુડના જેવી લાંબી નાસિકાવાળા, પ્રવાલશિલા સમાન કોમળ અને રાતા હોઠવાળા, મોગરાની કળીઓની માળા જેવી સ્નિગ્ધ દંતપંક્તિવાળા, યુવાન વૃષભના જેવી ખાંધવાળા, વદનના ત્રીજા ભાગ જેટલી ઊંચી અને જેના ઉપર રત્નમાળા પહેરેલી છે એવી ડોકવાળા, નગરની ભોગળ જેવા પુષ્ટ અને લાંબા બાહુવાળા, નગરના કમાડ સમાન માંસલ અને વિશાળ વક્ષ:સ્થળવાળા, હાથમાં ગ્રહણ કરી શકાય એવા મધ્યભાગવાળા, વિકસિત ઉત્તમ કમળ સમાન નાભિવાળા, મૃગરાજ સિંહ અને અશ્વના જેવી કટિવાળા, હાથીની સૂંઢ જેવા ઉરુવાળા, જેમાં ઢીંચણ ( માંસપેશીઓમાં ) નિગૂઢ રહેલા છે એવી, સરખી અને હરિણના જેવી બળવાન અને રમણીય જંઘાવાળા, તથા યોગ્ય રીતે મૂકેલા કનકના કુંભ જેવા અને લક્ષણોના સમૂહ વડે અંકિત ચરણયુગલવાળા વજ્રજંઘને જોયો. તેણે રાજાને પ્રણામ કર્યાં. રાજાએ કહ્યું, “ પુત્ર વજ્રજંઘ ! પૂર્વભવની જે સ્વયંપ્રભા છે તે આ શ્રીમતીનો તું સ્વીકાર કર. ” પછી કલહંસ જેમ કમલિનીને અવલોકે તેમ વજ્રજંઘે મને અવલોકી. ‘ વજ્રજંઘ ! ’ એ પ્રમાણે મધુર સાદે બોલતા પિતાએ વિધિપૂર્વક મને તેનું પાણિગ્રહણ કરાવ્યું, તથા વિપુલ ધન અને પરિચારિકાઓ આપી. અમને વિદાય આપી, એટલે અમે લોહાર્ગલા નગરીમાં ગયા. ત્યાં અમે સુખપૂર્વક ભોગ ભોગવવા લાગ્યાં.

લોકાંતિક દેવો વડે પ્રતિબોધ પામેલા વજ્રસેન રાજાએ પણ એક વર્ષ સુધી કિમિચ્છિત ધન આપીને પોતાના પુત્રો તેમજ ભક્તિવશપણે એકત્ર થયેલા રાજાઓની સાથે, પુષ્કરપાલને રાજ્ય આપીને, દીક્ષા લીધી. જેને કેવલજ્ઞાન થયું છે એવો તે ધર્મોપદેશ કરવા લાગ્યો. મને ( શ્રીમતીને ) પણ કાળે કરીને પુત્ર થયો અને તે સુખપૂર્વક ઊછરવા લાગ્યો.

કોઇ એક વાર પુષ્કરપાલના કેટલાક સામંતોએ વિપ્લવ કર્યો. તેણે અમને કહેવરાવ્યું કે, “ વજ્રજંઘ તથા શ્રીમતી અહીં આવો. ” પછી પુત્રને રાજ્ય ઉપર સ્થાપીને વિપુલ સૈન્ય સહિત અમે નીકળ્યાં. શરવનના મધ્યમાં થઈને જતા માર્ગે જવાની અમને જાણકારોએ ના કહી કે, “ શરવનમાં દૃષ્ટિવિષ સર્પો છે, ત્યાંથી જઇ શકાય એમ નથી. ” એટલે એ માર્ગ ટાળીને અમે અનુક્રમે પુંડરીકિણી નગરીમાં પહોંચ્યાં. પેલા રાજાઓએ વજ્રજંઘનું આગમન સાંભળ્યું. આથી ભયભીત થયેલા તેઓ શરણે આવ્યા. પુષ્કરપાલ રાજાએ અમને પણ સત્કાર કરીને વિદાય આપી, એટલે અમે અમારા નગર તરફ ચાલ્યાં. લોકોએ કહ્યું, “ શરવન ઉદ્યાનના મધ્યમાં થઇને તમે જાઓ. ત્યાંના સર્પો નિર્વિષ થઇ ગયા છે. ત્યાં રહેલા સાધુને કેવલજ્ઞાન થયું હતું, એટલે ( મહિમા કરવાને ) દેવો ઊતરી આવ્યા હતા. દેવોદ્યોતથી સર્પોની નજરનું વિષ નાશ પામ્યું છે. ” એટલે અનુક્રમે અમે શરવનમાં પહોંચ્યાં અને ત્યાં પડાવ નાખ્યો. મારા ભાઇઓ-સાગરસેન અને મુનિસેન

નામે અણગારો પોતાના ગણસહિત ત્યાં જ રહેલા હતા. તપઃલક્ષ્મી વડે પરિપૂર્ણ, શરદ્‌ઋતુના સરોવરનાં જળ જેવા પ્રસન્ન હૃદયવાળા અને શરદના પૂર્ણચન્દ્ર જેવા સૌમ્ય વદનવાળા તેમને અમે જોયા. પરિવાર સહિત તેમને અમે પરમ ભક્તિ અને બહુમાનથી વંદન કર્યું. પરિવાર સહિત તેમને અમે પ્રાસુક આહાર–પાણી તથા ખાદ્ય અને સ્વાદ્ય પદાર્થો વડે પ્રતિલાભ્યા.

પછી તેમના ગુણનું રટણ કરતાં અમે બન્ને જણાં 'અહો ! સાગરસેન અને મુનિસેન ખરેખર મહાનુભાવ છે; આપણે પણ રાજ્યધુરાનું કાર્ય છોડી દઈને તથા નિઃસંગ થઈને ક્યારે વિચરીશું ?' એમ વિચારતાં, વૈરાગ્યમાર્ગ ઉપર ઊતરીને પોતાના નગરમાં પહોંચ્યાં. અમારી ગેરહાજરીમાં અમારા પુત્રે નોકરોને દાન અને માનથી ફોડી દીધા હતા અને વાસગૃહમાં વિષધૂમનો પ્રયોગ કર્યો હતો. પરિજનોને રજા આપીને મોડી રાત્રે અમે વાસગૃહમાં ગયાં. સાધુઓના ગુણમાં રત એવાં અમે ઝેરી ધૂમાડાથી શરીરની ધાતુઓ દૂષિત થતાં કાલધર્મ પામીને અહીં ઉત્તર કુરુમાં આવ્યાં.

હે આર્ય ! જે નિર્નામિકા, જે સ્વયંપ્રભા અને જે શ્રીમતી તે હું જ છું એમ જાણો. જે મહાબલ રાજા, જે લલિતાંગક અને જે વજ્રજંઘ રાજા તે તમે છો. તમે આ રીતે જેનું નામ પોકાર્યું, તે હું સ્વયંપ્રભા છું."[1]

પછી સ્વામીએ[2] કહ્યું, "આર્યે ! દેવોદ્યોતના દર્શનથી પૂર્વજન્મનું સ્મરણ થતાં 'તું દેવભવમાં છે' એવું મને ચિન્તન થયું, એથી તને સ્વયંપ્રભા કહીને મેં બોલાવી. તેં જે કહ્યું છે તે સર્વ સત્ય છે." પછી જેમનું માનસ પરિતુષ્ટ થયું છે તથા પૂર્વ-ભવના સ્મરણથી જેમનો સ્નેહ દૃઢ બન્યો છે એવાં તે બન્ને જણાં સુખપૂર્વક વિષય-સુખ ભોગવતાં ત્રણ પલ્યોપમ સુધી જીવીને કાલધર્મ પામી સૌધર્મ કલ્પમાં દેવ થયાં. ત્યાં પણ તેમની વચ્ચે પરમ પ્રીતિ હતી. ત્રણ પલ્યોપમનું આયુષ્ય ભોગવી ત્યાંથી ચ્યવીને સ્વામી પિતામહ(શ્રીઋષભદેવ)નો આત્મા વત્સાવતી વિજયમાં પ્રભંકરા નગરીમાં સુવિધિ વૈદ્યનો પુત્ર કેશવ નામે થયો અને હું શ્રેષ્ઠિપુત્ર અભયઘોષ થયો. ત્યાં પણ અમારી સ્નેહાધિકતા હતી. તે નગરમાં રાજપુત્ર, પુરોહિતપુત્ર, મંત્રીપુત્ર અને સાર્થવાહપુત્ર હતા, તેમની સાથે અમારે મૈત્રી થઈ. એક વાર એકત્ર થયેલા અમે પ્રતિમા ધારણ કરીને રહેલા અને કૃમિ–કોઢવાળા સાધુને જોયા. આથી અમે પાંચે જણાએ કેશવને પરિહાસપૂર્વક કહ્યું, "તમારે આવા તપસ્વીઓની ચિકિત્સા ન કરવી, જે ધનવાન લોકો હોય તેની જ સારવાર કરવી." એટલે તે બોલ્યો, "મિત્રો ! અમારે તો ધાર્મિક જનોને નીરોગી કરવા જોઈએ; એમાંયે વિશેષે કરીને સાધુઓની સેવા કરવી જોઈએ.

---

૧. યુગલિક સ્ત્રીની આત્મકથા અહીં પૂરી થાય છે. કથાના અનુસંધાન માટે જુઓ પૃ. ૨૧૫.
૨. અર્થાત્ યુગલિક પુરુષે. સ્વામી કહેવાનું કારણ કે એ શ્રીઋષભદેવનો આત્મા હતો.

જેમણે દેહનું મમત્વ છોડી દીધેલું છે એવા આ સાધુ ઔષધ પીવાને ઇચ્છતા નથી, માટે તૈલાભ્યંગ અને માલીશ વડે તેમની સારવાર કરવી જોઇએ. તેમાં મારી પાસે શતસહસ્ર તેલ તો છે, પણ ગોશીર્ષ ચંદન અને કંબલરત્નની જરૂર છે.” અમે તેની વાત સ્વીકારીને કહ્યું, “તમે સારવાર કરો, અમે બધી વસ્તુ લાવી આપીશું.” રાજપુત્રે કંબલરત્ન આપ્યું તથા ચંદન પણ મેળવી આપ્યું. પછી પ્રતિમામાં રહેલા સાધુને અમે વિનંતી કરી, ‘ભગવન્! અમે આપના પ્રત્યેની હિતબુદ્ધિથી જે કંઈ પીડા કરીએ તે માટે ક્ષમા કરજો.” પછી અમે તેમને તૈલાભ્યંગ કર્યું, તેથી કૃમિઓ વધુ પ્રમાણમાં સંચલન કરવા લાગ્યા તથા સાધુને અત્યંત વેદના કરતા બહાર નીકળ્યા. તેનાથી તપસ્વી મૂર્છા પામ્યા, એટલે તેમના ઉપર કંબલ વીંટી. તે શીતલ લાગી એટલે કૃમિઓ તેને વળગી પડ્યા, એટલે શીતલ પ્રદેશમાં તે ખંખેરી નાખ્યા; અને સાધુને ચંદનનો લેપ કર્યો. તેઓની મૂર્છા વળી, એટલે ફરી પાછું તેમને તૈલાભ્યંગ કર્યું. એ રીતે કૃમિ નીકળવા લાગ્યા, અને સાધુને વેદના થતાં અમે તેમને ચંદનથી સ્વસ્થ કરવા લાગ્યા. જ્યારે કૃમિ નીકળી રહ્યા ત્યારે સાધુને ચંદનનો લેપ કરી અમે ઘેર ગયા. ધર્મ સાંભળીને અમે સર્વેએ શ્રાવકધર્મ સ્વીકાર્યો. સાધુની વૈયાવૃત્યમાં પરાયણ કેશવ વિશેષે કરીને ઉગ્ર શીલવ્રત અને તપ-ઉપધાન વડે પોતાના આત્માને ભાવતો હતો. સમાધિથી કાલધર્મ પામીને (અમે) અચ્યુત કલ્પમાં ઇન્દ્રના સામાનિક દેવો થયા. દિવ્ય સુખ અનુભવ્યા પછી આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને કેશવ પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણી નગરીમાં વજ્રસેન રાજાની મંગલાવતી દેવીનો પુત્ર વજ્રનાભ થયો; અને રાજપુત્ર વગેરે (રાજપુત્ર, પુરોહિતપુત્ર, મંત્રીપુત્ર અને સાર્થવાહપુત્ર) ચાર જણા અનુક્રમે કનકનાભ, રુપ્યનાભ, પીઠ અને મહાપીઠ નામે કુમારો થયા. હું તે જ નગરમાં (અન્ય) રાજપુત્ર થયો, અને બાલપણમાં જ વજ્રનાભની સોબતમાં રહીને સુયશ નામે તેનો સારથિ થયો. લોકાન્તિક દેવો વડે પ્રતિબોધ પમાડાયેલા વજ્રસેન રાજાએ વજ્રનાભ આદિ કુમારોને રાજ્ય આપીને તથા એક વર્ષ સુધી ધનનું દાન આપીને દીક્ષા લીધી, અને જેમને કેવલજ્ઞાન થયું છે એવા તે સ્વયંબુદ્ધ ધર્મદેશના દેવા લાગ્યા. સમસ્ત વિજયનો અધિપતિ વજ્રનાભ ચક્રવર્તીના ભોગો ભોગવવા લાગ્યો.

એક વાર તીર્થંકર ભગવાન્ પુંડરીકિણી નગરીના અગ્રોદ્યાનમાં સમોસર્યા. વજ્રનાભ પોતાના પરિવાર સહિત તેમને વંદન કરવાને ગયો. જિનેશ્વરના વચનામૃતથી સંસિક્ત હૃદયવાળો તથા જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવા તેણે પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને પોતાના ભાઈઓ સહિત દીક્ષા લીધી. મેં પણ પૂર્વના સ્નેહાનુરાગથી વજ્રનાભની સાથે દીક્ષા લીધી. લબ્ધિસંપન્ન એવો વજ્રનાભ થોડા સમયમાં જ ચતુર્દશપૂર્વી થયો. કનકનાભ તેમની વૈયાવૃત્ય કરતો હતો. ભગવાન તીર્થંકરે નિર્દેશ કર્યો હતો કે, ‘આ વજ્રનાભ ભરતક્ષેત્રમાં ઋષભ નામે પ્રથમ તીર્થંકર થશે’ અને એમ કહ્યું હતું કે, ‘આ કનકનાભ

ભરતચક્રવર્તી નામે તારો ( ઋષભદેવનો ) પુત્ર થશે. જેમને હવે માત્ર એક જ માનવભવ ભોગવવાનો છે એવા રુપ્યનાભ વગેરે સંસારનો અંત કરશે.' શીલ અને દેશવિરતિ-શ્રાવકભાવ વડે ઉજ્જવલ એવું પૂર્વભવના કેશવ વગેરેનું ચરિત્ર પણ તેમણે કહ્યું. પછી અમે છએ જણા ઘણા વર્ષકોટિ સુધી તપ આચરીને સમાધિથી કાલધર્મ પામ્યા, અને અનુક્રમે સર્વાર્થસિદ્ધ-છેલ્લા દેવલોકમાં દેવો થયા. ત્યાંથી ચ્યવીને અહીં જન્મ્યા. પિતામહનો સાધુવેશ જોઈને મને પૂર્વજન્મોનું સ્મરણ થયું, અને મેં એ પણ જાણ્યું કે તપસ્વીઓને દ્રવ્ય નહીં, પરન્તુ અન્ન-પાણી આપવું જોઇએ."

શ્રેયાંસની આ આત્મકથા સાંભળીને પ્રસન્ન મનવાળા રાજા વગેરેએ તેનો સત્કાર કર્યો. ત્યાર પછી એક હજાર વર્ષે શ્રી ઋષભસ્વામીને કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું, અને સમસ્ત અતિશેષવડે પ્રકાશમાન એવા તેઓ ભવિકોને ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા.

દેવોની જેમ સ્વચ્છંદે ગમન કરતા નમિ અને વિનમિએ ઘણા કાળ સુધી નિરુદ્વિગ્નપણે ભોગો ભોગવ્યા. પછી વૈરાગ્ય ઉત્પન્ન થતાં પુત્રોને નગરો વહેંચી આપીને તેઓએ શ્રીઋષભદેવ જિનેશ્વરની પાસે દીક્ષા લીધી, જે ઋષભદેવનું વંશકીર્તન મેં કર્યું છે.

## નીલયશાનું પાણિગ્રહણ

નમિના વંશમાં રાજાઓના અસંખ્ય સેંકડાઓ થઇ ગયા, જે રાજાઓએ કપડાના છેડા ઉપર વળગેલા તૃણની માફક રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને દીક્ષા લીધી હતી. અવિનષ્ટ એવા તે વંશમાં વિહસિતસેન નામે રાજા થયો, તેના પુત્ર પ્રહસિતસેનની હું ભાર્યા હિરણ્યવતી નામે વિદ્યાધરલોકમાં વિખ્યાત છું. નલિનીસભ નગરના સ્વામી હિરણ્યરથની હું પુત્રી છું અને પ્રીતિવર્ધના દેવીની કુક્ષિથી જન્મેલી છું. મારો સિંહદંષ્ટ્ર નામે પુત્ર છે, તેની પુત્રી નીલયશા નામે કન્યા છે. પ્રધાનકુલમાં જન્મેલી એવી તેણે ક્રીડાપૂર્વક વિદ્યાવડે ચંડાલનો વેશ ધારણ કર્યો હતો, તેને તમે જોઇ હતી. એ પ્રદેશમાં તમે આવજો, તેથી શુભ થશે."[1]

મેં કહ્યું, "જાણીશું—જોઇશું." એટલે તે પણ વિમનસ્ક થઇને "તમે જાણશો" એમ કહીને ગઇ.

ગન્ધર્વદત્તાને પ્રસન્ન કરવાના ઉપાયનો વિચાર કરવામાં પરાયણ એવો હું દિવસ ગાળીને રાત્રે શયનમાં સૂતો હતો, ત્યારે કોઈના હસ્તસ્પર્શથી ચમકીને હું વિચાર કરવા લાગ્યો, "આ હસ્તસ્પર્શ અપૂર્વ છે, તે સ્પર્શ ગન્ધર્વદત્તાનો તો નથી જ." મેં આંખ ઉઘાડી તો દીવાના પ્રકાશમાં ભીષણ રૂપવાળા વેતાલને જોયો. મેં વિચાર કર્યો, "એમ સાંભળવામાં આવે છે કે વેતાલ બે પ્રકારના હોય છે-શીત અને ઉષ્ણ. જે ઉષ્ણ વેતાલ હોય છે

1 ચાંડાલવૃદ્ધાનું કથન અહીં પૂરું થાય છે. કથાના અનુસંધાન માટે જુઓ પૃ. ૨૦૩

તે શત્રુનો વિનાશ કરવા માટે શત્રુના ઉપર મૂકવામાં આવે છે. શીત વેતાલો ( આજ્ઞાનુસાર ) નિત્ય કોઈને લઇ જાય છે અને લાવે છે. " પછી વેતાલ મને બળથી ક્યાંક ખેંચવા લાગ્યો. મને થયું, " જેણે એને આજ્ઞા કરી હોય તેની સમક્ષ વેતાલ મને ભલે લઇ જાય. તેની પાસે એ સમયે જે ઉચિત લાગશે તે કરીશ " પછી વેતાલ મને ગર્ભગૃહની બહાર લઇ ગયો. ત્યાં ચેટીઓને મેં ઊંઘેલી જોઇ. મેં વિચાર્યું કે-" ખરેખર, વેતાલે જ આમને ઊંઘાડી દીધેલી છે, કેમકે પગથી ઠોકવા છતાં તેઓ જાગતી નથી. પછી અમે દ્વાર આગળ પહોંચ્યા. મેં જોયું કે વેતાલ દ્વાર બંધ કરવાં ભૂલી ગયો હતો; પણ બહાર નીકળ્યા પછી મેં પાછું જોયું તો કમાડ બંધ હતું. મેં વિચાર્યું કે, " અપકાર કરનારા આ વેતાલે પણ શ્રેષ્ઠીના ઘરનાં બારણા બંધ કરીને ઉપકાર કર્યો છે. " બહાર નીકળતાં શ્રીદામગંડ ( શોભાવાળી માળાઓનો દંડાકાર સમૂહ ) મારા પગમાં આવ્યો. ચંદ્રિકાના પ્રકાશમાં તે જોઈને મેં જાણ્યું કે, ' શુભ શકુન થયા. ' થોડી વાર પછી અનુકૂળ દિશામાં જતો શ્વેત વૃષભ જોયો; એ વસ્તુ પણ મેં શુભ ચિહ્ન તરીકે સ્વીકારી. થોડે આગળ જતાં સારી રીતે રહેલા હાથીને રાજમહેલ આગળ જોયો. ત્યાં એક ડોશી ( કોઇ છોકરીને ) સાદ કરતી હતી, " બેટા ! આવ જઇએ, તારા પિતા તારી રાહ જુએ છે. તું આવ, હાથી ઉપર થોડી વાર બેસ, એટલામાં હું આવું છું. " તે બેઠી અને હાથી ઊઠ્યો, એટલે તે ભયભીત થઇ. માવતે કહ્યું, " ભગવતિ ! તું ભલી છે ! " આ સાંભળી મેં વિચાર્યું કે, " આ પરસ્પરનો આલાપ એ પણ એક શુભ શકુન છે. " પછી આગળ જતાં મેં ચૈત્યગૃહ જોયું, અને સાધુનો શબ્દ સાંભળ્યો. આ પ્રમાણેના ઉત્તમ શકુનોને કારણે જેને ગમન માન્ય થયું છે એવા મને વેતાલ ઉપાડી ગયો અને સ્મશાનમાં લઇ ગયો. ત્યાં કંઇક બોલતી પેલી ચાંડાલવૃદ્ધાને મેં જોઇ. તેણે વેતાલને કહ્યું, " ભદ્રમુખ ! અમારું પ્રયોજન તેં પ્રાપ્ત કર્યું છે, સારું કર્યું. " પછી મને મૂકીને હાસ્ય કરીને વેતાલ અદૃશ્ય થઇ ગયો. વૃદ્ધાએ મને કહ્યું, " પુત્ર ! વેતાલે તને અહીં આણ્યો, માટે તું ક્રોધ ન કરીશ. તારું સત્ત્વ અને પ્રભાવ હું જાણું છું. મારા રક્ષણને લીધે તને કંઇ શરીરપીડા નહીં થાય. તેં મારી અવગણના કરી હતી, માટે તને અહીં આણ્યો છે. હવે હું તને વૈતાઢ્ય ઉપર લઇ જાઉં છું; તું કંઇ બોલીશ નહીં. " મેં કહ્યું, " જે કરવાનું ઉચિત હોય તે તમે જાણો છો. " પછી તેણે મને ઊપાડ્યો, અને મારા મનને અનુકૂળ વચનો બોલતી તે મને લઇ જવા લાગી. એક સ્થળે ધતૂરાનો ધુમાડો પીતા પુરુષને જોઇને મેં પૂછ્યું, " દેવિ ! આ કોણ પુરુષ છે ? " તેણે ઉત્તર આપ્યો, ' પુત્ર ! વિદ્યાભ્રષ્ટ થએલો આ અંગારક વિદ્યાની સાધના કરે છે, તેની પાસે તું જા; ઉત્તમ પુરુષના દર્શનથી તેની વિદ્યાઓ સિદ્ધ થશે. તું તેને મળ, એટલે તે કૃતાર્થ થશે. " મેં કહ્યું, " એને દૂર જ રાખો, હું એને મળવા ઇચ્છતો નથી. " પછી તેનાથી દૂર રહીને વૃદ્ધાએ મને એક ક્ષણમાં વૈતાઢ્ય ઉપર આણ્યો. મને ઉદ્યાનમાં બેસાડીને તે ગઇ.

મુહૂર્ત વાર પછી પ્રતિહારી આવી. પરિચારિકાઓ સહિત તેણે સેંકડો કૌતુકોથી મને સ્નાન કરાવ્યું અને મને નગરમાં લઇ ગઈ. મારા રૂપાતિશયથી વિસ્મિત થયેલા લોકો મને જોઇને પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે, " આ મનુષ્ય નથી. આ તો કોઇ દેવ છે. " પછી હું રાજભવનમાં પહોંચ્યો. ત્યાં અર્ધ્યથી મારો સત્કાર કરવામાં આવ્યો. પછી હું ગર્ભગૃહમાં પ્રવેશ્યો. ત્યાં સિંહાસન ઉપર બેઠેલા રાજા સિંહદંષ્ટ્રને મેં જોયો. 'વડિલોની અવશ્ય પૂજા કરવી જોઇએ' એમ વિચારીને મેં તેને હાથ જોડ્યા. પ્રસન્ન વદનવાળા રાજાએ, હું નમતો હતો તે જ વખતે, ઊઠીને મારા હાથ પકડી લીધા. આસન લાવવામાં આવતાં તેના ઉપર રાજાએ મને બહુમાનપૂર્વક બેસાડ્યો. વિદ્યાધરવૃદ્ધોએ આશીર્વાદ આપ્યા પછી પુરોહિતે 'પુણ્યાહ' વાચન કર્યું. પછી નીલ મેઘની વચ્ચે રહેલી બીજની ચંદ્રલેખા હોય તેવી, જેણે હંસલક્ષણ( એક પ્રકારના રેશમ )નાં સફેદ વસ્ત્રો પહેર્યાં હતા તેવી, જેના કેશપાશમાં ધવલ પુષ્પો અને ધરોનાં અંકુરો ગૂંથેલાં હતાં એવી, મહામૂલ્યવાન આભૂષણોથી અલંકૃત એવી નીલયશા સખીજનોના પરિવાર સહિત, જાણે કે દિશાદેવીઓથી પરિવરાયેલી પૃથ્વી હોય તેમ, બહાર નીકળી. જ્યોતિષીએ કહ્યું, " દેવ ! પ્રશસ્ત નિમિત્ત છે અને શુભ મુહૂર્ત છે, માટે સ્વામીપાદ નીલયશાનું પાણિગ્રહણ કરો. " પછી સેંકડો વાદિત્રો વાગ્યાં, સૌભાગ્યવતીઓએ ગીત ગાયાં અને સૂત તથા માગધોએ પ્રશસ્તિઓ ઉચ્ચારી. પછી ગોઠવવામાં આવેલા સ્નાનપીઠ આગળ હું ગયો. નીલયશાને પણ તેનાં સંબંધીઓ ત્યાં લાવ્યાં. નિકાય-વૃદ્ધોએ અને અવિધવા સ્ત્રીઓએ સુગંધી જળથી ભરેલા કનકકલશો વડે અભિષેક કર્યો. મંત્ર ધારણ કરનાર પુરોહિતોએ અગ્નિમાં હોમ કર્યો, મારો હસ્ત રાજપુત્રીએ ગ્રહણ કર્યો, અમે અગ્નિની પ્રદક્ષિણા કરી અને તેમાં લાજાંજલિઓ હોમી. આશીર્વાદ સાથે અમને આપવામાં આવેલાં હંસલક્ષણનાં રેશમી વસ્ત્રો અમે પહેર્યાં, પ્રેક્ષાગૃહમાં અમે બેઠાં તે સમયે અમને અલંકારો પહેરાવવામાં આવ્યા. પછી કનકની દીવીઓ સળગાવવામાં આવી, એટલે પરિચારિકાઓની સાથે અમે વાસગૃહમાં પ્રવેશ્યાં. જેની આસપાસ ઇન્દ્રનીલમણિનો ચક્રવાલ કર્યો હતો તથા સોનાનાં પુષ્પપાત્રોમાં મૂકેલાં પુષ્પો વડે જે અત્યંત સુગંધી હતું, જેના ઉપર અનેક પ્રકારની ભાત હતી તથા રત્નો વડે જે વિચિત્ર હતું, જેના ઉપરના ચિત્રકામમાં અનેક પ્રકારના હાવભાવ બતાવેલા હતા, મોટી તળાઇઓના સમુચ્ચયથી જે સુન્દર હતું એવા તથા ભાગીરથીના પુલિન સમાન (સફેદ), પીઠિકાઓની પરંપરાવાળા, ઉપર બેસવા લાયક, જેના ઉપર સારો ચંદરવો બાંધ્યો હતો તથા પુષ્પની માળાઓ લટકાવી હતી એવા અત્યંત સુખદાયક શયન ઉપર હું બેઠો. સંભોગસુખથી યુક્ત મારી રાત્રિ સુખથી વીતી ગઇ. પ્રભાતમાં મંગલ વાદિત્રોના શબ્દથી હું જાગ્યો; કુશળ પરિચારિકાઓએ મારું પરિકર્મ કર્યું. પછી હું પ્રેક્ષાગૃહમાં ગયો. ત્યાં પથ્ય અને સુખેથી પચી જાય એવું ચોખાયુક્ત ભોજન મારે માટે લાવવામાં આવ્યું. પ્રિયાની સાથે હું તે જમ્યો અને મુખવાસ લઇને બેઠો.

એટલામાં સમુદ્રની ગર્જના જેવો ઘણા લોકોનો કોલાહલ મેં સાંભળ્યો. મેં પ્રતિહારીને પૂછ્યું, "લોકોનો આ સમુદ્ર જેવો શબ્દ શાથી થાય છે?" તેણે મને વિનંતી કરી, "સાંભળો, સ્વામી!—

નીલગિરિ ઉપર શકટામુખ નગરમાં અંજનસેના દેવીથી થયેલાં વિદ્યાધરરાજ નીલધરનાં બે સંતાનો હતાં.—પુત્રી નીલાંજના અને પુત્ર નીલ. તેઓ જ્યારે બાળપણમાં રમતાં હતાં ત્યારે તેમની વચ્ચે એવો કોલ થયો હતો કે, "આપણને જ્યારે બાળકો થશે ત્યારે આપણે વેવાઈઓ થઈશું (પરસ્પરનાં સંતાનોનાં લગ્ન કરીશું)." નીલાંજના જ્યારે યુવાવસ્થામાં આવી ત્યારે નીલંધર રાજાએ અમારા સ્વામી સિંહદંષ્ટ્રને તે આપી. નીલકુમાર પણ પોતાના દેશમાં રાજા થયો: તેને નીલકંઠ નામે પુત્ર થયો. અમારી સ્વામિની (નીલાંજના)ને નીલયશા કન્યા જન્મી. રાજા સિંહદંષ્ટ્રે એક વાર બૃહસ્પતિશર્મા નામે નૈમિત્તિકને પૂછ્યું હતું કે, "આ કન્યા કોને આપવી? તે કેવો પતિ પામશે? તમે જ્ઞાનચક્ષુથી અવલોકીને આનો ઉત્તર આપો." તેણે નિમિત્તબળથી ઉત્તર આપ્યો કે, "આ કન્યા અર્ધભરતના સ્વામીના પિતાની ભાર્યા થશે." રાજાએ પૂછ્યું, "તે ક્યાં છે? અને એને કેવી રીતે ઓળખવો?" તેણે કહ્યું, "ચંપાનગરીમાં ચારુદત્તના ગૃહમાં અત્યારે તે રહે છે, અને મહાસરની યાત્રામાં તમારે તેને જોવો." પછી નિકાય સહિત દેવીઓ કુમારીને લઈને ગઈ, અને તમને અહીં નીલગિરિ આણ્યા. નીલ નિકાયવૃદ્ધોની સમક્ષ ઉપસ્થિત થયો અને કહ્યું, "મને પૂર્વે આપવામાં આવેલી આ કન્યાને સિંહદંષ્ટ્રે માનવને આપી છે, માટે તેનો ન્યાય કરો." નિકાયવૃદ્ધોએ પૂછ્યું "એ કન્યા પૂર્વે તને કેવી રીતે આપવામાં આવી હતી તે કહે." તેણે ઉત્તર આપ્યો, "બાલપણમાં હું અને નીલાંજના ક્રીડા કરતાં હતાં. ત્યારે અમે કોલ કર્યો હતો કે, 'આપણામાંથી કોઈ એકને પુત્ર અથવા પુત્રી થાય, એટલે આપણે વેવાઈઓ થઈશું.' મને નીલકંઠ પુત્ર થયો છે અને નીલાંજના દેવીને નીલયશા પુત્રી થઈ છે. તે કન્યા જન્મી ત્યાર પહેલાંજ મને આપવામાં આવી હતી." નિકાયવૃદ્ધોએ કહ્યું, "એ કન્યાદાન યોગ્ય નથી. કન્યા પોતાના પિતાને વશ હોય છે. પિતા જો તેનું દાન ન કરે તો બીજું કોઈ તેમ કરી શકતું નથી, તો પછી જન્મ્યા પહેલાં જ એ કન્યા તમને કેવી રીતે આપવામાં આવી? પરણાવવામાં આવેલી કન્યા પતિને વશ હોય છે, અને બાળકો ઉપર તેનો અધિકાર ચાલતો નથી. પિતા મરણ પામે ત્યાર પછી જ બાળકો ઉપર માતાનો અધિકાર થાય છે. જો રાજા સિંહદંષ્ટ્રે પહેલાં તને કન્યા આપી હોત અને પછી તે પોતે જ જો માનવને આપતો હોત તો તેનું વર્તન અયોગ્ય ગણાત, પરન્તુ મૃગજળમાંથી પાણીની આશા રાખનાર માણસ તો નિરર્થક ક્લેશ પામે છે." વૃદ્ધોએ આ પ્રમાણે કહ્યું, એટલે નીલ મૂગો થઈને ઊભો રહ્યો. હે સ્વામી! આ કારણથી કોલાહલ થતો હતો." આમ કહીને પ્રતિહારી ગઈ.

હું પણ પ્રિયા નીલયશાની સાથે પાંચ પ્રકારના વિષયસુખના સાગરમાં સુખપૂર્વક

વિહાર કરવા લાગ્યો. કોઈ એક વાર નીલયશાએ મને કહ્યું, "આર્યપુત્ર! તમારી પાસે વિદ્યાઓ નથી, એથી વિદ્યાધરો કદાચ તમારો પરાભવ કરશે. માટે તમે વિદ્યાઓ શીખો. એ વડે તમે દુર્ધર્ષ થશો." મેં કહ્યું, "તને રુચે તે પ્રમાણે થાઓ." પછી તેની અનુમતિથી વિદ્યા ગ્રહણ કરવા માટે હું વૈતાઢ્ય ઉપર આવ્યો. ત્યાં રમણીય પ્રદેશમાં હું પ્રિયા સહિત વિહરવા લાગ્યો. ત્યાં નીલયશાએ સ્નિગ્ધ અને મનોહર, (દર્શનીય) પીંછાંવાળું અને સહજ દેખાતા ચંદ્રકોવડે વિચિત્ર પિચ્છકલાપવાળું મોરનું બચ્ચું ફરતું જોયું. અમારી પાસે થઈને જ તે નીકળ્યું તે જોઈને નીલયશાએ કહ્યું, "આર્યપુત્ર! આ મોરના બચ્ચાને પકડી લો; આપણે માટે તે ખેલવાની વસ્તુ થશે." મેં કહ્યું, "ભલે." પછી હું તેની પાછળ ગયો, પણ તે તો વૃક્ષોથી ગહન એવાં વનવિવરોમાં પ્રવેશ્યું અને જોરથી ચાલવા લાગ્યું. એટલે મેં નીલયશાને કહ્યું, "આ મોરને પકડવાને હું અશક્ત છું. ખૂબ જ જોરથી ચાલવાને કારણે એ હાથમાં નહિ આવે, માટે તું જ વિદ્યાના બલથી એને પકડ." નીલયશા દોડી અને વિદ્યાના પ્રભાવથી તેની પીઠ ઉપર બેઠી. મોર પણ પોતાની પીઠ ઉપર તેને લઈને દૂર સુધી જઈને, અમારી વચ્ચે અંતર પડ્યું એટલે, ઊડ્યો. મેં વિચાર કર્યો, "મૃગે રામને છેતર્યા, મને મોરે છેતર્યો; ખરેખર મારી પ્રિયાને મોર હરી ગયો." પછી હું અટવીમાં ફરવા લાગ્યો.

---

(૫)

## સોમશ્રી લંભક

ફરતો ફરતો હું એક દિશામાં આગળ ચાલ્યો. ત્યાં મેં મૃગો જોયા. તે પક્ષીઓની જેમ ઊડીને દૂર સુધી જઈને પછી નીચે ઊતર્યા. મને વિચાર થયો, "જેમનું દર્શન ઉત્તમ ગણવામાં આવેલું છે એવા આ વાતમૃગો (ઊડતા મૃગો) મેં જોયા; આ વસ્તુ મોટા લાભનું નિવેદન કરશે, એમ વિદ્વાન લોકોના મુખેથી સંભળાય છે." ત્યાંથી હું આગળ ગયો. ત્યાં મેં યૂથમાં ઊભેલી ગાયો જોઈ. મને જોઈને, મારા શરીરની ગંધથી ઉદ્વિગ્ન થયેલી તે ગાયો સમૂહમાં જ મારી પાસે આવી. તેમની ભીડમાં કચરાઈ ન જવાય તે માટે હું પાસેના વૃક્ષ ઉપર ચઢી ગયો. ગાયો પણ આસપાસ વીંટળાઈને ઊંચાં મુખ કરીને ઊભી રહી. તેમને એવી અવસ્થામાં જોઈને ગોવાળિયાઓ હાથમાં લાકડીઓ લઈને તે પ્રદેશમાં આવ્યા. તેમણે મને જોયો. પછી તેઓએ ગાયોને હાંકી મૂકી અને મને પૂછ્યું "તું કયો ઇન્દ્ર છે? છલ કર્યા સિવાય કહે." મેં કહ્યું, "હું મનુષ્ય છું, માટે ડરશો નહીં. બે યક્ષિણીઓ (મારા નિમિત્તે) લડતી હતી, એટલે હું નીચે પડ્યો. માટે કહો, આ કયું ગામ છે? અને પાસે કયું નગર આવેલું છે?" તેઓ બોલ્યા, "અહીં વેદશ્યામપુર નગર છે, ત્યાં કપિલ રાજા છે. અહીં નજદીકમાં જ ગિરિકૂટ નામે ગામ છે." મેં કહ્યું, "ત્યાં જવા માટેનો કયો માર્ગ છે?" તેઓ બોલ્યા, "કોઈ માર્ગ તો નથી, પણ

દૂધવાળાઓએ જે પગદંડી કરી છે, તેને અનુસરીને જા.” પછી તે પગદંડીએ આગળ ચાલતો હું દૂર સુધી જઈને વાવ, પુષ્કરિણી અને વનખંડથી સુશોભિત ગામની પાસે પહોંચ્યો.

તે સ્થાનોમાં આવતાં મેં વેદાભ્યાસ કરતા બ્રાહ્મણોને જોયા. હું એક પુષ્કરિણીમાં ગયો અને ત્યાં સ્નાન કર્યું. પછી આભરણો કપડાને છેડે બાંધીને હું ગિરિકૂટ ગામમાં ગયો. એક રમણીય આયતન જોઇને તેમાં હું પ્રવેશ્યો. ત્યાં બ્રાહ્મણપુત્રો વેદ ઉચ્ચારતાં ભૂલ પડે એટલે બહાર નીકળી જતા હતા. આ પ્રકાર જોઇને મેં એક બ્રાહ્મણને પૂછ્યું, “ આ બ્રાહ્મણો આ મન્દિરમાં શા માટે વેદાભ્યાસ કરે છે? અને ભૂલ પડે એટલે ફરી ફરી કેમ બહાર નીકળી જાય છે? એનું કારણ કહો.” તેણે ઉત્તર આપ્યો, “ હે સૌમ્ય! સાંભળો. અહીંના ગ્રામભોગિક ( ગામધણી ) દેવદેવની સોમશ્રી નામે પુત્રી સોમલેખા જેવી સુન્દર અને મનોહર શરીરવાળી, માત્ર કમળથી રહિત હોય તેવી કમલવાસી લક્ષ્મી જેવી તથા ઉત્તમ હસ્ત, ચરણ, નયન અને વદનવાળી છે. તે ઉત્તમ પુરુષની ભાર્યા થશે, એવો આદેશ નૈમિત્તિકે આપ્યો હતો. બુધ અને વિબુધની[1] સમક્ષ જે વેદવિષયક પ્રશ્નોનો જવાબ આપશે, તેને એ કન્યા આપવાની છે. તેથી તેના રૂપ અને જ્ઞાનથી વિસ્મિત થયેલા બ્રાહ્મણો વેદનો અભ્યાસ કરે છે. આ કારણ છે.” પછી મેં પૂછ્યું, “ અહીં મુખ્ય ઉપાધ્યાય કોણ છે?” તેણે કહ્યું, “અહીં મુખ્ય ઉપાધ્યાય બ્રહ્મદત્ત છે. તેનું તોરણયુકત ઘર દેખાય છે. ત્યાં જા અને અભ્યાસ કર.” પછી મેં વિચાર્યું, “ શાસ્ત્ર મહાગુણથી યુકત છે, માટે પુરુષે સર્વ પ્રયત્નથી તેનો અભ્યાસ કરવો જોઇએ.” આમ નિશ્ચય કરીને હું બ્રહ્મદત્તને ઘેર ગયો. આધેડ વયના અને વિનીત વેશવાળા તે ઉપાધ્યાયને મેં જોયા. ‘ હું ગૌતમ ગોત્રનો સ્કન્દિલ છું ’ એમ બોલતાં મેં તેમને પ્રણામ કર્યા. તેમણે મધુર વચનથી મને કહ્યું, “ ભદ્રમુખ! તું ભલે આવ્યો! આસન ઉપર બેસ.” પછી ગૃહદેવતા જેવી રૂપવતી તથા જેણે માત્ર મંગલ આભૂષણો પહેર્યાં હતાં એવી બ્રાહ્મણી બહાર નીકળી. તેને પણ મેં પ્રણામ કર્યા. મને અવલોકીને તેણે કહ્યું, “ પુત્ર! અનેક સહસ્ર વર્ષ સુધી તું જીવતો રહે!” પછી મારા પાદશૌચ માટે તેણે દાસીને આજ્ઞા કરી. પાદશૌચ કર્યા પછી મેં બ્રાહ્મણીને કડાં આપ્યાં અને કહ્યું, “ આ મને દક્ષિણામાં મળ્યાં હતાં, તમે તેનો ઉપભોગ કરો.” એ જોઈને તે પ્રસન્ન થઇ. તેણે એ કડાં બ્રહ્મદત્તને બતાવ્યાં. બ્રહ્મદત્તે મને કહ્યું, “ કયું શાસ્ત્ર ભણવાની તું ઇચ્છા રાખે છે? જે શાસ્ત્ર હું જાણતો હોઉં તે મારી પાસે ભણવાનો તને અધિકાર છે.” મેં કહ્યું, “ આપની અનુમતિથી વેદાર્થ ભણવા ઇચ્છું છું.” તેણે કહ્યું, “ ભલે, પણ વેદ બે પ્રકારના છે: આર્ય અને અનાર્ય. તેમાંથી તું કયા શીખવા ઇચ્છે છે?” હું બોલ્યો, “ એ બન્નેનો ભેદ મારે સાંભળવો છે.” પછી તે બ્રહ્મદત્ત આર્યવેદની ઉત્પત્તિ કહેવા લાગ્યો—

---

૧. બુધ-વિબુધ એ ગિરિકૂટ ગામમાં કેવલજ્ઞાન પામેલા સાધુઓ હતા. તેમની પ્રતિમાઓ આયતનમાં હતી. બુધ-વિબુધનો સંબંધ આ લંબકના અંતભાગમાં આવે છે.

## આર્યવેદની ઉત્પત્તિ

"આ ભરતક્ષેત્રમાં યુગલિકોરૂપી કુમુદોને વિકસાવવામાં ચંદ્ર સમાન વિમલવાહન આદિ સાત કુલકરો થઈ ગયા છે. તેમાંના સાતમા નાભિને મરુદેવા ભાર્યા હતી, તથા ઋષભ નામે ત્રિભુવનના ગુરુ તથા ઈક્ષ્વાકુ વંશના તિલક સમાન પુત્ર હતો. તેનો જન્મ થતાંવેંત જ દેવોએ મેરુશિખર ઉપર તીર્થંકરના અભિષેકથી તેનો અભિષેક કર્યો હતો. પ્રજાહિત કરનાર શ્રીઋષભદેવ મોટા થયા એટલે કલાવિધાનોનો અને સેંકડો પ્રકારની કારીગરીનો ઉપદેશ કરીને, રાજધર્મ પ્રવર્તાવીને, વીસ લાખ પૂર્વ સુધી કુમારવાસમાં રહીને તથા ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્યલક્ષ્મી ભોગવીને, સો પુત્રોને સો જનપદ વહેંચી આપીને ચાર હજાર ક્ષત્રિયો સાથે તેમણે દીક્ષા લીધી. પછી એક હજાર વર્ષે પુરિમતાલપુરમાં તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. પછી ભરતના પુત્ર ઋષભસેનને પ્રથમ ગણધર તરીકે તથા ભરતની બ્હેન બ્રાહ્મીને પ્રથમ પ્રવર્ત્તિનીપદે સ્થાપીને ભવ્ય જનોને, શરદકાળનો સૂર્ય જેમ કમલવનોને વિકસાવે તેમ, પ્રતિબોધ પમાડતા તેઓ વસુધામાં નિર્વિઘ્ને વિહરવા લાગ્યા.

ભરત એ ભગવાન ઋષભદેવનો પહેલો પુત્ર હતો. ભગવાનના કેવલજ્ઞાનોત્પત્તિના દિવસે તે ભરતને ત્યાં ચક્રાદિ ચૌદ રત્નો ઉત્પન્ન થયાં હતાં. જેને ત્યાં રત્નો ઉત્પન્ન થયાં છે એવા તેણે સાઠ હજાર વર્ષે ભરતક્ષેત્ર ઉપર દિગ્વિજય કર્યો. પછી વિનીતા (અયોધ્યા)નગરીમાં તેનો મહારાજ્યાભિષેક થયો. પછી ભગવાન ઋષભશ્રી ચોરાશી હજાર ઋષિઓ અને ત્રણ લાખ આર્યાઓ સાથે વિનીતા નગરીમાં સમોસર્યા. પછી ભરતરાજાએ ૩૬૦ રસોઈયાઓને આજ્ઞા કરી, "જ્યાં સુધી ભગવાન તીર્થંકરને વંદન કરવાને હું જાઉં ત્યાં સુધીમાં સાધુને યોગ્ય વિવિધ પ્રકારનાં આહાર–પાણી તૈયાર કરો." ભરત ત્યાં પહોંચ્યો અને ભગવાન પરમગુરુને વંદન કરીને તેમની ઉપાસના કરવા લાગ્યો. ઇન્દ્રાદિ દેવો પણ ત્યાં આવ્યા. પછી રસોડાના અધિકારીઓ ત્યાં આવ્યા, અને વંદન કરીને ભરતને કહેવા લાગ્યા, "સ્વામી! ભોજન આણ્યું છે." ભરતે વંદન કરીને શ્રીઋષભદેવને કહ્યું, "તાત! સાધુઓ અને સાધ્વીઓ આહાર–પાણી ભલે ગ્રહણ કરે." ઋષભસ્વામીએ કહ્યું, "ભરત! સાધુઓ માટે જે આહારપાણી અહીં લાવવામાં આવ્યાં છે તે રાજપિંડ હોઈને સાધુઓનાં વ્રતોને માટે વિઘ્નકર છે; સાધુઓને એ ન કલ્પે." ભગવાને આમ કહ્યું એટલે 'નાથે મારો સર્વથા ત્યાગ કર્યો' એમ વિચારીને ભરત ઉદાસ થઇને ઊભો રહ્યો. એટલે તેના ચિત્તને પ્રસન્ન કરવા નિમિત્તે ઇન્દ્રે ભગવાનને પૂછ્યું, "અવગ્રહ (ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ) કેટલા પ્રકારનો છે?" ભગવાને કહ્યું, "ઇન્દ્ર! પાંચ પ્રકારનો અવગ્રહ છેઃ દેવેન્દ્ર–અવગ્રહ, રાજ–અવગ્રહ, ગૃહપતિ–અવગ્રહ, સાગારિક (ઘરનો માલીક)–અવગ્રહ અને સાધર્મિક–અવગ્રહ." પછી દેવરાજે પૂછ્યું, "સ્વામી! ભરત ઉપર મારો અધિકાર ખરો કે નહીં?" ભગવાને કહ્યું, "જ્યાં સુધી ચક્રવર્તી

અધિપતિ હોય ત્યાં સુધી ઇન્દ્રનો અધિકાર ચાલતો નથી. ચક્રવર્તી ન હોય ત્યારે તેનો અધિકાર ચાલે છે." ત્યારે ઇન્દ્રે કહ્યું, "જ્યારે મારો અધિકાર ચાલશે તે સમયને માટે સાધુઓને માટે હું આ પ્રમાણે અવગ્રહની અનુજ્ઞા આપું છું-દ્રવ્યથી જે દ્રવ્ય ઉત્પન્ન થાય તે, ક્ષેત્રથી લોકાન્ત સુધી, કાળથી બે સાગરોપમ અને ભાવથી સૂક્ષ્મ વિશેષો ( બધી વસ્તુઓ )." આ સાંભળી ભરતે વિચાર કર્યો, "ઇન્દ્રનો તો જ્યારે અધિકાર ચાલશે ત્યારે તે અનુજ્ઞા આપશે, પણ હું તો અત્યારે જ ઊભો થઇને પૂછી જોઉં." પિતાને વંદન કરીને તેણે પૂછ્યું, "તાત ! હું કેટલા ભારતવર્ષ ઉપર અધિકાર ધરાવું છું ?" સ્વામીએ કહ્યું, "તું આખાયે ભરતવિજય ઉપર અધિકાર ધરાવે છે. તારી અનુમતિથી હું ભરતમાં મનુષ્યોને દીક્ષા આપીશ. તું અનુજ્ઞા આપીશ, એટલે તને કર્મોની નિર્જરારૂપી વિપુલ ફળ મળશે. જે અચિત્ત દ્રવ્ય શ્રમણોના ઉપયોગમાં આવશે તેનો પણ તું સ્વામી છે" એટલે આનંદિત થઇને ભરત વિનંતી કરવા લાગ્યો, "તાત ! જે કોઇ સ્ત્રી અથવા પુરુષની પ્રવ્રજ્યા લેવાની ઇચ્છા હોય તેને હું અનુજ્ઞા આપું છું. જો મારા સ્ત્રીરત્નને દીક્ષા લેવી હોય તો તેની તથા સાધુસમુદાયના ઉપયોગમાં જે દ્રવ્ય આવે તેની પણ હું અનુજ્ઞા આપું છું." આ પ્રમાણે ભરતે કહ્યું, એટલે તીર્થંકરના વચનામૃતથી સંસિક્ત થયેલા ભરતના પાંચસો પુત્રો અને સાતસો પૌત્રોએ એકી સાથે દીક્ષા લીધી તે અદ્‌ભુત જેવું થયું.

પછી ભરતે ઇન્દ્રને કહ્યું, "દેવ ! અમે તો તીર્થંકરની સમીપમાં જ વસીએ છીએ, એટલે તીર્થંકરને વંદન અને અમારા સંશયોનું છેદન એ વસ્તુ તો અમારે સ્વાધીન જ છે, પરન્તુ તમારે તો વંદન કરવાને માટે મનુષ્યલોકમાં આવવું પડે છે." ઇન્દ્રે કહ્યું, "જે સંશયનો અંધકાર દૂર ન થતો હોય તે દૂર કરવા માટે અમારે તીર્થંકર સમીપે આવવું પડે છે. પણ જે વંદન, પર્યુપાસના તથા પૂજા તે તો સ્વર્ગમાંનાં સિદ્ધાયતનોની પ્રતિમાઓમાં તીર્થંકરની ભાવના રાખીને કરવામાં આવે છે." આ સાંભળીને વર્ધકીરત્નવડે ભરતે જિનમન્દિરો કરાવ્યાં. સાધુજનો માટે તૈયાર કરાવેલું ભોજન સમોસરણમાં આવેલા શ્રાવકોને તપ અને શીલથી યુક્ત જાણીને ઇન્દ્રની સૂચનાથી તેણે જમાડયું.

ફરી પાછું ભરતે ઇન્દ્રને કહ્યું, "દેવ ! તમારું દેવલોકમાં જેવું રૂપ છે તેવું મને બતાવો." ઇન્દ્રે કહ્યું, "ભરત ! મારું દિવ્ય રૂપ પૃથગ્જનો જોઇ શકતા નથી. તને તેનો માત્ર એક અંશ બતાવું છું." પછી ઇન્દ્રે પોતાના પરમ રૂપની ભૂષણયુક્ત ટચલી આંગળી ભરતને બતાવી. તે જોઇને પછી તેવી આકૃતિની સ્થાપના કરવામાં આવી, અને તેનો ઉત્સવ કરવામાં આવ્યો. ત્યારથી ઇન્દ્રમહોત્સવ પ્રવર્ત્યો.

પછી ભરતે શ્રાવકોને આજ્ઞા કરી, "તમે દરરોજ મારા ગૃહમાં જમો, અને જમીને પછી 'આપ જીતાયેલા છો' એમ કહો. દુગ્ધપ્રધાન મિષ્ટ ભોજન જમીને તેઓ પોતાનો

જમણો હાથ ઊંચો કરીને રાજાધિરાજને 'આપ જીતાયેલા છો' એમ કહેવા લાગ્યા. એટલે તે ભરત વિચાર કરવા લાગ્યો, "સાગર અને હિમવંત પર્વત જેની મર્યાદા છે એવો ભારતવર્ષ મેં જીત્યો છે. મને કોણ જીતી શકવાનું હતું?" પણ પછી પોતાની બુદ્ધિથી વિચારતાં તેના મનમાં એમ થયું, "સત્ય છે, ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત એવા મને અનિયંત્રિત રાગદ્વેષો પરાજિત કરે છે."

એ પ્રમાણે સમય જતો હતો ત્યારે રાજદર્શનને દેવદર્શન સમાન ગણતા કેટલાક લોકો કુતૂહલથી પણ શ્રાવકોની સાથે રાજમહેલમાં પ્રવેશતા અને આશીર્વાદ આપતા હતા. ભોજનના અધિકારમાં દ્વાર ઉપર ઊભા રાખવામાં આવેલા પુરુષોએ તેમને તે પ્રમાણે આવેલા જાણીને રાજાને નિવેદન કર્યું, "દેવ! શ્રાવકપણાના બહાના નીચે ઘણા લોકો ભોજનસ્થાનમાં આપનું દર્શન કરવાને માટે પ્રવેશે છે; માટે આ બાબતમાં આપની આજ્ઞા પ્રમાણ ગણાશે." એટલે ભરતે વિચાર કરીને કહ્યું, "ભલે, તેનો નિર્ણય હું કરીશ." હવે, પેલા(કુતૂહલથી પ્રવેશતા લોકો)ની પ્રતિજ્ઞા હતી કે—પ્રાણિવધ કરવો નહીં. જીવોને નહીં હણવાના કારણથી તેઓ माहण (બ્રાહ્મણ) કહેવાતા હતા. તેમને બોલાવીને રાજાએ પૂછ્યું, "તમારામાંથી જેનાં જેટલાં વ્રતો હોય તે તેટલાં મને કહો." એટલે તેમાંનો પ્રત્યેક જણ પોતાનાં તપ, શીલ અને ગુણવ્રતો કહેવા લાગ્યો. પછી તેઓમાં જે પાંચ અણુવ્રતો ધારણ કરનારા હતા તેમને રાજાએ કાકિણી–રત્નથી એક વૈકક્ષિક (ઉત્તરીય નંખાય તે પ્રમાણેની) રેખા કરી; જેઓ ત્રણ ગુણવ્રત અને અણુવ્રત ધારણ કરનારા હતા તેમને બે રેખાઓ કરી; જેઓ અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રત ધારણ કરનારા હતા તેમને ત્રણ રેખાઓ કરી. આ પ્રમાણે અંકિત કરવામાં આવેલા બ્રાહ્મણો પ્રસિદ્ધ થયા. તેમનો જે આચારધર્મ તે એક લાખ શ્લોકપ્રમાણ ગ્રન્થમાં બાંધવામાં આવ્યો. પછી તેઓ અગિયાર ઉપાસક-પ્રતિમા(શ્રાવકોએ કરવા યોગ્ય નિયમવિશેષ)ના વિધાન સહિત, શીલવ્રતો અને નિયમો વડે વિભૂષિત, મરણવિધિ, સુગતિગમન, સુકુલમાં પ્રત્યાગમન આદિથી તથા બોધિપ્રાપ્તિના ફળથી યુક્ત, નિર્વાણમાં જવાનો સારભૂત ઉપદેશ જેમાં આપેલો છે એવા તથા પરમ ઋષિએ ઉપદેશેલા આર્યવેદનું અધ્યયન કરવા લાગ્યા.

### શ્રીઋષભદેવનું નિર્વાણ

ભગવાન જગદ્ગુરુ ઋષભસ્વામી ૯૯ હજાર પૂર્વ સુધી કેવલી અવસ્થામાં વિહરીને ચૌદ ભક્ત પર્યંત અપવાસ કરીને વૈશાખ માસમાં કૃષ્ણ પક્ષમાં તેરશના દિવસે અભિજીત નક્ષત્રમાં અષ્ટાપદ પર્વત ઉપર દશ હજાર સાધુઓ તથા નવાણું પુત્રો અને આઠ પૌત્રોની સાથે એક સમયે નિર્વાણ પામ્યા. બાકીના અણગારો પૈકી દસ હજારમાં એક સો આઠ જેટલા ઓછા(૯૮૯૨)અણગારો તેજ નક્ષત્રમાં જુદા જુદા સમયાન્તરમાં સિદ્ધિમાં ગયા. પછી તીર્થંકરના સિદ્ધ શરીરને તથા ઈક્ષ્વાકુવંશના તેમજ અન્ય-અણગારોનાં સિદ્ધ શરીરોને ત્રણ શિબિકાઓમાં

મૂકીને પરમ સંવિગ્ન ભરતરાજા, સુર અને અસુરના અધિપતિઓ તથા ઇન્દ્રાદિ દેવો વાદિત્રોના મોટા નિનાદ સહિત કુસુમની વૃષ્ટિ કરતા થોડેક દૂર લઇ ગયા અને ત્યાં ગોશીર્ષ ચંદનની ચિતાઓમાં એ શરીરોને મૂકયાં. યથાનુક્રમે શ્રુતિમધુર સ્તવનોવડે સ્તુતિ કરતા દેવો અને ગન્ધર્વો અપ્સરાઓ સહિત એ ચિતાઓની પ્રદક્ષિણા કરવા લાગ્યા. પછી ઇન્દ્રની આજ્ઞાથી અગ્નિકુમાર દેવોએ અગ્નિમુખોને[1] વિકુર્વીને અગ્નિ ઉત્પન્ન કર્યો. ત્યારથી 'દેવો અગ્નિમુખ છે' એ કથન લોકોમાં રૂઢ થયું. પછી મોટા પ્રમાણમાં સુગંધી ગન્ધદ્રવ્યો, ઘી અને મધ ચિતામાં નાખીને દેવોએ સિદ્ધશરીરોનું દહન કર્યું. પછી ઉદધિકુમાર દેવોએ ક્ષીરોદ સાગરના સલિલથી ચીતાઓ ઓલવી. ઇન્દ્રોએ મંગલાર્થે જિનશરીરની દાઢો લીધી, રાજાઓએ સિદ્ધોના શરીરોના અવયવો(નાં અસ્થિ) લીધાં અને લોકો તથા બ્રાહ્મણો ચિતામાંથી અગ્નિ પોતાને ઘેર લઇ ગયા. એ અગ્નિને સ્થાપન કરીને તેઓ તેનું પ્રયત્નપૂર્વક સંરક્ષણ કરવા લાગ્યા. કોઇને ઉગ્ર શરીરપીડા થઇ હોય તો એ ભસ્મનું લેપન કરવાથી તે સ્વસ્થ થતો હતો. પછી તેઓ એ અગ્નિનું ચંદનકાષ્ઠથી સંરક્ષણ કરવા લાગ્યા. ભરત રાજા પણ પૂજા કરવા લાગ્યો. તે સમયે બ્રાહ્મણોના અગ્નિકુંડની ઉત્પત્તિ થઇ. ભરતે જિનેશ્વરની નિર્વાણભૂમિ ઉપર સ્તૂપ કરાવ્યો અને તેનો મહિમા કરવા લાગ્યો. બ્રાહ્મણો પણ જિનેશ્વર પ્રત્યેની ભક્તિથી અને ચક્રવર્તીની અનુમતિથી તેની પૂજા કરવા લાગ્યા. જિનેશ્વર અને ચક્રવર્તી પ્રત્યે ભક્તિ રાખનારા તેઓ ત્યાં એકત્ર થવા લાગ્યા. આદિત્યયશ વગેરે (ભરતના વંશજોએ) બ્રાહ્મણોને સુવર્ણસૂત્રો આપ્યાં.

આ પ્રમાણે આર્યોના વેદોની અને બ્રાહ્મણોની પ્રથમ ચક્રવર્તી ભરતથી ઉત્પત્તિ થઇ. આ શ્રાવકપ્રજ્ઞપ્તિ વેદ (આર્યવેદ) કાળે કરીને સંક્ષિપ્ત થતાં અલ્પ પ્રમાણમાં ટકી રહ્યો છે. આ રીતે આર્યવેદ ઉત્પન્ન થયો.

હે સ્કન્દિલ ! હવે તું અનાર્યોના વેદોની ઉત્પત્તિનું કારણ સાંભળ—

## અનાર્યવદની ઉત્પત્તિ—સગરનો વૃત્તાન્ત

ચારણયુગલ નામે નગર છે. ત્યાં અયોધન નામે રાજા હતો. તેની દિતિ નામે મહાદેવી હતી. તેની સુલસા નામે પુત્રી હતી. તે પરમ રૂપવતી, સુરાંગનાઓને પણ વિસ્મય પેદા કરનાર અને રૂપલક્ષ્મી વડે કરીને કમલવનમાંથી નીકળેલી લક્ષ્મી સમાન હતી. તેને જોઇને તથા એ પ્રકારની રૂપવતી તેને જાણીને પિતા અયોધને તેને સ્વયંવર આપ્યો. કારણ જાણીને રાજાઓ એકત્ર થયા. અપરાજિત, જિતભય, ભીમ, અરીન્દ્ર, સમ, ભીષણ, મઘવન્, સુજાત, મધુપિંગલ, હિરણ્યવર્મ, ઘનરથ આદિ કુલ-શીલ-વિજ્ઞાનશાલી અનેક રાજાઓ આવ્યા. એ સમયે સાકેત (અયોધ્યા) નગરમાં સગર નામે અધિરાજા હતો. તેની મંદોદરી નામે

1 એવા પુરુષો કે જેમના મુખમાંથી અગ્નિ પેદા થાય.

માનીતી પ્રતિહારી હતી. વિશ્વભૂતિ નામે તેનો બહુશ્રુત પુરોહિત હતો. સગરે પોતાની પ્રતિહારીને અયોધનને ત્યાં મોકલી કે, 'સ્વયંવરનો દિવસ જાણી લાવ.' એટલે પ્રતિહારી દિતિ દેવીના ગૃહે ગઈ. તે વખતે દિતિ સુલસાની સાથે પ્રમદવનમાં લતાગૃહમાં વાતો કરતી બેઠી હતી. દેવીનાં પરિજનોએ નહીં અટકાવેલી મંદોદરી પ્રમદવનમાં પ્રવેશી. પછી નજદીક આવીને 'મા–દિકરીની ગુપ્ત વાતો સાંભળું' એમ વિચારીને તે છુપાઈને ઊભી રહી. એ સમયે દિતિ રડતી હતી, તેને સુલસાએ કહ્યું, "માતા! તું રોઇશ નહીં. માતા–પિતાએ જેનું દાન આપ્યું છે એવી કન્યા માતા–પિતાથી અવશ્ય જુદી પડે છે." દિતિએ કહ્યું, "બેટા! તારાથી વિયોગ થશે એમ વિચારીને હું રડતી નથી. તારા પિતાએ તને સ્વયંવર આપ્યો છે, એટલે તું આપણા કુલધર્મનું ઉલ્લંઘન કરીશ એમ વિચારતાં મને માનસિક દુઃખ થયું." કન્યા બોલી, "એવું કેમ બોલે છે? અમંગળ કેમ કરે છે? હું કુલધર્મનું ઉલ્લંઘન કરીશ, એવી શંકા તને કેમ થઈ?" દિતિએ કહ્યું, "હે બેટા! સાંભળ—

સુર અને અસુરોના અધિપતિઓનાં વૃન્દોએ જેમનાં ચરણકમળમાં વંદન કરેલું છે એવા જગત્પિતામહ ઋષભદેવ નામે પ્રથમ રાજા આ નગરમાં હતા. તેમને સો પુત્રો હતા. તેમાં ભરત અને બાહુબલિ એ બે મુખ્ય હતા. ઋષભદેવે સો પુત્રોને સો નગર અને સો જનપદો આપીને દીક્ષા લીધી. તેમાં ભરત ભરતવર્ષના ચૂડામણિ સમાન હતો, અને તેના નામથી જ આ ભૂમિ ભરતવર્ષ નામથી ઓળખાય છે. તે ભરત વિનીતા નગરીનો અધિપતિ હતો. બાહુબલિ હસ્તિનાપુર અને તક્ષશિલાનો સ્વામી હતો. ભરત રાજાના આયુધગૃહમાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી ચક્રરત્ને માર્ગ દર્શાવ્યા પ્રમાણે ગંગા મહાનદીના દક્ષિણ કિનારેથી ભરતવર્ષ ઉપર વિજય કરતો, પૂર્વમાં માગધતીર્થકુમાર[1] વડે 'હું દેવનો આજ્ઞાકારી અંતપાલ (સીમાડાનો રક્ષક) છું' એ પ્રમાણે પૂજાયેલો, દક્ષિણમાં વરદામતીર્થકુમાર વડે પ્રણામપૂર્વક સત્કારાયેલો, પશ્ચિમમાં પ્રભાસ(તીર્થકુમાર) વડે સન્માનિત થયેલો, પછી સિન્ધુદેવી અને વૈતાઢ્યકુમાર વડે પ્રણામ કરાયેલો, તમિસ્રાગુહાના[2] અધિપતિ કૃતમાલ દેવે જેને માર્ગ આપ્યો છે એવો, ઉત્તરાર્ધભરતના નિવાસી ચિલાત (ભિલ્લ) લોકોનો પક્ષ કરનાર મેઘમુખ દેવોએ કરેલા મેઘવર્ષાના ઉપસર્ગનું નિવારણ કરવા માટે છત્ર અને ચર્મરત્નનો જાણે કે સંપુટ કરીને[3] જેણે સેનાનું રક્ષણ કર્યું હતું એવો, હિમવંતકુમારે વિનયપૂર્વક જેને સન્માન અને પ્રણામ કર્યાં હતાં એવો, ઋષભકૂટ પર્વત ઉપર જેણે પોતાનું નામ અંકિત કર્યું હતું એવો, જેના સેનાપતિએ સમુદ્ર અને

૧. મગધ તીર્થનો અધિષ્ઠાતા દેવ. ૨. વૈતાઢ્યની એક ગુફા.

૩. છત્રરત્નની નીચે બેસવાથી વરસાદ ન પડે. ચર્મરત્ન પાથરીને તે ઉપર સૈન્ય બેસે, એટલે પાણી ઉપર તે તરે. ઉપર છત્રરત્ન અને નીચે ચર્મરત્ન એ રીતે જાણે કે એક પ્રકારનો સંપુટ રચીને તે વડે મેઘમુખ દેવોના ઉપસર્ગમાંથી ભરતે પોતાના સૈન્યનું રક્ષણ કર્યું હતું.

હિમવંત પર્વતની વચ્ચેના પ્રદેશ ઉપર વિજય કર્યો હતો એવો, નમિ અને વિનમિ એ વિદ્યાધરોના અધિપતિઓએ જેને સ્ત્રીરત્ન ભેટ ધર્યું હતું એવો, ગંગાદેવીએ જેને પ્રણામ કર્યાં હતાં એવો, હિમવંત, વૈતાઢ્યની ગુફા અને ગંગા નદીના પૂર્વભાગ ઉપર જેણે વિજય મેળવ્યો છે એવો જે ખંડપ્રપાતા ગુફામાંથી બહાર નીકળ્યો છે તથા જેને નવનિધિ પ્રાપ્ત થયા છે તેમજ ગંગા અને વૈતાઢ્ય વચ્ચેના પ્રદેશના રાજાઓએ જેને રત્નપૂર્ણ કોશ ભેટ મોકલ્યો છે એવો તે ભરત વિનીતા નગરીમાં પાછો આવ્યો.

પછી મહારાજાધિરાજ તરીકે પોતાનો અભિષેક થયા પછી ભરત પોતાના અઠ્ઠાણું ભાઈઓને કહેવા લાગ્યો, " સાઠ હજાર વર્ષે મેં વિદ્યાધરો સહિત ભરતવર્ષ ઉપર વિજય કર્યો છે. તમે મારા પ્રદેશમાં રહો છો, માટે મારી સેવા કરો અથવા મારા પ્રદેશમાંથી બહાર નીકળી જાઓ. " ત્યારે ભાઈઓએ કહ્યું, " આ પ્રદેશો પિતાએ અમને આપ્યા છે, માટે અમને આજ્ઞા આપવાને તમે યોગ્ય નથી. " પણ જ્યારે ભરત પોતાની સેવા નિમિત્તે તેમને વારંવાર દબાણ કરવા લાગ્યો ત્યારે તે સર્વે શ્રીઋષભદેવની પાસે ગયા અને પ્રણામ કરીને કહેવા લાગ્યા, " તાત ! તમે અમારા ઉપર કૃપા કરી હતી, પણ ભરત અમને હેરાન કરે છે, માટે અમારે શું કરવું તે કહો. " ભગવાને વૈરાગ્યજનક વચનો વડે તેમને બોધ આપ્યો અને સર્વોચ્ચ દેવભાવનું તેમને સ્મરણ કરાવ્યું. પછી વૈકાલિક વૃત્ત ( ભૂતકાલીન વૃત્તાંત )દ્વારા સંબોધિત થયેલા અને તીર્થંકર ભગવાનના વચનામૃત વડે સંસિક્ત થયેલા હૃદયવાળા તે ચરિમશરીરી–તદ્ભવમોક્ષગામી અઠ્ઠાણું જણા હોંસાતોંસીની વાત મૂકી દઈને શ્રમણો થયા.

## બાહુબલિનું ભરત સાથે યુદ્ધ, દીક્ષા અને જ્ઞાનોત્પત્તિ

પછી તેમના પુત્રોને રાજ્ય સોંપીને ભરતે તક્ષશિલાધિપતિને ( બાહુબલિને ) દૂત મોકલ્યો કે, " મારી સેવા કર. " બાહુબલિએ દૂતને કહ્યું, " ભલે, ભરતે ભરતવર્ષ જીત્યો છે; તેના સિવાય બીજો કોણ પ્રભુત્વને યોગ્ય છે ? પણ પિતાએ મને જે ભૂમિ-ભાગ આપ્યો છે તેને પણ જો બીજા રાજાઓના જેવો જ કરવાનું તે કહેતો હોય તો એ બરાબર નથી. " આ સમાચાર લઈને દૂત ભરતની પાસે ગયો, તથા તેણે બધી વાત નિવેદન કરી. પછી ભરત પોતાના સર્વ સૈન્ય સહિત તક્ષશિલાના પ્રદેશ તરફ ઊપડ્યો. બાહુબલિ પણ પોતાના પ્રદેશમાંથી બહાર આવ્યો. રાજ્યના સીમાડા ઉપર બન્ને આવ્યા. પછી તેમનું ઉત્તમ પ્રકારનું યુદ્ધ થતાં દૃષ્ટિયુદ્ધમાં[1] પરાજિત થયેલો ભરત બાહુબલિ વડે જીતાઈ ગયો. પછી મધ્યમ પ્રકારનું મુષ્ટિયુદ્ધ શરૂ થયું. તેમાં પણ પોતાને જીતાયેલો જાણીને ભરત વિચાર કરવા લાગ્યો, " શું હું ચક્રવર્તી નહીં હોઉં ? બાહુબલિ મારાથી

૧. સામસામું જોતાં ભરતની આંખ મીંચાઈ ગઈ.

અધિક બળવાળો છે. ” એ વખતે દેવતાએ તેના હાથ ઉપર ચક્ર મૂક્યું. તે જોઇને બાહુબલિ બોલ્યો, “ તું અધમ યુદ્ધનો આશ્રય કરે છે, અને મુષ્ટિયુદ્ધથી જીતાયો, એટલે હાથમાં આયુધ લે છે.” ભરત બોલ્યો, “મારી ઈચ્છાથી મેં એમ કર્યું નથી; દેવતાએ મારા હાથમાં શસ્ત્ર મૂક્યું છે. ” પછી બાહુબલિ બોલ્યો, “ લોકોત્તમ પુરુષનો પુત્ર હોવા છતાં પણ તું જો મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તો પછી પૃથગ્જનોની તો વાત જ શી ? અથવા તારો દોષ નથી; ‘ આ તો શ્રીઋષભદેવનો પુત્ર છે ’ એ પ્રમાણે લોકો વડે પ્રશંસા પામેલા તેં વિષયલોલુપતાને કારણે અકાર્ય કર્યું છે. જો તારા જેવા પ્રધાન પુરુષો પણ વિષયને વશ થઈને અકાર્ય કરવામાં ઉદ્યત થાય છે, તો પછી જેનો આ પ્રકારનો પરિણામ છે એવા વિષયભોગોથી મારે બસ થાઓ. ” એમ વિચારીને સર્વ હિંસક પ્રવૃત્તિઓનો બાહુબલિએ ત્યાગ કરી દીધો. ‘ જેને કેવલજ્ઞાન થયું નથી એવો હું મારા નાના ભાઈઓને કેવી રીતે મળું ? ’ એમ વિચારીને તે શરીરને વોસરાવીને રહ્યો. જેને પશ્ચાત્તાપ થયો છે એવો ભરત તેને મનાવવા લાગ્યો, પરન્તુ આખાયે ભરતનું રાજ્ય આપવાનું કહ્યા છતાં, પ્રશસ્ત ધ્યાનમાં રહેલા તથા મંદર પર્વતની જેમ સ્થિર અધ્યવસાયવાળા તે ભગવાને એ અનુનય-વચનોને ચિત્તમાં ધર્યાં નહીં.

પછી ભરત રાજા બહુબલિના પુત્રને રાજ્ય આપીને પોતાના નગરમાં આવ્યો. બાહુબલિ વૃક્ષના ઠૂંઠાની જેમ એક સંવત્સર સુધી ઊભા રહ્યા અને નજીકમાં ઊગેલી અતિમુક્તકની વેલો તેમને વૃક્ષની જેમ વીંટી વળી. ગણ સહિત વિહાર કરતા ભગવાન ઋષભદેવ તક્ષશિલામાં સમોસર્યા બ્રાહ્મી આર્યાએ તેમને પૂછ્યું, “ ભગવન્ ! દુષ્કર તપમાં ઉદ્યત અને પૃથ્વીની જેમ સર્વ સ્પર્શોને સહન કરતા પરમ યોગી બાહુબલિને કેવલજ્ઞાન કેમ ઉત્પન્ન થતું નથી ? ” ભગવાને કહ્યું, “ આર્યે ! માનરૂપી પર્વત ઉપર આરૂઢ થયેલા તેને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. ‘ કૃતાર્થ એવા મારા નાના ભાઇઓને હું કેવી રીતે વંદના કરું ? ’ એવો પરિણામ તેના મનમાં થયેલો છે. એમાંથી જો નિવૃત્ત થાય તો તેને કેવલજ્ઞાન થાય. ” બ્રાહ્મીએ ભગવાનને પૂછ્યું, “મારી પ્રેરણાથી જો તે માન મૂકી દે તો કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય ખરી ? ” ત્યારે ભગવાને કહ્યું, “ હા. ” પછી બાહુબલિના અંતઃપુર સહિત ભગવતી બ્રાહ્મી જે પ્રદેશમાં મહાત્મા બાહુબલિ રહેલા હતા ત્યાં ગઇ. પ્રતિમામાં રહેલા, તપના તેજથી દેદિપ્યમાન, જેમને માટે તાપસો ‘ આ તો અમારા દેવતા છે ’ એમ બહુમાનપૂર્વક માનતા હતા, પલાશપટ્ટ ( એક પ્રકારના વસ્ત્ર ) વડે વીંટળાયેલો જાણે કે ઇન્દ્રધ્વજ હોય તેવા, ભ્રમરોના સમૂહનું રૂપ ધારણ કરનાર જટાઓ વડે શિખર ઉપર અંજન ધાતુ ધારણ કરનાર જાણે કે કનકપર્વત–મેરુ હોય તેવા દેખાતા તથા એક જ વસ્તુ ઉપર સ્થિર કરેલી પ્રસન્ન દૃષ્ટિવાળા બાહુબલિને તેમણે જોયા. “ અહો ! આશ્ચર્ય છે કે જંગમોમાં શ્રેષ્ઠ હોવા છતાં સ્વામી સ્થાવર થયા છે ! સુખ ભોગવવાને લાયક ત્વચા વડે તેમણે ટાઢ, તડકો

અને વરસાદના ત્રાસને શી રીતે સહન કર્યો હશે ?" એ પ્રમાણે કરુણ વચન બોલતી દેવીઓએ બાહુબલિને વંદન કર્યું. તેમણે (બાહુબલિના શરીર ઉપર વીંટાયેલી) વેલો ઉખાડી. જાણે કે પ્રત્યક્ષ સરસ્વતી હોય એવી બ્રાહ્મીએ બાહુબલિને કહ્યું, "જ્યેષ્ઠાર્ય! તાત આજ્ઞા કરે છે કે—જે માન રાખે તેને કેવલજ્ઞાન થતું નથી. માટે તીર્થંકરની પાસે જાઓ." વિશુદ્ધ લેશ્યાવાળા બાહુબલિના શ્રવણમાં આ વચન અમૃતની જેમ પ્રવેશ્યું. 'ત્રિલોકના ગુરુના ચરણમાં હું ન ગયો, એ મેં ખોટું કર્યું' એમ વિચાર કરતા બાહુબલિ અપૂર્વકરણમાં પ્રવેશ્યા. જેમનો મોહાવરણનો અંતરાય ચલિત થયો છે એવા તેમણે પગ ઊપાડ્યો તે સમયે તેમને કેવલજ્ઞાન થયું. બ્રાહ્મીએ અને રાણીઓએ તેમને વંદન કર્યું. પાસે રહેલા દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી, અને તેઓ શ્રવણમધુર સ્તુતિ કરવા લાગ્યા. સર્વજ્ઞ બાહુબલિ પણ ભગવાન ઋષભસ્વામી પાસે ગયા, અને કેવલીની પર્ષદામાં પ્રવેશ્યા. જેણે પોતાનું કાર્ય સિદ્ધ કર્યું છે એવી બ્રાહ્મી પણ તીર્થંકરના ચરણ સમીપ ગઇ.

એક વાર (ભરતના પુત્ર) આદિત્યયશ અને (બાહુબલિના પુત્ર) સોમપ્રભે પરસ્પર સંકેત કર્યો, "બધા રાજાઓ આપણા સેવકો છે, માટે તેમને જો આપણે પુત્રીઓ આપશું તો તેઓ ગર્વિત થઇ જશે માટે આપણાં બે કુળો ભલે મુખ્ય રહે; આપણે પરસ્પરને કન્યાદાન આપીએ તો સારું થશે." પછી બાહુબલિના વંશમાં અજિત, જય, સંજય, વિજય, વૈજયંત, શંખ, મેઘરથ, સમબિન્દુ, ધુંધુમાર આદિ અસંખ્યેય રાજાઓ થઈ ગયા, તેમજ સનત્કુમાર, શાન્તિનાથ, કુંથુનાથ, અરનાથ, સુભૂમ એ ચક્રવર્તીઓ તથા તદ્ભવમોક્ષગામી (અન્ય) રાજાઓ પણ થઈ ગયા. તે પછી બાહુબલિના પ્રસિદ્ધ વંશમાં તૃણપંગુ નામે રાજા થયો. તેની હું બ્હેન છું. તારા પિતા અયોધનની બ્હેન સત્યયશા તે તૃણપંગુ રાજાની મહાદેવી હતી. તેનો પુત્ર મધુપિંગલ નામે રાજા થયો.

હે પુત્રિ! એ પ્રમાણે સમય જતાં ભરત-બાહુબલિના વંશની કન્યાઓનું લગ્ન અરસપરસના કુળમાં જ થવા લાગ્યું. તું પણ પ્રથમ ચક્રવર્તી ભરતના વંશમાં થયેલી છે, પણ કોણ જાણે રૂપથી મોહ પામીને તું કોને વરીશ—આવો વિચાર થવાથી હું રડતી હતી."

ત્યારે સુલસાએ દિતિ દેવીને કહ્યું, "માતા! મારાથી કુલધર્મનો વિનાશ નહીં થાય. સર્વ રાજાઓમાંથી હું મધુપિંગલને જ વરીશ."

આ સાંભળીને મંદોદરી પ્રતિહારી 'આ સત્ય હકીકત છે' વિચારીને થોડેક દૂરથી પાછી વળી દિતિદેવી પાસે ગઇ. દિતિએ પોતાના ભવનમાં લઇ જઇને તેનો સત્કાર કર્યો તથા વિદાય આપી. તેણે જઇને સગરને કહ્યું, "દેવ! સ્વયંવરનું નિર્માણ થયું છે." સગરે પૂછ્યું, "કેવી રીતે?" એટલે તેણે સાંભળ્યું હતું તે બધું કહ્યું. 'એ કન્યા કેવી છે?' એમ સગરે પ્રશ્ન કરતાં મંદોદરી બોલી, "એ તો ત્રિલોકસુન્દરી છે. એક જીભથી તેનું વર્ણન કરવાને પણ હું સમર્થ નથી. લક્ષ્મી પણ જો તેના જેવી હોય તો કૃતાર્થ

થાય એવી મારી કલ્પના છે. દેવાંગનાઓને પણ તે કન્યા વિસ્મય પમાડનાર છે." જેમ જેમ મન્દોદરી સુલસાના રૂપાતિશયનું વર્ણન કરવા લાગી તેમ તેમ સગર કામદેવના બાણનું નિશાન બનવા લાગ્યો.

પછી સગરે વિશ્વભૂતિ પુરોહિતને એકાન્તમાં કહ્યું, "સુલસા કન્યા જો મારી પત્ની ન થાય તો મારું રાજ્ય અને રાજત્વ શા કામનું? મારું જીવન પણ શા કામનું? એ કન્યા ન મળે તો હું ભગ્નમનોરથ થઇ જાઉં. માટે વિચાર કરો કે એ મારા હાથમાં કેવી રીતે આવે? પરાક્રમથી કે યુક્તિથી?" પુરોહિતે કહ્યું, "હે રાજા! સાંભળ, જો તું બળાત્કારે કન્યાનું હરણ કરીશ તો રાજાઓના સમૂહથી બાહ્ય ગણાઇશ. સુલસા કન્યા તને મળે એવો ઉપાય હું વિચારું છું. તું બિમારીનો ઢોંગ કર, એટલે સ્વયંવરનો દિવસ મુલત્વી રહેશે. યુક્તિ કરવાની પણ સારી તક રહેશે. 'અધિરાજા સગર બિમાર છે' એમ જાણીને અયોધન રાજા તથા એકત્ર થયેલા ક્ષત્રિયો દિલગીર થશે." પછી વિશ્વભૂતિની સૂચના અનુસાર સગરે બિમારપણું દર્શાવ્યું. પુરોહિતે નાનકડાં તામ્રપત્રો ઉપર રાજાનાં લક્ષણ લખાવીને ત્રિફળાંના રસથી પત્રોને કાળાં કરીને તે પુસ્તક (પત્રો) તાંબાના વાસણમાં મૂક્યું, અને તે વાસણ નગરની બહાર દૂર્વાપીઠની નીચે દાટ્યું. વિશ્વભૂતિની સૂચના અનુસાર, એકત્ર થયેલા રાજાઓને સગરે કહેવરાવ્યું કે, "હું સમર્થ થાઉં ત્યાં સુધી તમે ભેગા મળી કીર્તિને માટે કોઇ પ્રદેશમાં વાવો અને પુષ્કરિણીઓ ખોદાવો." 'ભલે, એમ થાઓ' એમ કહીને સર્વેએ તે વચન સ્વીકાર્યું. વિશ્વભૂતિએ જલ-નિધાનવાળી જમીન બતાવીને કહ્યું, "અહીં પાણી નજીકમાં જ નીકળશે." ત્યાં ખોદવામાં આવતાં કલશ જોવામાં આવ્યો. રાજાની પાસે તે લાવ્યા. 'એમાં શું હશે?' એમ કરીને તે ઉઘાડવામાં આવતાં તેમાંથી પુસ્તક (તામ્રપત્રો) નીકળ્યું. 'ચોક્કસ, આમાં નિધિનું પરિમાણ લખેલું હશે' એમ (સર્વેએ) વિચારી તે પુસ્તક ઉઘાડ્યું અને સાફ કરીને વિશ્વભૂતિએ તે વાંચ્યું. તેમાં લખ્યું હતું કે—

"પોતનપુરના અધિપતિ જયશત્રુ રાજાએ કંકઋષિને પૂછ્યું હતું, "ભગવન્! જય નામે ચક્રવર્તી વ્યતીત થઇ ગયો છે; હવે આગામી યુગમાં કેવા પ્રકારના રાજાઓ થશે?" ઋષિએ ઉત્તર આપ્યો, "સાકેતનો અધિપતિ સગર રાજા થશે." તેની લક્ષણયુક્ત શરીરાકૃતિનું પણ વર્ણન કરવામાં આવ્યું હતું. (ઋષિએ આગળ કહ્યું) "અયોધન રાજાની પુત્રી સુલસા નામે તેની પટ્ટરાણી થશે." તેનું વર્ણન પણ મંદોદરીએ કહ્યા પ્રમાણે કરવામાં આવ્યું હતું. જે જે દેશમાં જે મુખ્ય રાજાઓ હતા તેમનાં પણ જોયા પ્રમાણેનાં પ્રશસ્ત લક્ષણોનું વર્ણન એમાં કરેલું હતું, પરન્તુ મધુપિંગલને તેમાં સર્વથા નિર્લક્ષણ અને કૂબડા, કાણા, મૂગા, આંધળા, બહેરા અને ખૂંધાથી પણ અધમ અને કોઈની નજીકમાં પણ નહીં લાવવા લાયક એવો વર્ણવવામાં આવ્યો હતો.

પછી ‘ મધુપિંગલ રાજાની તો પૂર્વકાલના ઋષિઓએ પણ નિન્દા કરેલ છે, ’ એ રીતે સભાના મધ્યમાં તેનો તિરસ્કાર કરવામાં આવ્યો, એટલે લજ્જિત થઇને તે ચાલ્યો ગયો. રાજાઓએ સગરની પ્રશંસા કરી. ‘ સુલસાનું લગ્ન કોની સાથે કરવું એનો નિર્દેશ પૂર્વકાળના ઋષિઓએજ કરેલો છે ’ એ પ્રમાણે ક્ષત્રિયોએ અનુમતિ આપતાં સુલસા સગરને પરણાવવામાં આવી. એના નિર્વેદથી મધુપિંગલે પુત્રને રાજ્ય આપીને તાપસ તરીકેની દીક્ષા લીધી અને તપ કરીને તે લોકપાલ યમનો અમાત્ય મહાકાલ નામે પરમાધાર્મિક દેવ થયો. સગર સુલસાની સાથે ભોગ ભોગવવા લાગ્યો. જેણે કારણ જાણ્યું છે એવો મહાકાલ દેવ સગર પ્રત્યે, જે રાજાઓએ તેનો તિરસ્કાર કર્યો હતો તેમની પ્રત્યે, તથા વિશ્વભૂતિની પ્રત્યે દ્વેષ કરવા લાગ્યો, તથા ‘ આ સુલસા સગરને પ્રથમ (કુલમર્યાદા તોડીને) વરી છે, માટે જે મારી ગતિ થઇ તે તેની પણ થવી જોઇએ અથવા અસહાય એવી તેણે પ્રાણત્યાગ કરવો જોઇએ ’ એ પ્રમાણે સુલસા પ્રત્યે પણ દ્વેષ કરતો અને તે સર્વનો વધ કરવાની ઇચ્છા હોવા છતાં પણ ‘ વધ કરવાથી તો થોડું જ દુઃખ થશે ’ એમ વિચારીને તે સર્વના નરકગમનના હેતુનો વિચાર કરતો તથા તે માટેનો પ્રસંગ તાકતો (તેમનું મરણ નીપજાવવાના વિચારની ) ઉપેક્ષા કરવા લાગ્યો.

## નારદ, પર્વતક અને વસુનો વૃત્તાન્ત

આ બાજુ, ચેદી વિષયમાં શુક્તિમતી નગરીમાં ક્ષીરકદંબ નામે ઉપાધ્યાય હતો. તેનો પર્વતક નામે પુત્ર હતો. ત્યાં નારદ નામે બ્રાહ્મણ હતો અને વસુ નામે રાજપુત્ર હતો. તે બધા શિષ્યો એકત્ર થઇને( ઉપાધ્યાયને ત્યાં )આર્યવેદનું પઠન કરતા હતા. કાળે કરીને તે પ્રદેશમાં સુખી અને અનુકૂળ ગતિથી વિચરતા બે સાધુઓ ક્ષીરકદંબ ઉપાધ્યાયને ઘેર ભિક્ષાને માટે આવ્યા. તેમાંના એક અતિશયજ્ઞાની હતા. તેમણે બીજા સાધુને કહ્યું, “ આ જે ત્રણ જણા છે, તેમાંથી એક રાજા થશે, એક નરકગામી થશે, એક દેવલોકમાં જશે. ” પ્રચ્છન્ન સ્થળે ઊભેલા ક્ષીરકદંબ ઉપાધ્યાયે આ સાંભળ્યું. તેને વિચાર થયો, “ વસુ તો રાજા થશે, પરંતુ પર્વત અને નારદ એ બે જણામાંથી નરકમાં કોણ જશે ? ” પછી તે બે જણની પરીક્ષા કરવા માટે તેણે એક કૃત્રિમ બકરો કરાવ્યો, તથા તેની અંદર લાખનો રસ ભર્યો. પછી નારદને તેણે કહ્યું. “ પુત્ર ! આ બકરાને મેં મંત્રથી થંભાવી દીધો છે. આજે કૃષ્ણપક્ષની આઠમના દિવસે સંધ્યાકાળે તું જજે, અને જ્યાં કોઇ ન જુએ એવા સ્થળે તેનો વધ કરીને જલદી પાછો આવજે. ” પછી નારદ બકરાને લઇને ‘ જ્યાં કોઇનો સંચાર નહીં હોય એવી શેરીમાં અંધારામાં છાની રીતે શસ્ત્રથી તેનો વધ કરીશ ’ એમ વિચારીને નીકળ્યો, પરંતુ ‘ અહીં તો ઉપરથી તારાગણો પણ જુએ છે ’ એમ થતાં તે ગહન વનમાં ગયો. ત્યાં તેણે વિચાર્યું, “ અહીં સચેતન વનસ્પતિઓ જુએ છે. ” પછી તે દેવકુલમાં આવ્યો, પણ ત્યાં તો દેવ જોતા હતા. ત્યાંથી નીકળીને તે વિચાર કરવા લાગ્યો, “ જ્યાં

કોઇ ન જુએ ત્યાં બકરાનો વધ કરવાનો છે; પણ આને તો હું પોતે જ જોઉં છું, માટે ખરેખર આ અવધ્ય છે.” એમ નિશ્ચય કરીને તે પાછો વળ્યો અને પોતાનું બધું ચિંતન ઉપાધ્યાયને કહ્યું. તેણે કહ્યું, “શાબાશ! પુત્ર નારદ! તેં સાચો વિચાર કર્યો. તું જા, આ રહસ્ય કોઇને કહીશ નહીં.”

પછી બીજી રાત્રે ઉપાધ્યાયે પર્વતકને એ જ પ્રમાણે આજ્ઞા આપી. તેણે શેરીનું નાકું નિર્જન હોવાનું જાણીને બકરાનો ત્યાં જ શસ્ત્રથી વધ કર્યો, તથા અંદરનો લાખનો રસ છંટાવાને લીધે તેને રુધિર માનીને તેણે સચૈલ સ્નાન કર્યું અને ઘેર આવીને પિતાને કહેવા લાગ્યો. પિતાએ કહ્યું, “પાપી! જ્યોતિષ્ક દેવો, વનસ્પતિઓ અને પ્રચ્છન્નચારી ગુહ્યકો મનુષ્યનું આચરણ જુએ છે; તું પોતે જ જોતો હતો, છતાં ‘હું જોતો નથી’ એમ માનીને બકરાનો તેં વધ કર્યો, માટે તું નરકમાં જવાનો છું. ચાલ્યો જા.”

વિદ્યાગ્રહણ કરીને તથા ક્ષીરકદંબનો સત્કાર કરીને નારદ સ્વસ્થાને ગયો. દક્ષિણા આપવાની ઇચ્છાવાળા વસુને ઉપાધ્યાયે કહ્યું, “વસુ! તું જ્યારે રાજા થાય ત્યારે માતા સહિત પર્વતક પ્રત્યે સ્નેહભાવવાળો થજે. એ જ મારી દક્ષિણા છે. હું તો હવે ઘરડો થયો છું.” પછી વસુ ચેદીદેશની (શુક્તિમતી) નગરીમાં રાજા થયો.

એક વ્યાધે એક વાર અટવીમાં મૃગનો વધ કરવાની ઇચ્છાથી બાણ છોડયું પરન્તુ તેની અને મૃગની વચ્ચે આકાશસ્ફટિક પત્થર[1] આવેલો હોવાને કારણે મૃગ વીંધાયો નહીં અને બાણ પાછું વળ્યું. આથી શંકા પડતાં વ્યાધ પોતે બાણ છોડયું હતું તે માર્ગે ગયો, તો પત્થર હોવાનું જાણ્યું. ‘આ વસ્તુ રાજાને યોગ્ય છે’ એમ વિચારીને ત્યાં તેણે ઝાડ કાપીને નિશાની કરી અને વસુરાજાના મંત્રીને ખબર આપી. તેણે વ્યાધનો સત્કાર કર્યો અને સ્ફટિક-પત્થર મંગાવ્યો. તેના ઉપર રાજાનું સિંહાસન સ્થાપિત કર્યું. આ ગુપ્ત વાત ફૂટી ન જાય તે ભયથી, જેઓ પત્થરો લાવ્યા હતા તેમને સ્ત્રી સહિત મન્ત્રીએ મરાવી નાખ્યા. સિંહાસન ઉપર બેઠેલો રાજા (નીચેનો આકાશસ્ફટિક નજરે નહીં પડવાને કારણે) જાણે આકાશમાં રહેલો હોય તેવો લોકોને જણાવા લાગ્યો. આથી ‘વસુ રાજા જમીનથી અદ્ધર રહે છે’ એવી તેની ખ્યાતિ થઈ.

ક્ષીરકદંબ ઉપાધ્યાય કાલધર્મ પામ્યા. પર્વતક ઉપાધ્યાયપણું કરવા લાગ્યો. કોઇ એક વાર પર્વતકના શિષ્યો નારદની પાસે ગયા. તેમને નારદે વેદના પદોનો અર્થ પૂછતાં તેઓ ખોટો અર્થ વર્ણવવા લાગ્યા, જેમકે–‘અજ વડે યજ્ઞ કરવો.’ હવે, ‘અજ’ શબ્દ ‘બકરો’ તથા ‘ત્રણ વર્ષ જૂનાં ડાંગર અને જવનાં બીજ’ એમ બે અર્થમાં પ્રયોજાય છે, પરન્તુ પર્વતકના શિષ્યો તેનો ‘બકરો’ એવો જ અર્થ કરતા હતા. ત્યારે નારદે વિચાર કર્યો. “હું પર્વતકની પાસે જાઉં. એ મિથ્યાભાષીને આ માટે પૂછવું જોઇએ તેમજ ઉપાધ્યાયના

[1] નજરે દેખાય નહીં, પણ માત્ર સ્પર્શથી જ જાણી શકાય એવો ચમત્કારિક પત્થર.

મરણથી દુઃખી થયેલા તેને મળવું જોઇએ.” એ પ્રમાણે વિચાર કરીને તે ઉપાધ્યાયને ઘેર ગયો. ઉપાધ્યાય-પત્નીને વંદન કર્યું અને પર્વતકને કહ્યું, “તું શોક ન કરીશ.”

‘હું રાજાથી સત્કાર પામેલો છું’ એ પ્રમાણે ગર્વિત થયેલો પર્વતક એક વાર મહાજનોની મધ્યમાં એમ નિરૂપણ કરતો હતો કે, ‘અજ એટલે બકરો; તે વડે યજન કરવું જોઇએ.” નારદે તેને રોકયો કે, “એમ ન બોલ; (‘અજ’ શબ્દમાં) વ્યંજનનો અભિલાપ એકસરખો છે, પણ દયાધર્મની અનુમતિથી એમાં અર્થ ધાન્યનો લેવાનો છે.” પણ પર્વતકે એ વાત સ્વીકારી નહીં. તે બે જણાની વચ્ચે મત્સરયુક્ત વિવાદ થતાં પર્વતકે કહ્યું, “જો હું વિતથવાદી-મિથ્યાભાષી હોઉં તો વિદ્વાનોની સમક્ષ મારી જીભ કાપવામાં આવે, નહીં તો તારી કાપવામાં આવે.” નારદે કહ્યું, “એમાં પ્રતિજ્ઞા કરવાની શી જરૂર છે? તું અધર્મ ન કર. ઉપાધ્યાયના ઉપદેશને હું વર્ણવું છું.” નારદ બોલ્યો, “તો હું શું સ્વચ્છંદથી કહું છું? હું પણ ઉપાધ્યાયનો પુત્ર છું. પિતાએ મને એમજ કહેલું છે.” પછી નારદે કહ્યું, “આપણા આચાર્યનો ત્રીજો શિષ્ય, જમીનથી અદ્ધર બેસતો, ક્ષત્રિય હરિવંશમાં જન્મેલો વસુરાજા છે. તેને આપણે પૂછીએ: તે જે કહેશે તે પ્રમાણ ગણાશે.” પર્વતકે કહ્યું, “એમ થાઓ.”

પછી પર્વતકે આ વિવાદની વાત પોતાની માતાને કહી. માતાએ કહ્યું, “પુત્ર! તેં ખોટું કર્યું. ગ્રહણ અને ધારણામાં સમર્થ નારદ હંમેશાં તારા પિતાનો માનીતો હતો.” પણ પર્વતક બોલ્યો, “તું એમ ન બોલ. જેણે સૂત્ર અને અર્થનું ગ્રહણ કર્યું છે એવો હું વસુના વચનથી નારદને પરાજિત કરીને તથા તેની જીભ કપાવીને દેશપાર કરીશ; તે તું જોજે.” પણ પુત્રની પતીજ નહીં કરતી તે માતા વસુ પાસે ગઈ. તેણે સંદેહની બાબત વસુને પૂછી કે, “ઉપાધ્યાયના મુખેથી તમે શું સાંભળ્યું હતું?” વસુએ કહ્યું, “નારદ કહે છે તે પ્રમાણે જ છે. હું પણ એ જ પ્રમાણે કહું છું.” એટલે તે બોલી, “જો એમ છે તો તું જ મારા પુત્રનો વિનાશ કરનાર છે, માટે તારી આગળ જ પ્રાણ-ત્યાગ કરું છું.” એમ કહીને તેણે પોતાની જીભ ખેંચવા માંડી. એટલે રાજાની પાસે રહેનારાઓએ વસુરાજાને કહ્યું, “દેવ! ઉપાધ્યાય-પત્નીનું વચન પ્રમાણ કરવું જોઇએ. એમ કરવામાં જે પાપ થશે તે આપણે સરખું વહેંચી લઇશું.” એ પ્રમાણે ઉપાધ્યાય-પત્નીના મરણભયનું નિવારણ કરવા માટે રાજાની પાસે રહેલા પર્વતકના પક્ષના બ્રાહ્મણોએ વસુરાજા પાસે એ વસ્તુ ગ્રહણ કરાવી. વસુરાજાએ આનાકાનીપૂર્વક સ્વીકાર્યું કે, “હું પર્વતકના પક્ષનું બોલીશ.” પછી જેણે પોતાનું કાર્ય સિદ્ધ કર્યું છે એવી બ્રાહ્મણી ઘેર આવી.

બીજે દિવસે બે પ્રકારના લોકો એકત્ર થયા-કેટલાક નારદની પ્રશંસા કરવા લાગ્યા, અને કેટલાક પર્વતકની. વસુને પૂછવામાં આવ્યું, “કહો સત્ય શું છે?” તેણે કહ્યું,

“ અજ એટલે બકરો; તેનાથી યજન કરવું જોઈએ. ” તે વખતે સત્યના પક્ષમાં રહેલી દેવતાએ તેના સિંહાસન ઉપર પ્રહાર કર્યો અને તે ભૂમિ ઉપર સ્થાપિત કરી દીધું. ઉપરિચર–ભૂમિથી અદ્ધર રહેનાર–વસુ ભૂમિચર થયો. પોતાને આવું બોલવા માટે ઉત્તેજન આપનાર બ્રાહ્મણોની સામે તેણે જોયું. તેઓએ કહ્યું, “ તે જ વાદને વળગી રહેવું જોઈએ. ” એટલે મૂઢતાથી વસુ રાજા કહેવા લાગ્યો, “ જે અર્થ પર્વતક કહે છે તે બરાબર છે. ” નારદે કહ્યું, “ રાજા ! પર્વતકનો પક્ષ તેં કર્યો; હજી પણ સત્યનું અવલંબન કર, કારણ કે હજી તું ભૂમિતલ ઉપર છે. ” છતાં ‘ તારો ઉદ્ધાર અમે કરીશું ’ એમ બોલતા બ્રાહ્મણોની પ્રેરણાથી વસુ બોલતો હતો ત્યાં જ રસાતલમાં પહોંચી ગયો. ‘ આ પર્વતે રાજાનો વિનાશ કર્યો ’ એ રીતે લોકોએ પર્વતકનો ધિક્કાર કર્યો. પછી નારદ ચાલ્યો ગયો.

આ પછી વસુરાજાના આઠ પુત્રોનો અનુક્રમે રાજ્યાભિષેક કરવામાં આવ્યો, પણ તે સર્વેનો દેવતાએ વિનાશ કર્યો. તે સમયે ‘ હવે મને સહાયક પ્રાપ્ત થયો છે ’ એમ વિચારતો મહાકાલ દેવ[1] બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને પર્વતકની પાસે આવ્યો. રડતા એવા તેને પર્વતકે પૂછ્યું, “ કેમ રડે છે ? ” એટલે તે બોલ્યો, “ સાંભળ, પુત્ર ! વિષ્ણુ, ઉદક, પર્વત, ક્ષીરકદંબ અને શાંડિલ્ય એ પ્રમાણે ગૌતમના પાંચ શિષ્યો હતા. તેમાંનો શાંડિલ્ય હું છું. ક્ષીરકદંબની સાથે મને અત્યંત પ્રીતિ હતી. તેને મરણ પામેલો સાંભળીને હું તારી પાસે આવ્યો છું. તેણે જે વિદ્યા શિખેલી હતી તે બધી હું તને શિખવીશ. ” પર્વતકે ‘ ભલે ’ કહીને એ વાત સ્વીકારી.

પછી દેવે શુક્તિમતી નગરીમાં મહામારી ફેલાવી, અને પશુવધના મંત્રો રચીને પર્વતને કહેવા લાગ્યો, “ પર્વતક ! પુત્ર ! લોકોને શાન્તિ કર, આ મંત્રો ભણ. ” ( પર્વતકે પશુવધ સહિત યજ્ઞો કર્યા. ) મહાકાલના સાઠ હજાર આભિયોગ્ય દેવતાઓ પર્વતકને ખાત્રી કરાવવા તે વખતે કહેવા લાગ્યા, “ અમે યજ્ઞના પશુઓ મરીને દેવતા થયેલ છીએ. ” વિમાનમાં બેઠેલા તે દેવોએ પોતાની જાતને બતાવી. લોકો વિસ્મય પામ્યા કે, “ અહો ! આશ્ચર્ય છે ! ” ઘેર ઘેર મહામારીનું પણ શમન થઈ ગયું. સદેહે વસુ પણ લોકોને બતાવવામાં આવ્યો. શાંડિલ્ય, દેવ અને પર્વતકના મંત્રપ્રભાવની લોકો ઉપર છાપ પડી ગઈ.

પછી મહાકાલ દેવે સગરના દેશમાં મહામારી ઉત્પન્ન કરી. સગરે સાંભળ્યું કે, “ ચેદી વિષયમાં શાન્તિકર્મ કરનારા બ્રાહ્મણો છે. ” પર્વતક અને શાંડિલ્યને અભ્યર્થના કરવામાં આવતાં તેઓ ત્યાં(સગરના દેશમાં)ગયા. ત્યાં પશુઓનાં બલિદાનથી શાન્તિકર્મ કર્યું. આભિયોગ્ય દેવોએ પોતાની જાત બતાવીને કહ્યું, “ અમે પશુઓ હતા, પણ પર્વતક સ્વામીએ મંત્રોથી અમારો વધ કરતાં દેવો થયા છીએ. ” આ પ્રત્યક્ષ દેવતા–સાન્નિધ્ય જોઈને સગર

૧. મધુપિંગલનો જીવ.

કહેવા લાગ્યો, "સ્વામી ! મારા ઉપર કૃપા કરો, જેથી હું સુગતિગામી થાઉં." શાંડિલ્યે કહ્યું, "રાજ્ય જીતતાં તને ઘણું પાપ થયું છે, માટે મનુષ્યો વિધિ વડે કરીને સ્વર્ગગામી કેવી રીતે થાય છે તે તું સાંભળ." પછી તેણે અશ્વમેધ, રાજસૂય વગેરે યજ્ઞ-વિધાનોની રચના કરી અને તેમનું સ્વર્ગગમનરૂપ ફળ થાય છે તેમ સંભળાવ્યું. સગરને, બીજા રાજાઓને તથા વિશ્વભૂતિ પુરોહિતને પણ તે ઉપર શ્રદ્ધા થઇ. સગરને તથા તેની પત્ની સુલસાને અશ્વમેધ યજ્ઞની દીક્ષા આપવામાં આવી. વિશ્વભૂતિ ઉપાધ્યાય પાસે ઘણાં પ્રાણીઓનો વધ કરાવવામાં આવ્યો. અશ્વમેધને અંતે સુલસાને કહેવામાં આવ્યું, "યોનિ વડે અશ્વનો સ્પર્શ કર, એટલે તારાં પાપ દૂર થઈ જશે અને તું સ્વર્ગમાં જઇશ." એ સમયે મહાકાલ દેવે તેને પ્રયત્નપૂર્વક પકડી રાખી અને સ્વયંવરમાં તેણે કરેલા મધુપિંગલના ત્યાગનું તેને સ્મરણ કરાવ્યું. તીવ્ર વેદના થતાં મૃદુ પ્રકૃતિને કારણે મરણ પામીને સુલસા ધરણની અગ્રમહિષી થઇ.

પછી સગરને રાજસૂય યજ્ઞની દીક્ષા આપવામાં આવી. તે વખતે ગંગા-યમુનાના સંગમ આગળ રાજપુત્ર દિવાકરદેવ,[1] નારદના કહેવાથી, યજ્ઞની સામગ્રી લઈને ગંગામાં ફેંકી દેવા લાગ્યો. શાંડિલ્યને સગરે પૂછ્યું, "યજ્ઞની સામગ્રી કોણ હરી જાય છે ?" શાંડિલ્યે કહ્યું, "દેવને પ્રસન્ન કરવા માટેની સામગ્રી અસહિષ્ણુ રાક્ષસો હરી જાય છે, માટે અહીં શ્રીઋષભસ્વામીની પ્રતિમા સ્થાપિત કરો." યજ્ઞના રક્ષણ નિમિત્તે ત્યાં પ્રતિમા સ્થાપવામાં આવી. એટલે દિવાકરદેવે નારદને કહ્યું, "આર્ય ! હવે આ પાપાચારીઓને હું વિઘ્ન કરી શકું તેમ નથી. વિદ્યાધરો જિનપ્રતિમાનો અપરાધ કરે તો તેમની વિદ્યાનો પ્રતિઘાત થાય છે. માટે હવે આપણે તટસ્થ રહીએ. આપણે આ દુષ્કૃત્યમાં શા સારુ સંબદ્ધ થઇએ ?" એમ કહીને તે નારદની સાથે ઊભો રહ્યો.

પછી શાંડિલ્યે સગરને કહ્યું, "હવે તમે ઈંટો બનાવો. વિવિધ જંગમ પ્રાણીઓને કાદવથી ભરેલી વાવોમાં નાખો. તેમનાં હાડકાં કોહી જાય ત્યારે બહાર કાઢો. જ્યારે એ હાડકાંઓ કૃમિપુંજ જેવાં બની જાય ત્યારે તે માટીથી ગાડાંનાં ચક્ર જેટલી મોટી ઈંટો બનાવો. એ ઈંટો જ્યારે પકવવામાં આવશે ત્યારે એક આંગળ ઓછી થશે" આ પ્રમાણે સગરને શિખવ્યું. ત્યાર પછી નિભાડો રચતાં થરેથરમાં ઘી, મધ, અને ચરબી નાખવામાં આવી. તેની ચીકાસ અને વાસથી સર્પો, કૃમિઓ અને કીડી જેવા જંતુઓ ત્યાં આવ્યાં. પછી આંગળીના ટેરવા ઉપર ઉભેલા માણસ જેટલી ઊંચાઈવાળી વેદિકા તે ઈંટો વડે બનાવવામાં આવી. ઓગણપચાસ દિવસ સુધી પ્રયાગ અને પ્રતિષ્ઠાનના[2] મધ્યમાં બકરાઓ,

૧. આ દિવાકર દેવ, સંદર્ભ ઉપરથી, કોઈ વિદ્યાધર લાગે છે. પાછળથી તે વેદશ્યામપુરનો રાજા થાય છે, તેથી ત્યાંના કપિલ રાજાનો પુત્ર તે કદાચ હોય.

૨. ગંગા નદીને કિનારે, અત્યારના અલ્હાબાદની સામે આવેલું જૂસી. આ સ્થળ હાલ પણ પ્રતિસ્થાપુર કહેવાય છે.

પાડાઓ અને પુરુષોનો વધ કરવામાં આવ્યો. આમાં દરરોજ પાંચ પાંચ પ્રાણીનો ઉમેરો કરવામાં આવતો. બીજો આદેશ એવો છે કે, ચાર સંધ્યાએ[1] પાંચ પાંચ પ્રાણીઓ વધારવામાં આવતાં. દક્ષિણાના લોભથી ઘણા દ્વિજો એકત્ર થયેલા હતા, તેઓ પર્વતક અને શાંડિલ્યની પ્રશંસા કરવા. લાગ્યા.

નારદે સગરને કહ્યું, " પર્વતકે વસુરાજાનો સર્વનાશ કર્યો છે, માટે તેનો ઉપદેશ સાંભળીને પાપકર્મ કરીશ નહીં. " સગર બોલ્યો, " શાંડિલ્યસ્વામી અને પર્વતક મારું અત્યંત હિત કરનારા છે. તેઓ જે ઉપદેશ કરે તે મારે માટે પ્રમાણભૂત છે. તારું વચન હું નહીં કરું. તારે જે વસ્તુની જરૂર હોય તે લઈને જા, ચાલ્યો જા. " આ પ્રમાણે જેની સાથેનો સ્નેહભાવ તોડી નાખવામાં આવ્યો છે એવો તે નારદ મનમાં દયા આણીને રાજપુત્ર દિવાકર દેવની સાથે ચાલ્યો ગયો. સગરને તથા બીજા રાજાઓને ( પશુવધમાં ) દૃઢ કરવા માટે મહાકાલ દેવે વસુને વિમાનમાં રહેલો બતાવ્યો. ' આમ કરવાનો વિધિ છે ' એમ કહીને વિશ્વભૂતિ પુરોહિતને તો તેણે મારી નાખ્યો. સગરે નરકનું ભાથું બાંધ્યું છે એમ જાણીને તથા ' મારા શરીરને હવે સ્વર્ગમાં લઈ જાઉં ' એમ ભાવીને તથા પોતાના વૈરનું કારણ સંભારીને મહાકાલ દેવે અંકમુખી, સેનમુખી, મહાચુલ્લી અને કિરાતરૂપિણી વિદ્યાઓ (સગર ઉપર) નાખી. ત્યાં સોમવલ્લી હતી, તે છેદીને સોમપાન કર્યું. આથી ત્યાં ફરતા ઘણા માણસો એ તીર્થને દિતિપ્રયાગ[2] કહેવા લાગ્યા. પણ તેનો ખરો અર્થ નહીં જાણનારાઓએ એ સ્થાનને ' પ્રયાગ ' તરીકે પ્રકાશિત કર્યું.

કુમાર દિવાકરદેવ વેદશ્યામપુરનો અધિપતિ થયો. બુધ અને વિબુધ એ સાધુઓને તે સમયે ગિરિતટ ગ્રામમાં[3] કેવલજ્ઞાનની ઉત્પત્તિ થઇ હતી. નજદીકમાં રહેલા દેવો મહિમા કરવાને માટે આવ્યા. દેવોદ્યોતથી વિસ્મિત થયેલો રાજા દિવાકરદેવ નારદની સાથે ત્યાં ગયો; અને કેવલીને વંદન કરીને સગરની ગતિ પૂછવા લાગ્યો. સગરનું નરકગમન તથા મહાકાલદેવે કરેલી વૈરશાન્તિ કેવલીએ કહી. તે સાંભળીને સંસારભ્રમણથી ભયભીત થયેલા નારદે દીક્ષા લીધી, બુધ અને વિબુધ કેવલીઓ સિદ્ધિમાં ગયા. આ તરફ નારદના પુત્રોને દિવાકરદેવે ગિરિતટ ગ્રામ આપ્યું. તેમણે બુધ અને વિબુધને ઓળખાવનારી પ્રતિમાઓ આયતનમાં સ્થાપિત કરી છે.

મહાકાલ દેવનું પરંપરાગત ચરિત્ર આ પ્રમાણે છે. શાંડિલ્યના મતને અનુસરતી ગ્રન્થરચના તે અનાર્ય વેદ છે.

---

૧. ચાર સંધ્યા–સવાર, બપોર, સાંજ અને મધ્યરાત્રિ.

૨. ' દિતિ 'નો અર્થ ' છેદન ' થાય છે.

૩. આ લંભકના પ્રારંભમાં આવતું ગિરિકૂટ ગ્રામ તે જ આ ગિરિતટ છે.

## વસુદેવનું વેદાધ્યયન અને તેની પરીક્ષા

નારદ અહીં રહેતો હતો. તેનો પુત્ર શારદ, અને તેનો પુત્ર બહુરત હતો. તે પછી મરુમરુક, મરુભૂતિ, નારદ, વિશ્વદેવ; સુરદેવ, (દેવદેવ) એ પરંપરાએ આ ગ્રામના સ્વામીઓ થયેલા છે. હે સ્કન્દિલ! દેવદેવની પરમ રૂપવતી પુત્રી સોમશ્રી કન્યાને બુધ અને વિબુધની સમક્ષ પ્રાકૃત માણસ વેદના વિષયમાં પરાજિત કરે એ શક્ય નથી."

આ સાંભળીને મેં ઉપાધ્યાયને કહ્યું, "બન્ને પ્રકારના વેદ હું ભણીશ, માટે એ બાબતમાં કૃપા કરો."

પછી (યોગ્ય સમયે) વેદવાદીઓ એકત્ર થતાં મને જોઈને દેવદેવ બ્રહ્મદત્તને પૂછવા લાગ્યો કે, "આ ક્યાંથી આવ્યા છે?" બ્રહ્મદત્તે કહ્યું, "તે મગધના વતની છે અને મારે ઘેર સ્વાધ્યાય નિમિત્તે રહે છે." એટલે દેવદત્ત બોલ્યો કે, "તમે મને કહ્યું નહીં, તે ઠીક ન કર્યું." પછી કોઇ પણ વેદવિદે પરીક્ષા આપવા માટે ઇચ્છયું નહીં. આખીયે સભા સ્તિમિત સાગરની જેમ સ્થિર થઈ ગઈ. ભોગિકે (ગામધણીએ) કહ્યું, "કોઇનો બોલવા માટે ઉત્સાહ ન હોય તો બ્રાહ્મણો જેમ આવ્યા છે તેમ પાછા જાય. ફરી પાછું સંમેલન થશે." એટલે મેં કહ્યું, "અધિકૃત પુરુષો મને ભલે પૂછે. કદાચ હું તેના જવાબ આપીશ." મને પૂછવામાં આવ્યું. મેં સ્વર સહિત અસ્ખલિત ઉચ્ચાર કર્યો, અને તેનો અમિથ્યા પરમાર્થ કહ્યો. પછી ભોગિકે કહ્યું, "હે વેદપારગામીઓ! સાંભળો. જે કોઇએ વિદ્યાભ્યાસ કર્યો હોય તે આ વેદપારગામી વૃદ્ધોની સમક્ષ પ્રશ્નોના જવાબ આપવા માટે આવે." પણ કોઈ વેદવિદે પરીક્ષા આપવાની ઇચ્છા કરી નહીં. સ્તિમિત સાગરની જેમ સભા મૌન રહી. પછી મને ઉપાધ્યાયે કહ્યું, "ભદ્રમુખ! પ્રશ્નોના ઉત્તર આપીને કન્યારત્નને પ્રાપ્ત કર." એટલે હું ઊઠ્યો અને જિનેશ્વરોને મેં પ્રણામ કર્યાં. અનુયોગમાં હાજરી આપવાને આવેલા ઘણા માણસોએ, કૌમુદીયુક્ત ચન્દ્ર સમાન અને ગ્રીવા ઉપર રહેલા યજ્ઞોપવીતથી પવિત્ર એવા મને જોયો. પછી મેં વેદાર્થપારગામી વૃદ્ધોને કહ્યું, "તમારો જે બાબતમાં સંશય હોય તે અથવા તમારે જે પૂછવું હોય તે પૂછો." મારી ગંભીર ઘોષવાળી વાચા સાંભળીને વિસ્મિત થયેલા, અનુયોગમાં એકત્રિત થયેલા માણસો કહેવા લાગ્યા, "એણે પૃચ્છાના અધિકારનું સન્માન કર્યું છે એમ સ્ફુટ વિષય અને અક્ષરવાળી એની વાણી જ કહે છે." પછી મને વૃદ્ધોએ કહ્યું, "હે પ્રિયસ્વરૂપ! કહે, વેદનો પરમાર્થ શો છે?" પછી મેં કહ્યું, "નૈરુક્તિકો કહે છે–विद् ક્રિયાપદ જ્ઞાનના અર્થમાં આવે છે; તેને જાણે છે, તે વડે જાણે છે અથવા તેને વિષે જાણે છે તેથી વેદ કહેવાય છે. તેનો અમિથ્યાવાદી અર્થ તે તેનો પરમાર્થ છે." વેદપારગામીઓ એથી પ્રસન્ન થયા, અને મને કહ્યું, "તેનું ફળ શું છે?" મેં કહ્યું, "વિજ્ઞાન એ એનું ફળ છે." તેઓએ કહ્યું, "વિજ્ઞાનનું ફળ શું છે?" મેં કહ્યું, "વિજ્ઞાનનું ફળ વિરતિ છે." તેઓએ કહ્યું, "વિરતિનું ફળ

શું છે ? ” મેં કહ્યું “સંયમ.” તેઓ બોલ્યા, “ સંયમનું ફળ શું છે ? ” મેં કહ્યું, “સંયમનું ફળ અનાસ્રવ છે. ” તેઓ બોલ્યા, “ અનાસ્રવનું ફળ શું છે ? ” મેં કહ્યું, “ અનાસ્રવનું ફળ તપ છે. ” તેઓ બોલ્યા, “ તપનું ફળ શું છે ? ” મેં કહ્યું, “ તપનું ફળ નિર્જરા છે. ” તેઓ બોલ્યા, “ નિર્જરાનું ફળ શું છે ? ” મેં કહ્યું, “ નિર્જરાનું ફળ કેવલજ્ઞાન છે. ” તેઓ બોલ્યા, “ કેવલજ્ઞાનનું શું ફળ છે ? ” મેં કહ્યું, “ કેવલજ્ઞાનનું ફળ અક્રિયા છે. ” તેઓ બોલ્યા, “ અક્રિયાનું ફળ શું છે ? ” મેં કહ્યું, “ અક્રિયાનું ફળ અયોગ છે. ” તેઓ બોલ્યા, “ અયોગતાનું ફળ શું છે ? ” મેં કહ્યું, “ સિદ્ધિગમન જેનું પર્યવસાન છે એવું અવ્યાબાધ સુખ તે અયોગતાનું ફળ છે. ”

## સોમશ્રીનું પાણિગ્રહણ

આ સાંભળીને વેદપારગામીઓ સન્તુષ્ટ થયા મુખ્ય સભાસદોએ એકી સાથે મને શાબાશી આપીને ગગન ગજાવી દીધું. પ્રસન્ન થયેલો ભોગિક ‘ તેત્રીસ દેવતાઓમાંનો આ નક્કી એક છે ’ એ પ્રમાણે મારી પ્રશંસા કરતો મને ઘેર લઇ ગયો, અને વસ્ત્રાભરણથી મારો સત્કાર કર્યો. શુભ દિવસે સોમશ્રીને તથા મને લગ્નની દીક્ષા આપવામાં આવી. અમને ચોરીમાં લઈ જવામાં આવ્યાં. ઉત્તમ મુખ, નયન, દાંત, હસ્ત, ચરણ, જઘન અને સ્તનકલશવાળી સોમશ્રીને મેં સ્નાન કરતા જોઇ. મને તેનું પાણિગ્રહણ કરાવવામાં આવ્યું. રતિની સાથે કામદેવ રમણ કરે તેમ તેની સાથે હું ક્રીડા કરવા લાગ્યો. બ્રાહ્મણો તો મને દેવતાની જેમ ગણવા લાગ્યા. બુધ–વિબુધના આયતનમાં કોઈ વાર બ્રાહ્મણો મને શાસ્ત્રવિષયમાં પ્રશ્નો પૂછતા હતા. તેમના ઉપર સરસાઇ ધરાવતો હું ચાર વેદમાં રહેલી વસ્તુનો નિર્ણય આપતો હતો. આ પ્રમાણે તે ગિરિતટ ગામમાં રહેતાં મારો કાળ સુખપૂર્વક વીતતો હતો.

---

( ૬ )

# મિત્રશ્રી–ધનશ્રી લંભક

એક વાર મેં ગામની બહાર ઇન્દ્રજાલિકને જોયો. તેણે વડના ઝાડ ઉપર રહેલા નાગકુમારોને બતાવ્યા. મેં વિચાર કર્યો કે, “ આ વિદ્યાધર કોઇ કારણથી અહીં આવેલો છે, માટે તેની સાથે સમાગમ કરવો જોઇએ. ” ફરી પાછો મેં તેને બુધ–વિબુધના આયતનમાં જોયો. તે આદરથી પુનઃ પુનઃ મને અવલોકવા લાગ્યો. ‘ એ જ તે વિદ્યાધર છે ’ એમ મેં તેને ઓળખ્યો અને પૂછ્યું, “ કહો, કેમ આગમન થયું છે ? અને શું કરવાનું છે ? ” આ સાંભળીને તેણે મને એકાન્તમાં કહ્યું, “ ભદ્રમુખ ! હું વિદ્યાધર છું. સુખના સાધનરૂપ અને ઉત્પતન અને નિષ્પતન ( આકાશમાં ઊડવું અને ત્યાંથી નીચે આવવું ) જેનાથી થઈ શકે છે એવી શુંભ અને નિશુંભ એ બે વિદ્યાઓ મારી પાસે છે. તે વિદ્યાઓ હું

તને આપું છું. તું જ તેને પાત્ર છે. એ માટેની બધી પૂજાસામગ્રી હું તને લાવી આપીશ. તું કાળી ચૌદશે એકલો મને મળજે. ૧૦૦૮ વાર જાપ કરીશ એટલે વિદ્યા તને સિદ્ધ થશે.” એ વસ્તુ મેં સ્વીકારી. ચૌદશને દિવસે મેં ઉપવાસ કર્યો. વિદ્યાઓ ગ્રહણ કરી. સોમશ્રીને મેં કહ્યું, “મેં કોઈ એક નિયમ રાખેલો છે, માટે આજે હું આયતનમાં રહીશ.” સોમશ્રીની રજા લઈને, તથા ‘આ વાત કોઈને કહીશ નહીં’ એમ તેને કહીને સંધ્યાકાળે હું નીકળ્યો.

પેલો વિદ્યાધર મને છિન્ન કટકવાળા( સીધા શિખરવાળા ) પ્રદેશમાં પર્વતની ગુફામાં લઈ ગયો. ત્યાં બલિવિધાન કર્યું. પછી તેણે મને કહ્યું, “વિદ્યાનું આવર્તન કરજે. ૧૦૦૮ આવર્તનો પૂર્ણ થશે, એટલે વિમાન આવશે, તેમાં નિઃશંક થઈને બેસજે. વિમાન સાત-આઠ માળ જેટલે ઊંચે જાય એટલે તારી ઇચ્છાથી નિવર્તની વિદ્યાનું આવર્તન કરજે, એટલે વિમાન નીચે આવશે. આ વિદ્યા તને સિદ્ધ જ થઈ છે એમ માન. હું થોડેક દૂર તારી રક્ષા નિમિત્તે બેસીશ.” આમ કહીને તે ચાલ્યો ગયો. હું પણ એકચિત્ત થઈને વિદ્યાનો જાપ કરવા લાગ્યો. ઘંટડીના સમૂહનો રણકાર કરતું તથા વિવિધ કુસુમમાળાઓથી સુગંધી એવું વિમાન ઊતરી આવ્યું. તેની મધ્યમાં આસન હતું. મેં વિચાર્યું, “મારી વિદ્યા સિદ્ધ થઈ છે, માટે આ વિમાનમાં બેસું.” એમ નિશ્ચય કરી હું વિમાનમાં બેઠો. પછી વિમાન ધીરે ધીરે ઊંચે ઊડ્યું. થોડે દૂર સુધી ઊડીને તે પર્વતના શિખરના સમ ભાગમાં આવ્યું, એમ મને લાગ્યું. પછી તે એક દિશા તરફ આગળ વધ્યું, અને નીચાઊંચા પ્રદેશમાં અથડાતું ચાલવા લાગ્યું. મને ચિન્તા થઈ, “આ વિમાન પર્વતની ભીત્તિને અનુસરે છે, તથા નીચે-ઊંચે આખડતું ચાલે છે, માટે આ કોઈનો ( મારી સામે ) પ્રયોગ હશે. માટે હવે અવપતની વિદ્યાનું આવર્તન કરું.” અવપતનીનું આવર્તન કર્યા છતાં વિમાન તો આગળ ચાલવા લાગ્યું. પરિશ્રમથી પેદા થયેલો મનુષ્યોના ઉચ્છવાસનો શબ્દ પણ મેં સાંભળ્યો. પ્રભાત થયું, એટલે મેં જોયું કે મનુષ્યો ક્યાંય અટક્યા વગર મને ક્યાંક ઊપાડી જતા હતા. મેં વિચાર્યું, “કોઈના કહેવાથી કોઈ પુરુષે તૈયાર કરેલું આ કૃત્રિમ વિમાન દોરડાંથી નીચે ઊતારેલું હોવું જોઈએ.” પછી હું વિમાનમાંથી નીચે ઊતર્યો. ‘દેવ! ડરશો નહીં, નાસી જશો નહીં, અમે તમારી પાછળ આવીએ છીએ એ સ્થિતિમાં તમે ક્યાં જઈ શકવાના છો?’ એમ બોલતા મનુષ્યો મારી પાછળ પડ્યા. હું પણ જોરથી નાસવા લાગ્યો. જ્યાં તેઓ મંદ પડતા ત્યાં હું વિશ્રામ લેતો. આ પ્રમાણે ઘણીવાર સુધી તેઓ મારી પાછળ પડ્યા, પણ મને પકડી શક્યા નહીં.

આ પ્રમાણે દૂર સુધી ભમીને પાછલા પહોરે સૂર્યાસ્તની વેળાએ થાકેલો હું તિલવસ્તુક નામે સંનિવેશ આગળ પહોંચ્યો. પણ તેના દરવાજા બંધ હતા, અને માણસો કોઈને પ્રવેશવા દેતા નહોતા. મેં કહ્યું, “હું માર્ગમાં થાકેલો બ્રાહ્મણ છું, માટે મને પ્રવેશવા

દો." તેઓએ કહ્યું, "અમને પુરુષાદ-મનુષ્યભક્ષકનો ડર લાગે છે. બ્રાહ્મણ કે શ્રમણ ગમે તે હોય, જે અસુરી વેળાએ બહાર નીકળે છે તેને, તે ચીસો પાડતો હોય એવી સ્થિતિમાં, રાક્ષસ ખાઈ જાય છે." આ પ્રમાણે તે ગામડિયાઓને દયા વગરના જાણીને, ગામથી થોડેક દૂર આયતન હતું ત્યાં હું ગયો. તેમાં પ્રવેશ કરીને, દ્વાર બંધ કરીને હું સૂઇ ગયો. અર્ધરાત્રિએ એક પુરુષ ત્યાં આવ્યો અને તે મોટા શબ્દથી કહેવા લાગ્યો, "પથિક! દ્વાર ઊઘાડ, જેથી કમાડ ભાંગીને હું તારો વધ ન કરું." તે શબ્દથી હું જાગી ઊઠ્યો. મેં કહ્યું, "ચાલ્યો જા, મારી ઊંઘ ન બગાડ; નહીં તો હું તને શિક્ષા કરીશ." એટલે ક્રોધ કરીને તે વધારે મોટા સાદથી બૂમો પાડવા લાગ્યો. પછી મેં કમાડ ઊઘાડ્યું, ત્યાં હાથમાં દંડો લઇને ઊભેલા, મોટી કાયાવાળા, નગ્ન, જેના નખ, કેશ અને દાઢી વધી ગઈ હતી એવા, ભયાનક દાંતવાળા, મનુષ્યની ચરબીની ચીકણી વાસવાળા, અને મોટા ખભાને કારણે ભયંકર દેખાવવાળા પુરુષને મેં જોયો. પોતાનો મોટો કેશપાશ ધુણાવીને તેણે દંડાનો ઘા કર્યો, પણ મેં તે ચુકાવ્યો. મેં તેને ગરદનથી પકડ્યો. પછી અમારું મુષ્ટિયુદ્ધ થયું. મેં પ્રહાર કરતાં તે મોટા સાદે બરાડવા લાગ્યો, અને પાછો હઠીને ફરી ફરી ધમાલ કરવા લાગ્યો. તેના ગાત્રનો સ્પર્શ ચુકાવતો હું પણ તેને મુષ્ટિઓથી અને અગ્રહસ્તથી અટકાવતો હતો. તેના બરાડાના શબ્દથી ગામલોકો જાગ્યા તથા પટહનો અવાજ તથા કોલાહલ કરવા લાગ્યા. પછી પેલાએ મને પકડ્યો. 'આનો ખરેખર પરાભવ કરવો જોઇએ' એમ વિચારીને તે મનુષ્યભક્ષીને મેં બે હાથથી દબાવ્યો, એટલે લોહી ઓકતો તથા મોટા સાદે ચિત્કાર કરતો તે નીચે પડ્યો. હું પણ પાછો દેવકુલમાં ગયો, અને 'પ્રભાતમાં સ્નાન કરીશ' એમ વિચારીને ત્યાં જ રહ્યો.

પ્રભાતમાં ઘણા ગામલોકો હથિયાર સાથે બહાર નીકળ્યા. ગેરુ-ધાતુથી વિભૂષિત જાણે હાથી પડ્યો હોય એવા મનુષ્યભક્ષીને તેમણે દેવકુલની બહાર પડેલો જોયો. એટલે તેઓએ સાદ કર્યો. મેં પણ લોકોને જોયા અને હું બહાર નીકળ્યો. 'દેવ! ઘણાં હજાર વર્ષ સુધી આપ જીવતા રહો!' એમ કહીને તેઓએ એકી સાથે મને પ્રણામ કર્યાં. તેઓ બોલ્યા, "આપ બૂમો પાડતા હતા એમ કલ્પીને અમે માન્યું કે રાક્ષસ બ્રાહ્મણને ખાઇ ગયો છે. પણ સ્વામી! આપ તો દેવ છો, કેમ કે આ પ્રદેશના અકાલમૃત્યુરૂપ આ મનુષ્યભક્ષકનો આપે નાશ કર્યો છે." પછી સન્તુષ્ટ થયેલા તેઓએ સંનિવેશની બહાર એકસો આઠ કલશવડે મંત્રથી પવિત્ર કરેલા પાણીથી, પહેલાં બ્રાહ્મણોદ્વારા અને ધવલ વસ્ત્ર પહેરેલી વૃદ્ધાઓદ્વારા મને સ્નાન કરાવ્યું. પછી વિચિત્ર વસ્ત્ર, માલ્ય અને અનુલેપનવાળી કન્યાઓએ દિશાદેવતાઓની જેમ આવીને મને વસ્ત્રાભરણથી વિભૂષિત કર્યો, અને વાદિત્રોના મોટા નિનાદ સાથે જેને ધોળા બળદ જોડેલા હતા એવા રથમાં મને બેસાડવામાં આવ્યો. મંગલ વચનોવડે અભિનંદિત થયેલો હું જેમાં તોરણ બાંધવામાં આવ્યાં હતાં તથા પતાકાની માળાઓની શોભા કરવામાં આવી હતી એવા તિલવસ્તુકમાં પ્રવેશ્યો. જ્યાં વન્દનમાલા બાંધવામાં આવી

હતી તથા પૂર્ણ કશલવડે જેને સુશોભિત કરવામાં આવ્યો હતો એવા આવાસના દ્વાર આગળ હું રથમાંથી ઊતર્યો. જ્યાં શયન અને આસનની વ્યવસ્થા કરવામાં આવી હતી એવા આવાસમાં હું પ્રવેશ્યો. આસન ઉપર હું બેઠો. પછી ગામના મોટેરાઓ અંદરોઅંદર વાતચીત કરીને માળાઓવડે અલંકૃત એવી રૂપવતી કન્યાઓને દક્ષિણા સહિત મારી પાસે લાવ્યા; અને મને વિનંતી કરવા લાગ્યા, “સ્વામી ! આપે જેમને ઉગાર્યા છે એવા અમે આજથી આપના આજ્ઞાવર્તી છીએ. આ કન્યાઓ ઉત્તમ કુલમાં જન્મેલી છે. તેઓ આપની શુશ્રૂષા કરનારીઓ ભલે થાય. કૃપા કરો.” એટલે મેં કહ્યું, “સાંભળો, આ બ્રાહ્મણ તો સ્વાધ્યાય નિમિત્તે બહાર નીકળેલો છે, માટે મારે કન્યાઓની જરૂર નથી. તમે આટલું માન આપીને ખરેખર મારો સત્કાર કર્યો છે. તમારું જે કલ્યાણ તેમાં જ મારી પ્રસન્નતા છે. આ કન્યાઓ સુખભાગિનીઓ થાઓ.” આમ કહીને એ કન્યાવૃન્દને મેં રજા આપી. તેઓ મારા ઉપર દેવની જેમ પુષ્પવૃષ્ટિ કરીને પોતપોતાને ઘેર ગઇ. પછીના કાળે બીજા પુરુષોને આપવામાં આવી હોવા છતાં ‘એ ( વસુદેવ ) જ અમારો પતિ છે’ એમ માનતી તેઓ પોતાના પતિને પણ ઇચ્છતી નહોતી.

વૃદ્ધોને મેં પૂછ્યું, “આ પુરુષાદ કોણ હતો ?” તેઓએ કહ્યું, “સાંભળો—

## મનુષ્યભક્ષક સોદાસની પૂર્વકથા

“કાંચનપુરના અધિપતિ રાજાનો સોદાસ નામે એક માંસલુબ્ધ પુત્ર હતો. રાજાએ એક વાર અભયઘોષણા કરી. એટલે સોદાસના માણસો કુમારના માંસને માટે વંશગિરિ ઉપરથી મયૂરો લાવવા લાગ્યા. એક વાર તેના રસોયાનું ધ્યાન બીજી તરફ હતું ત્યારે કાપેલા મોરને બિલાડો લઇ ગયો. એટલે ભયભીત થયેલો તે રસોઇઓ કુમારને માટે માંસ મેળવવા ‘ભક્ષ્ય અથવા અભક્ષ્ય એવું માંસ ક્યાં મળશે ?’ એમ વિચારતો બહાર નીકળ્યો. તેણે ખાઇમાં તુરતના મરણ પામેલા એક બાળકના શરીરને જોયું. તેનું માંસ તેણે સંસ્કાર્યું અને ભોજનકાળે કુમાર સોદાસને આપ્યું. ‘સ્વાદિષ્ટ છે’ એમ બોલતા તેણે ભોજન કર્યા પછી રસોયાને કહ્યું, “તને આવું રાંધતાં આવડે છે, છતાં પહેલાં તું આવું કેમ પકાવતો નહોતો ?” તેણે અભયવચન માગીને વિનંતી કરી, “સ્વામી ! એકાન્તમાં આપને એનું કારણ કહીશ.” પછી તેણે હાથ જોડીને બધી હકીકત કહી સંભળાવી. આ સાંભળી સોદાસ પ્રસન્ન થયો અને રસોયાનો સત્કાર કરીને તેણે કહ્યું, “સૌમ્ય ! હવે બીજા માંસની જરૂર નથી; દરરોજ ( મનુષ્યમાંસ મેળવવા માટે ) પ્રયત્ન કરો.” પછી સોદાસના માણસો સ્વયંમૃત બાળકોની શોધ કરવા લાગ્યા, અને તે ન મળતાં છાની રીતે બાળકોને મારવા લાગ્યા. સોદાસ પણ મનુષ્યમાંસમાં લુબ્ધ થઇ બીજા માંસની ઇચ્છા કરતો નહોતો. પરન્તુ આ રીતે (બાળકોનો વધ થતાં) નગરજનોને ઉપદ્રવ થવાથી રાજાએ છાની રીતે રક્ષકો નીમ્યા. તેઓએ કુમારના માણસોને પકડ્યા. તેઓને

પૂછતાં તેમણે કહ્યું, "સોદાસ સ્વામીની આજ્ઞાની અનાથ મૃતકોનું અથવા જીવતાં માણસોને મારીને તેમનું પણ માંસ અમે લાવીએ છીએ." આ બાબત ઉપર વિચાર કરીને ક્રોધે ભરાયેલા રાજાએ સોદાસને દેશપાર કર્યો. પછી તે એકલો કોઈને મારીને કાચું અથવા પકાવેલું મનુષ્યમાંસ ખાવા લાગ્યો અને રાક્ષસથી અધિષ્ઠિત થયેલો તે ભમતો ભમતો આ પ્રદેશમાં આવ્યો. આ પ્રદેશના માણસોએ તેના ભયથી અહીં–આ સંનિવેશમાં–વસતિ કરી. જેને તે જોતો તેને દંડાના એક જ પ્રહારથી મારીને એનું ભક્ષણ કરતો હતો અને હથિયારબંધ માણસની પણ પરવા કરતો નહોતો. તેમાંથી અમને લોકોને આપે ઉગાર્યા છે."

પછી મારે માટે ભોજન લાવવામાં આવ્યું. ત્યાં એકત્ર થયેલા દીન–અનાથોને મેં ભોજન આપ્યું, અને આપતાં વધેલું મેં ખાધું. પછી ત્યાં રહીને હું નીકળ્યો અને અચલ ગ્રામ ગયો. ત્યાં રાજમાર્ગ ઉપર એક સાર્થવાહની દુકાને હું ગયો. તેણે ઊઠીને મને આસન આપ્યું. થોડીક વારમાં જ તેને ઘણો લાભ થયો. તે મને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં વિધિપૂર્વક મને સ્નાન કરાવ્યું. ભોજન લઈ રહ્યા પછી તે પ્રણામ કરીને મને કહેવા લાગ્યો–

"સાંભળો, સ્વામી! હું ધનમિત્ર નામે વૈશ્ય છું. સમાન કુળમાં ઉત્પન્ન થયેલી મારી શ્રી નામે પત્ની છે. તેનાથી જન્મેલી મારી મિત્રશ્રી નામે કન્યા છે. તે કન્યાને માટે મેં નૈમિત્તિકને પૂછ્યું હતું કે, "આ કન્યાને તું જો; એનું ભાવી કેવું છે?" તેણે લક્ષણો જોઈને કહ્યું, "આ પૃથ્વીપતિની ભાર્યા થશે." મેં પૂછ્યું, "તે ક્યાં છે? અને તેને કેવી રીતે ઓળખવો?" નૈમિત્તિકે કહ્યું, "જે પુરુષ તારી પાસે બેસતાં તને લાખગણો લાભ થાય તેને તું ઓળખી લેજે." માટે આ કન્યા આપની શુશ્રૂષા કરનારી થાઓ."

## મિત્રશ્રી અને ધનશ્રીનું પાણિગ્રહણ

પછી શુભ દિવસે લગ્નવેળાએ શિરીષપુષ્પ સમાન સુકુમાર શરીરવાળી, સરસ કમળ સમાન નયનોવડે મોહક મુખવાળી, મુખકમલના ભૂષણરૂપ કાળી કીકીઓ વડે અલંકૃત નયનયુગલવાળી મિત્રશ્રીને મારી પાસે લાવવામાં આવી. વિધિપૂર્વક પાણિગ્રહણ થયા પછી સાર્થવાહે અમને સોળ કોટિ ધન આપ્યું. પછી તે મધુરતરભાષિણી મિત્રશ્રીની સાથે હું રમણ કરવા લાગ્યો.

તે સાર્થવાહના ઘરની પાસે સોમ નામે બ્રાહ્મણની પત્ની સુનંદા નામે બ્રાહ્મણી રહેતી હતી. તેને પાંચ પુત્રોની પછી જન્મેલી બ્હેન એવી ધનશ્રી નામે પુત્રી હતી. સુનંદાનો એક પુત્ર મેધાવી હોવા છતાં તોતડો હતો. આથી મિત્રશ્રી મને કહેવા લાગી, "આર્યપુત્ર! સોમનો પુત્ર આ છોકરો વેદ ભણવાને અશક્ત છે. આથી બ્રાહ્મણો દુઃખી થાય છે. તે અધ્યયન કરવાને યોગ્ય થાય એવી તેની ચિકિત્સા તમે કરી શકશો?" મેં કહ્યું, "તારા પ્રિય નિમિત્તે તેને ગ્રહણ કરીશ–તેનો ઉપચાર કરીશ." પછી મેં કાતરથી શીઘ્રતાપૂર્વક તે છોકરાનો કૃષ્ણ જિહ્વાતંતુ કાપી નાખ્યો; અને તેના ઉપર રૂઝ કરનાર

ઔષધો ચોપડ્યાં. એટલે તે વિશદ વાણીવાળો થયો. સન્તુષ્ટ થયેલા બ્રાહ્મણો મધુમાસની વનશ્રી જેવી સ્વરૂપવાન ધનશ્રીને મારી પાસે લાવ્યા અને કહેવા લાગ્યા, "દેવ! પુત્રની ચિકિત્સા કરીને તમે અમને જીવાડ્યા છે." પછી તે બાળકને મેં વેદ ભણાવ્યો. થોડા સમયમાં તેણે ઘણું શીખી લીધું. પછી મિત્રશ્રી અને ધનશ્રી એ બન્નેની સાથે ક્રીડા કરતો હું કેટલોક સમય ત્યાં રહ્યો.

---

## ( ૭ )

## કપિલા લંભક

અમારો પરસ્પરમાં સ્નેહયુક્ત વિશ્વાસ થયો, એટલે તે બે જણીઓએ-મિત્રશ્રી અને ધનશ્રીએ મને પ્રશ્ન કરતાં મેં મારી ઉત્પત્તિ અને સ્વચ્છંદવિહારની વાત કહી. આથી તેઓ સન્તોષથી વૃદ્ધિંગત શોભાવાળી થઇ.

એક વાર હું તેમને છોડીને વેદશ્યામપુર ગયો. ત્યાં નગરની બહાર વિશ્રામ લેવાનું વિચારી હું ઉદ્યાનમાં પ્રવેશ્યો. ત્યાં એક વૃદ્ધા અને નાનાં બાળકો સહિત રહેલી, જાણે ઉપવનની દેવતા હોય તેવી, પોતાના હૃદયમાં રહેલી કોઇ વસ્તુનું ચિન્તન કરતી, અને લેપ્યમય યુવતીની જેમ ધ્યાન કરીને બેઠેલી એક યુવતીને મેં જોઇ. મને જોઇને તે એકદમ ઊઠી અને મને આલિંગન કરીને રડતી રડતી બોલી, "સહદેવ! વહાલા દિયર! તું ક્યાંથી આવ્યો?" પછી કુસુમિત અશોકવૃક્ષનો છાયામાં બેઠેલા મને તે કહેવા લાગી, "અહીં કપિલ રાજાનો મહાશ્વપતિ વસુપાલિત નામે મારો પિતા છે. તેની પુત્રી હું વનમાલા નામે છું. કામરૂપ દેશમાંથી રાજાની આજ્ઞાથી દૂત તરીકે આવેલા કામરૂપવાસી સુરદેવને મને પિતાએ આપી હતી. મને લઇને સુરદેવ પોતાને ઘેર ગયો. પછી હે સહદેવ! તું પ્રવાસમાં હતો તે સમયે પિયર સંભારતી એવી મને સુરદેવ કેટલોક સમય થયાં અહીં લાવ્યો. થોડોક કાળ ગયા પછી તે સુરદેવ પોતાના અને મારા મંદ ભાગ્યને કારણે મરણ પામ્યો. તેથી અત્યંત દુઃખ પામેલી અને ઘરમાં શાન્તિ નહીં પામતી હું આ બ્હેરી વૃદ્ધા અને છોકરાંઓની સાથે મારો શોક દૂર કરવાને આ ઉદ્યાનમાં આવી છું. તને મેં જોયો, એટલે હવે હું ધીરજ ધારી શકીશ." આ પ્રમાણે તેણે કહ્યું. હું પણ 'હું, હું' એમ (હુંકારો) કરતો હતો.

પછી મેં વિચાર કર્યો, "આ સ્ત્રીએ દિયરનું નાટક તો કર્યું, તો પછી હવે તેનું પરિણામ પણ જોઉં." તેણે મને કહ્યું, "ચાલો, આપણે ઘેર જઇએ." પછી અમે વેદશ્યામપુરના મધ્યમાં થઇને ચાલ્યા. 'આ દેવરૂપી કોણ હશે?' એ પ્રમાણે બોલતા વિસ્મિત થયેલા લોકો મને જોતા હતા. પછી હું વસુપાલિતના ઘરમાં પ્રવેશ્યો. ઘરનાં

માણસોને વનમાલા કહેવા લાગી, "ઘણા કાળથી પ્રવાસે ગયેલા આ મારા દિયર સહદેવને આજે મેં જોયા છે." તુષ્ટ થયેલાં ઘરનાં માણસો આશ્ચર્યથી મારા તરફ જોવા લાગ્યાં. પાદશૌચ કર્યા પછી મને તૈલાભ્યંગ, સંમર્દન, પ્રઘર્ષણ અને સ્નાન વનમાલા પોતે જ કરાવવા લાગી. ગાત્રો ઉપર તૈલાભ્યંગ થઈ રહ્યા પછી મેં વસ્ત્ર પહેર્યાં, પણ વસુપાલિતને આવતાં મોડું થવાથી મારે માટે ભોજન લાવવામાં આવ્યું. ભોજન કર્યા પછી હું આસન ઉપર બેઠો. પછી વસુપાલિત આવ્યો. તેણે જાણે કે દર્શનથી જ મને પ્રણામ કર્યાં. વનમાલાએ તેને કહ્યું "તાત ! આ મારા દિયર સહદેવ છે." વસુપાલિત બોલ્યો, "તેમનું સ્વાગત હો." ફરી ફરી તે મારી તરફ જોવા લાગ્યો. પછી વનમાલા બોલી, "તાત ! તમને આવતાં મોડું થયું, તેથી સહદેવે જમી લીધું. કયી વાતમાં તમને રોકાણ થયું હતું ?" વસુપાલિતે કહ્યું, "તેમણે જમી લીધું એ સારું કર્યું. મારા રોકાણનું કારણ તમે સાંભળો—

"કપિલ રાજાને એક વાર ભૃગુ નૈમિત્તિકે કહ્યું હતું કે, "રાજન્ ! શાસ્ત્રકારોને અનુમત એવાં લક્ષણોવાળી કપિલા કન્યા અર્ધભરતાધિપતિના પિતાની ભાર્યા થશે." રાજાએ પૂછ્યું, "તે ક્યાં હશે ? અને તેને કેવી રીતે ઓળખવો ?" નૈમિત્તિક બોલ્યો, "નિમિત્તના બળથી હું કહું છું. જે સ્ફુલિંગમુખ અશ્વને કેળવે તેને (કન્યાના વર તરીકે) ઓળખજે. તે અત્યારે ગિરિકૂટમાં દેવદેવના ઘેર રહે છે." તે વચન ગ્રહણ કરીને મહામૂલ્યવાન વસ્ત્રાભરણવાળા કુશળ મનુષ્યોને રાજાએ કહ્યું, "તે ન જાણે તેવી રીતે ગિરિકૂટથી તેને અહીં કોણ લાવશે ?" ઇન્દ્રશર્મા ઐન્દ્રજાલિકે એ વાત સ્વીકારીને કહ્યું, "નૈમિત્તિકે કહેલા જમાઇને હું અહીં લાવીશ." પછી તે ઐન્દ્રજાલિક પોતાના પરિવાર સહિત ગયો અને આજ ઘણે કાળે પાછો આવીને રાજાને કહેવા લાગ્યો, "દેવ ! હું ગિરિકૂટ ગયો હતો. ત્યાં પૃથ્વીતલના તિલક સમાન અને મનને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર તેને મેં જોયો. વિદ્યાસાધનના બહાના નીચે મેં તેને ગામમાંથી પર્વત-કટકના પ્રદેશમાં આણ્યો. ત્યાં તેને દોરડાં બાંધીને લટકાવેલા યન્ત્રમય વિમાનમાં બેસાડ્યો. આકાશમાં ઊડવાને માટે બેઠેલા તેને અમે નિષ્પન્દ રીતે લઈ જતા હતા. પણ 'મારું હરણ થાય છે' એમ પ્રભાતે જાણીને તે (વિમાનમાંથી ઉતરીને) નાસી ગયો, અને તેના દોડવાના વેગને કારણે અમે તેને પકડી શક્યા નહીં. તેની શોધમાં ભમતાં અમને આટલો કાળ લાગ્યો, પણ તેના કોઈ સમાચાર નહીં મળવાથી અમે પાછા વળ્યા છીએ." તેની આ વાત સાંભળીને ઉદાસ થયેલો રાજા 'હવે તેની પ્રાપ્તિ કેવી રીતે થશે ?' એમ વિચાર કરતો બેઠો. તેની પાસે હું પણ બેઠો હતો. રોકાણનું આ કારણ હતું." આ પ્રમાણે વસુપાલિતે વનમાલાને કહ્યું.

તેનાં આ વચન સાંભળી મને વિચાર થયો કે, "હવે તો અહીં રહેવાનું થયું." બીજે દિવસે વસુપાલિતની સમક્ષ વનમાલા મને કહેવા લાગી "સહદેવસ્વામી ! સ્ફુલિંગ-મુખ અશ્વને તમે દમી શકશો ?" મેં કહ્યું, "અશ્વને જોઇને તેની પ્રકૃતિ જાણી શકાય

છે.” વસુપાલિતે કહ્યું, “તમારી ઇચ્છા પ્રમાણે અશ્વને જુઓ.” પછી ખિલતાં કુમુદના પત્રરાશિ સમાન (લાલ), ઉત્કૃષ્ટ પ્રમાણવાળા, પંચોતેર આંગળ ઊંચા, એક સો આઠ આંગળ લાંબા, બત્રીસ આંગળના મોઢાવાળા, શુદ્ધ આવર્તવાળા, ઉત્તમ ખરી, કાન, કેશ, અવાજ, આકૃતિ, નયન અને જંઘાવાળા અને અત્યંત તેજસ્વિતાને કારણે જેના ઉપર સવારી ન કરી શકાય એવા સ્ફુલિંગમુખને મેં જોયો. તેને જોઈને મેં કહ્યું, “અશ્વનું દમન કરવાને હું શક્તિમાન છું.” વસુપાલિત બોલ્યો, “રાજાએ મને પહેલાં આજ્ઞા કરેલી છે કે-જે માણસ અશ્વને દમવાને ઇચ્છતો હોય તેના સંપૂર્ણ કબજામાં અશ્વ આપવો; અને જ્યારે અશ્વનું દમન થાય-કેળવાય ત્યારે મને ખબર આપવી; માટે મારે આ બાબતમાં શું કરવું તેની સૂચના આપો.” મેં તેનું (આ પ્રસંગનું) બલિવિધાન સૂચવ્યું, અને સાંકળો સાથે બાંધેલી ચાર ક્રૌંચમુખી સોયો કરાવવાનું કહ્યું. વસુપાલિતે મારી સૂચના પ્રમાણે કર્યું. મંગલ વિધિ કરીને હું પણ સ્ફુલિંગમુખ ઉપર બેઠો. ચાર સોયો સાંકળમાં બાંધીને પલાણનાં ચાર અંગોમાં મૂકી. પછી અશ્વ સૂવા જતો ત્યારે સોય વાગતાં તે ઊભો થઇ જતો. દોડે ત્યારે (સાંકળ ખેંચવાથી) ઊભો રહેતો; અને તેને કંઇ પીડા ન થતી. જ્યારે અશ્વ ઊભો રહેવાની ઇચ્છા કરતો ત્યારે હું તેને ચલાવવાનું શરૂ કરતો. ગોખમાં બેઠેલો રાજા આ જોતો હતો. શિક્ષાકુશળ ઉપાધ્યાયવર્ગ તથા શાબાશીનાં વચનોથી જેમનાં મોં ભરાઈ ગયાં છે એવા વિસ્મિત થયેલા લોકો મારી પ્રશંસા કરવા લાગ્યા. પછી સ્ફુલિંગમુખ અશ્વને મેં કેળવ્યો અને રાજાને સન્તોષ આપ્યો. મને જોઇને ઇન્દ્રશર્મા પગે પડ્યો અને કહેવા લાગ્યો, “આપનું મહત્ત્વ નહીં જાણતા એવા અમે ગિરિતટમાં જે ચેષ્ટા કરી હતી તે માટે આપ ક્ષમા કરો.”

## કપિલાનું પાણિગ્રહણ

પછી શુભ દિવસે કપિલા રાજકન્યાને અને મને વિવાહ-દીક્ષા આપવામાં આવી. સ્વચ્છ કનકથી નિર્મિત થયેલી જાણે દેવતા હોય તેવી, અનિર્વચનીય મનોહર શરીરવાળી અને શરદકાળના પ્રસન્ન સરોવરના કોમળ કમળ સમાન વદનવાળી કન્યાને મારી પાસે લાવવામાં આવી. પછી પુરોહિતે અગ્નિમાં વિધિપૂર્વક હોમ કર્યો. કપિલ રાજાએ કપિલા રાજકન્યાનું મારી સાથે પાણિગ્રહણ કરાવ્યું. પછી પરમ પરિતોષથી જેનાં બે નયનો વિકસિત થયાં છે એવા મેં અગ્નિની પ્રદક્ષિણા કરી, અને તેમાં લાજાંજલિઓ નાખી. (આટલું ઓછું ધન આપવાથી જાણે) શરમાયેલા કપિલ રાજાએ અમને બત્રીસ કોટિ ધન આપ્યું. લગ્ન પછી ધ્રુવદર્શનથી પ્રસન્ન થયેલો હું કપિલ રાજાના ગૃહમાં કપિલાની સાથે આનંદપૂર્વક રહેવા લાગ્યો. કપિલનો અંશુમાન નામે કુમાર હતો. તે વિનયશાળી હતો અને મારી સેવા કરતો હતો. એને હું કલાઓના વિષયમાં વિશેષતા શિખવતો હતો. કપિલાના ગુણમાં આસક્ત અને નિરુત્સુક-સુખી એવા મારો કાળ વીતતો હતો. તેને મારાથી કપિલ નામે કુમારનો જન્મ થયો.

## ( ૮ )

## પદ્મા લંભક

એક વાર માવત એક વનહસ્તીને લઇ આવ્યો. ઉન્નત મુખવાળા, પ્રમાણયુક્ત અને રૂપાળી સૂંઢવાળા, ધનુષના જેવી કમાનદાર આકૃતિયુક્ત વિશિષ્ટ પીઠવાળા, કાચબાના જેવા આકારયુક્ત અને ધોળા નખવડે અલંકૃત સુન્દર ચરણવાળા, વરાહના જેવા જઘન-ભાગવાળા, ઉત્તમ બકરાના જેવી બહુ મોટી નહીં એવી કુક્ષિવાળા, આગળથી સહેજ ઉન્નત અને સુન્દર વર્ણયુક્ત દંતુશળવાળા, સરસ દાડિમ–પુષ્પના સમૂહ જેવી કાન્તિ ધારણ કરનાર અધરવાળા તથા સરલ, એકસરખા અને ઉત્તમ વાળવાળા તે હાથીને મેં જોયો. તેને જોઇને મેં વિચાર કર્યો, “ આ હાથી ભદ્ર જાતિનો અને સારી રીતે કેળવી શકાય એવો છે. ” પછી મેં અંશુમાનને પૂછ્યું, “ આ હાથીને હું ગ્રહણ કરું ? ” તેણે મને વાર્યો અને કહ્યું, “ એ વાતથી બસ કરો. ” કપિલ રાજાએ પણ મને વાર્યો, છતાં હું (મહેલમાંથી) નીચે ઊતર્યો અને હાથી પાસે ગયો. હાથીને મેં થાબડ્યો, એટલે તે પાછો વળ્યો. હું પણ શીઘ્રતાથી બીજી બાજુએ વળી ગયો, એટલે તે ચક્રાકારે ભમવા લાગ્યો. હું ડર્યા વગર મારી જાતને તેનાથી બચાવતો હતો. પછી મેં હાથીની સામે વસ્ત્ર ફેંક્યું, એટલે તે તેની ઉપર પડ્યો. તે વખતે દંતુશળ ઉપર પગ મૂકીને હું હાથી ઉપર ચઢી ગયો. રાજા તથા અંતઃપુર સહિત બધા લોકો આશ્ચર્ય પામ્યા, અને ‘ આશ્ચર્યની વાત છે ’ એમ કહેવા લાગ્યા. પછી હું હાથીને ઇચ્છાપૂર્વક ચલાવવા લાગ્યો.

હું નિશ્ચિન્તપણે હાથી ઉપર બેઠો હતો ત્યારે લોકો મને જોતા જ રહ્યા અને હાથી આકાશમાં ઊડ્યો, અને ધીરે ધીરે મને લઇ જવા લાગ્યો. કુમાર અંશુમાન પણ અમારી પાછળ પડ્યો. તે હાથી મને દૂર સુધી લઈ ગયો. પછી ‘ હાથીનું રૂપ ધારણ કરીને આ કોઈ મારું હરણ કરે છે ’ એમ વિચારીને મેં તેના તાળવા ઉપર પ્રહાર કર્યો, એટલે તે નીલકંઠ[1] થઇ ગયો, અને મને છોડીને નાઠો. હું પણ અટવીમાં એક તળાવમાં પડ્યો, અને ત્યાંથી તરીને બહાર નીકળ્યો. ‘ આ કયો દેશ છે ? ’ એ હું જાણતો નહોતો તેથી દિગ્મૂઢ થયેલો હું ભમતો ભમતો સાલગુહા નામે સંનિવેશ પાસે પહોંચ્યો. તે સંનિવેશની બહાર ઉદ્યાન હતું, તેમાં વિશ્રામ કરવાને હું પ્રવેશ્યો. ત્યાં અભગ્નસેન રાજાના કુમારો આયુધવિદ્યા શીખતા હતા. મેં તેમને પૂછ્યું, “ શું તમે ગુરુના ઉપદેશથી શસ્ત્રો વછોડો છો ? કે તમારી સ્વમતિથી ? ” તેઓએ ઉત્તર આપ્યો, “ પૂર્ણાશ નામે અમારા ઉપાધ્યાય છે. જો તમે આયુધવિદ્યા જાણતા હો તો તમારો શિક્ષાગુણ કેટલો છે તે પણ અમે જોઇએ. ” દૃઢ નિશાનવાળા એવા મેં જ્યાં જ્યાં તેમણે કહ્યું ત્યાં ત્યાં બાણ માર્યાં. મારી

---

૧. નીલયશાનો મામાનો છોકરો. વસુદેવ પ્રત્યે એના વૈરભાવના કારણ માટે જુઓ નીલયશા લંભકનો અંતભાગ.

અચૂક નિશાનબાજીથી વિસ્મિત થયેલા તેઓ કહેવા લાગ્યા, "તમે અમારા ઉપાધ્યાય થાઓ." મેં કહ્યું, "પૂર્ણાશની આજીવિકા હું નહીં કાપી નાખું." પરન્તુ તેઓ તો મને વળગી પડ્યા અને કહેવા લાગ્યા, "અમારા ઉપર કૃપા કરો, અમે તમારા શિષ્યો છીએ." મેં કહ્યું, "જો એમ જ છે તો તે ઉપાધ્યાયને વાંધો ન આવે તેવી રીતે, હું જ્યાં સુધી અહીં છું ત્યાં સુધી, તમને શિખવીશ." તેઓ પ્રસન્ન થઇને બોલ્યા, "એમ થાઓ." પછી તેઓએ મને આવાસ આપ્યો, અને પૂર્ણાશ ન જાણે તેમ મારી સેવા કરવા લાગ્યા. તેઓ મારાથી એક ક્ષણ પણ અલગ રહેતા નહોતા અને ભોજન અને વસ્ત્રની બાબતમાં મારી સગવડ સાચવતા હતા. આ વાત પૂર્ણાશે જાણી, એટલે અધ્યાપકોના સમૂહવડે વીંટળાયેલો તે મારી પાસે આવ્યો. તેણે મને પૂછ્યું. "આયુધવિદ્યા જાણો છો?" મેં કહ્યું, "અસ્ત્ર, અપાસ્ત્ર અને વ્યસ્ત્ર[1] જાણું છું. પગે ચાલતા અથવા હાથી ઉપર બેઠેલા યોદ્ધાને માટે અસ્ત્ર છે, ઘોડેસવારને માટે અપાસ્ત્ર છે, તથા ખડ્ગ, કનક, તોમર, ભિંડિમાલ, શૂલ, ચક્ર આદિ વ્યસ્ત્ર છે. આયુધો છોડવાની ત્રણ રીત–દૃઢ, વિદૃઢ અને ઉત્તર પણ જાણું છું." અસ્ત્રો ફેંકવાની ત્વરાથી મેં તેને વિસ્મિત કરી દીધો. પછી કોઇ વિદ્વાન પાસેથી આ વૃત્તાન્ત સાંભળીને અભગ્નસેન રાજા ત્યાં આવ્યો. તેણે મને જોઇને પોતાનો ચામર બંધ કરાવ્યો. તે પ્રણામ કરીને મારી સાથે વાર્તાલાપ કરવા લાગ્યો.

પછી પૂર્ણાશ મને પૂછવા લાગ્યો, "ધનુર્વેદ કોણે રચ્યો?" મેં કહ્યું, "સાંભળો—

## ધનુર્વેદની ઉત્પત્તિ

આ ભરતક્ષેત્રમાં યુગલિકધર્મનો અંત આવ્યો તે સમયે, કુલકરોએ સ્થાપેલી હક્કાર, મક્કાર અને ધિક્કારની દંડનીતિનું મનુષ્યો ઉલ્લંઘન કરવા લાગ્યા. ત્યારે યુગલિકો સહિત દેવોએ નાભિરાજાના પુત્ર ઋષભદેવનો પ્રથમ રાજા તરીકે અભિષેક કર્યો. તે સમયે મનુષ્યો ભદ્ર અને વિનીત પ્રકૃતિવાળા હતા, તથા પ્રકૃતિથી જ તેમનાં ક્રોધ, માન, માયા અને લોભ સૂક્ષ્મ હતાં. તે વખતે શસ્ત્રોની કોઇ જરૂર નહોતી. પણ જ્યારે ભગવાનના મોટા પુત્ર (ભરત) સમસ્ત ભરતના અધિપતિ થયા તથા ચૌદ રત્ન અને નવ નિધિના સ્વામી થયા ત્યારે તેમના માણવક નામે નિધિએ વ્યૂહરચનાઓનો તથા શસ્ત્ર અને કવચની રચનાનો ઉપદેશ આપ્યો. કાળાન્તરે દારુણ હૃદયવાળા રાજાઓ અને અમાત્યોએ પોતાની બુદ્ધિથી નીપજાવેલી શસ્ત્રરચનાઓનો ઉપદેશ કર્યો. વિદ્વાનોએ એને લગતાં શાસ્ત્રો રચ્યાં. એ પ્રમાણે અસ્ત્ર, અપાસ્ત્ર અને વ્યસ્ત્ર પ્રવર્ત્યાં, તથા આયુધવેદનો અને સંગ્રામને યોગ્ય મંત્રોનો આરંભ થયો.

ચક્ષુરિન્દ્રિય, શ્રોત્રેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિયવડે પ્રવૃત્ત થયેલો ઇન્દ્રિય સહિત એવો આત્મા પ્રયત્નપૂર્વક નિશાન ઉપર ચિત્ત લગાવીને પોતાના હૃદયનો ઇચ્છેલો અર્થ સાધે છે."

---

૧. યુદ્ધવિદ્યાના આ ત્રણ પ્રકારો લાગે છે.

એટલે યોગાચાર્ય-ઉપાધ્યાય મને કહેવા લાગ્યા, "ભરતરાજાના માણવક નિધિએ શસ્ત્ર અને કવચની રચના પ્રવર્તાવી એમ તમે કહો છો તે ઠીક છે, પણ શસ્ત્રોના સંધાનમાં, શસ્ત્રોને વછોડવામાં તથા રણમાં આત્મા પ્રમાણ છે' એમ તમે કહ્યું તે બરાબર નથી. પંચ મહાભૂતોના સમવાયથી ભિન્ન કોઇ આત્મા ઉપલબ્ધ થતો નથી. સર્વ જગત ભૂતમય છે. ભૂતો એકત્ર થતાં તે તે કાર્યોમાં પ્રયોજાય છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ-એ નામથી ભૂતો ઓળખાય છે. શરીરમાં જે સ્થિર ભાવ છે તે પાર્થિવ-પૃથ્વીનો છે, જે પ્રવાહી છે તે જળનો છે, જે ઉષ્મા છે તે અગ્નિની છે, જે ચેષ્ટા છે તે વાયુની છે, અને જે છિદ્ર છે તે આકાશનું છે. ઇન્દ્રિયો પણ એ ભૂતોમાંથી જ ઉત્પન્ન થાય છે-શ્રોત્રેન્દ્રિય આકાશમાંથી ઉત્પન્ન થયેલી હોઇ શબ્દને ગ્રહણ કરવામાં સમર્થ છે, ચામડી વાયુમાંથી બનેલી હોઇ સ્પર્શનું સંવેદન કરે છે, ચક્ષુ તેજમાંથી બનેલું હોઇ રૂપનું ગ્રહણ કરે છે, નાસિકા પૃથ્વીમાંથી બનેલી હોઇ ગંધનું ગ્રહણ કરે છે, અને જીભ જળમાંથી બનેલી હોઇ રસનો આસ્વાદ કરે છે. શરીરનો નાશ થતાં ભૂતો પોતપોતાના સ્વરૂપને પામે છે. ત્યાં તમે જેનું સ્વામિત્વ વર્ણવો છો તે આત્મા કયાં આવ્યો ? ભૂતો એકત્ર થતાં ચેતના પેદા થાય છે, જેમ મદ્યનાં અંગો (કારણ) એકત્ર થતાં ફીણ, પરપોટા અને શબ્દ પેદા થાય છે. મદ પેદા કરવાની શક્તિ એ મદ્યથી ભિન્ન નથી, પણ તેમાંથી જ પેદા થયેલી છે, તેમ જ ભૂતોને વિષયની પ્રતિપત્તિ-વસ્તુઓનું જ્ઞાન-થાય છે તે બાબતમાં પણ સમજવું. આત્માનું અસ્તિત્વ જ નથી."

મેં ઉત્તર આપ્યો, "તમે કહો છો તે પ્રમાણે 'ભૂતો એકત્ર થતાં ચેતના ઉત્પન્ન થતી હોય, અને એથી ભિન્ન એવો કોઇ આત્માજ ન હોય' તો શરીરી આત્મા જેમ મદ્યનાં અંગોનો સંયોગ તથા મદનો નાશ (અથવા મદ અને તેનો નાશ) જાણે છે તેવી રીતે મદ્યે પોતાનો ગુણ પણ જાણવો જોઈએ. જેમ મદ્યનાં અંગોમાં કોઈક કાળે ફીણ, બુદ્બુદ આદિ ક્રિયાઓ થાય છે તેમ શરીરી(આત્મા)ની બાબતમાં ચેતના સમજવી. જયાં સુધી આત્મા શરીરનો ત્યાગ કરતો નથી ત્યાં સુધી જ વિજ્ઞાન આદિ ગુણો રહે છે. જો ચેતના એ ભૂતોનો ગુણ હોય તો જ્યાંસુધી શરીરનો નાશ ન થાય ત્યાંસુધી સુખદુઃખનું સંવેદન થવું જોઇએ (પણ એમ થતું નથી). 'પોતપોતાના વિષયોને ગ્રહણ કરનાર ઇન્દ્રિયો એજ આત્મા છે' એમ જો તમે કહેતા હો તો શ્રોત્રેન્દ્રિયના ઉપયોગ વડે વ્યક્ત શબ્દ સાંભળીને જીભ, ઓષ્ઠ, તાળવું અને દાંતના સંયોગથી પ્રયત્નપૂર્વક કોઈ ઉત્તર જ ન આપે. શબ્દ સાંભળીને જે ચક્ષુનો વિષય છે એવા રૂપમાં કોઇ શબ્દવેધી (નજરે જોયા વગર) બાણ ન મારે; જન્માન્તરમાં અનુભવેલા પદાર્થોનું પણ કોઈ સ્મરણ ન કરે. જાતિસ્મરણવાળા મનુષ્યોની બાબતમાં એમ સાંભળવામાં આવે છે કે જાણે ઊંઘમાંથી જાગ્યા હોય તેમ તેઓ પૂર્વજન્મમાં અનુભવેલી વસ્તુઓ બતાવે છે. 'જો ભૂતોનો સંયોગ એજ શરીરનો હેતુ હોય, અને પોતાનાં કર્મને વશવર્તી એવા આત્માનું કશું જ સામર્થ્ય

ન હોય ' તો પ્રાણીઓનાં શરીરો એકસરખા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને આકૃતિવાળાં જ થાય; ભમરો કાળો ન થાય; પોપટ હરિતવર્ણનો ન થાય, ઇન્દ્રગોપ લાલ ન થાય, કપોત કાબરા રંગનો ન થાય, બગલાં સફેદ ન થાય. વળી જે પ્રાણીઓ ખોડવાળાં દેખાય છે તેમનો ભૂત-ગુણ ક્યાં ગયો ? માટે અસદ્‌ગ્રાહવાળા ન થશો. ભૂતોથી ભિન્ન એવો આત્મા છે, તે શુભ-અશુભ કર્મોનો કરાવનાર છે, અને વિપાકદશામાં આવેલાં કર્મોનો ભોક્તા છે. "

ત્યારપછી વ્યાકરણ, છંદ અને બીજી કલાઓમાં પ્રવીણ એવા કેટલાકે મને પ્રશ્નો પૂછ્યા. મેં પણ મારા શાસ્ત્રજ્ઞાનના બળથી તેમને કંટાળ્યા વગર ઉત્તરો આપ્યા. પછી અભગ્નસેને અધ્યાપકોને વાર્યા કે, " સ્વામીને હેરાન ન કરો. " કૌતુકપ્રિય લોકો અનેક પ્રકારે મારી પ્રશંસા કરવા લાગ્યા. પછી અભગ્નસેને મને પૂછ્યું કે, " સ્વામી ! ક્યાંથી આવો છો ? અને ક્યાં જાઓ છો ? " મેં ઉત્તર આપ્યો, " હું બ્રાહ્મણ જાતિનો છું, અને શાસ્ત્રાભ્યાસના લોભથી ઘેરથી નીકળ્યો છું. " તે બોલ્યો, " જો તમે બ્રાહ્મણ જાતિના હો તો તમારે બાણ, અસ્ત્ર અથવા રૂપિયાનું શું કામ ? " મેં કહ્યું, " સર્વ મનુષ્યોને સામાન્ય એવા કાર્યમાં કુશળ પુરુષનો પ્રસંગ નિષિદ્ધ નથી. " પછી એક મુહૂર્ત કંઈક વિચાર કરીને રાજા બોલ્યો, " કૃપા કરો, મારું ઘર જુઓ, ચાલો આપણે જઈએ. " મેં પણ ' ભલે ' એમ કહીને તે વસ્તુ સ્વીકારી. રાજાએ સેવકને સૂચના આપી કે, " જલદી વાહન લાવ. " એટલે તેણે ઘોડા ઉપર સામાન માંડ્યો, અને ચમરી સહિત તેને ત્વરાપૂર્વક ત્યાં આણ્યો. રાજાના માન્ય પુરુષે મને કહ્યું, " સ્વામી ! ઘોડા ઉપર બેસો, આ ઉત્તમ અશ્વ છે અને સવારી કરતાં વેંત જ ઇચ્છા પ્રમાણે ચાલનારો છે. " એટલે શીઘ્રતાથી હું ઘોડા ઉપર બેઠો, અને ઇચ્છાપૂર્વક ઘોડો ખેલાવતા મને લોકોએ જોયો. પછી મહાવતે કૃષ્ણ મેઘની જેમ ગર્જના કરતા, અતિમંદ નહીં એવી-મધ્યમ મંદ-ગતિવાળા, પદ્મલતાઓની ભાતના ચિત્રામણવાળી ઝુલ જેના ઉપર નાખેલી હતી એવા, સોનાની સાંકળોથી બાંધેલા અને મધુર સ્વરવાળી બે ઘંટાઓ જેને બાંધેલી હતી એવા હાથીને ત્યાં આણ્યો. પછી અભગ્નસેને મને કહ્યું, " સ્વામી ! હાથી ઉપર બેસો; હું અશ્વ ઉપર બેસીને તમારી પાછળ પાછળ આવીશ; કૃપા કરો. " તેના વચનને અનુસરીને હું એકદમ ઘોડા ઉપરથી ઊતર્યો. મહાવતે પણ રાજાની આજ્ઞાથી હાથીને નીચે બેસાડ્યો. હું સુખપૂર્વક તેના ઉપર બેઠો. મહાવતને મેં કહ્યું, " તું પાછળ બેસ. " અને હું હાથીના માથે ( મહાવતની જગાએ ) બેઠો. કૌતુકપ્રિય લોકોએ હર્ષપૂર્વક મારો જયશબ્દ ઉચ્ચાર્યો. રાજા વિસ્મિત થયો. જોનારા લોકોથી જેનો માર્ગ રુંધાઈ ગયો છે એવો હું ધીરે ધીરે આગળ ચાલ્યો. મારાં રૂપ, વય અને સત્ત્વનું વર્ણન કરતા લોકો મારી પ્રશંસા કરવા લાગ્યા. ચિત્રકળામાં કુશળ એવા કેટલાક લોકો બોલતા હતા, " અહો ! આ પુરુષ જો અહીં રહે તો આપણે માટે ઉત્તમ અને સુન્દર [1]પ્રતિચ્છન્દ બની રહે. " પ્રાસાદમાં રહેલી યુવતીઓ ગોખ અને

[1] ' મોડેલ '

બારીઓમાં ઊભી રહીને મારા ઉપર પુષ્પોની તથા નાસિકા તથા મનને સુખ આપનાર સુગંધી ચૂર્ણોની વૃષ્ટિ કરતી હતી.

જ્યાં તોરણ અને વનમાલાઓ સારી રીતે બાંધી હતી એવા રાજભવન આગળ હું અનુક્રમે પહોંચ્યો. મારી અર્ધ્યપૂજા કરવામાં આવી, એટલે હું હાથી ઉપરથી ઊતર્યો, અને રાજાનાં પરિજનોની સન્તોષથી વિકસિત એવી નયનમાલાઓ વડે જોવાતો હું દેવવિમાન જેવા રાજભવનમાં પ્રવેશ્યો. પાદશૌચ કર્યા પછી તૈલાભ્યંગ વખતે ધારણ કરવાનું વસ્ત્ર મેં પહેર્યું, એટલે કુશળ દાસીઓએ સુગંધી તેલથી મને મર્દન કર્યું, અને મારું શરીર મસળ્યું. પછી હું સ્નાનગૃહમાં ગયો, ત્યાં મને મંગલપૂર્વક સ્નાન કરાવવામાં આવ્યું. ઉત્તમ વસ્ત્ર પહેરીને હું સુખપૂર્વક ભોજનમંડપમાં બેઠો, અને ત્યાં સુવર્ણના થાળમાં લાવવામાં આવેલું સ્વાદિષ્ટ ભોજન જમ્યો.

## પદ્માનું પાણિગ્રહણ

તે સમયે પ્રતિહારીએ મને કહ્યું, “દેવ! સાંભળો—અમારા સ્વામી અભગ્નસેનની પુત્રી પદ્મા નામે છે. તે પદ્મવનમાં વિહાર કરવા નીકળેલી શ્રી જેવી રૂપાળી છે. લક્ષણ-પાઠકોએ જેની પ્રશંસા કરેલી છે એવાં મુખ, નયન, નાસિકા, હોઠ, સ્તન, હસ્તકમળ, કટિ, જઘન, જંઘા, પીંડી અને ચરણકમળવાળી છે, સરસ્વતીની જેમ પરમ મધુર વચન-વાળી છે અને ગતિની બાબતમાં હંસનો પણ ઉપહાસ કરનારી છે. રાજા તમને એ કન્યા અવશ્ય આપશે.” મેં તેને પૂછ્યું, “તું આ વૃત્તાન્ત કેવી રીતે જાણે છે?” તેણે કહ્યું, “આજે રાજા દેવીની પાસે તમારા ગુણોનું વર્ણન કરતા હતા તે મેં સાંભળ્યું હતું. રાજાએ શ્રીમતી દેવીને કહ્યું, ‘પ્રિયે! આજે પદ્માને એવો પતિ મળ્યો છે, જે દેવલોકમાં પણ દુર્લભ હોય, તો પછી મનુષ્યલોકની તો વાત ક્યાં કરવી?’ એટલે દેવીએ પૂછ્યું, ‘સ્વામી! તે ક્યાં છે અને કેવો છે?’ રાજાએ ઉત્તર આપ્યો, ‘મારા ભાગ્યથી પ્રેરાયેલો તે અહીં જ આવ્યો છે. કૌતુકપ્રિય જનોએ એની વાત મને કરી હતી, જેથી આજે હું તેની પાસે ગયો. લોકોની દૃષ્ટિવડે જેની સુન્દરતા જોવાતી હતી એવા, મુકુટના સ્થાનરૂપ તથા છત્રના જેવી આકૃતિયુક્ત મસ્તકવાળા, ભમરાઓના સમૂહ જેવા કાળા, વાંકા, દક્ષિણાવર્ત અને સ્નિગ્ધ કેશવાળા, શરદૃઋતુના પૂર્ણચન્દ્ર જેવા સૌમ્ય વદનચંદ્રવાળા, અષ્ટમીના ચંદ્ર જેવા લલાટવાળા, રવિનાં કિરણોથી વિકાસ પામેલા કમળ જેવી આંખવાળા, સુન્દર નાસિકવાળા, ઇન્દ્રગોપ અને પરવાળાં જેવા રાતા હોઠવાળા, સર્પની બહાર કાઢેલી જીભના સમાન વર્ણયુક્ત જીભવાળા, કમળમાં મૂકેલી મોગરાની કળીઓની માળા સમાન દાંતવાળા, જેના ઉપર કુંડળ લટકી રહ્યાં છે એવા રમણીય શ્રવણવાળા, મોટી હડપચીવાળા, ત્રિલેખાથી યુક્ત શંખ સમાન ડોકવાળા, ઉત્તમ મણિના શિલાતલ સમાન વિશાલ વક્ષઃ-

સ્થળવાળા, જેના પ્રકોષ્ઠ તથા શરીરના સાંધાઓ સુશ્લિષ્ટ છે એવા નગરની ભોગળ જેવી દીર્ઘ ભુજાઓવાળા, ઉત્તમ લક્ષણોથી અંકિત અને પુષ્ટ હસ્તકમળવાળા, મનોહર રોમરાજથી વ્યાપ્ત અને હાથના પંજામાં ગ્રહણ કરી શકાય એવા મધ્યભાગવાળા, વિકાસ પામતા પદ્મ સમાન નાભિવાળા, ઉત્તમ અશ્વના જેવી ગોળ કટિવાળા, હાથીની સૂંઢ જેવા રમ્ય અને સ્થિર ઉરુવાળા, (માંસલ સ્નાયુઓમાં) ઢંકાયેલા જાનુવાળા, હરિણના જેવી ઘૂંટીવાળા, શંખ, ચક્ર અને છત્રવડે અંકિત, કોમલ અને કૂર્મ જેવા આકારયુક્ત ચરણવાળા, મસ્ત વૃષભ જેવી લલિત ગતિવાળા, શ્રવણમનોહર, ઉત્તમ અર્થયુક્ત અને રિભિત વાણીવાળા, તથા આખા મહીતલનું પાલન કરવાને યોગ્ય એવા તેને મેં જોયો; માટે હવે હું વિલંબ સહન કરી શકતો નથી. કાલે કુમારી પદ્માવતીનું પાણિગ્રહણ થાય એવી મારી ઇચ્છા છે.' દેવીએ કહ્યું, 'સ્વામી ! જો કુમારી પદ્માવતી માટે જેનાં કુળ અને વંશ અજ્ઞાત છે એવો વર તમે પસંદ કર્યો છે, તો તે બાબતમાં નૈમિત્તિકને પ્રમાણ કરો (અર્થાત્ નૈમિત્તિકને પૂછો).' રાજાએ કહ્યું, 'દેવિ ! એનાં કુળ અને વંશ અજ્ઞાત છે–એમ ન બોલ. સૂર્યનાં કિરણો વાદળાંના પટલમાં ઢંકાઈ ગયેલાં હોય તો પણ કમળવનના વિકાસવડે સૂર્યનો ઉદય સૂચિત થાય છે. એ જ પ્રમાણે ઉત્તમ મનુષ્ય તેની ચેષ્ટાઓથી જણાય છે. ટૂંકમાં એટલું જ કે જો તે દેવ નહીં હોય તો વિદ્યાધર અથવા ઉત્તમ માનવ રાજવંશમાં તો જરૂર જન્મેલો હશે. તે હાથી ઉપર ચઢ્યો તે વખતે કૌતૂહલિક જનોએ તેને જયશબ્દથી વધાવ્યો હતો. નિધિ જોયા પછી તેનો સ્વીકાર કરવો કે નહીં એ વિષે નૈમિત્તિકને પૂછવા કોણ જાય ? માટે તું પ્રસન્ન મનવાળી થા. ઉત્તમ વરની પ્રાપ્તિરૂપ કલ્યાણ કલ્યાણશાળીઓને પ્રાપ્ત થાય છે." આમ કહીને રાજા દેવી પાસેથી ગયા. પછી તેમણે મંત્રીને આજ્ઞા આપી, 'પદ્માના વિવાહ માટે કાલે સામગ્રી અને અલંકારો તૈયાર રાખો.' હે દેવ ! આ પ્રમાણે હકીકત છે–" એમ કહીને પ્રણામ કરીને પ્રતિહારી ગઇ.

મારી રાત્રિ પણ સુખશય્યામાં વીતી ગઇ. પછી રાજાએ મોકલેલી મહત્તરિકાઓ આવી. તેમણે વરને યોગ્ય એવો મારો શરીરસંસ્કાર કર્યો. પછી કર્ણિકારની કેસરાઓના સમૂહ સમાન ગૌર વર્ણવાળો, સફેદ રેશમી વસ્ત્રનું જેણે ઉત્તરાસંગ કર્યું હતું એવો, જેણે પોતાના મસ્તક ઉપર ધરોનાં અંકુર અને માલતીપુષ્પો મૂકયાં હતાં એવો, પુષ્ટ શરીરવાળો તથા ગંભીર અને મધુર વાણીવાળો શાન્તિ નામે પુરોહિત આવ્યો તેણે જયાશીષથી મને વધાવ્યો. જેની મંગલ–વેદી સારી રીતે બનાવવામાં આવી હતી એવી ચોરીમાં તે મને લઇ ગયો. તારાઓ વડે વીંટળાયેલી રોહિણી જેમ ચન્દ્રની પાસે આવે તેમ રાજકન્યા પદ્મા પોતાની સખીઓ સહિત રાજાના વચનથી મારી પાસે આવી. સૂક્ષ્મ નામે ઉપાધ્યાયે અગ્નિમાં હોમ કર્યો, એટલે અભગ્નસેન રાજાએ મને પદ્માનું પાણિગ્રહણ કરાવ્યું. અમે અગ્નિની પ્રદક્ષિણા કરી, લાજાંજલિઓ નાખી, રાણીઓએ મંગલ ગીતો ગાયાં, પુરોહિતે અક્ષત નાખ્યા અને સન્તુષ્ટ થયેલાં પરિજનોની સાથે અમે ગર્ભગૃહમાં

પ્રવેશ્યાં. પ્રસન્ન થયેલા રાજાએ અમને બત્રીશ કોટિ ધન આપ્યું. પ્રિય અને મધુર વચનવાળી પદ્માની સાથે વિષયસુખ અનુભવતાં મારા કેટલાક દિવસો વીતી ગયા.

એક વાર પ્રતિહારીએ મને પ્રણામ કરીને વિનંતી કરી, "સ્વામી ! રૂપવાન અને તેજસ્વી કોઇ તરુણ માર્ગમાં પ્રવાસ કરીને આવેલો છે અને તે આપને મળવા ઇચ્છે છે." પછી હું બહારના ઉપસ્થાનગૃહમાં આવ્યો અને તે યુવકને પ્રવેશ કરાવવામાં આવ્યો. પ્રતિહારે તેને અંદર આવવા દીધો, એટલે તે મારા ચરણમાં પડ્યો. મેં તેને ઓળખ્યો કે, 'આ તો અંશુમાનકુમાર છે.' મેં તેને કહ્યું, "ભદ્રમુખ ! તું ભલે આવ્યો ! તું વિશ્રામ લે." પછી તેણે પાદશૌચ કર્યું અને મારી સાથે સ્નાન કર્યું. તેને માટે લાવવામાં આવેલાં મહામૂલ્યવાળાં બે વસ્ત્રો તેણે પહેર્યાં, ભોજન કર્યું તથા સુખપૂર્વક બેઠો, એટલે મેં તેને પૂછ્યું, "તું અહીં કેવી રીતે આવ્યો ? નગરમાંથી તું કેવી રીતે નીકળ્યો ?" એટલે તે કહેવા લાગ્યો, "સાંભળો—

આર્યપુત્ર ! તમે જંગલી હાથીને દમ્યો તથા તમારો વશવર્તી બનાવ્યો, તેથી રાજા અને લોકો ખૂબ વિસ્મય પામ્યાં. પછી તમારા વડે નિરંકુશપણે હંકારાતો તે હાથી વેગથી ચાલ્યો, અને થોડેક દૂર જઈને આકાશમાં ઊડ્યો. ડરેલા લોકો તો કંઇ બોલી શકયા નહીં, પણ ત્વરાપૂર્વક કેડ બાંધીને હું તે દિશામાં દોડ્યો. આપણી વચ્ચેના લાંબા અંતરને કારણે પહેલાં તો મેં હાથીને પાડા જેટલો, પછી વરાહ જેટલો અને પછી પક્ષી જેટલો જોયો. એ પછી તો તે સાવ અદૃશ્ય થઇ ગયો. તમને નહીં જોવાને કારણે હું ખિન્ન થઈ ગયો. મેં નિશ્ચય કર્યો કે, 'આર્યપુત્રની ભાળ મેળવ્યા સિવાય પાછો નહીં વળું.' પછી હું લોકોને પૂછવા લાગ્યો કે, 'આકાશમાર્ગે જતો હાથી તમે જોયો છે ?' એટલે કેટલાક કહેવા લાગ્યા કે, 'હાથી આ દિશામાં ગયો છે; પણ તેને કોઈ પુરુષ હાંકતો હતો કે પોતાની મેળે તે જતો હતો એ અમે જાણતા નથી.' એમ કરતાં હું દૂર સુધી આવ્યો, અને સાંઝ પડતાં ત્યાં જ રહ્યો. રાત્રિ પૂરી થઇ એટલે મેં જનપદ વટાવ્યો, અને જંગલમાં પ્રવેશ્યો. પછી મારાં આભરણો પત્રપુટમાં મૂકીને તે ઉપર મેં પાંદડાં ઢાંકી દીધાં. પછી ફલાહાર કરતો હું અરણ્યમાં ચાલવા લાગ્યો. એ પ્રમાણે મારા કેટલાક દિવસ વીતી ગયા. વનચર મનુષ્યોએ મને કહ્યું, 'તમે પૂછો છો એવો દેવરૂપી પુરુષ સાલગુહાના માર્ગે ગયો છે.' આ સમાચારથી હું સન્તુષ્ટ થયો, અને મારાં આભરણો બહાર મૂકીને અહીં આવ્યો. અક્ષત શરીરવાળા તમને જોયા તેથી મારો પરિશ્રમ સફળ થયો છે." પછી મેં પણ અંશુમાનને મારો બધો વૃત્તાન્ત કહ્યો.

અભગ્નસેનના પુરુષોએ અંશુમાનને કપિલરાજાના પુત્ર તરીકે ઓળખ્યો. સંતુષ્ટ થયેલા રાજાએ તેનો સત્કાર કર્યો, મારો પણ પૂર્વવૃત્તાન્ત સાંભળીને દેવી સહિત અભગ્નસેન રાજા પરમ આનન્દ પામ્યો. એક વાર સુખપૂર્વક બેઠેલી પદ્માએ મને પૂછ્યું, "આર્યપુત્ર !

તમને કપિલ આદિ રાજાઓએ પોતાની પુત્રીઓ આપી છે; પણ અમારાં વડીલો ( સાસુ-સસરા આદિ ) ક્યાં છે, જેમની અમે સેવા કરીએ ? ” પછી મારા નગરમાંથી હું કેવી રીતે નીકળ્યો તેનો કારણ સહિત વૃત્તાન્ત મેં પદ્માને કહ્યો. એ પરમાર્થ-સત્ય હકીકત સાંભળીને દક્ષિણ દિશાના પવનવડે વીંજાયેલી વસન્ત ઋતુની નલિનીની જેમ તે વિશેષ શોભવા લાગી. પછી પદ્માની સાથે લલિત કલાઓમાં, અને અંશુમાનની સાથે વ્યાયામ-વિષયક કલાઓમાં વિજય મેળવતા અને મુદિત મનવાળા એવો મારો સમય સુખેથી વીતવા લાગ્યો.

---

( ૯ )

## અશ્વસેના લંભક

એક વાર હું અંશુમાનની સાથે બેઠો હતો. તે વખતે અભગ્નસેન આવ્યો. વડીલ હોવાને કારણે મેં તેને પ્રણામ કર્યા. આસન આપવામાં આવ્યું, એટલે તે બેઠો અને કહેવા લાગ્યો, “ મારા પિતા સુબાહુરાજા હતા. તેમને બે પુત્ર હતા-મોટો મેઘસેન, અને નાનો હું. મારા પિતાએ હંસ નદીને સીમા તરીકે રાખીને અમને રાજ્ય વહેંચી આપ્યું, અને નિઃસંગ એવા તેમણે પ્રવ્રજ્યા લીધી. અમે બન્ને જણા જયપુરમાં રહેતા હતા. અશ્વપણિત દ્યૂતમાં પોતે જીતાય તો મેઘસેન મને કંઇ આપતો નહોતો, અને હું જીતાઉં તો મારી પાસેથી પડાવી જતો હતો તેમજ મારાં પરિજનોને પણ પીડતો હતો. તેનાથી ઉદ્વેગ પામતો હું અહીં રહ્યો. મારા પ્રદેશને પણ તે પીડે છે, અને વારવા છતાં પણ રહેતો નથી. તે કહે છે, ‘ હું રાજ્યનો સ્વામી છું, તું મારો નાનો ભાઇ છે; તારી ઇચ્છા પડે ત્યાં રહે કે જા. ’ તે આવી રીતે મને હેરાન કરે છે, છતાં વડીલ ગણીને હું તેનું બહુમાન કરું છું; પરન્તુ તે અહીંથી પણ મને હાંકી મૂકવા ઇચ્છે છે, તો હવે શું અવિરુદ્ધ-યોગ્ય ગણાય તે હું જાણતો નથી. ”

મેં કહ્યું, “ તમે તેને વડીલ ગણીને તેના વશમાં રહો છો તે યોગ્ય છે. આથી તે પણ વિચાર કરશે કે-વિનયમાં રહેતા એવા આનું મારે અવશ્ય પાલન અને લાલન કરવું જોઇએ. ” અંશુમાને કહ્યું, “ પણ પિતાએ ઠરાવેલી મર્યાદાનું જે ઉલ્લંઘન કરે છે તેનો વિનય શેનો કરવાનો હોય ? તેને મર્યાદાનું ઉલ્લંઘન કરતાં અટકાવવો જોઇએ; એમાં કંઇ ધર્મવિરોધ નથી. ” એટલે પ્રણામ કરીને અભગ્નસેન ગયો.

### મેઘસેનનો પરાજય

કેટલાક સમય પછી મેઘનાદ ( મેઘસેન ) મોટા સૈન્ય સાથે ચઢી આવ્યો. અભગ્નસેન પણ પોતાના સૈન્ય સહિત તેની સામે લડવા ગયો. હું પણ સાવધાની ખાતર રથ સહિત

સજ્જ થઇને ગયો. અંશુમાન મારો સારથિ બન્યો. અભગ્નસેને કહ્યું, "સ્વામી! મારા ભાઇએ કહેવરાવ્યું છે કે–કાં તો તારા ધન અને વાહનનો અર્ધભાગ આપ અથવા મારાથી યુદ્ધમાં પરાજિત થાય તો આ પ્રદેશમાં નહી વસવાનું કબૂલ કર; માટે હું યુદ્ધ કરું છું. તમે પ્રેક્ષકો થાઓ." પછી તે સૈન્યની તરફ ગયો. બન્ને સૈન્યો રથીની સાથે રથી, અશ્વની સાથે અશ્વ, પદાતિની સાથે પદાતિ, હાથીની સાથે હાથી અને યોદ્ધાની સાથે યોદ્ધા એ પ્રમાણે સરખેસરખાની સાથે યુદ્ધ કરવા લાગ્યાં. બન્ને સૈન્યોએ તૂર્યનિનાદ અને જન–કલકલ (યુદ્ધના પોકાર) એકી સાથે કર્યા. 'હું તારો નાશ કરું છું, મુહૂર્ત માત્ર ઊભો રહે' એમ બોલતા યોદ્ધાઓના પોકારોથી મિશ્ર કોલાહલ પેદા થયો. બાણવિદ્યામાં પોતાની નિપુણતા દર્શાવતા પુરુષોએ આકાશ ઢાંકી દીધું. મેઘસેનના સૈન્યે ત્વરાપૂર્વક અભગ્નસેનના સૈન્યને પરાજિત કર્યું. તીક્ષ્ણ ખડ્ગ, શક્તિ, ભાલા અને બાણના સમૂહથી ઘાયલ થયેલા અભગ્નસેનના યોદ્ધાઓ પીડા પામવા લાગ્યા. જેનો વેગ મર્દિત થયો છે એવો અભગ્નસેન પોતાના નગર તરફ પાછો વળ્યો મેઘની જેમ ગર્જના કરતો મેઘસેન આગળ વધ્યો. નિરાશ થયેલા અને આનંદ વગરના યોદ્ધાઓ નાસીને નગરમાં પ્રવેશવા લાગ્યા. મારા સસરાના સૈન્યની આવી અવસ્થા જોઇને મેં અંશુમાનને કહ્યું, "દુઃખી અભગ્નસેનની ઉપેક્ષા કરવી મારે માટે યોગ્ય નથી; કેમકે હું જોઉં છું કે–તે નગરમાં પાછો જશે તો પણ મેઘસેન તેને છોડી દેશે નહીં, માટે જલદી ઘોડાઓને હાંક, એટલે તેનો અભિમાન હું ઉતારું." પછી અભગ્નસેનના સૈન્યને ધીરજ આપતો હું સમરના મધ્યભાગમાં પહોંચ્યો. મને સામે આવેલો જોઇને, જેમણે પરમાર્થ જાણ્યો નથી એવા શૂર યોદ્ધાઓ મારા ઉપર આયુધનો વરસાદ વર્ષાવવા લાગ્યા. તેમનાં આયુધો મેં કુશળતાથી નકામાં બનાવી દીધાં; કેટલાક યોદ્ધાઓને બાંધ્યા અને કેટલાકને રથ વગરના કરી દીધા. પછી મેં અંશુમાનને કહ્યું, "મેઘસેનની પાસે રથ લઇ જા; બીજા બલિભોજિકો–કાગડાઓનું મારે શું કામ છે?" કુશળ એવો તે રથને ત્યાં લઇ ગયો. કાલમેઘ જેવો મેઘસેન બાણની વૃષ્ટિ વરસાવવા લાગ્યો. નૈઋત્યના પવનની જેમ[1] મેં તેનું નિવારણ કર્યું. શરવૃષ્ટિ નિષ્ફળ જવા છતાં જ્યારે તેણે યુદ્ધ કરવાનું ન છોડયું ત્યારે સંબંધી હોવાને કારણે તેના શરીરને ઈજા કર્યા વગર મેં તેનાં ધનુષ્ય, ધ્વજ અને સારથિનો વિનાશ કર્યો અને ઘોડાઓને ઘાયલ કર્યા. પછી મેં તેને કહ્યું, "તું આયુધ મૂકી દે, જેથી હું તારો વિનાશ ન કરું." પછી મૂઢ જેવા થઇ ગયેલા તેને અંશુમાને પકડ્યો અને મારા રથમાં બેસાડ્યો. પાંખ વગરના પક્ષીની જેમ તે ત્યાં શાન્ત બેસી રહ્યો. મેઘસેનને આવી અવસ્થામાં જોઇને તેના યોદ્ધાઓ નાસવા લાગ્યા. જેમણે બળ પ્રાપ્ત કર્યું છે એવા અભગ્નસેનના પુરુષોએ તેમના રથો, અશ્વો અને હાથીઓ લૂંટી લીધા.

પછી મેં નગરીમાં પ્રવેશ કર્યો. સેનાપતિને મેઘસેન સોંપ્યો. હું પ્રવેશ કરતો હતો

૧. નૈઋત્યના પવનથી વરસાદ રોકાઇ જાય છે.

તે વખતે આબાલવૃદ્ધ જનો અત્યંત પ્રીતિપૂર્વક મારો જયશબ્દ કરતાં હતાં અને બોલતાં હતાં, ‘ દેવ ! તમારા પ્રસાદથી અમારાં ધન અને જીવિત અક્ષત રહ્યાં છે. ’ હું વાહનમાંથી નીચે ઊતર્યો એટલે સસરાએ પ્રણામ કરીને ઉત્તમ અર્ઘ્યથી મારી પૂજા કરી. પછી હું રાણી પાસે ગયો, તેણે પણ મને અભિનંદન આપ્યું. “ આપ સંગ્રામમાંથી અક્ષત શરીરે પાછા આવ્યા છો ” એમ બોલતી પદ્મા મારા પ્રત્યે અત્યંત ભક્તિવાળી થઇ. અભગ્નસેને મહત્તરિકાઓ મોકલી કે, ‘ સ્વામીના શરીરના સમાચાર લઇ આવો. ’ તેમણે મારું અવિઘ્ન-કુશળ પૂછ્યું, પાછી ગઇ અને રાજાને જણાવ્યું.

જેની આગળ અંશુમાન ચાલતો હતો એવો સેનાપતિ મેઘસેનને તેના ભાઈ અભગ્નસેનની પાસે લાવ્યો. માનને લીધે તે પાદશૌચ કે મુખપ્રક્ષાલન ઇચ્છતો નહોતો. પછી અભગ્નસેને તેને કહ્યું, “ ભાઇ ! ‘ સેવકે મને પકડ્યો છે ’ એમ માનીને તમે ગુસ્સો ન કરશો. પદ્માના પતિ, તમારા જમાઇ, જેમની સામે યુદ્ધ કરવાને દેવો પણ શક્તિમાન નથી-તો માણસની વાત જ શી કરવી ?-તેમણે તમને પકડ્યા છે. ” એટલે મેઘસેને કહ્યું, “ મને તેમની પાસે લઇ જાઓ; આ પ્રાણ તેમને આધીન છે; હવે મારી જાત ઉપર મારો અધિકાર નથી. ” અભગ્નસેને ‘ ભલે એમ થાઓ ’ એ પ્રમાણે કહ્યું, એટલે તેના ભાઈએ મારી પાસે કંચુકીને મોકલ્યો. તે મને પ્રણામ કરીને આ વૃત્તાન્ત કહેવા લાગ્યો તથા વિનંતિ કરવા લાગ્યો કે, “ મેઘસેન રાજાને આપ દર્શન આપો. ” મેં કહ્યું, “ તેમને પ્રવેશ કરાવો; તેમની ઇચ્છા હોય તો તેઓ ભલે મને મળે. ” આ પ્રમાણે મેં રજા આપતાં બન્ને ભાઈઓ અંદર આવ્યા. મને જોઇને મેઘસેન મારા પગે પડ્યો, અને વીનવવા લાગ્યો, “ દેવ ! હું મેઘસેન આજથી તમારા માહાત્મ્યથી ખરીદાયેલો છું, માટે મારે શું કરવું તેની આજ્ઞા આપો. ” એટલે મેં કહ્યું, “ તમારા પિતાએ તમારે માટે જે દેશમર્યાદા નક્કી કરેલી છે તેનું ઉલ્લંઘન કર્યા સિવાય એકબીજાનું રક્ષણ કરો; એથી તમારો યશ થશે અને મારું વચન પણ કર્યું ગણાશે. ” ‘ એમ કરીશ ’ એમ બોલતો મેઘસેન મને વિનંતી કરવા લાગ્યો, “ દેવ ! જો પ્રસન્ન હો તો મને રજા આપો, જેથી હું પરિજનોને ધીરજ આપું. ” મેં કહ્યું, “ તમારા ભાઇની અનુમતિથી સુખેથી જાઓ. ” પછી અભગ્નસેને જેની પૂજા કરી છે એવો તે નીકળ્યો અને પોતાના નગરમાં ગયો.

## અશ્વસેના સાથે લગ્ન

કેટલાક દિવસો બાદ તે આવ્યો અને મને પ્રણામ કરીને વિનંતી કરવા લાગ્યો, “ દેવ ! મારી પુત્રી અશ્વસેના નામે કન્યા છે. તે તમારી સેવિકા થાઓ; કૃપા કરો. ” મેં કહ્યું, “ પદ્માની અનુમતિ હોય તો તમે કહો છો તે પ્રમાણે ભલે થાય. ” પદ્માએ અનુમતિ આપી, એટલે મેઘસેને વિધિપૂર્વક અશ્વસેનાનું મારી સાથે પાણિગ્રહણ કરાવ્યું. રાજકન્યા અશ્વસેના દૂર્વાંકુરો જેવી કોમળ કાન્તિવાળી, વિકસિત કમળનાં પત્ર જેવાં

લોચનવાળી, સો નયનવડે જોવા લાયક વદનકમળવાળી, કમલના દોડા જેવા પયોધરવાળી; ધરણિતલ ઉપર રહેલા સુકુમાર, સૂક્ષ્મ અને ઉન્નત નખ તથા ચરણવાળી, હાલતાં કમળનું લાવણ્ય ધારણ કરતા તથા કોમળ તળિયાંયુક્ત હાથવાળી, વિશાલ શ્રોણિફલકવાળી, સાંકડા મધ્યભાગવાળી તથા મનોહર વાણીવાળી હતી. તેના પિતાએ તેને વિપુલ ધન, સાથે પરિચારિકાઓ તથા વિપુલ વૈભવ આપ્યો. પછી હું તે બન્ને રાજપુત્રીઓની સાથે ગંધર્વકુમારની જેમ સુખપૂર્વક રહેવા લાગ્યો

---

## (૧૦)

## પુંડ્રા લંભક

એક વાર મેં અંશુમાનને કહ્યું, "કુમાર! તારી ઇચ્છા હોય તો આપણે કોઈ નવો પ્રદેશ જોઈએ." તેણે કહ્યું, "આર્યપુત્ર! એમ થાઓ. અહીં નજીકમાં લલિત જનો વડે સેવાયેલો, ઉપવનો, ઉદ્યાનો અને કાનનો વડે સુશોભિત મલય નામે દેશ છે. જો તમારી એવી ઇચ્છા હોય તો ત્યાં આપણે જઈએ." પછી પરિવારને ખબર આપ્યા વગર, અમારાં મસ્તક ઢાંકીને આડા માર્ગે અમે નીકળી પડ્યા, અને દૂર જઈને પછી મુખ્ય માર્ગ ઉપર ચઢ્યા. પછી મને થાકેલો જાણીને અંશુમાને કહ્યું, "આર્યપુત્ર! શું હું તમને વહન કરું? અથવા તમે મને વહન કરશો? મેં વિચાર કર્યો કે, "થાકેલો અંશુમાન મને કેવી રીતે વહન કરવાનો હતો?" અથવા એ રાજપુત્ર સુકુમાર છે; મારી પાસે આવેલા તેનું મારે પરિપાલન કરવું જોઈએ; માટે હું જ તેને વહન કરું." પછી મેં કહ્યું, "કુમાર! મારી ઉપર બેસ. હું તને વહન કરું" એટલે તે હસીને કહેવા લાગ્યો, "આર્યપુત્ર! માર્ગમાં એવી રીતે વહન કરાતું નથી. થાકેલા માણસને માર્ગમાં જે અનુકૂળ કથા કહે તેના વડે તે માણસનું વહન થયું કહેવાય" મેં કહ્યું, "જો એમ હોય તો એ બાબતમાં તું કુશળ છે, માટે તને રુચે તે પ્રમાણે તું કહે." તે કહેવા લાગ્યો, "આર્યપુત્ર! કથા બે પ્રકારની છે: ચરિતા (સાચી) અને કલ્પિતા. એમાં ચરિતા બે પ્રકારની છે: સ્ત્રીની અથવા પુરુષની. ધર્મ, અર્થ અને કામવિષયક કાર્યોમાં જોયેલ, સાંભળેલ અને અનુભવેલ વસ્તુ તે ચરિત કહેવાય છે. એનાથી ઊલટું, કુશલ પુરુષોએ પહેલાં જેનો ઉપદેશ કરેલો હોય અને જે સ્વમતિથી યોજેલું હોય તે કલ્પિત કહેવાય છે. પુરુષો અને સ્ત્રીઓને તમે ત્રણ પ્રકારનાં જાણો–ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ. તેમનાં ચરિતો પણ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે." આમ કહીને પછી તે અદ્ભુત, શૃંગાર અને હાસ્યરસથી ભરપૂર એવાં ચરિત અને કલ્પિત આખ્યાનકો વર્ણવવા લાગ્યો. તેના રસથી હું દૂર સુધી ચાલ્યો.

### વીણાદત્તનો પરિચય

એક સંનિવેશમાં વિશ્રામ કર્યા પછી અંશુમાન મને કહેવા લાગ્યો, "આર્યપુત્ર!

આભરણો છુપાવી દો, એટલે વિશ્વસનીય એવો બ્રાહ્મણનો વેશ ધારણ કરી આપણે સુખપૂર્વક પ્રવાસ કરીશું. તમારું નામ આર્ય જ્યેષ્ઠ હો, હું આર્ય કનિષ્ઠ છું." મેં કહ્યું, "એમ થાઓ." પછી તેણે મારાં તેમજ પોતાનાં આભરણો ઉત્તરીયમાં બાંધ્યાં. સુખપૂર્વક પડાવ કરતા અને શિરામણ કરતા અમે ભદ્દિલપુર પહોંચ્યા. મને અંશુમાને કહ્યું, "આર્યપુત્ર! તમે બહાર વિશ્રામ કરો, હું નગરમાં ઉતારાની તપાસ કરું છું, જેથી આપણને બન્ને જણને ભમવું પડે નહીં." મેં કહ્યું, "એમ થાઓ." તે બોલ્યો, "જીર્ણોદ્યાનમાં વૃક્ષની ઘટામાં બેસો. અજાણ્યા નગરોમાં મતિદુષ્ટ લોકો હોય છે, અને તેઓ ભલા માણસોને પણ ઠગે છે, માટે હેરાન થવું પડે નહીં (તેની કાળજી રાખજો)." પછી તે ગયો.

હું પણ અક્ષત અને સુડોળ થડવાળા, મનોહર શાખા, પ્રશાખા, પત્ર, પલ્લવ અને પુષ્પવાળા, મેરુના શિખર ઉપરના હીંગળોક અને ગેરુથી (જાણે કે) સુશોભિત હોય તેવા અને મુદિત ભ્રમરોવડે નિનાદિત અશોકવૃક્ષની છાયામાં બેઠો. અંશુમાનને વિલંબ થયો તેથી મેં વિચાર્યું, "અંશુમાન છે તો સાવધાન, છતાં તે કોઇથી ઠગાયો તો નહીં હોય?" આ પ્રમાણે અત્યંત આકુલ ચિત્તવાળો થઇને હું બેઠો હતો, એટલામાં ઘોડા જોડેલા સુન્દર રથને મારી સામે આવતો મેં જોયો. રથમાં બેઠેલા અંશુમાનને મેં ઓળખ્યો. કોઇ રૂપવાન તરુણ સારથિ હતો. મેં વિચાર્યું, "એની સાથે અંશુમાનને પોતાના નગરમાં (વેદશ્યામપુરમાં) પૂર્વે પરિચય થયેલો હશે." રથ આવી પહોંચ્યો, અને અંશુમાન તથા તે તરુણ નીચે ઉતર્યા. તે તરુણ બોલ્યો, "આર્ય જ્યેષ્ઠ! હું વીણાદત્ત વંદન કરું છું." અંશુમાન બોલ્યો, "હું આર્ય કનિષ્ઠ પ્રણામ કરું છું." વીણાદત્તે મને વિનંતી કરી, "આ રથમાં બેસો, કૃપા કરો, આપણે ઘેર જઇએ." અંશુમાને પણ અનુમતિ આપતાં હું અંશુમાનની સાથે રથમાં બેઠો. વીણાદત્તે લગામો પકડી. ચાલતાં ચાલતાં ઉપવન અને ભવનથી સમૃદ્ધ નગર મેં જોયું. મને જોતા અને મારા રૂપથી વિસ્મિત થયેલા લોકો બોલતા હતા, "અહો શું બ્રાહ્મણનું રૂપ છે! અથવા આ વેશમાં નગરની ઋદ્ધિ જોવાની ઇચ્છાવાળો કોઇ દેવ ઉતરી આવ્યો હશે!" બીજાઓ વળી બોલતા હતા, "જેમના રથની લગામો ઇભ્યપુત્ર વીણાદત્તે પોતે પકડી છે એવા આ મહાનુભાવો કોણ છે?" બીજાએ કહ્યું, "આ બ્રાહ્મણો સર્વ સત્કારને યોગ્ય છે." આ પ્રમાણે મંગલ વચનો સાંભળતો હું નાના સરખા વિમાન જેવા વીણાદત્તના ઘેર પહોંચ્યો. ત્યાં મારી અર્ઘ્યપૂજા કરવામાં આવી, એટલે હું રથમાંથી ઊતર્યો અને ભવનમાં પ્રવેશ્યો. ત્યાં સુખપૂર્વક બેસી પાદશૌચ કર્યા પછી મેં મુહૂર્ત માત્ર વિશ્રામ કર્યો, એટલે અંશુમાન સહિત મને ઇભ્યના પરિજનોએ ઉપચારપૂર્વક સ્નાન કરાવ્યું. પછી ઘ્રાણ, મન અને રસનાને પ્રિય લાગે એવું ભોજન હું જમ્યો. ઉત્તમ વસ્ત્ર પહેરીને હું શયનમાં બેઠો. રાત્રે ઇભ્યના માણસો ઊંઘી ગયા, એટલે મેં અંશુમાનને પૂછ્યું, "કયા કારણથી વીણાદત્તે આપણું સન્માન કર્યું?" તેણે કહ્યું, "સાંભળો—

તમારી પાસેથી નીકળીને નગરની શોભાને જોતો હું જુદી જુદી દિશાઓનાં નગરોમાં અને પહાડોમાં ઉત્પન્ન થયેલો માલ જ્યાં એકત્ર થયેલો હતો એવા તથા વેચનાર, ખરીદનાર અને કૌતુકી જનોથી ભરેલા બજારમાં પહોંચ્યો. ત્યાં જુદા જુદા દેશોના પહેરવેશમાં સજ્જ થયેલા પુરુષોને મેં જોયા. પછી એક સાર્થવાહની દુકાને હું ગયો. તેણે મને પ્રણામ કરીને આસન આપ્યું. તેના ઉપર હું બેઠો, એટલે તેણે મને કહ્યું, “આર્યપુત્ર! તમારે જેની જરૂર હોય તે નિઃસંકોચ કહો.” મેં કહ્યું, “સૌમ્ય! મારે ઉતારાની જરૂર છે.” તે બોલ્યો, “જો એમ છે તો હું તમને ઉતારો આપીશ અને તમારી યથાશક્તિ શુશ્રૂષા કરીશ.” મેં કહ્યું, “મારા વડીલ આર્ય જ્યેષ્ઠ છે. તેમને યોગ્ય એવો એકાન્ત ઉતારો હોય તો અમે સ્વીકારીએ, જો ન હોય તો બીજે સ્થળે તપાસ કરીએ.” તે બોલ્યો, “ભલે, જુઓ ત્યારે.” આ પ્રમાણે હું વાતચીત કરતો હતો, એટલામાં મોટો શબ્દ પેદા થયો, પણ એ શબ્દ પેદા થવાનું તે પ્રકારનું કારણ દેખાતું નહોતું. શબ્દ શાન્ત થયો. પણ એકાદ મુહૂર્ત પછી તે જ પ્રકારનો શબ્દ પાછો સંભળાયો. મેં સાર્થવાહને પૂછ્યું, “આ શાનો શબ્દ છે? અને શા કારણથી થાય છે?” તેણે મને કહ્યું, “આર્યપુત્ર! અહીં મહાધનિક ઇભ્યપુત્રો મોટા મૂલ્યની હોડ મૂકીને દ્યૂત રમે છે. તેમાં ધન મળતાં તે નિમિત્ત થતા વિક્રોશથી ઉત્પન્ન થયેલો આ શબ્દ છે.” એટલે મેં સાર્થવાહને કહ્યું, “જાઉં છું ત્યારે, બીજે પણ ઉતારાની તપાસ કરું છું. મારા વડીલને જે ઉતારો રુચશે ત્યાં વસીશું.” તેણે કહ્યું, “ભલે, મારું નામ વિજય છે, અને હું ઉત્તર તરફની વીથિ (શેરી)માં વસું છું. ત્યાં આવજો.”

પછી ‘આ તો ઉત્તમ શકુન થયો’ એમ વિચારીને હું દ્યૂતસભામાં ગયો. ત્યાં દ્વારપાળે મને કહ્યું, “અહીં તો ઇભ્યપુત્રો દ્યૂત રમે છે, ત્યાં બ્રાહ્મણોને દાખલ થવાનું શું કામ છે?” મેં કહ્યું,” આર્ય! પુરુષનો બુદ્ધિવિશેષ અને પાણિલાઘવ–હાથચાલાકી જોવાનું કુશળ મનુષ્યને માટે નિષિદ્ધ નથી.” પછી તેણે મને પ્રવેશવા દીધો, એટલે હું સભામાં ગયો. ઇભ્યપુત્રોની વચ્ચે એક કરોડનો દાવ મૂકવામાં આવ્યો હતો. ત્યાં ‘મારે કયા પક્ષનો આશ્રય કરવો?’ એનો નિર્ણય હું કરી શકતો નહોતો. હું તો પરોણો, વળી બ્રાહ્મણ હોઇ બન્ને પક્ષોને સમાન હતો. પછી તે લોકોએ મને પૂછ્યું, “આર્ય! દ્યૂતવિધિ જાણો છો?” મેં હા કહી. મને યોગ્ય લાગતો નિર્ણય મેં કહ્યો. મોટી હોડ મૂકવામાં આવી. પછી તેમાં વીણાદત્ત જીત્યો. તેણે મને કહ્યું, “આર્ય! તમારી ઇચ્છા હોય તો હોડ મૂકો, અને ખેલો.” હું તેના પક્ષમાં બેઠો. સામા પક્ષના માણસો કહેવા લાગ્યા, “તમારી પાસે ધન હોય તો ખેલજો. આ કાર્યમાં બ્રાહ્મણનું શું કામ છે?” વીણાદત્તે કહ્યું, “મારા વૈભવથી બ્રાહ્મણ ભલે દ્યૂત ખેલે.” પછી મેં મારા આભરણો તેમને બતાવ્યાં. સાપના જેવી દૃષ્ટિથી તે તરફ જોઇને જાણે તે જીતી લીધાં હોય તે પ્રમાણે સન્તુષ્ટ થયેલા તેઓએ

રમત શરૂ કરી. કનક, મણિ, હીરા અને ધનના મોટા ઢગલાઓ મૂકવામાં આવ્યા. તે મેં તમારા પ્રતાપથી જીતી લીધા. વીણાદત્તે પોતાના માણસોને કહ્યું, "બ્રાહ્મણની માલિકીનું આ ધન ઊંચકી લો." પછી હું ત્યાંથી નીકળ્યો. વીણાદત્તે કહ્યું, "આર્ય! ક્યાં ચાલ્યા?" મેં કહ્યું, "મારા વડીલ આર્ય જ્યેષ્ઠ છે, તેમને યોગ્ય ઉતારાની હવે તપાસ કરું." તેણે કહ્યું, "મારા ભવન અને વૈભવ ઉપર તમારો અધિકાર છે; મારા ઘરમાં તમે રહો." પછી ઉમદા નોકરોવાળા વીણાદત્તને ઘેર તેની સાથે હું ગયો. દ્યૂતમાં જીતેલા ધનને તેના વચનથી મેં મુદ્રિત કર્યું (સીલ કર્યું). પછી અમે તમારી પાસે આવ્યા."

મેં અંશુમાનને કહ્યું, "વીણાદત્ત ભલે ઉદાર હોય, પણ તેને પીડવાનું મને રુચતું નથી. બીજે સ્થળે આવાસ ગ્રહણ કરો, ત્યાં નિઃસંકોચ વસીશું." આ પ્રમાણે વાતચીત કરીને સુખપૂર્વક ત્યાં વસ્યા પછી પ્રભાત થતાં અમે વીણાદત્તને કહ્યું, "બીજે સ્થળે ઉતારાની વ્યવસ્થા કરો." ખિન્ન ચિત્તવાળા તેણે આનાકાનીપૂર્વક એ વસ્તુ સ્વીકારી. રાજમાર્ગની પાસે ઉતારો કર્યો, અને ત્યાં પરિચારકોને પણ રાખવામાં આવ્યા. ત્યાં અમે રહ્યા. અમર્ષવાળા અને મત્સરયુક્ત ઇભ્યપુત્રો ત્યાં દ્યૂત રમવા માટે આવ્યા. મેં વિના પ્રયત્ને તેમને જીતી લીધા. 'વિપ્રના વેશમાં છુપાયેલો આ કોઈ દેવ, ગંધર્વ કે નાગકુમાર છે' એમ બોલતા તેઓ ગયા.

પછી વીણાદત્ત નંદ-સુનંદ રસોઇયાઓને લાવ્યો. તેમણે ભોજન તૈયાર કર્યું. પછી વર્ણ, રસ અને સુગંધથી સંપન્ન, હિત, મિત અને પથ્ય એવું તે ભોજન જમીને મેં અંશુમાનને કહ્યું, "પાકશાસ્ત્રમાં વિશારદ આ નંદ-સુનંદને વસ્ત્રના મૂલ્યને યોગ્ય એક લાખ આપો." તે આપવા છતાં તેઓ લેતા નહોતા. મેં અંશુમાનને કહ્યું, "આ તુચ્છ ગણીને તેઓ જો લેવા ઇચ્છતા ન હોય તો આગ્રહપૂર્વક આપો." એટલે અત્યંત તુષ્ટ મનવાળા તે નંદ-સુનંદ પગે પડીને મને વિનંતી કરવા લાગ્યા, "હે દેવ! આપનું પ્રીતિદાન અમે ગ્રહણ કરતા નથી તેનું કારણ સાંભળો—

## નંદ-સુનંદનો વૃત્તાન્ત

અમારા પિતા અહીં સુષેણ રાજાના રસોયા હતા. જેમણે વૃત્તિ-આજીવિકા મેળવી છે એવા તેમણે દીક્ષા લીધી. અત્યંત આદર પામેલા એવા તે અમ બાળકો માટે તો મરણ પામેલા જ હતા. પછી અમે વિદેશમાં પાકશાસ્ત્ર શીખીને 'પાકશાસ્ત્ર ચિકિત્સાશાસ્ત્રને અધીન છે' એમ વિચારીને ચિકિત્સાશાસ્ત્ર શિખ્યા. અમે પાછા આવ્યા એટલે પુંડ્ર રાજાએ અમારા પિતાના સ્થાને અમને સ્થાપીને તે ફળ અમને આપ્યું. અમે રાજાને વિનંતિ કરી, "અમારા જ્ઞાનને છાજે એવી વૃત્તિ આપો. અમારી પરીક્ષા લઇને અમારા જ્ઞાનને યોગ્ય વૃત્તિ બાંધી આપો તો અમે તમારી સેવા કરીએ. શેષ સમયમાં તમારા

વડે રક્ષાયેલ અમે તમારા નગરમાં રહીશું.” સંવિભાગ-દાની પ્રકૃતિવાળા રાજાએ અમારા ઉપર કૃપા કરી, અને અમારી વૃત્તિ વધારી, એટલે અમે સન્તોષથી રહીએ છીએ. મિત્રની સૂચનાથી એક વાર અમે નૈમિત્તિકને પૂછ્યું, “અમારી સેવા ક્યાં સફળ થશે?” તેણે જોઈને કહ્યું, “અર્ધભરતના સ્વામીના પિતા પાસે તમારી સેવા સફળ થશે.” અમે પૂછ્યું, “તે ક્યાં છે? અને તેને કેવી રીતે જાણવો?” તેણે કહ્યું, “અહીં જ તમે તેનું દર્શન કરશો. તમને તે એક લાખનું પ્રીતિદાન આપશે. એ રીતે તમે તેને જાણજો.” આથી અમે સંપત્તિ ઇચ્છતા નથી; અમે તમારી સેવા કરીશું.” પછી પ્રીતિદાનને નહીં ઇચ્છતા એવા તેઓએ કહ્યું, “સ્વામી! અહીં આવીને વિભૂતિમાન એવા આપની શોધ જ અમે કરતા હતા. હવે અમે અહીં ભોજન તૈયાર કરીશું. આપના ઉપર દેવતાઓ પ્રસન્ન છે. આજથી અમે આપના ચરણની આજ્ઞા પાળીશું.” આમ કહીને તેઓએ પોતાનાં મસ્તકથી પ્રણામ કર્યાં.

મેં કહ્યું, “તમે સંકોચ વગર મારી પાસેનું ધન ગ્રહણ કરો.” એટલે તેમણે પ્રીતિદાન લીધું. આ પ્રમાણે અમારો કેટલોક કાળ ગયો. દેવતાની પાસે આવે તેમ મારી પાસે પણ કુશળ નરો આવતા હતા.

## અંશુમાનનાં સુતારા સાથે લગ્ન

એક વાર હું પ્રાસાદમાં બેઠો હતો જ્યારે ધવલ વસ્ત્ર પહેરેલાં હોવાથી યૂથમાં રહેલી રાજહંસીઓ જેવી દેખાતી અને યુગપ્રમાણ દૃષ્ટિ રાખીને ચાલતી આર્યાઓને રાજમાર્ગ ઉપરથી પસાર થતી મેં જોઈ. તેમને જોઈને અંશુમાન ત્વરાપૂર્વક મારી પાસેથી ઊઠ્યો અને પ્રાસાદ ઉપરથી નીચે ઊતર્યો, તથા તેમની પાછળ ગયો. સંધ્યાકાળે તે આવીને કહેવા લાગ્યો.—

“આર્ય જ્યેષ્ઠ! તે આર્યાઓને મેં જોઈને ઓળખી હતી. તેમાં મારા પિતાની મોટી બ્હેન વસુમતી ગણિની હતાં. હું જિનમંદિરમાં ગયો, ત્યાં મેં ભગવાન અરિહંતોની પ્રતિમાઓને વંદન કર્યાં. તે પછી સુમતિ સહિત જેમ દયા આવે તેમ પરિવાર સહિત મારી ફોઇ આવ્યાં. તેમણે મને મધુરતાપૂર્વક કહ્યું, “શ્રાવક! ક્યાંથી આવે છે?” મેં કહ્યું, “ફોઈ! મને ઓળખતાં નથી? હું કપિલ રાજાનો પુત્ર અંશુમાન છું.” પછી તેમણે મને અવલોક્યો, અને અનુકંપાપૂર્વક સ્નેહ ધારણ કરીને તેમણે મને પૂછ્યું, “પુત્ર! તું સુખી છે? તારા પિતા કુશળ છે? તને ઘણા સમયે જોયો તેથી ઓળખતાં વાર લાગી.” મેં તેમને વિનયપૂર્વક કહ્યું, “આર્યે! તમારા ચરણની કૃપાથી અમારું સર્વકાળમાં કુશળ છે” પછી તેમણે મને આનકાનીપૂર્વક રજા આપી, એટલે હું અહીં આવ્યો છું.”

બીજે દિવસે અંશુમાન નીકળ્યો, અને બારમા દિવસે મહાજનોથી પરિવરાયેલો તે વરના વેશમાં પાછો આવ્યો, અને પ્રણામ કરીને હસતો હસતો કહેવા લાગ્યો, "આર્ય જ્યેષ્ઠ! હું તમારી સમીપેથી નીકળ્યો અને ફોઇની પાસે પહોંચ્યો. ત્યાં મારી પહેલાં તારક શ્રેષ્ઠી આવેલો હતો. તેણે વાતચીતમાં મને ઓળખ્યો. તેણે ફોઇને વિનંતી કરી, "પુંડ્રરાજાની સમક્ષ અંશુમાન કુમારને મારી કન્યાનું, જ્યારે તે બાલ્યાવસ્થામાં હતી ત્યારે, મેં વાગ્દાન કર્યું હતું. હવે તે યુવાવસ્થામાં આવી છે. વર આવી પહોંચ્યો છે, માટે તેને હું ઘેર લઇ જાઉં છું. આવી સંપ્રાપ્તિ પુણ્યે કરીને જ થાય છે, માટે અનુજ્ઞા આપો." આમ કહીને મારો હાથ પકડીને તે નીકળ્યો. રાજભવન જેવા પોતાના ભવનમાં મને લઈ ગયો. અર્ઘ્યપૂજા કરવામાં આવી, એટલે હું અંદર દાખલ થયો. પ્રીતિથી જેમનાં નયનો વિકસિત થયાં હતાં એવાં પરિજનોએ મને અભિનંદન આપ્યાં. પછી તારકે આ વાતની રાજાને જાણ કરી. મહત્તરકો-કંચુકીઓ સહિત મોટા ઠાઠમાઠથી રાજા આવ્યો. તારકે સુતારા સાથે મારું વિધિપૂર્વક પાણિગ્રહણ કરાવ્યું અને પુષ્કળ દાયજો આપ્યો. રાજાએ પણ વસ્ત્રાભરણોથી મારો સત્કાર કર્યો. 'લગ્નદીક્ષિત વરે દેવતાને પણ પ્રણામ કરવાનાં ન હોય' એમ કહીને શ્રેષ્ઠીનાં પરિજનો તમને વંદન કરવા માટે પણ મને આવવા દેતાં નહોતાં. આજે જ મને રજા આપી, એટલે હું આવ્યો છું."

એટલે મેં અંશુમાનને અભિનંદન આપ્યાં અને કહ્યું, "સારું થયું, તને અહીં સગાંઓ મળ્યાં." શ્રેષ્ઠિપુત્રી સુતારાને મહામૂલ્યવાન વસ્ત્રાભૂષણો મેં મોકલ્યાં. જિનેશ્વરનો અઠ્ઠાઇઉત્સવ કરાવ્યો. સર્વે કલાકુશળોને બોલાવવામાં આવ્યા, નગરના ગોષ્ઠિકો પણ આવવા લાગ્યા. પછી વીણાદત્તની સાથે મિત્રો સહિત હું જાગરણમાં ગયો. ત્યાં નાગરિકો ગંધર્વ-સંગીતના વિષયમાં ગાયન અને વાદન કરતા હતા, તથા પોતાનું શીખેલું બતાવતા હતા. ત્યાં સુતરાઉ વસ્ત્રથી જેણે પોતાનું શરીર ઢાંકયું હતું એવો, દેવકુમારની જેમ મનોહર શરીરવાળો રાજા પણ હતો. આર્યાના બહુમાનથી વીણાદત્તના ગીતમાં અંશુમાને સ્વર પૂરાવ્યો. રાજાનો ગાવાનો વારો આવ્યો ત્યારે વીણાદત્તે મને કહ્યું, "આર્ય જ્યેષ્ઠ! તમે રાજાના ગેયમાં વીણા વગાડો અથવા ગાઓ, કૃપા કરો." એટલે જિનપૂજા હોવાથી તે વસ્તુ મેં સ્વીકારી, અને શ્રુતિમધુર ગાન કર્યું. નાગ રાગનો અથવા કીન્નરગીતકનો પ્રયોગ કર્યો. હું ગાતો ત્યારે પરિતોષથી વિકસિત મુખકમળવાળો અને ઇષત્ પ્રસન્ન તથા સુન્દર મુખવાળો તે રાજા અધિક શોભવા લાગ્યો.

મહોત્સવ પૂરો થયો, એટલે હું બિમાર થયો. નંદ-સુનંદ રસોયાઓએ ભોજન તૈયાર કર્યું. પણ મેં કોઈ રીતે જમવાની ઇચ્છા કરી નહીં. અંશુમાને મને પૂછ્યું, "શું તમને કંઇ શરીરપીડા થઇ છે, કે જેથી તમારે માટે લાવવામાં આવેલું પથ્ય ભોજન જમવાને તમે ઇચ્છતા નથી?" મેં કહ્યું, "જે સ્ત્રીની સાથે જિનેશ્વરના મહોત્સવના

જાગરણમાં મેં ગાયું હતું તેમાં મારું હૃદય ગયું છે. તેના સમાગમનો ઉપાય શોધવામાં રોકાયેલી બુદ્ધિવાળા મને ભોજન રુચતું નથી.” મેં આમ કહ્યું, એટલે અંશુમાન બોલ્યો, “આર્ય જ્યેષ્ઠ! એ તો રાજા હતા, જાણે પરવશ હો તેમ આવું અયુક્ત કેમ બોલો છો? અથવા કોઇ ભૂતવડે ગ્રસ્ત થયેલા હોવાથી તમે આમ ઉગ્ર બન્યા લાગો છો.” એમ બોલતો તે બહાર નીકળ્યો; અને ભૂત-ચિકિત્સકોને બોલાવી લાવ્યો. રોતો રોતો તે તેઓને કહેવા લાગ્યો, “એમને શરીરપીડા ન થાય તેમ દયાપૂર્વક ચિકિત્સાનો વિચાર કરો.” તેઓ કહેવા લાગ્યા, “રાજપુત્ર! વિનાકારણ ક્ષોભ પામશો નહીં. ત્યાં રહેલા તેઓ જુઓ નહીં તે પ્રમાણે હોમ, અંજન, પાન આદિ ક્રિયાઓ અમે કરીશું, જેથી થોડા જ કાળમાં તેઓ સ્વાભાવિક–સારા થઇ જશે.” આ વાતચીત મેં સાંભળી. આથી મેં અંશુમાનને ધમકાવ્યો અને તેનો તિરસ્કાર કર્યો. એટલે તે ડર્યો અને રાજાને ખબર આપી. રાજા ત્વરાથી આવ્યો. પ્રતિહારીએ મને પ્રણામપૂર્વક કહ્યું કે, “રાજા આવ્યા છે.” રાજા મારી શય્યાની પાસે આસન ઉપર બેઠો. તેણે પોતાના કમળ સમાન કોમળ અને અત્યંત સુકુમાર હાથવડે મને શિર, લલાટ અને વક્ષ:સ્થળ ઉપર આલિંગન આપ્યું. ‘તમારા શરીરમાં ઉષ્મા નથી (અથવા તમારા શરીરમાં તાવ નથી), માટે નિર્દોષ ભોજન કરવું જોઇએ” એમ બોલતા તેણે નંદ–સુનંદને આજ્ઞા આપી, “ભોજન લાવો, સમયસર ખાધેલું અન્ન આરોગ્ય કરે છે.” પછી તેના વચનથી મેં વિધિપૂર્વક ભોજન કર્યું. અંશુમાને કહ્યું “રાજન્! તમે જાઓ.” એટલે તે મારા આવાસની બહાર નીકળ્યો પછી અંશુમાને મને પૂછ્યું, “તમારા શરીરને કેમ છે? અથવા હવે શું કરવું છે?” મેં તેને કહ્યું, “મારા હૃદયરૂપી આવાસમાં નિવાસ કરનારી તે પોતે જ અહીં આવી હતી, તેને તેં કાઢી મૂકી. હવે શું પૂછે છે?” તે બોલ્યો, “શું થાય? અહીં એ ક્યાંથી હોય, જે આવું અસંબદ્ધ બોલો છો?” ક્રોધ પામેલા મેં તેને ધમકાવ્યો, એટલે રડતો રડતો તે બહાર ગયો. મેં પણ વિચાર કરતાં કરતાં કેટલાક દિવસ ગાળ્યા

## પુંડ્રાનું પાણિગ્રહણ

પછી તારક શ્રેષ્ઠી આવીને વિનયપૂર્વક મને કહેવા લાગ્યો, “આપ કહો છો કે–આ કુમારી છે પણ ગુપ્ત રીતે કુમારનો વેશ ધારણ કરીને રહે છે–તે સાચું છે. તેનું મન પણ તમારામાં ચોંટ્યું છે. તમારા સિવાય બીજો કોણ રત્નોને લાયક છે? માટે કૃપા કરો. તમારું વર–પરિકર્મ કરવામાં આવે છે.” મેં તે સ્વીકાર્યું. હજામે મારા નખ કાપ્યા. તારક શ્રેષ્ઠી સહિત સિંહસેન અમાત્યે વિધિપૂર્વક વર સંબંધી કાર્ય કરીને, રતિની સાથે કામનું પાણિગ્રહણ કરાવવામાં આવે તેમ, પુંડ્રા કુમારીની સાથે મોટી ઋદ્ધિપૂર્વક મારું પાણિગ્રહણ કરાવ્યું. મનોરથ અનુસાર પ્રાપ્ત થયેલી તેની સાથે પ્રમુદિત થયેલો એવો હું વિમાનમાં રહેલા દેવની જેમ નિરુત્સુકપણે વિષયસુખ અનુભવવા લાગ્યો. પણ મને અંશુ-

માનનું સ્મરણ થયું કે–"એ બિચારાએ મારા દુઃખનું ખરું કારણ જાણ્યું નહોતું. મારા દુઃખે તે પણ દુઃખી થતો હતો. કામવશ થયેલા મારા વડે ધમકાવાયેલો એવો તે ક્યાંક ગયો હશે" એ પ્રમાણે હું વિચાર કરતો હતો એટલામાં ઝરૂખામાં બેઠેલા મેં નગરના મધ્યમાં ઘણા આયુધવાળા માણસોના પરિવાર સહિત તેને જોયો, અને મને થયું કે 'નિઃસંશય આ અંશુમાન છે.' 'સ્વજનોનો ત્યાગ કરીને મારે શરણે આવેલા અંશુમાનનું મારે સન્માન કરવું જોઈએ' એમ વિચારીને તેડવા માટે મેં માણસ મોકલ્યું, એટલે તે આવ્યો, અને મારી આગળ હાથ જોડી પ્રણામ કરીને ઊભો રહ્યો. મેં કહ્યું, "જેની સહાયમાં અંશુમાન ન હોય તેને શું ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ નથી થતી? તું શા માટે (તારી જાતની) પ્રસંશા કરે છે?" તે બોલ્યો, "કોની કૃપાથી (એમ પૂછતા હો) તો મારી કૃપાથી જ તમને કાર્યસિદ્ધિ પ્રાપ્ત થઇ છે." મેં પૂછ્યું, "કેવી રીતે?" તે બોલ્યો, "સાંભળો." પછી તેને આસન આપવામાં આવ્યું, એટલે તે સુખપૂર્વક બેસીને કહેવા લાગ્યો—

"હું તમારા ચરણ સમીપેથી રોતો રોતો શ્રેષ્ઠીના ભવનમાં ગયો. ત્યાં દુઃખી અને અત્યંત આર્ત્ત થઈને હું શયનમાં પડ્યો. સુતારા મને પૂછવા લાગી, "કુમાર! શું તમને શારીરિક અથવા માનસિક પીડા છે, જેથી આમ રડો છો? તમારી પીડા કહો, જેથી તેનો પ્રતિકાર થઇ શકે." મેં ઉત્તર આપ્યો નહીં, એટલે તે રોતી રોતી પોતાના પિતા પાસે જઈને કહેવા લાગી. એટલે તે મને ચિન્તાપૂર્વક પૂછવા લાગ્યો, "તમારા ગૂઢ સંતાપનું કારણ કહો," પછી પરિજનોને દૂર કરીને, તમારું વચન અને તમારી પીડા મેં તેને કહ્યાં. તે બોલ્યો, "દુઃખી ન થશો. અવશ્ય આજ રહસ્ય હશે. કુમાર બધો જ સમય પોતાનો સ્વર અને વર્ણ છુપાવીને દર્શન આપે છે, માટે આ બાબતનો નિર્ણય હું મેળવીશ." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તે ગયો. મુહૂર્ત્ત માત્ર પછી મારાં ફોઇ વસુમતી ગણિની મારી પાસે આવ્યાં. મેં તેમને વંદન કર્યાં. પછી એકાન્ત સ્થળમાં તેઓ મને કહેવા લાગ્યાં, "સાંભળ પુત્ર! આર્ય જ્યેષ્ઠની બિમારીનું કારણ જણાયું છે." મેં કહ્યું, "કેવી રીતે?" તેઓ બોલ્યાં—

## પુંડ્રાનો પૂર્વ વૃત્તાન્ત

"અહીં સુષેણ નામે રાજા હતો. તેની હું મહાદેવી હતી. મારો પુત્ર પુંડ્ર રાજા હતો. સત્યરક્ષિત અણગારની પાસે નમિ જિનેશ્વરે ઉપદેશેલો ચાતુર્યામ ધર્મ સાંભળીને સુષેણ રાજાએ પુંડ્રને રાજ્ય સોંપીને મારી સાથે દીક્ષા લીધી. હું પુત્ર પ્રત્યેના સ્નેહને લીધે અહીં રહી. રાજા નિઃસંગ થઈને ગુરુની સાથે અપ્રતિબદ્ધપણે વિહરતા હતા. મારા પુત્રને કોઇ સંતાન નહોતું.

એક વાર આર્યાઓની સાથે સમેતશિખર પર્વત ઉપર વીસ તીર્થંકરોની પાદુકાઓને વંદન કરવાને હું નીકળી. ત્યાં અમે મંદરની સમીપે[1] રહ્યાં. રાત્રે તે પર્વતમાં દેવોદ્યોત થયો, એટલે અત્યંત વિસ્મિત થએલાં અમે પર્વત ઉપર ચઢ્યાં. જિનેશ્વરોની પાદુકાને વંદન કર્યા પછી એક સ્થળે ચિત્રગુપ્ત અને સમાધિગુપ્ત એ બે અણગારોને અમે જોયા. તેમને થયેલ કેવલજ્ઞાનની ઉત્પત્તિના મહિમા નિમિત્તે આવેલ દેવોએ આ ઉદ્યોત કર્યો હતો, એમ કારણ જાણવાથી તેમને વિનયપૂર્વક વંદન કરીને અમે નીકળ્યાં. એટલે તેઓએ કહ્યું, "આર્યાઓ! મુહૂર્ત ઉભાં રહો; શિષ્યા લઇ જાઓ." પછી અત્યંત રૂપવાન વિદ્યાધરમિથુન ત્યાં ઊતર્યું, અને 'પરમગુરુને નમસ્કાર' એમ બોલીને ત્યાં ઊભું રહ્યું. એ મિથુનને તેઓએ દીક્ષા આપી અને વિદ્યાધરીને મારી શિષ્યા તરીકે સોંપી. પછી તેમને વંદન કરીને અમે નીકળતાં એ વિદ્યાધરીને મેં પૂછ્યું, "આર્યા! તે સાધુઓ તમારા પરમગુરુ કેવી રીતે?" તે કહેવા લાગી–

## "ચિત્રવેગાની આત્મકથા

વૈતાઢ્ય પર્વતમાં વિવિધ ધાતુવડે મંડિત અને સ્વાદિષ્ટ ફળવાળાં વૃક્ષોથી યુક્ત કાંચનગુહા નામે ગુહા છે. ગયા ભવમાં અમે ત્યાં જ તેંદુક અને હસ્તિનિકા નામે વનચરમિથુન હતાં. ત્યાં કંદ, મૂળ અને ફળનો આહાર કરતાં અમે સુખપૂર્વક રહેતાં હતાં. કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા આ મુનિવરોને ત્યાં અમે જોયા. 'આ ઋષિઓ મહાનુભાવ છે' એમ વિચારી પરમભક્તિથી અમે તેમને વંદન કર્યું અને અમૃત જેવા રસવાળાં ફળો તેમને ખાવા માટે ધર્યાં, પણ મૌનવ્રત ધારણ કરનારા અને નિશ્ચલ રહેલા તેઓએ ઉત્તર ન આપ્યો તેમજ ફળો પણ લીધાં નહીં. પછી અમે અમારા આવાસમાં ગયાં. પોતાનો નિયમ સમાપ્ત થતાં તે મુનિઓ પણ આકાશમાર્ગે ક્યાંક ગયા. (તેઓ આકાશમાર્ગે જતા હતા ત્યારે) તેમને ફરીવાર વંદન કરતાં અમે વિસ્મય પામ્યાં, અને તેમને જ મનમાં ધારણ કરતાં અને તેમના ગુણોનું ચિન્તન કરતાં વીજળી પડવાથી કાળ કરીને—

ઉત્તર શ્રેણિમાં ચમરચંચા નામે નગરી છે ત્યાં પવનવેગ નામે રાજા હતો, તેની પુષ્કલાવતી દેવી હતી, તેની પુત્રી હું ચિત્રવેગા નામે થઇ. 'આ ઉત્તમ પુરુષની સ્ત્રી થશે' એમ જાણીને મારી જાંઘ ચીરીને તેમાં ઔષધિ મૂકવામાં આવી અને તેના પ્રભાવથી કુમાર તરીકે ઓળખાતી હું મોટી થવા લાગી. હું યૌવનમાં આવી ત્યારે ધાવમાતાએ આ હકીકત મને કહી એક વાર મંદરના શિખર ઉપર જિનેશ્વરનો મહિમા ચાલતો હતો ત્યારે દક્ષિણ શ્રેણિના રત્નસંચયપુરના અધિપતિ ગરુડકેતુના પુત્ર અને લોકસુન્દરીના આત્મજ ગરુડવેગને મને જોઇ. તેને પણ મને જોઇને તીવ્ર સ્નેહાનુરાગ થયો. 'આ તો કુમારી છે' એમ તેણે મને જાણી. મને વરવા ગરુડવેગ વારંવાર સંદેશાઓ મોકલવા લાગ્યો. જ્યાં સુધી

[1] મૂળમા મંદરસમીવે શબ્દ છે અહીં 'મંદર' એ વિશેષનામ નથી. કા તો 'પર્વત' એવો સામાન્ય અર્થ હોય અથવા મંદિર એવો મૂળ સાચો પાઠ હોય. પહેલો વિકલ્પ વધારે સંભવિત છે.

મારું તેને વાગ્દાન થયું નહીં ત્યાં સુધી મારી જાંઘમાંથી ઔષધિ કાઢવામાં ન આવી. ઔષધિ કાઢીને પછી સંરોહણી ઔષધિવડે રુઝવવામાં આવતાં હું સ્વાભાવિક સ્ત્રી થઈ. પછી મોટી ઋદ્ધિપૂર્વક લગ્ન થતાં હું તેની સાથે નિરુદ્વિગ્નપણે ભોગો ભોગવવા લાગી.

એક વાર સિદ્ધાયતન કૂટ ઉપર મહોત્સવ થતો હતો ત્યારે અણગારોને ત્યાં આવેલા જોઈને હું સહિત ગરુડવેગ તેમને વંદન કરીને પૂછવા લાગ્યો, "ભગવન્! મને એમ લાગે છે કે આપને પહેલા અમે ક્યાંક જોયા છે." તેઓએ કહ્યું "શ્રાવક! સાચી વાત છે. પૂર્વભવમાં તમે કાંચનગુહામાં તેંદુક અને હસ્તિની નામે વનચર-મિથુન હતાં." નિશાની સહિત તેમણે હકીકત કહેતાં જાતિસ્મરણ થવાથી 'આપને વંદન કરવાના ગુણથી અમને વિદ્યાધરપણું મળ્યું છે' એમ બોલતાં અમે પરમ વિનયપૂર્વક તેમના પગે પડ્યાં. તેમની સમીપમાં વ્રતો અને શિક્ષાવ્રતો ગ્રહણ કરીને અમે અમારા નગરમાં ગયાં.

એક વાર મારા સસરા ગરુડકેતુ રાજાએ નિર્વેદ પામીને ગરુડવેગને રાજ્ય આપીને તથા નાના પુત્ર ગરુડવિક્રમને યુવરાજપદે સ્થાપીને દીક્ષા લીધી. પછી અમે રાજ્યલક્ષ્મી ભોગવવા લાગ્યાં. આજે આ મુનિઓને થએલા કેવલજ્ઞાનના મહિમા નિમિત્તે નજીકમાં રહેલા દેવતાઓ એકત્ર થયા હતા. દેવોદ્યોતથી વિસ્મિત થયેલાં અમે પણ આવ્યાં, અને દેવો વડે પૂજાયેલા ગુરુઓને વંદન કર્યાં. ગુરુઓએ દેવો અને વિદ્યાધરોને ધર્મ કહ્યો. પર્ષદા પાછી ગઈ. જેમને સંવેગ પેદા થયો છે એવા અમે પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને દીક્ષા લેવા માટે આવ્યાં. આ કારણથી, અમારે માટે પૂર્વભવમાં પણ વંદનીય હતા તેથી આ ઋષિઓ અમારા પરમગુરુઓ છે."

આવું કહેતી તે વિદ્યાધરીએ તે (જાંઘમાં રાખી હતી તે) ઔષધિ (માર્ગમાં) જોઈ અને તેણે તે આર્યાને બતાવી. 'આ મહાપ્રભાવવાળી ઔષધિ છે' એમ માનીને કુતુહલથી મેં તે લીધી. તેણે બીજે સ્થળે સંરોહણી ઔષધિ બતાવી; તે પણ મેં લીધી. પછી અમે આ નગરમાં આવ્યાં.[1]

એક વાર એમ બન્યું કે આ નગરમાં ત્રણ ઇભ્યપુત્ર ભાઈઓ રહેતા હતા. તેમાંનો એક વહાણમાં બેસીને વેપાર અર્થે ગયો હતો, અને બીજા બે ભાઈઓ દુકાનનો વેપાર ચલાવતા હતા. સમુદ્રમાં વહાણનો નાશ થયેલો જાણીને તે બે ભાઈઓએ મોટી ભોજાઈને કહ્યું, "કુટુમ્બનું દ્રવ્ય બતાવો." તે બતાવવા ઇચ્છતી નહોતી, તેથી મૂંગી રહી. એટલે તેઓએ રાજદરબારમાં જઈને પુંડ્ર રાજાને વિનંતી કરી, "દેવ! જ્યારે અમારાં માત-પિતા મરણ પામ્યાં ત્યારે 'મોટાભાઈ અમારે માટે માનનીય છે' એમ ગણીને અમે ધનની ચિન્તા કરતા નહોતા. પણ તે તો વહાણમાં બેસીને ગયા છે, અને તેમના શા સમાચાર

૧. આ કંડિકાના કેટલાક વાક્યખંડો અસ્પષ્ટ છે. તેમનો ભાવાર્થ અનુમાને ખેંચી શકાય છે.

છે તે કંઇ જાણવામાં આવતું નથી. તેમની પત્ની કુટુંબનું ધન બતાવતી નથી, માટે તે અપાવો; કૃપા કરો." રાજાએ આ કામમાં તારક શ્રેષ્ઠીની નિમણૂક કરી. 'જેવી આજ્ઞા' એમ કહીને, નગરના ચાર–ગુપ્તચર તરીકે નીમેલા પુરુષોને 'આ પ્રમાણે કરો' એવો સૂચના આપીને તેણે ઇભ્યના ઘેર મોકલ્યા. તેઓએ (ધન બતાવવા માટે મોટા ભાઇની) ગૃહિણીને વચન કહ્યું. તે સગર્ભા હોવાથી કહેવા લાગી, 'મને પુત્ર કે પુત્રીનો જન્મ થયા પછી મારા પિતાનો સાર બતાવીશ. જો પુત્રી જન્મશે તો ધનને અનુરૂપ પહેરામણી રાખીને બાકીનું મારા દિયરોને આપીશ." પછી વણિકોની સમક્ષ તારકને પૂછવામાં આવ્યું, "કાર્યનું શું પરિણામ આવ્યું?" તેણે કહ્યું, "સ્વામી! ગર્ભમાં રહેલો પુત્ર પણ પોતાના પિતાના ધનનું સંરક્ષણ કરે છે." રાજા બોલ્યો, "આ પ્રમાણે પુત્રો મહાપ્રભાવવાળા હોય છે; હું અપુત્ર છું, તેથી નથી જાણતો કે મારી રાજ્યલક્ષ્મી ક્યાં જશે?"[૨] આ પ્રમાણે શ્રેષ્ઠીએ વ્યવહારનો નિર્ણય કરતાં રાજાએ શ્રેષ્ઠીને અભિનંદન આપ્યું.

પુત્રપ્રાપ્તિની આકાંક્ષાવાળો તે રાજા એક વાર અંતઃપુરમાં ગયો. પોતાનાં બચ્ચાંઓને ચરાવતા પારેવાના યુગલને એકી નજરે જોઇ રહેલી રાણીને તેણે ત્યાં જોઇ. રાજાએ પૂછ્યું, "શું જુએ છે?" તે બોલી, "સ્વામી! કાળા અગરના ધૂપ જેવા શ્યામ, રાતા ચરણ અને નયનવાળા, પુત્રસ્નેહને કારણે પોતાની ભૂખને નહીં ગણતા અને ચાંચથી દાણા વીણી લાવીને બચ્ચાંના મુખમાં મૂકતા આ પારેવાના યુગલને જુઓ. બાળક વગર આપણો કાળ શી રીતે જશે?"

એક વાર કૌશિક નામે તાપસ કુંડોદરી નામે પોતાની પત્ની સાથે રાજભવનમાં આવ્યો. બે પુત્રોને તેણે કઢિણ (તાપસના પાત્રવિશેષ)માં મૂક્યા હતા, એકને કુંડોદરીએ ઉપાડ્યો હતો, અને એક તેની પાછળ ચાલતો હતો. તેમને રાજાએ વિવિધ રંગનાં વસ્ત્રો આપ્યાં અને પછી કુંડોદરીને પૂછ્યું, "આર્યે! આ ચાર પુત્રોમાં કોના ઉપર તારો અધિક સ્નેહ છે?" તે બોલી, "રાજન્! એ બાબતમાં ચાર પુત્રોની વચ્ચે કશો ભેદ નથી, પણ જે પુત્ર બહાર ગયો હોય અથવા બહારથી આવતાં જેને મોડું થયું હોય તેની બાબતમાં મારો અધિક સ્નેહ છે." પછી રાજાએ તેમને રજા આપી. "અરણ્યમાં વસનાર તાપસોને પણ પુત્રો છે, પણ રાજ્યના અધિપતિ એવા મને પુત્ર નથી. આથી પરિજનોને માટે હું શોચનીય બન્યો છું"–તેમને જોઇને (રાજા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો).

કેટલોક કાળ ગયા પછી મારી પુત્રવધૂ (પુંડ્રની પત્ની) સગર્ભા થઇ. તેને મેં કહ્યું, "મંદભાગ્યને કારણે કદાચ તું પુત્રીને જન્મ આપે તો તુરતજ મને ખબર આપજે."

---

૨. આને જ મળતા પ્રસંગો અને સંવાદો કાલિદાસના 'શાકુન્તલ' મા અને યશઃપાલના 'મોહરાજપરાજય' મા જોવામા આવે છે.

પૂરા દિવસે તેને કન્યા જન્મી. પછી સાંભળ્યા પ્રમાણે વિધિપૂર્વક તે ઔષધિ ( કન્યાની જાંઘમાં ) મૂકી. દેવી, ધાત્રી અને હું-આ વાત જાણતાં હતાં, માટે પુત્ર ! આ સત્ય વસ્તુ છે. તે કુમારી છે, તેને જેણે ઓળખી તે આર્ય જ્યેષ્ઠ ઉત્તમ પુરુષ છે." એમ કહી વસુમતી આર્યા રાજકુલમાં ગયાં.

અમાત્ય સિંહસેન અને તારકની સાથે હું પણ તમારા લગ્નના કાર્ય માટે રાજકુલમાં ગયો. રાજાની (કન્યાની) જાંઘ ચીરીને ઔષધિ બહાર કાઢી, અને તે કાઢવાથી ઘાયલ થયેલ તેને સંરોહણીથી સાજી કરી. અત્યારે તમારો વિવાહ મારી કૃપાથી જ થયો છે. સૈન્ય અને વાહન સહિત અને કવચવાળા યોદ્ધાઓના સમૂહથી પરિવરાયેલો એવો હું અત્યારે રહું છું. મારી કૃપાથી ઇચ્છિત જનની પ્રાપ્તિ તમને થઇ છે એમ જાણો."

( આ સાંભળીને ) પછી મેં અંશુમાનનો, અને તેના વચનથી પ્રજાના વડેરાઓ તથા સેનાનાયકો આદિનો પણ સત્કાર કર્યો. સિંહસેન અને તારક સહિત અંશુમાન રાજકાર્યોની તપાસ રાખવા લાગ્યો.

મને વિચાર થયો, "અહો ! આશ્ચર્ય છે ! વનચરો પણ સાધુને વંદન કરવાના ગુણથી ઉત્તમ ગોત્રકર્મ ઉપાર્જન કરીને વિદ્યાધર તરીકે જન્મ્યાં, તેમને ધર્મમાં રતિ પણ એ જ કારણથી થઇ. અથવા પ્રકૃતિથી ભદ્ર એવાં તેઓ તીવ્ર અને શુદ્ધ પરિણામ વડે કરીને તપોધન મહાત્માઓને વંદન કરી જો મનુષ્યરિદ્ધિ પામ્યાં હોય તો એમાં શું આશ્ચર્ય છે ? ભગવતી મરુદેવા શ્રીઋષભદેવના દર્શનથી વિશુદ્ધ લેશ્યા થતાં અપૂર્વકરણમાં પ્રવેશ કરીને નિર્વાણ ફળનાં ભાગી બન્યાં હતાં."

## મહાપુંડ્રકુમારનો જન્મ

આ પ્રમાણે ચિન્તન કરીને ફરી વાર વિષયમાં આસક્ત થયેલો હું નિરુત્સુકપણે વિહાર કરવા લાગ્યો. અવિરુદ્ધ સુખના સેવનથી મુદિત મનવાળી અને શોભાયમાન કુમુદિની જેવી દેવી પુંડ્રા સગર્ભા થઈ. ચિકિત્સકોએ સૂચવ્યા પ્રમાણેનું ભોજન લેતી અને જેના દોહદ પૂરા કરવામાં આવ્યા છે એવી તેણે રાજાનાં લક્ષણોવાળા પુત્રને જન્મ આપ્યો. પ્રજા પણ આનંદિત થઇ. ઉત્સવ કરવામાં આવ્યો. તે પુત્રનું મહાપુંડ્ર એવું નામ પાડવામાં આવ્યું. પુત્રના દર્શનથી આનંદિત થયેલા મારો આ પ્રમાણે સુખપૂર્વક સમય વીતતો હતો.

---

( ૧૧ )

# રક્તવતી લંભક

રતિપ્રસક્ત એવો હું સુરતના પરિશ્રમથી થાકીને એક વાર મારા મનોરથ અનુસાર પ્રાપ્ત થયેલી દેવીની સાથે સૂતો હતો. તે વખતે મેં દીન-કરુણ વચન સાંભળ્યું કે, "અહો !

સુખિયા લોકો પ્રણયીજનો સાથે રતિક્રીડા કરીને નિરાંતે સૂવે છે." તે શબ્દથી હું જાગ્યો, હાથમાં રત્નકરંડક લઈને ઊભેલી કલહંસી પ્રતિહારીને મેં જોઇ. તે રોતી રોતી મને એક બાજુએ લઈ જઇને કહેવા લાગી, "સ્વામી! દેવી શ્યામલી આપને પ્રણામ કરે છે ને આપનું સ્મરણ કરતી એવી તેણે આપના ચરણમાં મને મોકલી છે." મેં તેને પૂછ્યું, "પરિવાર સહિત રાજા કુશળ છે? દેવી શ્યામલીને પણ આરોગ્ય છે?" એટલે તે બોલી, "વિદ્યાથી ભ્રષ્ટ થયેલો દુરાત્મા અંગારક અમારી સાથે યુદ્ધ કરવા આવ્યો. પછી આપના પ્રતાપથી રાજાએ યુદ્ધમાં તેનો પરાજય કર્યો, અને કિન્નરગીત નગર લીધું. હવે રાજ્ય-લાભથી હર્ષિત થયેલાં પરિજનો અને દેવી આપનું દર્શન કરવા ઇચ્છે છે." 'તેનું પણ દુઃખ દૂર થાઓ' એમ વિચારીને મેં કલહંસીને કહ્યું, 'મને પ્રિયા શ્યામલીની પાસે લઈ જા." એટલે પ્રસન્ન થયેલી તે મને લઇને ઊડી. પણ જ્યારે તે વૈતાઢ્ય તરફ નહીં જતાં બીજી દિશાએ મને લઈ જવા લાગી ત્યારે મેં વિચાર્યું કે, "નક્કી આ કલહંસી નથી.; કોઇ દુષ્ટ આ રૂપ ધારણ કરીને મને હરી જાય છે.." પછી મેં મૂઠી વાળીને તેના તાળવા ઉપર પ્રહાર કર્યો, એટલે (કલહંસીનો) અંગારક થઈ ગયો. ભય પામીને તેણે મને મૂકી દીધો; અને તે નાસી ગયો. આધાર વગરનો હું નીચે ધરામાં પડ્યો. એમાં પાણી ધીરે ધીરે વહેતું હતું. આથી મેં વિચાર્યું કે, 'આ કોઈ મોટી નદી હોવી જોઇએ." પછી હું તરીને બહાર નીકળ્યો અને વિશ્રામ કરવા લાગ્યો. એવામાં મેં શંખનાદ સાંભળ્યો, અને તે ઉપરથી ધાર્યું કે, 'ચોક્કસ, અહીં નગર છે.'

સવાર પડ્યું, એટલે હું નગર પાસે ગયો. એક પુરુષને મેં પૂછ્યું, "ગંગા નદીના તીરના ભૂષણરૂપ આ કયું નગર છે?" "તેણે કહ્યું," ઇલાવર્ધન નગર છે. તમે ક્યાંથી આવો છો કે તેનું નામ પણ જાણતા નથી!" મેં કહ્યું, "તમારે એ વાતનું શું કામ છે?" ત્યાં હું ન્હાયો. પછી મારાં આભૂષણો સંતાડીને છાયાવાળાં અને પુષ્પ અને ફલથી ઢંકાયેલાં વૃક્ષોથી સુશોભિત, જાણે કુબેરનું નગર હોય તેવા સુન્દર, સારી રીતે બાંધેલા, અને ઊંચા કોટ અને દરવાજાવાળા, જેની આસપાસ ખાઈ આવેલી છે એવા અને સારાં ગોપુરોવાળા તે ઉત્તમ નગરને મેં જોયું. એકી સાથે અનેક રથ જેના ઉપર સારી રીતે ચાલી શકે એવા પહોળા તથા રસિક જનો અને વિવિધ વેશધારી નરોથી સંકુલ એવા રાજમાર્ગ ઉપર હું આવ્યો. ત્યાં વેચવા માટે મૂકવામાં આવેલાં દુકૂલ (રેશમી વસ્ત્ર), ચીનાંશુક (ચીનમાં બનેલું રેશમી વસ્ત્ર), હંસલક્ષણ (હંસના જેવું સફેદ અને બારીક રેશમી વસ્ત્ર), કૌશેય (કોશેટાના રેશમનું વસ્ત્ર) તથા કસવર્ધન (?) આદિ વસ્ત્રો, [1]એજ પ્રમાણે કુંકુમ, કુવલય, પલાશ, પારેવાની ગ્રીવા, મનશીલ અને પરવાળાના વર્ણનાં વિવિધ સુગંધી ચૂર્ણો, વીણાપટ્ટના[2]

---

૧. આ પછી तहा सेकयाणि...विराइयंનો અર્થ અસ્પષ્ટ છે, એટલે આ અર્થ કેવળ અનુમાને કરેલો છે.

૨. वीणापट्ट એટલે શું? चीणापट्ट પાઠ લઈએ તો 'ચીનાઈ કાપડ' એવો અર્થ નીકળી શકે ખરો.

સમૂહો, મૃગોની રૂંવાટી, વિવિધ રંગના બકરાના વાળના કાંબળા, મણિ, શંખ, પરવાળાં, અને સોનાચાંદીનાં આભરણો અને નાસિકાને પ્રિય લાગે એવાં ગંધદ્રવ્યો જોયાં. એક સાર્થવાહની દુકાને હું ગયો. ખરીદનારાઓ તરફ તેનું ધ્યાન રોકાએલું હોવા છતાં તેણે મને આદરથી કહ્યું કે, "આસન ઉપર બેસો." હું બેઠો. એક મુહૂર્તમાં જ સાર્થવાહને એક લાખ રૂપિયા મળ્યા. એટલે પ્રસન્નતાથી વિકસિત થએલા મુખવાળો તે મને વિનંતી કરવા લાગ્યો, "સ્વામીપાદ! આજ તમે મારે ઘેર જમજો, કૃપા કરો." મેં તેની વાત સ્વીકારી કે, "ભલે." તેણે કહ્યું, "અહીં જ એક મુહૂર્ત વિશ્રામ લો, એટલી વારમાં કોઈ કામે જઇને હું આવું છું." પછી તેણે પોતાના આસન ઉપર રૂપાળી દાસીને બેસાડી, અને તે ગયો. તે દાસી, હું તેને પ્રશ્ન કરું એટલે, આડું જોઇને ઉત્તર આપતી હતી. મેં કહ્યું, "બાલિકે! પરાઙ્મુખ થઇને કેમ બોલે છે? શું તું વિવેક જાણતી નથી?" તે બોલી, "મારા મુખમાંથી લસણના જેવી પ્રતિકૂલ વાસ આવે છે, તે જાણવા છતાં હું તમારી સામે કેવી રીતે મુખ રાખું?" મેં કહ્યું, "તું દુઃખી ન થઇશ. ગંધદ્રવ્યોના પ્રયોગથી તારા શ્વાસની દુર્ગંધ હું દૂર કરીશ. હું કહું તે તે દ્રવ્યો લાવ." પછી હું બોલ્યો તે પ્રમાણે દ્રવ્યો તે લાવી. સર્વે ભેગાં કરી, ઘી સહિત ખરલ કરીને નળી ભર્યાં. પછી તેની ગોળીઓ કરી, જે ગોળીઓ દુર્ગંધને દૂર કરે છે અને કમળના જેવું સુગંધિત મુખ કરે છે. અનુક્રમે તે ગોળીઓ તેણે ખાધી, એથી તેનું મુખ સુગંધી થઈ ગયું. એટલામાં સાર્થવાહ આવ્યો. દાસીનું મુખ તે પ્રકારે સુગંધી થયેલું જાણીને મને તે પોતાને ઘેર લઇ ગયો.

પછી એકાન્ત સ્થાનમાં મને વિધિપૂર્વક સ્નાન કરાવવામાં આવ્યું. સ્નાન કરીને મેં મહામૂલ્યવાન વસ્ત્રો પહેર્યાં, એટલે કુશળ રીતિથી તૈયાર કરવામાં આવેલું ભોજન સોના-રૂપાનાં વાસણોમાં મારે માટે લાવવામાં આવ્યું. એમાં અડદિયા લાડુ, સુખડી, સેવ આદિ ભક્ષ્યો, મૃદુ, વિશદ અને સ્વકસિદ્ધ-પોતાની મેળે સીઝેલો કમોદનો ભાત, રાઇના સ્વાદથી મિશ્ર વિવિધ લેહ્યો, જીહ્વાને આનંદકર અને વિવિધ સંભારવાળાં અથાણાં અને પેય હતાં.[1] પરિજનોએ આદરપૂર્વક આણેલું ભોજન હું જમ્યો, કલાદ-ચૂર્ણ(ચણાના લોટ)થી હાથ-મ્હોં સાફ કર્યાં, તથા આચમન કર્યું અને સુગંધી ફળથી મુખવાસ કરીને આસન ઉપરથી ઊઠ્યો. વધેલું બધું દાસીઓ લઇ ગઇ. મારાં અંગો ઉપર નાસિકા અને મનને વ્હાલાં લાગે એવાં સુગંધી દ્રવ્યોથી વિલેપન કરવામાં આવ્યું. પછી સાર્થવાહે બતાવેલા, સુગંધી પુષ્પોથી છવાયેલા અને જેના ઉપર સ્વચ્છ વસ્ત્ર પાથર્યું હતું એવા શયન ઉપર હું બેઠો. જેણે ભોજન કરી લીધું હતું એવા મારી પાસે સાર્થવાહ બેઠો હતો. મેં તેને પૂછ્યું, "તમે 'સ્વામીપાદ! આજે મારે ઘરે જમવાનું છે' એમ કહીને કયા કારણથી મને અહીં લાવ્યા છો?" એટલે તે કહેવા લાગ્યો—

---

૧. મૂળમાં ભોજનવર્ણનનો આ પાઠ અશુદ્ધ છે. તેથી કેટલાક અર્થો અનુમાને કર્યા છે.

## રક્તવતી અને લશુનિકાનો પરિચય

"સ્વામી! આ નગરમાં ભદ્ર નામે સાર્થવાહ હતો. તેની પદ્મશ્રી નામે પત્ની હતી. મનોરથો અનુસાર પ્રાપ્ત થયેલો તેમનો હું મનોરથ નામે પુત્ર છું. હું યુવાવસ્થામાં આવ્યો એટલે સમાન કુલમાંથી મારે માટે પદ્માવતી ભાર્યા લાવવામાં આવી. તેનાથી થયેલ મારી રક્તવતી નામે પુત્રી છે. તેણીની સાથેજ જન્મેલ દાસચેટી લસણના જેવા મુખગંધવાળી હતી. આથી બાલપણમાં 'લશુનિકા' નામે ઓળખાતી તે મારા ઘરમાં મોટી થવા લાગી.

કોઈ એક વાર શિવગુપ્ત નામે ત્રિકાળદર્શી અને વિપુલ અવધિજ્ઞાની અનગાર અહીં આવ્યા. કામસ્થાન ઉપવનમાં રહેલા તેમને મેં મારા કુટુંબ સહિત વંદન કર્યું. તે ભગવાને કર્મના વિપાકને લગતી ધર્મકથા શરૂ કરી. જેમ કે—

"શ્રાવક! કર્મોની ગુરુકતાથી અને અશુભ કર્મના ઉદયથી જીવો નરકગામી થાય છે. શુભાશુભ કર્મના ઉદયથી તિર્યંચગતિ અને મનુષ્યભવની પ્રાપ્તિ થાય છે. શુભ કર્મના ઉદયથી દેવલોકમાં ગમન થાય છે. તીવ્ર અને અશુભ કર્મવાળા જીવો નારકોમાં દીર્ઘ આયુષ્યવાળા થાય છે; તિર્યંચોમાં ખરાબ વર્ણ, ખરાબ ગંધ, ખરાબ રસ અને ખરાબ સ્પર્શવાળા તથા બેઢંગ આકૃતિવાળા થાય છે; મનુષ્યોમાં જાતિહીન, ખરાબ વર્ણ, ખરાબ ગંધ અને અનિષ્ટ સ્પર્શવાળા, ખરાબ આકૃતિવાળા, અનાદેય વચનવાળા અને કુસંહનન—ખરાબ શરીરબંધારણવાળા થાય છે. દેવોમાં પણ તપ, નિયમ અને દાન(થી રહિત), મિથ્યા તપથી દૂષિત એવા તેઓ કિલ્બિષિક, આભિયોગિક અને દુર્ગત દેવત્વને પામે છે, અને (શુભ) કર્મોનો ચય કરવામાં નિર્બળ તથા અલ્પ કાલસ્થિતિ—આયુષ્યવાળા થાય છે. જે અતિક્લિષ્ટ અધ્યવસાયવાળા ન હોય તે તિર્યંચ અને મનુષ્યોમાં અપ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સંસ્થાન—આકૃતિ અને સંહનનવાળા થાય છે. વિશુદ્ધતર લેશ્યાવાળા તિર્યંચો સુષમા જેવો આરો ચાલતો હોય ત્યારે અકર્મભૂમિઓમાં વર્ષોમાં—ક્ષેત્રોમાં પેદા થાય છે. વિશુદ્ધ ચારિત્ર્ય, દર્શન અને તપોપધાનવાળા મનુષ્યો પણ દેવલોકમાંથી ચ્યવીને ઉત્તમ રૂપ, શ્રી અને લાવણ્યવાળા, માનનીય મહાવૈભવવાળા, વિનીત અને દાનશીલ થાય છે; અથવા અહમિન્દ્ર વિમાનમાંથી[1] ચ્યવેલા તેઓ ક્લેશનો ક્ષય કરીને નિર્વાણને પ્રાપ્ત કરે છે."

પછી કથાન્તરમાં મેં શિવગુપ્ત અનગારને પૂછ્યું, "ભગવન્! આ છોકરીના વદનની ગંધ લસણના જેવી શાથી છે?" એટલે તેઓ કહેવા લાગ્યા, "સાંભળ—

## રક્તવતી અને લશુનિકાનો પૂર્વભવ—

ભૂતકાળમાં ચક્રપુરમાં પુષ્પકેતુ નામે રાજા હતો. તે ત્રિવર્ગ—ધર્મ, અર્થ અને કામના

1. નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનો અહમિન્દ્ર કહેવાય છે.

અવિરોધથી નગર અને રાજ્યનું પાલન કરતો હતો. તેની પુષ્પદંતા નામે મહાદેવી હતી, અને તે વસન્તમાસની પુષ્પવાળી શોભા જેવી મનોહર રૂપવાળી હતી. તેની પંડિતિકા નામે શય્યાપાલિકા હિતસ્વી, કુશળ અને માનીતી હતી. પછી તે રાજા પુષ્પકેતુએ દેવગુરુ નામે અનગારની પાસે ધર્મ સાંભળીને પુત્રને રાજ્ય આપી દીક્ષા લીધી. પંડિતિકા સહિત પુષ્પદંતા દેવીએ પણ રાજાની પાછળ દીક્ષા લીધી. જેનો વૈરાગ્ય અચલ રહ્યો છે, જેમણે સૂત્ર અને અર્થનો અભ્યાસ કર્યો છે એવા તથા તપોદ્યત પુષ્પકેતુ અણગાર વિહાર કરીને, કર્મો ખપાવીને નિર્વાણ પામ્યા. પછી તે પુષ્પદંતા આર્યા જન્મ, કુલ, રૂપ અને ઐશ્વર્યના મદથી પંડિતિકા આર્યાની અવજ્ઞા કરી તેનો તિરસ્કાર કરતી હતી, “ તું તારું કુળ વીસરી ગઇ છે, આઘી જા; ગંધાતા મુખવાળી તું મારી સામે ઊભી ન રહીશ, મારી નજીક રહીને ઉત્તર ન આપીશ, વસ્ત્રથી તારૂં મોં ઢાંકીને મારી પાસે આવજે. ” આ પ્રમાણે તિરસ્કાર પામતી પંડિતિકા ‘ દેવી સાચું કહે છે ’ એમ વિચારતી ‘ મારો અપરાધ ક્ષમા કરો ’ એમ કહેતી તેના પગે પડી. એજ પ્રમાણે તે નમ્રતાપૂર્વક વંદન કરવા લાગી. પછી તે પુષ્પદંતાનો તિરસ્કાર સારી રીતે સહન કરતી તે પંડિતિકાએ નીચ ગોત્રકર્મ ખપાવ્યું, તથા શુભ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ તથા આદેય વચન્ અને ઉચ્ચ ગોત્રકર્મ બાંધ્યું. ગર્વિષ્ટ એવી પુષ્પદંતાએ મુખદુર્ગંધત્વ અને નીચગોત્રતા બાંધી. જે તપ પુષ્પદંતા ગ્રહણ કરતી હતી તેનું અનુવર્તન પંડિતિકા પણ કરતી હતી. પછી તે બન્ને જણીઓ કાળ કરીને શક્ર દેવરાજ વૈશ્રમણ મહારાજની અગ્રમહિષીઓ થઇ. આયુષ્યનો ક્ષય થતાં ચ્યવીને જે પંડિતિકા તે તારી પુત્રી રક્તવતી થઇ, જે પુષ્પદંતા તે લશુનિકા થઇ. રક્તવતી અર્ધભરતાધિપતિ વાસુદેવના પિતાની ભાર્યા થશે. ”

મેં ફરી તે અનગારને પૂછ્યું, “ રક્તવતીનો તે પતિ કયાં છે ? અને તેને કેવી વીતે જાણવો ? ” એટલે તેઓ બોલ્યા, “ જેનો પગ તારી દુકાનમાં પડતાંની સાથે જ તને એક લાખનો લાભ થાય, અને લસણ જેવા ગંધાતા મુખવાળી છોકરીને જે સુગંધી મુખવાળી બનાવે તેને તું અર્ધભરતાધિપતિનો પિતા જાણજે. ”

આમ કહેવામાં આવ્યું, એટલે તે મહર્ષિને વંદન કરીને હું ગયો. તે દિવસથી લશુનિકા ચેટી દુકાનમાં જ બેસે છે. સાધુએ કહ્યો હતો તેવો ધનલાભ આજે મને થયો. મારે આપને આજ વાત જણાવવાની છે. ”

## રક્તવતીનું પાણિગ્રહણ

પછી શુભ મુહૂર્તે સાર્થવાહે મારી સાથે રક્તવતીનું પાણિગ્રહણ કરાવ્યું. જેનાં લોચન ધવલ છે, લોચનના ખૂણાઓ લાલ છે અને કીકીઓ કાળી છે એવી, જાણે અમૃતના બનેલા વદનચંદ્રવાળી, ચંદ્રની પ્રભા જેવી ઉજ્જ્વળ કાન્તિવાળી, તથા અતિશય

સૌન્દર્યને લીધે પદ્મવનમાં વિહરવાનું જેને પ્રિય છે એવી લક્ષ્મી જાણે તે પોતે જ હોય એવી રક્તવતી સાથે વિષયસુખ અનુભવતો હું સુખપૂર્વક રહેવા લાગ્યો.

---

## ( ૧૨ )

## સોમશ્રી લંભક

એક વાર વર્ષાઋતુમાં સાર્થવાહ મને કહેવા લાગ્યો, "સ્વામી ! મહાપુર નગરમાં ઇન્દ્રમહોત્સવ બહુ સારો થાય છે. જો તમારી ઇચ્છા હોય તો આપણે તે જોવા જઇએ." મેં હા પાડી કે, "ભલે." પછી અમે દેવનગર જેવા મહાપુરમાં ગયા. નગરની બહાર અનેક પ્રકારના પ્રાસાદો હતા. તે જોઇને મેં સાર્થવાહને પૂછયું, "શું આ પરું છે?" તે કહેવા લાગ્યો—

"અહીંના રાજા સોમદેવની પુત્રી સોમશ્રી નામે છે. તે રૂપસુન્દરી હોવાથી પિતાએ તેને સ્વયંવર આપ્યો. પછી હંસરથ, હેમાંગદ, અતિકેતુ, માલ્યવંત, પ્રભંકર આદિ જે કુલ, રૂપ અને યૌવનયુક્ત અને હૃદયને રુચતા રાજાઓ હતા તેમને રાજા સોમદેવે તેડાવ્યા. તે રાજાઓ આ પ્રાસાદોમાં રહ્યા. પણ તે કુમારી વિસંજ્ઞિત થઇ ગઇ. આથી રાજાઓ પોતપોતાના સ્થાનોએ પાછા ગયા. તે કુમારી પણ મૂગી થઇ ગઇ. આ કારણને લીધે આ પ્રાસાદપંક્તિઓ અહીં છે."

તે પ્રાસાદો વટાવીને જોવા લાયક વસ્તુઓથી ભરેલા એવા તે નગરમાં અમે ગયા અને ઇન્દ્રસ્થાનમાં પહોંચ્યા. ત્યાં અમે દેવતાઓએ વિકુર્વેલો હોય તેવો ઇન્દ્રમહ તથા રાજાના અંતઃપુરને જોયું. ઇન્દ્ર( યષ્ટિ )ની પ્રદક્ષિણા કરીને અમારાં વિવિધ પ્રકારનાં વાહનો તરફ અમે પાછા વળ્યા. દેવાંગનાઓ જેવી તે રાણીઓ પણ પૂજા કરીને તથા પ્રણામ કરીને દેવપત્નીઓની જેમ પોતપોતાનાં વાહનોમાં બેઠી. એટલામાં ઘણા માણસોને ચીસો પાડતા અને ચારે બાજુ નાસતા અમે જોયા. અમને થયું, "શું કારણ હશે? ચાલો જોઇએ." એટલામાં મસ્ત થએલો એક હાથી માવતને મારી નાખીને પોતાની નજરે પડતા માણસોનો વિનાશ કરતો તે પ્રદેશ તરફ દોડતો અમે જોયો. 'યમરાજના જેવો આ તો વિદ્યુન્મુખ હાથી આવી પહોંચ્યો' એમ બોલતા લોકોએ પણ હાથી ન જઇ શકે એવી જગાનો આશ્રય લીધો. પેલો હાથી રાણીઓનાં વાહનો તોડવા લાગ્યો. સારથિઓ તે યુવતીઓને કષ્ટપૂર્વક બચાવવાને પ્રયત્ન કરવા લાગ્યા. એટલામાં હાથીની સૂંઢવડે વાહનમાંથી ખેંચાયેલી 'શરણ, શરણ' એમ બોલતી એક કન્યા ધરણી ઉપર પડી. મેં તેને જોઇ. અસંભ્રાન્ત એવો હું 'ડરીશ નહીં' એમ બોલતો તેની પાસે ગયો અને હાથી તેના સારથિને મારતો હતો તેવામાં જ કન્યાને બચાવવાની ઇચ્છાવાળા એવા મેં

હાથી ઉપર પાછળથી ઘા કર્યો. આથી હાથી રોષથી પાછો વળ્યો. મેં પણ તેને સિંહાવલિ, દંતાવલિ, ગાત્રલીન અને શાર્દૂલલંઘન[1] વડે તથા પુચ્છગ્રહણુ વડે આમતેમ ભમાવ્યો. આવી અવસ્થામાં આવેલા હાથીને, તથા શીઘ્રતાને લીધે જાણે અનેક રૂપવાળા દેખાતા મને પ્રાસાદો ઉપર રહેલા લોકો શાબાશી આપવા લાગ્યા, “ અહો સુપુરુષ ! તમે વિપુલ યશ પ્રસાર્યો છે. ” પરિજનો અને સ્ત્રીઓ પ્રેમપૂર્વક બોલવા લાગ્યાં, “ પુરુષવર ! ગજરૂપી યમ સાથે યુદ્ધ કરતા તમારું દેવતાઓ રક્ષણ કરો. ” કેટલીક સ્ત્રીઓ તો મારા ઉપર પુષ્પો અને સુંગધી ચૂર્ણોની વૃષ્ટિ કરવા લાગી. મેં પણ હાથીને અનેક રીતે શાન્ત કર્યો, એટલે તે હંસ અને ગાય જેવી મંદગતિવાળો થયો. તેને જીતાએલો જાણીને હું જલદીથી કન્યા પાસે ગયો. ( પાણીની બહાર ) સ્થલ ઉપર લાવવામાં આવેલી પદ્મિની જેવી અને પોતાના યૂથથી છૂટી પડેલી હરિણી જેવી તે કન્યાનાં ગાત્રો ભયથી સ્તંભિત થઇ ગયાં હતાં. હાથી જેમ વનલતાને ઉપાડે તેમ મેં તેને એકદમ ઉપાડી. વિસ્મિત થયેલા નગરજનો જેની પ્રશંસા કરતા હતા એવા મેં તેને ઊંચકી લીધી, અને જેનું દ્વાર ખુલ્લું હતું એવા એક ભવનની અંદર તેને લઇ જઇને બેસાડી, અને કહ્યું, “ ડરીશ નહીં, હવે હાથીનો ભય નથી. ” જેને ભાન આવ્યું છે અને સન્તોષથી જેનું મુખ વિકાસ પામ્યું છે એવી તે મારા પગે પડી, અને બોલી. “ સ્વામી ! તમારું પ્રિય થાઓ, કે હાથીના મુખમાંથી બચેલા અક્ષત શરીરવાળા તમને જોયા. ” પછી તેણે વિચાર કરીને પોતાનું ઉત્તરીય મને આપ્યું, મારું ઉત્તરીય પોતે લીધું અને મને પોતાની વીંટી આપી.

પછી તેનાં પરિજનો આવ્યાં અને તેઓ તેને રાજકુલમાં લઈ ગયાં. ગૃહપતિએ ( જે મકાનમાં કન્યાને લાવવામાં આવી હતી તેના માલીકે ) પ્રાસાદ ઉપરથી ઊતરીને મને આસન આપ્યું, તથા કહ્યું, “ સ્વામી ! વિશ્રામ કરો. ” પાદશૌચ કરીને હું થોડીવાર ત્યાં બેઠો. એટલામાં સફેદ બળદ જોડેલો રથ લઈને મનુષ્યો ત્યાં આવ્યા. તેમના વચનથી હું તે રથમાં બેઠો અને ત્યાંથી નીકળ્યો. ‘ ધરણીતલના ચંદ્રરૂપ આ જ તે પુરુષોત્તમ છે ’ એ પ્રમાણે બોલી પ્રશંસા કરતા લોકો મને જોતા હતા. અનુક્રમે ચાલતાં મારા સસરાના મામા કુબેરદત્ત સાર્થવાહના કુબેરભવન જેવા સમૃદ્ધ ભવન આગળ હું પહોંચ્યો. રથમાંથી હું નીચે ઊતર્યો. અર્ઘ્યપૂજા થયા બાદ અંદર પ્રવેશતાં અંદરના દ્વાર આગળ મૂલ્યવાન વસ્ત્રો અને આભરણોવાળી, ગૃહદેવતા જેવી રૂપાળી, પાદુકાવાળી, હાથમાં સોનાજડિત દંડવાળી, તથા કૌતુકી જનોને રોકવા માટે ઊભેલી પ્રતિહારીને મેં જોઇ. ભવનમાં ગયો, એટલે સાર્થવાહનાં પરિજનોએ મને અભિનંદન આપ્યાં. હું સુખપૂર્વક આસન ઉપર બેઠો, એટલે શતપાક તૈલવડે મારાં ગાત્રોને અભ્યંગ કરવામાં આવ્યો અને કુશળ સંવા-

---

૧. હાથીઓને ભમાવવાની આ વિવિધ રીતો જણાય છે.

હિકાઓ( મર્દન કરનારીઓ )એ મારું સંવાહન કર્યું. મંગલ જલવડે મને સ્નાન કરાવવામાં આવ્યું. વસ્ત્રો બદલીને સ્વાદિષ્ટ અને પથ્ય ભોજન લઈને મેં આચમન કર્યું, શયન ઉપર બેઠો તથા સુરભિ ફૂલોનો મુખવાસ કરીને વિશ્રામ લેવા લાગ્યો. પછી જેના આગમનની મને ખબર આપવામાં આવી હતી તથા જેના આગમનની મેં અનુજ્ઞા આપી હતી એવી લક્ષ્મી જેવા રૂપવાળી પેલી પ્રતિહારી એકાન્તમાં મને પ્રણામ કરીને કહેવા લાગી, " સ્વામી ! સાંભળો—

## સોમશ્રીનો પરિચય તથા તેનો પૂર્વભવ

આ નગરમાં સોમદેવ રાજા પોતાના પિતા અને પિતામહની પરંપરાથી આવેલી રાજ્યલક્ષ્મીનું પાલન કરે છે. તેની સોમચંદ્રા નામે પટ્ટરાણી પ્રકૃતિથી જ સૌમ્ય વદનવાળી છે. તેમની પુત્રી સોમશ્રી નામે કન્યા છે, જેને તમે જીવન આપ્યું હતું–બચાવી હતી. તે કન્યાને પિતાએ સ્વયંવર આપ્યો હતો. કુલ, શીલ, રૂપ અને વૈભવથી તેને માન્ય હતા એવા રાજાઓ આવ્યા. તેઓ સર્વે આવી પહોંચ્યા હતા તે સમયે પ્રાસાદની ઉપર રહેલી સોમશ્રી કુમારી પોતાની સખીઓથી વીંટળાઇને વિહરતી હતી. સર્વાણ અણગારને થયેલા કેવલજ્ઞાનનો મહિમા કરવાને આવેલા દેવોના ઉદ્યોતના દર્શનથી તે મૂર્ચ્છિત થઈ. ઘણી વારે સ્વસ્થ થયા બાદ તે મૂગી થઇ ગઈ. મંત્ર, ઔષધિ અને હોમાદિ ક્રિયાઓ વડે ચિકિત્સકોએ પ્રયત્નો કરવા છતાં જ્યારે તે કંઈ બોલી નહીં ત્યારે તે રાજાઓ પોતપોતાનાં સ્થાનોએ પાછા ગયા. ચિકિત્સકો માનવા લાગ્યા કે, ' જૃંભક દેવોએ તેની વાણી હરી લીધી છે. ' તે કુમારી પણ અક્ષરો લખીને સૂચનાઓ આપતી હતી. મેં તેને એક વાર એકાન્તમાં સમજાવીને કહ્યું, " દીકરી ! હું તારી ધાત્રી હોઈને મા જેવી વિશ્વસનીય છું. જો કોઈ કારણથી તેં બળાત્કારે મૂગાપણું ધારણ કર્યું હોય તો નિઃસંકોચપણે મને કહે. તારામાં ખોડનું કોઇ લક્ષણ તો મને દેખાતું નથી. " એટલે સહજ હસીને હૃદય અને શ્રવણને આનંદ આપનાર વચન તે બોલી કે, " માતા ! ખરેખર તેનું કારણ છે; પણ હું રજા આપું નહીં ત્યાં સુધી તારે તે કોઇને કહેવું નહીં. " મેં ' ભલે ' એ પ્રમાણે તે વસ્તુ સ્વીકારી, એટલે તે કહેવા લાગી, " સાંભળ—

ગયા ભવમાં હું સૌધર્મ કલ્પમાં કોંકણાવતંસક વિમાનમાં કનકચિત્રા નામે દેવી હતી. મહાશુક્ર કલ્પમાં દેવરાજનો સામાનિક સ્વયંપ્રભ વિમાનનો અધિપતિ દેવ હતો; તેની હું ભાર્યા હતી. તે દેવ મારું સ્મરણ કરે કે તુરત જ હું તેના પ્રભાવથી ક્ષણમાત્રમાં મહાશુક્ર કલ્પમાં જતી હતી. સૌધર્મ દેવલોક કરતાં અનંતગણાં વિશિષ્ટ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષયોનો હું અનુભવ કરતી હતી; સ્વામીનાં મનોહર ગીત અને વચનથી તથા તે સમયને યોગ્ય ભૂષણ અને શયનવડે પ્રસન્ન થતી હતી; તથા તે

દેવ વિદાય આપે એટલે પાછી મારા કોંકણાવતંસક વિમાનમાં આવવી હતી. હે માતા! તે દેવ વડે લાલન કરાતી એવી મારાં આ પ્રમાણે ઘણાં પલ્યોપમ વીતી ગયાં.

એક વાર ધાતકીખંડ દ્વીપના પૂર્વાર્ધમાં અયોધ્યા નગરીમાં મુનિસુવ્રત અરિહંતના જન્મમહોત્સવમાં દેવો ગયા હતા; હું પણ મારા પ્રિયતમ સાથે ગઇ હતી. મહોત્સવ પૂરો થયો એટલે તે જ સમયે ધાતકીખંડ દ્વીપના પશ્ચિમાર્ધમાં દૃઢધર્મ અરિહંતનો નિર્વાણ–મહોત્સવ વિધિપૂર્વક કરીને દેવો પોતાના આવાસમાં પાછા વળ્યા. હું પણ મહાશુક્રના અધિપતિના સામાનિક દેવની સાથે મહાશુક્ર કલ્પમાં ગઇ. વચમાં બ્રહ્મલોક કલ્પમાં, રિષ્ટ વિમાનના પ્રસ્તર પાસે, લોકાક્ષાટકના[1] મધ્યમાં મારો તે હૃદયસ્વામી મેઘધનુષ્યના રંગની જેમ ક્ષણવારમાં નાશ પામ્યો. આથી મને દિશાઓ અંધકારમય લાગવા માંડી, મારી ઊર્ધ્વગતિ અટકી ગઇ. 'મારો પ્રિયતમ સૂક્ષ્મ શરીર ધારણ કરીને ક્યાં ગયો હશે?' એમ વિચાર કરતી તથા સ્નેહને કારણે તેને ચ્યવેલો નહીં જાણતી એવી હું પાછી વળી અને જે માર્ગે અમે આવ્યાં હતાં તે માર્ગે તપાસ કરતી મધ્યલોકમાં જંબૂદ્વીપના ઉત્તરકુરુમાં ભદ્રસાલ વનમાં મધ્યભાગના શિખર સમાન જિનમન્દિર આગળ પહોંચી. શોકગ્રસ્ત હોવા છતાં જિનપ્રતિમાને જોઇ પ્રણામ કર્યા છે એવી મેં ત્યાં એક ભાગમાં પ્રીતિકર અને પ્રીતિદેવ નામના વિપુલ અવધિજ્ઞાની ચારણશ્રમણોને જોયા. તેમને વંદન કરીને મેં પૂછ્યું, "ભગવંતો! મારો નાથ ક્યાં ગયો હશે? અને તેની સાથે મારો સમાગમ ક્યારે થશે?" તેઓ કહેવા લાગ્યા, "હે દેવિ! તારો એ દેવ સત્તર સાગરોપમનું આયુષ્ય ક્ષીણ થતાં ચ્યવીને મનુષ્ય થયો છે. તું પણ ચ્યવીને મહાપુર નગરમાં સોમદેવ રાજાની પુત્રી થઇશ. ત્યાં તેની સાથે તારો સમાગમ થશે. હાથીના દૃષ્ટિપથમાં આવેલી અને જીવિતસંશયમાં રહેલી એવી તારું જે રક્ષણ કરે તે તારો પતિ"—એ પ્રમાણે તેઓએ કહ્યું, એટલે હું મારા વિમાનમાં ગઈ. પછી તે દેવમાં જેનો રાગ બંધાયો છે એવી હું કેટલાક કાલ પછી ચ્યવીને અહીં જન્મી. શ્રમણના કેવલજ્ઞાન પ્રસંગે આવેલા દેવોના ઉદ્યોતથી મને જાતિસ્મરણ થતાં હું મૂર્ચ્છિત થઇ. ભાન આવતાં મને વિચાર થયો, "મને પિતાએ સ્વયંવર આપ્યો છે, રાજાઓ એકત્ર થયા છે, માટે મારે માટે બોલવું ઠીક નથી. મારે મૂગાપણું ધારણ કરવું જોઈએ." પછી રાજાઓ પાછા ગયા, એટલે સાધુનું વચન ફલીભૂત થવાની હું રાહ જોઉં છું. 'મારા એ પ્રિયતમ વિના મારે બોલીને શું કામ છે?' એમ વિચારીને હું મૂગાપણું ધારણ કરીને રહું છું."

સોમશ્રીએ આ પ્રમાણે કહ્યું, એટલે હું બોલી, "પુત્રિ! સુખી થા, પૂર્વભવના તે પ્રિય પતિ સાથે તારો સમાગમ થાઓ!"

રાહુના મુખમાંથી જેમ ચન્દ્રબિંબ બચી જાય તેમ હાથીના મુખમાંથી બચી

---

૧. બ્રહ્મલોકનો મધ્યભાગ લોકાક્ષાટક કહેવાય છે.

ગયેલી તે સોમશ્રી આજે ઘેર આવીને મને એકાન્તમાં કહેવા લાગી, “ માતા ! આજે મારા એ પૂર્વભવના પતિને મેં જોયો. સાધુઓએ કહ્યું હતું તે પ્રમાણે, તેણે મને જીવિતદાન આપ્યું.” મેં સોમશ્રીને અભિનંદન આપ્યું કે, “ પુત્રિ ! તારા ઉપર દેવોએ કૃપા કરી છે; રાજાને તથા દેવીને હું આ વાત કરું છું, જેથી તને આજે જ તારા મનોરથની પ્રાપ્તિ થશે.” એ પ્રમાણે તેને આશ્વાસન આપીને હું દેવી પાસે ગઈ; રાજા પણ ત્યાં જ હતા. વિનય કર્યા પછી મેં મારા આગમનના કારણની તથા સોમશ્રીના જાતિસ્મરણની વાત તેમને કરી. ‘ તેણે જ( વસુદેવે ) સોમશ્રીને જીવિતદાન આપ્યું છે ’ એ સાંભળીને રાજાએ મારો સત્કાર કર્યો અને કહ્યું, “ ધર્મ પ્રમાણે તે જીવિતદાન આપનાર હોવાથી સોમશ્રી ઉપર તેનો જ અધિકાર છે. મેં પણ સોમશ્રીને સ્વયંવર આપેલો છે. પૂર્વભવના પતિના સમાગમ સમયે તેને સર્વ વસ્તુની પ્રાપ્તિ થશે. કાલે પ્રશસ્ત દિવસે અને મુહૂર્તે તેમનું પાણિગ્રહણ થશે.” આ પ્રમાણે કહીને રાજાએ મને મોકલી કે, “ તેને ( વસુદેવને ) આ ખબર આપ.” પછી તમે કુમારીના પ્રિયતમ હોવાથી હું તમારી પાસે આવી. દેવો તમને સુખ આપો.” આ પ્રમાણે કહીને પ્રણામ કરીને પ્રતિહારી ગઈ.

**સોમશ્રીનું પાણિગ્રહણ.**

પછી વસ્ત્રો અને ગંધ–માલ્ય લઈને કંચુકી આવ્યો. તેણે રાજાના વચનથી મને વધાવ્યો અને મારો અપરિશ્રમ પૂછ્યો (‘ શ્રમ દૂર થઇ ગયો છે ? ’ એમ પૂછ્યું). પછી મારું સગપણ કરવામાં આવ્યું. ત્યાં કુબેરદત્તના ભવનમાં મારી પણ સુખપૂર્વક રાત્રિ વીતી ગઇ. પ્રભાતમાં સૂર્યોદય થતાં યશસ્વાન્ નામે અમાત્ય તથા રાજમહત્તરિકાઓ આવી. તેમણે તથા કુબેરદત્તનાં પરિજનોએ મારું વરપરિકર્મ (વરને યોગ્ય શણગાર) કર્યું. પછી વિમાન જેવી શોભાયમાન શિબિકામાં બેસી હું રાજકુલમાં આવ્યો. ભૃગુ પુરોહિતે અગ્નિમાં હોમ કર્યો. સોમદેવ રાજાએ પરિતોષથી પ્રસન્ન વદનચંદ્રવાળી સોમશ્રી સાથે મારું પાણિગ્રહણ-કરાવ્યું. ‘ કોશ સહિત મારા ઉપર તમારો અધિકાર છે ’ એમ કહીને તેણે મંગલ નિમિત્તે બત્રીસ કરોડ ધન આપ્યું. પછી દેવી સહિત જાણે દેવ હોય તેમ સોમશ્રી સહિત હું રાજાએ સૂચવેલાં ભોજન, આચ્છાદન, ગંધ, માલ્ય ભોગવતો તથા પરિચારકોએ આણેલાં અને હાજર રહેલાં મનગમતાં પરિભોગદ્રવ્યોનો ઉપભોગ કરતો ઇષ્ટ વિષયસુખના સાગરમાં ડૂબીને નિરુત્સુકપણે વિહરવા લાગ્યો.

---

## ( ૧૩ )

## વેગવતી લંભક

પછી પૂર્વભવના સ્નેહથી મારામાં અનુરક્ત માનસવાળી અને પ્રકૃતિથી મધુર વાણીવાળી સોમશ્રી વડે હરાયેલા હૃદયવાળા તથા પ્રતિદિન જેની કામવશતા વધતી હતી એવા મેં,

રતિમાં આસક્ત થયેલા કામદેવની જેમ, પરિજન સહિત સોમશ્રીને આનંદ કરાવતાં કેટલીક ઋતુઓ ગાળી.

એક વાર સંભોગના પરિશ્રમથી થાકીને ઊંઘેલો હું ભોજનના પરિણામથી (પચી જવાથી) જાગ્યો. તે વખતે શયનમાં સોમશ્રીને નહીં જોતાં ખિન્ન માનસવાળો બની હું વિચાર કરવા લાગ્યો, "મને જગાડયા વગર પ્રિયા કયાં ગઈ હશે ? અથવા કંઈ કારણસર ગઈ હશે." આમ વિચારી મેં વાસગૃહની રક્ષા કરનારી દાસીઓને જગાડી કહ્યું, "દેવી કયાં ગઇ છે તેની તપાસ કરો." તેઓ કહેવા લાગી, "સ્વામી ! અમે નથી જાણતાં. અમને તો હમણાં જ તમે જગાડ્યાં." ભવનમાં શોધ કરતાં ત્યાં પણ તે જોવામાં ન આવી. એટલે મેં વિચાર્યું, "મારા ઉપર તે કુપિત થઇ હશે, જેથી મને દર્શન આપતી નથી." એ પ્રમાણે અનેક રીતે ચિન્તા કરતાં રાત્રિ જેમ તેમ વીતી ગઇ. દેવી સહિત રાજાને આ વાત કહેવામાં આવી. પછી રાજમહેલમાં તથા પ્રમદવનમાં સર્વત્ર શોધ કરવા છતાં કયાંય પણ સોમશ્રી જોવામાં આવી નહીં. એટલે રાજાએ કહ્યું, "કોઇ આકાશગામીએ તેનું હરણ કર્યું હશે, જેથી કોઇ સ્થળે એની ભાળ મળતી નથી." મારા મનમાં એમ નિશ્ચય થયો કે, "ખરેખર, પ્રિયા આટલા દીર્ઘ કોપવાળી ન થાય. જે એક ક્ષણ વાર મને નહીં જોતાં ઉત્સુક થઇ જતી હતી તે અહીં હોય છતાં મને દર્શન ન આપે એ બને જ શી રીતે ? નક્કી, તેના રૂપમાં લુબ્ધ થયેલા અને તેના શીલસારને નહીં જાણતા કોઇ મંદમતિએ તેનું હરણ કર્યું હશે."

આ પ્રમાણે મારી બુદ્ધિએ નિર્ણય કર્યો, તો પણ 'એક જ બાબતમાં જેનું મન પરોવાયેલું હશે એવી તે ઉપહાસ કરવા માટે મને ઉત્તર નહીં આપતી હોય' એમ કલ્પના કરીને હું પ્રમદવનમાં અને સખીગૃહમાં તેની શોધ કરવા લાગ્યો. પછી તે સોમશ્રીને નહીં જોતો અને આંસુથી જેની દૃષ્ટિ રુંધાઇ ગઇ છે એવો હું અગાઉ જ્યાં અમે ક્રીડા કરતાં હતાં તે લતાગૃહ, જાલગૃહ અને કદલીગૃહ જોવા લાગ્યો તથા બોલવા લાગ્યો, "પ્રિયે ! તું શા માટે કુપિત થઇ છે ? હું તારી ઇચ્છાને અધીન છું. મને દુઃખ ન આપ. શા માટે તું સંતાઇ ગઈ છે ?" આ પ્રમાણે બોલતો હું તે પ્રદેશમાં ફરવા માંડ્યો. મને આવી અવસ્થામાં રહેલો જાણીને મારી આગળ પ્રિય વચન બોલતી, આંસુ સારતી અને અનેક પ્રકારનાં બહાનાંઓથી મારું મન રોકીને મને આનંદ પમાડવા ઇચ્છતી દાસીઓ મારાથી એક ક્ષણ પણ દૂર જતી નહોતી. સોમશ્રીમાં લીન થયેલું મારું ચિત્ત પરમ આદર ઉત્પન્ન કરનારી વસ્તુઓમાં અથવા ગીત, વાદિત અને પઠિતમાં રોકાતું નહોતું તેમજ ભોજન લેવાની પણ મને ઇચ્છા થતી નહોતી. હું આહાર લેતો નહોતો, એટલે પરિજનો અને રાજા પણ જમતાં નહોતાં. ભવનને શૂન્ય જેવું માનતો હું રાત્રે નિદ્રા પણ પામતો નહોતો; મૂઢતાપૂર્વક આવું ચિન્તન કરતાં, તે પ્રિયા મારી સામે નહીં હોવા છતાં સહસા તેને મારી સામે જ જોતો હતો. આ પ્રમાણે સોરતાં મારા બે દિવસ વીતી ગયા.

## વેગવતીનું પાણિગ્રહણ

ત્રીજા દિવસે સોમશ્રીથી જેનું હૃદય ગ્રહણ કરાયેલું છે એવો હું 'અશોકવનિકામાં જ્યાં તેની સાથે અગાઉ ક્રીડાઓ કરેલી છે તે પ્રદેશથી અવશ્ય મારો શોક દૂર થશે' એમ બોલતો હતો ત્યાં પ્રસન્ન મુખવાળી પ્રિયાને મેં જોઇ. હું તેની પાસે ગયો અને હર્ષથી જેની આંખો વિકસિત થયેલી છે એવા મેં તેને દોરી જઈને કહ્યું, "સુન્દરિ! શા માટે તું વિના કારણ કોપાયમાન થઈ હતી? કૃપા કર, જેથી મને તારા અદર્શનની પીડા ન થાય. આ હું તને પ્રણામ કરું છું. હવે કોપનો ત્યાગ કર." તે બોલી, "આર્યપુત્ર! હું તમારી સાથે કોપેલી નથી. તમને અને પરિજનોને મેં દર્શન ન દીધું તેનું કારણ સાંભળો. મેં પૂર્વે નિયમોપવાસની પ્રતિજ્ઞા કરી હતી. તેમાં મૌન ધારણ કરીને રહેવાનું હતું તથા પ્રિયજનની સાથે પણ બોલવાનું નહોતું. તે મારું વ્રત તમારા ચરણની કૃપાથી પૂર્ણ થયું છે. એ નિયમનું રક્ષણ કરવામાં પરાયણ રહીને મારે બ્રહ્મચર્ય સેવવાનુ હતું, માટે એ બાબતને તમારે અપરાધરૂપ ગણવી નહીં." મે કહ્યું "પ્રિયે! પ્રિયજનની સ્ખલનામાં તારો અપરાધ ન ગણાય. (અર્થાત્ તું કે જે પ્રિયજન છે તેની સ્ખલના અપરાધ ન ગણાય.) કહે, શું કરું?" તે બોલી, "આ વ્રતમાં વિવાહ-કૌતુકનું સર્વ કર્મ કરવું પડે છે, તેનું ઉદ્યાપન એ રીતે થાય છે." મેં કહ્યું "તું આજ્ઞા આપે છે તે સર્વ ભલે થાય." આ પ્રિય વસ્તુ રાજાને તથા દેવીને જણાવવામાં આવી કે, "કુમારી જડી છે." પછી ચોરી તૈયાર કરવામાં આવી, તથા દૂર્વા, દર્ભ અને સરસવ આદિ મંગલ દ્રવ્યો પણ લાવવામાં આવ્યાં. પછી તેણીએ પોતે અગ્નિમાં હોમ કર્યો તથા જળથી ભરેલા ચાર કળશ ચારે દિશામાં મૂકયા. પછી દાસીઓએ મંગલ ગીત ગાયાં. તેણે પોતે કળશ ઉપાડીને પોતાના તેમજ મારા ઉપર ઢોળ્યા. પછી હાસ્ય કરતી તે બોલવા લાગી, "સોમ, યમ, વરુણ, વૈશ્રમણ એ લોકપાલો, ઉપવન–દેવતાઓ તથા પરિજનો! સાંભળો—હું આર્યપુત્રની ભાર્યા છું. આજથી તે મારા દેવ છે અને મારા જીવન ઉપર તેમનો અધિકાર છે." વરના વેશમાં રહેલા મેં પણ વધૂના વેશવાળી તેનો ઉત્તમ લક્ષણવાળો જમણો હાથ ગ્રહણ કર્યો. અગ્નિની આસપાસ અમે ફેરા ફર્યા. પછી હું (તેની સાથે) મારે ઘેર આવ્યો. પછી તેણીએ દાસચેટીઓને આજ્ઞા આપી, "મોદકના થાળ તથા મદ્ય, પુષ્પ અને ગંધ લાવો." બોલતાંની સાથે જ તેઓ તે વસ્તુઓ લાવી. પછી વાસ-ગૃહનાં દ્વાર બંધ કરીને તેણીએ શ્વેત કુસુમો વડે કોઈ દેવતાની સ્થાપના કરી તથા તેનું અર્ચન કર્યું. ઉત્સાહપૂર્ણ મનવાળી તે રાત્રે આવી અને મને કહેવા લાગી. "આર્ય-પુત્ર! દેવતાના શેષ મોદક લાવવામાં આવ્યા છે તે ખાવાને તમે યોગ્ય છો." તેની અનુ-મતિથી તે મેં મુખમાં મૂકયા. તેથી મારું શરીર ઠંડું થયું અને મારું મન શાન્ત થયું. પછી મદ્યથી ભરેલું પાત્ર તેણે ઊંચું કરીને કહ્યું, "પીઓ." મેં કહ્યું, "પ્રિયે! ગુરુજ-નોએ જેની અનુજ્ઞા આપી નથી એવું મદ્ય હું નહીં પીઉં." તે બોલી, "એમાં નિય-

મનો લોપ અથવા ગુરુજનોની આજ્ઞાનું ઉલ્લંઘન નથી. આ તો દેવતાનો શેષ છે, પીઓ. મારા નિયમની સમાપ્તિમાં વિઘ્ન ન કરશો, કૃપા કરો, ઝાઝો વિચાર ન કરશો.” પછી તેણી પ્રત્યેના બહુમાનથી મેં મદ્ય પીધું. પછી બે દિવસથી હું નિરાહાર રહ્યો હતો તથા પહેલાં કદી મદ્ય પીધું નહોતું, તેથી મને મદ ચડ્યો. મદ વડે ઘેરાયેલાં લોચનવાળા મેં પ્રિયાને જોરથી ઉપાડીને, જાણે તેની સાથેનો આ પ્રથમ સમાગમ હોય એમ માનતાં, શયન ઉપર સુવાડી. રતિના અંતે તે પણ ઊઠી. પછી તેણે વસ્ત્ર બદલ્યાં. પહેલાં પહેરેલાં રેશમી વસ્ત્રો તેણે ખીંટી ઉપર મૂક્યાં. નિદ્રા આવવાને લીધે તથા મદ વધવાને લીધે આ બધી વસ્તુઓને સ્વપ્નની જેમ જોતો હું ઊંઘી ગયો. રાત્રી વીતી પ્રભાત થતાં પરિકર્મ કરનારી દાસીઓ આવી. તેઓ પોતપોતાની ઉચિત ફરજમાં, ગમતું-અણગમતું વિચાર્યા સિવાય લાગી ગઈ. આ પ્રમાણે તેણીની સાથે પ્રમુદિત મનવાળા એવા મારા કેટલાક દિવસો વીતી ગયા.

એક વાર અર્ધ રાત્રે હું ભોજનના પરિણામથી જાગ્યો. તે વખતે દીવાના પ્રકાશમાં સ્ફુટ દેખાતા શરીરવાળી દેવીને મેં જુદા જ રૂપમાં જોઈ. પછી ધીરે ધીરે ઊઠીને હું વિચાર કરવા લાગ્યો, “મારી જાણ બહાર જ મારી સાથે સૂઈ રહેલી આ રૂપસ્વિની કોણ હશે? દેવતા હશે? આ તો મીંચાયેલાં લોચનવાળી છે તેથી દેવતા ન હોય. અથવા મારો છળ કરવાની ઇચ્છાવાળી કોઈ પિશાચી કે રાક્ષસી હશે? તે પણ ન હોય, કારણ કે રાક્ષસો અને પિશાચો પ્રકૃતિથી જ રુદ્ર અને ભીષણ રૂપવાળાં તથા પ્રમાણથી અતિશય મોટા શરીરવાળાં હોય છે; માટે આ તે પૈકીની ન હોય. અથવા અંતઃપુરમાંથી આ કોઈ સ્ત્રી દેવીને નિવેદન કરીને અહીં પ્રવેશી હશે?[1]” પછી ધ્યાનપૂર્વક હું તેને જોવા લાગ્યો. સૂતેલી, શતપત્ર કમળ સમાન સૌમ્ય વદનવાળી, સરખા કેશવાળા અને કુસુમવડે ભરેલા સ્નિગ્ધ અને વાંકડિયા કેશપાશવાળી, વદનના ત્રીજા ભાગ જેટલા પ્રમાણયુક્ત, અન્યૂન અને સૂર્યના તેજને ધારણ કરનાર લલાટવાળી, પહોળી, લાંબી, ધનુષ્યના જેવી વાંકી અને ભમરાઓના સમૂહ જેવી કાળી ભમરોવાળી, બહુ ઊંચા નહીં એવા સપ્રમાણ નાકવાળી, શ્યામ અને કુટિલ પાંપણવાળાં નયનોવાળી, પૃથુલ[2] અને ગોળ કપોલવાળી, માંસલ અને સૂક્ષ્મ છિદ્રયુક્ત કાનવાળી તથા બિંબફળના જેવા સરસ અને રાતા ઓષ્ઠવાળી તેને મેં અવલોકી. તેનું શરીર જોતો જોતો હું વિચાર કરવા લાગ્યો કે, “આવી આકૃતિ તો શીલવતીની હોય છે, આવી વદનશોભા સ્વૈરિણીની હોતી નથી; તો આ કોણ હશે?” પછી સરસ કમળ જેવાં કોમલ અને માંસલ તળિયાંવાળા, ઊર્ધ્વરેખાથી અંકિત અને પ્રશસ્ત લક્ષણોવાળા તેના ચરણ મેં જોયા એટલે મારા મનમાં નિશ્ચય થયો, “નક્કી આ સર્વાંગસુન્દરી

૧ મૂળમાંનું વાક્ય સંગત નથી. આ અર્થ કેવળ અનુમાને કર્યો છે.

૨ મૂળમાં उज्जकय......गरुलप्पकासा એટલું વાક્ય અસ્પષ્ટ છે. તેમાથી જે વાક્યખંડોનો અર્થ કરી શકાયો છે તે જ અહીં આપ્યો છે

રાજપુત્રી છે, આ કોઇ પાપાચારી સ્ત્રી નથી.” આ પ્રમાણે મેં વિચાર કર્યો. તે પણ જાગીને મને કહેવા લાગી, “આર્યપુત્ર! જાણે હું કોઇ અપૂર્વ વસ્તુ હોઉં તેમ મારી સામે સતત શું જોઇ રહ્યા છો?” પછી કંઇક વિચારીને તે એકદમ શયનમાંથી ઊઠી, અને પાણીનો કુંભ ઉપાડીને પોતાના શરીર ઉપર રેડ્યો. તેમાંથી એના શરીર ઉપર એક પણ બિન્દુ રહ્યું નહીં; પાણી ક્યાં ગયું તે પણ જણાયું નહીં. પછી મને હાથ જોડીને તે કહેવા લાગી, “આર્યપુત્ર! સાંભળો—

## વેગવતીની આત્મકથા

વૈતાઢ્યની દક્ષિણ શ્રેણિમાં સુવર્ણાભ નામે નગર છે. ત્યાં ચિત્રવેગ નામે વિદ્યાધર-રાજા હતો. તેની અંગારમતી નામે મહાદેવી છે. તેમનો માનસવેગ નામે પુત્ર અને વેગવતી નામે પુત્રી છે. તમે મને તે વેગવતી જાણો. વૈરાગ્યના માર્ગ ઉપર ચઢેલ તે ચિત્રવેગ રાજાએ અનેક પૂર્વપુરુષોની પરંપરાથી ઊતરી આવેલી રાજ્યલક્ષ્મી પુત્ર માનસવેગને તથા રાજ્યનો એક અંશ હું કે જે તે સમયે બાલિકા હતી તેને આપીને પોતાના વંશના નિકાયવૃદ્ધોને કહ્યું, “આ પુત્રી વેગવતી મોટી થાય તે વખતે તેનો ભાઈ જો તેને વિદ્યાઓ ન આપે તો મારી પાસે લાવજો.” આ પછી નિરપેક્ષ એવા તે રાજાએ તાપસ તરીકેની દીક્ષા લીધી. હું પણ મોટી થઇ, પરન્તુ મારો ભાઈ માનસવેગ મને વિદ્યાઓ ગ્રહણ કરાવતો નહોતો. એટલે વડેરાઓ મને મારા પિતા પાસે લઇ ગયા. ત્યાંથી વિદ્યાઓ ગ્રહણ કરીને હું મારી માતા પાસે આવી, અને મારો રાજ્યભાગ ભોગવતી સુખેથી કાળ વીતાવવા લાગી.

માનસવેગે કોઇ એક માનવ સ્ત્રીને ઉપાડી લાવીને પ્રમદવનમાં રાખી હતી. આર્ય-પુત્ર! નાગરાજે વિદ્યાધરોના સંબંધમાં મર્યાદા બાંધેલી છે કે—“જે કોઇ વિદ્યાધર જિન-ગૃહમાં આશ્રય લઈને રહેલા અણગારને અથવા સ્ત્રી-પુરુષના મિથુન(જોડલા)ને સતાવશે અથવા નહીં ઇચ્છતી એવી પરસ્ત્રીને પરાણે ગ્રહણ કરશે તે વિદ્યાથી ભ્રષ્ટ થશે.” આથી તે સ્ત્રી રૂપાળી હોવા છતાં માનસવેગ તેને અંતઃપુરમાં ન લાવ્યો; અને મને કહ્યું, “વેગવતિ! તે માનવ સ્ત્રીને સમજાવ, જેથી અહીં રહેતી એવી તે મારામાં પ્રેમ બાંધે.” પછી રાજાની સૂચનાથી હું ત્યાં ગઇ, તો એકાન્તદૃષ્ટિથી ધ્યાન કરતી અને પોસ્તકર્મની[1] બનાવેલી લક્ષ્મી જેવી(સ્થિર) એ સ્ત્રીને જોઇ. મેં તેને કહ્યું, “આર્યે! આ પ્રમાણે ઉદાસ ન થઇશ. પુણ્યકાર્ય કરનાર સ્ત્રી દેવલોકમાં આવે તેમ તને વિદ્યાધરલોકમાં લાવવામાં આવી છે. હું રાજાની બ્હેન વેગવતી છું. રાજા માનસવેગ મારો ભાઇ છે, વિદ્યાધરલોકમાં પ્રસિદ્ધ છે. મહાકુલીન, રૂપસ્વી, યુવાન, કલાઓમાં કુશળ અને પ્રશંસા કરવા યોગ્ય છે. માનવ પતિનું તારે શું કામ છે? ઉત્તમ પુરુષને વરેલી સ્ત્રી હીન કુલ

૧. લેપ્યકર્મ–એક પ્રકારનો ‘પ્લાસ્ટર.’

અને જાતિવાળી હોય તોપણ લોકોમાં બહુમાન પામે છે. માટે તું શોક ન કરીશ; માનવલોકમાં દુર્લભ એવા કામભોગોનો તું અનુભવ કર.” મેં તેને આમ કહ્યું, એટલે તે બોલી, “વેગવતિ ! તું પંડિતા છે એમ દાસીના મુખેથી મેં સાંભળ્યું હતું, પણ તું ઘણું અયોગ્ય બોલે છે; અથવા ભાઇ પ્રત્યેના સ્નેહથી તું આચાર ચૂકી ગઈ છે. સાંભળ ત્યારે-માતાપિતા વડે કન્યા જે સુરૂપ અથવા કુરૂપ, ગુણવાન અથવા નિર્ગુણ, વિચક્ષણ અથવા મૂર્ખ પતિને અપાય તેની જ તે કન્યાએ જીવન પર્યંત દેવતાની જેમ સેવા કરવી જોઇએ. તેથી કરીને તે આ લોકમાં યશભાગિની અને પરલોકમાં સુગતિગામિની થાય છે. એ જ કુલવધૂનો ધર્મ છે તું માનસવેગની જે પ્રશંસા કરે છે તે પણ અયોગ્ય છે. જે રાજ્યધર્મને અનુસરનારો અને કુલીન હોય તે જેનું શીલ જાણ્યું નથી એવી તથા ઊંઘતી સ્ત્રીનું હરણ ન કરે. એમ પણ વિચાર કર કે આ તેની શૂરતા કે કાયરતા ? જો આર્યપુત્રને જગાડીને તેણે મારું હરણ કર્યું હોત તો તે અહીં સુધી જીવતો આવ્યો ન હોત. ‘મારો વિદ્યાધર ભાઈ રૂપાળો છે’ એમ તું કહે છે, તો સાંભળ—જેમ ચંદ્રથી અધિક કાન્તિમાન કોઈ નથી અને સૂર્યથી તેજમાં અધિક કોઇ નથી તેમ હું માનું છું કે મારા આર્યપુત્રથી રૂપમાં અધિક કોઇ પણ મનુષ્ય અથવા દેવ નહીં હોય. પરાક્રમવડે તે એકલા જ ( એ સર્વ સાથે ) યુદ્ધ કરવાને સમર્થ છે. મત્ત હાથીને તે વશમાં આણે છે. શાસ્ત્રમાં બૃહસ્પતિ સમાન એવા તેમનો સમોવડિયો કોઇ હશે કે નહીં હોય. ન્યાય-પ્રધાન રાજકુલમાં તે જન્મેલા છે. વેગવતિ ! આવા ઉત્તમ પુરુષની ભાર્યા થઈને ‘મનથી પણ હું અન્ય પુરુષને ઇચ્છું’ એવો વિચાર તારા હૃદયમાં ન હજો. જે તેમના ગુણો છે તે એક જીભથી વર્ણવવાની મારામાં શી શક્તિ છે ? હું વિચાર કરું છું કે-જેમ સમુદ્ર રત્નાકર છે, અને તેમાંથી જ આશ્ચર્યભૂત એવાં કેટલાંક રત્નો જનપદોમાં પ્રાપ્ત થાય છે, તેમ આર્યપુત્રમાં સઘળા પુરુષગુણો છે, જ્યારે અન્ય પુરુષોમાં માત્ર કેટલાક જ છે; માટે મને બાળકની જેમ ખાલી મૂઠીથી લોભાવીશ નહીં; અનાર્ય જનોને યોગ્ય વાત તું કરીશ નહીં.”

મેં તેને કહ્યું, “આર્યે ! લોકધર્મ હું જાણું છું. આ માર્ગ અમારા કુલધર્મને પણ યોગ્ય નથી. માનસવેગે પરસ્ત્રીનું હરણ કર્યું તે અનુચિત કર્યું છે. ભાઇ પ્રત્યેના સ્નેહાનુરાગથી મેં તને જે અનભિજાત વચન કહ્યું હોય તેની ક્ષમા કર. ફરીથી એવું નહીં કહું.” પછી તેની સાથે બેસીને, તેના વિયોગથી તમને થયેલા શોકનો વિચાર કરતાં, તે આર્યાની સાથે મને પણ દુઃખ થયું. પછી મેં તેને કહ્યું, “તું વિષાદ ન કરીશ. હું આખા જંબૂદ્વીપમાં ભ્રમણ કરવાને સમર્થ છું, તો કેવળ તારા પિતાના નગર સુધી જવું એ શી મોટી વાત છે ? હું તારા પ્રિયને માટે જાઉં છું, તારા આર્યપુત્રને હું અહીં લાવીશ. તને ત્યાં લઇ જવી એ માનસવેગથી વિરુદ્ધ ગણાય.” તેણે પરમ મધુર વાણીથી મને કહ્યું, “વેગવતિ ! જો તું આર્યપુત્રને અહીં લાવે તો હું તારી

ખરીદાયેલી ( દાસી ) છું. જા, ગગનપથમાં તારો માર્ગ શુભકારી થાઓ." પછી હે આર્યપુત્ર! તેના પ્રત્યેની અનુકંપાથી અને વિદ્યાના પ્રભાવથી ઉતાવળે હું અહીં આવી. અનુક્રમે મેં તમને અત્યંત દુઃખી દશામાં જોયા. એટલે મને વિચાર થયો, "જો એમને સાચી વાત કહીશ તો તે માનશે નહીં, અને સોમશ્રીમાં આસક્ત ચિત્તવાળા તે મરણ પામશે; આવો પુરુષવિશેષ પોતાની જાતનો, સોમશ્રીનો કે મારો પણ નહીં થાય. ( અર્થાત્ મરણ પામશે. ) એમ કરવાથી શું વળશે ?" આમ વિચારી 'આ અવસ્થામાં રહેલા તેમને માટે સોમશ્રીનું રૂપદર્શન એ ઔષધ છે, બીજો કોઈ ઉપાય નથી' એમ ધારી તમારું રક્ષણ કરવાને માટે મેં સોમશ્રીનું રૂપ ધારણ કર્યું, નિયમને અનુસરીને વિવાહકૌતુક કર્યું, દેવતાનો શેષ હોવાનું કહીને મદ્ય પાયું, મારી કન્યાઅવસ્થાનું સૂચન કરનારું આ વસ્ત્ર ખીંટી ઉપર મૂક્યું. મારું ( કુટુંબીઓવડે ) કન્યાદાન દેવાયા સિવાય હું શય્યામાં આરૂઢ થઈ અને સોમશ્રીના રૂપથી તમને મોહ પમાડ્યો, તે મારા અપરાધની ક્ષમા કરો." આમ કહીને તે વેગવતીએ મને પ્રણામ કર્યાં. પછી મેં તેને કહ્યું, "સુતનુ! તારો અપરાધ નથી; તેં મને જીવિત આપ્યું છે. તું જો અહીં આવી ન હોત અને સોમશ્રીનું રૂપ મને ન દર્શાવ્યું હોત તો હું મરણ પામત."

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં બાકીની રાત્રિ વીતી ગઈ. પ્રભાત થતાં ( રાજાએ અને દેવીએ ) યથોચિત કાર્યો કરવાને માટે દાસીઓ મોકલી. તે દાસીઓ વેગવતીને જોઈને વિસ્મિત થઈ, અને ધ્યાનપૂર્વક તેને અવલોકીને પરસ્પર વાત કરીને દેવી પાસે ગઈ. તેઓએ દેવીને નિવેદન કર્યું, "કોઈ પરમ રૂપવાળી યુવતી વાસગૃહમાં છે. સોમશ્રી સ્વામિની નથી." એટલામાં દેવી અને રાજા ( ત્યાં આવીને ) વેગવતીને પૂછવા લાગ્યાં. તેણે પ્રણામ કરીને મને કહ્યું હતું તે પ્રમાણે પોતાના આગમનનું ધારણ કહ્યું. રાજાએ તેને કહ્યું, "પુત્રિ! તારું સ્વાગત હો! તું વિના સંકોચે અહીં રહે. અહીં તને જોતાં અમને જાણે કે સોમશ્રીનું દર્શન થાય છે, એટલો તારી પ્રત્યે અમારો અભેદભાવ છે." વેગવતીએ રાજા અને દેવીને કહ્યું, "તાત! અહીં આવતાં મેં સોમશ્રીને પુત્રીભાવથી આશ્વાસન આપ્યું હતું અને ખવડાવ્યું હતું; દેવતાની કૃપાથી તેણે પોતાનો મરણનો નિશ્ચય ફેરવ્યો છે. તમો સહિત આર્યપુત્રને જીવન પ્રાપ્ત થયું છે." પછી પ્રસન્ન થયેલા રાજાએ વેગવતીનો વિવાહસત્કાર કર્યો. એ પ્રમાણે તે રાજકુલમાં ભવનમાં રહીને વેગવતીની સાથે વિષયસુખ ભોગવતાં મારો કેટલોક કાળ વીતી ગયો. વેગવતીના આભિજાત્યથી પરિજનો પ્રસન્ન થયાં. મારી પરિભોગવિધિ–ભોગવિલાસમાં કોઈ પ્રકારની ખામી આવતી નહોતી.

## ( ૧૪ )

## મદનવેગા લંભક

એક વાર સંભોગસુખના આસ્વાદના થાકથી નિદ્રાવશ થયેલો હું કોઈ વડે ઉપાડી જવાતો હતો ત્યારે શીતળ પવનથી મારું અંગ વીંઝાતાં હું જાગ્યો, અને વિચારવા લાગ્યો, “ મને કોણ હરી જાય છે ? ” મેં ( મને ઉપાડી જતા ) એક પુરુષને જોયો, અને તેને ધ્યાનપૂર્વક અવલોક્યો. વેગવતીના વદન સાથે તેની કંઇક સમાનતા હોવાથી મારા મનમાં નિશ્ચય થયો કે, “ આ દુરાત્મા માનસવેગ મારો વિનાશ કરવાને માટે મને ક્યાંક લઇ જાય છે. હું મરીશ તો તેની સાથે જ મરીશ, પણ તેને વશ નહીં થાઉં. ” આમ કરીને મૂઠી વાળી ‘ તારું મોત આવ્યું છે ’ એમ બોલતાં મેં તેના ઉપર ઘા કર્યો, એટલે તે ( મને મૂકીને ) નાઠો. કોઇ પ્રકારના આધાર વગરનો હું નીચે ગંગાના જળમાં પડ્યો. ત્યાં પરિવ્રાજકનો વેશ ધારણ કરેલો કોઇ પુરુષ પાણીમાં ઊભેલો હતો, તેની ઉપર પડતાં પડતાં હું અશ્વની ઉપર બેસું તેમ ચઢી બેઠો. તે સંતુષ્ટ થઈને મને કહેવા લાગ્યો, “ તમારા દર્શનથી મારી વિદ્યા સિદ્ધ થઇ છે. કહો, તમે ક્યાંથી આવો છો ? ” મેં તેને કહ્યું, “ આકાશમાં મારા નિમિત્તે ‘ મારો–તારો ’ એમ કરીને લડતી બે યક્ષિણીઓએ મને છોડી દેતાં હું અહીં પડ્યો છું. આ કયો પ્રદેશ છે તે હું જાણવા ઇચ્છું છું.” તે બોલ્યો, “ આ પ્રદેશ કણયખલદાર ( કનખલદ્વાર ) નામથી ઓળખાય છે. ” વળી તે પરિવ્રાજક–વેશધારી કહેવા લાગ્યો, “ આજ્ઞા કરો, તમને હું શું પ્રીતિદાન આપું ? હું વિદ્યાધર છું. ” મેં કહ્યું, “ જો તમે પ્રસન્ન થયા હો તો મને પણ આકાશગામિની વિદ્યા આપો. ” તે બોલ્યો, “ જો પુરશ્ચરણ કરવા જેટલી સહનશક્તિ તમારામાં હોય તો આપણે કોઈ બીજા સ્થાનમાં જઈએ. ત્યાં તમને દીક્ષા ( મન્ત્રદીક્ષા ) આપવામાં આવે, એટલે એકાગ્રચિત્ત થઇને વિદ્યાનું સ્મરણ કરતા બેસજો. ” મેં સ્વીકાર્યું કે, “ તમે આજ્ઞા આપો, વિદ્યાને અર્થે હું સર્વ કરીશ. ” પછી તે મને બીજા સ્થાનમાં લઇ ગયો, અને કહ્યું, “ અહીં અનેક પ્રકારનાં વિઘ્નો ઉત્પન્ન થાય છે; સ્ત્રીરૂપધારી વિઘ્ન કરનારી દેવતાઓ શૃંગારિક શબ્દોથી અને હાવભાવોથી મોહ પમાડે છે. સાહસિક એવા તમારે તેમની વચ્ચે તટસ્થ બની અને મૌનવ્રત ધારણ કરીને તે સર્વ સહન કરવું. ” મેં ‘ ભલે ’ એમ કહીને તે વસ્તુ સ્વીકારી, એટલે તે મને દીક્ષા આપીને ગયો. ‘ એક દિવસ–રાત્રિ પૂરાં થશે એટલે હું તમારી પાસે આવીશ; પુરશ્ચરણ સંપૂર્ણ થતાં વિદ્યા સિદ્ધ થશે એમાં સંદેહ નથી ’ એ પ્રમાણે કહીને તે ગયો. હું પણ તે કાર્યમાં ( વિદ્યાના જાપમાં ) સમય ગાળવા લાગ્યો.

સંધ્યાકાળે નૂપુર અને કટિમેખલાનો શ્રવણને સુખ આપનાર શબ્દ કરતી, ઉલ્કાની જેમ દીપતી, તથા નયનોને લોભાવનારા હાવભાવ દર્શાવતી કોઈ યુવતી પ્રદક્ષિણા કરીને મારી સામે આવી ઊભી રહી. વિસ્મિત થયેલો હું જોવા લાગ્યો કે, “ જેણે મહામૂલ્યવાન

આભરણુ અને વસ્ત્ર ધારણુ કર્યાં છે એવી આ કોઈ દેવતા હશે કે માનવ સ્ત્રી હશે? અથવા નવી ચંદ્રલેખાની જેમ લોચનને વિશ્રામ આપનાર આ યુવતી ઉપાધ્યાયે કહ્યું હતું તે વિઘ્ન જ હશે?" વળી હું વિચાર કરવા લાગ્યો, "આવી આકૃતિ અશુભ વ્યક્તિની (કે અશુભને માટે–અશુભકારી) હોતી નથી. અથવા પુરશ્ચરણથી સન્તુષ્ટ થયેલી વિદ્યા-ભગવતી અહીં આવી હશે." આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં તે હાથ જોડી પ્રણામ કરીને મને કહેવા લાગી, "દેવ! તમારા વડે અપાયેલો વરમોક્ષ હું ઇચ્છું છું (અર્થાત્ તમે વરદાન આપીને મને મુક્ત કરો.)" મેં વિચાર્યું, "જેની પાસે વરદાન માગવું જોઇએ તે જ મને વિનંતી કરે છે (વરદાન માગે છે). ખરેખર આ (વિદ્યા) સિદ્ધ થઈ છે. તેને હું વર આપું." પછી મેં તેને કહ્યું, "ભલે, તને (વર) આપું છું." પછી સન્તુષ્ટ અને પ્રસન્ન મુખવાળી એવી તેણે મને ઉપાડ્યો, અને આકાશમાર્ગે મને લઇ જવા લાગી. એક ક્ષણવારમાં તો ઔષધિવડે જેનો શિખરભાગ જાજ્વલ્યમાન હતો એવા પર્વતના રાન જેવા એક શિખરભાગમાં તે મને લાવી. પુષ્પના ભારથી જેની શાખાઓ નમેલી છે એવા અશોકવૃક્ષની નીચે એક સપાટ શિલાતલ ઉપર મને બેસાડીને 'ચિન્તા ન કરશો' એમ કહીને તે ગઇ. થોડીક વાર પછી યુવાન અને રૂપાળા બે પુરુષો ત્યાં આવ્યા, અને પોતાનાં નામ જણાવીને તેમણે મને પ્રણામ કર્યાં. એક બોલ્યો, "હું દધિમુખ છું." બીજો બોલ્યો, "હું ચંડવેગ છું." ક્ષણવારમાં ઉપાધ્યાય આવ્યો, અને તે પણ "હું દંડવેગ છું" એમ કહીને મારા ચરણમાં પડ્યો. (તેઓએ આણેલાં) વિવિધ આભરણોની કાન્તિથી છવાયેલા દેહવાળો હું ગન્ધર્વકુમારની જેમ શોભવા લાગ્યો. સન્તુષ્ટ થયેલા તેઓએ મને પર્વત ઉપર ચઢાવ્યો. ત્યાં સેંકડો ભવનોથી યુક્ત અને ફરકતી ધ્વજાઓવાળું એક નગર હતું. હું રાજભવનમાં પ્રવેશ્યો. ત્યાં મારી અર્ઘ્યપૂજા કર્યા બાદ મંગલદ્રવ્યોથી મને સ્નાન કરાવવામાં આવ્યું. ઉત્તમ વસ્ત્રો પહેરીને હું અત્યંત સ્વાદિષ્ટ ભોજન જમ્યો. જેના ઉપર પટ્ટતૂલિકાનો ઓછાડ હતો એવા શયન ઉપર હું બેઠો ને સુખપૂર્વક ઊંઘ્યો.

## મદનવેગાનું પાણિગ્રહણ

પ્રભાત થતાં મારું વરપરિકર્મ કરવામાં આવ્યું. પ્રસન્ન થએલા દધિમુખે મદનનાં બાણોનું નિવારણ કરનાર મદનવેગાનું ઉત્તમ મુહૂર્તમાં મારી સાથે વિધિપૂર્વક પાણિગ્રહણ કરાવ્યું. અમને બત્રીશ કરોડ ધન, પુષ્કળ વસ્ત્રાભરણ, કુશળ શિલ્પીઓએ બનાવેલાં અને મનુષ્યલોકમાં દુર્લભ વિવિધ શયન, આસન અને પાત્રો, તથા સેવાકાર્યમાં કુશળ પરિચારિકાઓ આપવામાં આવી. દેવાંગના સહિત દેવકુમારની જેમ તે રૂપવતી અને ગુણવતીની સાથે હું ભોગ ભોગવવા લાગ્યો. એક વાર મને સુખપૂર્વક બેઠેલો અને પ્રસન્ન જાણીને દધિમુખ કહેવા લાગ્યો, "સ્વામી! મદનવેગાએ તમારી પાસે વરમોક્ષની યાચના કરી હતી તેનો અર્થ સાંભળો—

## પદ્મશ્રીનો વૃત્તાન્ત

આ જ વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં અરિંજયપુર નામનું અમરાપુરી જેવું નગર છે. ત્યાં પિતા અને પિતામહની પરંપરાથી ઊતરી આવેલી રાજ્યલક્ષ્મીનું પાલન કરતો અને જળભરેલા મેઘના જેવા નાદવાળો મેઘનાદ નામે રાજા હતો. તેની શ્રીકાન્તા નામે મહાદેવી શ્રી જેવા કાન્ત રૂપવાળી હતી. તેમની પુત્રી પદ્મશ્રી નામે હતી. તે યૌવનમાં આવતાં રૂપવતી તરીકે વિદ્યાધરોમાં પ્રસિદ્ધ થઇ.

તે સમયે દિવિતિલક નગરમાં વિદ્યાબળ વડે સમર્થ એવો વજ્રપાણિ નામે રાજા હતો.

મેઘનાદે દેવિલ નામે નૈમિત્તિકને પૂછ્યું કે, 'પદ્મશ્રી કન્યા કયા રાજાને આપવી ?' આ પ્રમાણે પ્રશ્ન થતાં તે નૈમિત્તિકે જોઇને ફલાદેશ આપ્યો કે, 'આ રાજકન્યા ચક્રવર્તીની માનીતી રાણી થશે.'

કોઇ એકવાર વજ્રપાણિએ મેઘનાદ પાસે માગણી કરી, 'મને કન્યા આપ, તેથી તારું શુભ થશે.' પણ આદેશના બળને લીધે મેઘનાદે કન્યા આપી નહીં. 'આ ચક્રવર્તી નથી, માટે તેને કન્યા નહીં આપું' એ પ્રમાણે માનતા મેઘનાદને બળવાન વજ્રપાણિએ હેરાન કર્યો. તેના વડે યુદ્ધમાં પરાજિત થયેલો મેઘનાદ પોતાના સૈન્ય અને વાહન સહિત તથા સગાંસંબંધીઓ સાથે ત્યાંથી નીકળીને આ પર્વતમાં આવ્યો, અને આ દુર્ગના બળથી કેટલોક કાળ થયાં સપરિવાર રહે છે.

વૈતાઢ્યની દક્ષિણ શ્રેણિમાં બહુકેતુમંડિત નામે નગર છે. ત્યાં વીરબાહુ નામે રાજા હતો. તેની સુમના નામે મહાદેવી હતી. તે રાણીના ચાર પુત્રો હતા–અનંતવીર્ય, ચિત્રવીર્ય, વીરધ્વજ અને વીરદત્ત. પછી તે રાજાએ હરિચંદ્ર ( અણગાર ) પાસે ધર્મ સાંભળ્યો; જેમકે—"અનાદિ પ્રવાહવાળા કર્મની શૃંખલામાં જકડાએલા અને રાગદ્વેષને વશ પડેલા જીવો જન્મમરણથી ભરપૂર એવા ચતુર્વિધ સંસારને પામે છે. કર્મની લઘુતાથી કર્ણગોચર થયેલ, સર્વને આનંદ આપનાર એવા અરિહંતના વચન ઉપર રુચિ કરીને વૈરાગ્યના માર્ગ ઉપર ચઢીને, દિગ્ગજ જેમ કમલતંતુનું બંધન તોડી નાખે તેમ વિષયો વડે બનેલું સ્નેહબંધન તોડીને, આસ્રવને રોકીને, સંયમ, તપ અને દેહદમનને વિષે પ્રયત્ન કરીને, તથા પ્રશસ્ત ધ્યાનરૂપ સૂર્યવડે આવરણ ( જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ ), વિઘ્ન ( અંતરાય કર્મ ) અને તિમિર ( મોહનીય કર્મ ) રૂપી અંધકારનો નાશ કરીને જેમને સર્વ ભાવો પ્રત્યક્ષ થયા છે ( કેવલજ્ઞાન થયું છે ) એવા તે જીવો શાશ્વત સુખના ભાગી થાય છે અને સંસારરૂપી વનમાંથી બહાર નીકળે છે." આ પ્રમાણે સાંભળીને જેને પ્રવ્રજ્યા લેવાની ઇચ્છા થઇ છે એવા વીરબાહુ રાજાએ અનંતવીર્ય આદિ પુત્રોને રાજ્ય સ્વીકારવાનું કહ્યું. પણ (રાજ્યને નહીં સ્વીકારવા માટે) નિશ્ચિત એવા તેઓએ તેને કહ્યું, "અમારે રાજ્યનું કામ નથી; અમે તમારી સાથે દીક્ષા લઇશું." પછી

વીરબાહુએ યશોમતી રાણીના પુત્ર વીરસેનને રાજ્ય આપીને (અનંતવીર્ય આદિ ચાર) પુત્રો સહિત દીક્ષા લીધી, અને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુક્ત એવો તે તપ કરવા લાગ્યો. પછી જેનાં શુભાશુભ કર્મનાં બંધનો છૂટી ગયાં છે એવા તે વીરબાહુ અણગાર કેટલેક કાળે નિર્વાણ પામ્યા. જેમણે સૂત્ર અને અર્થનું પરિશીલન કર્યું છે એવા બીજા ચાર અણગારો વિષયસુખની આકાંક્ષા વગર વિહરતા આ અમૃતધાર પર્વત ઉપર આવ્યા, અને સ્થિર બુદ્ધિવાળા તેઓ નગરની બહાર ઉદ્યાનમાં રહ્યા. રાત્રિએ ધર્મ અને શુકલધ્યાનમાં પરાયણ રહેલા તેઓ પૈકી અનુક્રમે પહેલા (અનંતવીર્ય) જેઓ એકત્વઅવિચારી ધ્યાન વટાવી ગયા હતા, પણ સૂક્ષ્મક્રિયાને પ્રાપ્ત થયા નહોતા તેમને મોહનીય, આવરણીય (જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય) અને અંતરાય કર્મનો (એ રીતે ચાર ઘાતી કર્મનો) ક્ષય થતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું; શુકલધ્યાનમાં રહેલા બીજા (ચિત્રવીર્ય)ને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું; સવિતર્કવિચાર નામે પહેલા શુકલધ્યાનમાં રહેલા ત્રીજા(વીરધ્વજ)ને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, અને ધ્યાનભૂમિમાં રહેલા ચોથા (વીરદત્ત)ને પ્રથમ ગણધરની જેમ પદાનુસારી લબ્ધિ પેદા થઇ. પાસે રહેલા દેવોએ તેમનો મહિમા કર્યો.

તે દેવોદ્યોતને જોતો અને દિવ્ય તૂર્યનાદને સાંભળતો મેઘનાદ રાજા અત્યંત હર્ષ પામીને સર્વ જનોની સાથે તે મુનિઓને વંદન કરવાને ગયો. તપઃલક્ષ્મી વડે દીપતા અને જેમાં સારી રીતે હોમ કરવામાં આવ્યો છે એવા અગ્નિની માફક પ્રકાશતા તે મુનિઓને તેણે જોયા. પછી ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને તે બેઠો. પછી કેવલી તે દેવ-મનુષ્યોને યોગ્ય તીર્થંકરપ્રણીત ચાતુર્યામ ધર્મ કહેવા લાગ્યા તથા આ ભવના અને પરભવના સંશયો દૂર કરવા લાગ્યા. જે વસ્તુ હજાર અથવા કરોડ જન્મો પૂર્વે બનેલી હોય, તે સમયે જેનું જે નામ અને જેવા ગુણ હોય, જે આયુષ્ય અને ચારિત્ર્ય હોય,-વધારે શું કહેવું ?-અતીત કાળમાં જેણે જે વસ્તુનું સેવન કર્યું હોય અને અનાગત-ભવિષ્ય કાળમાં જેને જે વસ્તુ પ્રાપ્ત થવાની હોય તે સર્વ કેવલી કહેવા લાગ્યા. પછી કથાન્તરમાં મેઘનાદે કેવલીને વંદન કરીને પૂછ્યું, "ભગવાન્ ! મારી પુત્રી પદ્મશ્રી ચક્રવર્તીનું સ્ત્રીરત્ન થશે એવો આદેશ નૈમિત્તિકે આપ્યો છે, તો તેણે પૂર્વભવમાં એવું શું આચર્યું છે જેથી એ પ્રધાનપુરુષ-ચક્રવર્તીની ભાર્યા તથા સર્વ સ્ત્રીઓમાં વિશિષ્ટ થશે ?" એટલે કેવલીએ કહ્યું, "સાંભળ—

## પદ્મશ્રીના પૂર્વભવ

મથુરા નગરીની નજદીક આવેલ શૂરસેન જનપદમાં સુદિત સંનિવેશમાં સોમ નામે બ્રાહ્મણ હતો. તેની વસુમતી ભાર્યા હતી. આજથી ચોથા ભવમાં આ પદ્મશ્રી તેમની અંજનસેના નામે પુત્રી હતી. તે અંજનસેના દુર્ભગનામકર્મોદયને કારણે મંદ રૂપવાળી,

બરછટ અને પીળા કેશવાળી, સહેજ માંજરી આંખોવાળી, અધોવિષમ દાંતવાળી (જેના નીચલા દાંત ઉપરના દાંતની ઉપર રહેતા હોય તેવી), તથા કર્કશ આકૃતિવાળી હતી. તે યુવાવસ્થામાં આવી, પણ કોઈ તેને વરતું નહોતું; કોઈ પુરુષને આપવામાં આવે તો પણ તે તેને ઈચ્છતો નહોતો. પછી ભોગાંતરાયના પ્રતિબંધથી અને દુર્ભગ નામકર્મના ઉદયથી સર્વને અનિષ્ટ એવી તે અંજનસેના, જેના નિતંબ અને સ્તન પડી ગયા છે એવી વૃદ્ધ-કુમારી થઇ. એવી સ્થિતિમાં કેટલોક કાળ ગાળીને તે સ્થિતિના નિર્વેદથી તેણે પરિવ્રાજિકાની દીક્ષા લીધી. ત્રિદંડ અને કુંડિકાને ધારણ કરનારી અને જેણે સાંખ્ય તથા યોગમાં પ્રવેશ કર્યો છે એવી તે ગામ, નગર અને જનપદોમાં વિહાર કરતી કેટલેક કાળે મથુરામાં આવી.

ત્યાં સાગરદત્ત સાર્થવાહની ભાર્યા મિત્રશ્રી નામે હતી. તેને નાગસેન નામે વણિક્-પુત્ર ઇચ્છતો હતો, પણ સમાગમનો કોઇ ઉપાય તેને મળતો નહોતો. તેણે અંજનસેનાને ફરતી જોઇ. શોભીતાં વસ્ત્રોના દાનવડે તે અંજનસેનાની સેવા કરવા લાગ્યો. એટલે સન્તુષ્ટ થયેલી તે બોલી, “મારે સ્વાધીન જે કાર્ય હોય તે વિશ્વાસપૂર્વક કહે; તારું તે કાર્ય સિદ્ધ જ થયું છે એમ માન.” પછી તે નાગસેને ‘એમ થાઓ’ એમ કહીને પોતાનો અભિપ્રાય છુપાવ્યો, અને અંજનસેના જે જે ઇચ્છે તે તે તેને આપવા લાગ્યો. અંજન-સેનાએ જ્યારે ખૂબ આગ્રહ કર્યો અને જ્યારે સાર્થવાહ સાગરદત્ત પ્રવાસે ગયો ત્યારે નાગસેને અંજનસેનાને કહ્યું, “તમારા ચરણની કૃપાથી સાગરદત્તની ભાર્યા મિત્રશ્રીને હું પ્રાપ્ત કરીશ.” તે બોલી, “તારે માટે હું પ્રયત્ન કરીશ.” પછી અંજનસેના મિત્રશ્રીને ઘેર ગઇ. મિત્રશ્રીએ તેને નમન કર્યું. પછી અંજનસેના પાણીથી સાફ કરેલા આસન ઉપર બેઠી, તીર્થકથાઓ કહેવા લાગી અને દેશવિદેશના માણસોનું વર્ણન કરવા લાગી. તેણે મિત્રશ્રીને પૂછ્યું, “પુત્રિ! તું દુર્બલ અને મેલા શરીરવાળી તથા અલંકાર અને ભૂષણ વિનાની બનીને કેમ બેઠી છે?” તે બોલી, “સાર્થવાહ પ્રવાસમાં છે; તેમનાથી વિયોગી દશામાં મારે શરીરસંસ્કારનું શું કામ છે?” અંજનસેનાએ કહ્યું, “શરીરનો સ્નાનાદિવડે સંસ્કાર કરવો જોઇએ. શરીરમાં જે દેવતાઓનો વાસ છે તેમની તેથી પૂજા થાય છે.” પછી તે સ્નાનશીલા (પરિવ્રાજિકા) સુગંધી પદાર્થો અને સુગંધી પુષ્પો લાવવા માંડી અને મિત્રશ્રીને કહેવા લાગી કે, “આ મેં મેળવ્યાં છે અને તારે માટે આણ્યાં છે.” પણ મિત્રશ્રી તે ઇચ્છતી નહોતી. એટલે અંજનસેના કહેવા લાગી, “આ તો દેવતાના નૈવેદ્ય તરીકે વાપરેલાં છે, માટે આ ઇન્દ્રિયગ્રાહ્ય દ્રવ્યો ઉપભોગ કરવા લાયક છે. ભૂતકાળની વાતોની શોચ કરવો ન જોઇએ, આપણે તો ભવિષ્યની વાતનો વિચાર કરવો જોઇએ. પુરુષ ગુણધર્મા છે (અર્થાત્ ગુણોથી ભિન્ન એવું આત્માનું અસ્તિત્વ નથી);[1] દશ્ય પદાર્થો માત્ર નિમિત્તભૂત છે.” આમ કહીને અંજનસેનાએ પોતે મિત્રશ્રીને સુગંધી પદાર્થોનું લેપન કર્યું અને કુસુમોની માળા પહેરાવી. જ્યારે બન્ને વચ્ચે વિશ્વાસ પેદા થયો ત્યારે અંજન-

૧ આ જ અર્થ સંબદ્ધ છે, કારણ કે થોડીક પંક્તિઓ પછી પણ અંજનસેના આત્માના અસ્તિત્વનો ઇન્કાર કરે છે.

સેનાએ મિત્રશ્રીને એકાન્તમાં કહ્યું, "તારો જે હૃદયને રુચતો પુરુષ હોય તેની સાથે યૌવન માણ; તારે વનલતાની જેમ ઉપભોગ સિવાય રહેવું જોઇએ નહીં." મિત્રશ્રી બોલી, "માતા! પરપુરુષની ઇચ્છા કરવાથી સ્ત્રી પાપકર્મી કહેવાય છે; તો પછી તમે આ વસ્તુની શી રીતે પ્રશંસા કરો છો?" એટલે અંજનસેના કહેવા લાગી, "એમાં કોઇ દોષ નથી, કારણ કે આત્માનું અસ્તિત્વ નથી. એવો કોણ પંડિત છે, જેણે આ માર્ગમાં ગતિ કરી નહીં હોય? માટે શરીર એ ભોગનું નિમિત્ત છે; શરીરનો નાશ થતાં કોણ પરભવમાં જનાર કોણ છે? માટે મૂઢ ન થઇશ" એટલે મિત્રશ્રી બોલી, "મારી પ્રતિષ્ઠાનું પણ રક્ષણ થવું જોઈએ." અંજનસેનાએ કહ્યું, "એ બાબતમાં તું નિશ્ચિન્ત રહેજે. આ નગરમાં નાગસેન નામનો રૂપસ્વી, સમર્થ અને કલાકુશળ યુવાન છે. કોઈ ન જાણે તેવી રીતે તેને તારા ઘરમાં લાવીશ અને પાછો બહાર મોકલીશ." આ પ્રમાણે તે અંજનસેનાએ દેવતાના નૈવેદ્યના બહાને મિત્રશ્રીને ગંધ અને રસમાં આસક્ત બનાવી. તે વારંવાર નાગસેનને મિત્રશ્રી પાસે લાવતી, અને નિપુણ રીતે પાછો બહાર લઈ જતી.

એક વાર રાજપુરુષોએ નાગસેન પ્રત્યેની ઇર્ષ્યાથી આ વસ્તુ જાણી. તેમણે તેને પકડ્યો અને રાજા આગળ રજૂ કર્યો. અંજનસેનાની ચેષ્ટા પણ જાણવામાં આવી. રાજાએ કહ્યું, "મારે વણિકોની સ્ત્રીઓના ચારિત્ર્યનું રક્ષણ કરવું જોઇએ, કારણ કે સાર્થવાહો દેશાન્તરોમાં અને સમુદ્રોમાં પ્રવાસ કરતા હોય છે. આ નાગસેને મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, માટે તેનો વધ કરવો જોઇએ. પરિવ્રાજિકા (અંજનસેના) સ્ત્રી હોવાથી તેને નાક-કાન કાપીને હાંકી મૂકવી જોઇએ." પછી નાગસેનને શૂળીએ ચડાવ્યો. તે (નાક-કાન કાપેલી) અવસ્થામા રહેલી પેલી અંજનસેના પણ ગંગાતીરે આવેલા કણખલદ્વારમાં ઘોર અનશન કરીને મરણ પામી અને આમલકટક નગરમાં મહાસેન રાજાની સુમના નામે દેવીથી જન્મેલી સુષેણા નામે પુત્રી થઇ.

## સનત્કુમાર ચક્રવર્તીનો વૃત્તાન્ત

તે સમયમાં હસ્તિનાપુર નગરમાં અશ્વસેન રાજાની સહદેવી નામે રાણીનો પુત્ર સનત્કુમાર નામે હતો. તેનો પચાસ હજાર વર્ષ જેટલો કુમારકાળ હતો. પછી એટલા જ સમય સુધી તે માંડલિક રાજા હતો. એક હજાર વર્ષમાં તેણે ભરતક્ષેત્ર ઉપર વિજય કર્યો; અને એક લાખ વર્ષ સુધી ચક્રવર્તીના ભોગો ભોગવ્યા.

પેલી સુષેણા રાજકન્યા યુવાવસ્થામાં આવી, એટલે માતાપિતાએ તેને સનત્કુમારને આપી, પણ તે પૂર્વભવમાં કરેલા ચારિત્ર્યભંગના હેતુ વડે કરીને થયેલા દુર્ભગ નામકર્મના ઉદયથી ચક્રવર્તીની અણમાનીતી થઈ. મનુષ્યલોકમાં આશ્ચર્યરૂપ તે રાજાનું રૂપ જોતી, શ્રવણમનોહર તેનું વચન સાંભળતી, અને પોતાના રૂપયૌવનના ગુણોને નિંદતી તથા 'નિઃશંકપણે મારી દુઃશીલતાનું આ ફળ છે' એ પ્રમાણે સ્મરણ કરતી તે કાળ વીતાવવા લાગી.

એ પ્રમાણે સમય વીતતાં કોઇ એક વાર પ્રશસ્ત રૂપવાળા બે બ્રાહ્મણો (રાજભવન આગળ) આવીને દ્વારપાલને કહેવા લાગ્યા, "રાજાના રૂપથી (રૂપ વિષે સાંભળીને) આશ્ચર્ય પામેલા અને ઈર્ષ્યાળુ બનેલા અમે તેને જોવા માટે આવ્યા છીએ." તે જ સમયે સનત્કુમાર શરીર ઉપર તૈલાભ્યંગ કરાવીને વ્યાયામશાળામાં બેઠો હતો. પછી તે બ્રાહ્મણોએ પ્રતિહારને પ્રેર્યો. એટલે તેણે રાજાને આ વાત જણાવી. જેની પાસે જવાનું કાર્ય સુગમ છે એવો તે રાજા કહેવા લાગ્યો, "એમને ઉતાવળ હોય તો પ્રવેશ કરાવ." પછી તે બ્રાહ્મણોએ અંદર પ્રવેશીને જયાશીષ આપી, અને રાજાને જોઇને અત્યંત સંતુષ્ટ થયેલા તેઓ બોલ્યા, "જેવો તમારો રૂપાતિશય અમે સાંભળ્યો હતો તેવો જ છે." રાજાએ તેમને કહ્યું, "કહો, અહીં આવવાનું શું પ્રયોજન હતું?" તેઓ બોલ્યા, "કંઇ પ્રયોજન નથી, કેવળ તમારી રૂપલક્ષ્મી જોવાને માટે જ અમે આવ્યા છીએ." રાજાએ કહ્યું "જો એમ હોય તો, મારી રૂપલક્ષ્મી કેવી છે? તમારી જો ઇચ્છા હોય તો હું સ્નાન અને અલંકાર ધારણ કરું ત્યાર પછી મને જોજો." તેઓએ એ વસ્તુ સ્વીકારી અને બહાર નીકળ્યા. રાજા પણ અનુક્રમે સ્નાન કરીને જમ્યો, તથા સારા અલંકાર પહેર્યા. પછી તેણે બ્રાહ્મણોને સંભાર્યા. તેઓ આવ્યા, અને રાજાને એ અવસ્થામાં જોઈ વિષાદ પામીને કહેવા લાગ્યા, "ખરેખર, દુઃખની વાત છે કે એક ક્ષણમાં પણ આટલો ક્ષય થાય છે! ધિક્કાર છે અનિત્યતાને કે જે વડે નહીં સ્પર્શાયેલું એવું કોઇ સ્થાન નથી!" રાજાએ તે બ્રાહ્મણોને પૂછ્યું, "કેમ આવું બોલો છો? 'હા! અનિત્ય!' એવું શાથી ઉચ્ચારો છો? શેનો ક્ષય? શા કારણથી તમે ખિન્ન થયા છો?" એટલે તેઓ કહેવા લાગ્યા "સાંભળો, રાજા! અમે શક્રરાજાના સામાનિક દેવો છીએ. એક વાર ઈન્દ્રે તમારા રૂપની પ્રશંસા કરી કે—'અહો! સનત્કુમાર રાજાની રૂપશ્રી અદ્ભુત હોઇ મનુષ્યલોકમાં દુર્લભ છે, એટલું જ નહીં પણ કેટલાક દેવોને માટે પણ પ્રાર્થનીય છે.' આથી કુતૂહલથી અમે તમને જોવાને માટે આવ્યા. સવારમાં તમારી જે સ્વાભાવિક રૂપલક્ષ્મી હતી તે અત્યારે અત્યંત અલંકૃત હોવા છતાં ક્ષીણ થયેલી છે. આથી અમે ખેદ પામ્યા." રાજાએ તેમને પૂછ્યું, "એટલા જ સમયમાં રૂપશોભા શી રીતે ક્ષીણ થાય?" તેઓ કહેવા લાગ્યા "રાજન્! શરીરની જે રચના હોય છે, અંગોપાંગની જે નિષ્પત્તિ હોય છે તથા પ્રાણીને જે સુભગતા, સુસ્વરતા, આદેયતા અને લાવણ્ય પ્રાપ્ત થાય છે તે નામકર્મનો વિષય છે. ઔદારિક અને વૈક્રિય શરીરની સાથે સંબંધ પામીને ઉદયમાં આવેલી તથા પ્રતિસમય અનુક્રમે ક્ષીણ થતી એ વસ્તુને (સુભગતા આદિને) ચર્મચક્ષુ જોઇ શકતું નથી, પણ અમે દિવ્ય અવધિજ્ઞાનથી તે (ક્ષીણતા) જોઈને વિષાદ પામ્યા. એ જ પ્રમાણે સમય, ક્ષણ, લવ, મુહૂર્ત અને દિનના ક્રમથી આયુષ્ય ક્ષીણ થાય છે." આવું દેવવચન સાંભળીને સનત્કુમાર કહેવા લાગ્યો, "જો રિદ્ધિ આવી અનિત્ય છે, તો પરલોકના (કલ્યાણ) માટે સમર્થ એવી વસ્તુની હું સાધના કરીશ; માટે હું વિષયોમાં વૈરાગ્ય કરીશ, અને તપ તથા સંયમમાં

ઉદ્યોગ કરીશ." આ પ્રમાણે બોલતા તેને દેવો કહેવા લાગ્યા, "સુપુરુષ! તમારા કુલમાં ભરત અને સગર એ બે ચક્રવર્તી પૂર્વપુરુષોએ ભારતવર્ષનો ત્યાગ કરીને નિરપેક્ષપણે દીક્ષા લીધી હતી, અને કર્મોને ખપાવીને તેઓ નિર્વાણ પામ્યા હતા. તૃતીય ચક્રવર્તી મઘવન્ પણ એ જ પ્રમાણે આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરીને, તથા નિધિઓ અને રત્નોના વિષયમાં તૃષ્ણા મૂકી દઈને શ્રામણ્ય પાળી દેવલોકમાં ગયો છે. માટે તમે વૈરાગ્ય-માર્ગ ઉપર આવીને ધીર પુરુષોએ ઉપદેશેલું તપ કરો." આ પ્રમાણે બોલતા દેવો પ્રણામ કરીને ગયા.

રાજા સનત્કુમાર પણ પુત્રને રાજ્ય ઉપર સ્થાપિત કરીને તથા, વસ્ત્રના છેડા ઉપર વળગેલા તૃણની જેમ, ભારતવર્ષનો (ભારતવર્ષના રાજ્યનો) ત્યાગ કરીને શ્રમણ થયો. સ્ત્રીરત્ન સિવાયનાં બીજા રત્નો વડે છ માસ સુધી સેવાયેલો અને શરદકાળના આકાશ જેવા નિર્મળ હૃદયવાળો તે રત્નોમાં આસક્ત ન થયો ત્યારે એ રત્નો પ્રણામ કરીને ગયાં.[1] સૂત્ર અને અર્થનું જ્ઞાન મેળવીને એ ભગવાન એક લાખ વર્ષ સુધી વિચર્યા. તેમના શરીરમાં રોગો ઉત્પન્ન થયા જેવા કે—કાસ (ખાંસી), શ્વાસ, જ્વર, દાહ, કુક્ષિશૂળ, ભગંદર, કંડૂ (ખરજ), પ્રરોહ (હરસ?). અકંપિત માનસવાળા તે ભગવાન એ પીડાને સમ્યક્ પ્રકારે સહન કરવા લાગ્યા.

પછી એક વાર દેવરાજ શક્ર પુરુષનું રૂપ ધારણ કરીને 'હું ચિકિત્સક છું' એમ કહી વંદન કરીને તેમને કહેવા લાગ્યો, "ભગવન્! અસમાધિકારક આ ઘણા વ્યાધિઓ આપને થયા છે તો સંયમનો વિરોધ ન થાય તેવી રીતે હું ચિકિત્સા કરું; મને અનુજ્ઞા આપો." એટલે તેમણે કહ્યું, "તારા વડે નાશ કરાયેલા એ વ્યાધિઓ આ ભવે અથવા પરભવે નહીં થાય?" શક્રે કહ્યું; "આ વ્યાધિઓના કારણરૂપે પૂર્વકૃત કર્મો હોય છે, તેથી જ્યાં સુધી એ કર્મો કાયમ હોય ત્યાં સુધી કદાચિત્ ફરી વાર પણ તે ઉત્પન્ન થાય. હું તો અત્યારે નાશ કરું." પછી ભગવાન સનત્કુમારે ખેલૌષધિ (થૂંક) વડે શરીરનો એક ભાગ ચોપડ્યો અને ઘસ્યો, એટલે તે ભાગ સ્વાભાવિક થઇ ગયો. વૈદ્યરૂપધારી ઇન્દ્રને આ બતાવીને તેમણે કહ્યું, "શ્રાવક! તું આમ કરી શકે છે?" ઇન્દ્ર બોલ્યો, "ભગવન્! જેવી આપની તપઃશ્રી છે એવી મારી શક્તિ નથી, પણ રોગનો હું નાશ કરું." પછી અવિસ્મિત એવા ભગવાન સનત્કુમારે કહ્યું, "શ્રાવક! એક વાર દૂર કરવામાં આવેલો મારો રોગ કર્માનુભાવને પ્રાપ્ત કરીને જો ફરી વાર ઉત્પન્ન થાય, અને પૂર્વે જેવી સ્થિતિ

૧ ચક્રવર્તી જ્યારે દીક્ષા લે છે ત્યારે સ્ત્રીરત્ન સિવાયના તેર રત્નો અને નવ નિધિઓ તેની પાછળ પાછળ જાય છે, અને ચક્રવર્તી તેમની તરફ છ માસ સુધી સિંહવિલોકિતપણે પણ જોતો નથી ત્યારે તેઓ નિરાશ થઈ ચાલ્યા જાય છે.

હતી તેવી પાછી લાવવાને તું જો સમર્થ ન હોય, તો હે ભાઈ! પરિશ્રમ બસ કર. તેં ભક્તિ કરી, અને તને નિર્જરા પ્રાપ્ત થઈ. આ વ્યાધિસમૂહની ચિકિત્સા મેં જિનોપદિષ્ટ એવાં તપ-સંયમરૂપી ઔષધોવડે આરંભી છે, જેથી એ વ્યાધિઓ ફરી ઉત્પન્ન જ ન થાય." પછી સંતુષ્ટ થયેલા ઇન્દ્રે પોતાનું રૂપ દર્શાવ્યું, તથા ભગવાનને અભિનંદન તથા વંદન કરીને તે પોતાને સ્થાને ગયો.

તે ભગવાન સનત્કુમારે સાતસો વર્ષ સુધી રોગપરીષહને સહન કર્યો. પછી સમાધિથી કાલધર્મ પામીને તે સનત્કુમાર-કલ્પમાં ઇન્દ્ર થયા.

સનત્કુમારમાં અવિચ્છિન્ન પ્રેમરાગવાળી પેલી સુષેણા પણ ઘણા સમય સુધી શ્રામણ્ય પાળીને કાળધર્મ પામી. સૌધર્મ કલ્પમાં દિવ્ય સુખ અનુભવ્યા પછી ચ્યવીને, હે મેઘનાદ! તે તારી પુત્રી તરીકે જન્મી છે, જે ચક્રવર્તીનું સ્ત્રીરત્ન થશે."

## સુભૂમ ચક્રવર્તીનો વૃત્તાન્ત

ફરી પાછું મેઘનાદે કેવલીને પૂછ્યું, "ભગવન્! તે (મારી પુત્રીનો થનાર પતિ-ચક્રવર્તી) ક્યાં છે?" ત્યારે કેવલીએ કહ્યું, "હસ્તિનાપુરમાં કાર્તવીર્ય નામે રાજા હતો. તેની મહાદેવી તારાનો સુભૂમ નામે પુત્ર કૌશિક ઋષિના આશ્રમમાં મોટો થાય છે. દેવી તારા તેમજ મહરિ અને શાંડિલ્ય(નામના મંત્રીઓ)વડે પાલન કરાતો તે સુખપૂર્વક વસે છે." મેઘનાદે પૂછ્યું, "કયા કારણથી તેને આશ્રમપદમાં લાવવામાં આવ્યો છે? અને કોણ લાવ્યું છે?" ત્યારે કેવલી વૈરના કારણની ઉત્પત્તિ કહેવા લાગ્યા, "સાંભળ રાજા!

## જમદગ્નિ અને પરશુરામનો વૃત્તાન્ત

દક્ષિણાર્ધભરતમાં વારાણસી નામે નગરી છે. ત્યાં અગ્નિશિખર નામે રાજા હતો, અને તેની સંઘમતી નામે દેવી હતી. તેને કુમાર જન્મ્યો. તે સમયે બે નૈમિત્તિકોને પૂછવામાં આવ્યું, "કુમારનું જન્મનક્ષત્ર કહો." એટલે તેમાંનો એક કહેવા લાગ્યો, "અત્યારે ભરણી નક્ષત્રની સમાપ્તિ થાય છે." બીજાએ કહ્યું, "કૃત્તિકાનું આવાગમન થાય છે." આ બન્નેનો વિચાર કરીને તેમજ બન્નેનો સ્વીકાર કરીને કુમારનું જમદગ્નિ એવું નામ પાડવામાં આવ્યું; કેમકે ભરણીનો દેવ યમ છે અને કૃત્તિકાનો દેવ અગ્નિ છે. આ પ્રમાણે તે કુમાર ઉછરવા લાગ્યો. અનુક્રમે યૌવનમાં આવતાં તેણે ચંદનવનમાં તાપસ તરીકે દીક્ષા લીધી, તથા સૂકાઇને પીળાં થઇ નીચે પડેલાં પુષ્પ-ફળનો આહાર કરતો અને પંચાગ્નિ તાપનાથી પોતાની જાતને ભાવતો તે હજારો વર્ષ સુધી વિહર્યો.

તે કાળમાં વારાણસીમાં ધન્વંતરિ અને વૈશ્વાનર એ બે સાર્થવાહો હતા. તેમાં ધન્વંતરિ શ્રમણોપાસક હતો. વૈશ્વાનર તાપસભક્ત હતો અને તેનો મિત્ર હતો. ધન્વંતરિ

ઘણી વાર વૈશ્વાનરને વિનંતી કરતો, "વૈશ્વાનર! જિનમતનો સ્વીકાર કર." પણ તેમાં શ્રદ્ધા નહીં રાખતો એવો તે પોતે સ્વીકારેલો તાપસધર્મ પાળી, પોતાની જાતને ખપાવીને (મરણ પામી) વૈતાઢ્ય પર્વતમાં સોમ નામે લોકપાલના આભિયોગિક (કિંકર દેવ) તરીકે સોમરાજિક દેવરૂપે ઉત્પન્ન થયો. જેણે જીવ અને અજીવનું સ્વરૂપ જાણ્યું છે એવો ધન્વંતરિ બાર પ્રકારનો શ્રાવકધર્મ તથા ઉપાસકની અગીઆર પ્રતિમાઓ પાળીને કાળ કરીને અચ્યુત કલ્પમાં દેવ થયો. નંદીશ્વર દ્વીપમાં થયેલા મહોત્સવમાં તે બન્નેને સમાગમ થયો. વિપુલ અવધિજ્ઞાની તે અચ્યુતદેવ વૈશ્વાનર દેવને જોઈને મિત્રભાવને અનુસરતો કહેવા લાગ્યો, "હે વૈશ્વાનર! મને ઓળખે છે?" એટલે તે બોલ્યો, "દેવ તમને ઓળખવાની મારી શી શક્તિ?" અચ્યુતદેવે કહ્યું, "હું તારો મિત્ર ધન્વંતરિ છું; અને શ્રાવકધર્મનું પાલન કરીને અચ્યુત કલ્પમાં દેવ થયો છું. તે વખતે હું તને કહેતો હતો, પણ તેં મારા ઉપર શ્રદ્ધા ન કરી, આથી કલેશ પામીને તું અલ્પર્દ્ધિક થયો છે." તે બોલ્યો, "પ્રધાન એવો તાપસધર્મ મેં બરાબર આરાધ્યો નહીં, તેથી હું અલ્પર્દ્ધિક થયો છું." અચ્યુતદેવે કહ્યું, "જે તારી દૃષ્ટિએ પ્રધાન છે તેની પરીક્ષા કરીએ." પછી તેણે જમદગ્નિને ઉદ્દિષ્ટ કર્યો.

### અચ્યુતદેવ અને વૈશ્વાનર દેવે કરેલી જમદગ્નિની પરીક્ષા

પછી બન્ને દેવોએ (નર અને માદા) પક્ષીનાં રૂપ ધારણ કરી, જમદગ્નિની દાઢીમાં ઘાસનાં તણખલાં ભરાવીને માળો કર્યો. પણ જમદગ્નિએ તેમની ઉપેક્ષા કરી. પછી માનુષી વાચાથી પંખી પંખિણીને કહેવા લાગ્યો, "ભદ્રે! તું અહીં રહે; હું હિમવંત પર્વત ઉપર જાઉં છું, માતા-પિતાને મળીને જલદી પાછો આવીશ." પંખિણી બોલી, "સ્વામી! ન જશો, એકાકી એવા તમારા શરીરને કોઇ ઇજા કરશે." પંખીએ કહ્યું, "તું ડરીશ નહીં. જે કોઇ મારો પરાભવ કરવાને આવે તેને વટાવી જવાને મારી શીઘ્રતાવડે હું શક્તિમાન છું." પંખિણીએ કહ્યું, "તમે મને ભૂલી જશો અને બીજી પંખિણીનો સ્વીકાર કરશો, તો હું એકલી કલેશ પામીશ." પંખી બોલ્યો, "તું મારા પ્રાણથી પણ પ્યારી છે; તને છોડીને હું તેમની (મા-બાપની) પાસે થોડો કાળ પણ નહીં વીતાવું." પંખિણી બોલી, "તમે પાછા આવો એવી મને ખાત્રી નથી." પંખી બોલ્યો, "તું કહે તેવા સોગનથી તને ખાત્રી કરાવું." પંખિણીએ કહ્યું, "એમ હોય તો, જો તમે ફરી પાછા ન આવો તો આ ઋષિનું જે પાપ છે તે વડે તમે લેપાઓ." પંખીએ કહ્યું, "તું બીજો જે કહે તે સોગન ખાઉં, પણ આ ઋષિના પાપ વડે લેપાવાના સોગન નહીં." આ સાંભળી જમદગ્નિએ વિચાર્યું, "મારું પાપ મોટું છે એમ આ પક્ષીઓ કહે છે; તો તેમને પૂછી જોઉં." પછી તેણે તે પક્ષીઓને હાથથી પકડ્યાં અને કહ્યું, "અરે! કુમારબ્રહ્મચારી એવો હું ઘણા હજાર વર્ષ થયાં અહીં તપ કરું છું. મારું એવું

તે કેવું પાપ છે કે તમે સોગનમાં પણ મને ઇચ્છતાં નથી ? ” એટલે પક્ષીએ તેને કહ્યું, “ મહર્ષિ ! તમે (અમને) મારી શકો એમ નથી. તમે અનપત્ય-સંતાન વગરના છો; નદીના તટ ઉપર પાણીના ઉત્કટ વેગથી જેનાં મૂળ ધોવાઈ ગયાં છે એવા વૃક્ષની જેમ આધાર વગરના બનેલા તમે દુર્ગતિમાં જશો. તમારું નામ પણ કોઈ નહીં જાણે. આ શું તમારું ઓછું પાપ છે ? પુત્રવાળા બીજા ઋષિઓને શું તમે જોતા નથી ? અથવા તમારી બુદ્ધિથી જ વિચાર કર.” એટલે અલ્પ જ્ઞાનને કારણે જેને બંધ અને મોક્ષના વિધિની ખબર નથી એવો જમદગ્નિ વિચાર કરવા લાગ્યો, “ સત્ય છે, હું અનપત્ય-નિઃસંતાન છું. ” પછી તેણે અરણ્યનો ત્યાગ કર્યો અને દારસંગ્રહ-લગ્નની ઇચ્છાવાળો થયો.

તેને આ પ્રમાણે ભ્રષ્ટ થયેલો જાણીને અચ્યુતદેવ વૈશ્વાનરને કહેવા લાગ્યો, “ હવે અમારો જે શ્રમણોપાસક છે તેની પરીક્ષા કરીએ. ”

## અચ્યુતદેવ અને વૈશ્વાનર દેવે કરેલી પદ્મરથની પરીક્ષા

તે સમયે મિથિલા નગરીમાં પદ્મરથ નામે રાજા હતો. તેણે વાસુપૂજ્ય અણગાર પાસે તુરતમાં ધર્મ સાંભળ્યો હતો. તે અણગાર ચંપાનગરીમાં વિહરતા હતા. ધર્મ નિમિત્ત જાગરણ કરતા પદ્મરથને મનમાં એમ થયું કે, “ મારા ધર્માચાર્ય વાસુપૂજ્ય મુનિવરને વંદન કરું ( વંદન કરવા જાઉં. ) ” ( તે વખતે બે દેવતાઓ ) તેની પરીક્ષા માટે નીકળ્યા વૈશ્વાનરે રાજાના અને પ્રધાન પુરુષોના શરીરમાં રોગો ઉત્પન્ન કર્યા. એટલે મંત્રીઓએ તેને વાર્યો કે, “ સ્વામી ! યાત્રા બંધ રાખો; તમે અસુખી છો, તેમજ લોકોમાં પણ ઘણો ઉપદ્રવ છે. ” રાજા બોલ્યો, “ હું કોઇને બલાત્કારે લઈ જતો નથી; લોકો પાછા વળો; હું ગુરુદેવને વંદન કરીને જ અન્ય કાર્ય કરીશ. ” આ પ્રમાણે તેનો દૃઢ નિશ્ચય હતો. જલાવર્તા અટવીમાં ( પેલા દેવે ) પાણી હરી લીધું, તોપણ ‘ હું એકલો પણ જઈશ ’ એમ વિચારીને તે પાછો વળ્યો નહીં. સામેથી સિંહો તેને ત્રાસ પમાડવા લાગ્યા. ફરી વાર પણ મંત્રીઓએ તેને વિનંતી કરી, પણ ધર્મરાગમાં રક્ત એવા તેણે પાછા વળવાની ઇચ્છા કરી નહીં. પછી ‘ આને ધર્મવ્યવસાયમાંથી વિચલિત કરી શકાય એમ નથી ’ એમ વિચારીને વૈશ્વાનરે પોતાનું રૂપ બતાવીને તેને વંદન કર્યું અને ખમાવ્યો.

પછી ‘ આશ્ચર્ય ! ’ એમ કહીને વૈશ્વાનરે સમ્યકત્વ સ્વીકાર્યું. ધન્વંતરિ પણ પદ્મરથને પ્રણામ કરીને જેમ આવ્યો હતો તેમ પાછો ગયો. વૈશ્વાનર પણ વૈતાઢ્યમાં ગયો.

હવે, પક્ષીઓએ જેને મર્યાદામાંથી વિચલિત કર્યો હતો એવો જમદગ્નિ કઢિણ, શીંકું વગેરે ( તાપસનાં ઉપકરણવિશેષો ) લઇને ઇન્દ્રપુર આવ્યો. ત્યાંનો રાજા જિતશત્રુ જમદગ્નિનો મામો હતો. તેણે જમદગ્નિની અર્ઘ્યથી પૂજા કરી, અને વિનંતી કરી, ” જે કાર્ય હોય તે કહો. ” જમદગ્નિએ કહ્યું, “ હું કન્યાની ભિક્ષા માટે આવ્યો છું, માટે

મને કન્યા આપો." પછી 'વીસામો કરો' એમ કહીને તેને આવાસ આપવામાં આવ્યો. રાજાએ મંત્રીઓની સાથે વિચાર કર્યો, "આ તો લાંબી દાઢીવાળો અને યુવાવસ્થા વટાવી ગયેલો છે. માટે ઉપાયપૂર્વક તેનું નિવારણ કરીએ–અમારી કન્યાઓને સ્વયંવર આપવામાં આવેલો છે, માટે જે કન્યા તમને ઇચ્છે તેને લઈ જાઓ." આ પ્રમાણે કહેવામાં આવતાં જમદગ્નિ કન્યાઓના અંતઃપુરમાં ગયો; એક એક કન્યાને કહેવા લાગ્યો, "ભદ્રે ! હું તને ઇચ્છું ?" તેઓએ કહ્યું, "તું ઉન્મત્ત છે; ડોસા ! તારી જાતને જો,[1] પછી અમને વર, આઘો ખસ !" આથી જમદગ્નિને રીસ ચઢી, અને 'તમે કુબ્જાઓ થઇ જાઓ !' એમ તેણે કહ્યું. આથી તે કન્યાઓ વિરૂપ થઈ ગઇ. તે કાળથી કાન્યકુબ્જ ( નગર ) થયું.

એક કન્યા રેણુમાં રમતી હતી, તેને હાથમાં ફળ રાખીને જમદગ્નિએ કહ્યું, "ભદ્રે ! મને ઇચ્છ." તેણે હાથ લાંબો કર્યો, એટલે 'આ મને વરી છે' એમ વિચારી તેને કઢિણમાં નાખીને જમદગ્નિ નીકળ્યો. મંત્રીઓએ તેને કહ્યું, "અહીંથી એક પગલું પણ ચાલ્યા વગર આ કન્યાનું શુલ્ક તમારે આપવું જોઇએ." તે બોલ્યો, "અહીંથી ચાલ્યા વગર કેવી રીતે આપું ? જો માગતા હો તો કોઇક રાજાની પાસેથી લાવીને આપું." મંત્રીઓ બોલ્યા, "અત્યારે જ આપવું જોઇએ–એ મર્યાદા છે." આ પ્રમાણે મંત્રીઓએ આગ્રહ કરતાં તેણે પેલી કન્યાઓને અકુબ્જા–સ્વાભાવિક કરી. પછી કન્યાને લઇને તે આશ્રમપદમાં ગયો. પછી કન્યાની ધાત્રી તથા બત્રીસ ગાયોને પણ ત્યાં મોકલવામાં આવી. તે રેણુકા પણ ત્યાં ઊછરવા લાગી.

જેનો વૈરાગ્ય પડયો નથી એવા પદ્મરથ રાજાએ વાસુપૂજ્ય અણગારની પાસે દીક્ષા લીધી, અને જેનાં કર્મો ખપી ગયાં છે એવો તે નિર્વાણ પામ્યો.

જમદગ્નિ રેણુકાને ઉછેરવા લાગ્યો. તે યુવાવસ્થામાં આવી ત્યારે જમદગ્નિએ રેણુકા સાથે વિવાહ કર્યો.

એક વાર પુત્રની ઇચ્છાવાળી જિતશત્રુની પટ્ટરાણી રાજાની સાથે આશ્રમપદમાં આવી. તેણે રેણુકાને કહ્યું, "બેટા ! ( મંત્રથી ) સાધીને મને ચરુ આપ, જેથી મને પુત્ર જન્મે." રેણુકાએ જમદગ્નિને કહ્યું. "મારી માતા ઉપર કૃપા કરો, જેથી તેને પુત્ર થાય." જમદગ્નિએ બે ચરુ આપ્યા–એક રેણુકા માટે, બીજો દેવી માટે. દેવીએ કહ્યું, "બેટા ! તું તારો ચરુ મને આપ. અવશ્ય ઋષિએ પોતાના પુત્રને માટે વિશિષ્ટ સાધના કરી હશે. મારી પાસેનો ચરુ તું રાખ." રેણુકાએ વિચાર્યું "હું તો મૃગી ( અરણ્યવાસી

---

૧ 'વસુદેવ-હિંડી' ની છાપેલી પ્રતમાં थेर वेएहिं अप्पयंतो એવો પાઠ છે, તેનો સ્પષ્ટ અર્થ થતો નથી; પણ ખંભાતની તાડપત્રની પ્રતમા थेर चेएहिं अप्पयं એવો પાઠ છે, તેને અનુસરીને અનુવાદ કર્યો છે.

પશુ જેવી ) થઇ છું, મારો પુત્ર અરણ્યવાસી ન થાઓ. માટે હું ક્ષત્રિય-ચરુ ખાઈ લઉં. " પછી તેઓએ ચરુની અદલાબદલી કરી. સમય જતાં રેણુકાએ રામને જન્મ આપ્યો.

કોઇ એક વાર સાર્થની સાથે સાધુઓ જતા હતા. સાર્થ અટવીમાં પ્રવેશ્યો ત્યાર પછી એક અભિનવ દીક્ષિત, માંદા અને સાર્થથી વિખૂટા પડી ગયેલા સાધુને જમદગ્નિએ જોયો, આશ્રમ પદમાં આણ્યો અને પ્રયત્નપૂર્વક સાજો કર્યો. સંતુષ્ટ થયેલા તેણે અપ્રતિહત એવી વિદ્યા જમદગ્નિને આપી. જમદગ્નિએ તે સાધી. પરીક્ષા માટે પરશુ મંત્રીને તેને પદ્મસરોવરમાં નાખી, સરોવર સૂકાઈ ગયું. આ પ્રમાણે ખાત્રી થતાં તે જમદગ્નિ પુત્રની સાથે અરણ્યમાં ફરવા લાગ્યો.

એક વાર હસ્તિનાપુરનો અધિપતિ અનંતવીર્ય રાજા આશ્રમપદમાં આવ્યો. તે ગાયોની સાથે રેણુકાને પણ લઇ ગયો. આ સાંભળીને જમદગ્નિએ પરશુ હાથમાં આપીને રામને મોકલ્યો. તે અનંતવીર્યને મારીને, ગાયો પાછી વાળીને, રેણુકાને લઇને આવ્યો. હસ્તિનાપુરમાં અનંતવીર્યનો પુત્ર કાર્તવીર્ય રાજા થયો.

કોઇ એક વાર જરાજીર્ણ થયેલ જમદગ્નિ આશ્રમમાં બેઠા હતા. પરશુ હાથમાં લઈને અશંકિત એવો રામ એકલો અરણ્યમાં ભમતો હતો. 'એણે અનંતવીર્યને માર્યો છે.' એમ વિચારીને કાર્તવીર્યે મધ્યદેશના અધિરાજાઓને એકત્ર કર્યાં. 'રામની જો ઉપેક્ષા કરવામાં આવશે તો તે સર્વનો વિનાશ કરશે' એમ વિચારીને તેઓ આશ્રમપદમાં આવ્યા, જ્યાં જમદગ્નિ હતો. પોતાના પિતાના મરણના કારણથી થયેલા વેરને લીધે કાર્તવીર્યે તેને માર્યો. તેને મારીને રાજાઓ જતા રહ્યા. પિતાના મરણથી કોપેલો રામ પણ પરશુ હાથમાં લઈને ક્ષત્રિયો સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે પરશુથી કાર્તવીર્યને માર્યો. મરતાં બચેલા ક્ષત્રિયો જુદીજુદી દિશાઓમાં નાસવા લાગ્યા. રામ હસ્તિનાપુર આવ્યો. મહર અને શાંડિલ્ય એ મંત્રીઓ વડે લઇ જવાયેલી કાર્તવીર્યની સગર્ભા પટ્ટરાણી તારાએ ત્યાંથી નાસી છૂટતાં કૌશિક ઋષિના આશ્રમમાં પુત્રને જન્મ આપ્યો. ( ગર્ભ ) ઊંધે માથે પડ્યો.[1] પછી ભૂમિ-માટી ખાવાને લીધે તેનું સુભૂમ એવું નામ પાડવામાં આવ્યું. મંત્રીઓએ દેવીને કહ્યું, " ભૂમિને ખાનારો થયો હોવાથી આપણી ભૂમિને વધારનારો આ રાજા થશે. " ભોંયરામાં ગુપ્તપણે તે ઊછરવા લાગ્યો.

રામની પરશુ ક્રૂર દેવતાએ અધિષ્ઠિત કરી. પછી રામે તેના પ્રભાવથી ક્ષત્રિયોનો વિનાશ કર્યો. 'કાર્તવીર્યને અને મારે વેર છે. બીજાઓ નિરપરાધ છે, પણ તે દુરાચારીઓ અરણ્યમાં રહેલા એવા મારો નાશ કરવા ઇચ્છે છે' આવા અમર્ષ વડે કરીને તેણે સાત વાર પૃથ્વી નક્ષત્રી કરી. જેમને મારતો તેમની દાઢો તે ભેગી કરતો. જેણે શત્રુઓને જીત્યા છે એવો રામ હસ્તિનાપુરમાં રાજ્ય કરે છે. આ કારણથી તાપસ-કુમારના વેશમાં

---

૧ મૂળમા उम्मत्थिओ पडिओ એ શબ્દો છે. ઝડપથી દોડવાને લીધે ગર્ભ અધોમુખ પડ્યો, એમ અર્થ કરવો ?

રહેલો અને મંત્રી વડે રક્ષાયેલો એવો સુભૂમ કૌશિક ઋષિના આશ્રમમાં રહે છે. વેરનું કારણ જાણીને, રામનો વિનાશ કરીને તે ટૂંક સમયમાં ભારતનો સ્વામી થશે. ”

આ પ્રમાણે મુનિએ ( કેવલીએ ) કહ્યું, એટલે મુનિઓને વંદન કરીને મેઘનાદ પોતાના નગરમાં ગયો.

કૌશિકાશ્રમમાં જઈને તેણે આછા મેઘવડે ઢંકાયેલા બિંબવાળો જાણે શરદઋતુનો સૂર્ય હોય એવા સુભૂમ કુમારને જોયો.

રામે ( એક વાર ) નૈમિત્તિકને પૂછ્યું, “ મારો વંશ પ્રતિષ્ઠિત થશે–ચાલુ રહેશે ? ” તેણે કહ્યું, “ જેની હાજરીમાં પરશુ ઠંડી પડી જશે અને દાઢોનું ભોજન થશે તેનાથી તારો વિનાશ થશે.” પછી તે વચન ગ્રહણ કરીને તે દરરોજ બ્રાહ્મણોને બોલાવતો, દાઢોથી થાળ ભરાવતો અને અગ્રાસન ઉપર મૂકતો. એ પ્રમાણે કાળ વીતતો હતો. વિશેષપણે તાપસોને રામ પૂજતો હતો. મેઘનાદ વારંવાર સુભૂમની પાસે જતો હતો.

એક વાર હજાર તાપસોનું ભોજન હોવાથી તાપસકુમારો નીકળ્યા. સુભૂમ પણ “તેમની સાથે હું જાઉં?” એ પ્રમાણે માતાને પૂછવા લાગ્યો. મેઘનાદે દેવીને કહ્યું, “ તેની ઇચ્છા હોય તો ભલે જાય; હું તેના સહાયક તરીકે જાઉં છું, માટે ડર રાખશો નહીં. ” પછી ‘ હે પુત્ર ! શિરામણ કરીને તું જા ’ એમ બોલતી તેણે તાવડીમાં ઝડપથી ઘેબર રાંધવા માંડ્યાં. ‘ મોડું થશે તો તાપસો દૂર ચાલ્યા જશે. ’ એમ ઉતાવળ કરતા તેણે તાવડીમાંથી ઘેબર લેવા માટે અંદર હાથ નાખ્યો. માતાએ પણ ‘ રખેને આ દાઝશે ’ એમ વિચારીને અગ્નિ ઉપરથી તાવડી એકદમ ખેંચી લીધી. ઉકળતું ઘી સુભૂમના પગ ઉપર પડ્યું, પણ તેને કંઇ ઈજા થઇ નહીં. વિસ્મિત થયેલી દેવી ફરી ફરીને તેના પગ પંપાળવા લાગી. જ્યારે તેને ખાત્રી ન થઇ ત્યારે મેઘનાદે તેને કહ્યું, “ બ્હેન ! મહાન દેવતાનો ( અથવા દેવતાનો મહાન ) આદેશ છે કે–એની કાયામાં અગ્નિ, વિષ અને શસ્ત્રનો ઉપદ્રવ થઈ શકે તેમ નથી. ” પછી શિરામણ કરીને સુભૂમ ઋષિકુમારોની સાથે નીકળ્યો અને ગજ-પુરમાં પહોંચ્યો. તે ભોજનમંડપમાં પ્રવેશ્યો; અગ્રાસન ઉપર મૂકવામાં આવેલો સુવર્ણનો થાળ તેણે જોયો. કોઈ ત્યાં બેસતું નહોતું. દાઢોને સ્થાને તે જ ક્ષણે દેવતાએ મૂકેલો મનોરમ પાયસ જોતાં તે હર્ષ પામ્યો. હજાર જણને પિરસાવા માંડ્યા પછી પણ આનંદિત એવો તે ‘ દાઢોનું ભોજન થયું ’ એમ માનીને પાયસ ખાવા લાગ્યો. બ્રાહ્મણોને ( રામ તરફથી ) પૂર્વે એમ કહેવામાં આવ્યું હતું કે ‘ જે દાઢોનું ભોજન કરે તેનો તમારે વધ કરવો. ’ આથી કોલાહલ કરતા તેઓ પાષાણ અને પીઠફલકોવડે સુભૂમને મારવા લાગ્યા. સુભૂમ અસંભ્રાન્તપણે જમતો હતો અને ડાબા હાથથી પાષાણ વગેરેને રોકી દેતો હતો. રામનું લશ્કર ખળભળી ઊઠ્યું, ( તેના સૈનિકો ) આયુધ લઇને શત્રુમંડપમાં શત્રુ બેઠો

હતો ત્યાં આવ્યા. જેણે સાચી હકીકત જાણી છે એવો રામ હાથમાં પરશુ લઈને નીકળ્યો. પછી મેઘનાદના વચનથી ગગનતલમાં રહેલા વિદ્યાધરો અસ્ત્રોનો વરસાદ વરસાવવા લાગ્યા. ભયને લીધે બધો પ્રદેશ નિઃસંચાર-નિર્જન થઈ ગયો. રામ સુભૂમની પાસે પહોંચ્યો; એટલે પરશુ શાન્ત થઈ ગઈ અને તેની અધિષ્ઠાત્રી દેવતા પલાયન થઈ ગઈ. તુષ્ટ થયેલા સુભૂમે સુવર્ણનો થાળ ફેંક્યો, તેથી રામનું માથું કપાઈ ગયું. વિદ્યાધરોએ ઘોષણા કરી, "કાર્તવીર્યનો પુત્ર સુભૂમ જય પામે છે; જેને તે માન્ય ન હોય તે વિનાશ પામશે." તે સાંભળીને રામના પક્ષવાળા કેટલાક નાસી ગયા. સન્તુષ્ટ થયેલા પ્રજાજનો આવ્યા. નાગરિકો અને વિદ્યાધરોએ સુભૂમનો અભિષેક કર્યો. સન્તુષ્ટ થયેલા રાજા મેઘનાદે પોતાની કન્યા તેને આપી. ભારે સમૃદ્ધિપૂર્વક પાણિગ્રહણ થયું.

સુભૂમનો કુમારકાળ પાંચ હજાર વર્ષ હતો, પછી માંડલિક રાજા તરીકે તે તેટલા જ કાળ સુધી રહ્યો. ચક્રરત્ન ઉત્પન્ન થયા પછી તેણે પાંચ હજાર વર્ષે ભારતવર્ષ ઉપર વિજય કર્યો. તેણે મેઘનાદને બન્ને વિદ્યાધરશ્રેણિના સ્વામી તરીકે સ્થાપિત કર્યો, અને નિરુદ્વિગ્નપણે વિષયો ભોગવવા લાગ્યો. જેણે ભરત ઉપર વિજય કર્યો છે એવા સુભૂમના મનમાં થયું, "જે રામ અને જે હું તેમની વચ્ચે પિતાને નિમિત્તે અમારું પરંપરાગત વૈર હતું. મારા ભોજન સમયે નિરપરાધી એવા મારો નાશ કરવાનો બ્રાહ્મણોએ પ્રયાસ કર્યો, માટે મારે માટે તેઓ વધ્ય છે. એ દુષ્ટોએ અહીં રહેવું નહીં." એ પ્રમાણે વિચારીને તેણે એકવીસ વાર નિર્બ્રાહ્મણ કર્યું—બ્રાહ્મણોને માર્યા. જેઓ 'અમે અબ્રાહ્મણો છીએ' એમ બોલતા એવા બ્રાહ્મણો સિવાયના બાકીના બ્રાહ્મણો વનમાં ચાલ્યા ગયા. ક્ષત્રિય જાતિના જેઓ ગુપ્તપણે રહેતા હતા તેમને સુભૂમે પોતપોતાનાં રાજ્ય ઉપર પાછા સ્થાપિત કર્યા.

આ પ્રમાણે રહેતાં પચાસ હજાર વર્ષ સુધી ચક્રવર્તીના ભોગો ભોગવ્યા પછી એક વાર અપરાધ વગર ક્રુદ્ધ થયેલા એવા તે સુભૂમે ચિત્રસેન નામના રસોઈયાને પગવડે માર્યો. આથી તેણે નિર્વેદથી તાપસની દીક્ષા લીધી અને કાળધર્મ પામીને જ્યોતિષ્ક દેવ થયો. અવધિથી તે જોવા લાગ્યો. રાજા પ્રત્યેના વેરનું સ્મરણ કરતા એવા તેણે, જે વખતે રત્નોએ સુભૂમનો ત્યાગ કર્યો હતો તે વખતે તેને સમુદ્રમાં ડુબાડીને મારી નાખ્યો. જેણે કામભોગોનો ત્યાગ કર્યો નથી એવો તે સુભૂમ કાળ કરીને સાતમા નરકમાં ગયો. એ જ પ્રમાણે રામનું પણ થયું.

મેઘનાદના વંશમાં બલિ નામે રાજા હતો. તેના વિદ્યાબળથી સર્વે વિદ્યાધરો અને ધરણિગોચર રાજાઓ તેના વશવર્તી હતા. પુરુષપુંડરીક વાસુદેવ તે સમયમાં ઉત્પન્ન થયો. અર્ધભરતનો વિજય કરતા એવા તેને આ પર્વત ઉપર બલિની સાથે પરમ દારુણ યુદ્ધ થયું. પુરુષપુંડરીકના આશ્રિત વિદ્યાધરો યુદ્ધ કરવા લાગ્યા. પછી બલિએ પોતાના

સર્વ સૈન્યને દઢ કરવાને માટે મંત્રણા કરી. પુંડરીકિણી વાવમાં આયુધો રાખ્યાં. વિદ્યાધરોએ કહ્યું, "અમર એવા અમારાવડે (જીવતાં સુધી) બલિસ્વામીનો ત્યાગ કરાય નહીં. આ પર્વતમાં અનમિત–નહીં નમેલો એવો સિદ્ધાર્થપાદપ છે, અને તે પાદપ–સંતતિને ધારણ કરે છે. આ નંદીઘોષા શિલા પણ યોગ્ય છે." જેઓ પરમાર્થ–સાચી વસ્તુ જાણે છે તેઓએ અમૃતની ઉત્પત્તિની શ્રુતિ વિસ્તારેલી છે.[1]

## રામાયણ

તે બલિ રાજાના વંશમાં સહસ્રગ્રીવ રાજા થયો, તેનો પુત્ર પંચશતગ્રીવ થયો, પછી શતગ્રીવ, પછી પંચાશત્ગ્રીવ, પછી વિંશતિગ્રીવ, અને પછી દશગ્રીવ થયો, જે રાવણ તરીકે પ્રસિદ્ધ છે. વિંશતિગ્રીવ રાજાની ચાર પત્નીઓ હતી–દેવવર્ણની, વક્રા, કૈકેયી અને પુષ્પકૂટા. દેવવર્ણનીના ચાર પુત્રો હતા–સોમ, વરુણ, યમ અને વૈશ્રમણ. કૈકેયીના રાવણ, કુંભકર્ણ અને વિભીષણ (એ ત્રણ પુત્રો) તથા ત્રિજટા અને સૂર્પણખા એ બે પુત્રીઓ હતી. વક્રાના મહોદર, મહાર્થ મહાપાશ, અને ખર (એ ચાર પુત્રો) તથા આશાલિકા પુત્રી હતી. પુષ્પકૂટાના ત્રિસાર, દ્વિસાર અને વિદ્યુજ્જિહ્વ એ પુત્રો અને કુંભિનાસા કન્યા હતી.

પછી રાવણ સોમ–યમાદિના વિરોધવડે કરીને સપરિવાર નીકળ્યો અને લંકા-દ્વીપમાં વસ્યો. પછી તેણે પ્રજ્ઞપ્તિ–વિદ્યા સાધી, એટલે તેને વિદ્યાધર સામંતો નમ્યા. એ પ્રમાણે લંકાપુરીમાં જ તેની સ્થિરતા થઇ. ત્યાં રહેલા એવા તેની વિદ્યાધરો સેવા કરવા લાગ્યા.

કોઇ એક વાર મગ નામે વિદ્યાધર પોતાની મંદોદરી નામે પુત્રીને લઇને સેવાપૂર્વક રાવણની પાસે ઉપસ્થિત થયો. એ કન્યા લક્ષણવિદોને બતાવવામાં આવી. તેઓએ કહ્યું, "જે આનો પ્રથમ ગર્ભ થશે તે કુલના ક્ષયના કારણરૂપ થશે." પણ અતીવ રૂપવાન હોવાથી રાવણે તેનો ત્યાગ કર્યો નહીં. 'પહેલા જન્મેલા બાળકનો ત્યાગ કરીશું' એમ કરીને તેની સાથે વિવાહ કર્યો. અનુક્રમે તે મંદોદરી (રાવણની રાણીઓમાં) મુખ્ય થઈ.

આ તરફ, અયોધ્યા નગરીમાં દશરથ રાજા હતો. તેને ત્રણ ભાર્યાઓ હતી–કૌશલ્યા, કૈકેયી અને સુમિત્રા. કૌશલ્યાનો પુત્ર રામ, સુમિત્રાનો લક્ષ્મણ અને કૈકેયીના ભરત–શત્રુઘ્ન હતા. દેવ જેવા રૂપાળા તેઓ પોતાના પિતાના ઘરમાં મોટા થયા હતા.

રાવણની પટ્ટરાણી મંદોદરીએ પુત્રીને જન્મ આપ્યો. પછી તે પુત્રીને રત્નભરેલી પેટીમાં મૂકવામાં આવી, અને મંદોદરીએ અમાત્યને કહ્યું, "જાઓ, આનો ત્યાગ કરો." તેણે મિથિલામાં જનકરાજાની ઉદ્યાન–ભૂમિ જ્યારે સજ્જ થતી હતી ત્યારે તિરસ્કરણી-

૧. અહીં છેલ્લી ચાર–પાંચ પંક્તિઓમાં બધી વસ્તુ નિર્યુક્તિ–ગાથાઓની જેમ અતિ સંક્ષેપમાં વર્ણવેલી છે, અને તેથી અર્થ અસ્પષ્ટ રહી જાય છે.

વિદ્યાથી સંતાડીને કન્યાને હળના અગ્રભાગે મૂકી દીધી. પછી 'આ કન્યા હળ વડે જમીનમાંથી કાઢવામાં આવી છે' એ પ્રમાણે રાજાને નિવેદન કરવામાં આવ્યું: એ પુત્રી ધારિણી દેવીને આપવામાં આવી, અને ચંદ્રલેખાની જેમ વૃદ્ધિ પામતી એવી તે, લોકોનાં નયનો અને મનનું હરણ કરનાર થઈ. પછી 'તે રૂપસ્વિની છે' એમ વિચારીને પિતા જનકે સ્વયંવરનો આદેશ કર્યો. ઘણા રાજપુત્રો એકત્ર થયા. તે સમયે (તે કન્યા) સીતા રામને વરી. બીજા કુમારોને પણ ધનસંપત્તિ સહિત કન્યાઓ આપવામાં આવી. તેમને લઈને દશરથ પોતાના નગરમાં આવ્યા.

પૂર્વે સ્વજનના ઉપચારમાં વિચક્ષણ એવી કૈકેયી વડે સંતોષાયેલા રાજાએ તેને કહ્યું હતું કે, "તું વર માગ." તેણે કહ્યું, "હમણાં મારો વર ભલે રહ્યો; કામ પડતાં માગીશ." ફરી એક વાર દશરથને સીમાડાના રાજા સાથે વિરોધ થયો. તેમની વચ્ચે યુદ્ધ થતાં (દશરથ) પકડાયા. દેવી કૈકેયીને કહેવામાં આવ્યું કે, "રાજા પકડાયા છે, માટે તમે ચાલ્યાં જાઓ." તે બોલી, "શત્રુ જો પ્રયત્ન કરશે તો આપણે નાસી જઈશું તો પણ પકડાઈશું; માટે હું પોતે જ યુદ્ધ કરીશ. હું હારી નથી ત્યાં સુધી કોણ ભાગ્યું ગણાય?" એમ કહીને કવચ પહેરી, રથમાં બેસી, જેના ઉપર છત્ર ધરવામાં આવ્યું છે એવી તે યુદ્ધ કરવા લાગી. 'જે પાછો હઠે તેને મારો' એમ બોલતી તે શત્રુસૈન્યનો પરાભવ કરવા લાગી. પછી અનુરાગ વડે પોતાનું પરાક્રમ દર્શાવતા યોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા. યોદ્ધાઓને તે પ્રીતિદાન-સરપાવ આપવા લાગી. આ પ્રમાણે દેવીએ શત્રુસૈન્યનો પરાજય કરીને છોડાવેલા દશરથ કહેવા લાગ્યા, "દેવી! તારું કામ ઉત્તમ પુરુષના જેવું છે; માટે વર માગ." તે બોલી, "મારો બીજો વર પણ હમણાં ભલે રહ્યો; કામ પડતાં ગ્રહણ કરીશ."

આ પ્રમાણે ઘણાં વર્ષો જતાં તથા પુત્રો યુવાવસ્થામાં આવતાં વૃદ્ધ એવા દશરથ રાજાએ રામના અભિષેકની આજ્ઞા કરી કે "અભિષેકની તૈયારી કરો." કુબ્જા મંથરાએ આ ખબર કૈકેયીને આપી; એટલે તેણે મંથરાને પ્રીતિસૂચક આભરણ આપ્યું. મંથરાએ દેવી કૈકેયીને કહ્યું, "વિષાદ પામવા લાયક વસ્તુ પરત્વે તું આનંદિત થાય છે; 'હું અપમાનના સાગરમાં ડૂબું છું' એમ તું જાણતી નથી. કૌશલ્યા અને રામની તારે ચિરકાળ સેવા કરવી પડશે; તેનું આપેલું ખાવું પડશે. માટે મોહ ન પામ. રાજાએ પૂર્વે તને બે વર આપેલા છે; તે વડે ભરતનો અભિષેક અને રામનો વનમાં પ્રવાસ એ બે વસ્તુ તું માગ." પછી મંથરાના વચનથી કૈકેયી કુપિતાનના-કોપ પામેલા મુખવાળી બનીને કોપઘરમાં પ્રવેશી. દશરથે આ સાંભળ્યું. તે કૈકેયીને મનાવવા માંડ્યા, પણ તેણે કોપ છોડ્યો નહીં. દશરથે તેને કહ્યું, "કહે, શું કરું?" કૈકેયી બોલી, "તમે વર આપેલા છે; જો સત્યવાદી હો તો તે મને આપો." રાજાએ કહ્યું, "બોલ,

શું આપું ?” એટલે સન્તોષથી વિકસિત વદનવાળી તે કહેવા લાગી, “એક વર વડે ભરત રાજા થાઓ, બીજા વરમાં રામ બાર વર્ષ સુધી વનમાં વસો.” એટલે વિષાદ પામેલા રાજાએ કહ્યું, “દેવિ ! આ અસદ્ગ્રાહ–ખોટા આગ્રહથી બસ કર મોટો પુત્ર (રામ) ગુણોના સમૂહનો આવાસ છે; એ રામ જ પૃથ્વીના પાલન માટે યોગ્ય છે. બીજું જે કહે તે આપું.” કૈકેયી બોલી, “જો સાચું બોલતા હો તો બીજું કંઇ મારે જોઇતું નથી. બાકી જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.” એટલે તેને મધુર અને કઠોર એવું ઘણું કહીને રાજાએ રામને બોલાવ્યા અને અશ્રુથી ભરેલા કંઠવાળા તે કહેવા લાગ્યા, “મેં પહેલાં આપેલો વર દેવી માગે છે કે, ‘રાજ્ય (ભરતને મળે) અને તું વનમાં વસે,’ માટે હું જૂઠો ન પડું તેમ તું કર.” (રામે) મસ્તક નમાવીને તે સ્વીકાર્યું. પછી સીતા અને લક્ષ્મણ સહિત રામ વીરવેશધારી બનીને લોકોનાં મન, નયન અને મુખકમલને મ્લાન કરતા, કમલવનના સંકોચનો વ્યાપાર કરતો સૂર્ય જેમ અસ્તાચળે જાય તેમ, નીકળ્યા. દશરથ પણ ‘હા પુત્ર ! હા શ્રુતનિધિ ! હા સુકુમાર ! હા અદુઃખોચિત ! હું મંદભાગ્ય વડે અકાંડે દેશવટો દેવાયેલા ! તું વનમાં કેવી રીતે સમય ગાળીશ ?’ એ પ્રમાણે વિલાપ કરતા કાળધર્મ પામ્યા.

પછી ભરત પોતાના મામાના દેશમાંથી આવ્યો. જેણે સાચી હકીકત સાંભળી છે એવા તેણે માતાને ઠપકો આપ્યો. અને પોતાના સગાંવહાલાં સહિત તે રામની પાસે ગયો. તેણે રામને પિતાનું મરણ થયાનું કહ્યું. જેણે પિતાની ઉત્તરક્રિયા કરી છે એવા રામને નયનજળથી ભરાયેલા મુખવાળી ભરતની માતા કૈકેયીએ કહ્યું, “પુત્ર ! તેં પિતાનું વચન કર્યું. હવે, અપયશના કાદવમાંથી મારો ઉદ્ધાર કરવાનું તથા કુલક્રમાગત રાજ્યલક્ષ્મીનું અને ભાઇઓનું પાલન કરવાનું તારે માટે યોગ્ય છે.” રામે કહ્યું, “માતા ! તમારું વચન અનુલ્લંઘનીય છે; પણ (તે ઉલ્લંઘન કરવાનું) કારણ સાંભળો—રાજા જો સત્યપ્રતિજ્ઞાવાળો હોય તો જ પ્રજાપાલનમાં સમર્થ થઇ શકે, સત્યથી ભ્રષ્ટ થાય તો પોતાની પત્નીના પાલનમાં પણ અયોગ્ય બને. પિતાનું વચન પળાય તે માટે મેં વનવાસ સ્વીકાર્યો છે. હવે મને (પાછા વળવાનો) આગ્રહ ન કરશો. ભરતને રામે આજ્ઞા કરી, “જો મારો તારા ઉપર અધિકાર હોય અને હું તારો વડીલ હોઉં તો તારે મારી આજ્ઞાથી પ્રજાપાલન કરવું, અને માતાને ઠપકો આપવો નહીં.” એટલે અશ્રુપૂર્ણ મુખવાળો ભરત હાથ જોડીને વિનંતી કરવા લાગ્યો, “આર્ય ! પ્રજાપાલનના કાર્ય માટે જો શિષ્યની જેમ મને નિયુક્ત કરવામાં આવતો હોય તો મને પાદુકાઓ આપવાની કૃપા કરો.” રામે ‘ભલે’ એમ કહીને એ વસ્તુ સ્વીકારી (પાદુકાઓ આપી). પછી ભરત પાછો નગરીમાં ગયો.

આ બાજુ સીતા–લક્ષ્મણ સહિત રામ તાપસોના આશ્રમો જોતા તથા દક્ષિણ દિશાનું અવલોકન કરતા વિજનસ્થાનમાં પહોંચ્યા. ત્યાં એકાન્ત વનપ્રદેશમાં તે સીતા સહિત રહ્યા.

નયનના અમૃત સમાન અને સુરકુમાર જેવા રામને જોઈને કામવશ થયેલી રાવણની બ્હેન સૂર્પણખા આવીને કહેવા લાગી, "દેવ! મને ભજો (મારું સેવન કરો)." ત્યારે રામે કહ્યું, "એવું ન બોલ, તપોવનમાં રહેલો હું પરસ્ત્રીનું સેવન કરતો નથી." પછી જનકની પુત્રી સીતાએ કહ્યું, "પરપુરુષની બળાત્કારે પ્રાર્થના કરે છે, માટે તું મર્યાદાનું ઉલ્લંઘન કરનારી નિર્લજ્જ છે." એટલે રોષ પામીને, ભીષણ રૂપ ધારણ કરી તે સીતાને ડરાવવા લાગી કે, "તારા સતીવાદનો હું નાશ કરીશ; મને તું ઓળખતી નથી?" પછી રામે 'આ સ્ત્રી હોવાથી અવધ્ય છે' એમ વિચારીને જેનાં નાક-કાન કાપ્યાં છે એવી તે સૂર્પણખા ખર-દૂષણની પાસે ગઇ. રોતી રોતી તે પુત્રને કહેવા લાગી, "પુત્ર! તપોવનમાં વિચરતી અને નિરપરાધી એવી મને દશરથના પુત્ર રામે આ દુઃખમાં પાડી છે." એટલે ક્રુદ્ધ થયેલા તેઓ કહેવા લાગ્યા, "માતા! વિષાદનો ત્યાગ કર; અમારાં બાણથી જેમના દેહ વીંધાઇ ગયા હશે એવા તેમનું (રામ-લક્ષ્મણનું) રુધિર આજે ગીધને પાઈશું." આમ બોલીને તેઓ રામની પાસે ગયા. અને સૂર્પણખાનું નાક કાપ્યાની વાત કરી. તેમણે રામને કહ્યું, "ભટ! યુદ્ધ કરવાને તૈયાર થા." એટલે યમ અને વૈશ્રમણ સમાન પરાક્રમવાળા તે રામ અને લક્ષ્મણ બન્ને ભાઈઓ ધનુષની પણછ ચડાવીને ઊભા રહ્યા. યુદ્ધ કરતા એવા તેમણે ખરદૂષણનો શસ્ત્રબળથી અને બાહુબળથી નાશ કરી નાખ્યો.

પછી પુત્રવધને કારણે જેને રોષ ઉત્પન્ન થયો છે એવી તે સૂર્પણખા રાવણ પાસે ગઇ. પોતાનું નાક કપાયાની અને પુત્રોના મરણની વાત તેણે કહી. આ વાત કહીને પછી બોલવા લાગી, "દેવ! એ માનવોની સ્ત્રી છે. મને લાગે છે કે-સર્વ યુવતિઓનાં રૂપનું દોહન કરીને લોકોનાં લોચનના વિશ્રામભૂત એવી તે નારીનું નિર્માણ થયું છે. તે તમારા અંતઃપુરને યોગ્ય છે."

એટલે સીતાના રૂપશ્રવણથી ઉન્મત્ત થયેલા રાવણે પોતાના અમાત્ય મારીચને સૂચના કરી, "તું આશ્રમપદમાં જા, ત્યાં રત્નખચિત મૃગનું રૂપ વિકુર્વીને તે તાપસવેશધારી યોદ્ધાઓને લોભાવજે, એટલે મારું કાર્ય થઇ જશે." પછી મારીચ રત્નખચિત મૃગનું રૂપ ધારણ કરીને ફરવા લાગ્યો, એટલે સીતાએ રામને કહ્યું, "આર્યપુત્ર! અપૂર્વ રૂપવાળા આ મૃગના બચ્ચાને પકડો; તે મારે માટે ક્રીડનક-ખેલવાની વસ્તુ થશે." પછી રામ 'ભલે, એમ થાઓ' એમ કહી ધનુષ હાથમાં લઇ એની પાછળ પાછળ જવા લાગ્યા. પેલો મૃગ પણ ધીમે ધીમે શરૂ કરીને પછી જોરથી ચાલવા લાગ્યો. 'તું કયાં જાય છે?' એમ બોલતા રામ પણ જોરથી તેની પાછળ દોડવા લાગ્યા. આ રીતે દૂર સુધી ગયા પછી રામે જાણ્યું કે, "જે વેગ વડે મને જીતે છે તે આ મૃગ ન હોય; આ તો કોઇ માયાવી છે." એમ વિચારીને તેમણે બાણ ફેંકયું. એટલે મરતાં મરતાં મારીચે વિચાર્યું કે, "સ્વામીનું

કાર્ય કરી દઉં." પછી તેણે 'હે લક્ષ્મણ! મારો બચાવ કર!' એ પ્રમાણે જોરથી ચીસ પાડી. તે સાંભળીને સીતાએ લક્ષ્મણને કહ્યું, "જલદી જાઓ, ભય પામેલા સ્વામીએ આ ચીસ પાડી છે; નક્કી, શત્રુનું સૈન્ય હશે." એટલે લક્ષ્મણે કહ્યું, "આજે ભય નથી; તમે કહો છો એટલે જાઉં છું." પછી તે પણ હાથમાં ધનુષ લઇને રામ ગયા હતા તે માર્ગે ત્વરાપૂર્વક દોડ્યા.

આ તક જોઇને વિશ્વસનીય એવું તાપસનું રૂપ ધારણ કરીને રાવણ સીતાની પાસે આવ્યો. સીતાને જોઇને તેના રૂપાતિશયથી મોહિત થએલા રાવણે, કોઇ વિઘ્નની ગણના કર્યા સિવાય, વિલાપ કરતી એવી તેનું હરણ કર્યું. પેલા (રામ-લક્ષ્મણ) પાછા ફરતાં સીતાને નહીં જોવાથી વિષાદ પામીને તેની શોધ કરવા લાગ્યા. રાવણને માર્ગમાં જટાયુ વિદ્યાધરે અટકાવ્યો હતો, તેનો પરાજય કરીને કિષ્કિંધિગિરિની ઉપર થઇને તે લંકામાં ગયો. સીતા નિમિત્તે વિલાપ કરતા રામને લક્ષ્મણે કહ્યું, "આર્ય! સ્ત્રી નિમિત્તે શોક કરવાનું તમને છાજતું નથી. જો મરવાને ઇચ્છતા હો તો શત્રુના પરાજય માટે કેમ પ્રયત્ન કરતા નથી?" (માર્ગમાં) જટાયુએ ખબર કરી કે, "રાવણે સીતાનું હરણ કર્યું છે." પછી 'યુદ્ધ કરનારને માટે જય અથવા મરણ છે; વિષાદના પક્ષને અનુસરનારા નિરુત્સાહીને માટે તો મરણ જ છે' (એ પ્રમાણે તે રામ-લક્ષ્મણે વિચાર્યું).

પછી તે રામ-લક્ષ્મણ અનુક્રમે કિષ્કિંધિગિરિ ઉપર પહોંચ્યા. ત્યાં વાલિ અને સુગ્રીવ નામે બે વિદ્યાધર ભાઇઓ પરિવાર સહિત રહેતા હતા. તેમની વચ્ચે સ્ત્રી નિમિત્તે વિરોધ થયો હતો. વાલિએ જેનો પરાજય કર્યો હતો એવો સુગ્રીવ હનુમાન અને જાંબવાન્ એ બે અમાત્યોની સાથે જિનાયતનનો આશ્રય કરીને રહેતો હતો. દેવકુમાર જેવા અભિરૂપ અને હાથમાં ધનુષવાળા રામ-લક્ષ્મણને જોઇને ડરીને નાસતા સુગ્રીવને હનુમાને કહ્યું, "કારણ જાણ્યા સિવાય નાસો નહીં; પહેલાં તો તેઓ કોણ છે તે જાણીએ. પછી યોગ્ય કરીશું."

પછી સૌમ્ય રૂપ ધારણ કરીને હનુમાન તેમની પાસે આવ્યો. તેણે ઉપાયપૂર્વક રામ-લક્ષ્મણને પૂછ્યું, "તમે કોણ છો? અને દુઃખને અયોગ્ય એવા તમે કયા કારણથી વનમાં આવ્યા છો?" એટલે લક્ષ્મણે કહ્યું, "અમે ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થએલા દશરથના પુત્રો રામ-લક્ષ્મણ છીએ, અને પિતાની આજ્ઞાથી વનમાં આવ્યા છીએ. મૃગ વડે અમને મોહ પમાડીને સીતાનું હરણ કરવામાં આવ્યું છે. તેની શોધમાં અમે પરિભ્રમણ કરીએ છીએ. પણ તમે કોણ છો? અને શા માટે વનમાં રહો છો?" હનુમાને કહ્યું, "અમે વિદ્યાધરો છીએ, અમારો સ્વામી સુગ્રીવ છે. પોતાના બલવાન ભાઇ વાલિ વડે પરાજિત થયેલો તે અમારી સાથે જિનાયતનનો આશ્રય કરીને રહે છે. (તમારી સાથે) મિત્રતાને માટે તે યોગ્ય છે." પછી રામે એ સ્વીકાર્યું કે, "ભલે, એમ થાઓ." અગ્નિની સાક્ષીએ તેમણે મિત્રસંબંધ કર્યો. બળની પરીક્ષા કર્યા પછી સુગ્રીવે રામને વાલિના વધ માટે

નિયુક્ત કર્યા. તે બન્ને ભાઈઓ ( વાલિ અને સુગ્રીવ ) સમાન રૂપવાળા અને સુવર્ણમાલા વડે સુશોભિત શરીરવાળા હતા. તેમનો વિશેષ-ભેદ નહીં જાણતા રામે બાણ છોડ્યું. વાલિએ સુગ્રીવનો પરાજય કર્યો. પછી સુગ્રીવનું વનમાલા વડે વિશેષણ કરવામાં આવ્યું-ભેદ દર્શાવવામાં આવ્યો. એટલે એકમાત્ર બાણથી વાલિનો નાશ કરીને રામે સુગ્રીવને રાજા તરીકે સ્થાપિત કર્યો. પછી સીતાનો વૃત્તાન્ત જાણવા માટે હનુમાન ગયા. તેણે ( પાછા આવીને ) રામને પ્રિય વસ્તુ નિવેદન કરી-સીતાની ભાળ આપી. પછી રામની સૂચનાથી સુગ્રીવે ભરતની પાસે વિદ્યાધરો મોકલ્યા. ભરતે ચતુરંગ સૈન્ય મોકલ્યું. સુગ્રીવ સહિત અને વિદ્યાધરોવડે પાલન કરાયેલું તે સૈન્ય સમુદ્રના તીરે આવ્યું. ત્યાં સમુદ્રના મધ્યભાગની [1]સંધિમાં સેતુ બાંધવામાં આવ્યો; સૈન્ય લંકા સમીપે ઊતર્યું અને ત્યાં શુભ મુહૂર્તમાં પડાવ નાખવામાં આવ્યો. પોતાના પરિવાર અને સૈન્ય સહિત રાવણ પણ સૈન્ય સહિત રામની ગણના કરતો નહોતો.

પછી વિભીષણે વિનયપૂર્વક પ્રણામ કરીને રાવણને વિનંતી કરી, "રાજન્ ! હિત વસ્તુ અપ્રિય હોય તો પણ તે વડીલે, સેવકે અથવા બંધુજને સ્વામીને કહેવી જોઈએ. રામની ભાર્યા સીતાનું હરણ કરીને તમે અયુક્ત કાર્ય કર્યું છે. કદાચ એ ભૂલ થઇ હશે, પણ હવે સીતાને પાછી આપો. કુલક્ષય કરાવવાથી બસ કરો. ખર-દૂષણ અને વાલિ વિદ્યા સહિત હોવા છતાં રામે તેમનો વિનાયત્ને નાશ કર્યો છે. સ્વામીએ પણ સેવકની પત્નીનીયે ઇચ્છા ન કરવી જોઈએ, તો પણ પછી બલવાન એવા બીજા મનુષ્યની પત્નીની તો વાત જ શી ? રાજાઓ માટે તો ઈન્દ્રિયજયમાં વિજય રહેલો છે. મેધાવી પુરુષો ચતુર્વિધ બુદ્ધિ વર્ણવે છે: મેધા, શ્રુતિ, વિતર્ક અને શુભ કાર્યમાં અભિનિવેશ. તમે મેધાવી અને મતિમાન છો, એટલે ગમે તે રીતે કાર્યસિદ્ધિના કારણ રૂપ છો, પણ તમારો અભિનિવેશ-આગ્રહ અકાર્યમાં છે; આથી તમને વિનંતી કરું છું. જે કોળિયો ખાઇ શકાય, ખાધા પછી પચી જાય, અને પચ્યા પછી પથ્ય થાય, તે ખાવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને હિતબુદ્ધિવાળા તમે રામભાર્યાને પાછી આપો. ( એથી કરીને ) પરિજનોનું કલ્યાણ થાઓ.'

પછી આવી રીતે કહેવા છતાં પણ જ્યારે રાવણે સાંભળ્યું નહીં ત્યારે વિભીષણ ચાર મંત્રીઓની સાથે રામ પાસે ગયો. સુગ્રીવની અનુમતિથી વિનીત ગણીને રામે વિભીષણનું સન્માન કર્યું. વિભીષણના પરિવારમાં જે વિદ્યાધરો હતા તે રામની સેનામાં ભળી ગયા. પછી તેઓનું-રામના પક્ષવાળા અને રાવણના પક્ષવાળાનું, વિદ્યાધરોનું અને ધરણિગોચરોનું યુદ્ધ થયું. દિવસે દિવસે રામનું સૈન્ય વધવા માંડ્યું. પછી જેનો મુખ્ય યોદ્ધાવર્ગ નાશ પામ્યો છે એવો તથા સંગ્રામમાં વિજયની આકાંક્ષા રાખતો રાવણ સર્વ વિદ્યાઓનું છેદન કરનારી જ્વાલવતી વિદ્યાની સાધના કરવા લાગ્યો. રાવણને વિદ્યા-

૧. મૂળમાના पव्वदंतसमुद्दमज्झगयं એ શબ્દનો અર્થ અસ્પષ્ટ રહે છે

સાધનમાં પરાયણ રહેલો જાણીને રામના યોદ્ધાઓ નગરમાં પ્રવેશીને (નગરનો) પરાભવ કરવા લાગ્યા. આથી ક્રુદ્ધ થયેલો તે કવચ પહેરી સજ્જ થઇ રથમાં બેસીને નીકળ્યો. દારુણ યુદ્ધ કરીને પછી તે લક્ષ્મણની સાથે લડવા લાગ્યો. જ્યારે સર્વ શસ્ત્રો નિષ્ફળ ગયાં ત્યારે અવિષણ્ણ માનસવાળા અને રોષયુક્ત નયનોવાળા તે રાવણે લક્ષ્મણનો વધ કરવા માટે ચક્ર મૂક્યું. પણ તે લક્ષ્મણની મહાનુભાવતાના પ્રભાવથી તે ચક્ર તેના વક્ષઃસ્થલ ઉપર તુંબીથી પડ્યું (આડું પડ્યું–ધારથી ન પડ્યું). અમૂઢ હૃદયવાળા લક્ષ્મણે તે ચક્ર રાવણના વધ માટે મૂક્યું; દેવતાવડે અધિષ્ઠિત એવું તે ચક્ર કુંડલ અને મુકુટ સહિત તેનું મસ્તક છેદીને પાછું લક્ષ્મણની પાસે આવ્યું. ગગનતલમાં રહેલા ઋષિવાદિત અને ભૂતવાદિત દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી, અને ગગનમાં નાદ કર્યો કે–" ભારતવર્ષમાં આ આઠમો વાસુદેવ ઉત્પન્ન થયો છે. "

પછી સંગ્રામ શાન્ત થતાં વિભીષણ સીતાને લાવ્યો, અને વિદ્યાધરવૃદ્ધાઓવડે પરિવરાયેલી એવી તેનું વિસર્જન કર્યું–રામને સોંપી. (રામની) અનુમતિ મળતાં વિભીષણે રાવણના શબનો સંસ્કાર કર્યો. પછી રામ–લક્ષ્મણે અરિંજયનગરને ઉદ્દેશીને વિભીષણનો અને વિદ્યાધરશ્રેણિમાંના નગરને ઉદ્દેશીને સુગ્રીવનો અભિષેક કર્યો. પછી પોતાના પરિવાર સહિત અને સુગ્રીવ સહિત વિભીષણ, સીતા સહિત રામને વિમાનમાં અયોધ્યા નગરી લઇ ગયો. નાગરિકો અને મંત્રીઓ સહિત ભરત–શત્રુઘ્ને રામનો રાજા તરીકે અભિષેક કર્યો. પછી મહાપ્રભાવવાળા અને સુગ્રીવ સહિત એવા રામે અર્ધ ભરતનો વિજય કર્યો. વિભીષણ રાજા અરિંજય નગરમાં રહ્યો.

( દધિમુખ વસુદેવને કહે છે ) હે આર્યપુત્ર! તે વિભીષણ રાજાના વંશમાં વિદ્યુદ્વેગ નામે રાજા હતો, તેની વિદ્યુત્પ્રભા નામે દેવી હતી. તેના પુત્રો અમે ત્રણ જણા–દધિમુખ, દંડવેગ અને ચંડવેગ છીએ, તથા મદનવેગા પુત્રી છે. કોઈ એક વાર રાજાએ સિદ્ધાદેશને ( જેનો આદેશ સિદ્ધ થાય છે એવા નૈમિત્તિકને ) પૂછ્યું, " ભગવન્! આ રૂપવતી કન્યા કોની ભાર્યા થશે? અને એની રિદ્ધિ કેવી થશે? " ત્યારે તેણે જોઈને કહ્યું, " રાજન્! આ કન્યા અર્ધ ભરતના અધિપતિ( વાસુદેવ )ના પિતાની ભાર્યા થશે; તેની માનીતી તથા પુત્રને જન્મ આપનારી થશે. " એટલે રાજાએ પૂછ્યું, " ભગવન્! તે પુરુષને કેવી રીતે ઓળખવો? અથવા તે ક્યાં રહે છે? " નૈમિત્તિકે જોઇને કહ્યું, " રાજન્! તારો પુત્ર દંડવેગ વિદ્યાસાધન કરતો હોય તે વખતે જે તેના ઉપર પડે ( તેને એ કન્યાનો પતિ જાણવો ) એની મહાનુભાવતાને લીધે તત્ક્ષણ દંડવેગને વિદ્યાસિદ્ધિ થશે. " પછી જેનો સત્કાર કરવામાં આવ્યો હતો એવો નૈમિત્તિક ગયો.

દિવિતિલક નગરમાં ત્રિશેખર રાજા છે, તેની દેવી સૂર્પણખા અને પુત્ર હેષ્ફગ છે. તેની સાથે મારા પિતા વિદ્યુદ્વેગને પૂર્વપુરુષોથી ચાલતો લાંબા કાળનો વિરોધ છે. એક

વાર ત્રિશેખર મોટું સૈન્ય લઈને આવ્યો તેણે અમર્ષયુક્ત અને યુદ્ધ કરતા વિદ્યુદ્વેગને નગર બહાર જીવતો પકડ્યો અને કેદમાં નાંખ્યો. તેને વારવાને અશક્ત એવા અમે પરિવાર સહિત નગરમાંથી નીકળ્યા, અને આ પર્વત ઉપર આવ્યા. અમારા પૂર્વપુરુષોએ વસાવેલું અરિંજય નગર તેણે લીધું, અને અત્યારે તે ( એ નગર ) ભોગવે છે.

પછી નૈમિત્તિકનો આદેશ સંવાદ પામ્યો ( અર્થાત્ તમે મળ્યા ). સંતુષ્ટ થયેલા અમે મદનવેગાને વરમોક્ષ નિમિત્તે તમારી પાસે મોકલી. તમે એ વસ્તુ સ્વીકારી. ( તમારી સહાયથી ) વૈરથી મુક્ત થયા છીએ એમ માનતા અમે એ કન્યા તમને આપી. ”

આ પ્રમાણે દધિમુખે કહ્યું.[1] ‘ એ ત્રિશેખર માયાવી છે, અને અસ્ત્રોમાં વિશારદ છે ’ (એમ મને કહેવામાં આવતાં) મેં પણ તેની પરીક્ષા નિમિત્તે દધિમુખના ઉપદેશથી અસ્ત્રો સાધ્યાં, અને તે સિદ્ધ થયાં.

પછી કેટલાક દિવસ વીત્યા બાદ ‘ મદનવેગા કન્યા કોઈ માનવને આપવામાં આવી છે ’ એમ સાંભળીને રોષે ભરાયેલો ત્રિશેખર પોતાના સૈન્ય અને વાહન સાથે આવ્યો. ત્રિશેખરના સૈન્યથી ત્રાસ પામેલા લોકોનો કોલાહલ મેં સાંભળ્યો. એટલે મેં દધિમુખને કહ્યું, “ વિષાદ ન કરીશ. ત્યાં જઈને એ ત્રિશેખરનો હું નાશ કરીશ, અને મારા સસરાને છોડાવીશ. મૃત્યુથી પ્રેરાયેલો ત્રિશેખર પોતે જ અહીં આવ્યો છે, તો ખરેખર આપણું કાર્ય સિદ્ધ થયું છે. ” પછી હું કવચ પહેરીને જેને ધોળા ઘોડા જોડેલા હતા એવા, સુવર્ણની ઘંટડીઓથી શબ્દાયમાન, નિપુણ શિલ્પીએ ઘડેલા અને જેમાં અનેક પ્રકારનાં શસ્ત્રો ભરેલાં હતાં એવા રથ ઉપર આરૂઢ થયો. દધિમુખ મારો સારથિ થયો. દંડવેગ, ચંડવેગ વગેરે યોદ્ધાઓ પોતાના રસાલા સહિત ઉત્તમ અશ્વ અને હસ્તીઓ ઉપર ઝડપથી બેઠા. પછી શત્રુઓના અને અમારા સૈન્યનું યુદ્ધ થયું. પૂર્વે જેમને વિજય મળ્યો હતો એવા ત્રિશેખરના યોદ્ધાઓ કહેતા હતા, “ શરણાગતવત્સલ રાજાને પ્રણામ કરો, જેથી તમે અહીં જ નાશ ન પામો. ” એટલે દંડવેગે કહ્યું, “ બડાઈ મારવાથી શું ? સામર્થ્ય બતાવો; જે ભયભીત નહીં થતો હોય તે પ્રકટ થશે—માલૂમ પડશે. ” પછી બાણનાં જાળાં વડે એકબીજાને ઢાંકી દેતા શૂરવીરો યુદ્ધ કરવા લાગ્યા. ત્રિશેખરે તામસ શસ્ત્ર મૂક્યું, તેથી બધે અંધકાર થઈ ગયો. માત્ર શબ્દથી જ દુશ્મનનો અથવા પોતાનો પક્ષ જાણીને (યોદ્ધાઓ) તર્જના કરવા લાગ્યા. અમારા સૈનિકો ( અથવા અમારી શ્રેણિ—હરોળમાં રહેલાઓ ) ડરી ગયા. મારાં બાણોના વરસાદથી તેનાં અસ્ત્રોને પરાસ્ત કરવામાં આવ્યાથી કોપે ચઢેલો માયાવી ત્રિશેખર, જાણે પર્વતને ઢાંકી દેતો મેઘ હોય તેમ, ‘ શૂર ! હવે તારી જાતનું રક્ષણ કર ’ એ પ્રમાણે ગર્જના કરતો આવ્યો. આકાશમાં અમુક પ્રકારનો રંગ થવાથી જેમ મેઘ રોકાઈ જાય તેમ મેં પણ લઘુહસ્તપણે—ચતુરાઈથી તેની બાણવર્ષાને નિષ્ફળ બનાવી. પછી તેણે શક્તિ-

૧. દધિમુખના કથનના પૂર્વાનુસંધાન માટે જુઓ આ લંભકના પ્રારંભમાં પૃ. ૨૯૯.

કનક (કનકશક્તિ–સુવર્ણની શક્તિ) વગેરે શસ્ત્રો[1] મારો વધ કરવાને માટે ફેંક્યાં. હું પણ તેણે છોડેલાં શસ્ત્રોનું નિવારણ કરવા લાગ્યો અને અમોઘ બાણો વડે મેં તેનું મર્મસ્થાન વીંધી નાંખ્યું. એટલે જેની દોરી તૂટી ગઈ છે એવા ઇન્દ્રધ્વજની જેમ તે અચેતન થઈને ધરતી ઉપર પડ્યો. તેને આવી અવસ્થામાં જોઈને ડરેલો હેફ્ફગ પરિવાર સહિત નાસી ગયો. દધિમુખની આજ્ઞાથી નિર્ભય થઈને વિદ્યાધરો ગયા, નગર લીધું અને વિદ્યુદ્વેગ રાજાને છોડાવ્યો.

પછી શ્વસુર વડે અને પરિજન વડે પૂજાયેલો એવો હું અમરાપુરીના પ્રતિબિંબ સમાન અરિંજયપુરમાં રહેવા લાગ્યો. દધિમુખ આદરથી મારી સેવા કરતો હતો. વિનીત તેમજ રૂપવાન અને કુલીન તે મદનવેગાની સાથે મારો સમય સુખપૂર્વક વીતતો હતો. મારા ઉપભોગની વિધિમાં કોઇ પ્રકારની ઊણપ આવતી નહોતી. દેવી મદનવેગા સગર્ભા થઈ અને ગર્ભની શોભાથી વૃદ્ધિ પામેલા લાવણ્યવાળી બની.

દાસીઓએ જેને આદરપૂર્વક શૃંગાર ધારણ કરાવેલો છે એવી, સ્વચ્છ સુવર્ણ અને મણિનાં પ્રકાશમાન આભૂષણોથી વિભૂષિત અંગવાળી, અને વસન્તમાસની કુસુમિત ચંપક-લતાની જેમ શોભતી મદનવેગા એક વાર મારી પાસે આવી. કુંડલયુગલ વડે અલંકૃત તેનું વદનકમળ, ચક્રવાકયુગલ સહિત કમળની જેમ, અધિક શોભતું હતું. પછી હર્ષ પામેલા હૃદયવાળા મેં તેને કહ્યું, “ પ્રિયે વેગવતિ ! તેં શોભાની પતાકા ગ્રહણ કરી છે (અર્થાત્ ઉત્કૃષ્ટ શોભા પ્રાપ્ત કરી છે). ” એટલે કુપિત થયેલી તે બોલી, “ જે તમારાં મનમાં સ્વાધીન અને જાણે કે કંઇક ચિત્રાયેલી હોય તેવી છે તેની શોભાયમાન કહીને પ્રશંસા કરો છો. ” મેં કહ્યું, “ તે તો દૂર છે; તું શા માટે ક્રોધ કરે છે ? મારા હૃદયમાં તો તું જ છે. મેં તો મશ્કરી કરી હતી, માટે તારે આ (કથનને) અપરાધ ન ગણવું.” એટલે તેણે કહ્યું “ મારી સમીપમાં જેનું નામ લો છો તે જ તમારી પ્રિયા થાઓ ” પછી ‘ લોકોની વચ્ચે તેને સમજાવી શકાશે નહીં; ( એમ કરતાં ) તે વધારે કોપવાળી થશે, માટે પછી તેને પ્રસન્ન કરીશ ’ એમ ધારીને તેને પ્રસન્ન કરવાના ઉપાયનો વિચાર કરતો હું બેઠો.

---

## ( ૧૫ )

## વેગવતી લંભક

મુહૂર્ત માત્રમાં મદનવેગા પ્રસન્ન મુખવાળી બનીને આવી. પ્રસન્ન થઇને તે આવી એટલામાં તો (બહાર) કોલાહલ થયો. ‘ મહેલ સળગ્યો છે ’ એમ કહીને તે

૧ મૂળમા सत्थिकणकसत्था (?) છે પણ ખભાતની તાડપત્રની પ્રતમા सत्तिकणकसत्था છે. તે ઉપરથી અનુવાદ કર્યો છે. ‘ સુવર્ણની શક્તિ ’ અર્થ લેવાનો આધાર એ છે કે મહાભારત આદિમા શસ્ત્રાસ્ત્રોના વર્ણનમા ‘ સુવર્ણની શક્તિ ’ના ઉલ્લેખ આવે છે.

ઉતાવળે ઊઠી. સખ્ત પવનથી પ્રેરિત અને જેની શિખાઓનો સમૂહ વધતો જતો હતો એવો અગ્નિ મેં જોયો. મને લઈને તે વેગથી આકાશમાં ઊડી. પણ ત્યાર પછી તેણે મને છોડી દીધો. તે સમયે ઉત્તાન અને પહોળા કરેલા હાથવાળા તથા મને પકડવાની ઇચ્છા રાખતો હોય એવા માનસવેગને મેં જોયો. પછી તેણે ( મદનવેગાએ ) મને છોડી દઈને માનસવેગને નસાડ્યો. તે પણ નાસી ગયો. અવાજ કરતો હું નીચે ઘાસની ગંજી ઉપર પડ્યો; એટલે મારા શરીરને કોઈ પીડા થઈ નહીં. મેં માન્યું કે, "હું વિદ્યાધરશ્રેણિમાં છું.' પછી મેં વિચાર કર્યો કે, 'અરિંજયનગર અથવા બીજું કોઈ વિદ્યાધરોનું નગર કયી દિશામાં હશે?' એકાદ મુહૂર્ત પછી જરાસંધનું ગુણકીર્તન કરતા અને ગાતા પુરુષને મેં થોડેક દૂર જોયો. એટલે હું ઘાસની ગંજી ઉપરથી ઊતર્યો અને તેને પૂછ્યું, "આ જનપદનું નામ શું? આ કયું નગર છે? અને અહીંનો સ્વામી કોણ છે?" તેણે કહ્યું, "તમે એને વિષે વાત સાંભળી હોય તો-ભારતવર્ષના તિલકરૂપ અને વિશેષ ગુણસંપન્ન આ મગધા જનપદ છે. દેવગૃહ સમાન આ રાજગૃહ નામે નગર છે. પ્રણામ કરતા સામંતરાજાઓના મુકુટમણિનાં કિરણોથી જેનું પાદપીઠ રંગાયેલું છે એવો બૃહદ્રથનો પુત્ર જરાસંધ અહીં રાજા છે. તમે ક્યાંથી આવો છો કે જનપદ, નગર અને રાજાનાં નામ પણ જાણતા નથી?" મેં કહ્યું, "હું ક્યાંથી આવું છું તેનું તમારે શું કામ છે?" પછી મેં વિચાર્યું, "આ વિદ્યાધરશ્રેણિ નથી. નગરમાં પ્રવેશ કરું; પછી મનગમતા સ્થાને જઈશ."

પછી પુષ્કરિણીમાં હાથપગ ધોઈને હું નગરમાં પ્રવેશ્યો. નગરની સમૃદ્ધિ જોતો હું દ્યૂતશાલામાં પહોંચ્યો. ત્યાં મહાધનિક અમાત્યો, શ્રેષ્ઠીઓ, સાર્થવાહો પુરોહિતો, તલવરો (નગરરક્ષકો) અને દંડનાયકો મણિ, રત્ન અને સુવર્ણનો રાશિ રચીને દ્યૂત રમતા હતા. હું તેમની પાસે ગયો. વિસ્મિત મુખવાળા તેઓ મારી તરફ જોઈ રહ્યા, અને કહેવા લાગ્યા, "ભલે આવ્યા, બેસો. જો ઇચ્છા હોય તો ખેલો." પછી હું બેઠો. તેઓ કહેવા લાગ્યા, "અહીં ઇભ્યપુત્રો પોતાની માલિકીના ધનથી રમે છે, તમે શેનાથી રમો છો?" મેં તેમને મારી અંગુઠી બતાવીને કહ્યું, "જુઓ." તેઓએ તે તપાસી, અને (રત્નપરીક્ષામાં) કુશળ એવા તેઓએ કહ્યું, "આ હીરાનું મૂલ્ય એક લાખનું કહેલું છે." પછી તેમણે અનુમતિ આપતાં હું ખેલવા લાગ્યો જેનું મૂલ્ય કરવામાં આવ્યું છે એવા સુવર્ણ અને મણિના (ઢગલા) તેમણે કર્યાં. તેમાં પણ મણિના જઘન્ય-નાના ઢગલા એક લાખના મૂલ્યના હતા, મધ્યમ ઢગલા બત્રીસ, ચાલીસ અને પચાસ લાખના મૂલ્યના હતા, ઉત્કૃષ્ટ ઢગલા એંશી લાખ, નેવું લાખ અને એક કરોડના મૂલ્યના હતા, તથા અતિ નિકૃષ્ટ પાંચસોના હતા. પછી પરાજય થતાં તેઓ બમણા-ત્રમણા દાવ મૂકતા હતા. પછી મેં કહ્યું, "ભલે, હવે લેખનો સરવાળો કરો." એટલે સરવાળો કરવામાં આવ્યો. ત્યાં રહેલા મધ્યસ્થોએ કહ્યું, "પરોણા તરીકે આવેલા આર્ય એક કરોડ જીત્યા છે." પછી સુવર્ણ, મણિ અને

મોતીના જુદા જુદા વિભાગ કરીને ઢગલા કરવામાં આવ્યા. દ્યૂતશાલાના અધિપતિ પુરુષને મેં કહ્યું, “જા, સૌમ્ય! દીન, દુઃખી અને અનાથ લોકોને બોલાવી લાવ; હું તેઓને આ ધન આપીશ.” તે નીકળ્યો, અને ઘોષણા કરી કે, “ધનાર્થી, દુઃખી અને દરિદ્ર હોય તે દ્યૂતશાલામાં આવે. કોઇ દેવરૂપી પરોણો ઇચ્છાનુસાર ધન આપે છે.” એટલે માગણ લોકો ટોળાબંધ આવ્યા; અને હું તેમને સુવર્ણ, મણિ અને મુક્તાફળ આપવા લાગ્યો. એટલે વિસ્મિત થયેલા લોકો કહેવા લાગ્યા, “આ માનવ નથી; નક્કી એ કુબેરના ભવનમાં રહેનારો કમલાક્ષ યક્ષ હશે, જે કાંચન અને મણિ પ્રત્યે, જાણે કે તે કચરો હોય તેમ, અવજ્ઞા ધરાવે છે.” લોકો મારી સ્તુતિ કરતા હતા કે, “લક્ષ્મી વડે વર્ધમાન એવો આ પૃથ્વીપતિ દેવ હશે.”

એટલામાં રાજપુરુષો આવ્યા. તેઓ કહેવા લાગ્યા, “ચાલો, રાજા તમને બોલાવે છે.” તેમની સાથે હું નીકળ્યો. લોકો પણ પ્રીતિથી મારી પાછળ પાછળ આવવા લાગ્યા. રાજાના યોદ્ધાઓએ લોકોને ધમકાવ્યા. ‘શું આ ધર્મપુરુષનો રાજકુલમાં પ્રવેશ કરાવવામાં આવશે?’ એ પ્રમાણે લોકવાણી સાંભળતો હું રાજકુલમાં પ્રવેશ્યો. દ્વારની નજદીક આવ્યા ત્યારે તેઓએ–રાજપુરુષોએ કહ્યું, “રાજાને આની ખબર આપો.” પછી તેઓ મને એકાન્તમાં લઇ ગયા, અને મને મજબૂત રીતે બાંધ્યો. જેનું કૌતુક દૂર થયું છે એવા મને કેટલાકો દાંત કકડાવીને કહેવા લાગ્યા, “લે, રમ!” કેટલાક બોલ્યા કે “અહો! અકાર્ય છે, આ બિચારાની હત્યા થાય છે.” મેં કહ્યું, “કહો, મારો શો અપરાધ છે, કે જેથી મારો છો? (હું પૂછું છું, શાથી જે) રાજકુલમાં મારે વિવાદ ન કરવો પડે, કારણ ત્યાં અવશ્ય મર્યાદા રાખવાની હોય છે.” તેઓ બોલ્યા, “સાંભળો, કહીએ છીએ–રાજા પ્રજાપતિ શર્માને નૈમિત્તિકે કહ્યું હતું કે, ‘રાજન્! કાલે તારા શત્રુનો પિતા અહીં આવશે.’ રાજાએ પૂછ્યું, ‘તેને કેવી રીતે જાણવો?’ તે બોલ્યો, ‘દ્યૂતમાં કરોડ જીતીને તે લોકોને આપશે. એ રીતે તારે તેને જાણવો.’ પછી રાજાની આજ્ઞાથી દ્યૂતશાલાઓમાં વિશ્વાસપાત્ર પુરુષોને રાખવામાં આવ્યા. તમે કરોડનું દાન આપ્યું છે. આ તમારો અપરાધ છે.”

એટલે મેં વિચાર કર્યો, “અહો! પ્રમાદને કારણે હું આ આપત્તિ પામ્યો છું. જો બહાર મેં તેમને પૂછ્યું હોત, અને તેમણે કારણ કહ્યું હોત તો પરાક્રમ વડે અવશ્ય હું મારી જાતને મુક્ત કરત. અથવા બદ્ધ, સ્પૃષ્ટ અને નિકાચિત પૂર્વકર્મો ભોગવ્યા સિવાય છૂટકો નથી. એમાં વિષાદ શો? સંસારી પ્રાણીઓને સુખદુઃખ સુલભ હોય છે.” આ પ્રમાણે હું વિચાર કરતો હતો. ત્યાં તો પુરુષો વાહન લઇને આવ્યા. તેઓ બોલ્યા, “આ પુરુષનો ગુપ્ત રીતે નગરની બહાર લઇ જઇને વધ કરવાનો છે.” તેઓએ મને ભસ્ત્રામાં–ચામડાના કોથળામાં નાખ્યો, અને ભસ્ત્રા સહિત વાહનમાં નાખ્યો. પછી વાહનની ગતિથી તેઓ મને ક્યાંક લઇ જવા લાગ્યા. પછી મને ઉતારીને તેઓ કહેવા લાગ્યા,

"આ મર્યાદાલોપ, અપયશ અને અધર્મનું ફળ પ્રજાપતિશર્માને માથે પડો, કે જે આવા પુરુષરત્નનો વિનાશ કરાવે છે." આમ બોલીને તેઓએ મને છિન્નકટક પહાડની સીધી કરાડમાં નાખ્યો. કયાંય પણ અટકયા સિવાય અવાજ કરતો હું પડ્યો, એટલું મેં જાણ્યું. ઉપરથી પેલા પુરુષોનો અવાજ મેં સાંભળ્યો કે 'આને કોઇએ ઝીલી લીધો છે.' 'જેમ ચારુદત્તને ભારુંડ પક્ષીઓએ ઉપાડી લીધો હતો તેમ મારું પણ ભાગ્યવશાત્ બન્યું હશે. જેમ એ ચારુદત્ત સાધુ સમીપે પહોંચ્યો હતો તેમ મને પણ સંપ્રાપ્તિ–લાભ સિદ્ધ થશે. જીવિતદાન આપનાર સિદ્ધોને નમસ્કાર હો!' આ પ્રમાણે મનમાં વિચાર કરતો હતો, એટલામાં મને દૂર લઇ જઇને નીચે મૂકવામાં આવ્યો. મને નીચે મૂકયો, એટલે પૂર્વે જોયેલ ચરણયુગલ મેં જોયું. સર્પ જેમ કાંચળીમાંથી નીકળે તેમ હું ભસ્ત્રામાંથી નીકળ્યો, તો મેં વેગવતીને રડતી જોઇ. મને આલિંગન કરીને, શોકનો ભાર બહાર કાઢતી, કરુણ રુદન કરતી તે કહેવા લાગી, "હા અદુઃખયોગ્ય! હા અમારા જેવી અનેકના નાથ! હા મહાકુલીન! હા મહાસત્ત્વ! (કેવા વિચિત્ર સંયોગોમાં) કેવી રીતે મેં તમને પાછા પ્રાપ્ત કર્યા છે! પૂર્વે તમે કેવું કર્કશ કર્મ કર્યું હશે, જેથી આવું દુઃખ પામ્યા છો?" એટલે મેં તેને આશ્વાસન આપ્યું કે, "પ્રિયે! શોક દૂર કર, હું ભવ્ય હોવાનો આદેશ–ભવિષ્ય સાધુઓએ ભાખેલ છે. ઋષિઓ પૂજ્ય વચનવાળા હોય છે. (એટલે એ વાત સાચી છે). મેં પણ પૂર્વભવમાં કોઇને પીડા આપી હશે, જેથી આવું દુઃખ હું પામ્યો. કર્મના વિપાકો આવા પ્રકારના છે, જેથી સુખને અંતે ભય ઉત્પન્ન થાય છે અને ભયસ્થાનમાં પરમ પ્રીતિ પેદા થાય છે. દુઃખમાં પડેલા બુદ્ધિમાને વિષાદ કરવો નહીં. સુખદુઃખની શૃંખલાઓ, આપણે ઇચ્છીએ નહીં તો પણ, આવે છે. તેમાં સુખમાં જે મદ ન કરે, દુઃખમાં જે વિષાદ ન પામે તે પુરુષ છે; બીજાઓ તો કચરા જેવા છે."

પછી મેં વેગવતીને પૂછયું "તેં મને (આ ભસ્ત્રામાં) જાણ્યો કેવી રીતે? આટલો સમય મહાપુરમાં અથવા તારા પોતાના ઘરમાં તું કેવી રીતે રહી હતી?" એટલે રોતી રોતી તે કહેવા લાગી, "સ્વામી! હું જાગી ઊઠી, અને તમને શયનમાં નહીં જોતાં 'મારા પ્રિયતમ કયાં હશે?' એમ કરીને રડવા લાગી. મને શંકા હતી કે 'મારો ભાઇ માનસવેગ કદાચ તમારું હરણ કરી ગયો હશે' પછી રોતાં રોતાં મેં રાજાને ખબર આપી કે "તાત! આર્યપુત્ર કયાંય માલૂમ પડતા નથી." એટલે રાજકુલ ખળભળી ઊઠયું, ઘણા લોકો તપાસ કરવા લાગ્યા, (અને કહેવા લાગ્યા) "દીપિકાઓ લઇને બરાબર તપાસ કરજો." દ્વાર બંધ હોવાથી રાજભવનમાંથી બહાર નીકળવાનો તો કોઇ માર્ગ જણાતો નહતો. રાત્રિ વીતીને પ્રભાત થયા પછી કંચુકીઓ અને દેવીઓએ તમને પ્રમદવનમાં જોયા નહીં, એટલે દેવીએ અને રાજાએ મને કહ્યું, "બેટા! સંતાપ છોડી દે, તારી પાસે વિદ્યાઓ છે, તેમનો જાપ કરીને તારા પતિનો વૃત્તાન્ત પૂછ." પછી મેં સાવધાન થઇ, સ્નાન કરીને વિદ્યાનો જાપ કર્યો. તેણે મને તમારા સમાચાર કહ્યા. પછી મેં રાજાને અને દેવીને

કહ્યું, "આર્યપુત્રનું માનસવેગે હરણ કર્યું હતું. તેમને આરોગ્ય છે. અત્યારે ભાગ્યવશાત્ વિદ્યાધરોએ તેમનો પરિગ્રહ કરેલો છે. આપણને તેઓ ભૂલી ગયા છે. તે વિદ્યાધરોની ભગિની મદનવેગા નામે છે. તે કન્યા તેઓ (આર્યપુત્રને) આપશે." એટલે રાજાએ અને દેવીએ મને કહ્યું, "બેટા! તું સંતાપ ન કરીશ. જીવતો નર ભદ્રા પામે. અવશ્ય તારા સ્વામીને અવિઘ્ન છે. આ કાર્ય નિમિત્તે તું સ્વામી સાથે મળીશ. શું ગુણવતી ભાર્યાઓનો તે ત્યાગ કરશે? પુત્રિ! તું તારી ઇચ્છા પ્રમાણે સર્વત્ર જવાની શકિતવાળી છે; નિરુદ્વિગ્ન અહીં હોઇશ તો એવી તું ઇચ્છાનુસાર પ્રિયતમ પાસે જઇ શકે છે. આ તારું પોતાનું જ ઘર છે. તું અમારી પુત્રીનું પણ અહીં આગમન થશે." એટલે મેં કહ્યું, "સર્વે વિદ્યાધરીઓ પોતાનો પતિ સાથે હોય ત્યારે આકાશમાં વિચરે છે; કેવળ પોતાની ઇચ્છાથી જતી નથી. બહુ મહત્ત્વનું કાર્ય હોય તો એકલી પણ જાય, પણ સપત્ની પાસે જવાનું મારે માટે યોગ્ય નથી. જ્યાં મારા પ્રિયતમે મને રાખી ત્યાં જ મારે સમય ગાળવો જોઇએ. તમારા ચરણમાં રહેતી મને શો સંતાપ છે?"

શરીરના સંરક્ષણ નિમિત્તે દેવીના આગ્રહથી (દિવસમાં) એક વાર ભોજન કરતી હું. પિંજરમાંની એકાકી ચક્રવાકીની જેમ, મહાપુરમાં આ પ્રમાણે સમય ગાળતી હતી. પછી એક વાર તમારા દર્શનની આકાંક્ષાવાળી હું દેવીની રજા લઇને, ગગનમાર્ગે ભારતવર્ષનું અવલોકન કરતી અમૃતધાર પર્વત ઉપર પહોંચી. તે પર્વત ઓળંગીને અરિંજયપુરમાં પહોંચી. ત્યાં મદનવેગાને તમે મારા નામે સંબોધી. તે રોષ પામી. મને પરમ સંતોષ થયો કે 'સ્વામી મારું સ્મરણ કરે છે.' મદનવેગા (રીસાઇને) ચાલી ગઇ. પછી અગ્નિ વિકુર્વીને તમારો વધ કરવાની ઇચ્છા રાખતી સૂર્પણખા (હેફગની બ્હેન) મદનવેગાનું રૂપ ધારણ કરીને, તમને ઉપાડીને લઇ જવા લાગી. તે મારાથી અધિક વિદ્યાવાળી હોવાથી, તેનાથી દૂર નાસતી હું ડર પામી. 'હા! સ્વામીનો વધ થાય છે!' એ પ્રમાણે શોક કરતી હું નીચે હાથ પહોળા કરીને ઊભી રહી. તમને પકડીને ઊભેલી તેણે મને રોષથી મુક્કો માર્યો. વિદ્યાથી હું માનસવેગનું રૂપ બતાવતી હતી. 'દાસ માનસવેગ! મારા સ્વામીને મારવા ઇચ્છે છે?' એમ કહીને તમને મૂકીને તે મારી પાછળ દોડી. ડરીને નાસતી અને જિનગૃહને આશ્રયસ્થાન તરીકે ઇચ્છતી એવી હું દોડી, પણ જિનગૃહે પહોંચું તે પહેલાં જ તે પાપિણીએ મને પકડી અને પ્રહાર કર્યો, 'તારો ઇચ્છિત પતિ હવે તારું રક્ષણ કરવામાં ઉદ્યત થાઓ' એમ કહીને, મારી વિદ્યાઓ પડાવી લઇને બડબડાટ કરતી તે ગઇ. પછી મને લાગેલા ઘાને અને વિદ્યાઓના હરણને નહીં ગણકારતી એવી હું 'સ્વામી કયાં હશે? તેમનું શું થયું હશે?' એ પ્રમાણે તમારી શોધ કરતી, તે દિશાને અનુસરીને રડતી રડતી ભમવા લાગી. ખાવાપીવાની મને ઇચ્છા થતી નહોતી. પછી મેં આકાશવાણી સાંભળી કે, 'આ તારો પતિ છિન્નકટક ઉપરથી પડે છે, માટે શોકનો ત્યાગ કર.' પછી આ પ્રદેશ-

માં આવીને મેં ભક્ષક પકડી લીધો, અને જેનું દુઃખ બમણું થયું છે એવી મેં તમને અહીં આણ્યા. હે નાથ ! આજથી મારો વિદ્યાપ્રભાવ નથી. ”

પછી અમે પાંચ નદીના સંગમ પાસે આવેલા આશ્રમપદમાં ગયાં. મારી પ્રિયા ધરણીગોચરી ( માનવ સ્ત્રી જેવી–વિદ્યાઓ વગરની ) થઇ હતી. પુલિનમાં અને પ્રવાહની પંક્તિઓમાં ઊતરીને અમે વરુણોદિકા નદીમાં સ્નાન કર્યું, અને સિદ્ધોને પ્રણામ કરીને બહાર નીકળ્યાં. ત્યાં મેં સ્વાદિષ્ટ ફલો લીધાં, અને અમે બન્ને જણાંએ તે ખાધાં. પાણી પીને, આચમન કરીને વનોની[1] વૃક્ષોની ઘટારૂપી વિભૂતિ અમે જોવા લાગ્યાં. વેગવતીનો શોક દૂર કરવા માટે તેને પુંનાગ, ફણુસ, નાળિયેર, પારાપત (?), ભવ્વગય (?), નમેરુક (?) વગેરે વૃક્ષો હું બતાવતો હતો. પછી જાણે બાંધવજનોની વચ્ચે આવેલાં હોઇએ તેમ ઋષિઓની સમીપમાં રાત્રિ ગાળીને સવારમાં સૂર્યનાં કિરણોથી અંધકાર પરાસ્ત થયો તે સમયે, વિસ્મયથી જેમનાં નયનો વિસ્તાર પામ્યાં છે એવા ઋષિઓ વડે જોવાતાં અને ‘ નક્કી, આ કોઇ દેવમિથુન કુતૂહલથી મનુષ્યલોકમાં આવ્યું છે ’ એ પ્રમાણે તેમના વડે પ્રશંસા કરાતાં અમે આશ્રમપદમાંથી નીકળ્યાં. ઋષિઓના સ્થાનમાંથી નીકળેલાં અમે વેગવતીના હૃદય જેવા નિર્મળ ઉદકવાળા વરુણોદક આગળ પહોંચ્યાં. તે નદીના પુલિન અને દ્રહની શોભા જોતાં તથા જેણે વિવિધ ધાતુઓ રૂપી અંગરાગ કર્યો છે એવા તથા જાણે ગગનનું પ્રમાણ માપવાને ઊંચા થયેલા હોય તેવા તથા જેની તળેટી વરુણોદિકાનાં પાણી વડે પખાળાતી હતી એવા સીમનગને[2] જોતાં અમે દૂર સુધી ગયાં. મેં વેગવતીને કહ્યું “પ્રિયે ! આપણે વિદ્યા વગરનાં છીએ એમ માનીને તારે શોક કરવો નહીં. આ પ્રદેશમાં નિરુદ્વિગ્નપણે સમય ગાળવાનું આપણે માટે શક્ય છે. અથવા તું જ્યાં કહીશ ત્યાં જઇશું. ” એટલે તે બોલી, “ સ્વામી ! તમારા જીવનના રક્ષણ માટે પ્રયત્ન કરતાં થયેલો વિદ્યાભ્રંશ પણ મારે માટે ઉત્સવ છે. પત્નીએ પોતાના પ્રાણ વડે પણ પતિનું પ્રિય કરવું જોઇએ, એ લોકધર્મ છે. તમારી પાસે રહેતાં મને પ્રકટ આનંદ થાય છે. ”

---

## ( ૧૬ )

## બાલચન્દ્રા લંભક

આ પ્રમાણે અન્યોન્યનો અતિશય કરનારાં વચનો વડે અમે એકમેકને પ્રીતિ ઉત્પન્ન કરતાં હતાં, ત્યાં હરિયાળાં પત્ર, પલ્લવ અને પુષ્પના સમુદાય વડે મંડિત, મનઃશિલ અને

---

૧. મૂળમાં तणाणं પાઠ છે, તે સ્થાને ઔચિત્યની દૃષ્ટિએ वणाणं કલ્પીને અનુવાદ કર્યો છે.

૨. અહીં મૂળમાં सीमं नयरं (?) પાઠ છે. પરંતુ આગળ ‘ કેતુમતી લંભક ’ ( જુઓ મૂલ, પૃ. ૩૧૯ )માં सीमणग ( બીજી પ્રત सीमन्नग ) પાઠ છે. વળી અહીં વર્ણન પણ દેખીતી રીતે જ પર્વતનું છે. આથી सीमणग પાઠ સ્વીકાર્યો છે

ગેરુ વડે રંગાયેલા અંજનગિરિના શિખર સમાન સુશોભિત અને કુસુમભાર વડે નમેલી અને ભમરાઓ વડે શબ્દાયમાન સહકારલતા વડે આલિંગિત એવા અશોક તરુવરની નીચે નીલ-કમળના પત્રરાશિ જેવી શ્યામ શિલા ઉપર બેઠેલી, નાગપાશ વડે બંધાયેલી, જાણે કનકની બનાવેલી દેવતા હોય એવી કન્યાને અમે જોઇ. મેં વિચાર કર્યો, “ શું આ વનદેવતા હશે ? અથવા કોઇની આજ્ઞાથી આવું રૂપ ધારણ કરનારી અપ્સરા હશે ? ” તેને જોઇને વેગવતી મને કહેવા લાગી, “ આર્યપુત્ર ! ઉત્તરશ્રેણિમાં આવેલા ગગનવલ્લભ નગરના અધિપતિ ચંદ્રાભની પુત્રી અને મેનકા દેવીથી જન્મેલી આ કન્યા મારી બાલપણની સખી બાલચન્દ્રા નામે છે. મોટા રાજકુલમાં જન્મેલી આ કન્યા અપરિણીત છે. તેને જીવિતદાન આપીને કૃપા કરો. વિદ્યાના પુરશ્ચરણમાં (ચૂકી જવાથી) પીડિત થયેલી અને નાગપાશ વડે બંધાયેલી તે પ્રાણસંશયમાં છે. તેનું જીવન જોખમમાં છે. તમારા પ્રભાવ વડે કોઇ વસ્તુ અસાધ્ય નથી. ” પછી તેના વચનનું અનુસરણ કરતા મેં દયા લાવીને ‘ એમ થાઓ ’ એ પ્રમાણે કહીને તે વસ્તુ સ્વીકારી. બંધન વડે અત્યંત પીડાયેલી એવી તેને મેં ઉપાડી અને બોલાવી; છતાં ભયને કારણે, જેની દોરી છૂટી ગયેલી હોય એવી ઇન્દ્રયષ્ટિની જેમ, તે ધડાક દઇને ધરતી ઉપર પડી અને મૂર્ચ્છા પામી. જેનું વિઘ્ન દૂર થયું છે એવી તેનું પત્રપુટમાં ભરેલ પાણી છાંટવા વડે અમે સમાશ્વાસન કર્યું, એટલે દક્ષિણ દિશાના પવન વડે વીંજાયેલી વસન્ત ઋતુની નલિનીની જેમ તેની શોભા પાછી વળી. તે સ્વસ્થ થઇ અને વેગવતીને પ્રણામ કરીને તે કહેવા લાગી, “ સખિ ! જીવિતદાન આપવા વડે તેં મારા પ્રત્યેનો સ્નેહ દર્શાવ્યો છે. વળી આ જીવિતદાન કરતાં ચડિયાતું બીજું કોઇ દાન જીવલોકમાં નથી. ” પછી હાથ જોડીને, વાયુ વડે આંદોલિત કમળની શોભાનું હરણ કરનારા, (મો-તીના) હાર જેવા ધવલ દંતરૂપી પત્રવાળા મુખકમળ વડે, પોતાના હોઠ હલાવતી[1] તે વિનંતી કરવા લાગી, “ દેવ ! અમારા કુલમાં વિશેષ કરીને દુઃખપૂર્વક સાધી શકાય એવી અને મહાઉપસર્ગવાળી મહાવિદ્યાઓ છે, પણ તમારી કૃપાથી મારી વિદ્યાઓ સિદ્ધ થઇ છે અને પ્રાણત્યાગના પ્રસંગે જીવિત પ્રાપ્ત થયું છે. ” એટલે મેં તેને કહ્યું, “ વિશ્વસ્ત થા. અમે તારાં સ્વજનો છીએ. જો તને દુઃખ ન થતું હોય તો નિઃસંકો-ચપણે કહે કે–તમારા કુલમાં વિશેષે કરીને દુઃખપૂર્વક કેવી રીતે વિદ્યાઓ સિદ્ધ થાય છે ? ” પછી તે બોલી, “ તમારા તેજના પ્રભાવથી મને દુઃખ થતું નથી. બેસો, પછી તમને કહીશ ” પછી હું વેગવતીની સાથે અશોક જન વડે સેવનીય એવા અશોક વૃક્ષની નીચે બેઠો. સરસ્વતી જેવા રૂપવાળી તે બાલચન્દ્રા પણ ત્યાં બેસીને પ્રત્યક્ષ કહેવા લાગી.–

## વિદ્યુદ્દંષ્ટ્ર વિદ્યાધરનો વૃત્તાન્ત.

“ દેવ ! ભારતવર્ષના જેણે વિભાગ કર્યા છે એવો તથા પૂર્વ અને પશ્ચિમે લવણ-

૧. મૂળમાં दुम्मयाघरोट्ठपट्ठेण છે. તેમા दुम्मया નો અર્થ અસ્પષ્ટ છે.

સમુદ્રમાં પોતાના બંને પાદ ( તળેટીના ભાગ ) જેણે મૂકયા છે એવો વૈતાઢ્ય નામે પર્વત છે. ત્યાં વિદ્યાધરો વડે વસાયેલી એવી ઉત્તર અને દક્ષિણ એ બે શ્રેણિઓ છે. ત્યાં ઉત્તર-શ્રેણિમાં ગગનમાં વિહાર કરવાને ટેવાયેલા એવા દેવોને વિસ્મય પમાડનારું ગગનવલ્લભ નગર છે. ત્યાં વિદ્યાધરોના બળના માહાત્મ્યનું મથન કરનારો વિદ્યુદ્દંષ્ટ્ર નામે રાજા હતો. તેણે વિદ્યાધરોને વશ કર્યા હતા. એક સો દસ નગરો વડે શોભાયમાન બન્ને શ્રેણિઓને તે પોતાના પરાક્રમ વડે ભોગવતો હતો.

એક વાર પશ્ચિમ વિદેહમાંથી પ્રતિમામાં રહેલા સાધુને પોતાના પ્રભાવ વડે આ પર્વત ઉપર લાવીને તે વિદ્યુદ્દંષ્ટ્રે વિદ્યાધર રાજાઓને આજ્ઞા આપી, “ આ ઉત્પાત જો વધશે તો તેથી આપણો વિનાશ થશે, માટે જરા યે વિલંબ કર્યા વગર આયુધ ગ્રહણ કરી એકી-સાથે તેને મારો. એમાં તમારે પ્રમાદ કરવો નહીં. ” પછી મોહવશ અને સાધુને માર-વાની ઇચ્છાવાળા તેઓ આયુધ ઊંચાં કરીને ઊભા રહ્યા. તે વખતે દેવો વડે મોકલાયેલો નાગરાજ ધરણ અષ્ટાપદ પર્વત તરફ જતો હતો. તેણે આ અવસ્થામાં રહેલા વિદ્યાધરોને જોયા, એટલે કૃદ્ધ થયેલા તેણે તેઓને કહ્યું, “ હે ઋષિઘાતકો ! તમે આકાશગામીઓ અહીં કેમ ભેગા થયા છો ? ગુણ–દોષનો વિચાર નહીં કરનારા એવા તમારું આમાં શ્રેય નથી. ” આમ કહેતાં નાગરાજે તેઓની વિદ્યાઓ પડાવી લીધી. એટલે ભયથી ગદ્ગદ કંઠવાળા તેઓ વિનયપૂર્વક મસ્તક નમાવીને નાગરાજ પાસે જઇને વિનંતી કરવા લાગ્યા, “ દેવ ! અમે તમારા શરણાગત છીએ. અમારા સ્વામી વિદ્યુદ્દંષ્ટ્રના આદેશથી અમે તપ-સ્વીનો વધ કરવાને ઉદ્યુક્ત થયા હતા. અમે અજ્ઞાન છીએ, માટે કોપ દૂર કરો. અમારા ઉપર કૃપા કરો. કહો, કોની પાસે આ સાધુની દીક્ષા થઇ હતી. ? ” પછી આ પ્રકારનાં વચનો વડે જેનો રોષ શાન્ત થયો છે એવો તે નાગરાજ કહેવા લાગ્યો, “અરે ! સાંભળો–

## સંજયંત અને જયંતનો વૃત્તાન્ત

પશ્ચિમ વિદેહમાં અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ સલિલવાળો સલિલાવતી વિજય છે, અને વીતશોક ( જેમના શોક દૂર થયા છે એવા ) જનો વડે સેવાયેલી વીતશોકા નગરી છે. ત્યાં પ્રસિદ્ધ નિર્મળ વંશવાળો સંજય નામે રાજા હતો. તેની સત્યશ્રી દેવી હતી. તેમના બે પુત્રો સંજયંત અને જયંત નામે હતા. સ્વયંભૂ તીર્થંકર પાસે ધર્મ સાંભળવાથી જેને કામભોગો પ્રત્યે વૈરાગ્ય થયો છે એવા તે રાજાએ, વસ્ત્રના છેડા ઉપર વળગેલા તૃણની જેમ, રાજ્યનો ત્યાગ કરીને પોતાના પુત્રોની સાથે દીક્ષા લીધી અને શ્રામણ્ય પાળવા લાગ્યો. જેણે સૂત્ર અને અર્થનું અધ્યયન કર્યું છે, વિવિધ તપ–ઉપધાનો વડે જેના કર્માંશોની નિર્જરા થઇ છે એવો તથા અપૂર્વકરણમાં આરૂઢ થયેલો તે ઘાતિ કર્મ અને ચાર અઘાતિકર્મનો ક્ષય થતાં કેવલજ્ઞાન અને કેવલ દર્શન પ્રાપ્ત કરીને નિર્વાણ પામ્યો. શિથિલાચારી તથા જેણે સંયમનો ભંગ કર્યો હતો એવો જે જયંત હતો

તે કાળ કરીને હું ધરણ થયો. સંજયંતે પણ અપૂર્વ સંવેગથી નવ પૂર્વનો અભ્યાસ કર્યો અને જિનકલ્પની પરિકર્મણા–અભ્યાસ નિમિત્તે ભાવના વડે ભાવિત આત્માવાળો તે એકાકી વિહાર કરવા લાગ્યો. પછી ઉત્તમ વીર્યથી જેણે પોતાની કાયા વોસરાવી છે એવા તથા ત્રણ પ્રકારના ઉપસર્ગ સહન કરનાર અને પ્રતિમામાં રહેલા સંજયંતને વિદ્યુદ્દંષ્ટ્ર અહીં લાવ્યો. એ સંજયંત મારા મોટા ભાઇ છે.” આ પ્રમાણે ધરણે કહ્યું.

પછી વિશુદ્ધ થયેલી લેશ્યાવાળા, અપ્રતિપાતી એવા સૂક્ષ્મક્રિયા નામે શુક્લધ્યાનમાં રહેલા ભગવાન સંજયંતને મોહનીય કર્મનો તથા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મનો ક્ષય થતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. તેમની પૂજા કરવાને દેવો અને વિદ્યાધરો આવ્યા.

ફરી પાછા (વિદ્યાધરો) દેવને (નાગરાજને) પૂછવા લાગ્યા, “સ્વામી! કહો, વિદ્યુદ્દંષ્ટ્ર આ સાધુને અહીં શા માટે લાવ્યો હતો?” એટલે નાગરાજે કહ્યું, “અમે જઇએ છીએ, સર્વજ્ઞ ભગવાન તમને એ બધું વિશેષપૂર્વક કહેશે.” પછી તેઓ કેવલીની પાસે ગયા, અને વિનયપૂર્વક પ્રદક્ષિણા કરીને બેઠા. જેમણે સર્વ ભાવો જાણ્યા છે એવા મુનિ દેવો, અસુરો અને વિદ્યાધરોને ધર્મમાર્ગ અને ધર્મમાર્ગનું ફળ કહેવા લાગ્યા. જેમકે–“અનાદિ સંસારરૂપી અટવીમાં ભ્રમણ કરતા, વિવિધ પ્રકારના ઉપદ્રવથી હેરાન થયેલા, સાચી વસ્તુ નહીં જાણતા અને સુખની ઇચ્છા રાખતા જીવને જ્ઞાનાતિશય રૂપી સૂર્યના તેજ વડે સર્વ ભાવોને પ્રકાશિત કરનારા અરિહંત ભગવંતોએ સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર્ય વડે વિશિષ્ટ એવા ધર્મમાર્ગનો ઉપદેશ કરેલો છે. કર્મની લઘુતા વડે જેને ઉત્સાહ ઉત્પન્ન થયેલો છે એવો, (ધર્મમાર્ગને) પ્રાપ્ત થયેલો, જેણે ગુણ–દોષ જાણ્યા છે એવો, ખરાબ માર્ગનો ત્યાગ કરનારો, સંસારરૂપી અટવીનો પાર પામી ગયેલો અને જેણે કર્મો ખપાવ્યાં છે એવો જીવ ચારિત્ર્યરૂપી ભાતાની પ્રાપ્તિદ્વારા નિર્વાણરૂપી નગરમાં પહોંચે છે, તે ધર્મમાર્ગનું ફળ છે.”

એટલામાં વિદ્યાધરો પ્રણામ કરીને કેવલીને પૂછવા લાગ્યા, “ભગવન્! વિદ્યુદ્દંષ્ટ્ર આપને અહીં શા કારણથી લાવ્યો હતો?” એટલે કેવલી કહેવા લાગ્યા, “રાગ અને દ્વેષને વશ થયેલાં પ્રાણીઓને પ્રયોજનવશાત્ કોપ અને પ્રસન્નતા થાય છે. વીતરાગ ભાવને લીધે મને તે એમાંથી એક પણ વસ્તુ નથી. એથી મારો અને તેનો વૈરાનુબંધ કહું છું.” વિદ્યાધરોએ કહ્યું “(એ વૈરાનુબંધ) કેવી રીતે (થયો)?” એટલે જિન કહેવા લાગ્યા—

## વિદ્યુદ્દંષ્ટ્ર અને સંજયંતનો પૂર્વભવનો વૈરસંબંધ—

“આ જ ભારતવર્ષમાં સિંહપુર નગરમાં સિંહસેન નામે રાજા હતો. સ્ત્રીજનોમાં

મુખ્ય અને અકૃષ્ણ (પવિત્ર) માનસવાળી તેની રામકૃષ્ણા નામે ભાર્યા હતી. તેનો હિતેચ્છુ શ્રીભૂતિ નામે પુરોહિત હતો. તેની પત્ની પિંગલા નામે હતી. તેઓની સાથે રાજા રાજ્યનું શાસન કરતો હતો.

એક વાર વહાણમાર્ગે સમુદ્રનો પ્રવાસ કરવાની ઇચ્છાવાળો પદ્મિનીખેટનો વતની ભદ્રમિત્ર સાર્થવાહ સિંહપુર આવ્યો. તેણે વિચાર કર્યો; "સમુદ્રનો પ્રવાસ વિઘ્નોથી ભરેલો છે, માટે બધું જ દ્રવ્ય લઇને જવું મારે માટે સારું નથી; વિશ્વાસપાત્ર કુળમાં એ દ્રવ્ય થાપણ તરીકે હું મૂકીશ." તેણે શ્રીભૂતિ પુરોહિતને (વિશ્વાસપાત્ર) જાણ્યો. તે બહુમાન-પૂર્વક શ્રીભૂતિ પાસે ગયો, વિનંતી કરતાં આનાકાનીપૂર્વક પુરોહિતે (થાપણ રાખવાનું) સ્વીકાર્યું. સીલ કરીને થાપણ મૂકવામાં આવી. પછી વિશ્વસ્ત એવો સાર્થવાહ ગયો અને વેલાપત્તન(બંદર) ઉપર પહોંચ્યો. વહાણ તૈયાર થયું અને પૂજા કરવામાં આવી. સમુદ્રના અનુકૂળ પવન વડે એક બંદરથી બીજા બંદરે જતું તે વહાણ, અપુણ્ય જનના મનોરથની જેમ નાશ પામ્યું[1] અને પવનથી થયેલા પાણીના પરપોટાની જેમ (સમુદ્રમાં) વિલીન થયું. એક લાકડાના પાટિયાને આધારે ભદ્રમિત્ર સાર્થવાહ જેમ તેમ કરીને કિનારે પહોંચ્યો. અનુક્રમે તે સિંહપુર ગયો અને પુરોહિતના ભવનમાં પ્રવેશ્યો, પણ કલુષિત બુદ્ધિવાળા શ્રીભૂતિએ તેને ઓળખ્યો નહીં–ઓળખાણ સ્વીકારી નહીં. અનેક પ્રકારે ખુશામદ કરવા છતાં તેણે એ વસ્તુ સ્વીકારી નહીં. પુરોહિતે તિરસ્કાર કરતાં તે રાજકુલમાં ગયો. ત્યાં પણ પ્રવેશ નહીં મળતાં દરરોજ રાજકુલના દ્વાર આગળ 'પુરોહિત મારી થાપણ ઓળવે છે' એ પ્રમાણે પોકાર કરવા લાગ્યો. રાજાએ શ્રીભૂતિને પૂછ્યું કે, "આ શું છે?" તે બોલ્યો "સ્વામી! ચિત્તભ્રમ થયો હોવાથી આ તો પ્રલાપ કરે છે. આપ જાણો છો કે હું તો વિપુલ ધનનું દાન કરું છું." પછી રાજદ્વારમાં પ્રવેશ નહીં પામતો અને વિલાપ કરતો તે ભદ્રમિત્ર ભમતો હતો, અને રાજદ્વારે પોકાર પાડતો હતો કે 'મારું રક્ષણ કરો.' આ સાંભળીને રાજા સિંહસેને મંત્રીને બોલાવ્યો અને કહ્યું "એના આ કાર્યની બાબતમાં તપાસ કરો." મંત્રી રાજાની આજ્ઞાથી તેને પોતાને ઘેર લઇ ગયો અને બધું પૂછ્યું, તેનું કથન લખી લીધું અને તેને જમાડ્યો. કેટલાક દિવસ પછી ફરી પૂછ્યું, તો તેણે એજ વસ્તુ કહી. સુબુદ્ધિએ (મંત્રીએ) રાજાને નિવેદન કર્યું કે "એજ કારણ છે" રાજા બોલ્યો, "પણ કયા ઉપાય વડે કહી શકાય?" મંત્રીએ વિનંતી કરી, "સ્વામી! તમે શ્રીભૂતિ સાથે દ્યૂત રમવાની ગોઠવણ કરીને પછી મુદ્રાની અદલાબદલી કરો. પછી કોઇ બ્હાને અંદરના ઉપસ્થાનગૃહ–દીવાનખાનામાં જઇને નિપુણમતિ પ્રતિહારીને મુદ્રા હાથમાં આપીને પુરોહિતને ઘેર મોકલો. મુદ્રા સાથે કહેવડાવેલા સંદેશાથી પુરોહિતની પત્ની અવશ્ય થાપણ આપી દેશે." મંત્રીએ કહ્યું હતું તે પ્રમાણે રાજાએ કર્યું. પુરોહિતની

---

૧ મૂળમાં असंपुण्णजणमणोरहो છે. પણ મેં अपुण्णजणमणोरहो પાઠ લીધો છે, તથા संपत्तिं संपत्तोને સ્થાને विपत्तिं संपत्तो પાઠ લીધો છે.

સમક્ષ આક્રોશ કરતા ભદ્રમિત્રને રાજાએ થાપણ આપી દેતાં તે કૃતાર્થ થયો. શ્રીભૂતિને નગરમાંથી હાંકી મૂકવામાં આવ્યો; કલેશ પામતો અને રોષવિષનો ત્યાગ નહીં કરતો તે કાળ કરીને અગંધન ( વમેલા ઝેરને ચૂસે નહીં તેવો ) સર્પ થયો.

## સિંહચંદ્ર-પૂર્ણચંદ્રનો સંબંધ અને તેમના પૂર્વભવ

સિંહસેન રાજાને બે પુત્રો હતા.-સિંહચંદ્ર અને પૂર્ણચંદ્ર. મોટા પુત્ર સહિત રાજા અનાભિગ્રહિક ( કોઇ પ્રકારની પકડ-ઝનૂન વગરનો ) મિથ્યાત્વી હતો અને દાનમાં રુચિ રાખનારો હતો. દેવી અને પૂર્ણચંદ્ર જિનવચનમાં અનુરકત હતાં. આ પ્રમાણે કાળ જતો હતો.

ભવિતવ્યતા વડે પ્રેરાયેલો રાજા એક વાર ભંડારમાં પ્રવેશ્યો, અને ત્યાં જ્યારે રત્નો ઉપર રાજાની દૃષ્ટિ ચોંટેલી હતી ત્યારે સર્પ થયેલો પુરોહિત તેને ડસ્યો. પછી સર્પ ચાલ્યો ગયો. રાજાના શરીરમાં વિષનો વેગ પ્રસરવા લાગ્યો. ચિકિત્સકો તેનો પ્રતિકાર કરવા લાગ્યા. ગરુડતુંગ નામે ગારુડીએ સર્પોનું આવાહન કર્યું; નિરપરાધી સર્પોનું વિસર્જન કર્યું, પણ પેલો અગંધન સર્પ ઊભો રહ્યો. વિદ્યાબળ વડે ગારુડીએ તેને ઝેર ચૂસવાને પ્રેર્યો, પણ અતિશય માનને કારણે તેણે ઝેર ચૂસવાની ઇચ્છા કરી નહીં. પછી તેને બળતા અગ્નિમાં નાખવામાં આવતાં તે કાળ કરીને કોલવનમાં ચમર (એક પ્રકારનો મૃગ) થયો. વિષથી અભિભૂત થયેલો રાજા મરીને સલ્લકીવનમાં હાથી થયો. સિંહચંદ્ર રાજાનો સિંહપુરમાં અભિષેક કરવામાં આવ્યો, અને પૂર્ણચંદ્ર યુવરાજ થયો.

સિંહસેનનું મૃત્યુ સાંભળીને અનેક શિષ્યાઓના પરિવારવાળી અને તપ, સંયમ અને સ્વાધ્યાયમાં ઉદ્યુક્ત રામકૃષ્ણાની માતા-હ્રીમતી નામે આર્યા સિંહપુરમાં આવી અને પ્રાસુક વસતિમાં રહી. પરિતોષથી પ્રસન્ન હૃદયવાળી દેવીએ પોતાના પુત્ર સાથે તેને આદરપૂર્વક વંદન કર્યું. આર્યાએ પણ ઉપદેશ આપ્યો, “પુત્રિ! ધર્મના વિષયમાં પ્રમાદ ન કરીશ. માનવ જીવન ઉપદ્રવોથી ભરેલું છે. પ્રિયજનોના સંયોગનો અંત અવશ્ય વિયોગમાં આવે છે. સંધ્યાકાળનાં વાદળના જેવા ( નશ્વર ) રંગવાળી રિદ્ધિ પણ લાંબા કાળ સુધી રહેતી નથી. પલ્યોપમ-સાગરોપમ આયુષ્યવાળા, પોતાની ઇચ્છાને રુચે તેવાં મનોહર શરીરોની વિકુર્વણા કરનારા, સર્વ પ્રદેશોમાં અપ્રતિહતપણે ગતિ કરનારા તથા વિનયપૂર્વક પ્રણામ કરતી, આજ્ઞાનું યોગ્ય રીતે સંપાદન કરતી, સદા અનુકૂળ વર્તન કરનારી અને સકલ કલાઓના સારને જાણનારી દેવીઓ વડે નિપુણપણે સેવન કરાતા, દેવલોકમાં વસતા દેવો પણ જીવનની અને વિષયોની તૃપ્તિને પામતા નથી, તો પછી કેળની છાલ જેવા નિ:સાર શરીરવાળા, વિઘ્નોથી ભરેલા, અલ્પ જીવનવાળા, રાજા, ચોર, અગ્નિ અને જળને સાધારણ જેમનો વૈભવ છે એવા[1] અને પુરાણા ગાડાની જેમ અનેક

૧ અર્થાત્ માનવનો વૈભવ એવો છે કે રાજા લઇ જાય, ચોર ચોરી જાય, અગ્નિ બાળી નાખે અને પાણી ખેંચી જાય; દૈવી વૈભવ એવો નથી.

સાંધાઓવાળા મનુષ્યો સંકલ્પરૂપી વિસ્તૃત જળવાળા મનોરથસાગરને સામે પાર શોભા પ્રાપ્ત કરવાપૂર્વક કેવી રીતે જઈ શકે ? સ્થાવર–જંગમ સત્ત્વો નિર્જીવ થઇ જાય ત્યાર પછી પણ તેમના શરીરના અવયવો ઉપયોગી થઈ પડે છે, પણ મનુષ્ય ભવ પ્રાપ્ત કરવાથી પ્રાયશ્ચિત્ત થાય છે ( અર્થાત્ માનવ શરીરનો કોઇ અવયવ કામ આવતો નથી. ). શરીર તો આ પ્રકારનું હોવાથી ફેંકી દેવાના કામનું અને અપવિત્ર છે, માટે જ્યાં સુધી તું રોગરહિત અને તપ તથા સંયમરૂપી સાધન કરવાને સમર્થ છે ત્યાં સુધી પરલોકના હિતમાં તારી જાતને જોડ. ” આ પ્રમાણે આર્યાએ કહેતાં તેમને પગે પડીને ‘ તમે સારું કહ્યું, તમારી આજ્ઞા હું સફલ કરીશ ’ એ પ્રમાણે કહીને રામકૃષ્ણા ગૃહવાસનો ત્યાગ કરીને શ્રમણી થઇ. સિંહચંદ્ર રાજાએ પણ નાના ભાઇ ઉપર રાજ્યધુરાનો ભાર મૂકીને શ્રમણ તરીકે દીક્ષા લીધી, અને સમિતિઓમાં અપ્રમત્ત અને ત્રણ ગુપ્તિવડે ગુપ્ત–રક્ષાયેલો થઈને તે વિહરવા લાગ્યો. રામકૃષ્ણાએ પણ કેટલાક કાળમાં બધું કાલિક શ્રુત ગ્રહણ કરી લીધું. ઉત્તમ ક્ષમા, માર્દવ, આર્જવ અને સંતોષથી અને વિવિધ પ્રકારનાં તપ–ઉપધાનથી આત્માને ભાવતી તથા પ્રશસ્ત પરિણામવડે અને અનંતાનુબંધી કષાયના પક્ષને ક્ષીણ કરવાની આનુપૂર્વી (ક્ષપકશ્રેણિ) વડે જેણે ઘાતિકર્મ ખપાવેલાં છે એવી તેને કેવલજ્ઞાન–દર્શન ઉત્પન્ન થયું. પછી આ પ્રમાણે કૃતાર્થ થયેલી હોવા છતાં ‘ આ પ્રવચનનો ધર્મ છે ’ એમ વિચારીને પ્રવર્તિનીની ઇચ્છાને અનુસરતી તથા તેની સાથે વિહાર કરતી રામકૃષ્ણા સિંહપુર આવી, અને ત્યાં કોઠાર–પ્રતિશ્રયમાં[1] રહી.

પ્રીતિથી જેનાં રોમાંચ ખડાં થયાં છે એવો પૂર્ણચન્દ્ર રાજા પણ પરમ ભક્તિથી કેવલીને વંદન કરીને પૂછવા લાગ્યો, “ આપને સર્વ ભાવો પ્રત્યક્ષ છે; અરિહંતને માટે કોઈ વસ્તુ ગુપ્ત નથી. તો કહો, પૂર્વભવના કયા સંબંધને લીધે આ ભવમાં આપનો અને મારો અધિક સ્નેહ વધ્યો હતો ? ” કેવલીએ કહ્યું, “ અતીત કાળમાં સંસારમાં ભ્રમણ કરતા એકમેક જીવનાં સર્વ પ્રાણીઓ એક પછી એક બાંધવ અને શત્રુ થયેલાં છે. નજદીકના સુહૃદયપણાને–મિત્રભાવને લીધે સ્નેહાધિકતા થાય છે. તે સાંભળ–

કોસલા જનપદમાં સંગમ નામે સંનિવેશ છે. ત્યાં હું મૃગ નામે બ્રાહ્મણ હતો. મારી ભાર્યા મદિરા નામે હતી. તે ભવમાં તું મારી વારુણી નામે પુત્રી હતી. સ્વભાવની મૃદુતા અને સ્વાભાવિક વિનય તથા ઋજુભાવથી મને તે વ્હાલી હતી. ત્યાં હું વિવિધ શાસ્ત્રોમાં વિશારદ અને જિનવચનમાં અનુરક્ત હતો તથા ‘ આ જિનધર્મ કરતાં બીજી કોઈ વસ્તુ ઉત્તમ નથી ’ એ પ્રમાણે મારી બુદ્ધિ નિશ્ચિત થયેલી હતી. તે કારણથી હું સદા દયાળુ હતો, ધનમાં મારું મમત્વ નહોતું અને માત્ર અન્ન અને વસ્ત્ર પૂરતો જ હું પરિગ્રહ રાખતો.

કોઈ એક વાર દેવને માટે ભોજન તૈયાર કરવામાં આવ્યું, (તે વખતે) સાધુઓ

1. પહેલા કોઠાર હોય, પણ પછીથી ઉપાશ્રય તરીકે વપરાતું હોય એવું સ્થાન.

આવ્યા. 'તેમને વહોરાવીએ' એવો અમો ત્રણે જણાંનો વિચાર થયો. 'તું આપ' એમ કહીને (તે કામ માટે) વારુણીને નિયુક્ત કરી. તે સમયે તેનો વિશુદ્ધતર ભાવ હતો. તે દાનફળથી રાજકુલમાં તારો જન્મ થયો છે. તારી માતા મદિરા હતી, તે પહેલાં કાળધર્મ પામીને પ્રતિષ્ઠ નગરમાં અતિબલ રાજાની સુમતિ દેવીની પુત્રી હ્રીમતી નામે થઇ. તે યુવાવસ્થામાં આવી, એટલે પોતનપુરના અધિપતિ પૂર્ણભદ્ર રાજાને ભારે વૈભવપૂર્વક તે આપવામાં આવી. હું તારા પ્રત્યે બંધાયેલા સ્નેહને લીધે દીક્ષા લેવાને અસમર્થ હતો; આથી યોગ્ય બ્રાહ્મણને પણ મેં તને આપી નહીં. આ કારણથી સ્ત્રીભાવપુરસ્કૃત કર્મનું ઉપાર્જન કરીને, જેણે શ્રામણ્ય કર્યું નથી પણ જેની વિષયતૃષ્ણા દૂર થઇ ગયેલી છે એવો હું કાળ કરીને હ્રીમતીના ગર્ભમાં રામકૃષ્ણા તરીકે જન્મ્યો. હવે, પુરોહિતે ઓળવેલી થાપણ સિંહસેન રાજાએ યુક્તિપૂર્વક પાછી અપાવી તે લઇને પદ્મિનીખેટનિવાસી ભદ્રમિત્ર સાર્થવાહ પોતાના ઘર તરફ જતો હતો. (તે વખતે) તે વિચાર કરવા લાગ્યો, "જેનું માત્ર જીવન બાકી રહેલું હતું એવો હું જેમ તેમ કરીને સમુદ્રમાંથી અહીં પહોંચ્યો, માટે હવે મારે વેપાર કરવાની જરૂર નથી. જે મેં પૂર્વે મેળવેલું દ્રવ્ય છે તે વડે શ્રમણ–બ્રાહ્મણોને ભાત–પાણી, શયન, આસન, ઔષધ, વસ્ત્ર અને પાત્ર આપતો અને અપાવતો હું કેટલોક કાળ કુટુંબની વચ્ચે વસીને, પછી મમત્વનો ત્યાગ કરીને દીક્ષા લઇશ. એમાં મારે પ્રમાદ કરવો નહીં." આ પ્રમાણે નક્કી કરી તે અટવીપ્રદેશમાં બેઠો. ભદ્રમિત્ર જ્યારે પ્રવાસમાં હતો ત્યારે દિવસ–રાત ખૂબ રુદન કરતી અને આહારની ઇચ્છા નહીં કરતી તેની માતા બિમાર થઇ. 'અહો! પુત્રરૂપે ભદ્રમિત્રે કોઇ વેર વાળ્યું છે. તેને નહીં જોતી એવી હું જીવી શકું એમ નથી, વિવશ એવી હું પ્રાણનો ત્યાગ કરીશ' (એમ કરતી) શોકપૂર્ણ હૃદયવાળી તે મરીને વાઘણ થઇ હતી. વનમાં આહારની શોધમાં તે ફરતી હતી. ધર્માભિમુખ એવા ભદ્રમિત્રને તેણે ખાધો; તે મારો મોટો પુત્ર સિંહચન્દ્ર થયો. તું પૂર્વભવની વારુણી છે. અધિક સ્નેહનું આ કારણ છે. સંસારની એ ગતિ છે કે બંધુ-શત્રુભાવને પામે છે, જેમકે ભદ્રમિત્રની માતા. પરાયું હોય તે સ્વજન થાય છે, જેમકે ભદ્રમિત્ર. અથવા (સ્વજન ફરી વાર સ્વજન થાય છે) જેમકે–હે વારુણી! પૂર્વભવમાં પણ હું તારામાં સ્નેહવાળો હતો."

ફરી વંદન કરીને પૂર્ણચંદ્ર કહેવા લાગ્યો, "સિંહસેનની શી ગતિ થઇ?" રામકૃષ્ણાએ કહ્યું, "સાંભળ, સર્પ થયેલો શ્રીભૂતિ પુરોહિત સિંહસેનને કરડ્યો, એટલે તે કાળ કરીને સલ્લકીવનમાં હાથી થયો વનચરોએ તેનું 'અશનિવેગ' એવું નામ પાડ્યું. સ્વાધ્યાયમાં ઉદ્યત, શ્રુતસમુદ્રના પારને પામેલા અને અપ્રતિબદ્ધપણે વિહાર કરતા સિંહચંદ્ર અણગાર એક વાર એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જવાની ઇચ્છા રાખતા ગાડાંઓના સાર્થની સાથે અટવીમાં પ્રવેશ્યા. ત્યાં સાર્થે મુકામ કર્યો, ગાડાં છોડયાં, બળદને પણ છોડયા અને તૃણ તથા કાષ્ઠ-લાવનારાઓ ઊપડયા. સાર્થનો શબ્દ સાંભળતો હાથી

વેગથી તે પ્રદેશમાં આવ્યો, ડરેલા લોકોએ દુર્ગ (જ્યાં જઇ શકાય નહીં એવું-રક્ષણ થાય તેવું સ્થાન) અને વિષમ ઝાડીઓમાં આશ્રય લીધો. સાધુ પણ જંતુરહિત પ્રદેશમાં સાગાર-પ્રતિમામાં[1] રહ્યા. ગાડાંઓ જોતો અને તંબુઓ ફાડતો અશનિવેગ ફરતો હતો. તેણે સાધુને જોયા.

સાધુને જોતાં તેની દૃષ્ટિ પ્રસન્ન થઇ, હૃદય શાન્ત થયું અને તે વિચાર કરવા લાગ્યો, "મેં આમને પહેલાં ક્યાં જોયા છે?" એ પ્રમાણે વિચારતાં તેને આ પ્રકારના જ્ઞાનને આવરનારાં કર્મોના ક્ષયોપશમથી જાતિસ્મરણ થયું. પછી જેને પૂર્વભવનું સ્મરણ થયું છે એવો તે આંસુ સારતો સાધુથી થોડેક છેટે આવી તેમને પગે પડ્યો. તેમણે પણ પ્રતિમા પારીને વિચાર કર્યો, "નક્કી, આ ભવ્ય અને જાતિસ્મરણવાળો છે તથા તેને વૈરાગ્ય ઉત્પન્ન થયેલો છે." ઉપયોગ મૂકવાથી (અવધિ આદિ જ્ઞાન હોવાથી) તેમણે તેને ઓળખ્યો, અને કહ્યું, "સિંહસેન! વિષાદ ન કરીશ; તું દાનશીલતાને કારણે નરકમાં પડ્યો નથી, પણ અનિયંત્રિત ધનતૃષ્ણાને લીધે તિર્યંચ થયો છે." આ પ્રમાણે કહેવામાં આવતાં હાથી અત્યંત વિસ્મિત થયો, "અહો! મારો પુત્ર મહાનુભાવ છે. અથવા મેં ખોટો વિચાર કર્યો. આ તપસ્વી કોઇ દેવ છે; નિઃશંકપણે મારા મનની વાત પણ તે જાણે છે. (પછી હાથી બોલ્યો) તમારું ભલું થાઓ. આ દશામાં મારે માટે જે કલ્યાણકારી હોય તે વસ્તુનો ઉપદેશ કરો." સિંહચન્દ્રે તેને કહ્યું, "સાંભળ-જેમને રાગ, દ્વેષ, મોહ નથી એવા, જીવ, અજીવ, બંધ અને મોક્ષના ખરા અર્થને જાણનાર અરિહંતો તત્ત્વાર્થને કહે છે. કૃતકૃત્ય એવા તેમને વંચના કરવાનું પ્રયોજન નથી, માટે જિનવચનમાં વિશ્વાસ રાખ. મિથ્યાત્વ વડે ઢંકાયેલા, જિનવચનથી પરાઙ્મુખ, વૈરાગ્યના માર્ગથી દૂર રહેલા અને સ્નેહાસક્ત એવા જીવને વિષયરૂપી રેણુથી કર્મરજ ઉત્પન્ન થાય છે. પછી કર્મની ગુરુકતાથી વિવિધ યોનિઓ વડે ગહન અને જેમાં ઘણાં જન્મ-મરણ છે એવા સંસારમાં તે ભમે છે. વિશુદ્ધપરિણામી અધ્યવસાયમાં રહેલા, જેણે કર્મોના રસને-કર્મોમાં ફલ ઉત્પન્ન કરનાર શક્તિને ક્ષીણ કરેલ છે એવા, જિનપ્રણીત મોક્ષમાર્ગ જેને પ્રાપ્ત થયો છે એવા, આસ્રવનું દ્વાર જેણે કર્યું છે એવા, તથા તપરૂપી જળ વડે શુભાશુભ કર્મોના સંચયને જેણે ધોઈ નાખ્યા છે બંધ એવા (જીવને) સિદ્ધશ્લોકતા-સિદ્ધકીર્ત્તિપણું પ્રાપ્ત થાય છે, એ વાતની ખાત્રી રાખીને હિંસાથી, મૃષાવાદથી, અદત્તાદાનથી, મૈથુનથી અને પરિગ્રહથી શક્તિ અનુસાર વિરમ. તેથી નિર્વિઘ્ને તું સુગતિમાં અને સિદ્ધિમાં જવા યોગ્ય થઇશ." આ પ્રમાણે સાધુએ કહેતાં હાથી બોલ્યો, "સાંભળો, ભગવન્! જીવન પર્યંત હું બ્રહ્મચારી તરીકે વિચરીશ, બીજાં વ્રતો સંબંધમાં પણ હું દેશથી પ્રત્યાખ્યાન કરીશ" પછી સાધુએ અરિહંત, સિદ્ધ અને સાધુની સાક્ષીએ તેને અણુવ્રતો આપ્યાં. જેણે પંચનમસ્કાર ધારણ કર્યા છે એવા હાથીએ

૧. વિઘ્નમાંથી છૂટી જવાય તો કંઈ નહીં, અને ન છુટાય તો આ અનશન છે-એ પ્રકારના નિશ્ચયયુક્ત કાયોત્સર્ગ.

ભાવથી તે સ્વીકાર્યાં. ‘ ષષ્ઠ અને અષ્ટમ ભક્તથી હું રહીશ ’ એ પ્રમાણે અભિગ્રહ કરીને, સાધુને વંદન કરીને, લોકોના અલ્પમાત્ર સંસર્ગને પણ ટાળતો તે ત્યાંથી ચાલ્યો ગયો, અને સંવિગ્ન થઇને પોતાને જાણે કે કૃતાર્થ માનતો તે સતતપણે તપ–ઉપધાન કરવાપૂર્વક વિચરવા લાગ્યો. પારણાના સમયે યતનાપૂર્વક ચાલતો, તથા ભાંગેલાં મ્લાન અને એની મેળે પડેલાં પીળાં પત્રોનો આહાર કરતો, અને વૈરાગ્યના માર્ગ ઉપર રહેલો તે એકવાર ગ્રીષ્મકાળમાં ઘણા કાદવવાળા અને થોડા પાણીવાળા સરોવરમાં પાણી પીવાને માટે ઉતર્યો. જેમ જેમ અંદર જતો ગયો તેમ તેમ તે પાણીમાં ખૂંચતો ગયો, અને અલ્પ શક્તિને કારણે તે પાછો વળી શકયો નહીં. તેણે વિચાર કર્યો, “ તપથી કૃશ થયેલો હું કાદવમાંથી બહાર નીકળવાને અશક્ત છું; આવી અવસ્થામાં આહારનો ત્યાગ કરવો તે મારે માટે શ્રેય છે. ” પછી તેણે જીવન પર્યંત ભક્તનો ત્યાગ કર્યો.

હવે, વૈરાનુબંધને કારણે જેની જન્મોની પરંપરા ચાલુ રહી છે એવો, ચમરના ભવમાં આવેલો જે પુરોહિત હતો તે વનના દાવાનળની જ્વાળાથી દેહ દાઝી જતાં કાળ કરીને કુક્કુટસર્પ[૧] થયો. વનના વિવરમાં ગયેલા તેણે હાથીને જોયો, અને રોષ ઉત્પન્ન થવાથી તેને તે કરડ્યો. પછી વિષ ચઢી જતાં નવકારનો જાપ કરતો તે હાથી ‘ આ ઉત્તમ સમય છે; મારું શરીર જુદું છે, હું જુદો છું ’ એ પ્રમાણે માનતો પ્રશસ્ત ધ્યાનથી યુક્ત થઇને કાળધર્મ પામ્યો અને મહાશુક્ર કલ્પમાં શ્રીતિલક વિમાનમાં સત્તર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. શૃગાલદત્ત પારધિએ તેના દાંત અને મોતી લીધાં. ધનમિત્ર વાણિયો સીમાડાના ગામમાં વેપાર કરતો હતો. તેની સાથે પરિચય હોવાને લીધે પારધિએ તેને એ ભેટ તરીકે આપ્યાં. તે દાંત અને તે ઉત્તમ મોતી ‘ લક્ષણયુક્ત છે ’ એમ જાણીને ધનમિત્રે તને (પૂર્ણચંદ્રને) મિત્રતાથી આપ્યાં. સન્તુષ્ટ થયેલા તેં વૈભવ આપવા વડે તેનો સત્કાર કર્યો. એ દાંત તારા સિંહાસનમાં જડેલા છે અને મોતી તારા ચૂડામણિમાં જડેલું છે, માટે સંસારની ગતિ એવી છે કે ભવાન્તરમાં ગયેલા પિતાના શરીરના અવયવો પ્રાપ્ત કરીને એ શોક કરવા લાયક વસ્તુમાં અજ્ઞાનને કારણે સન્તોષ થાય છે.

વિશુદ્ધ સંયમસ્થાનો વડે ચારિત્ર્યશુદ્ધિમાં રહેલા તથા જેમનો વૈરાગ્ય પડ્યો નથી એવા સિંહચંદ્ર અણગાર પણ દીર્ઘ ચારિત્ર્યપર્યાય પાળીને ઉપરિમ ગ્રૈવેયકમાં પ્રીતિકર વિમાનમાં એકત્રીસ સાગરોપમના આયુષ્યવાળા દેવ થશે.

એક શાખા ઉપરથી બીજી શાખા ઉપર ક્રીડાપૂર્વક કૂદવાની ઇચ્છા કરતા વાનરયૂથના અધિપતિએ કુક્કુટ સર્પને પકડ્યો અને તેને મારી નાખ્યો. તે પાંચમી પૃથ્વીમાં સત્તર સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો છે, અને ત્યાં પરમ અશુભ, જેમાં સુખ દુર્લભ છે એવી તથા જેનો પ્રતિકાર કરી શકાય નહીં એવી વેદના અનુભવે છે. ”

૧. પાંખવાળો ઊડતો સર્પ, જેનુ મુખ કૂકડા જેવું હોય છે.

એ પ્રમાણે ( રામકૃષ્ણા કેવલીએ ) કહેતાં જેને તીવ્ર વૈરાગ્ય થયો છે એવા પૂર્ણચંદ્રે શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો. પછી ( કેવલીને ) વંદન કરીને તે પોતાને ઘેર આવ્યો.

રામકૃષ્ણા પણ ઘણા કાળ સુધી કેવલીપર્યાય પાળીને નિર્વાણ પામી.

પોતાના રાજ્યમાં અમારિપટહનું તથા વિધિથી પૌષધનું અનુપાલન કરતો અને શ્રમણ–બ્રાહ્મણોની ભક્તિ કરતો તે પૂર્ણચંદ્ર રાજા પણ જિનપૂજામાં ઉદ્યત થઇને રાજ્યનું શાસન કરતો હતો દંડનીતિમાંના કપટપ્રયોગનું પ્રતિક્રમણ નહીં કરવાથી સ્ત્રીવેદનીય કર્મનો અનુભાગી થયેલો તે ભક્તનો પરિત્યાગ કરીને મહાશુક્ર કલ્પમાં વૈડૂર્ય વિમાનમાં સત્તર સાગરોપમથી કંઇક ઓછા આયુષ્યવાળો દેવ થયો.

જંબુદ્વીપના ભરતમાં વૈતાઢ્યની ઉત્તર શ્રેણિમાં નિત્યલોક( નિત્ય પ્રકાશમાન ) મણિ-કિરણોવડે પ્રકાશિત નિત્યાલોક નામે નગર છે. ત્યાં શત્રુઓનો પરાજય કરવામાં સિંહ જેવો અરિસિંહ રાજા હતો. કમલ–વિરહિત શ્રી જેવી તેની શ્રીધરા નામે દેવી હતી. પછી આયુષ્યનો ક્ષય થતા ચ્યવેલો પૂર્ણચંદ્ર દેવ વિમલ યશને ધારણ કરનારી યશોધરા નામે પુત્રી તરીકે શ્રીધરાના ગર્ભે જન્મ્યો. ઊછેરની વિશેષતાથી ખોડ વગરના શરીરવાળી, નીરોગી, આદેય–આદરણીય વચનવાળી, વાક્ચાતુર્યવતી, રૂપસ્વિની, સ્વજનોને બહુમાન્ય, આજ્ઞાકારી, પરિજનો વિજ્ઞાન લાવણ્ય અને વિનયવડે અલંકૃત તે યુવાવસ્થામાં આવતાં ઉત્તર શ્રેણિમાં પ્રભંકરા નગરીમાં સૂર્યાવર્ત રાજાને ભારે વૈભવપૂર્વક આપવામાં આવી, અને તેની પણ તે માનીતી થઇ. કેટલેક કાળે સિંહસેનનો જીવ–શ્રીતિલકદેવ ચ્યવીને યશોધરાના ગર્ભમાં પુત્ર તરીકે આવ્યો. જેના દોહદ પૂર્ણ કરવામાં આવ્યા છે એવી યશોધરાને કાળે કરીને રશ્મિવેગ નામે કુમાર થયો. અનુક્રમે તે મોટો થયો અને કલાઓનો અભ્યાસ કર્યો. પછી યુવરાજના અભિષેકને પ્રાપ્ત થયો.

કોઇ એક વાર ધર્મરુચિ અને ધર્મનંદ એ ચારણશ્રમણોવડે બોધ પામેલો સૂર્યાવર્ત રાજા રશ્મિવેગને રાજ્યનો અધિકાર સોંપીને સાધુ થયો, અને સંયમ પાળવા લાગ્યો. જેણે ઘાતિકર્મ ખપાવ્યાં છે તથા જેણે યોગોનો રોધ કર્યો છે એવો તે કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને નિર્વાણ પામ્યો. યશોધરાએ ગુણવતી આર્યાની પાસે દીક્ષા લીધી અને અગીઆર અંગમાં કુશળ એવી તે વિચરવા લાગી. અનિત્યતાના વિશેષને લીધે જેને વૈરાગ્ય થયો છે એવા રશ્મિવેગ રાજાએ, વસ્ત્રના છેડે વળગેલા તૃણની જેમ, રાજ્યનો ત્યાગ કરીને હરિમુનિચંદ્ર-( અણગાર)ની પાસે સંયમ સ્વીકાર્યો. અનુક્રમે તેણે ઉદ્યોગ વડે નવ પૂર્વોનું અધ્યયન કર્યું. પરિપૂર્ણ ધૈર્યબળવાળો તે એકાકીવિહારપ્રતિમા સ્વીકારીને વિચરવા લાગ્યો.

એક વાર તે કાંચનગુહામાં પ્રતિમામાં રહેલો હતો. પાંચમી પૃથ્વીમાંથી ઉદ્વર્તિત થયેલા–નીકળેલા અને અજગર થયેલા પુરોહિતે તેને જોયો. પૂર્વના વૈરના અનુબંધથી જેને તીવ્ર કોપ થયો છે એવો તે અજગર તેને ગળી ગયો, પણ તેના પ્રત્યે દ્વેષ નહીં

કરતો તથા પોતાના શરીરની બાબતમાં નિરપેક્ષ તથા જેના વૈર-કષાયનું વિશોધન થયું છે એવો તે રશ્મિવેગ કાલધર્મ પામીને લાન્તક કલ્પમાં સુપ્રભ વિમાનમાં દેવ થયો. યશોધરા આર્યા પણ લાન્તક કલ્પમાં જ રુચક વિમાનમાં દેવપણાને પામી. માત્ર રૂપથી મૈથુન કરનારા અને તીવ્ર ભોગમાં આસક્ત એવા તેમણે ચૌદ સાગરોપમ એક ક્ષણની જેમ ગાળી નાખ્યા. તીવ્ર ક્રોધના પરિણામવાળો અજગર પણ અશાતાવેદનીય કર્મ ઉપાર્જીને પાંચમી પૃથ્વીમાં નારક થયો.

ઉપરિમ ગ્રૈવેયકમાં રહેલા પ્રિયંકર વિમાનનો વાસી દેવ ત્યાંથી ચ્યવીને આ જ ભરતમાં ચક્રપુર નગરમાં અપરાજિત રાજાની સુન્દરી નામે દેવીનો ચક્રાયુધ નામે પુત્ર થયો. યુવાવસ્થામાં જ તે રાજત્વને પામ્યો. તેની મહાદેવી ચિત્રમાલા હતી. સુપ્રભ વિમાનનો અધિપતિ ( સિંહસેનનો જીવ ) ચ્યવીને ચક્રાયુધ રાજાની ચિત્રમાલા રાણીને પેટે વજ્રાયુધ નામે કુમાર થયો અને તે મોટો થયો. તેની ભાર્યા રત્નમાલા હતી. પિહિતાસ્રવ મુનિની પાસે બંધ અને મોક્ષનું સાચું સ્વરૂપ જાણીને તથા વજ્રાયુધ ઉપર રાજ્યનો ભાર મૂકીને ચક્રાયુધ સાધુ થયો. જેણે જિનવચન જાણ્યાં છે એવો, ક્ષમા, માર્દવ, આર્જવ અને સન્તોષ વડે જેણે પોતાના આત્માને ભાવ્યો છે એવો તથા જેણે કર્મરૂપી મેલ ક્ષીણ કરી દીધો છે એવો તે નિર્વાણ પામ્યો. રુચક વિમાનવાસી દેવ પણ રત્નમાલાના ગર્ભમાં રત્નાયુધ નામે કુમાર થયો.

વજ્રદત્ત સાધુ વડે બોધ પમાડાયેલા વજ્રાયુધે રત્નાયુધને રાજ્ય ઉપર બેસાડીને દીક્ષા લીધી. સંયમમાં રહેલા, જેણે ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું છે એવા, જેણે સર્વ ભાવો જાણ્યા છે એવા, અજિન છતાં જિન-સર્વજ્ઞની જેમ વિચરતા તે ચક્રપુરમાં આવ્યા. પોતાની માતા સાથે રત્નાયુધ વંદન કરવાને નીકળ્યો. તેને વજ્રાયુધે શ્રમણધર્મ અને શ્રાવકધર્મ વિસ્તારપૂર્વક કહ્યો. કથાન્તરમાં તેઓ કહેવા લાગ્યા-"જીવદયાના પાલન નિમિત્તે ગૃહવાસીએ વિશેષે કરીને માંસનો ત્યાગ કરવો. માંસના સ્વાદમાં લુબ્ધ થયેલો, ( માંસ ) ખાતો, ઇચ્છાઓ વડે કલુષિત ચિત્તવાળો મનુષ્ય ઘણું પાપ ઉપાર્જન કરે છે. માંસને માટે જેટલા મોટા પ્રમાણમાં પ્રાણીઓનો વધ થાય છે તેટલા મોટા પ્રમાણમાં ચર્મ, શીંગડાં, દાંત, વાળ, પીંછાં વગેરે મેળવવાના કાર્યમાં[1] થતો નથી. ચર્મ વગેરે તો એક વાર કાઢવામાં આવ્યાં હોય તેનો લાંબા કાળ સુધી ઉપભોગ થાય છે; એક વાર ઉપકરણ બનાવવામાં આવ્યું હોય તે ( અનેક વાર ) ઉપયોગમાં આવે છે. પણ માંસનું તો દરરોજ ભોજન થાય છે, એટલે

૧. મૂળમા चम्म-सिंग-दंत-वाल-पिच्छ-पुढविकज्जेसु એમ છે. એમા पुढवि શબ્દ અસંગત છે. આથી તેને સ્થાને पमुह કલ્પીને અનુવાદ કર્યો છે.

વિશેષે કરીને તાજાં મારેલાં પ્રાણીઓનું માંસ મીઠું અને રસાર્દ્ર કહેવાય છે; તેથી યતિઓ કહે છે કે-પરલોકના હિતની ઇચ્છા રાખનારે માંસ ખાવું નહીં.

( તે બાબતમાં ) આ દૃષ્ટાન્ત છે—

## સુમિત્ર રાજાનું દૃષ્ટાન્ત

અતીત કાળમાં આ જ ભારતવર્ષમાં છત્રાકાર નગર હતું. ત્યાં પ્રજાને પ્રીતિ ઉત્પન્ન કરનાર એવો પ્રીતિંકર નામે રાજા હતો. સંસારભીરુ અને મોક્ષનો અભિલાષી એવો તે મોક્ષમાર્ગને શોધતો મતિસાગર સ્થવિરની પાસે જિનવચનનો પરમાર્થ સાંભળીને, સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે તેમ, રાજ્યનો ત્યાગ કરીને શ્રમણ થયો. પુરોહિતના પુત્ર ચિત્રમતિએ પણ તેની સાથે દીક્ષા લીધી. અત્યંત સન્તોષપૂર્વક જેણે સૂત્ર અને અર્થનું અધ્યયન કર્યું છે તથા જેને ક્ષીરાસ્રવલબ્ધિ[1] ઉત્પન્ન થઇ છે એવો તે તપમાં ઉદ્યત થયો. ગુરુની અનુજ્ઞા લઇને વિહરતો તે સાકેત નગરમાં ગયો.

ત્યાં સુમિત્ર રાજાની પુત્રી, સુપ્રબુદ્ધા ગણિકાથી ઉત્પન્ન થયેલી બુદ્ધિસેના નામે કન્યા હતી. કમલરહિત લક્ષ્મી જેવી રૂપાળી, લોકોનાં નયનને લોભાવનાર વદન, દાંત, હોઠ, કપાલ, સ્તન, કર અને ચરણવાળી તે કન્યા ઉદ્યાનમાં રહેલા, વિકૃષ્ટ (ત્રણ કરતાં વધારે) ઉપવાસથી ક્ષીણ થયેલા દેહવાળા તથા પ્રશસ્ત ધ્યાનમાં જેનું ચિત્ત સ્થિર રહેલું છે એવા પ્રીતિંકર અણગારને જોઇને વિનયપૂર્વક વંદન કરીને પૂછવા લાગી, "ભગવાન્! આપના શાસનમાં આત્માને કેવો વર્ણવેલો છે?" 'આ ઉપદેશને યોગ્ય છે' એમ સાધુએ જ્ઞાનના ઉપયોગથી જાણીને તેને કહ્યું, "સાંભળ—

જેમણે જીવ, અજીવ, બંધ, મોક્ષના વિધાનોને સારી રીતે જોયાં છે એવા અરિહંતોએ 'યુવા, વૃદ્ધ આદિ પર્યાયોથી આત્મા યુક્ત છે' એમ પોતાના ઉપદેશ દ્વારા કહ્યું છે. તેનાં નામો-જીવ, આત્મા, પ્રાણી, ભૂત, સત્ત્વ, સ્વયંભૂ વગેરે છે. તે જો ન હોય તો પુણ્ય અને પાપનાં ફળોની નિરર્થકતા થાય. વિવિધ કર્મનાં અનુભાગી પ્રાણીઓમાં પરિપાક પામતું પ્રત્યક્ષ દેખાય છે તે સુકૃત અને દુષ્કૃતનું ફળ છે; માટે શ્રદ્ધા કરવા લાયક એવો જીવ છે, દ્રવ્યાર્થથી તે નિત્ય છે, સંસારને આશ્રીને તે રૂપે ( સ્ત્રી, પુરુષ આદિ રૂપે ) દેખાય છે, તે ભાવનો નાશ થતાં અશાશ્વત ( જીવ રૂપે શાશ્વત, પણ પર્યાય રૂપે અશાશ્વત ) દેખાય છે, તે પ્રકારના યોગને પ્રાપ્ત કરીને પ્રમત્ત દેખાય છે, ઇન્દ્રિય સહિત હોવાથી કર્તા છે, પોતે કરેલાં શુભાશુભ કર્મોના ઉદયનો ભોક્તા છે, પોતાનાં કર્મથી બનેલાં સૂક્ષ્મ-બાદર શરીર જેટલા પ્રમાણવાળો છે; રાગ-દ્વેષને વશ પડેલો તે કર્મમલવડે કલંકિત થઇને નારક, તિર્યંચ, માનવ અને દેવભવમાં ભ્રમણ કરે

૧. મુખમાંથી વાણી નીકળે તે સાંભળનારને દૂધ જેવી મધુર લાગે તેને ક્ષીરાસ્રવલબ્ધિ કહે છે.

છે, સમ્યકત્વ અને જ્ઞાન પ્રાપ્ત થતાં તપરૂપી જળવડે ( કર્મમલ ) પ્રક્ષાલિત થતાં મુક્ત થાય છે. ”

આ પ્રમાણે અમૃતની જેમ સમાધિ ઉત્પન્ન કરનારું ભગવાન પ્રીતિંકરનું વચન સાંભળતી બુદ્ધિસેના ‘તે એમજ છે’ એમ કહી પ્રણામ કરીને વિનંતી કરવા લાગી, “ ભગવન્ ! મને ગૃહવાસને યોગ્ય વ્રતોનો ઉપદેશ કરો. ” પછી સાધુએ તે વ્રતો કહ્યાં. અણુવ્રતો ગ્રહણ કરીને તે પ્રણામ કરીને ગઈ અને શ્રમણોપાસિકા થઇ. ચિત્રમતિએ સાંભળ્યું કે, “ બુદ્ધિસેના રાજકન્યા પ્રીતિકરે ઉપદેશેલો ધર્મ સાંભળીને અરિહંતના શાસનમાં પ્રેમવાળી થઇ છે. ” એટલે તેણે ગુરુની અનુજ્ઞા માગી, “ મને રજા આપો, હું જાઉં છું, બુદ્ધિસેનાને હું દીક્ષા આપીશ.” મતિસાગર ગુરુએ રોકવા છતાં તે સાકેત ગયો. વિનય–પ્રતિપત્તિમાં કુશળ તે કન્યાએ કથાઓમાં કુશળ એવા તેની પૂજા કરી. તે કન્યાને જોતાં તેની દૃષ્ટિ વિવેકરહિત બની અને હૃદય વ્યાકુળ થયું. તેણે વિચાર કર્યો કે, “ અહો ! આવું રૂપ મેં પૂર્વે જોયું નથી. આશ્ચર્યની વાત છે ! ” આ પ્રમાણે જેની મનોવૃત્તિ દૂષિત થયેલી છે એવો તે સુમિત્ર રાજાની સેવા કરવા લાગ્યો. રાજાએ પણ જાણ્યું કે, “ આ પ્રીતિંકર રાજાના પુરોહિતનો પુત્ર છે. ”

## માંસભક્ષણ વિષે ચર્ચા

એક વાર સેવા નિમિત્તે તે રાજાને કહેવા લાગ્યો, “ દેવ ! મેં પૌરાગમ–રસોઇના શાસ્ત્ર–નો અભ્યાસ કરેલો છે; તો મારો એ પરિશ્રમ હવે સફળ થાઓ. તમારાં બળ અને તેજની વૃદ્ધિ માટે માંસની વાનીઓના પ્રકાર હું બનાવીશ. આજ્ઞા આપો. ” એટલે સુમિત્રે કહ્યું, “ચિત્રમતિ ! પ્રાણિવધ વડે હું મારા પ્રાણનું પાલન નહીં કરું. તારું બોલવું સારું નથી. ” એટલે તે કહેવા લાગ્યો, “ જે પોતે હણે–હણાવે અથવા અનુમોદન આપે તે પાપનો અનુભવ કરે છે, (એટલે તમારે) વિચાર કરવાનો નથી. જે બીજાએ આણેલું માંસ વેચાતું લઇને ખાય તેને શો દોષ છે ? ” એટલે રાજા બોલ્યો, “ સ્વાદિષ્ટ અને સોંઘા માંસની ઇચ્છા રાખતો ખરીદનાર વધમાં અનુમતિ આપે છે. ઘાતકો પણ જ્યાં માંસ ખવાતું હોય ત્યાં દૂર સુધી પણ માંસ લઇ જઇને વેચે છે. અભક્ષ્ય એવા કૂતરા, ગધેડા, કાગડા વગેરેને તેઓ મારતા નથી. ખરીદનારાઓ ઘણા છે એમ જાણીને જીવતાં પ્રાણીઓને તેઓ છાનાં રાખી મૂકે છે, અને મૂલ્ય મળે ત્યારે તે જ ક્ષણે તેમનો નાશ કરે છે. એમ હોય તો પછી અનુમતિ કેમ ન ગણાય ? ” હવે ચિત્રમતિ બોલ્યો, “ કુશળ ચિત્તવાળો જે અનાસક્તપણે ખાય છે તેને વધથી થતો દોષ સંભવતો નથી. ” એટલે રાજાએ કહ્યું, “ માંસભક્ષણમાં વધની અનુમતિ હોવાથી દોષ છે જ. ભંડારને દેશાન્તરમાં લઇ જવાની બુદ્ધિથી હાથને પીડા ન થાય એવું નથી. એ જ પ્રમાણે પોઠિયાને પીડા ન થાય તો ભંડાર દેશાન્તરમાં લઇ જઈ શકાય ? તેવી જ રીતે માંસ ઘણું અને સોંઘું મળે,

અને પ્રાણીઓનો વધ પણ ન થાય એ વસ્તુ સંભવિત નથી." પછી ચિત્રમતિએ કહ્યું "જો બીજાએ મારેલાંનું માંસ ખાવામાં પ્રશસ્ત ચિત્તવાળાને પણ દોષ લાગે, તો એ જ પ્રમાણે જેઓ શંખ, મોતી, દાંત, પીંછાં, પત્રોર્ણા[1] વગેરેનો ઉપભોગ કરે છે તેઓ પણ માંસાહારીઓના સરખા થશે-ગણાશે." એટલે રાજાએ કહ્યું, "તેઓ સરખા ન થાય. તેમાં તફાવત છે-તે વસ્તુઓ (શંખ, મોતી, દાંત આદિ) ઘણા પુરુષોની પરંપરાથી પણ પ્રાપ્ત થાય છે; તૈયાર મળે છે તે પણ અનેક કારણથી ઉત્પન્ન થએલ હોય છે અને ઘણા કાળ સુધી તેનો ઉપભોગ થઇ શકે છે. પોતાની મેળે મરણ પામેલાં પ્રાણીઓનાં (શરીરની એ વસ્તુઓનો) પણ ઉપભોગ થઇ શકે છે. માંસની બાબતમાં તો ઘાતક હોય છે તે જ વેચનાર હોય છે. રસલોલુપ મનુષ્ય હોય તો તે પોતે વધ કરે અથવા તેની અનુમતિ આપે એમાં રાગ એ કારણ છે-એ તફાવત છે. જો........[2] બંધનકર્તા થાય છે એમ તું માનતો હોય તો મધ પાડનાર અને વનને દવ લગાડનાર મનુષ્ય[3] પણ નિર્દોષ થાય, કેમકે તેમની મધ એકઠું કરવાની ઇચ્છા હોય છે, અને નહીં કે મૃગ, સર્પ, કીટ વગેરેનો વધ કરવાની. માટે વધના કારણરૂપ વધને જ ટાળવો, જેમ મરણથી ડરનારાએ મરણના કારણને જ ટાળવું. જેમકે-કોઇ રાજાનો સ્વાદિષ્ટ ફળવાળો આંબો હતો. તેથી તેણે ઘોષણા કરાવી કે, જે કોઈ આપ્યા વગરનું એક પણ ફળ ચોરશે તેનો શારીર દંડ કરવામાં આવશે. તે સાંભળીને લોકો તે ફળોનું ગ્રહણ, ભક્ષણ અથવા દર્શન પણ દૂરથી ટાળતા હતા. તે જ પ્રમાણે પ્રાણિવધના ભીરુએ બંધ અને વધના હેતુરૂપ હોવાથી પ્રાણિવધનો દૂરથી ત્યાગ કરવો. માંસના લાલચુઓ વડે વધ કરાતાં પ્રાણીઓની બાબતમાં જેઓ પોતે અનુમતિ આપે તેઓ પૂર્વકૃત્યને કારણે તે પ્રકારનું મરણ પામે છે; જે વધ કરનારાઓ અને અનુમતિ આપનારાઓ હોય છે તેઓ પણ પોતાના દુષ્કૃત્યનું ફળ અનુભવશે." એટલે ચિત્રમતિ બોલ્યો, "તમને ઉત્તર આપવાને હું અશક્ત છું, પણ નિરામિષ આહાર કરતાં તમારા શરીરને હાનિ થશે, અને તેથી ધર્મ, અર્થ અને કામની હાનિ થશે."

આ પ્રકારનાં વચનો વડે (સુમિત્ર રાજાએ) મુશ્કેલીથી (માંસ ખાવાનું) સ્વીકાર્યું. ચિત્રમતિને બુદ્ધિસેના આપવામાં આવી. પછી તે સુમિત્ર રાજાની અનુકૂળ વચનો વડે સેવા કરવા લાગ્યો. એ રીતે પરિવાર સહિત સુમિત્રને ચિત્રમતિએ માંસના પ્રકારોનો ઉપદેશ કર્યો. પ્રાણિવધના કારણના એ ઉપયોગથી ઘણું પાપ ઉપાર્જન કરીને નારક, તિર્યંચ અને હલકાં મનુષ્યોમાં કર્કશ એવાં શારીરિક અને માનસિક દુઃખો વડે અનુબદ્ધ ઘણાં જન્મ મરણ અનુભવતો તે રાજા અપાર્ધ પુદ્ગલપરિવર્ત સુધી સંસારમાં ભમ્યો."

---

૧. આ કોઇ પ્રકારની ઊન લાગે છે.

૨. મૂળમાં અહીં सव्वएण શબ્દ છે, તેની સંગતિ સમજાતી નથી.

૩. કેટલીક જંગલી પ્રજાઓમાં અનિષ્ટ ટાળવા માટે વન બાળવાની બાધા લેવાય છે.

આ પ્રમાણે (વજ્રાયુધના મુખેથી) સાંભળીને રત્નાયુધ રાજાએ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો અને જીવન પર્યંત માંસવિરતિ ગ્રહણ કરીને, પિતાને વંદન કરીને તે નગરમાં પ્રવેશ્યો. રાજ્યમાં તેણે અમારિ–પટહની ઘોષણા કરી, અને ઉત્તમ શીલવ્રતોમાં રત એવો તે માતાની સાથે રાજ્યનું શાસન કરવા લાગ્યો. પાંચ પ્રકારની ભાવના વડે ભાવિત આત્માવાળા વજ્રાયુધે જિનકલ્પ સ્વીકાર્યો.

અજગર–નારક પણ પાંચમી પૃથ્વીથી ઉદ્વર્તિત થઈને ચક્રપુર નગરમાં જ દારુણ કસાઇની કષ્ટા નામે ભાર્યાનો અતિકષ્ટ નામે પુત્ર થયો. અનુક્રમે મોટો થયેલો અને પ્રાણવધમાં આસક્તિવાળો તે વિચરતો હતો. વજ્રાયુધ સાધુ એકાન્તમાં જીર્ણોદ્યાનમાં અહોરાત્રિકી પ્રતિમામાં રહેલા હતા, તેમને અતિકષ્ટે જોયા. તેને જોઈને પૂર્વભવના વૈરાનુબંધથી જેને તીવ્ર રોષ ઉત્પન્ન થયો છે એવા તેણે તલવાર મ્યાનમાંથી કાઢી. વધ કરવાના ઇરાદાથી તેણે દૃઢ, ઉત્તમ અને પ્રશસ્ત ધ્યાનમાં રહેલા ચિત્તવાળા તથા અખંડ ચારિત્ર્યવાળા વજ્રાયુધના ટુકડા કરી નાખ્યા, એટલે જેનું ધર્મસાધન અવિનષ્ટ છે એવા તે કાલધર્મ પામીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં આવ્યા. અતિકષ્ટ પણ ઘણું પાપ ઉપાર્જન કરીને દાવાગ્નિથી બળીને સાતમી પૃથ્વીમાં તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો. ત્યાં ઉત્કૃષ્ટ શીત વેદનાથી અભિભૂત થઈને ખૂબ દુઃખ પામતો અને વિવશ એવો તે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

દયાપર અને સત્ય તથા આર્જવથી સંપન્ન એવો રત્નાયુધ રાજા ઘણા કાળ સુધી શ્રમણોપાસક–પર્યાય પાળીને, પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને, અનશન કરી, સમાધિથી દેહનો ત્યાગ કરીને અચ્યુત કલ્પમાં પુષ્પક વિમાનમાં બાવીસ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. ધારણ કરેલાં વ્રત અને શીલરૂપી રત્નમાલાવાળી રત્નમાલા દેવી પણ કાળ કરીને તેજ અચ્યુત કલ્પમાં નલિનીગુલ્મ વિમાનમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થઇ. આયુષ્યનો ક્ષય થતાં રત્નાયુધ અને રત્નમાલા દેવો—ધાતકીખંડ દ્વીપમાં પશ્ચિમ વિદેહના પૂર્વભાગમાં સીતા મહાનદીના દક્ષિણ કિનારે નલિની વિજયમાં અશોકા નગરીમાં અરિંજય રાજાની બે ભાર્યાઓ સુવ્રતા–જિનદત્તાની કુક્ષિમાં વીતિભય અને વિભીષણ નામે બે પુત્રો તરીકે જન્મ્યા, જેમાંનો એક બલદેવ હતો અને બીજો વાસુદેવ હતો. સુખપૂર્વક વૃદ્ધિ પામેલા તેઓ નલિની વિજયાર્ધના સ્વામિત્વને પ્રાપ્ત થયા. જેણે કામભોગોનો ત્યાગ કર્યો નથી એવો વિભીષણ વિશુદ્ધ સમ્યકત્વ–દર્શનના ગુણથી બીજી પૃથ્વીમાં સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો. ભાઈના વિયોગથી દુઃખી થયેલા વીતિભયે સુસ્થિત અણગારની પાસે દીક્ષા લીધી. તપ અને સંયમમાં ઉદ્યત એવો તે વિહરીને પાદપોપગમન વિધિથી કાલધર્મ પામ્યો, અને લાન્તક કલ્પમાં આદિત્યાભ વિમાનમાં અગીઆર સાગરોપમ કરતાં કંઇક અધિક આયુષ્યવાળો દેવ થયો. જેનામાં પ્રશસ્ત પરિણામની અધિકતા છે એવો વિભીષણ

નારક પણ ઉદ્વર્તિત થઈને આ જ જંબૂદ્વીપમાં ઐરવત વર્ષમાં અયોધ્યા નગરમાં શ્રીધર્મ રાજાની સુસીમા દેવીમાં શ્રીદામ નામે કુમાર થયો. અનુક્રમે યૌવનમાં આવેલો તે વિહાર-યાત્રામાં નીકળ્યો. આદિત્યાભ-વિમાનવાસી દેવે પૂર્વસ્નેહના અનુરાગથી તેને પ્રતિબોધ પમાડ્યો, એટલે અનંતજિત અરિહંતની પાસે તેણે દીક્ષા લીધી, અને શ્રામણ્ય પાળીને કાળધર્મ પામી તે બ્રહ્મલોક કલ્પમાં ચંદ્રાભ વિમાનમાં દશ સાગરોપમ કરતાં કંઈક ન્યૂન આયુષ્યવાળો દેવ થયો.

અતિકષ્ટ નારક પણ ત્યાંથી-સાતમી પૃથ્વીમાંથી ઉદ્વર્તન પામી, ઘણી તિર્યંચયોનિઓમાં ભ્રમણ કરી, કર્માંશો કંઈક ઓછા થતાં, આ જ ભારતમાં ચાવતિ નદીના કિનારે ઋષિગણો વડે સેવિત આશ્રમપદમાં એકશૃંગ તાપસની સ્કંદમણિકા નામે ભાર્યા જે જાતે નટી હતી તેની કુક્ષિમાં મૃગશૃંગ નામે પુત્ર થયો. બાલ્યાવસ્થા પૂરી થતાં તાપસકુમારોના સમૂહને જેણે ઉત્સાહ પેદા કર્યો છે એવા, પોતાની મેળે નીચે પડેલાં પીળાં પત્ર, પુષ્પ અને ફળનો આહાર કરતો તથા તાપસપર્યાય પાળીને તપશ્ચર્યા વડે ક્ષીણ થયેલા શરીરવાળો તે, વિકુર્વેલા વિમાનની મધ્યમાં બેઠેલા અને દેવની જેમ આકાશમાં વિચરતા વિદ્યાધરને જોઈને વિસ્મિત થયો, અને 'જો મારા સંયમ અને બ્રહ્મચર્યનું ફળ હોય તો આવતા ભવમાં હું આ પ્રમાણે વિચરું' એ પ્રમાણે નિયાણું કરીને કાલધર્મ પામેલો તે વૈતાઢ્યમાં ગગનવલ્લભ નગરમાં વિદ્યાધરરાજા વજ્રદંષ્ટ્રની વિદ્યુજ્જિહ્વા દેવીનો વિદ્યુદ્દંષ્ટ્ર નામે પુત્ર થયો. અનુક્રમે વૃદ્ધિ પામેલો તે વિદ્યાબળથી વિદ્યાધરોના અધિપતિપણાને પામ્યો.

વજ્રાયુધ દેવ પણ સર્વાર્થસિદ્ધમાંથી ચ્યવીને પશ્ચિમ વિદેહમાં વીતશોકા નગરીમાં સંજય રાજાની સત્યશ્રી દેવીનો સંજયંત નામે પુત્ર થયો. શ્રીદામ દેવ પણ ચંદ્રાભ વિમાનમાંથી ચ્યાવીને તેનોજ નાનો ભાઈ જયંત નામે થયો. જેમને કેવલજ્ઞાન થયું છે એવા સ્વયંભૂ અરિહંતની સમીપે જેના સંશયો છેદાઈ ગયા છે એવા સંજયે ( સંજયંતે ) દીક્ષા લીધી, અને તે ગણધર થયો.

જેમણે પોતાના પૂર્વજન્મો સાંભળ્યા છે એવા સંજયંત અને જયંતે અન્યદા દીક્ષા લીધી, પણ ચારિત્ર્યમોહનીયના ઉદયથી પ્રમત્તવિહારી એવો જયંત કાળ કરીને આ ધરણ થયો. જેણે સૂત્ર તથા અર્થનો અભ્યાસ કરેલો છે એવો હું સંજયંત જિનકલ્પ સ્વીકારીને પ્રતિમામાં રહેલો હતો; વેરનો અનુબંધ જેણે મૂક્યો નથી એવા વિદ્યુદ્દંષ્ટ્રે મને અહીં આણેલો છે. વેરનું કારણ આ છે.

વળી ધ્યાનપૂર્વક સાંભળો—પર્વત અને પૃથ્વીમાં પડેલી રેખા સમાન કોપવાળા જીવો નરક-તિર્યંચ ગતિઓમાં વિવિધ દુઃખોને અનુભવતા ઘણા કાળ સુધી કલેશ પામે છે. રેતીમાં પડેલી રેખા સમાન કોપવાળા મનુષ્યગતિના ભાગી થાય છે. પાણીમાં

પડેલી રેખા સમાન કોપવાળા દેવગતિને પામે છે; પણ જેઓ ક્રોધરહિત હોય તેઓ નિર્વાણને યોગ્ય છે. માટે વિષ અને અગ્નિજ્વાળા સમાન ક્રોધનો હિતાર્થીએ દૂરથી જ ત્યાગ કરવો. ક્રોધ ચાર પ્રકારનો છે–પર્વતમાં પડેલી રેખા સમાન, પૃથ્વીમાં પડેલી રેખા સમાન, રેતીમાં પડેલી રેખા સમાન અને પાણીમાં પડેલી રેખા સમાન. તેમાં પત્થર ઉપર જે રેખા પડે છે તે ન સાંધી શકાય તેવી હોય છે; એ જ પ્રમાણે પ્રતિકૂળ શબ્દાદિ અને વસ્તુઓના પ્રસંગથી, પ્રિય વસ્તુના વિયોગથી અથવા મનગમતી વસ્તુઓ નહીં મળવાથી પ્રિય વસ્તુની પ્રાપ્તિમાં વિઘ્ન કરનાર પ્રાણી ઉપર વ્યક્તિને જે ક્રોધ થાય છે તે એક જન્મ પર્યંત અથવા ઘણાં જન્માંતરો સુધી ચાલુ રહે તો તે પર્વતમાં પડેલી રેખા સમાન છે. એ જ પ્રમાણે વાયુ અને તડકાથી સોસાયેલી પૃથ્વીમાં ચીકાશનો નાશ થતાં જે રેખા ઉત્પન્ન થાય છે તે બાર માસ સુધી તેમની તેમ રહે છે અને જ્યારે પાણી ભરાય ત્યારે સરખી થાય છે; એ પ્રમાણે જેને ઉત્પન્ન થયેલો ક્રોધ પોતાની બુદ્ધિથી ક્ષમાગુણોનું ચિન્તન કરતાં અથવા બીજો મનુષ્ય ક્રોધના દોષો કહેતો હોય તે સાંભળીને માસ–સંવત્સર જેટલે કાળે કરીને શાન્ત થાય તે પૃથ્વીમાં પડેલી રેખા સમાન છે. રેતીમાં દંડ વગેરે ખેંચવાથી જે રેખા ઉત્પન્ન થાય છે તે પવન વડે પ્રેરાઈને સાત રાતમાં સરખી થઈ જાય છે; આ પ્રમાણે મનુષ્યને કોઇ કારણથી રોષાગ્નિ પેદા થયો હોય તે માસ, અર્ધમાસ કે સંવત્સર થતાં પશ્ચાત્તાપ વડે સીંચાતો ઓલાઇ જાય તે રેતીમાં પડેલી રેખા સમાન છે. પાણીમાં હાથની આંગળી અથવા દંડ હલાવવામાં આવતાં જે રેખા થાય છે તે ઉત્પન્ન થતાંની સાથે જ સરખી થઇ જાય છે; એ પ્રમાણે જ્ઞાનીને કંઇક કારણ મળતાં રોષ પેદા થાય, પણ પાણીના પરપોટાની જેમ તે ક્ષણે જ વિલય પામે તે પાણીમાં પડેલી રેખા સમાન છે. બીજા ઉપર રોષ પામેલો જે મનુષ્ય પોતાના હૃદયમાં અમર્ષ ધારણ કરે છે, પણ તેને સફળ કરતો નથી તે ક્રોધાગ્નિથી દાઝતો, વિવર્ણ મુખવર્ણવાળો અને કર્કશ દેખાવવાળો બનીને નિરર્થક તપે છે ક્રોધ પામેલો જે મનુષ્ય બીજાને પીડા કરવા ઇચ્છે છે તે પહેલાં તો પોતાનું જ શરીર રોષરૂપી અગ્નિની જ્વાળા વડે પ્રદીપ્ત કરે છે; પછી કારણ અનુસાર બીજાને તે દુઃખ પેદા કરે અથવા ન કરે. જેમ અજ્ઞાનના દોષથી પોતાની આંગળી સળગાવીને બીજાને સળગાવવાની ઇચ્છાવાળો કોઈ મનુષ્ય પોતાને તો દઝાડે જ છે, પછી બીજાને દઝાડે અથવા ન દઝાડે; એજ પ્રમાણે ક્રોધશીલ મનુષ્યની બાબતમાં પણ જાણવું. અસમર્થ એવો જે ખૂબ રોષ પામીને આક્રોશ કરે તે 'અવિનીત, અકુલીન અને જેણે ગુરુકુલનું સેવન કર્યું નથી એવા' તરીકે નિંદનીય થાય, રાજદરબારમાં જાય તો અર્થહાનિ અથવા શરીરહાનિ પામે, અને પરલોકમાં (હલકા) મનુષ્ય અને તિર્યંચના ભવને પ્રાપ્ત કરનાર થાય. પછી કર્કશ, નિષ્ઠુર અને કડવી વાણીરૂપ વચનદોષથી રોષવશ થયેલો મનુષ્ય શસ્ત્ર અથવા દંડાદિથી પ્રહાર કરે, તો તેના જેવા બળવાન વડે હણાતો તે દુઃખ અને શરીરવિનાશ અનુભવે, અથવા રાજકુલમાં જાય તો

વધ-બંધ-મરણ પામે; ચિત્તની કલુષિત અવસ્થા તથા દયાહીનતાને કારણે ઉપાર્જિત કરેલાં પાપકર્મનું દારુણ ફળ વિવશ એવો તે દુર્ગતિમાં જઈને ભોગવે છે. સમર્થ હોય તે પણ નિરપરાધીને આક્રોશ-વધ-બંધ વડે પીડતો 'રોષવશતાથી બળતો આ ક્રૂર, નિર્દય, પાપાચારી, નહીં જોવા લાયક અને ત્યાગ કરવા લાયક છે' એ રીતે નિંદનીય થાય છે; પરલોકમાં પણ તે નિમિત્તે આક્રોશ, ત્રાસ અને તાડન પામતો અથવા સેંકડો વ્યાધિ વડે પીડાતો નરક-તિર્યંચ યોનિઓમાં દુઃખ-મરણને અનુભવતો ઘણા કાળે અશુભ ક્ષીણ થાય ત્યારે સુખ પામે છે; માટે ક્રોધનો દૂરથીજ ત્યાગ કરવો.

થાપણના અપહરણરૂપ પોતાનો દોષ ગણીને જો પુરોહિતે 'મારા અપરાધને કારણે મને દેશવટો દેવામાં આવ્યો છે' એમ વિચારીને પોતાના ક્રોધને ઓછો કર્યો હોત તો તે પ્રકારની દુઃખશૃંખલાને વીંટતો ઘણા કાળ સુધી તે શારીરિક અને માનસિક દુઃખો અનુભવત નહીં. આ અને બીજા પણ કષાયોના દોષો છે.

સંતાપ રહિત, જેની પાસે સુખપૂર્વક જઈ શકાય એવો, સૌમ્ય, અને સજ્જનોને બહુમાન્ય એવો, ક્ષમાપક્ષનું સેવન કરનાર જીવ આ લોકમાં પૂજનીય અને યશસ્વી થાય છે, પરલોકમાં પણ મનુષ્યભવમાં અને દેવભવમાં લોકોનાં નયનોને પ્રિય અને મધુર વાણી-વાળો તે જીવ તે તે ભવને યોગ્ય સુખો ભોગવતો સ્થાન અને પાત્ર માનને થાય છે.

પોતાના કાર્યનું સાધન કરવામાં ઉદ્યત, અન્યને પીડા આપવામાં કાર્યસિદ્ધિ જોતો તથા ગુણદોષના વિચાર વગરનો કોઈ પણ બીજો મનુષ્ય અજ્ઞાનને કારણે કોપ કરે, તો બુદ્ધિમાને આ પ્રમાણે વિચાર કરવો-'મૂઢતાને કારણે આ બિચારો રોષાગ્નિને પોતે જ સળગાવીને, પતંગિયું જેમ દીપકમાં પ્રવેશે તેમ, એના પરિણામી દોષસમૂહને નહીં જોતો પોતે જ તેમાં પ્રવેશે છે, માટે રોષના દોષોને જાણતા અને અનુકંપાયુક્ત એવા મારે તેને શાન્ત કરવા જોઈએ. ક્રોધ કરવાનું મને શોભતું નથી. વિષમ ભૂમિપ્રદેશમાં આવી પડેલા આંધળાની જેમ શોચનીય પક્ષમાં આવી પડેલા આ મનુષ્યનો ઉપદેશરૂપી હાથ આપવા વડે મારે ઉપકાર કરવો જોઈએ. તેમાં જ પ્રવેશ કરવાનું મારે પોતાને માટે યોગ્ય નથી.' જે આ પ્રમાણે વિચાર કરે તેને રોષાગ્નિ, પાણીથી ભરેલા સરોવરને ન તપાવી શકે તેમ, તપાવી શકતો નથી. અથવા જિનવચનરૂપી જળ વડે સીંચાયેલા ચિત્તકમળવાળો મનુષ્ય એમ વિચાર કરે કે—'દુઃખી એવો સામો માણસ મને પીડા આપતાં શાન્તિ મેળવતો હોય તો તે બિચારો ભલે વિશ્રામ પામે આવી અવસ્થામાં રહેલા તેના ઉપર મારે ક્રોધ કરવો ન જોઈએ અથવા એના જેવા મારે થવું ન જોઈએ. આ નિમિત્તે ક્ષમારત્નનો લાભ થાય છે એ મારે માટે જાણે કે સંતોષનું સ્થાન છે. જો મેં ભવાન્તરમાં કોઈને આ પ્રકારે કર્કશ વચનોથી પીડા આપી હોય અને તેનું આ ફળ હોય તો પણ ઋણમોક્ષ થાય છે-ઋણમાંથી છુટાય છે. એ પ્રિય વસ્તુમાં ક્રોધ કરવાનું મને શોભતું નથી.' આ પ્રકારના

પ્રસંગોમાં ક્ષમાપથ ઉપર રહેલા જીવો રોષરૂપી જંગલી દાવાનળના માર્ગનો દૂરથી જ ત્યાગ કરીને નિર્વાણના માર્ગે ચઢીને ટૂંક સમયમાં દુઃખનો અંત કરનારા થાય છે. ”

પછી ફરી પાછું (વિદ્યાધરોએ સંજયંત કેવલીને) પૂછ્યું, “ ભગવન્! આ ભારતમાં કેટલા ધર્મનાયકો હતા? અથવા કેટલા થશે? ” એટલે કેવલીએ કહ્યું, “ અતીત કાળમાં અનંતા ધર્મનાયકો થઇ ગયા છે અને ભવિષ્યકાળમાં અનંતા થશે. આ અવસર્પિણીને આશ્રીને શ્રીઋષભદેવથી માંડીને શ્રીવાસુપૂજ્ય સુધીના, સુર–અસુર અને રાજાઓ વડે પ્રયત્નપૂર્વક પૂજાયેલા અને ભવ્ય જનો રૂપી કુસુદાકરને માટે ચંદ્ર સમાન, બાર અંગોનો ઉપદેશ આપનારા બાર તીર્થંકરો થઈ ગયા છે; શ્રીવિમલનાથથી માંડીને શ્રીમહાવીર સુધીના બાર થશે. ” એ પ્રમાણે કેવલીએ કહેતાં ચંદ્રાભદેવ અને ધરણ વંદન કરીને તેમને વીનવવા લાગ્યા, “ ભગવાન્! અહીંથી ચ્યવ્યા પછી અમારો સમાગમ થશે? અમને બોધિ અથવા આરાધના સુલભ છે?” કેવલીએ કહ્યું, “ તમે આ જ ભારતમાં મથુરા નગરીમાં મેરુમાલી રાજાની અનંતશ્રી–અમિતગતિ દેવીઓના પુત્રો મંદર અને સુમેરુ નામે થશો. ત્યાં સુખપૂર્વક ઊછરીને તમે કલાગ્રહણ કરશો. વિમલનાથ અરિહંતના તીર્થંકર–અતિશયથી વિસ્મિત થયેલો, વિમલ અને વિપુલ જ્ઞાનવાળા ભગવાન વિમલનાથે જેના પરલોક સંબંધી સંશયોનું આવરણ છેદી નાખ્યું છે એવો તથા દેવલોકના સંસ્મરણ દ્વારા પરલોક જેને પ્રત્યક્ષ થયો છે એવો મેરુમાલી રાજા પરમ વૈરાગ્ય પામીને તમને બન્ને જણને રાજ્ય આપી, દીક્ષા લઈને ગણધર થશે. ભગવાન વિમલનાથે જેમને જન્મોના પ્રકાર કહ્યા છે તથા જેમને જાતિસ્મરણ થયું છે એવા તમે કેટલેક કાળે રાજ્ય ઉપરના મમત્વનો ત્યાગ કરીને યથોપદિષ્ટ સંયમનું પાલન કરતાં કર્મોને ખપાવીને સમ્મેતપર્વત ઉપર મોક્ષમાં જશો.”

આ પ્રમાણે જેમના સંશયો દૂર થયા છે એવા દેવો અને વિદ્યાધરો કેવલીને વંદન કરીને ઊભા રહ્યા. પછી વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્રકર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા સંજયંત કેવલી નિર્વાણ પામ્યા. દેવોએ તેમનો પરિનિર્વાણ–મહોત્સવ કર્યો.

પછી ધરણને પગે પડીને વિદ્યાધરો વિનંતી કરવા લાગ્યા. “ સ્વામી! તમારો કોપ અમે જોયો; અમારી વિદ્યાઓ પાછી આપવા વડે અમારા ઉપર કૃપા કરો. ” એટલે ધરણે તેમને કહ્યું, “ અરે, સાંભળો–આજથી તમને વિદ્યાઓ સાધવાથી જ વશ થશે. વિદ્યાઓ સિદ્ધ થઇ હશે તો પણ જિનગૃહમાં, અને સાધુનો અથવા મિથુન( પતિ–પત્ની )નો અપરાધ કરતાં તમે વિદ્યાથી ભ્રષ્ટ થશો. પણ આ વિદ્યુદ્દંષ્ટ્રના વંશમાં મહાવિદ્યાઓ પુરુષોને સિદ્ધ નહીં થાય. સ્ત્રીઓને માટે પણ તે ઉપસર્ગવાળી અને દુઃખપૂર્વક સાધી શકાય એવી થશે. અથવા દેવ, સાધુ અને મહાપુરુષના દર્શનથી એ વિદ્યાઓ સુખેથી સિદ્ધ થશે ” આ પ્રમાણે દેવોની સમક્ષ વિદ્યાધરોની મર્યાદા સ્થાપીને ધરણ દેવોની સાથે ગયો. ભગવાન

સંજયંતની આ પાદુકા છે. પાંચ નદીના સંગમ ઉપર આવેલો સિમણગ પર્વત તે કાળથી અમારી વિદ્યાસાધનની ભૂમિ છે.

આ પ્રમાણે નિકાયવૃદ્ધોને ઘણી વાર કહેતાં મેં સાંભળ્યા હતા. વિદ્યુદ્દંષ્ટ્રના વંશમાં રાજાઓના અસંખ્ય સેંકડાઓ થઇ ગયા પછી થયેલા અરુણચંદ્ર રાજાની[1] મેનકા દેવીની પુત્રી હું બાલચન્દ્રા નામે છું. નાગરાજના શાપથી અમારા કુળમાં મહાવિદ્યાઓ કન્યાઓને દુઃખપૂર્વક સિદ્ધ થાય છે. માટે મેં તમને વિનંતી કરી કે–તમારી કૃપાથી હું કૃતાર્થ થઈ છું.[2]

આર્યપુત્ર ! અમારા વંશમાં નયનચન્દ્ર નામે રાજા હતો. તેની મદનવેગા દેવીની કેતુમતી નામે પુત્રી હતી. રૂપાળી, વિદ્યાના પુરશ્ચરણથી દુઃખી થયેલી અને નાગપાશમાં બંધાયેલી તેને પુરુષોત્તમ વાસુદેવે ભરતનો વિજય કરતી વખતે જોઇ હતી, અને અનુકંપાપૂર્વક તેણે તેને છોડાવી હતી. કૃતાર્થ એવી તે કેતુમતી તેની જ ચરણસેવિકા થઇ હતી. એ જ પ્રમાણે માતા-પિતાની અનુજ્ઞા પામેલી હું તમારી સેવિકા થઈશ, માટે મને ( તેમ કરવાની ) રજા આપો; વર માગો, તમને હું શું આપું ? ”

એટલે મેં કહ્યું, “ બાલચન્દ્રે ! બાલચન્દ્ર જેવા સૌમ્ય મુખવાળી ! જો તું વર આપવાની ઇચ્છાવાળી હોય તો, મારા શરીરના રક્ષણ નિમિત્તે તારી એ વિદ્યાઓ વેગવતીને આપ. આ મારો વર છે. ” એટલે વિનય વડે જેણે મસ્તક નમાવ્યું છે એવી તેણે ‘ આપીશ ’ એમ કહીને તે વસ્તુ સ્વીકારી. પછી મને પ્રદક્ષિણા કરીને વેગવતીને લઇને પાડાનાં શીંગડાં, ગુટિકા ( કસ્તુરી આદિની કાળી ગુટિકા ? ) અને અળસીના ફૂલ જેવી નીલ પ્રભાવાળા આકાશમાં તે ઊડી.

---

( ૧૭ )

## બંધુમતી લંભક

તેઓ ( બાલચન્દ્રા અને વેગવતી ) ગઈ, એટલે હું દક્ષિણ દિશા તરફ ચાલ્યો. વનાન્તરો, નદીઓ અને વિવિધ પર્વતો જોતાં મેં ઘણો રસ્તો વટાવ્યો, પણ હું શ્રમિત થયો નહીં. મેં વિચાર્યું કે, “ મારા પ્રત્યે અનુકંપા ધરાવતી બાલચન્દ્રાનો આ પ્રભાવ છે.” રમણીયતા વડે જાણે કે મારું આમંત્રણ કરતું હોય એવું એક આશ્રમપદ મેં જોયું. હું ત્યાં પ્રવેશ્યો, એટલે ઋષિઓએ સ્વાગતથી મારું અભિનંદન કર્યું. મેં તેમને તપની બાબતમાં અવિઘ્ન પૂછ્યું. તેઓએ અતિથિધર્મથી મારો સત્કાર કર્યો. પછી અમે બેઠા.

---

૧. આ લંભકના પ્રારંભમા (પૃ. ૩૨૭) બાલચન્દ્રાના પિતાનું નામ ચંદ્રાભ આપ્યું છે. ૨. કથાના પૂર્વાનુસંધાન માટે જુઓ આ લંભકના પ્રારંભમા પૃ. ૩૨૭.

વિવિધ કથાઓ શરૂ થઇ. મેં કહ્યું, " મને ધર્મોપદેશ કરો. " પછી તેઓએ સેવાલી ઋષિએ ઉપદેશેલો ધર્મ મને કહ્યો. ( વળી તેઓએ કહ્યું, ) " હે સૌમ્ય ! આ ઉપરાંત બીજું સાંભળ–

## પ્રિયંગુસુન્દરીનો પરિચય

ઉત્તમ વાસ્તુ–નિવેશવાળી શ્રાવસ્તી નગરી છે. ત્યાં રાજાનાં લક્ષણોથી યુક્ત એણીપુત્ર નામે રાજા છે. પ્રિયંગુનાં નવાં પુષ્પોની રાશિ સમાન ( કાન્તિવાળી ), લોકોનાં નયનો માટે ઉત્સવ સમાન, ઉપભોગને યોગ્ય કુસુમિત ચંપકલતા જેવી, યુવતિજનોના સારભૂત રૂપ વડે નિર્મિત થયેલી લક્ષ્મી જેવી પ્રિયંગુસુન્દરી નામે પુત્રી છે. સંતુષ્ટ થયેલા પિતાએ તેને માટે સ્વયંવરનો આદેશ કર્યો હતો.

એક વાર આમંત્રેલા રાજાઓ તેમને આપવામાં આવેલા ઉતારાઓમાં રહ્યા. સારા દિવસે તેઓ ( સ્વયંવરના ) મંચો ઉપર બેઠા. સર્વે અલંકારોથી વિભૂષિત થયેલી રાજકન્યા પણ સ્વયંવરમંડપમાં પ્રવેશી. શરદઋતુના પ્રારંભકાળમાં ઊગેલી ચંદ્રલેખા જેવી તેને ક્ષત્રિયોએ જોઇ. હૃદયના એકમાત્ર ભાજનરૂપ તેણીની ઉપર ( સર્વની ) દૃષ્ટિ પડી[1]. તેના રૂપાતિશયથી વિસ્મિત થયેલા ક્ષત્રિયો અનિમિષ નયનવાળા થયા. તેણે પણ રાજાઓનું અવલોકન કર્યું[2], પણ કોઇ તેને રુચ્યો નહીં. પાછી વળીને તે કન્યા, સમુદ્રના જળનાં મોજાં અથડાવાથી વળેલી નદીની જેમ, નગરમાં પ્રવેશી. 'શું એક પણ ક્ષત્રિય તે કન્યાને રુચ્યો નહીં ?' એમ બોલતા રાજાઓ ખળભળી ઊઠ્યા. તેઓએ એણીપુત્ર રાજાને કહ્યું, " તેં રાજાઓનો અનાદર કેમ કર્યો ? આટલા બધા કુમારો બતાવવામાં આવ્યા, પણ તેમાંથી કોઇને ( કન્યાએ ) પસંદ કર્યો નહીં. " એણીપુત્રે કહ્યું, " જેને સ્વયંવર આપવામાં આવ્યો છે એવી કન્યા ઉપર મારો અધિકાર નથી. આમાં તમારો અનાદર ક્યાં થયો છે ? " એટલે ક્રોધે ચડેલા રાજાઓ બોલ્યા, " તું દુષ્ટ બોલે છે; પરાક્રમનો જય થાય છે; અમે બળ વાપરીએ તો અવશ્ય તે અમને વરશે. " એણીપુત્રે કહ્યું, " પરાક્રમનો જય થાય છે કે નથી થતો તે તો યુદ્ધમાં સ્પષ્ટ થશે. જો વિના કારણ ક્રોધ કરતા હો તો જેમ તમને રુચે તેમ કરો. " એમ કહીને તે નગરમાં ગયો અને દરવાજા બંધ કર્યા. એટલે રાજાઓ કવચ પહેરીને તૈયાર થયા. એણીપુત્ર પણ સૈન્ય સહિત બહાર આવ્યો. એક ( એણીપુત્ર ) અને ઘણા રાજાનું યુદ્ધ શરૂ થયું. તે અમને અદ્ભુત જેવું લાગતું હતું. કન્યાના રૂપથી હરાયેલા હૃદયવાળા, ક્રોધયુક્ત અને જયની ઇચ્છાવાળા ક્ષત્રિયો યુદ્ધ કરતા હતા, પણ મહાસત્ત્વવાળા એણીપુત્ર વડે પરાજય પમાડાયેલા તેઓ, સિંહથી ત્રાસ પામેલા હાથીઓની જેમ,

---

૧. આ વાક્યોનો અર્થ અનુમાનથી કરેલો છે.

૨. આ પછી सुबुद्धीय इव सस्साण એ વાક્યખંડનો અર્થ સમજાતો નથી.

દુઃખ પામવા લાગ્યા અને, સખ્ત પવનથી વાદળાંઓ વીખરાઈ જાય તેમ, દિશાઓમાં પલાયન કરી ગયા. એમાંથી કેટલાકો માનને લીધે ( પોતાનાં નગરમાં નહીં જતાં ) આશ્રમમાં આવી પાખંડમાં પ્રવેશ્યા–તાપસ બની ગયા. કેટલાકોએ મરુત્-પ્રપાત[1] કર્યો. અમે પણ અહીં પાંચસો તાપસો છીએ. અમે પૂર્વે મિત્રો હતા, અને હવે નિર્વેદથી તાપસધર્મ સ્વીકાર્યો છે. અમારે માટે બીજો પ્રધાન ધર્મમાર્ગ નથી. અહીં તપ કરતા અમે રહીએ છીએ. તમે દેવોમાં કયા દેવ છો? જો તમે દર્શન આપવા વડે અમારા ઉપર કૃપા કરી છે, તો તમે ઉપદેશ આપો એમ અમે ઇચ્છીએ છીએ."

એટલે મેં કહ્યું, "ધ્યાનપૂર્વક સાંભળો—

## વસુદેવે તાપસોને કરેલો ઉપદેશ

ત્રિલોકના ગુરુ તથા જીવ, અજીવ, બંધ અને મોક્ષનું સાચું સ્વરૂપ જેમણે જાણ્યું છે એવા તીર્થંકરો આ ભરતમાં પ્રધાન ધર્મોપદેશકો છે. તેમાં પ્રસિદ્ધ યશવાળા વીસ તીર્થંકરો અનુક્રમે થઇ ગયા છે. સુર અને અસુર જેમનાં ચરણકમળમાં નમેલા છે એવા એકવીસમા નમિનાથ અરિહંતે ચાતુર્યામ ધર્મનો ઉપદેશ કરેલો છે. તે આ પ્રમાણે—

## મહાવ્રતોનું વ્યાખ્યાન

અહિંસા, સત્યવચન, અદત્તાદાન–વિરતિ અને સ્ત્રી, પશુ, સુવર્ણાદિના પરિગ્રહથી નિવૃત્તિ એ ( ચાર મહાવ્રતો છે). તેમાં અહિંસા સકલ જીવોને અભય આપનારી છે, એટલે તેમાં દૃશ્ય અને અદૃશ્ય, પ્રધાન અને અપ્રધાન એ પ્રકારના વિકલ્પનું પ્રયોજન નથી[2]. જીવો પણ (બે પ્રકારના) સંસારના અને મુક્તિના છે. જેઓ નિર્વાણ પામ્યા તેમણે તો પોતાનું કાર્ય સિદ્ધ કર્યું છે. જે સંસારના જીવો છે તેમના બે ભેદ છે– એકેન્દ્રિય અને અનેકેન્દ્રિય. એકેન્દ્રિય જીવોના પાંચ ભેદ છે, તે જેમકે–પૃથ્વીકાયિક આદિ જાણવા, તે અવ્યક્ત લક્ષણવાળા[3] છે. જે અનેકેન્દ્રિય જીવો છે તેમને પણ મોક્ષાભિલાષી જનો જાણે છે. મન, વચન અને કાયા એ ત્રણ પ્રકારના યોગ વડે તેમનો અનારંભ એ 'અહિંસા' નામથી ઓળખાય છે. ભાવથી જે શુદ્ધ, યથાર્થ, અહિંસાયુક્ત, અદુષ્ટ અને કર્કશતારહિત, તથા યથાસમય પરિમિત ભાષણ તે સત્ય વચન છે. બીજાએ જેનો પરિગ્રહ કર્યો હોય કે ન કર્યો હોય, છતાં જે વસ્તુ આપવામાં આવેલી ન હોય તે અદત્તાદાનથી વિરત થયેલાએ ગ્રહણ કરવી નહીં; આપવામાં આવે તેમાં પણ જે ઉદ્ગમ અને ઉત્પાદનાથી[4]

---

૧. મરુત્પ્રપાત–ઊંચા પર્વત ઉપરથી ભુસ્કો મારવો તે. ૨. કેમકે આ સર્વવિરતિ છે. ૩. અવ્યક્તચૈતન્ય હોવાથી સમજાય નહી કે આ જીવ છે કે નહીં. ૪. ગૃહસ્થ તરફથી થતા આધાકર્મિક આદિ ૧૬ દોષો તે ઉદ્ગમ-દોષ. સાધુ તરફથી થતા દોષો–માનપિંડ આદિનો સ્વીકાર, ધાત્રીદોષ, દૂતીદોષ, નિમિત્ત આદિને ઉત્પાદનાદોષ કહેવામાં આવે છે.

શુદ્ધ હોય તેનો જ ઉપયોગ કરવો. કમળપત્રની જેમ નિર્લેપ અને વિષયોનો અભિલાષ નહીં રાખતા બ્રહ્મચારીએ ધર્મના સાધનરૂપ શરીરમાં નિર્મમત્વ રાખીને વિહરવું. ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષમા, માર્દવ, આર્જવ અને સંતોષ વડે નિગ્રહ કરવો. બાહ્ય અને આભ્યંતર તપ બાર પ્રકારનાં છે-અનશન, અવમોદરિકતા ( થોડું ખાવું, એકાસણું ઇત્યાદિ ), વૃત્તિસંક્ષેપ ( ખાવા, પીવા અને ભોગવવાનાં દ્રવ્યો કમી કરવાં ), રસપરિત્યાગ ( વિગઇ ઇત્યાદિનો ત્યાગ ), કાયાકલેશ ( લોચ, આતાપના ઇત્યાદિ ), સંલીનતા ( અંગોપાંગ સંકોચી બેસવું તે ), પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ. આ માર્ગ જિનેશ્વરોએ કહેલો છે. ભવ્ય, ધર્મમાર્ગ ઉપર રહેલા, જિનવચનમાં અનુરક્ત અને જેણે આસ્રવનો માર્ગ રોકયો છે એવા જીવને નવાં કર્મોનો ઉપચય થતો નથી અને પુરાણાં કર્મોનો ક્ષય થાય છે. આથી કર્મોની નિર્જરા થતાં તે જીવ નિર્વાણ પામે છે. સંક્ષેપમાં આ ધર્મ છે.

## વનસ્પતિની જીવસિદ્ધિ

પણ અઢાર હજાર શીલાંગથી અલંકૃત આ ધર્મનું જીવદયા એ મૂળ છે. કંદ, મૂલ, પુષ્પ, ફલ અને પત્રોનો ઉપભોગ કરવા વડે તમે જે વનસ્પતિકાયોને પીડો છો, તે સત્ય આગમના પ્રમાણથી જીવો છે એ પ્રમાણે તમારે શ્રદ્ધા રાખવી જોઇએ. કારણ કે-વિષયોપલબ્ધિની બાબતમાં જેવી રીતે મનુષ્યો પાંચ ઇન્દ્રિયો વડે શબ્દાદિ વિષયોને જાણે છે તેવી રીતે આ વનસ્પતિ પણ જન્માન્તરની ક્રિયાઓના ભાવથી અને લબ્ધિથી સ્પર્શેન્દ્રિય-(આદિ)ના વિષયોને જાણે છે. જેમ પક્ષીભાવ સમાન હોવા છતાં સુઘરીનું ઘર–માળો બનાવવામાં જેવું કૌશલ્ય છે તેવું બીજાં પક્ષીઓમાં જોવામાં આવતું નથી; અથવા જેવું પોપટ અને મેનાનું વચન–કૌશલ્ય છે તેવું બીજાં પક્ષીઓનું નથી; ચઉરેન્દ્રિય ભમરાઓની વાંસમાં છેદ પાડવાની કળા જેવી રીતે તે તે જાતનાં બીજાં જંતુઓમાં નથી–એ જ પ્રમાણે વનસ્પતિ–કાયિકોની પણ વિષયોપલબ્ધિ કંઇક લબ્ધિવિશેષથી કહેવામાં આવે છે. જેમકે–ગર્જારવથી કંદલ, કુડવક આદિ વનસ્પતિની ઉત્પત્તિ થાય છે તેથી શબ્દોપલબ્ધિ જણાય છે, (વૃક્ષો આદિને) આશ્રીને વલ્લી–લતા આદિનું ગમન થાય છે તેથી રૂપોપલબ્ધિ જણાય છે, ધૂપ કરવાથી કેટલાંક વૃક્ષો ખીલે છે તેથી ગંધોપલબ્ધિ જણાય છે, પાણી પાવાથી શેરડી વગેરે ઊગે છે તેથી રસોપલબ્ધિ માલૂમ પડે છે, મૂળ વગેરે કાપી નાખવાથી વનસ્પતિનો સંકોચ થાય છે તેથી સ્પર્શોપલબ્ધિ જણાય છે, કમળ વગેરેનાં પત્રો બીડાઇ જવાથી નિદ્રા જાણી શકાય છે, પ્રમદાના નૂપુરયુક્ત ચરણના તાડનથી અશોક વિકાસ પામે છે તેથી રાગ માલૂમ પડે છે અને સપ્તપર્ણને અકાળે પુષ્પ અને ફળ આવવા વડે હર્ષ જાણી શકાય છે. જેવી રીતે અનેકેન્દ્રિય જીવો જાતિધર્મવાળા અને વૃદ્ધિધર્મવાળા હોય છે તથા આહાર વડે સ્નિગ્ધ કાન્તિવાળા, બલવાન, નીરોગી અને આયુષ્યવાન થાય છે

તેમજ અહિત આહારથી કૃશ, દુર્બલ અને વ્યાધિ વડે પીડાતા શરીરવાળા થઇને મરણ પામે છે, તેવી રીતે વનસ્પતિકાયિકો પણ જાતિધર્મ અને વૃદ્ધિધર્મવાળા હોવાથી મધુર જળ વડે સીંચાતાં ઘણાં ફળવાળા, સ્નિગ્ધ પત્ર અને પલ્લવ વડે સુશોભિત, ઘેરાવાવાળા અને દીર્ઘાયુ થાય છે, પણ તિક્ત, કટુ, કષાય અને ખાટાં પાણી વડે સીંચાતાં મ્લાન, ફિક્કાં અને કઠોર પત્રવાળાં થઇ ફળ વગરનાં બને છે અથવા નાશ પામે છે. આ વગેરે કારણોથી વનસ્પતિકાયિકોમાં જીવ છે એમ માનીને તેમની સારી રીતે રક્ષા કરવી. દરેક રીતે અગ્નિકાયથી જ કાર્યો કરતા તથા ગગન, ઇંધન અને પૃથ્વીને આશ્રીને રહેલાં ઘણાં સત્ત્વોના વિનાશ માટે પ્રવૃત્તિ કરતા, ઉદકના આરંભમાં તેને આશ્રીને રહેલાં સત્ત્વોની તથા નિગોદને આશ્રીને રહેલાં સત્ત્વોની વિરાધના કરનારાઓ કેવી રીતે અહિંસક હોઇ શકે ? પ્રાણાતિપાતની પ્રવૃત્તિ કરતો જે મનુષ્ય ‘ હું અહિંસક છું ’ એમ કહે તે સત્ય-વાદી કેવી રીતે ગણાય ? તેથી તમે દુરાગમ( ખોટા શાસ્ત્ર )ને અનુસરીને તપની બુદ્ધિ-થી જે ક્લેશ પામો છો તે તપ હિંસાના દોષથી દૂષિત હોવાને કારણે કર્મોની થોડી જ નિર્જરા કરનાર અને ભવાન્તરમાં દુર્ગત દેવ તરીકેના ઉપપાતના હેતુરૂપ થાય છે. પણ જિનપ્રણીત માર્ગે ચાલનારા, જીવોનું સ્વરૂપ જાણનારા અને સંયમને હાનિ પહોંચે નહીં તેવી રીતે તપ કરતા સાધુઓ મહાનિર્જરાવાળા અને નિર્વાણને યોગ્ય થાય છે, અથવા મહર્દ્ધિક દેવોમાં ઉપપાત પામે છે. ઉદાહરણ તરીકે—

કોઇ બે પુરુષો એક નગરમાં પ્રવેશ્યા. તેમાંનો એક મૂર્ખ કુહાડી લઇને સૂર્યોદયથી માંડીને લાકડાં કાપતો આખા દિવસમાં ઘણા પરિશ્રમે એક કાર્ષાપણ કમાય, પણ કુશળ એવો બીજો થોડોક માલ લઇને તેનો કલાપૂર્વક વેપાર કરતો અલ્પ પરિશ્રમથી ઘણું કમાય.

તો જો તમે જન્મ–મરણથી ભરેલા સંસારનો અંત કરવા ઇચ્છતા હો તો કુધર્મનો ત્યાગ કરીને જિનમતનો સ્વીકાર કરો, એટલે એ વસ્તુ તમારા હિતને માટે થશે. ”

પછી હર્ષને કારણે જેમને રોમાંચ થયાં છે એવા તેઓ મને કહેવા લાગ્યા, “ દેવ ! આ સુગતિ–માર્ગનો ઉપદેશ કરીને આપે અમારા ઉપર પરમ અનુગ્રહ કર્યો છે. અમે તે પ્રમાણે કરીશું. ”

પછી ઉપદેશદાન વડે તાપસોની પૂજા કરીને, પ્રીતિવડે વિકસિત એવાં તેમનાં નયનોની માળાઓ વડે અનુસરાતો, હું નીકળ્યો અને ગોકુળોથી આકીર્ણ અને જેમાં ધાન્યો પાકતાં હતાં એવાં ગામ જોતો અનુક્રમે એક જનપદમાં પહોંચ્યો. “ખરેખર, આ સ્વર્ગમાં વસનારો દેવ કોઇ કારણથી ધરણિતલ ઉપર ઊતરી આવ્યો છે, તેની પૂજા કરવી જોઇએ ’ એ પ્રમાણે બોલતા અને વિનયથી જેમણે મસ્તક નમાવ્યું છે એવા ત્યાંના નિવાસી ગૃહપતિઓ વડે શયન, આસન, વસ્ત્ર, પાન અને ભોજન આપવા વડે આદરપૂર્વક સેવાતો હું સુખ-પૂર્વક મુકામ કરતો તથા શિરામણ પામતો શ્રાવસ્તી નગરી આગળ પહોંચ્યો. તેની સમી-

પમાં આવેલાં, પુષ્પ અને ફળના ભારથી નમેલાં તરુવરો વડે સુશોભિત ઉપવનોમાં જેની દૃષ્ટિ વિશ્રામ પામેલી છે એવા મેં જાણે કે દેવરાજ ઇન્દ્રની બુદ્ધિથી નિર્માણ થયેલી હોય તેવી અને વિદ્યાધરોના મુખ્ય નગરની શોભાને ધારણ કરતી તે નગરી જોઇ. ત્યાં એક પ્રદેશમાં નગરના પ્રાકાર જેવા પ્રાકારથી વીંટળાયેલું, જેની કાન્તિથી મનુષ્યલોક વિસ્મિત છે એવું, ચંદરવા[1] વડે દર્શનીય, સારી રીતે બાંધેલા છજાં, ચંદ્રશાલા–અગાશી, જાળિયાં, ગોખ અને કપોતપાલી–કિનારી વડે સુશોભિત તથા કનકની સ્તૂપિકા ( નાનો સ્તૂપ ) જેમાં છે એવું તથા ઔષધિ વડે પ્રજ્વાલિત રજતગિરિ–વૈતાઢ્યના શિખર જેવું દેખાતું એક મંદિર મેં જોયું. 'કયા દેવનું આ આયતન હશે ?' એમ વિચારતો હું મોટા દરવાજામાં થઇને અંદર પ્રવેશ્યો. ત્યાં એકસો આઠ થાંભલા વડે મંડિત અને વિવિધ પ્રકારની લાકડાની કોતરણીથી સુશોભિત મંડપ મેં જોયો. ત્યાં બ્રહ્માસનમાં બેસાડેલા, જાલગૃહના મધ્યમાં રહેલા, સારી રીતે જડેલા ( કાળા ) રિષ્ટમણિ વડે જેની કાયા બનાવેલી છે એવા, ઉત્તમ ઇન્દ્રનીલમણિથી જેનાં સ્નિગ્ધ શીંગડાં બનાવેલાં છે એવા, ( લાલ ) લોહિતાક્ષમણિ વડે જેનાં નયનોનો વિપુલ આકાર જડેલો છે એવા, મહામૂલ્યવાળા પદ્મરાગમણિ વડે જેની ખરીઓ ઘડેલી છે એવા તથા મહામૂલ્યવાન મુક્તાફળ વડે મિશ્ર કાંચનની ઘુઘરમાળ જેના ગળામાં પહેરાવેલી છે એવા ત્રણ પગવાળા મહિષને જોઈને મારી પહેલાં પ્રવેશેલા બ્રાહ્મણને મેં પૂછ્યું, " આર્ય ! તમે જાણો છો ? આ મહિષને શું રત્નની દુર્લભતાને કારણે ત્રણ પગવાળો બનાવેલો છે ? અથવા બીજું કંઇ કારણ છે ? જો તમે ( મારી જેમ ) પરોણા-પરદેશી ન હો તો કહો " એટલે તેણે કહ્યું, " ભદ્રમુખ ! એનું કારણ છે. જો તમારી સાંભળવાની ઇચ્છા હોય તો તમને કહું. " પછી હું એક પ્રદેશમાં બેઠો. બ્રાહ્મણ કહેવા લાગ્યો, " હું આ જ નગરમાં જન્મેલો અને ઉછરેલો ઇન્દ્રશર્મા નામે બ્રાહ્મણ છું. ગાન કરતા વિદ્વાનો પાસે મૃગધ્વજનું ચરિત્ર મેં જે પ્રમાણે ઘણી વાર સાંભળ્યું છે તે પ્રમાણે તમને કહીશ. સાંભળો—

## મૃગધ્વજ કુમાર અને ભદ્રક મહિષનું ચરિત્ર

જેણે શત્રુ–સામંતોને જીત્યા છે એવો જિતશત્રુ નામે રાજા અહીં હતો. કીર્તિમતી દેવીથી થયેલો મૃગધ્વજ નામે તેનો પુત્ર હતો તે વિનીત, વિચક્ષણ, ધીર, ત્યાગી, સુખાભિગમ્ય ( જેની પાસે સુખપૂર્વક જઇ શકાય એવો ) અને પ્રજાનું હિત કરનાર તરીકે પ્રસિદ્ધ થયો હતો.

તે જ કાળે કુણાલામાં અનેક કોટિ ધનનો અધિપતિ, ઘણા લોકોને બહુમાન્ય તથા રાજા જિતશત્રુના બીજા શરીર જેવો કામદેવ નામે શ્રેષ્ઠી હતો. તે કોઇ એક વાર શરદઋતુના

---

૧. આ પૂર્વના विणयणयराधपगारवलयं એ વાક્યખંડનો અર્થ સ્પષ્ટ સમજાતો નથી. 'વિનયવડે નત ધરાના પ્રાકારના વલય જેવું ' એવો તરજુમો થઈ શકે, પણ તેમાથી કંઇ અર્થ નીકળતો નથી.

પ્રારંભકાળે ઉત્તમ કનકના જેવા કપિલ રંગનાં બંધાયેલાં કણુસલાનાં ભારથી લચી પડેલાં શાલિવનો–ડાંગરનાં ખેતરો તથા વિકાસ પામેલાં કમળોના રસમાં લોલુપ ભમરાઓના આનંદ-યુક્ત ગુંજારવ વડે શબ્દાયમાન પદ્મસરોવર જોતો જોતો રમત કરતાં વાછરડાં અને તાજી વીયાયેલી ગાયોના હુંભારવ વડે અનુનાદિત ગોપીજનોના મધુર ગીતસાગરના ગંભીરતર શબ્દ વડે જેનું સ્થાન સૂચિત થતું હતું એવા પોતાના ગોકુળમાં પહોંચ્યો. ત્યાં કુસુમ વડે ધવલ, ભમરાઓના મધુર ગુંજારવ વડે શબ્દાયમાન સપ્તપર્ણ વૃક્ષની પાસે તે ઊભો રહ્યો; ગોકુળના અધિકારમાં નિયુક્ત થયેલો દંડક નામે મનુષ્ય તેની પાસે આવ્યો. તેની અનુમતિથી બધા ઊભા રહ્યા. તિંદૂસકના મંડપમાં રહેલા તેની પાસે ગોવાળિયાઓ ગોકુળને યોગ્ય ભોજન લાવ્યા. ભોજન કરીને પછી કામદેવ દંડકની સાથે ગાયો અને ભેંસોની વાત કરતો બેઠો. ત્યાંથી થોડેક દૂર એક પાડો ફરતો હતો તેને દંડકે બોલાવ્યો, “ ભદ્રક ! જલદી આવ. મારા અને તારા સ્વામી આવ્યા છે. તેમની પાસે આવ. ” તે પાડો આ વચન સાંભ-ળતાંની સાથે જ શ્રેષ્ઠીની પાસે આવ્યો. દેખાવમાં તે લોકોને ભય પમાડનારો હતો. પણ શેઠની પાસે બેઠેલો દંડકે કહ્યું, “ આ તો ભલો છે, માટે ડરશો નહીં. ” પછી તે પાડો જીભ બહાર કાઢીને માથું નમાવી ઘુંટણીએ પડ્યો. કામદેવે ગોપને પૂછ્યું, “ આ પાડો આવી રીતે કેમ પડ્યો ? જો જાણતો હોય તો કહે. ” તે બોલ્યો, “ સ્વામી ! આ મરણથી ડરનારો છે. સાધુના ઉપદેશથી મેં તેને અભય આપ્યું છે, હવે તમારી પાસે તે અભય માગે છે. ” શેઠે વિચાર્યું, ‘ જેને જીવન પ્રિય છે એવો આ તિર્યંચ અવશ્ય જાતિસ્મરણવાળો હશે.’ આમ વિચારીને તેણે કહ્યું, “ ભદ્રક ! આ ગોકુળમાં તું નિશ્ચિન્તપણે રહે, તને કંઇ ભય નથી. ” એટલે તે પાડો ઊઠીને સુખપૂર્વક ફરવા લાગ્યો.

કેટલાક દિવસ પછી શેઠ નગરમાં જવા નીકળ્યો. ભદ્રક પાડો પણ તે જાણીને પાછળ પાછળ જવા લાગ્યો. શેઠના નોકરો તેને અટકાવવા લાગ્યા, પણ શેઠે કહ્યું, “ ભદ્રક ભલે આવે, જો તેની ઇચ્છા હોય તો મારી સાથે તેને નગરમાં આવવા દો. એની રક્ષા કરજો, કોઇ તેને પીડા કરે નહીં. ” પછી કામદેવ અનુક્રમે નગરમાં પહોંચ્યો. ઘેર આવીને તેણે કૌટુમ્બિક પુરુષને આજ્ઞા કરી, “ વલ્લભ અશ્વને જે ખોરાક આપો છો તે કંઇ વિચાર કર્યા વગર ભદ્રકને પણ આપજો. ” પછી ભદ્રક અબદ્ધ, અરુદ્ધ અને અયંત્રિતપણે શેઠના ભવનમાં રહેવા લાગ્યો.

એક વાર ભદ્રકે સાંભળ્યું કે ‘ શેઠ રાજદરબારમાં જાય છે. ’ આથી તે પણ શેઠની પાછળ દોડ્યો. ગભરાયેલા લોકો કહેવા લાગ્યા, “ પાડાના રૂપમાં રહેલા આ યમનો દૂરથી જ ત્યાગ કરવો–તેનાથી દૂર નાસી જવું.” કામદેવ રાજદ્વારે પહોંચ્યો. પ્રતિહારે પુરુષોને આજ્ઞા આપી, “ આ પાડાને અટકાવો.” શેઠે કહ્યું, “ આ તો ભદ્રક છે, તે ભલે પ્રવેશે. એને અટકાવશો નહીં. ” પછી પાડો અંદર પ્રવેશ્યો. રાજા નજરે પડ્યો એટલે તે તેને પગે પડ્યો. શેઠ રાજાને પ્રણામ કરીને ઊઠ્યો, એટલે રાજાએ તેને પૂછ્યું, “ આ

પાડો શાથી આ પ્રમાણે રહેલો છે–પ્રણામ કરે છે ?" એટલે શેઠે કહ્યું, "આ ભદ્રક મહિષ તમારી પાસે અભય માગે છે." રાજાએ વિસ્મયપૂર્વક તેને જોયો અને કહ્યું, "તિર્યંચ યોનિમાં આ આશ્ચર્ય છે. ભદ્રક ! તને અભય આપવામાં આવે છે. જા, જનપદો સહિત મારી નગરીમાં તું સુખ પડે તેમ વિચર." પછી રાજાએ અમાત્યને આજ્ઞા આપી, "નગરીમાં ઢંઢેરો પિટાવો કે—જેને અભય આપવામાં આવ્યું છે એવા ભદ્રક મહિષનો જે અપરાધ કરશે તે મારો જ્યેષ્ઠ પુત્ર હશે તો પણ મારે માટે વધ્ય છે." અમાત્યે પણ રાજાની આજ્ઞા પ્રમાણે ઢંઢેરો પિટાવ્યો. પ્રણામ કરીને મહિષ રાજભવનના આંગણામાંથી નીકળ્યો. 'ખરેખર આ ભદ્રક–ભલો છે' એ પ્રમાણે લોકોમાં પણ તે પ્રસિદ્ધ થયો. તેનાં શિંગડાં ઉપર વળગીને ક્રીડાપૂર્વક ભુસ્કા મારતાં બાળકો વડે હેરાન કરાતો હોવા છતાં, જાણે પોસ્તમય–લેપ્યકર્મનો બનાવેલો હોય તેમ, તે તેઓને પીડા કરતો નહોતો. શેઠના ઘરમાં તો તે પ્રિય પુત્ર જેવો હતો અને ગુરુના ઘેર જેમ શિષ્ય રહે તેમ રહેતો હતો. સુખપૂર્વક ફરીને રાત્રિના સમયે તે પાછો આવતો હતો.

એક વાર મૃગધ્વજ કુમાર પોતાના પરિવાર સહિત ઉદ્યાનની શોભા અનુભવીને નગરમાં પાછો આવતો હતો. નિશ્ચિંતપણે ફરતા ભદ્રક મહિષને તેણે જોયો. પછી તેના દર્શનમાત્રથી જેને રોષ ઉત્પન્ન થયો છે એવા મૃગધ્વજે તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને તેના પગ ઉપર એક ઘા કર્યો. ક્રોધયુક્ત એવો તે ફરીવાર પ્રહાર કરવાને ઇચ્છતો હતો, પણ તેના માણસોએ પગે પડીને તેને અટકાવ્યો કે, "દેવ ! આ પાડાને મહારાજાએ અભય આપેલું છે, માટે તમે એનો વધ કરવાને યોગ્ય નથી. જવા દો." પછી આનાકાનીપૂર્વક અટકીને તે નગરીમાં આવ્યો અને પોતાના ભવનમાં રહ્યો. પાડો ત્રણ પગે ચાલીને દુઃખપૂર્વક અનાથસ્તંભ[1] આગળ પહોંચ્યો. જેમને અનુકંપા થઇ છે એવા લોકોએ તેને જોયો. તેઓએ હાહાકાર કર્યો કે, "અહો ! અકાર્ય થયું છે કે–બિચારા નિરપરાધી ભદ્રકની આ દશા કરવામાં આવી છે." જેમણે કારણ જાણ્યું છે એવા અધિકારીઓએ નિર્દેશપૂર્વક રાજાને નિવેદન કર્યું કે, "સ્વામી ! જેને અભય આપવામાં આવેલું છે એવા ભદ્રકમહિષનો એક પગ કુમારના મનુષ્યોએ કાપી નાખ્યો છે. ત્રણ પગ વડે ચાલીને તે અનાથસ્તંભ આગળ આવીને ઊભો રહ્યો છે. આ બાબતમાં સ્વામીની આજ્ઞા પ્રમાણ છે." એટલે ક્રુદ્ધ થયેલો રાજા કહેવા લાગ્યો, "આ અપરાધમાં કુમાર મારે માટે વધ્ય છે. જે મારા શાસનનો ભંગ કરે તેનાં માણસોનું મારે કામ નથી. (તાડના) મસ્તક–ટોચ ઉપરની સૂચિ–શૂળનો નાશ થાય તો તાડનો પણ નાશ થાય છે." અમાત્યે વિનંતી કરી,

---

૧. જે અનાથ વ્યક્તિને કંઈ ફરિયાદ કરવી હોય તે અનાથસ્તંભ નામથી ઓળખાતા સ્થાને જઈને ઊભી રહે એવી પ્રથા હોવી જોઈએ.

"સ્વામી ! દેવી વિનંતી કરે છે કે-'છેલ્લે પુત્રને હું અલંકાર પહેરાવું.' માટે તેમના ઉપર કૃપા કરો. માતા ભલે કુમારને મળે. આપે આજ્ઞા કરી છે તે પ્રમાણે તો કુમારનું જીવન હવે નથી, માટે દેવી વધ્યસત્કાર ભલે કરે." એટલે રાજાએ કહ્યું, "ભલે, એમ થાઓ, પણ તેને જલદી પાછો લાવજો."

## મંત્રીએ કહેલું નરકનું સ્વરૂપ

પછી કુશળ એવા તે મંત્રીએ રાજાની નજર ચુકાવીને કુમારને એકાન્ત કોઠામાં લઈ જઈને વૈરાગ્યમાર્ગને લગતી કથા તેને સંભળાવવી શરૂ કરી. તેણે મૃગધ્વજને કહ્યું, "કુમાર ! હિંસાનું પ્રત્યક્ષ ફળ તમે જોયું. તમે રાજાને પ્રાણથી પણ વધારે પ્રિય હતા; પિતાએ આવી રીતે તમારું લાલન કર્યા પછી એક ક્ષણમાત્રમાં તે પાપના વિપાકને કારણે તમારો વધ કરવાની આજ્ઞા કરી છે. એમ જાણો કે-નિર્દય અને નૃશંસ એવા જે જીવો માંસ, રુધિર, પિત્ત, હૃદય, દાંત, પુચ્છ વગેરે મેળવવા માટે ખેચર, જળચર અને સ્થળચર પ્રાણીઓ ઉપર પ્રહાર કરે છે, કલુષિત ચિત્તવાળા જેઓ વિના કારણ પ્રહાર કરે છે, નિરપરાધીઓ ઉપર ક્રોધ કરે છે, બીજાના દુઃખમાં આનંદ પામે છે, અને સજજનો વડે નિન્દનીય તથા નિર્દય એવા જેઓ બાળક, વૃદ્ધ અને શરણાગતોનો વધ કરે છે તેઓ કાળ કરીને કર્મની ગુરુકતાને કારણે અવશપણે નરકમાં જાય છે. એ નરકો શ્રવણ કરવામાં પણ પ્રતિકૂળ, જળભર્યાં વાદળાંઓ વડે છવાયેલી કૃષ્ણપક્ષની અમાવાસ્યા જેવાં અંધકારમય, ભયજનિત રુદન અને પ્રલાપોથી ભરપૂર, સડેલા માંસ જેવાં દુર્ગંધમય, વીંછીના ડંખ સમાન દુઃસહ અને કર્કશ સ્પર્શવાળાં તથા જેમાં બહુ મુશ્કેલીથી ગતિ કરી શકાય એવાં હોય છે. નારક નામ-આયુ-ગોત્રકર્મના ઉદયકાળે, તે સમયે અનિષ્ટતર વેદનીય, અવ્યક્ત મનુષ્યદેહ જેવા, કૂબડા, દુઃખભાજન અને ખરાબ એવા અશુભ દેહને તથા તે ભવને યોગ્ય પાંચ પર્યાપ્તિઓને પ્રાપ્ત કરીને પાપના લેપથી મલિન અને જેની ઉપમા આપી શકાય નહીં એવાં ટાઢ, તાપ તથા ભૂખ-તરસની વેદનાથી કલેશ પામતા જીવો દીર્ઘકાળ સુધી ત્યાં દુઃખ પામે છે. એ ગહન અંધકારમાં એક નારકને બીજા ચાલતા નારકનો સ્પર્શ થાય તે વડે અથવા ભયંકર શબ્દ વડે તે જાણી શકે કે 'બીજાઓ પણ અહીં છે;' માત્ર જિનેશ્વરોના જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાનોત્પત્તિના સમયે જ્યારે શુભ પુદ્ગલના પરિણામ વડે જગત પ્રકાશિત થયું હોય ત્યારે તેઓ એકબીજાને જોઈ શકે. અથવા અવધિવિષયથી પરસ્પરનો પૂર્વજન્મનો વૈરાનુબંધ જોઈને શૂલ, દંડ, ભિંડીમાલ, નારાચ, મુશળ વગેરે હથિયારો વિકુર્વીને તેઓ એકબીજાને મારે છે, પ્રહારથી ઘવાયેલાં શરીરવાળા તેઓ મૂર્ચ્છા પામીને ક્ષણવારમાં પાછા સ્વાભાવિક-સાજા થઇને નખ અને દાંત વડે એકબીજાને પીડા આપે છે. તથા ક્રોધે ભરાયેલા અને અમર્ષથી જેમના દેહ બળી રહ્યા છે એવા તથા પાપકર્મી તેઓ પુરાણાં વેરની યાદ આપતા એકબીજાનો વધ કરે છે. બીજાનો વધ કરવા વડે

હર્ષિત થયેલા પરમાધાર્મિક અસુરો નારકવાસમાં પ્રવેશ કરીને ક્રીડા નિમિત્તે તેમને આ પ્રમાણે કરે છે–માંસપ્રિય મનુષ્યોને કાતર વડે અનેક પ્રકારે કાપે છે, પોતાના જ માંસમાં આસક્ત એવા તેઓને કાપીને તપાવેલ સીસા અને ચાંદીનાં રસાયણોના રસમાં ભૂંજે છે, (પૂર્વજન્મના) દુષ્ટ વધ કરનારાઓ કર્કશ વચનોવડે પોતાનાં દુઃખ કહેતાં કોહુત્તય, કૂટશાલ્મલી અને લોહકંટક (એ નરકનાં વૃક્ષવિશેષો) વડે આકુળ થઇને કળકળાટ કરતા કરુણ વિલાપ કરે છે ત્યારે વિલાપ કરતા એવા તેઓને વાલકો (એ નામના નરકપાલો) બહાર ખેંચી કાઢે છે; ચીસો પાડતા એવા તેઓને વૈતરણિ (નામના નરકપાલો) હરિયાળાં વૃક્ષો વડે રમ્ય તીરપ્રદેશવાળી વૈતરણી બતાવે છે અને કહે છે, 'આ શીતળ જળ પીઓ;' પછી પ્રસન્ન થતા તેઓ પૂર્વે જેમણે દુષ્કૃત કર્યાં છે એવા તથા ચાલવાને દુર્બળ એવા નારકોને અંદર ફેંકે છે; અસિપત્ર નામે અસુરે બનાવેલું નયનમનોહર અસિ-પત્રવન તેઓ નારકોને બતાવે છે; પતંગિયાં જેમ દીપશિખામાં પ્રવેશ કરે તેમ તીક્ષ્ણ તલવારો અને શક્તિઓથી ભરેલા પત્રવનમાં તેઓ ફરે છે. પ્રવેશ કર્યા પછી ક્ષણવારમાં જ તે વન તેમને દુઃખાભિઘાત કરનારું થાય છે. જેઓ અહીં (મનુષ્યલોકમાં) જીવોને નિર્દયપણે મારતા હતા તેઓ પવનની ઝપટથી પડતાં પાંદડાં વડે ગાત્રો કપાઇ જતાં શરણ-રહિત બનીને ફાટ્યા સ્વરે આક્રંદ કરે છે. બીજા શ્યામ અને સબલ નામના પરમાધાર્મિકો ઘોર રૂપવાળાં અને એક પગવાળાં ઢંક અને કંક પક્ષીઓ ઉત્પન્ન કરીને (તેમની પાસે નારકોના શરીરની) ખેંચાખેંચી કરાવે છે; 'હે સ્વામી! બચાવો' એમ બોલતા નારકોને તેઓ કલંબવાલુકામાં રગદોળે છે, આગના ભડકા વિકુર્વીને હસતા એવા તેઓ એમાં તેમને સળગાવે છે. પરસ્ત્રીમાં પ્રીતિ રાખનારા નારકોને નરકપાલોની બુદ્ધિ વડે નિર્મિત થયેલી અગ્નિવર્ણ સ્ત્રીઓ સાથે તેઓ આલિંગન કરાવે છે."[1]

આ પ્રમાણે નરકનું સ્વરૂપ સાંભળતા મૃગધ્વજ કુમારને 'મેં આ પ્રકારનું દુઃખ-જાળ પૂર્વે ક્યાં અનુભવ્યું છે?' એવો વિચાર આવતાં તેની આખી કાયા અને ગાત્રો કંપ્યાં, રોમાંચ ખડાં થયાં અને માર્ગણા–ગવેષણા કરતા તેને તે પ્રકારના આવરણના ક્ષયોપશમથી જાતિસ્મરણ થતાં જાણે એ દુઃખ તેની સમક્ષ વર્તમાન હોય એમ માનતો તે મૂર્છા પામ્યો. મુહૂર્ત પછી સ્વસ્થ થઇને તે અમાત્યને કહેવા લાગ્યો, "આર્ય! નરકનું આવું સ્વરૂપ છે એમ તમે શી રીતે જાણો છો?" મંત્રીએ કહ્યું, "કુમાર! શાસ્ત્રથી જાણું છું. વીતરાગના એ ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ. જે મનુષ્ય રાગ-યુક્ત, દુષ્ટ કે મૂઢ હોય તે કાર્યસાધન નિમિત્તે કે અજ્ઞાનથી સાચું–જૂઠું બોલે, પણ જે રાગ, દ્વેષ અને મોહથી રહિત તથા વિમલ–વિપુલ જ્ઞાની હોય અને જે કૃતાર્થ થયા હોય તેઓ બીજાને રાગદ્વેષરહિત ઉપદેશ કરતાં સર્વાંશે અનવદ્ય એવું અસત્યમૃષ અને સત્ય જ બોલે; સૂર્યમાંથી અંધકારનો સંભવ જ નથી." પછી મંત્રી કહેવા લાગ્યો—

૧. નરકવર્ણનનો આ પાઠ કૂટ હોવાથી કેટલેક સ્થળે અનુમાનથી અર્થાનુસંધાન કરવું પડ્યું છે.

"વિનયપૂર્વક નમેલા સુર અને અસુર વડે જેમનાં ચરણકમલ પૂજાયેલાં છે એવા, સર્વજ્ઞ અને સર્વદર્શી શ્રી નમિ નામે અરિહંત અહીં હતા. તે ભગવાને કેવલજ્ઞાન વડે સારી રીતે જોયેલો ચાર ગતિ–નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિવાળો સંસાર કહ્યો હતો. જેણે આસ્રવનું દ્વાર રોક્યું નથી એવો, કષાયને વશ પડેલો અને જિનેશ્વરનાં વચનરૂપ અમૃતપાનને નહીં પામતો જીવ આ જન્મ, મરણ, રોગ, શોક, વધ અને બંધ વડે બહુલ સંસારમાં જે રીતે ભમે છે, જે હેતુઓથી ભમે છે, જે એની સ્થિતિ છે, જે અનુભવ છે, નરક–તિર્યંચમાં જે પુષ્કળ દુઃખ છે, દેવ–મનુષ્યમાં જે કલ્પનામાત્ર સુખ છે અને જે રિદ્ધિઓ છે તે બધું સર્વભાવદર્શી ભગવાને વિસ્તારથી વર્ણવ્યું હતું. સંસારમાં પણ મોક્ષ–નિર્વાણના માર્ગને પ્રાપ્ત થયેલા જ્ઞાનીનું, અને સંયમમાં અને તપમાં ઉદ્યમ કરતા તથા જેણે કર્મમળ ખપાવ્યો છે એવા શુદ્ધ ભવ્ય જીવનું સિદ્ધિવસતિમાં ગમન કેવી રીતે થાય છે (તે પણ તેમણે કહ્યું હતું). આ મારું ગુરુપરંપરાગત જ્ઞાન છે, નરકગતિનું કિંચિત્ માત્ર વર્ણન મેં તમારી આગળ કર્યું."

એટલે મૃગધ્વજ કુમાર અમાત્યને કહેવા લાગ્યો, "આર્ય! જે તમે નરકનું સ્વરૂપ કહ્યું તે સર્વ મેં અનુભવ્યું છે. જે તમે શાસ્ત્રાધારે કહો છો તે સાચે જ સર્વજ્ઞને અનુમત છે; એમાં કંઇ શંકા નથી. તો હું ફરી નરકમાં કેવી રીતે ન પડું અને જન્મ–મરણની ઘટમાળમાંથી કેવી રીતે ઊગરી જાઉં તે કહો." એટલે સન્તુષ્ટ થયેલો મંત્રી બોલ્યો, "કુમાર! 'અરિહંતનું વચન સત્ય છે' એ પ્રમાણે ભાવથી રુચાવીને જે પહેલાં તો (મનસા, વાચા, કર્મણા) ત્રિવિધ યોગથી હિંસાવિરત થાય છે, પરિમિત, અનવદ્ય અને સત્ય બોલે છે, આપેલી અને કલ્પતી વસ્તુને શરીરને ટકાવવા નિમિત્તે જ ગ્રહણ કરે છે, પોતાના દેહમાં પણ મમત્વરહિત બનીને બ્રહ્મચારી રહે છે, પોતાના વિષયોમાં આસક્ત એવી ઇન્દ્રિયોને રોકીને ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષમા, માર્દવ, આર્જવ અને સંતોષ વડે પરાજય કરીને, તપને વિષે બળને ગોપવ્યા વગર ઉદ્યમ કરે છે તેને આસ્રવનો રોધ થવાને કારણે નવો કર્મસંગ્રહ થતો નથી અને પુરાણા કર્મની તપ વડે નિર્જરા થાય છે; તેથી જેની કર્મરજ દૂર થઇ ગઈ છે એવો તે કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં પરમપદને પામીને સિદ્ધ અને અવિચ્છિન્ન સુખનો ભાગી થાય છે."

પછી કુમારે કહ્યું, "આર્ય! આ ઉપદેશ આપવા વડે તમે મારા ઉપર અતિ ઉપકાર કર્યો છે. તો જો પિતા મારા અપરાધની ક્ષમા આપતા હોય તો જેણે દુઃખસમુદાયનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે એવા મારે ભોગોનું કંઇ કામ નથી. જો મરણ પામીશ તો પણ સર્વોત્તમ ગતિને પામીશ. હું પોતાની મેળે જ દીક્ષા લઉં છું અને લોચનો આરંભ કરું છું." અમાત્યે તેનો નિશ્ચય જાણીને માણસને આજ્ઞા કરી, "મારે ઘેર જા, અને રજોહરણ, પાત્ર તથા ઉપકરણો જલદી લાવ." તે એ વસ્તુઓ શીઘ્રપણે લાવ્યો. પછી જેનાં

કેશ અને આભરણ દૂર કરવામાં આવ્યાં છે એવા તેને અમાત્યે રજોહરણ અને પાત્ર આપ્યાં, તથા કહ્યું, “ કુમાર ! તમે સીમંધર અણગારના શિષ્ય છો, હું વ્રતોચ્ચારણ કરું છું.” પછી જેણે સામાયિક કર્યું છે એવા તેને રાજાની પાસે લઇ જવામાં આવ્યો. પાત્ર, ઓઢવાના વસ્ત્ર અને શુદ્ધ ચીવરથી યુક્ત, તથા જેણે પૂર્વ દેહાર્ધ ઢાંકેલો છે એવા, સફેદ વાદળાંઓના સમૂહ વડે જેનું અર્ધું બિંબ ઢંકાયેલું હોય એવા શિશિરઋતુના બાલ સૂર્ય સમાન તેને રાજાએ જોયો. રાજાએ વિચાર કર્યો, “અહો ! આ તેજસ્વી શ્રમણ શા કારણથી મારી પાસે આવે છે ?” આ પ્રમાણે રાજા વિચાર કરતો હતો અને તેને ઓળખતો નહોતો, એટલામાં તો અમાત્યે રાજાને પગે પડીને વિનંતી કરી, “સ્વામી ! શ્રમણ વધ્ય કે અવધ્ય ?” એટલે પાસે ગયેલા અને શ્રમણરૂપમાં રહેલા મૃગધ્વજને બાષ્પપૂર્ણ લોચનો વડે પિતાએ જોયો. પછી સંતોષ પામેલા અને હર્ષને કારણે જેને રોમાંચ થયાં છે એવા તેણે ઊઠીને અમાત્યને આલિંગન આપ્યું અને કહ્યું, “અહો ! તું મહામતિ છે, કારણ કે જે તેં મારી આજ્ઞા પણ લોપી નહીં અને પુત્રવધમાંથી મને મુક્ત કર્યો.” પછી તેણે પુત્રને અર્ધાસન ઉપર બેસાડ્યો અને આંસુ સારતાં કહ્યું, “પુત્ર ! તારી પ્રવ્રજ્યા તો થઇ જ, પણ હવે રાજ્યાભિષેકનો સ્વીકાર કર; હું તારો પ્રધાન થઇશ.” કુમારે કહ્યું, “તાત ! રાજ્યમાં અથવા વિષયોમાં મને લોભ નથી. નરકલોકની ભયજનક વેદનાઓથી હું ડરેલો છું, માટે મને રજા આપો.” પછી રાજાએ કહ્યું, “વૃદ્ધાવસ્થામાં તપશ્ચર્યા કરજે, પણ અત્યારે તો ભોગો ભોગવ.” એટલે તે બોલ્યો, “જેમનો જીવનકાળ નક્કી હોય તેમને માટે એ યોગ્ય છે, પણ અનિત્યતા વડે ઘેરાયેલાઓ માટે એ યોગ્ય નથી. તાત ! બળતા ઘરમાંથી નીકળી જવા માટે કોઇ સમયની રાહ જોતું નથી. એ જ પ્રમાણે દુઃખાગ્નિ વડે બળતા લોકમાં સર્વજ્ઞે ઉપદેશેલો નિર્ગમમાર્ગ પ્રાપ્ત થયા પછી મારે પ્રમાદમાં કાળક્ષેપ કરવો જોઇએ નહીં. માટે વિના વિલંબે મને રજા આપો.” એટલે મૃગધ્વજને અવિચલ એવો તપસ્વી જાણીને રાજા કહેવા લાગ્યો, “પુત્ર ! જો તારો આ જ નિશ્ચય હોય તો હું તારો નિષ્ક્રમણસત્કાર–દીક્ષામહોત્સવ કરું; એથી મને શાંતિ થશે.” કુમાર બોલ્યો, “મને સત્કારથી હર્ષ નથી, મૃત્યુથી વિષાદ નથી.” રાજાએ કહ્યું, “પુત્ર ! ધર્મના વિષયમાં ઇક્ષ્વાકુઓને માટે આ ઉચિત ચેષ્ટા છે, એવો મારા ચિત્તમાં નિશ્ચય થયો છે. પુત્ર ! તું વીતરાગના માર્ગ ઉપર રહેલો છે તેથી પૂજા અને નિંદામાં તું ભેદ ગણતો નથી, તો પણ હું તારો સત્કાર કરીશ.” પછી રાજાએ કૌટુમ્બિક પુરુષોને આજ્ઞા આપી, “એક હજાર પુરુષો વડે ઉપાડાતી શિબિકા અને કુમારના સ્નાન અને પ્રસાધન–અલંકરણની સામગ્રી જલ્દી લાવો.” તેઓએ આજ્ઞા પ્રમાણે કર્યું. પછી કનક, રત્ન અને માટીના ૧૦૮ કળશ વડે જેને સ્નાન કરાવવામાં આવ્યું હતું અને, લાકડાના બનાવેલા પુરુષની જેમ, વસ્ત્ર અને આભરણથી જેના અંગને આભૂષિત કરવામાં આવ્યું હતું એવો કુમાર દેવવિમાન જેવી શિબિકામાં બેઠો. જેના ઉપર કનકના દંડવાળું ધવલ છત્ર

ધરવામાં આવ્યું છે તથા બન્ને બાજુએ ચામર ઢોળવામાં આવે છે એવા તેને સિંહાસન ઉપર બેસાડવામાં આવ્યો; પરિવાર સહિત પિતા જેની પાછળ આવતા હતા એવો, નગરજનોનાં નયનકમળની માળાઓવડે અનુસરાતો, પ્રાસાદતલ ઉપર રહેલી અને 'સુપુરુષ ! ધર્મમાં તને અવિઘ્ન થાઓ !' એમ બોલતી સુન્દર યુવતીઓની પુષ્પવૃષ્ટિ વડે ઢંકાતો, તૂર્ય-નિનાદથી દશે દિશાઓને પૂરતો તથા રાજાની આજ્ઞાથી થતી ભૂષણ અને વસ્ત્રની વૃષ્ટિને અવિસ્મિતપણે જોતો તે અનુક્રમે નગરની બહાર નીકળ્યો અને પ્રીતિકર ઉદ્યાનમાં પહોંચ્યો. વસંતઋતુની જેમ તે (ઉદ્યાનમાં) પ્રવેશ્યો. સીમંધર અણગાર નજરે પડ્યા એટલે શિબિકામાંથી તે નીચે ઊતર્યો. પછી જિતશત્રુ રાજાએ ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને સીમંધરને શિષ્યભિક્ષા આપી. સામાયિકના નિયમવાળો મૃગધ્વજ સાધુ થયો.

મૃગધ્વજ વિષેની વાતચીતમાં આસક્ત ચિત્તવાળા રાજા, કામદેવ અને નગરજનો નગરમાં પાછા આવ્યા. અમાત્ય પણ સાધુઓને વંદન કરીને ભદ્રકની પાસે ગયો, અને તેને ધર્મ કહ્યો-"સાંભળ, ભદ્રક ! રાજાએ તને અભય આપતાં તું ભદ્રકપણે-સરળતાથી સુખપૂર્વક અને ઇચ્છા પ્રમાણે ફરતો હતો. જે ક્રૂર હોય તે આ લોકમાં નિન્દનીય અને ઉદ્વેગને પાત્ર થાય છે; રુદ્રભાવથી જીવન જીવીને અશુભ વેરવાળો તે નારક અને તિર્યંચના ભવમાં પેદા થઇને વિવિધ દુઃખો અનુભવે છે, માટે તું કુમારને ક્ષમા કર. તારા નિમિત્તે કુમારે વીતરાગના માર્ગનો આશ્રય કર્યો છે. નિમિત્ત વગર કોઇ કર્મ વિપાકમાં આવતું નથી, માટે સર્વ જીવના પૂર્વદુષ્કૃત અને પૂર્વસુકૃતના વિપાકમાં, પોતે કરેલાં કર્મના અનુભાવથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અથવા ભાવ પૃથક્ પૃથક્ રીતે હેતુ બને છે. અરિહંત ભગવંતો ઉપશમની પ્રશંસા કરે છે, માટે જો દુઃખોમાંથી મુક્ત થવાની ઇચ્છા તું રાખતો હોય તો ક્રોધનો ત્યાગ કરીને શરદઋતુનાં જળ જેવા પ્રસન્ન હૃદયવાળો થા." એટલે અશ્રુપૂર્ણ હૃદયવાળા ભદ્રકે અમાત્યને મસ્તકથી પ્રણામ કર્યાં. પછી આ ઉપશાન્ત થયો છે એમ જાણીને અમાત્યે કહ્યું, "ભદ્રક ! પંડિતમરણ મર. તેથી તું સદ્ગતિમાં જઈશ. બાલમરણ-અજ્ઞાનમરણથી મરેલા કલુષયુક્ત જીવો દુઃખથી ભરેલા સંસારમાં ભ્રમણ કરે છે. આવી સ્થિતિમાં આવી પડેલા તને હવે જીવન કયાંથી ? અથવા હોય તો પણ કેવું ? માટે આ શરીર અને આહારનો ત્યાગ કર." એટલે ભદ્રકે માથું હલાવ્યું. પછી અમાત્યે એવી સ્થિતિમાં રહેલા તેને અહિંસા, સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્યનાં વ્રતો આપ્યાં. તેણે ભાવથી એ સ્વીકાર્યાં. પછી આહારનો ત્યાગ કરીને, અમાત્યે કહેલાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુના નમસ્કારનાં પદોનું મનથી ચિન્તન કરતો તે રહ્યો. 'ધીર થજે' એમ કહીને અમાત્ય ગયો. કામદેવના પરિજનો ઘાસ અને પાણી લઇને આવ્યા, પણ તેની ભદ્રકે ઇચ્છા કરી નહીં. પછી તેઓએ ભદ્રકનો ઘા ધોઇને કષાય જળથી તે સીંચવા માંડ્યો, પણ ભદ્રકે માથું ધુણાવ્યું. પછી 'ભદ્રકે અનશન કર્યું છે' એમ જાણીને પુષ્પ-ગંધથી તેની પૂજા કરીને શેઠના માણસો ગયા. નગરજનો પણ તેની પૂજા કરવા લાગ્યા. શેઠ

દરરોજ ભદ્રકની આગળ અનિત્યભાવના, અશરણભાવના તથા ઇક્ષ્વાકુઓમાં શ્રેષ્ઠ બાહુબલિસ્વામી તથા અન્ય અણગારોનાં ચરિત્ર વર્ણવતો હતો. પછી વૈરાગ્યના માર્ગ ઉપર રહેલો તે ભદ્રક મહિષ અઢારમા દિવસે કાલધર્મ પામ્યો.

મૃગધ્વજ અણગાર પણ લાગટ છઠ-છઠની તપશ્ચર્યાથી પોતાની જાતને ભાવતા, પારણાના સમયે સાતમી પિંડૈષણાથી ભાત-પાણી મેળવીને ઉજ્ઝિતધર્મા ભિક્ષા[1] પારતા હતા. જેમની લેશ્યા વિશુદ્ધ થઇ છે એવા તેઓ શ્રુતજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી શ્રુતધર થયા. રાત્રિકાળે કાયાને વોસિરાવીને પ્રતિમામાં રહેતા, ત્રણ પ્રકારના ઉપસર્ગને સહન કરતા, પ્રશસ્ત ધ્યાનવાળા તથા વૃદ્ધિ પામતી શ્રદ્ધાવાળા બાવીસમે દિવસે શુકલધ્યાનની બીજી ભૂમિકા ઓળંગી ગયેલા તથા ધ્યાનાન્તરમાં (બીજા ધ્યાનની પરમ કક્ષામાં) રહેલા અને અપૂર્વકરણમાં પ્રવેશેલા, વૈડૂર્યમણિની જેમ તેજના અપ્રતિહત સમુદાયવાળા, વિશુદ્ધ, વૃદ્ધિ પામેલા પરિણામવાળા, જેમનાં મોહનીય, જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય તથા ઘાતિકર્મ ક્ષીણ થયાં છે એવા તેઓ કેવલી થયા તેમના કેવલજ્ઞાનની ઉત્પત્તિથી હર્ષિત થયેલા યથાસંનિહિત દેવો આવ્યા. દેવોએ ગગનમાં દુંદુભિ વગાડ્યાં, ભૂતવાદિતો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, ઋષિવાદિતો હર્ષ પામ્યા, મેઘકુમારોએ ગંધોદકની વૃષ્ટિ કરી, ગંધર્વોએ મનોહર ગાન કર્યું અને દેવનર્તિકાઓ નાચી. મૃગધ્વજ મહર્ષિનો દેવોએ કરેલો આ મહિમા સાંભળીને પરમ પ્રીતિથી પુલકિત થયેલાં ગાત્રવાળો જિતશત્રુ રાજા નગરજનોની સાથે નીકળ્યો. જેણે વાહનનો ત્યાગ કર્યો છે એવો તે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક કેવલીને વંદન કરીને દેવપર્ષદાની સમીપમાં બેઠો.

પછી દેવ, મનુષ્ય અને અસુરની તે પર્ષદાની મધ્યમાં બેઠેલા ભગવાન અરિહંત મનોહર સ્વરે ઉપદેશનાં વચન કહેવા લાગ્યા, "જીવો છે, તે બે પ્રકારના છે-મુક્ત અને સંસારી. મુક્ત છે તે શાશ્વત ભાવમાં રહેલા છે. સંસારી જીવો દ્રવ્યાદેશથી નિત્ય છે, ભાવાદેશ-પર્યાયથી અનિત્ય છે. અવિરતિને લીધે પોતે કરેલાં શુભાશુભ કર્મના પ્રાપ્ત થયેલા વિપાકને ભોગવતા, મિથ્યાત્વથી આવરાયેલા, તથા કલુષિત મન, વચન અને કાયાવાળા તેઓ પાપકર્મ ઉપાર્જન કરીને સંસારમાં ભમે છે. પણ કેટલાક હળુકર્મી જીવો પરિઘોલના-વિચારના વિશેષથી પ્રશસ્ત પરિણામને પ્રાપ્ત કરીને, જિનેશ્વરોએ ઉપદેશેલા માર્ગે ચઢી આસ્રવનું નિવારણ કરી, પૂર્વસંચિત કર્મમળને તપસલિલ વડે ધોઇને નિર્વાણના ભાગી થાય છે; કંઇક કર્મ બાકી રહેલું હોય તો પરિમિત મનુષ્યભવ અને દેવભવના ભાગી થઇને ટૂંક સમયમાં સિદ્ધશ્લોકતા-સિદ્ધગતિને પામે છે."

પછી કથાન્તરમાં રાજા પૂછવા લાગ્યો, "ભગવન્! આપને અવિદિત હોય એવું કંઇ નથી. તે અવસ્થામાં કાળ કરીને ભદ્રક મહિષ ક્યાં ગયો છે?" એટલે કેવલી બોલ્યા, "અત્યંત તીવ્ર રોષ ઉત્પન્ન થયેલો હોવા છતાં અમાત્યે જિનોપદેશનાં ચંદન જેવાં શીતળ

[1] જેનો કોઈને ઉપયોગ ન હોય એવી, ફેંકી દેવા લાયક ભિક્ષા તે ઉજ્ઝિતધર્મા ભિક્ષા.

વચનો વડે તેને બોધ કર્યો, એટલે ઉપશાન્ત થઇને, આહારનો ત્યાગ કરીને, અરિહંત-નમસ્કારમાં લીન થઇને, પ્રાણત્યાગ કરીને તે અસુરરાજ ચમરના મહિષ-સૈન્યનો અધિપતિ લોહિતાક્ષ દેવ થયો છે. મારી જ્ઞાનોત્પત્તિથી હર્ષિત થઇને વંદન કરવા આવેલો તે આ રહ્યો." એમ કહીને ભગવાને તેને બતાવ્યો, એટલે પ્રણામ કરીને તે બોલ્યો, "રાજન્! તે મહિષ હું અત્યારે આ રહ્યો." ભગવંત કેવલીને નમસ્કાર કરીને લોહિતાક્ષ બોલ્યો, "એમનાથી શિક્ષા પામેલા એવા મારા માટે અમાત્યનો ઉપદેશ રસાયણ સમાન થયો, તિર્યંચની દુર્ગતિથી હું છૂટ્યો, અને હવે તમારા દર્શન માટે આવ્યો છું." કેવલીનું વચન સાંભળીને રાજાએ ફરી વાર તેમને પૂછ્યું, "ભગવન્! નિરપરાધી એવા તેના ઉપર આપે તલવારનો ઘા કર્યો, તો શું એમનો અને આપનો જન્માન્તરનો વૈરાનુબંધ હતો?" એટલે જેમને એ વસ્તુ સુદૃષ્ટ છે એવા કેવલી કહેવા લાગ્યા, "સાંભળો—

## મૃગધ્વજ અને ભદ્રકનો પૂર્વભવ-ત્રિપૃષ્ઠ અને અશ્વગ્રીવનો વૃત્તાન્ત

આજ ભારતવર્ષમાં વૈતાઢ્યની ઉત્તરશ્રેણિમાં ચમરચંચા નગરીમાં વિદ્યાધરરાજા મયૂરગ્રીવનો પુત્ર અશ્વગ્રીવ નામે હતો. તે વિદ્યાબળથી અને રાજનામ-ગોત્રકર્મના ઉદયથી સર્વ વિદ્યાધરોને અને ભારતના રાજાઓને જીતીને રત્નપુરમાં રહીને રાજ્યલક્ષ્મીને ભોગવતો હતો.

તેનો હરિશ્મશ્રુ નામે નાસ્તિકવાદી અમાત્ય હતો. તેનો મત એવો હતો કે-શરીરથી ભિન્ન એવો કોઇ આત્મા નથી, પુણ્ય-પાપ નથી, અને તેનું ફળ પ્રાપ્ત કરનાર પણ કોઈ નથી, નરકો નથી, દેવલોક નથી; એ બધું શ્રુતિમાત્ર-સાંભળવામાં આવે છે એટલું જ છે (વાસ્તવિક નથી). તેને એક વાર અશ્વગ્રીવે કહ્યું, "અમારી ઘણી વિપુલ રિદ્ધિ, અવશ્ય કોઇ પુણ્યફળને લીધે ઉપાર્જિત થયેલી હશે, તો હજી પણ શ્રમણ-બ્રાહ્મણો અને દીન જનોને દાન આપીએ અથવા શીલ અને કાળને ઉદ્દેશીને તપ કરીએ. તેથી અમારું પરલોકનું હિત થશે." હરિશ્મશ્રુએ કહ્યું, "સ્વામી! જેને માટે પરલોકનું હિત માગીએ એવો જીવ નથી. જો દેહથી ભિન્ન એવો જીવ હોય તો, પિંજરમાંથી નીકળતા પક્ષીની જેમ, શરીરમાંથી નીકળતો તે માલૂમ પડત. એમ જાણો કે-પાંચ મહાભૂતોનો 'મનુષ્ય' નામનો કોઈ સંયોગ ઉત્પન્ન થાય છે, જેને અજ્ઞાન લોકો 'જીવ' માને છે. જેવી રીતે દર્શનીય એવું ઇન્દ્રધનુષ્ય યદૃચ્છાએ ઉત્પન્ન થાય છે, અને પાછું યદૃચ્છાએ નાશ પામે છે, એવી રીતે આ સંસારમાં કોઇ સારભૂત વસ્તુ નથી, જે શરીરનો નાશ થતાં પરભવમાં સંક્રમણ પામતી હોય. પાપ નથી તેમજ પુણ્યનું ફળ નથી. નરકનો ભય અને દેવલોકનું સૌખ્ય પંડિતોએ વર્ણવેલું છે (કલ્પનામાત્ર છે), માટે પરલોકના (કાલ્પનિક) હેતુનો ત્યાગ કરો. 'પરીક્ષકના મતથી જોતાં દેહથી ભિન્ન એવો આત્મા નથી' એ પ્રમાણે વિશ્વાસ રાખો." ધર્માભિમુખ અશ્વગ્રીવને તે હરિશ્મશ્રુ આમ અનેક રીતે સમજાવતો હતો.

તે સમયે પોતનપુરમાં દક્ષ નામે રાજા હતો. ભદ્રા તેની અગ્રમહિષી હતી; તેની મૃગાવતી નામે પુત્રી હતી અને અચલ નામે પુત્ર હતો. તે મૃગાવતી કુમારી ઉત્તમ લક્ષણોવાળી અને રૂપાળી હતી. પછી યૌવનમાં આવેલી અને અતીવ લાવણ્યયુક્ત વર્ણવાળી મૃગાવતીને જોતો તે દક્ષ મદનવશ થયો. તેના વદનાસવનો મદ, નયનને વિશ્રામ આપનારું રૂપ, મનોહર હાસ્ય તથા ગાત્રસ્પર્શ ( એ સર્વને ) અન્ય યુવતિઓથી અસાધારણ માનતો તે વિચાર કરવા લાગ્યો, " આવું સ્રીરત્ન જો હું ન ભોગવું તો મારો મનુષ્યજન્મ અને જીવન વૃથા છે. " પછી તેણે નાગરિકવર્ગમાંથી પ્રધાન પુરુષોને બોલાવીને, તેમનો પૂજા–સત્કાર કરી પૂછ્યું, "મારા પુરમાં અથવા અંતઃપુરમાં જે રત્ન ઉત્પન્ન થાય તેનો ભાગી કોણ થાય ?" તેઓ બોલ્યા, " સ્વામી ! તમે. " પછી રાજાએ તેમને રજા આપી. વળી તેણે મૃગાવતીને કહ્યું, " પ્રિયે ! બાલમૃગના જેવાં ચંચળ નયનોવાળી ! મને જો, મારી ભાર્યા થા, મારા સકલ કોશનો તું આજે જ સ્વીકાર કર. " તે બોલી, " તાત ! મને અયોગ્ય વચન બોલવાને તમે યોગ્ય નથી. શું તમે પાપથી ડરતા નથી ? સજ્જનો વડે નિન્દનીય આવાં વચનથી બસ કરો તમે પણ જાણે આવું બોલ્યા નથી અને મેં સાંભળ્યું નથી ( એમ માનો ). " દક્ષ બોલ્યો, " મુગ્ધે ! તું સાચી વસ્તુ જાણતી નથી. શું તેં મહાપંડિત હરિશ્મશ્રુનો મત સાંભળ્યો નથી ? વિદ્વાનોએ વર્ણવેલું પાપનું અથવા પુણ્યનું ફળ જે ભવાન્તરમાં અનુભવે એવો શરીરથી ભિન્ન આત્મા જ નથી; માટે પાપ નથી. તું લક્ષ્મીની અવજ્ઞા ન કર. " પછી તેણે મધુર અને શૃંગારયુક્ત વચનો વડે તે બાલાને સમજાવી લીધી. પછી તેની સાથે વિષયસુખ અનુભવતો તે વિહરવા લાગ્યો. ' પ્રજાનો તેણે ( પત્ની તરીકે ) સ્વીકાર કર્યો, ' તેથી પ્રજાપતિ કહેવાયો.

કોઇ એક વાર સુખશયનમાં સૂતેલી મૃગાવતી દેવી સાત મહાસ્વપ્નો જોઈને જાગી, અને તેણે એ સ્વપ્નો પ્રજાપતિને જણાવ્યાં. તેણે કહ્યું, " પ્રિયે ! જે પ્રકારનાં સ્વપ્નો તેં જોયાં છે તે ઉપરથી તારો પુત્ર ભરતાર્ધનો સ્વામી થશે. " પછી મહાશુક્ર કલ્પના અધિપતિનો સામાનિક દેવ સત્તર સાગરોપમ સુધી સુરસુખ અનુભવીને, ચ્યુત થઇને મૃગાવતીની કુક્ષિમાં આવ્યો. પછી જેના દોહદ પૂરા કરવામાં આવ્યા છે એવી મૃગાવતી દેવીએ પૂરે દહાડે અતસી પુષ્પના પુંજ જેવા ( શ્યામ ) વર્ણવાળા, વિકસિત કમળ જેવાં નયનવાળા, શ્રીવત્સથી અલંકૃત વક્ષઃસ્થળવાળા, ચંદ્ર, સૂર્ય, અંકુશ, સમુદ્ર, મંદર ચક્ર વડે અંકિત હસ્તકમળ અને ચરણકમળવાળા પુત્રને જન્મ આપ્યો. ત્રિપૃષ્ઠ એવું તેનું યથાર્થ નામ પાડવામાં આવ્યું. શ્રીવત્સથી યુક્ત વક્ષઃસ્થળવાળો અને મોગરાના પુષ્પ જેવા ધવલ દેહવાળો અચલકુમાર શરદ ઋતુના ચંદ્ર જેવા પ્રિય દર્શનવાળો હતો. તે બન્ને કુમારો ઊછરતા હતા.

રથનૂપુરચક્રવાલ નગરમાં જ્વલનજટી નામે વિદ્યાધરરાજા હતો. તેની સુપ્રભા દેવી હતી, અર્ક–સૂર્યના જેવો તેજયુક્ત તેમનો અર્કકીર્તિ નામે કુમાર હતો, અને સ્વયંપ્રભા પુત્રી હતી. તે કન્યા રૂપવતી હતી. તે રાજાનો સંભિન્નશ્રોત નામે નૈમિત્તિક હતો. જ્વલનજટીએ તેને પૂછ્યું, "આર્ય! કહો, સ્વયંપ્રભા કુમારી કોને આપવી? શું અશ્વગ્રીવ રાજાને આપવી કે બીજા કોઇ વિદ્યાધરને?" તેણે નિમિત્તના બળથી જોઈને કહ્યું, "રાજા અશ્વગ્રીવ અલ્પાયુ છે. આ કુમારી વાસુદેવની અગ્રમહિષી થશે. તે (વાસુદેવ) પ્રજાપતિ રાજાનો પુત્ર ત્રિપૃષ્ઠ નામે છે, તેને એ કન્યા આપો. મેં જ્ઞાનચક્ષુથી એ જોયું છે." રાજાએ સ્વીકાર્યું કે, "એ વસ્તુ તમે કહો છો તે પ્રમાણે છે." એ પ્રમાણે નક્કી થયું.

જેને વિદ્યાધરો અને માનવો નમેલા હતા એવા અશ્વગ્રીવે નૈમિત્તિકને પૂછ્યું, "ભગવંત! મારો શત્રુ છે કે નથી?" નૈમિત્તિકે જોઇને કહ્યું, "છે." તેણે પૂછ્યું, "તેને કેવી રીતે જાણવો?" નૈમિત્તિકે કહ્યું, "જે તારા ચંડસિંહ દૂતનું અપમાન કરશે અને પશ્ચિમ પ્રદેશમાં[1] હિમવંત પર્વતની સમીપે આયુધ વગર સિંહને મારશે તેનાથી તારું મૃત્યુ થશે; એમાં સંદેહ નથી." પછી તેણે પરીક્ષાપૂર્વક સર્વ રાજકુલોમાં ચંડસિંહને મોકલ્યો. તે સર્વ સ્થળેથી સન્માન પામીને આવતો હતો, પણ 'પ્રેક્ષાગૃહમાં ગયેલા અમારા પિતાને તું હેરાન કરે છે' એમ કહીને પ્રજાપતિના પુત્રોએ તેનું અપમાન કર્યું. પણ સાચી હકીકત જાણતાં દક્ષે તે દૂતને મનાવ્યો કે, "આ તો તમારા જ કુમારો છે. તેઓ બાળક અને અજ્ઞાન છે, માટે મને ક્ષમા કરો." એમ કહી સન્માન કરીને તેને વિદાય કર્યો. દૂતે અશ્વગ્રીવને પોતાનું સન્માન થયાનું કહ્યું, પણ અપમાન થયાનું કહ્યું નહીં. પણ અશ્વગ્રીવે (બીજી રીતે) જાણી લીધું કે પ્રજાપતિના પુત્રોએ તેનું અપમાન કર્યું હતું. પછી તેણે (દક્ષને) કહેણ મોકલ્યું, "કુમારો ભલે અહીં આવે; મારે તેમને મળવું છે." દક્ષે કહેવરાવ્યું કે, "તમારી જ આજ્ઞાથી તેઓ પશ્ચિમ દિશામાં સિંહના ભયનું નિવારણ કરવા ગયા છે."

રથમાં બેઠેલા ત્રિપૃષ્ઠે સિંહને જોયો. 'રથમાં બેઠેલા અને પગે ચાલનારનું યુદ્ધ અસમાન–અયોગ્ય છે.' એમ વિચારીને તે રથમાંથી નીચે ઊતર્યો. ફરી પાછું તેણે વિચાર્યું, "સાયુધ અને નિરાયુધ લડે એ યોગ્ય નથી." એમ વિચારીને તેણે તલવાર ફેંકી દીધી. પછી ડાબો હાથ પાછળ સંકોચીને તે ઊભો રહ્યો. સિંહે ત્રાપ મારી, અને તેનો (જમણો) હાથ મોંમાં લીધો, એટલે તેણે સંકોચેલો હાથ લાંબો કર્યો. નહીં ગભરાયેલા ત્રિપૃષ્ઠે

---

૧. અહીં મૂળમાં अपच्छिमे (પૂર્વમાં) પાઠ છે. પણ થોડી જ પંક્તિઓ પછી ત્રિપૃષ્ઠ પશ્ચિમ દિશામાં ગયાનો ઉલ્લેખ આવે છે. કેતુમતી લંભકમાં શ્રી શાન્તિનાથના ચરિત્રમાં આ કથા આવે છે ત્યાં અપરાન્તમાં–પશ્ચિમમાં સિંહને મારવાની વાત આવે છે. આથી મૂળના अपच्छिम અને पच्छिम એ બે પાઠમાં पच्छिम પાઠ સાચો હોય એ સંભવિત જણાય છે.

સિંહનું મુખ ચીરી નાખ્યું. પછી તેણે જૂના કપડાની જેમ હૃદયપ્રદેશ સુધી સિંહનું શરીર હાથથી ચીરી નાખ્યું. ત્રિપૃષ્ઠે ફેંકી દીધેલો સિંહ અમર્ષથી તરફડતો હતો. સારથિએ તેને કહ્યું, "તને પુરુષસિંહે માર્યો છે; કુપુરુષે માર્યો છે એમ તું માનીશ નહીં." એટલે પછી તેના પ્રાણ ગયા. નગરમાં આવેલા ત્રિપૃષ્ઠે અશ્વગ્રીવને કહેવરાવ્યું કે, "રાજાઓ સુખેથી રહો." સિંહને આ પ્રમાણે મરાયેલો જાણી અશ્વગ્રીવને શંકા થઇ. તેણે સ્વયંપ્રભાની માગણી કરી, પણ તેના પિતા જ્વલનજટીએ તે આપી નહીં. પછી કાલક્ષેપને નહીં સહન કરી શકતો તે જ્વલનજટી ઉત્તમ લક્ષણોથી યુક્ત તે કન્યાને ત્રિપૃષ્ઠ પાસે લાવ્યો. સંભિન્નશ્રોત નૈમિત્તિકે ત્રિપૃષ્ઠને કહ્યું, "દેવ! તમે ભરતાર્ધના સ્વામી છો; માટે જયથી વૃદ્ધિ પામો." ત્રિપૃષ્ઠને સ્વયંપ્રભા આપી હોવાનું સાંભળીને કોપેલો અશ્વગ્રીવ સૈન્ય-વાહન સહિત રથાવર્ત પર્વત ઉપર આવ્યો. ત્રિપૃષ્ઠ અને જ્વલનજટીના પક્ષના વિદ્યાધરો પણ ત્યાં ગયા. પછી માનવો અને વિદ્યાધરોનું યુદ્ધ છ માસ સુધી ચાલ્યું. પછી ત્રિપૃષ્ઠે પોતાના ચક્રથી અશ્વગ્રીવનો વધ કર્યો, એટલે તે અશ્વગ્રીવ સાતમી પૃથ્વીમાં ગયો. આ ભરતમાં અવસર્પિણીમાં ત્રિપૃષ્ઠ પહેલો વાસુદેવ થયો. હરિશ્મશ્રુ પણ મરીને સાતમી પૃથ્વીમાં જ નારક થયો. પછી 'મારા વિઘ્નમાં આ બરાબર ઉપસ્થિત થયો'[1] એમ વિચારતાં અશ્વગ્રીવને હરિશ્મશ્રુ સાથે વેર થયું. અવધિ વિષયથી એકબીજાને જોતા અને તે જ ક્ષણે રોષથી પ્રદીપ્ત થયેલા તેઓ પોતે વિકુર્વેલાં સેંકડો હથિયારો વડે એક-બીજાને પ્રહાર કરવા લાગ્યા. આ પ્રમાણે ઉત્કૃષ્ટ શીત, ક્ષુધા અને તૃષાને અનુભવતા તથા ઉત્કૃષ્ટ કૃષ્ણલેશ્યાના પરિણામથી કલુષિત હૃદયવાળા તેઓનાં તેત્રીસ સાગરોપમ વીતી ગયાં.

નાસ્તિકવાદનું પ્રકાશન કરવાથી બંધાયેલ દર્શનમોહનીય કર્મના સંચય વડે દીર્ઘકાળ સુધી દુઃખપરંપરા અનુભવીને હરિશ્મશ્રુ મહિષ-અવસ્થામાં સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી જેવી રીતે દેવ થયો તે સાંભળો—

માયાની બહુલતાથી જેણે તિર્યંચનું આયુષ્ય બાંધ્યું છે એવો તથા અશાતાવેદનીયની સાંકળમાં બંધાયેલો હરિશ્મશ્રુ અંતે નરકમાંથી ઉદ્વર્તિત થઇને મત્સ્ય થયો. ત્યાં પણ પંચેન્દ્રિયના વધ અને માંસાહારમાં આસક્ત એવો તે પૂર્વ કોટિ સુધી જીવીને, નારકનું આયુષ્ય બાંધીને છઠ્ઠી પૃથ્વીમાં ઉત્પન્ન થયો. ત્યાં પણ બાવીસ સાગરોપમ સુધી ત્યાંનાં પુદ્‌ગલોના પરિણામથી ઉત્પન્ન થયેલું અને પરસ્પરને પીડા કરવા નિમિત્ત દુઃખ અનુભવીને ઉદ્વર્તિત થઇને સાપ થયો. ત્યાં પણ તે ભવ-નિમિત્તક રોષથી કલુષિત ચિત્તવાળો તે મરણ પામીને પાંચમી પૃથ્વીમાં સત્તર સાગરોપમની સ્થિતિવાળો નારક થયો. ત્યાંથી તિર્યંચનું આયુષ્ય બાંધીને વાઘ થયો. ત્યાં પણ પ્રાણીવધથી મલિન હૃદય-

૧. કારણ કે હરિશ્મશ્રુના નાસ્તિકવાદને પ્રજાપતિએ સ્વીકાર્યો, તેને પરિણામે અશ્વગ્રીવના શત્રુ ત્રિપૃષ્ઠનો જન્મ થયો.

વાળો તે મરીને ચોથી પૃથ્વીમાં ઉત્પન્ન થયો. ત્યાં દશ સાગરોપમ સુધી ક્લેશ અનુભવીને મરણ પામી કંકપક્ષી થયો. ત્યાં પણ જીવવધમાં ઉદ્યત અને દારુણ ચિત્તવાળો તે ત્રીજી પૃથ્વીમાં ઉત્પન્ન થયો. ત્યાં પણ સાત સાગરોપમ સુધી ઉત્કૃષ્ટ વેદના તથા પરમાધાર્મિક દેવો તરફની પીડા અનુભવીને પછી સાપ થયો. પછી દુઃખમરણ અનુભવીને બીજી પૃથ્વી શર્કરાપ્રભામાં ઉત્પન્ન થયો. ત્યાં ત્રણ સાગરોપમ સુધી દુઃખાગ્નિથી દાઝીને ઉદ્વર્તિત થઇ સંજ્ઞી પંચેન્દ્રિય થયો. ત્યાંથી મરીને રત્નપ્રભામાં નારક થયો. એક સાગરોપમ સુધી ત્યાં વસીને પંચેન્દ્રિય તિર્યંચ થયો. પછી ચઉરેન્દ્રિયમાં છ માસનું આયુષ્ય પાળીને ત્રીન્દ્રિય થયો. ત્યાં ઓગણપચાસ રાત્રિ-દિવસ જીવીને પછી દુઃખમરણથી પીડાયેલો તે દ્વીન્દ્રિય થયો. પછી તિર્યંચગતિ નામ-ગોત્ર-આયુકર્મ ઉપાર્જિત કરવાથી જેનો જન્મ થયો છે એવો તે ઘરડી, અને જેને દૂધ આવતું નથી એવી ભેંસની કુક્ષિમાં બચ્ચા તરીકે પેદા થયો. ત્યાં પણ હરિશ્મશ્રુના ભવમાં ઉપાર્જિત કરેલા આહારવિઘ્નને લીધે દૂધ નહીં પામતો એવો તે બાલ્યાવસ્થામાં જ મરણ પામીને બકરો થયો. ત્યાં પણ ભરવાડ દૂધ લઇ લેતો હતો, તેથી તે મરણ પામ્યો, અને પછી કામદેવની ભેંસોના યૂથમાં ભેંસનો પાડો થયો. દંડક ગોપે તેને જીવતાંવેંત જ મારી નાખ્યો. 'બધું શૂન્ય છે' એમ પૂર્વે તે માનતો હતો તથા શત્રુઓ પ્રત્યે નિર્દય હતો, તેથી અનેક જન્મ-મરણનાં દુઃખો તેણે પ્રાપ્ત કર્યાં. પછી ફરી તે ભેંસનો પાડો થયો. માંસની ઇચ્છાવાળા દંડકે તેને, અશુભ કર્મનો સંચય ઓછો થવાથી તે પૂર્વજન્મનું સ્મરણ કરતો હતો તે વખતે, મારી નાખ્યો. એ પ્રમાણે તે સાત વાર જન્મ્યો અને સાત વાર તેનો વધ કરવામાં આવ્યો. આઠમા જન્મમાં પૂર્વજન્મનું સ્મરણ કરતો, મરણથી ડરતો અને માતાના સ્તનપાનની ઇચ્છા નહીં કરતો તે દંડકને પગે પડ્યો. કોઈ કારણથી ગોકુલમાં સાધુ આવ્યા હતા. તેમને દંડકે પૂછ્યું, "ભગવન્! આ પાડો જન્મતાંવેંત મારે પગે પડી રહ્યો છે અને સ્તનપાન ઇચ્છતો નથી, તેનું શું કારણ હશે?" સાધુએ અવધિજ્ઞાનથી સાચી વસ્તુ જાણીને કહ્યું, "દંડક! માંસની ઇચ્છાવાળા તેં આ બિચારાને સાત વાર મારી નાખ્યો, તેથી પૂર્વજન્મોનું સ્મરણ કરતો અને મરણથી ડરતો તે તારા પગમાં આળોટે છે. પૂર્વભવમાં કરેલા પ્રાણાતિપાતના દોષથી અવશ એવો આ મરણદુઃખ અનુભવે છે. જો તું પણ મરણથી ડરતો હોય તો અનુકંપાવાળો અને દયાવાન થા. એથી તને પરલોકમાં ભય નહીં થાય; નહીં તો જેવી રીતે આ દુઃખમરણોને પ્રાપ્ત થયો છે તેવી રીતે તું પણ પ્રાપ્ત થઇશ." પછી 'આ આજથી મારો ભાઇ છે, મેં તને અભય આપ્યું છે' એમ કહીને દંડક તે પાડાને ઉછેરવા લાગ્યો. જેને કામદેવે અભય આપ્યું હતું તથા તમે અભય-ઘોષણા કરાવવા વડે જેના ઉપર કૃપા કરી હતી એવો તે પાડો ગોકુળમાં 'ભદ્રક' તરીકે ઓળખાતો હતો. જન્માન્તરના વેરભાવથી મેં તેના ઉપર ઘા કર્યો હતો. અમાત્યનાં વચનોથી સંબોધ પામીને, સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને તે લોહિતાક્ષ દેવ થયો છે.

જે મહાઆરંભ, પરિગ્રહ અને અધિકરણ( અસંયમ )વાળો હતો, કામભોગોનો જેણે ત્યાગ કર્યો નહોતો અને હરિશ્મશ્રુના મતને અનુસરીને જેણે ધર્મનો સંચય કર્યો નહોતો એવો તે હું અશ્વગ્રીવ તમતમા પૃથ્વીમાં તેત્રીસ સાગરોપમ સુધી દુઃખ અનુભવીને અને તિર્યંચ, નારક તથા હલકાં મનુષ્યોના ભવ વડે અનુબદ્ધ સંસારમાં ભમીને અહીં આવ્યો. અમાત્યનાં વચનમાંથી નીકળેલા જિનવચનરૂપી અમૃત વડે સીંચાયેલા હૃદયવાળો હું પ્રતિબોધ પામ્યો. અનુભવેલા નરકદુઃખનું સ્મરણ થવાથી જેને નિશ્ચય કર્યો છે એવો હું પ્રવ્રજ્યા લઈને તપોબળ વડે ઘાતિ કર્મનો પરાજય કરીને કૃતકૃત્ય એવો સર્વજ્ઞ થયો. ”

આ સાંભળીને જેને ધર્મરાગ પેદા થયો છે એવો લોહિતાક્ષ દેવ ઊઠીને, કેવલીની પ્રદક્ષિણા કરીને, વિનયપૂર્વક પ્રણામ કરીને બોલ્યો, “ ભગવન્! આપે મારા જે જન્મો કહ્યા તે નિઃસંશય તે પ્રમાણે જ છે. અવધિવિષયથી તે હું જાણું છું, તથા આપે તે પ્રમાણે વર્ણવેલા એ જન્મોનું મને સ્મરણ છે. અતીત કાળમાં મારી ભવ–પરંપરા પણ આપે નક્કી કહી તે પ્રમાણે જ છે. મિથ્યાત્વથી આવરાયેલા મેં ઉન્માર્ગ દર્શાવીને લોકોને વ્યુદ્ગ્રાહિત કર્યાં, તેનું ફળ હું પામ્યો છું. હવે મારી બુદ્ધિ જિનવચનમાં રુચિવાળી થઈ છે, તેથી ફરી મોહ નહીં પામું.’’ એમ કહીને તે કેવલીના પગે પડ્યો.

એ સમયે જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવો જિતશત્રુ રાજા સિંહધ્વજ પુત્રને રાજ્ય આપીને ઘણા પરિવાર સહિત દીક્ષા લઈને અમાત્યની સાથે શ્રમણ થયો.

લોહિતાક્ષ દેવે કામદેવને વિપુલ ધન આપ્યું. તેણે કામદેવને આજ્ઞા કરી, “ભગવાન મૃગધ્વજનું આયતન કરો અને તેમાં એમની પ્રતિમા મૂકો. મારી પણ ત્રણ પગવાળી આકૃતિ સ્થાપન કરો. ” એમ કહીને દેવ ગયો. પર્ષદા પણ જે પ્રમાણે આવી હતી તે પ્રમાણે પાછી ગઈ. વેદનીય–આયુ–નામ–ગોત્ર કર્મ જેનાં ક્ષીણ થયાં છે એવા ભગવાન મૃગધ્વજ માસક્ષપણ કરીને નિર્વાણ પામ્યા. કામદેવે સિંહધ્વજ રાજાની અનુમતિથી તેમનું આયતન કરાવ્યું. મૃગધ્વજની પ્રતિમા, તે પ્રતિમાને પ્રણામ કરતી પોતાની પ્રતિમા અને લોહિતાક્ષની ત્રણ પગવાળા મહિષની આકૃતિ (તેમાં કરાવવામાં આવી). રાજાની અનુમતિથી લોકોના સંબોધન નિમિત્તે તે ઋષિનું ચરિત્ર રચવામાં આવ્યું. તે ચરિત્ર પંડિતો ગાય છે.

પણ આ તો આઠ પેઢી પહેલાં બન્યું. તે કામદેવના વંશમાં અત્યારે કામદેવ નામનો શેઠ છે અને તે રાજા એણીપુત્રને પોતાના શરીર જેટલો પ્રિય છે. તેની બંધુમતી નામની પુત્રી પ્રશસ્ત હાથ, પગ, જંઘા, ઉરુ, નિતંબ, કટિ, સ્તન, વદનચંદ્ર, આકૃતિ, ગમન અને વચનવાળી તથા સર્વ કલાઓમાં પણ નિપુણ છે. તેના રૂપથી વિસ્મિત થયેલા મહાધનિક પુરુષો તેનું માગું કરે છે, તો પણ શ્રેષ્ઠી તે કન્યા આપતો નથી. જે વરની તેનો પિતામહ ( આયતનમાં રહેલી કામદેવની મૂર્તિ ) સૂચના કરશે તેને તે આપશે. જો તમે આ પ્રાસાદનું તથા સિદ્ધપ્રતિમાનું દર્શન કરવાની ઇચ્છાવાળા હો તો મુહૂર્ત માત્ર રાહ જુઓ.

પુત્રી માટે વરની ઇચ્છા કરતો શેઠ અહીં આવશે અને ( આ પ્રાસાદનું ) બત્રીસ કળવાળું તાળું ઉઘાડશે." આમ કહીને બ્રાહ્મણ ગયો.

**બંધુમતીનું પાણિગ્રહણ—**

હું પણ કુતૂહલથી તાલોદ્ઘાટની વિદ્યાથી તાળું ઉઘાડીને અંદર ગયો. દ્વાર પાછું હતું તે પ્રમાણે બંધ થઇ ગયું. સુરભિ ધૂપના ગંધથી વ્યાપ્ત, મણિના દીપકોથી પ્રકાશિત અને દેવવિમાન જેવો પ્રાસાદ મેં જોયો. મેં સિદ્ધપ્રતિમાને પ્રણામ કર્યા. મુહૂર્તમાત્ર પછી મેં શેઠનાં પરિજનોનો શબ્દ સાંભળ્યો. પછી કામદેવની પ્રતિમાની પાછળ થાંભલાના આંતરે હું ઊભો રહ્યો. કમાડ ઉઘાડવામાં આવ્યું. મણિદીપકોના પ્રકાશમાં અને સૂર્યના તેજના પ્રકાશમાં કંઇ ભેદ નહોતો. થોડાં અને કીમતી આભૂષણો જેણે પહેર્યાં હતાં એવા વિનીત વેશવાળા અને રૂપમાં કામદેવ જેવા કામદેવને મેં જોયો. તેણે ધવલ પુષ્પોથી પ્રતિમાનું અર્ચન કર્યું. મણિની ફરસબંધી ઉપર પહેલાં પૂજાયેલી પ્રતિમાઓ હતી; પછી ધૂપ દઇને પ્રતિમાને પગે પડીને કામદેવ કહેવા લાગ્યો, "પિતામહ ! બંધુજનોને પ્રિય એવી બંધુશ્રીની પુત્રી બંધુમતીને માટે વર આપો અથવા બતાવો." એમ કહીને તે ઉઠ્યો. મેં પણ સરસ કમળના જેવો કોમળ અને ઉત્તમ લક્ષણો વડે અંકિત એવો જમણો હાથ લાંબો કર્યો. સન્તોષથી વિકાસ પામેલાં નયનવાળા તેણે મારો હાથ પોતાના હાથમાં પકડ્યો. 'દેવે બંધુમતીને વર આપ્યો છે' એમ પરિજનોને કહેતો તે ( મને સાથે લઇ ) આગળો વાસીને દેવળમાંથી બહાર નીકળ્યો. વિનયથી પ્રણામ કરીને તેણે મને કહ્યું, "દેવ ! વાહનમાં બેસો." એટલે હું (વાહનમાં બેસી) ચાલ્યો. શેઠ મારી પાછળ આવતો હતો. સેવકોના મુખેથી જેમણે હકીકત સાંભળી હતી એવા લોકો મારી સ્તુતિ કરતા હતા કે, "અહો ! ખરેખર આ દેવ અથવા વિદ્યાધર છે." બીજાઓ કહેતા હતા કે, "બીજના ચન્દ્ર જેવા મનોહર શરીરવાળો, ભ્રમર સહિત કમલપત્ર સમાન નયનવાળો, મણિશિલાતલ સમાન વક્ષઃસ્થળવાળો, નગરની ભોગળ જેવા લાંબા અને ગોળ બે બાહુવાળો, હાથમાં પકડી શકાય એવા રમણીય મધ્યભાગવાળો, કિસલય જેવા કોમળ ઉત્તમ હાથવાળો તથા અશ્વના જેવી સ્થિર અને સંહત-સુડોળ કટિવાળો આ પુરુષ ખરેખર નાગકુમાર હશે." આ પ્રશંસા કરતા લોકોનો વાર્તાલાપ સાંભળતો હું નાગભવન જેવા શ્રેષ્ઠીના ભવન પાસે પહોંચ્યો ત્યાં બારીઓ અને જાળીઓમાં રહેલી સ્ત્રીઓ બોલતી હતી, "અહો ! બંધુમતી ધન્ય છે, જેને લોકોનાં નયનોને માટે વિશ્રામરૂપ અને ઘણા કાળે જેના રૂપાતિશયનું વર્ણન કરી શકાય એવો આ ( પતિ પ્રાપ્ત થયો છે )." આ પ્રમાણે પ્રશંસા કરાતો હું ભવન આગળ પહોંચ્યો, અને વાહનમાંથી ઊતર્યો. મારી અર્ઘ્યપૂજા કરવામાં આવી, એટલે સુરભવન જેવા મનોહર કામદેવના ભવનમાં હું પ્રવેશ્યો.

પછી સુખાસનમાં બેઠેલા એવા મારો વરને યોગ્ય શણગાર કરવામાં આવ્યો. જેમણે મંગલ વસ્ત્રાભૂષણો પહેર્યાં હતાં એવી અવિધવા સ્ત્રીઓ આવી. ઘર ભરાઇ ગયું. પછી દૂર્વાંકુરથી મિશ્રિત ફૂલની માળાવાળી, ઉત્તમ કુસુમનાં જેણે કુંડલ કર્યાં હતાં એવી,

ચૂડામણિનાં કિરણો વડે જેનો પ્રશસ્ત અંબોડો રંગાયેલો છે એવી, ઉજ્જવળ કનકનાં કુંડલોની પ્રભાથી અનુલિપ્ત નયનોની કાન્તિ વડે સારી રીતે રંગાયેલ મુખારવિન્દવાળી, કનકનાં મનોહર કડાં વડે મંડિત અને રાતી હથેળીયુક્ત બાહુલતાવાળી, તરલ હાર વડે મંડિત પુષ્ટ સ્તનોના ભારથી ખેદ પામતા મધ્યભાગવાળી, કંદોરા વડે બંધાયેલા જઘન-મંડળની પુષ્ટતાથી પીડા પામતા ચરણકમળવાળી, કમળથી રહિત લક્ષ્મી જેવી શોભાને ધારણ કરતી, સ્નાન અને પ્રસાધનનાં વિવિધ પાત્રો ઝાલવામાં રોકાયેલ દાસીજનોથી વીંટાયેલી અને બારીક શ્વેત રેશમી વસ્ત્રનું જેણે ઉત્તરીય ધારણ કરેલું હતું એવી, ઉજ્જવળ વસ્ત્રોવાળી બંધુમતી પરિજનોની સાથે બહાર આવી. તે સમયે ધોયેલું અતિશ્વેત વસ્ત્ર ધારણ કરેલો અને કર્ણિકારની કેસરાઓના સમૂહ જેવા ગૌર તથા પુષ્ટ શરીરવાળો બ્રાહ્મણ આવ્યો. તે મારો જયશબ્દ કરીને મધુર વચનથી કહેવા લાગ્યો, "દેવ! સાંભળો, કામદેવ શ્રેષ્ઠી વૈશ્ય છે. હું સૂક્ષ્મ નામનો ઉપાધ્યાય છું. તમારી અનુમતિથી હું અગ્નિકાર્ય–લગ્નવિધિ કરીશ." મેં કહ્યું, "શાસ્ત્ર પ્રમાણે કરો." એટલે તે બોલ્યો, "આ સર્વાર્થસિદ્ધિ શિલા (બાજઠ) ઉપર બેસો." તે બંધુમતીને પણ બળવાન પુરુષે તેડીને મારી જમણી બાજુએ બેસાડી. પછી હર્ષ પામેલા વદનવાળા શ્રેષ્ઠીએ મને તેનું પાણિગ્રહણ કરાવ્યું. જેના હાથમાં મંત્રેલા દર્ભ હતા એવા ઉપાધ્યાયે સોનાની ઝારી વડે સરસવમિશ્રિત પાણીથી પહેલાં અમારો અભિષેક કર્યો. પછી ચાંદી, સુવર્ણ અને માટીના કલશોથી પરિજનોએ અમને સ્નાન કરાવ્યું. તૂર્ય–નિનાદ અને મંગલ શબ્દો વડે અભિનંદાયેલાં તથા રાજા વડે અલંકૃત થયેલાં અમે પાસેની વેદી આગળ ગયાં. ઉપાધ્યાયે વિધિપૂર્વક હોમ કર્યો. પત્ની સહિત મેં પણ અગ્નિદેવની પ્રદક્ષિણા કરી અને તેમાં ડાંગરની અંજલિઓ નાખી 'તમારી સંગતિ અજર થાઓ' એમ બોલતા ઉપાધ્યાયે મને વધાવ્યો.

પછી હું ભોજનગૃહમાં પ્રવેશ્યો. સુખપૂર્વક બેઠેલો હું મધુર રસવાળું ભોજન જમ્યો. મંગલ ગીતો વડે ગવાતા મેં બાકીનો દિવસ ગાળ્યો. સૂર્ય અસ્ત પામ્યો, સંધ્યા વીતી ગઈ અને તારાઓ દેખાવા લાગ્યા, એટલે ઉપાધ્યાયે બંધુમતીને કહ્યું, "ઉત્તર દિશામાં આ ધ્રુવને તું જુએ છે?" તેણે કહ્યું, "જોઉં છું." પછી મણિદીપકો વડે પ્રકાશિત ગર્ભ-ગૃહમાં અમે પ્રવેશ્યાં. મહામૂલ્યવાન શયનમાં હું બંધુમતીની સાથે બેઠો. વિષયોપભોગથી મુદિત માનસવાળા એવા મારી રાત્રિ સુખપૂર્વક વીતી ગઈ.

પછી શુભ દિવસે પ્રસાધન કરાવનારી દાસીઓએ મારું પ્રસાધન કર્યું. કામદેવની ઇચ્છાથી રાજકુલમાં જવાના વિચારથી હું નીકળ્યો, તો કુશળ શિલ્પીના બુદ્ધિસર્વસ્વથી નિર્મિત થયેલી, ભમરાઓના સમૂહને લોભ પમાડનાર નાના પ્રકારનાં કલ્પવૃક્ષો(નાં ચિત્રો)થી વિભૂષિત થયેલી, કુતૂહલપ્રિય જનોનાં નયનોને માટે મનોહર અને જાણે કે દિવ્ય હોય તેવી ઊંચી શિબિકા મેં ભવનના દ્વારમાં જોઈ. બંધુમતીની સાથે તેમાં હું આરૂઢ થયો. તકિયાવાળા આસન ઉપર હું બેઠો. પછી ચામર ઢોળવાનું શરૂ થયું અને તરુણ યુવ-

તિઓએ સફેદ છત્ર ધર્યું. પછી શંખ, તૂર્ય અને પટહના ઉતાવળા શબ્દથી ક્ષોભ પામેલાં પ્રેક્ષકજનો વડે જોવાતો હું નીકળ્યો. કેટલાક લોકો મારો જયશબ્દ કરતા હતા. કેટલાક બોલતા હતા, “ખરેખર, શેઠને દેવે જમાઇ આપ્યો છે, આટલો રૂપાળો અને સૌમ્ય રૂપવાળો આ દેવ છે.” બીજાઓ બોલતા હતા, “વિદ્યાધર હશે.” ‘અહો રૂપ! અહો કાન્તિ! અહો લાવણ્ય! અહો કામદેવની કન્યા કૃતાર્થ થઈ છે!’ એમ બોલતી, પ્રાસાદમાં રહેલી વિસ્મિત યુવતિઓ અમારા ઉપર કુસુમવૃષ્ટિ કરતી હતી તથા પાંચ પ્રકારનાં સુગંધી ગંધચૂર્ણો નાખતી હતી. પછી આ પ્રમાણે પ્રશંસા કરાતો હું અનુક્રમે રાજભવનમાં પહોંચ્યો. મને જોવાના લોભથી આવેલાં અંતઃપુરનાં જનો વડે બારીઓ, ગોખ, વેદિકાઓ અને જાળિયાં ભરાઇ ગયાં. મુહૂર્ત માત્રમાં જ રાજ્યમહત્તરો-બહાર નીકળ્યા. તેમણે મહામૂલ્યવાન અર્ઘ્ય વડે મારી પૂજા કરી. પ્રિયાની સાથે હું શિબિકામાંથી ઊતર્યો. જેને કામદેવ માર્ગ બતાવતો હતો એવો હું આભ્યંતરોપસ્થાનમાં પ્રવેશ્યો. યક્ષાધિપતિ જેવા સૌમ્ય રૂપવાળા રાજાને મેં જોયો. મને જોઈને તે એકદમ સામે આવ્યો. મેં પણ તેને પ્રણામ કર્યાં. તેણે મને મધુરતાથી કહ્યું, “ઘણાં હજાર વર્ષ જીવ, અને ગૃહિણીની સાથે હૃદય-ઇચ્છિત સુખો ભોગવ.” પછી વસ્ત્રો અને આભૂષણો લાવવામાં આવ્યાં. હર્ષથી મુખર-વાચાળ બનેલા અને ‘કૃપા થઈ’ એમ બોલતા શેઠે તે સ્વીકાર્યાં. રાજાએ કહ્યું, “વધૂ-વરને લઈ જાઓ.” પછી હું રાજાના મહેલમાંથી નીકળ્યો અને ફરી વાર શિબિકામાં બેઠો તથા પ્રેક્ષકજનો વડે અનુસરાતો સસરાને ઘેર પહોંચ્યો. જેનું કૌતુકમંગલ કરવામાં આવ્યું છે એવો હું શિબિકામાંથી ઊતર્યો અને ભવનમાં પ્રવેશ્યો. પ્રતિદિન જેના ભોગનો ઉદય વૃદ્ધિ પામતો હતો એવો હું ત્યાં રહેવા લાગ્યો. પરિજન સહિત શ્રેષ્ઠી જાણે હું દેવ હોઉં તેવી રીતે મારી તરફ જોતો હતો-વર્તતો હતો. આ પ્રમાણે કેટલાક દિવસ સુખમાં વીતી ગયા.

## ( ૧૮ )

## પ્રિયંગુસુન્દરી લંભક[1]

હે પૌત્રો! એ પ્રમાણે શ્રાવસ્તી નગરીમાં કેટલોક કાળ વીતી ગયા પછી એકવાર હું બંધુમતીની સાથે આભ્યંતરોપસ્થાનમાં સુખાસન ઉપર બેઠો હતો. તે વખતે વિચિત્ર વસ્ત્ર અને આભરણથી વિભૂષિત થયેલી દાસીઓ સહસા અમારી પાસે આવી. એટલે બંધુમતીએ મને કહ્યું, “સ્વામી! આ પ્રિયંગુસુન્દરીની નર્તકીઓ છે.” તેઓએ મને પ્રણામ કર્યાં, એટલે મેં તેમને કહ્યું, “સુખભાગિનીઓ અને સુભગાઓ થાઓ.” પછી

૧ આ લંભકમા તથા તે પછીના કેતુમતી લભકમા સંખ્યાબંધ પાઠો ભ્રષ્ટ હોવાથી કેટલેક સ્થળે પૂર્વાપર-સંબંધ અને અર્થ અસ્પષ્ટ રહે છે. કેટલાક અર્થો કલ્પનાથી બેસાડવા પડ્યા છે, તો પણ કથાસન્દર્ભની દૃષ્ટિએ પૂરેપૂરો સન્તોષકારક અર્થ ન નીકળે એવું બન્યુ છે. એવાં સ્થાનોનો પૃથક્ નિર્દેશ સર્વત્ર કર્યો નથી. મૂલમાં સંપાદકોએ એવાં સ્થાન ઘણુંખરું પ્રશ્નાર્થ ચિહ્નથી બતાવ્યાં છે.

તેઓ પોતાનાં નામો કહેવા લાગી. એકે કહ્યું, "હું કામપતાકા છું." બીજીએ કહ્યું, "હું વિલાસિની છું." ત્રીજીએ[1] કહ્યું, "હું કિન્નરી છું." ચોથીએ કહ્યું, "હું મધુરક્રિયા છું." પાંચમીએ કહ્યું, "હું હાસપોટ્ટલિકા છું." છઠ્ઠીએ કહ્યું, "હું રજ:સેનિકા છું." સાતમીએ કહ્યું, "હું કૌમુદી છું." આઠમીએ કહ્યું, "હું પદ્મિની છું." આ પ્રમાણે આઠે જણીઓએ પોતાનાં નામ સંભળાવ્યાં. નામ સંભળાવ્યા પછી હાસ્ય વડે વિકસિત મુખકમળવાળી તેઓએ બંધુમતીને વંદન કર્યું. બંધુમતીએ તે સર્વને અનુક્રમે આલિંગન કર્યું. પછી સુન્દર વચનો બોલતી એવી તે સર્વને મારી પ્રિયાએ પરિહાસપૂર્વક કહ્યું, "સખિ! તેં મને દર્શન આપ્યાંને લાંબો કાળ થઇ ગયો. તેં તારી નિ:સ્નેહતા બરાબર બતાવી આપી!" તેઓએ 'સાચું છે' એમ કહીને મારી પ્રિયાને પરિહાસપૂર્વક કહ્યું, "અમારી સ્વામિની તો (તમને મળવાને) ઘણી ઉત્કંઠિત થઇ છે. એક પ્રિય મળે, એટલે કંઇ બીજું પ્રિય છોડી દેવાય?" પછી થોડી વારે બંધુમતીએ મને કહ્યું, "સ્વામી! હું પ્રિયંગુસુન્દરી પાસે જાઉં છું. મારી એ પ્રિય સખીને મળ્યાંને ઘણો સમય વીતી ગયો છે." પછી મેં તેને રજા આપી, એટલે પરિવાર સહિત તે ગઇ.

પછી તે નર્તિકાઓ વડે વીંટળાયેલો હું પણ અશોકવનિકામાં ગયો. ત્યાં અગાઉથી રાખેલાં મુરજ, મુકુંદ, વાંસળી, કંસાલિકા આદિ વાદિત્રોનો સમૂહ મેં જોયો. 'બંધુમતીના વિરહમાં તેમને અસુખ ન થાય' (એમ કહીને) મારા વિનોદ અર્થે, મને સંભળાવવા માટે તે નર્તકીઓ વાદિત્રો લઇને નીચેના અર્થનું ગાવા લાગી—

"જેમકે કોઇ એક મોટો વણિક–સાર્થ ગણિમ (ગણવા લાયક), ધરિમ (તોલવા લાયક), મેય (માપવા લાયક) અને પરીક્ષ્ય (પરખવા લાયક) એ પ્રમાણે ચાર પ્રકારનો માલ લઇને પોતાના નગરમાંથી બીજા નગર તરફ ચાલ્યો. વચમાં આવતી અટવીમાં એક સ્થળે સિંહનો ભય હતો. તે જ સ્થળે મુકામ કરીને પડેલા વણિકો એકત્ર થઇને, આયુધ અને શસ્ત્રો ધારણ કરીને સાવધાનતાપૂર્વક રહ્યા. સિંહ આવ્યો, એટલે તેઓ ભયથી સંભ્રાન્ત થયા. પછી ત્યાં એક શિયાલણી આવી. તેની સાથે તે સિંહે રતિક્રીડા કરી. પછી તે વણિકો સિંહનો વધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ કેટલાકોએ કહ્યું, "એનો વધ કરવાથી શું? જેણે શિયાલણીની સાથે રતિક્રીડા કરી એનામાં સિંહત્વ શેનું?" એમ કરીને તેઓ નિશ્ચિન્તપણે રહ્યા."

આ અર્થનું ગીત તે નર્તકીઓ હસતાં હસતાં વિશ્વસ્તપણે ગાતી હતી. મેં પણ

---

૧. મૂળમા અહીં તથા તે પછી 'આઠમીએ' સુધીના સ્થાને अण्णाए શબ્દ છે, પણ અનુવાદની સુરેખતા ખાતર મેં 'ત્રીજી', 'ચોથી' વગેરે શબ્દ મૂકી અનુવાદ કર્યો છે.

હૃદયથી વિચાર્યું કે, “આ ગીત મારા માટે છે. હું સિંહ અને બંધુમતી શિયાલણી.” પછી મેં નિષ્ઠુરતાપૂર્વક તેઓનો તિરસ્કાર કરીને કહ્યું, “અયોગ્ય ગાયન કરતી આ ધૂતારીઓ જુઓ!” તિરસ્કૃત થયેલી અને લજ્જા પામેલી તેઓ પછી ચતુરાઇપૂર્વક ગાવા લાગી. તેમાં તેમણે ગીત–વાદિત્ર અને નૃત્ય–અભિનયથી મને સારી રીતે સન્તોષ આપ્યો. પછી મેં તેઓને કહ્યું, “સુન્દરીઓ! હું વરદાન આપવાની ઇચ્છાવાળો છું; તમારી ઇચ્છા હોય તે વર માગો, તે હું આપું.” પછી તેઓએ કહ્યું, “સ્વામી! જો તમે અમને વરદાન આપવાના હો, તો તમે ક્યાંથી આવ્યા છો તે (કહેવારૂપ) વરદાન આપવા વડે અમારા ઉપર કૃપા કરો.” એટલે મેં કહ્યું, “વેગવતીથી વિયોગ પામેલો હું અહીં આવ્યો છું.” પણ એક નર્તકી બોલી, “તે પહેલાં ક્યાંથી?” હું બોલ્યો, “મદનવેગાના વિયોગથી.” બીજી બોલી, “તે પહેલાં ક્યાંથી?” મેં કહ્યું, “સોમશ્રી, રક્તવતી, પુંડ્રા, અશ્વસેના, પદ્મા, કપિલા, મિત્રશ્રી, ધનશ્રી, સોમશ્રી, નીલયશા, ગન્ધર્વદત્તા, શ્યામલી, વિજયસેના અને શ્યામાના વિયોગથી.” બીજીએ કહ્યું, “તે પહેલા ક્યાંથી?” હું બોલ્યો, “શૌરિપુરમાં અંધકવૃષ્ણિ રાજાના પુત્રો અને ધનસમૃદ્ધિવડે કુબેર જેવા સમૃદ્ધ સમુદ્રવિજય વગેરે દશ દશારો વસે છે. તેઓમાંનો હું દશમો વસુદેવ નામનો છું. વધૂના મરણથી વિયોગને પામેલો[1] હું તે ભાઈઓની પાસેથી નીકળીને વિદ્યાધરો સહિત પૃથ્વીમાં ફરતો અહીં આવ્યો છું. એ પ્રમાણે, હે પૌત્રો! ‘પછી શું? પછી શું?’ એમ પૂછતી, પરસ્પરને આઘી ઠેલીને સંઘર્ષથી કિલકિલાટ કરતી તે નર્તકીઓએ શૌરિપુર નગર સુધીનો સર્વ વૃત્તાન્ત મારી પાસે પૂરેપૂરો કહેવરાવ્યો. એટલામાં મેં જાણ્યું કે–“બંધુમતીના પતિ આર્યપુત્ર કોણ છે, કેવા છે? અથવા અહીં ક્યાંથી આવ્યા છે? તે જાણી લાવો” એમ કહીને આ નર્ત્તિકાઓને પ્રિયંગુસુન્દરીએ મોકલી હતી. તેઓએ છુપાવવા જેવી વાત પણ મારી સાથે પૂરેપૂરી કહેવરાવી. પછી દિવસ વીતી ગયો, અને સંધ્યા થઈ.

એ દેશકાળમાં પ્રિયંગુસુન્દરીએ જેનો પૂજાસત્કાર કર્યો હતો એવી, દાસીઓના વર્તુલ વડે વીંટાયેલી બંધુમતી દીપિકાઓના સમૂહ સાથે આવી. પેલી નર્ત્તિકાઓ પણ મને વંદન કરીને, જે પ્રમાણે આવી હતી તે પ્રમાણે, પાછી ગઈ. અપૂર્વ ભૂષણો વડે વિભૂષિત અંગવાળી તથા સૂક્ષ્મ કટિવાળી બંધુમતીને જોઈને હું વિચાર કરવા લાગ્યો, “આજે આનો આટલો સુરૂપ–સમુદય શાથી છે?” સુખાસન ઉપર બેઠેલી તેને મેં પૂછ્યું, “સુન્દરિ! તારો દિવસ સુખપૂર્વક ગયો?” બંધુમતી બોલી, “સ્વામી! જેવી રીતે મારો દિવસ ગયો તથા જે મેં સાંભળ્યું અને અનુભવ્યું તે સર્વ સાંભળો—

---

૧ મૂળમાં वघ्धुंमरणविप्पउत्तो(?) એ પ્રમાણે પાઠ છે. वघ्धुमरण(?)નો અર્થ ‘વધૂમરણ’ થઈ શકે? જો કે વસુદેવની કોઇ પત્નીના મરણની વાત કથામાં આવતી નથી–કદાચ સાચું કારણ છુપાવવા માટે વસુદેવે આ કારણ આપ્યું હોય.

"સ્વામી! તમે રજા આપી, એટલે અહીંથી નીકળીને રાજભવનમાં જઇ, રાજાને અને દેવીને વિનયપૂર્વક પ્રણામાંજલિ કરીને પછી હું જીર્ણાન્તઃપુર (જૂના અંતઃપુર)[1] માં ગઇ. ત્યાં મેં મોગરાનાં પુષ્પ અને ચંદ્ર જેવી ઉજ્જવળ કાન્તિવાળાં વસ્ત્રો ધારણ કરેલી અને સદ્ગતિગમન માટે સજ્જ એવી બે આર્યાઓને જોઈ. તેમને અને દેવીઓને (રાણીઓને) વિનયથી વંદન કરીને હું એક સ્થાને બેઠી. પછી તે ભગવતીઓ મધુર વાણીથી સાધુધર્મ અને બાર પ્રકારનો ગૃહસ્થધર્મ કહેવા લાગી. તેમના રૂપાતિશય અને તેજથી વિસ્મિત થયેલી દેવીઓએ કથાંતરમાં તેમને પૂછયું, "આર્યાઓ! કયા નિર્વેદથી તમે આ દુષ્કર પ્રવ્રજ્યા સ્વીકારી છે?" પછી તે આર્યાઓએ કહ્યું, "દેવીઓ! અમે જાતિસ્મરણવાળી છીએ." એટલે તેમને દેવીઓએ કહ્યું, "આર્યાઓ! જાતિસ્મરણવાળાં મનુષ્યો હોય છે એમ વાર્તાલાપમાં અમે સાંભળીએ છીએ, પણ (જાતિસ્મરણવાળાં તરીકે) પ્રત્યક્ષ તો ભગવતીઓને અત્યારે જ જોયાં છે; તો જો તમારા તપ-નિયમનો અવરોધ થતો ન હોય તો તમારાં જાતિસ્મરણ અને દીક્ષા તમારા મુખેથી કહેવાતાં અમે સાંભળવા ઇચ્છીએ છીએ." જાતિસ્મરણ(વાળાં મનુષ્યના મેળાપ)થી હર્ષ પામેલી અને એકત્ર થયેલી સર્વ દેવીઓએ આર્યાઓને પૂછયું ત્યારે તેમણે કહ્યું, "દેવીઓ! અમને પૂર્વભવમાં જે રીતે સમ્યકત્વ પ્રાપ્ત થયું અને આ ભવમાં અમારી દીક્ષા થઇ તે સાંભળો.—

## વિમલાભા અને સુપ્રભા આર્યાઓની આત્મકથા

હે દેવીઓ! આ શ્રાવસ્તી જનપદની ઉત્તર દિશામાં તેની લગોલગ જ આવેલો, સર્વ જનપદોમાં પ્રધાન એવો કોસલા નામે જનપદ છે. ત્યાં સાકેત નામે પ્રધાન નગર છે. તે જનપદમાં પરમરમણીય એવું રમણીય નામે ગામ છે. ત્યાં માઠર અને નાગિલ નામે બે ગૃહપતિઓ રહેતા હતા. તેમની ભાર્યાઓ (અનુક્રમે) શુદ્ધોદની અને નાગદત્તા હતી. હે દેવીઓ! આજથી ત્રીજા ભવમાં અમે નાગશ્રી અને વિષ્ણુશ્રી નામની અન્યોન્યમાં અનુરક્ત અને સમાનવયસ્ક એવી તેમની દીકરીઓ હતી. અમારા બન્નેના પિતાઓનાં ખેતરો પણ લગોલગ જ આવેલાં હતાં. પિતાની સૂચનાથી પશુસમુદાય, પક્ષીસંઘ અને મનુષ્યોથી એ ખેતરોનું સંરક્ષણ કરતી એવી અમે સતત આનંદ કરતી હતી. અમારાં તે ખેતરોથી થોડેક દૂર અસિતગિરિ નામે પર્વત છે. ત્યાં એક વાર અમે દેવોદ્યોત જોયો. દેવોદ્યોતથી અધિક આશ્ચર્ય પામેલા મહાજનો ચારે બાજુનાં ગામોમાંથી તે પર્વત ઉપર આવવા લાગ્યા. વિસ્મિત થયેલાં અમે કુતૂહલથી પર્વત ઉપર ચઢતાં હતાં ત્યાં ઘણા માણસો પાસેથી અમે સાંભળ્યું કે, "કોઈ મહામુનિને અહીં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે." પછી અમે જલદીથી તે પર્વત ઉપર ચઢી ગયાં, અને ત્યાં વિચિત્ર આભરણોથી ભૂષિત થયેલા દેવો અને અપ્સરાઓના સમુદાયને સંગીત, ગંધ, અને માલ્યથી મુનિવરનો મહોત્સવ કરતો

---

૧. જ્યા વૃદ્ધ રાણીઓ અને રાજાની સંબંધી વૃદ્ધ સ્ત્રીઓ રહેતી હોય તે સ્થાન.

જોયો. પછી અમારા ગામનો સ્વામી દેવદત્ત તે મુનિને વંદન કરીને બોલ્યો, "ભગવન્! તમે અમારા સ્વામી થઈને હવે ત્રૈલોક્યના સ્વામી થયા છો." પછી દેવદત્તનું વચન સાંભળીને '(આ મુનિ) ખરેખર સાકેત નગરના સ્વામી હતા' એમ જાણીને દ્વિગુણિત સંવેગવાળાં બની અમે તે મુનિને જોવા માંડ્યાં. પછી દેવદત્તે તે મુનિને પૂછ્યું, "ભગવન્! આદિત્ય, સોમવીર્ય, શત્રૂત્તમ અને શત્રુદમન રાજર્ષિઓનો એક બીજામાં અત્યંત અનુરાગ શાથી હતો?" એટલે તે મુનિવરે દેવદત્તને આ પ્રમાણે કહ્યું.—

## આદિત્ય આદિ ચાર મુનિની કથા

"દેવદત્ત! કોંકણ દેશમાં સોપારક નામે નગર છે. માધુકરી કરતો અને ષટ્ કર્મોમાં નિરત એવો કાશ્યપ ગોત્રનો કાશ્યપ નામે બ્રાહ્મણ ત્યાં હતો. તેની ભાર્યા રેવતી નામે હતી, પુત્ર શર્મા નામે હતો અને પુત્રવધુ શ્યામલોમા હતી. તેઓએ એક વાર બ્રાહ્મણોને માટે આહાર તૈયાર કર્યો. માસોપવાસી સાધુ તે ઘરમાં પ્રવેશ્યા. પછી તેઓએ વિચાર કરીને પરમશ્રદ્ધાથી તે સાધુને વહોરાવ્યું. વસુધારા આદિ પાંચ દિવ્યો ત્યાં પ્રકટ થયાં. પછી તેઓએ સાધુની પ્રતિલાભનાથી અને મૃદુત્વ તથા માર્દવની સંપન્નતાથી મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. પછી તેઓ કાલધર્મ પામીને ઉત્તર કુરુમાં ત્રણ પલ્યોપમના આયુષ્યવાળાં યુગલિયાં થયાં. પુત્ર અને માતાનું એક યુગલ થયું, તથા સસરા અને પુત્રવધૂનું એક યુગલ થયું. કહ્યું છે કે—

संसारगया जीवा, हिंडंता अण्णमण्णजाईसु ।
माया जायइ भज्जा, सुण्हा तहेव ससुरस्स ॥

અર્થાત્ અનેક જન્મોમાં ભમતા સંસારી જીવોની માતા પત્ની થાય છે અને તે જ પ્રમાણે પુત્રવધૂ સસરાની પત્ની થાય છે.

ત્યાં ત્રણ પલ્યોપમનું આયુષ્ય પાળીને કાલધર્મ પામીને તેઓ સૌધર્મ કલ્પમાં શક્રેન્દ્રરાજના અનીકાધિપતિ એવા ત્રણ પલ્યોપમની સ્થિતિવાળા સામાનિક દેવો થયાં. ત્યાંથી ચ્યવીને ત્રણ જણાં વિજયપુરમાં અને એક જણ મથુરામાં જન્મ્યાં. સૌધર્મમાંથી ચ્યવીને કાશ્યપ વિજયપુરમાં અરહદાસ સાર્થવાહ થયો. શર્મા પણ ત્યાંથી ચ્યવીને અરહદાસ સાર્થવાહનો પુત્ર જિનદાસ થયો. રેવતી ચ્યવીને વિજયપુરમાં જ પુષ્પકેતુ રાજાની પુષ્પવતી દેવીની પુષ્પદંતા પુત્રી થઇ. શ્યામલોમા પણ ચ્યવીને મથુરા નગરીમાં શૌરિવીર રાજાની ધારિણી દેવીનો સૂરદેવ નામે કુમાર થઇ. શૌરિવીર મરણ પામ્યા પછી શૂરદેવ રાજા થયો.

પછી એક વાર જિનદાસે પુષ્પદંતા કન્યાને જોઇ. તેણે પણ જિનદાસને જોયો. પૂર્વના સંબંધને કારણે બન્નેને એકબીજા પ્રત્યે અનુરાગ થયો. પછી જિનદાસે અરહદાસને કહ્યું, "તાત! જો મને પુષ્પદંતા પ્રાપ્ત નહીં થાય તો હું પણ નહીં રહું—

મરણ પામીશ. માટે તમે પુષ્પકેતુ રાજા પાસે મારે માટે ( કન્યાની ) માગણી કરો." પછી અરહદાસ સાર્થવાહ મહામૂલ્યવાન ભેટણું લઇને પુષ્પકેતુ રાજા પાસે ગયો અને કહ્યું, "સ્વામી ! મારા પુત્ર જિનદાસને પુષ્પદંતા કન્યા આપો; આ આપનું શુલ્ક છે." પણ પુષ્પકેતુ રાજાએ અરહદાસનો સખ્ત તિરસ્કાર કરીને તેનો નિષેધ કર્યો, એટલે તે ગયો. પછી સ્વયંવરને (ઇચ્છિત લગ્નને) નહીં પ્રાપ્ત થયેલાં જિનદાસ અને પુષ્પદંતા હંસવિલંબિત અશ્વ ઉપર બેસીને નાસી ગયાં. ઘણાં હિંસક પશુઓથી ભરેલી બિલવંતિકા નામે અટવીમાં તેઓ પ્રવેશ્યાં. પછી જેમણે હાથમાં ધનુષ–બાણ ધારણ કરેલાં છે એવા ભીલો તે અટવીમાંથી યુદ્ધ કરવાને માટે આવ્યા. હંસવિલંબિત અશ્વ ઉપર બેઠેલા અને જેણે હાથમાં ખડ્ગ ધારણ કર્યું હતું એવા જિનદાસે તેમનો પરાજય કર્યો. પછી એ ભીલોને ભગાડ્યા બાદ, તૃષાથી પીડાયેલો તે કોઈ વૃક્ષની નીચે આશ્રય લેવાને બેઠો. તેની નીચે પુષ્પદંતાને રાખીને અશ્વને સાથે લઇ તે પાણી શોધવા માટે ગયો. ત્યાંથી થોડા અંતર ઉપર પર્વતની પાસે પાણીથી ભરેલું સરોવર તેણે જોયું. તેના કિનારે અશ્વને ઊભો રાખી પાણી પીવા માટે તે સરોવરમાં ઊતર્યો. પાણી પીતો હતો તે જ વખતે વાઘે તેને પકડ્યો. ભય પામેલો અશ્વ પેલા વૃક્ષ પાસે નાસી ગયો. તેને જોઇને કરુણ આક્રંદ કરતી પુષ્પદંતા સરોવર પાસે ગઇ. ત્યાં વાઘે ખાધેલું જિનદાસનું શરીર જોઇને તે રડવા લાગી. અશ્વ પણ, અગાઉ ભીલોના હાથે ઘાયલ થયેલો હોવાથી, ત્યાં થોડીવારમાં જ મરણ પામ્યો. પછી દીન અને કરુણ રુદન કરતી તે એકાકિની પુષ્પદંતાને ભુગ્નપુટ અને વિભુગ્નપુટના તાબાના ચોરોએ સાંજના સમયે પકડી. પકડીને તેઓ તેને સિંહગુહા ચોરપલ્લીમાં લઇ ગયા. ત્યાં વિમિંઢ નામે ચોર–સેનાપતિ હતો. તેના બે બળવાન પુત્રો ભુગ્નપુટ અને વિભુગ્નપુટ હતા. તેમની સમક્ષ પુષ્પદંતાને હાજર કરવામાં આવી. તેઓ પુષ્પદંતાને જોઇને એકબીજા સાથે લડવા લાગ્યા. એક બોલ્યો, "મારા ચોરો આને લાવ્યા છે." બીજો પણ એ જ પ્રમાણે કહેવા લાગ્યો. પછી તેઓના પિતાએ તેમને અટકાવ્યા, અને પુષ્પદંતાને તેણે લીધી. લઇને મથુરામાં શૂરદેવ રાજાને તે આપી. તેણે વિમિંઢનો સત્કાર કરીને વિદાય આપી. પુષ્પદંતાને તેણે પોતાની પટ્ટરાણી બનાવી.

વાઘ વડે મરાયેલો પેલો જિનદાસ તે જ અટવીમાં વાનર થયો. ત્યાં એને પોતાના પૂર્વજન્મનું સ્મરણ હતું. એક વાર ત્યાં અગાઉથી સાર્થ આવીને રહ્યો હતો. સાર્થમાં મુરજ આદિ વાજીંત્રો જોઇને તેણે તે વગાડ્યાં અને નાચ્યો પણ ખરો. આથી સંતુષ્ટ થયેલા વણિકોએ 'આ આપણી આજીવિકા બનશે' એમ માનીને તેને પકડી લીધો. પકડીને મથુરામાં લઇ જઇને તેઓ એની પાસે વાદ્યવિશેષો વગડાવવા લાગ્યા. તેઓએ રાજાને ૧૦૦૮ ના મૂલ્યથી તે વાનર વેચ્યો.

પછી એક વાર તે વાનર પુષ્પદંતાને જોઇને મૂર્ચ્છિત થઇને પડ્યો. થોડી વારે

ભાનમાં આવીને પુષ્પદંતાની આગળ તે અક્ષરો લખવા લાગ્યો કે, ‘ હું જિનદાસ છું.’ તે વાંચીને ‘ અહો ! અકાર્ય થયું ! ’ એમ વિચાર કરતી પુષ્પદંતા દુઃખી અને શોકાતુર થઈ. વાનરે પૂર્વકાળના પ્રણયથી તેને પકડી, એટલે પુષ્પદંતાએ ફાટ્યા અવાજે ચીસ પાડી. તે શબ્દ સાંભળીને શૂરદેવ ત્યાં આવ્યો, અને દેવી તથા વાનરને જોઇને તેણે પુરુષોને આજ્ઞા આપી, “ આ અપરાધમાં વાનર મારે માટે વધ્ય છે. ” વધસ્થાન ઉપર તેને લઇ જવામાં આવતો હતો ત્યાં વચ્ચે રાજમાર્ગ ઉપર ધર્મરુચિ સાધુને જોઇને, તે હાથ જોડીને પગે પડ્યો. પછી ધર્મરુચિએ તેને અનશન કરાવ્યું, અને શિક્ષાવ્રતો તથા નવકારમંત્ર આપ્યાં. પછી એ વાનરનો રાજપુરુષોએ વધ કર્યો, એટલે ફરી પાછો તે વિજયપુર નગરમાં પોતાનાં જ પૂર્વનાં માતા-પિતાનો પુત્ર થયો. તેનું વાન્તામય નામ પાડવામાં આવ્યું. ત્યાં પણ તેને પૂર્વજન્મનું સ્મરણ હતું.

ધર્મરુચિ અણગાર વિહાર કરતા વિજયપુરમાં આવ્યા. તેને જોઇને વાન્તામયે અરહદાસને કહ્યું, “ તાત ! હું ધર્મરુચિ સાધુની પાસે દીક્ષા લઇશ. ” અરહદાસે કહ્યું, “ પુત્ર ! તને શાથી નિર્વેદ થયો છે, કે જેથી તું દીક્ષા લે છે ? ” વાન્તામયે કહ્યું, “ ગુરુ તમને તે કહેશે. ” પછી અરહદાસે ધર્મરુચિને વાન્તામયના નિર્વેદનું કારણ પૂછ્યું. એટલે ધર્મરુચિએ અવધિજ્ઞાનથી જાણીને તેના બન્ને પૂર્વભવો અરહદાસને કહ્યા. તે સાંભળીને વાન્તામય સાથે અરહદાસે દીક્ષા લીધી. વિહાર કરતા તેઓ મથુરામાં આવ્યા. શૂરદેવ પુષ્પદંતાની સાથે વંદન કરવાને માટે નીકળ્યો. ધર્મરુચિ, અરહદાસ અને વાન્તામયને તેણે વંદન કર્યું. વંદન કરીને તેણે વાન્તામયને પૂછ્યું, “ ભગવન્ ! આપને શાથી નિર્વેદ થયો છે, કે જેથી આવા રૂપસ્વી આપે યુવાવસ્થામાં જ દીક્ષા લીધી ? ” વાન્તામયે કહ્યું, “ રાજન્ ! પુષ્પદંતા દેવી મારા નિર્વેદનું કારણ છે. ” એટલે વિસ્મય પામેલો રાજા બોલ્યો, “ પુષ્પદંતા દેવી, નિર્વેદનું કારણ કેવી રીતે ? ” વાન્તામયે કહ્યું, “ ગુરુ તમને કહેશે. ” પછી રાજાએ ધર્મરુચિને વાન્તામયના નિર્વેદનું કારણ પૂછ્યું. ધર્મરુચિએ અવધિજ્ઞાનથી એ કારણ સારી રીતે જાણેલું હતું. તેમણે વાન્તામયના પૂર્વભવો રાજાને કહ્યા. પછી જિનદાસ અને પુષ્પદંતાનું અશ્વ ઉપર બેસી પલાયન કરી જવું-ત્યાંથી માંડીને પ્રવ્રજ્યા- સુધીની બધી હકીકત તેમણે કહી. ‘ હે શૂરદેવ ! આ પ્રમાણે પુષ્પદંતા દેવી વાન્તામયના નિર્વેદનું કારણ છે ’ એમ તેઓ બોલ્યા. ધર્મરુચિએ આ પ્રમાણે કહ્યું, એટલે જેનો વૈરાગ્ય દ્વિગુણિત થયો છે એવા રાજાએ દેવીની સાથે દીક્ષા લીધી.

લાંબા કાળ સુધી સંયમ પાળીને ધર્મરુચિ અણગાર સૌધર્મ કલ્પમાં સાધર્માવતંસક વિમાનમાં ઇન્દ્ર થયા. પેલાં અરહદાસ, વાન્તામય, શૂરદેવ અને પુષ્પદંતા તેમના જ સામાનિકો થયા. સૌધર્મેન્દ્ર બે સાગરોપમનું આયુષ્ય પાળ્યા પછી ત્યાંથી ચ્યવીને સારા કુળમાં જન્મ્યા અને ત્યાં એમનું નામ સુધર્મ પાડવામાં આવ્યું. અનુક્રમે સંબોધ પામીને

તેમણે સ્થવિર પાસે દીક્ષા લીધી, અને ઉચ્ચ પ્રકારના તપ વડે યુક્ત એવા તેઓ જલ્લૌષધિ-લબ્ધિથી[1] સંપન્ન થયા. અરહદ્દાસ, વાન્તામય અને શૂરદેવ એ દેવો પણ આયુષ્યનો ક્ષય થતાં ચ્યવીને (અનુક્રમે) વારાણસી, ભદ્દિલપુર અને ગજપુરમાં કરાલબ્રહ્મ, જિતશત્રુ અને અરિંદમ નામે રાજાઓ થયા. પુષ્પદંતા–દેવ પણ આયુષ્યનો ક્ષય થતાં સૌધર્મમાંથી ચ્યવીને મથુરા નગરીમાં નિહતશત્રુ રાજાની રત્નમાલા દેવીની કનકમાલા નામની પુત્રી થઇ. અનુક્રમે ઊછરેલી તે યૌવનમાં આવીને રૂપ–લાવણ્યમાં નિરૂપમ થઇ. તે કનકમાલાને અતિશય રૂપાળી સાંભળીને કરાલબ્રહ્મ, જિતશત્રુ અને અરિંદમ રાજાઓએ તેનું માગું કરવા માટે દૂતો મોકલ્યા, પણ તે દૂતોનો નિહતશત્રુ રાજાએ નિષેધ કર્યો. આથી તે રાજાઓએ પોતાનાં સર્વ સૈન્ય સાથે આવીને મથુરા નગરીને ઘેરો ઘાલ્યો. સુધર્મ અણગાર વિહાર કરતા મથુરા નગરીમાં આવ્યા, અને બહાર ઉદ્યાનમાં રહ્યા. કનકમાલાને પણ પોતાનાં કર્મોના અનુભાવથી જેમાંથી ઘણી રસી નીકળતી હતી એવો કોઢ થયો. પછી નિહતશત્રુ રાજા કનકમાલાને લઇને મથુરામાંથી નીકળ્યો અને કરાલબ્રહ્મ, જિતશત્રુ અને અરિંદમ રાજાઓ આગળ તેને રજૂ કરી કે “ આ તમારી કનકમાલા છે. ” પછી રોગગ્રસ્ત કનકમાલાને જોઇને વૈરાગ્ય પામેલા અને જેમના રાગદ્વેષ શાન્ત થયા છે એવા તે રાજાઓ એક બાજુથી મથુરામાં પ્રવેશ્યા. પછી કેટલાક દિવસ વીત્યા બાદ કનકમાલા સહિત તેઓએ સુધર્મ અણગારની પાસે દીક્ષા લીધી, અને ઘણા કાળ સુધી સંયમ પાળીને તેઓ સમાધિથી કાળધર્મ પામ્યા.

સુધર્મ અણગાર પણ ( કાળ કરીને ) બ્રહ્મલોક કલ્પમાં બ્રહ્માવતંસક વિમાનમાં દશ સાગરોપમના આયુષ્યવાળા દેવેન્દ્ર થયા. કરાલબ્રહ્મ, જિતશત્રુ, અરિંદમ અને કનકમાલા પણ બ્રહ્મલોક કલ્પમાં અનુક્રમે ચંદ્રાભ, સૂર્યાભ, આદિત્યાભ અને રિષ્ટાભ વિમાનોમાં બ્રહ્મના સામાનિક એવા સારસ્વત, આદિત્ય, વહ્નિ અને વરુણ દેવો થયા. પછી દશ સાગરોપમનું આયુષ્ય પાળીને ચ્યવેલા બ્રહ્મેન્દ્ર અહીં જ દક્ષિણાર્ધભરતમાં સાકેત નગરમાં ગરુડવાહન રાજાની પુંડરીકિણી દેવીના હરિવાહન નામે કુમાર થયા, અને ગરુડવાહનના મરણ પછી તે રાજા થયા. તે હરિવાહન હું જ ( કેવલી ) છું.

હે દેવદત્ત! બીજા જે સારસ્વત, આદિત્ય, વહ્નિ અને વરુણ દેવો હતા તેઓ પણ આયુષ્યનો ક્ષય થતાં બ્રહ્મલોકમાંથી ચ્યવીને આ જ દક્ષિણાર્ધભરતમાં અનુક્રમે ઋષભપુર, સિંહપુર, ચક્રપુર અને ગજપુર નગરોમાં આદિત્ય, સોમવીર્ય, શત્રૂત્તમ અને શત્રુદમન રાજાઓ થયા. તે આદિત્ય વગેરેને મેં મારી સુનંદા દેવીથી થયેલી શ્યામા, નંદા, નંદિની અને નંદમતી નામે પુત્રીઓ ( અનુક્રમે ) આપી, એટલે તે રાજાઓ મારા જમાઇઓ થયા. પછી ઘણા કાળ સુધી રાજ્યલક્ષ્મી ભોગવીને આદિત્ય વગેરે રાજાઓની સાથે મેં

૧. જલ્લ–શરીરનો મેલ. તે કોઇને આપે અને તે ઔષધિનું કામ કરે એ પ્રકારની લબ્ધિ.

શત્રુઘ્ન અણગારની પાસે દીક્ષા લીધી. શ્યામા વગેરે મારી એ પુત્રીઓએ પણ જિનદત્તા આર્યા પાસે દીક્ષા લીધી. પછી હે દેવદત્ત ! એક ગામથી બીજે ગામ વિહાર કરતો હું આ અસિતગિરિ ઉપર આવ્યો. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મનો ક્ષય થતાં આજે મને તિમિરથી રહિત એવું ઉત્તમ કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું છે. તે આદિત્ય વગેરેને પણ આજ રાત્રે કેવલજ્ઞાન ઉત્પન્ન થશે. હે દેવદત્ત ! આદિત્ય, સોમવીર્ય, શત્રૂત્તમ અને શત્રુદમન રાજર્ષિઓનો આ કારણથી એકબીજામાં ઉત્કૃષ્ટ અનુરાગ છે."

( આર્યાઓ કહે છે કે ) હરિવાહન કેવલીએ આ પ્રમાણે કહ્યું, એટલે કેટલાકે ત્યાં પ્રવ્રજ્યા લીધી અને કેટલાકે અણુવ્રતો ગ્રહણ કર્યાં. અમે પણ માતાપિતાની અનુમતિ લઈને પાંચ અણુવ્રતો ગ્રહણ કર્યાં. હે દેવીઓ ! અમે આ પ્રમાણે પૂર્વભવમાં સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હતું.

હે દેવીઓ ! પછી એક વાર અમે બે જણીઓ પોતાના ખેતરમાં ઘાસની પથારીમાં એકબીજાને વળગીને સૂતેલી હતી. તે વખતે બાજ પક્ષીએ સાપને પકડ્યો હતો; સાપને બાજ આકાશમાંથી લઇ જતો હતો તે વખતે છૂટી જવાથી તે સાપ અમારા ઉપર પડ્યો. તે અમને કરડ્યો તેથી ઝેર ચડવાથી મરણ પામેલી અમે સૌધર્મ કલ્પમાં દેવેન્દ્ર દેવરાજ શક્રની અગ્રમહિષીઓ થઇ. આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને આ જ દક્ષિણાર્ધભરતમાં પુષ્પકેતુ નગરમાં પુષ્પદંત રાજાની પુષ્પચૂલા દેવીની વિમલાભા અને સુપ્રભા નામની બે પુત્રીઓ અમે થઇ. પૂર્વભવનું અમને સ્મરણ હતું. હે દેવીઓ ! અમારા જાતિસ્મરણની હકીકત આ પ્રમાણે છે.

અમે શીખ્યા વગર જ પૂર્વજન્મની અને પૂર્વના દેવભવની કલાઓ જાણતી હતી. દેવલોકમાં દેવો અને દેવીઓ સર્વે બોંતેર કલાઓમાં નિપુણ હોય છે.

'મારી પુત્રીઓ પંડિતાઓ છે કે નહીં ?' એ પ્રમાણે અમારી પરીક્ષા કરવા માટે હર્ષિત થયેલા રાજા ( અમારા પિતા ) એક વાર સમસ્યાનું ચરણ લઈને અમારી પાસે આવ્યા અને અમને કહ્યું, "હે પુત્રીઓ ! આ ચરણની પૂર્તિ કરો—न दुलहं दुलहं तेसिं ( દુર્લભ વસ્તુ પણ તેમને દુર્લભ નથી ). પછી અમે પણ પદનો વિચાર કર્યો, અને ( અમો પૈકી ) વિમલાભાએ આ પ્રમાણે અર્થવડે પાદપૂર્તિ કરી—

मोक्खसुहं च विसालं, सव्वट्ठसुहं अणुत्तरं जं च ।
जे सुचरियसामण्णा, ण दुलहं दुलहं तेसिं ॥

( અર્થાત્ વિપુલ એવું મોક્ષસુખ અને અનુત્તર એવું સર્વાર્થસિદ્ધિનું સુખ, દુર્લભ હોવા છતાં પણ, જેમણે સારી રીતે શ્રામણ્ય પાળ્યું હોય તેમને માટે દુર્લભ નથી. )

સુપ્રભાએ આ અર્થવડે પાદપૂર્તિ કરી—

सल्ले समुद्धरित्ता, अभयं दाऊण सव्वजीवाणं।
जे सुट्ठिया दमपहे, ण दुल्लहं दुल्लहं तेसिं॥

( અર્થાત્ શલ્યોને દૂર કરીને અને સર્વે જીવોને અભય આપીને જેઓ સંયમના માર્ગ ઉપર સારી રીતે રહેલા હોય છે તેમને માટે દુર્લભ વસ્તુ પણ દુર્લભ નથી. )

આ પ્રમાણે ભિન્ન રીતે પાદપૂર્તિ થતાં સન્તુષ્ટ થયેલ રાજા બોલ્યો, " પુત્રીઓ ! હું વરદાન આપું છું; માટે હૃદયનું ઇચ્છેલું વરદાન માગો. " એટલે અમે કહ્યું, " તાત ! જો તમે વરદાન આપતા હો તો અમે દીક્ષા લેવાને ઇચ્છીએ છીએ. " અમે આમ કહ્યું એટલે વિષાદ પામેલા રાજા થોડીક વાર વિચાર કરીને પછી આશ્ચર્યજનક રીતે વિસ્મિત થઇને કહેવા લાગ્યા, " પુત્રીઓ ! તમે ઇક્ષ્વાકુવંશને છાજતું જ કર્યું છે; તમે ધર્મ કરો. " પછી અમે કહ્યું, " તાત ! ઇક્ષ્વાકુવંશને છાજતું શું છે ? " રાજા બોલ્યા, " પુત્રીઓ ! ઇક્ષ્વાકુવંશમાં સર્વે કન્યાઓ દીક્ષા લે છે. " પછી શિબિકાઓમાં બેઠેલી, યોદ્ધાઓના મોટા સમૂહ વડે અને સેંકડો મોટા રાજાઓ વડે અનુગમન કરાતો જેમનો માર્ગ છે એવી તથા ( શિબિકામાં ) વહન કરાતી એવી અમને વિપુલ ઋદ્ધિ અને સત્કારપૂર્વક બ્રાહ્મિલાર્યા આર્યા પાસે લઇ જઇને અને શિષ્યાઓ તરીકે તેમને આપીને રાજા પોતાના ભવનમાં પાછા આવ્યા. બ્રાહ્મિલાર્યા આર્યાએ અમને દીક્ષા આપી અને શિક્ષા–શિષ્યાની યોગ્યતા આપી, એટલે શિક્ષા પામેલી અમે વિહાર કરતી અહીં આવી. હે દેવીઓ ! અમે બન્નેએ આ પ્રમાણે દીક્ષા લીધી હતી. "

( બંધુમતી કહે છે કે ) પછી વિમલપ્રભા( વિમલાભા ) અને સુપ્રભા આર્યાઓનો સત્કાર કરીને દેવીઓએ તેમને વિદાય આપી, એટલે તે ભગવતીઓ ગઇ. હે સ્વામી ! હું પણ દેવીઓ પાસેથી ઊઠીને પ્રિયંગુસુન્દરીની પાસે ગઈ. તે મને જોઇને સંભ્રમપૂર્વક ઊઠી.

સુખાસનમાં બેઠેલી એવી મને અર્ધવક્ર આંખ કરીને તે પૂછવા લાગી. ' તને જાણતી નથી અને જોતી નથી ' એમ કહેવામાં આવતાં તે હાથ ધુણાવવા લાગી.[1]

પછી મને તૈલાભ્યંગ, માલીસ અને સ્નાન કરાવવામાં આવ્યું તથા હું જમી, એટલે પ્રિયંગુસુન્દરીએ પોતાનાં આભૂષણો તથા કટિમેખલા એકત્ર કરીને મને પહેરાવ્યાં. જ્યારે

૧ મૂળમાની पुच्छइ सुहासण० એ ગાથાનો આ અનુવાદ છે. પણ એ ગાથાનો અર્થ અસ્પષ્ટ છે. તે પછી તુરત एतीए...पाससि त्ति એ ત્રણ પંક્તિનો પાઠ આ ગાથાનું ટિપ્પણ છે, પણ પાછળથી તે મૂળમા પેસી ગયું જણાય છે. તેનો પણ અર્થ બેસાડી શકાતો ન હોઇ અનુવાદમા તેનો સમાવેશ કર્યો નથી.

કેડ ઉપર બંધાતી મેખલા શિથિલપણાને લીધે ખસી પડવા લાગી, ત્યારે આઠ પડ કરેલું દુકૂલ-રેશમી વસ્ત્ર તેણે મારી કેડ ઉપર વીંટ્યું. પછી મને આલિંગન કરીને દ્વાર ઉપર આવીને તેણે કહ્યું, "હે બ્હેન! તું જા." પછી દેવી અને રાજાને વંદન કરીને હું અહીં આવી.

હે સ્વામી! આ પ્રમાણે મારો દિવસ ગયો, અને આ પ્રમાણે મેં સાંભળ્યું તથા અનુભવ્યું."

પછી બંધુમતી આનંદથી મારી સાથે રમી. પ્રિયંગુસુન્દરીએ મારું ઉત્થાન (ગામ, નામ, ઠામ, કુલ, જાતિ ઇત્યાદિ) નર્તકીઓ પાસેથી મેળવીને....[1] વળી કેટલાક દિવસ પછી તેનો દ્વારપાલ મારી પાસે આવ્યો. અશોકવનિકામાં બીજાઓને દૂર કરીને એકાન્તમાં બેઠેલા મને પ્રણામ કરીને, તથા પગે પડીને ઊઠીને તેણે યથાનુવૃત્ત વચનમાલા કહી—

## ગંગરક્ષિતનો વૃત્તાન્ત

"સ્વામી! અહીં એણીપુત્ર રાજાનો મહાદૌવારિક ગંગપાલિત નામે હતો. તેની લદ્રા ભાર્યાનો પુત્ર હું ગંગરક્ષિત નામે છું. કોઈ એક વાર હું મારા પ્રિય મિત્ર વીણાદત્તની સાથે શ્રાવસ્તીમાં ચોકમાં બેઠો હતો. તે વખતે રંગપતાકાની દાસીએ વીણાદત્તને બોલાવ્યો, "સ્વામી! રંગપતાકા અને રતિસેનિકાના કૂકડાઓનું યુદ્ધ થાય છે, માટે તેના પ્રેક્ષકો તરીકે તમે અહીં આવો-એમ સ્વામિની કહે છે." વીણાદત્તે (મને સાથે લઇ જવાની ઇચ્છાથી) મારા સામું જોયું, એટલે તે દાસી બોલી, "દૂર રહેલો આ ગણિકાના રસવિશેષ ક્યાંથી જાણે?" એટલે હું સહસા ચિઢાઈને વીણાદત્તની સાથે ત્યાં જ ગયો. અમને આસનો આપવામાં આવ્યાં અને ગંધ-માલ્ય વડે સત્કાર-પૂજા કરવામાં આવી. ત્યારપછી કૂકડાઓનું તે યુદ્ધ શરૂ થયું. એક લાખની હોડ બાંધવામાં આવી. વીણાદત્તે રંગપતાકાનો કૂકડો લીધો. પછી તેણે કૂકડાને લડાવ્યો. રતિસેનાના કૂકડાનો પરાજય થયો. રતિસેનિકા એક લાખ હારી. પછી દશગણો દાવ મૂકવામાં આવ્યો. પછી બીજી વખતે, રતિસેનાનો કૂકડો મેં લીધો, અને તેને મેં લલકાર્યો. એટલે બીજી વાર તે કૂકડાઓનું યુદ્ધ થયું. હવે રતિસેના જીતી. પછી હું ત્યાં જ રહ્યો. ઉપર ઓઢેલા વસ્ત્રથી જેણે પોતાનો હાથ ઢાંકેલો છે એવી મારી દાસીએ બીજે દિવસે, મને બતાવીને, એકસો આઠ દીનાર રતિસેનાને આપ્યા. એ પ્રમાણે ત્યાં સુખપૂર્વક મારો સમય વીતવા લાગ્યો. કેટલો કાળ ગયો તે પણ હું જાણતો નહોતો.

એક વાર ગણિકાનાં પરિજનોએ કરુણ રુદન કર્યું. 'આ શું છે?' એમ બોલતો હું સહસા ઊઠ્યો, તો મારા પિતા મરણ પામ્યા હોવાનું મેં સાંભળ્યું. પછી જેને શોક

[1] અહીં મૂળ પ્રતોમાંથી કેટલોક પાઠ પડી ગયો જણાય છે.

ઉત્પન્ન થયો છે એવો હું ત્વરાપૂર્વક મારે ઘેર આવ્યો. ત્યાં હું જતો હતો ત્યારે ઘણા લોકોનું વચન મેં સાંભળ્યું કે, "બાર વર્ષને અંતે, પિતાનું મરણ થતાં આ ઘેર આવ્યો છે." પછી (પિતૃમરણ ઉપરાંત લોકનિન્દારૂપ) બીજો સંતાપ જેને થયો છે એવો હું જલદીથી મારા ઘરમાં પ્રવેશ્યો. શોકથી વિષણ્ણ હૃદયવાળી મારી માતાને મે જોઈ. તેની સાથે ઘણું રુદન કરીને શોકથી વ્યાપ્ત હૃદયવાળા મેં જેમ તેમ કરીને દિવસ ગાળ્યા. પછી લોકપ્રસિદ્ધ ઉત્તરક્રિયાઓ કરીને હું માતાની પાસે બેઠો.

મારો બાલમિત્ર મર્કટક નામે હતો. તેની પત્ની આવીને માતાને કહેવા લાગી, "મહાદૌવારિકની માતાનો જય થાઓ." માતાએ કહ્યું "હું ગમે તેની માતા હોઉં પણ મશ્કરી શું કામ કરે છે? મને હેરાન ન કર" મને યાદ આવ્યું કે, "મેં ઘણું દ્રવ્ય ગુમાવ્યું છે, તેથી મારી માતાએ આમ કહ્યું." પછી થોડીવારે મર્કટક આવ્યો અને મને આલિંગન કરીને કહેવા લાગ્યો, "આવ, મિત્ર! તને રાજા બોલાવે છે." એટલે તેની સાથે હું રાજદરબારમાં ગયો. રાજાએ સત્કાર કરીને મને દ્વારના અધિકાર ઉપર સ્થાપિત કર્યો–દૌવારિક બનાવ્યો.

હવે, મધ્યાહ્ન વીતી ગયા–પછી પ્રસ્થિકા(વાંસના બનાવેલા પાત્રવિશેષ)માં ભાત લઈને તથા જમણા હાથમાં પ્યાલો લઈને દાસીએ જેમ કૂતરાને બોલાવવામાં આવે તેમ, મને બોલાવ્યો. હું ત્યાં ગયો. ક્રોધાવિષ્ટ થયેલો હું બોલ્યો, "આ પ્યાલો તારા માથામાં ફોડું છું." પણ તેણે મને તિરસ્કૃત અને લજ્જાવિષ્ટ કર્યો. તે બોલી, "આ ભાત લઈને તું કાં તો કૂતરાંને નાખ અથવા ફેંકી દે. ભલે તે તું ન રાખીશ; પણ હે પંડિત! પ્રવૃત્ત થયેલાની નિવૃત્તિ નથી આ પ્રમાણે વિચારીને, એકવાર રાજદરબારમાં પ્રવૃત્ત થયેલા એવા તારે નિવૃત્ત થવાનું નથી–પાછા વળવાનું નથી." એટલે હું વિચાર કરવા લાગ્યો, "અહો! મારા પિતાએ દુષ્કર એવું દૌવારિકપણું કર્યું હતું." આ પ્રમાણે મારો સમય વીતતો હતો.

એક વાર ઉત્પલમાલા નામે દાસીને 'તું આચારનું ઉલ્લંઘન કરે છે' એમ કહીને (તેણે કંઇક અનિષ્ટ ચેષ્ટા કરી હોવાથી) મેં ઠપકો આપ્યો. ગુસ્સે થઇને તે મને કહેવા લાગી, "તારુ હવે મોત આવ્યું છે." એટલામાં રાજા પાસેથી મર્કટક આવીને કહેવા લાગ્યો, "અહો, વયસ્ય! તેં રાજાને પ્રસન્ન કર્યા છે. એકાન્તમાં અંગચેષ્ટા કરતી આ ઉત્પલમાલાને તેં મારી હતી; પ્રાસાદની ઉપર ગોખમાં બેઠેલા રાજાએ તે જોયું હતું. આથી સન્તુષ્ટ થયેલા રાજાએ મને મોકલ્યો કે, 'જા ગંગરક્ષિતને બોલાવ.' માટે આવ, આપણે રાજા પાસે જઇએ." પછી હું મર્કટકની સાથે રાજા પાસે ગયો, અને પ્રણામ કરીને થોડેક દૂર ઊભો રહ્યો. પછી રાજાએ મારો યોગ્ય સત્કાર કર્યો અને કન્યા–અન્તઃપુરની વ્યવસ્થા ઉપર મારી નિમણૂક કરી.

સમય જતાં એકવાર હું પ્રિયંગુસુન્દરીને ઘેર ગયો. તે વખતે તેનો ભોજનનો

સમય હતો. સન્તુષ્ટ થયેલી તેણે મને કહ્યું, " ગંગરક્ષિત ! જમવા બેસ, આ સમય છે. " ' તમે તો અચેતન છો ' એમ ચારે બાજુથી હાસ્યપૂર્વક બોલતી દાસીઓએ મને હાથ પકડીને બેસાડ્યો. પછી મારે માટે ભોજનવિધિ લાવવામાં આવી. પછી વિવિધ પ્રકારનું ભોજન પીરસ્યું, એટલે કૌમુદિકા બોલી, " આ પંડિત ભોજન કરી રહ્યા છે તેમને આપણે જોઈએ; તેથી આપણે પણ ભોજન કરવાનું શીખીશું. " મને વિચાર થયો કે, " વૈભવપૂર્વક સારી રીતે જમું. " પછી બધું લઇને, ભેગું કરીને જાણે બિલમાં—દરમાં નાખતો હોઉં તેમ મેં કોળિયો ભર્યો. એટલે તેઓ ખડખડાટ હસીને કહેવા લાગી, " અહો ! વેશ્યાની પાસે રહીને પરંપરાથી બહુ સારું વિજ્ઞાન મેળવ્યું છે ! " પછી આચમન કરીને હું કન્યા-પ્રિયંગુસુન્દરી પાસેથી નીકળ્યો, એટલે તે દાસીઓ પૈકી એકે ' તમારી છરી તો જોઈએ ' એમ કહીને મારી છરી લીધી, બીજીએ મારો તલવાર લઇ લીધી. તેઓ બોલવા લાગી, " વેત્રલતાના[1] કામમાં વળી આયુધની શી જરૂર છે ? " એટલે મેં તેઓને કહ્યું, " સુન્દરીઓ ! અહીં ત્રિવર્ગમાં ત્રણ પ્રકારના પુરુષોનો વિચાર કરવામાં આવે છે, જેમ કે—ઉત્તમ, મધ્યમ અને અધમ. તેમને (રોકવા) માટે શસ્ત્ર ધારણ કરાય છે. ઉત્તમ પુરુષને દૃષ્ટિથી જોવામાં આવતાં તે ( અપરાધ કરતો ) અટકી જાય છે, મધ્યમને કહેવામાં આવે અથવા રોકવામાં આવે એટલે તે અટકે છે અને અધમ પુરુષ પ્રહારોથી અટકે છે. અંતે શસ્ત્રનું પણ કામ પડે છે. વળી સંક્ષેપથી કહેતાં, ત્રિવર્ગમાં ત્રણ પ્રકારના પુરુષો હોય છે—મિત્ર, શત્રુ અને મધ્યસ્થ-તટસ્થ, એ પ્રમાણે ત્રણ. " એટલે તેઓએ મને કહ્યું, " મિત્ર અને શત્રુનો વિશેષ-તફાવત અમને કહો. " મેં તેમને કહ્યું, " મિત્ર હિત કરનાર હોય છે, શત્રુ અહિત કરનાર હોય છે, જે હિત કરનાર કે અહિત કરનાર હોતો નથી તે મધ્યસ્થ છે. " એટલે ફરી પાછી તેઓ મને પૂછવા લાગી, " આ ત્રણમાંથી અમારી સ્વામિનીના તમે કોણ છો (-મિત્ર, શત્રુ કે મધ્યસ્થ ) ? " મેં કહ્યું, " હું સ્વામિનીનો દાસ છું. " એટલે તેઓ બોલી, " અરે ! પ્રલાપ કરો છો; ' ત્રણ પ્રકારના પુરુષો હોય છે ' એમ કહીને હવે કહો છો કે ' હું ચોથો ( ચોથા પ્રકારનો પુરુષ ) દાસ છું. ' પછી વિચાર મેં કર્યો કે, " આ તો ઉપાધિ આવી પડી ". ઘણીવાર સુધી વિચાર કરીને મેં કહ્યું, " હું મિત્ર છું. " એટલે તેઓ હસીને કહેવા લાગી, " શું મિત્ર હિત કરનાર જ હોય ? કે બીજું કંઇ અપ્રિય પણ કરે ? " મેં કહ્યું, " પોતાના જીવિત વડે પણ મિત્ર તો પ્રિય કરે. " એટલે તેઓ મને માથેથી પકડીને બોલી, " જો તમે સ્વામિનીના મિત્ર હો તો સ્વામિનીને માથું આપો. " મેં કહ્યું " લઈ લો. " એટલે તેઓ બોલી, " આ વરદાન હમણાં તમારી પાસે રહેવા દો; કામ પડતાં લઇશું. "

હવે ફરી કોઇ એક વાર હું કન્યા-પ્રિયંગુસુંદરી પાસે ગયો હતો. તેના હાથમાં

---

૧. અંતઃપુરની દેખરેખ રાખનારા અધિકારીઓ-કંચુકીઓ હાથમાં વેત્રલતા-નેતરનો દંડ રાખતા.

હાર જોઇને હું બોલ્યો, “ અહો સ્વામિનિ ! હારની કેવી શોભા છે ! ” તેણે મને કહ્યું, “ લઈ લે. ” હું બોલ્યો, “ મારે નથી જોઇતો. ” કૌમુદિકાએ મને કહ્યું, “ નથી શું જોઇતો ?” એટલે હું બોલ્યો, “ ભલે, સાચવીશ. ” તે બોલી, “ કંઇક જૂઠી વાત છે. ” ‘ કંઇક બનાવટ છે ’ એમ વિચાર કરીને હું નીકળ્યો. પછી મધ્યાહ્નકાળે ઘેર આવ્યો, ત્યારે રુદન કરતી મારી માતાએ મને કહ્યું, “ તેં મારો વિનાશ કર્યો. ” મેં કહ્યું, “ શું કારણ છે ? ” એટલે માતા બોલી, “ આ કૌમુદિકા અહીં હાર ફેંકી દઈને કેમ ગઈ ? ” ‘ હા ! કષ્ટની વાત છે ! મારો નાશ થયો !’ એમ બોલતો હું કન્યાની પાસે ગયો. કન્યાને પગે પડ્યા પછી ઊઠીને મેં આ વચનથી વિનંતી કરી કે, “ સ્વામિનિ ! પ્રસન્ન થાઓ; હાર અહીં મંગાવી લો, તેથી મને જીવિતદાન આપ્યું ગણાશે. ” એટલે કન્યા બોલી, “ ડરીશ નહીં, મારો હાર તારે ઘરે ભલે રહ્યો. ”

હવે, એક વાર કિન્નરી ( નામે સ્ત્રી ) મારી પાસે આવીને આક્રોશ કરવા લાગી, ગાળો દેવા લાગી અને કંઇક પરિહાસ પણ કરવા લાગી. હું ગુસ્સે થઇને મારવા દોડ્યો, ત્યારે તે ઘરમાં પેસી ગઇ. હું પણ તેની પાછળ ગયો. તેણે મને કહ્યું, “ આ સ્થાન કયું છે તે પહેલાં જાણી લેજે, પછી મને સ્પર્શ કરજે. ” એટલે હું ભયથી અટકી ગયો.[1]

એટલામાં કન્યાને( પ્રિયંગુસુન્દરીને ) સહસા મેં મારે પગે પડતી જોઈ. તે મને કહેવા લાગી, “ તમારી કૃપાથી હું જીવન ઇચ્છું છું. ” એટલે મે ખડ્ગ ખેંચ્યું. તે બોલી, “ હું તો જીવતી પણ મરેલી જ છું ” પછી મેં તેનો ચોટલો પકડીને ઊંચી કરી. તે બોલી, “ મારું માથું કાપી નાખો. ” એટલે દુઃખ અને ભયથી જેનું હૃદય છવાઇ ગયું છે એવો હું વિચારમાં પડી ગયો, અને તે વખતે કૌમુદિકાનાં વચનો મારા હૃદયમાં અથડાવા લાગ્યાં. દાસીઓ મને કહેવા લાગી, “ દેવીની વિજ્ઞપ્તિ સાંભળો. તમે પૂર્વે જે કહ્યું હતું કે–‘પોતાના જીવવડે પણ મિત્ર પ્રિય કરે છે’, તેનો સમય આવી પહોંચ્યો છે. સ્વામિની જે કહે છે તે કરો, અથવા તમારે મરવું પડશે. તમને જેમ યોગ્ય લાગે તેમ કરીને તે આર્યપુત્રને ( વસુદેવને ) અહીં લાવો. જો તે ( વસુદેવ ) નથી, તો તે ( પ્રિયસુંદરી ) પણ નથી, અને તો તમે પણ નથી. ” પછી ‘ભલે’ એમ કહીને તે પ્રિયંગુસુન્દરીને માટે હું તમારી પાસે આવ્યો છું. માટે હે સ્વામી ! તમારા પ્રતાપથી દેવીનું તેમજ મારું જીવન ટકી શકે એમ છે. ”

( ગંગરક્ષિતે આ પ્રમાણે કહ્યું ) એટલે હું બોલ્યો, “ વિચાર કરીશ. ” તેણે પણ કહ્યું, “ ભલે, એમ થાઓ. ” પછી તે મારી પાસેથી જલદીથી નીકળ્યો. હું પણ વિચાર

---

૧. આ તથા પછીની કંડિકાનો પાઠ મૂળમા અશુદ્ધ અને ભ્રષ્ટ છે, વાક્યોનો બંધ પણ શિથિલ છે. આથી અર્થ અસ્પષ્ટ રહે છે અને પૂર્વાપરસંબંધ બેસતો નથી. મૂળ ગ્રન્થનો કેટલોક ભાગ અહી ખંડિત થયો હોય એ અસંભવિત નથી.

કરવા લાગ્યો, "શું કરવું ? આ વસ્તુ મારા કુળને અનુચિત છે; તેમાં અધર્મ, અપયશ, અપકીર્ત્તિ અને જીવનું જોખમ છે; સર્વ કારણોથી જોતાં પંડિતજનને માટે પરસ્ત્રીગમન યોગ્ય નથી, તો પછી રાજકન્યા સાથેનો સમાગમ તો સુખદ કેવી રીતે હોઇ શકે ?" તે જ દિવસે બહુરૂપ નામનો ઘણા પરિવારવાળો નટ પુરુહૂત અને વાસવનું જેમાં નાટક કરવામાં આવ્યું હતું અને પરસ્ત્રીના સંગથી દૂર રહેવાનો જેમાં ઉપદેશ કરવામાં આવ્યો હતો એવું નાટક અમારા ગૃહાંગણમાં જ ભજવતો હતો. તે નાટકનો અર્થ આ પ્રમાણે હતો.—

## પરસ્ત્રીસંગના દોષ વિષે વાસવનું દૃષ્ટાન્ત

"વૈતાઢ્યની દક્ષિણ શ્રેણિમાં રત્નસંચયપુરીમાં ઇન્દ્રકેતુ નામે વિદ્યાધરરાજા હતો. તેના પુરુહૂત અને વાસવ નામના બે પુત્રો મોટા વિદ્યાધરો હતા. વિકુર્વેલા ઐરાવણ ઉપર બેસીને ગગનમાર્ગે આખાયે ભારતવર્ષમાં ફરતો વાસવ ગૌતમઋષિનો રમણીય આશ્રમ જોઇને ઝટ કરતો તેમાં ઊતર્યો. ગૌતમ તાપસનું નામ પૂર્વે કાશ્યપ હતું અને તે તાપસોનો અધિપતિ હતો. પછી એકવાર તે ગાયનો હોમ કરવા લાગ્યો. આથી રૂઠેલા તાપસોએ તેને અંધકૂપમાં નાખ્યો. કાન્દર્પિક નામનો દેવ તેનો પૂર્વકાળનો મિત્ર હતો, તેણે આ જાણ્યું. કૂવા આગળ આવીને, વૃષભનું રૂપ ધારણ કરીને તેણે પોતાનું પૂંછડું અંધ-કૂપમાં લટકાવ્યું. ગૌતમ પૂંછડે વળગ્યો, એટલે તેને બહાર કાઢયો. આથી 'અંધગૌતમ' એવું તેનું નામ પડયું. દેવે તેને કહ્યું, "દેવો અમોઘદર્શી હોય છે, તારી ઇચ્છા હોય તે વરદાન માગ, તે હું તને આપું." તેણે કહ્યું, "વિષ્ટાશ્રવ તાપસની ભાર્યા મેનકાની પુત્રી અહલ્યા મને અપાવો." દેવે તે કન્યા તેને અપાવી પછી તે તાપસે તે આશ્રમ-પદમાંથી નીકળીને અયોધન રાજાના દેશના સીમાડા ઉપર રમણીય અટવીમાં આશ્રમ કર્યો. અયોધન રાજા પણ દેવની આજ્ઞાથી કોથળાઓમાં ડાંગર ભરી લાવીને ગૌતમ ઋષિને આપતો હતો. પછી ગૌતમ ઋષિની ગેરહાજરીમાં સ્ત્રીલોલુપ તે વાસવે ગૌતમઋષિની ભાર્યા અને વિષ્ટાશ્રવ તથા મેનકાની પુત્રી અહલ્યાને જોઇને તેની સાથે સંસર્ગ કર્યો. પુષ્પ, ફળ અને સમિધને માટે ગયેલ ગૌતમ પાછો આવ્યો. તેને જોઇને ડરેલા વાસવે બળદનું રૂપ ધારણ કર્યું. ગૌતમ ઋષિએ તેને જોયો અને પરસ્ત્રીગમનના દોષથી તેને મારી નાખ્યો."

આ સાંભળીને મારો ધર્મસંવેગ દ્વિગુણિત થયો. (પણ પછી) મેં વિચાર્યું, "આ બાબતમાં એક ક્ષણનું પણ અતિક્રમણ કરવામાં મારે માટે શ્રેય નથી. આવતી કાલે જઇશ."

હવે, અર્ધરાત્રિની વેળાએ દુઃખથી ભરેલા અવાજવાળો શબ્દ સાંભળીને હું જાગ્યો, અને જાગીને મેં એક દેવીને જોઇ. તેણે મને આંગળીના ઇશારાથી બોલાવ્યો, અને હું પણ તેની પાસે ગયો. પછી તે મને અશોકવનિકામાં લઈ જઇને આ પ્રમાણે કહેવા લાગી, "પુત્ર ! સાંભળ—

## કામપતાકાનો સંબંધ

ચંદનપુર નગરમાં અમોઘરિપુ નામે રાજા હતો, તેની ચારુમતી નામે દેવી હતી અને ચારુચંદ્ર કુમાર હતો. વસુમિત્રનો પુત્ર સુષેણ તેનો અમાત્ય હતો. રાજાનાં સર્વ કાર્યોને તેઓ (વસુમિત્ર અને સુષેણ) સંભાળતા હતા. ત્યાં અનંગસેના નામે ગણિકા હતી, તેની પુત્રી કામપતાકા નામે કન્યા હતી. દુર્મુખ નામે દાસ હતો, તેને રાજાએ દાસીઓની વ્યવસ્થામાં નિયુક્ત કર્યો હતો. રૂપમાં, જ્ઞાનમાં અને બુદ્ધિમાં ચંદનપુરમાં તે કામપતાકા જેવી કન્યા બીજી કોઈ નહોતી.

એક વાર રાજભવનમાંથી બહાર નીકળતી કામપતાકાને જોઈને દુર્મુખે કહ્યું, "મારી સાથે રહીશ ?" પછી તેને નહીં ઇચ્છતી એવી કામપતાકાને ક્રોધ પામેલા દુર્મુખે હાથથી પકડી ત્યારે તે બોલી, "જો જિનશાસન મને રુચેલું હોય, તો આ સત્ય વચનવડે આ દુર્મુખના મુખમાંથી હું મુકાઉં." તેણે એમ કહ્યું, એટલે દેવતાના પ્રભાવથી મેં વિફરીને એ ફાટેલા દાસને એકાન્તમાં પૂર્યો. કામપતાકા પણ પોતાના ભવનમાં ગઈ. દુર્મુખ દાસ તેના ઉપર ગુસ્સે થયો.

હવે, એક વાર વાસવ, શાંડિલ્ય, ઉદકબિંદુ આદિ તાપસોએ પુષ્પ–ફળ વગેરે લાવીને રાજાને ભેટ ધરી, અને પછી તેઓએ નિવેદન કર્યું કે, "અમારા આશ્રમમાં યજ્ઞ છે, માટે તેનું રક્ષણ કરવાને તમે યોગ્ય છો." પછી વસુમિત્ર અને સુષેણ અમાત્યો સાથે મંત્રણા કરીને રાજાએ ચારુચંદ્ર કુમારને કહ્યું, "તું તાપસોના આશ્રમમાં જા; ત્યાં યજ્ઞનું રક્ષણ કરજે." પછી ઘણા વાહન અને સૈન્ય સાથે તથા ઘણાં મનુષ્યો સહિત તે કુમાર આશ્રમમાં પહોંચ્યો. તે યજ્ઞ થયો તે વખતે ચિત્રસેના, કલિંગસેના, અનંગસેના અને કામપતાકા (ગણિકાઓ) એક બીજાની ચડસાચડસીમાં પ્રેક્ષાઓ આપતી હતી–નૃત્યાદિ કરતી હતી. દુર્મુખ દાસે કામપતાકાનો વારો જાણીને સૂચિનાટ્ય (સોય ઉપર નૃત્ય)ની આજ્ઞા કરી. પછી તે સોયો વિષવાળી કરીને કામપતાકાના નૃત્યસ્થાન ઉપર તેણે રાખી. તે જાણીને કામપતાકાએ માનતા કરી કે, "જો આ પ્રેક્ષામાંથી હું પાર ઊતરીશ તો જિનવરોનો અષ્ટાહ્નિક મહામહોત્સવ કરાવીશ." પછી ચોથ ભક્ત કરીને તે પ્રેક્ષામાંથી પાર ઊતરી. વિષયુક્ત તે સોયો દેવતાએ હરી લીધી.

નૃત્યથી સંતુષ્ટ થયેલા ચારુચન્દ્ર કુમારે ત્યાં કડાં, બાજુબંધ આદિ સર્વ આભરણો તથા છત્ર–ચામરો પણ કામપતાકાને આપી દીધાં પછી લોકો પાછા વળ્યા, એટલે આભરણ વગરના રૂપવાળો કુમાર પણ આવ્યો. આભરણ અને મુગટ વગરનો તેને જોઈને રાજા વિચાર કરવા લાગ્યો, "આ કુમાર નિસ્તેજ શરીરવાળો અને ચિન્તામગ્ન કેમ દેખાય છે ?" કુમારનાં પરિજનોને રાજાએ પૂછ્યું, "કુમારે આભરણ કોને આપ્યાં ?" તેઓએ કહ્યું, "આભરણો અને છત્ર–ચામર કામપતાકાને આપ્યાં છે."

(આ તરફ) કામપતાકા સર્વ પ્રયત્નથી જિનેશ્વરોનો મહિમા કરવા લાગી. ચારુચન્દ્રકુમાર પણ માત્ર ભ્રમરનું સ્પંદન કરતો હતો–માત્ર ભ્રમર હલાવી શકતો હતો. સ્નાન, ગંધમાલ્ય કે ભોજન અને આસનશયનને તે ઇચ્છતો ન હતો. તે માતાને માત્ર એટલું કહેતો હતો કે, "જિનવરોનો મહિમા કરો." પછી દેવીએ 'ભલે' એમ કહ્યું. તે સાંભળીને રાજાએ દેવીને કહ્યું, "ચારુચન્દ્ર કાશ્યપકુલને વૃદ્ધિ પમાડે છે."[1] દેવીએ કહ્યું, "અનંગસેના વડે."[2] તે અનંગસેના રાજાની પાસેજ હતી. એટલે રાજાએ અનંગસેનાને પૂછ્યું, "અનંગસેને! શું કામપતાકા શ્રાવિકા છે?" એટલે અનંગસેનાએ કહ્યું, "સ્વામી! આ બાબતમાં જે સત્ય હકીકત છે તે સાંભળો—

## સ્વામિદત્તનો વૃત્તાન્ત

હે સ્વામી! અહીં વર્ષાકાળમાં ચંદનપુરનો વતની સ્વામિદત્ત નામનો પરદેશી વાણિયો આવ્યો હતો. તે અરિહંતના શાસનમાં રત હતો. કામપતાકાને તે રુચેલો હતો અને તેના હૃદયમાં રમતો હતો. કામપતાકાએ મને તે કહ્યું. 'કામપતાકા કન્યા તેને આપું' એમ વિચારીને હું પણ તેને ઘેર લાવી, પણ તેણે કામપતાકાને ઇચ્છી નહીં. પછી 'તેના પગ ધોઇને શયન–આસન આપી સત્કાર કરીએ' એમ અમે ધાર્યું, પણ "મારે પૌષધ છે' એમ કહીને તેને માટે કરેલી વસ્તુને પણ તેણે ઇચ્છી નહીં. પછી અમે તેને ધર્મ પૂછ્યો, એટલે તેણે અમને સાધુધર્મ અને શ્રાવકધર્મ કહ્યો. વળી તે કહેવા લાગ્યો—

## અણુવ્રતોના ગુણ–દોષ

"વારાણસી નગરીમાં અરહદાસ નામે શ્રાવક સાર્થવાહ હતો, તેની પત્ની જિનદાસી હતી; તેમનો પુત્ર હું સ્વામિદત્ત નામે છું. મારી પત્ની મુનિદત્તા છે. મેં સ્વદારસન્તોષનું વ્રત ગ્રહણ કર્યું છે; તે વ્રતનો ત્યાગ કરીને હું બીજી કોઇ સ્ત્રીની સાથે વસતો નથી."

તે સ્વામિદત્ત અમને અણુવ્રતોના ગુણ–દોષ (અણુવ્રતના પાલનના ગુણ અને ભંગના દોષ) આ પ્રમાણે કહેવા લાગ્યો.—

## પહેલા વ્રતના ગુણ–દોષ વિષે મમ્મણ અને યમપાશનું દૃષ્ટાન્ત

"વારાણસી નગરીમાં જ દુર્મર્ષણ નામે રાજા હતો, તેની સુમંજરી દેવી હતી. ત્યાં યમદંડ નામે ચોર પકડનાર આરક્ષક હતો. ત્યાં યમપાશ નામે ચાંડાલ વસતો હતો. નલદામ નામે વાણિયો હતો, અને તેનો પુત્ર મમ્મણ હતો, રાજાએ જેને અભય આપ્યું હતું એવી ચમરી ગાય તે બન્નેએ જોઇ. મમ્મણે પિતાને કહ્યું, "આને મારો" પિતાએ

---

૧. માત્ર ભ્રમરનું સ્પન્દન કરતો કુમાર બોલે છે, માટે કાશ્યપકુળ તેનાથી વૃદ્ધિ પામશે. અર્થાત્ તે જીવશે.

૨. કારણ કે અનંગસેના એ કામપતાકાની માતા છે.

તેને મારવાની ઇચ્છા કરી નહીં, એટલું જ નહીં પણ પુત્રને પણ વાર્યો કે, "મારીશ નહીં." પણ પિતાનું ધ્યાન નહોતું ત્યારે પુત્રે તે ચમરી ગાયને મારી. પિતાએ આ જોયું. પછી ચોરગ્રાહ યમદંડ મમ્મણને પકડીને રાજા પાસે લઇ ગયો. રાજાએ પૂછતાં તે મૂગોજ રહ્યો. યમદંડે તેના પિતાને સાક્ષી તરીકે જણાવ્યો. રાજાએ તેને બોલાવ્યો. પૂછવામાં આવતાં તેણે કહ્યું, "સ્વામી! મારા પુત્રે અપરાધ કર્યો છે." રાજાએ યમપાશ ચાંડાલને બોલાવીને કહ્યું, "મમ્મણને માર." ત્યારે ચાંડાલે કહ્યું, "સાંભળો, સ્વામી!—

હસ્તિશીર્ષ નગરમાં દમદત્ત નામે વાણિયો હતો. એકવાર તેણે અનંતનાથ જિનેશ્વર-ની પાસે દીક્ષા લીધી, અને તેમના પ્રભાવથી સર્વૌષધિસંપન્ન[1] થયો. અહીં આવીને તે સ્મશાનની પાસે પ્રતિમામાં રહ્યો. જેને કંઇક બિમારી થઇ હતી એવો મારો પુત્ર અતિ-મુક્તક તે સાધુના ચરણ સમીપે ગયો, અને તે નીરોગી થયો. તેણે મને કહ્યું. ઉપસર્ગ-વાળો એવો હું પણ પરિવાર સહિત તેમની પાસે ગયો. ઉપસર્ગથી મુક્ત થયેલા એવા મેં શ્રાવકધર્મ અને અણુવ્રતો ગ્રહણ કર્યાં. તેથી, હે સ્વામી! હું જીવોને મારતો નથી. જો કદી સ્વામી મારું માથું કાપી નાખે, તોપણ નહીં મારું." પછી રાજાએ તેનો સત્કાર કરીને વિદાય આપી; નલદામને પણ તેવીજ રીતે વિદાય આપી; બીજા ચાંડાલે મમ્મણનો વધ કર્યો. હિંસા નહીં કરતા અને હિંસા કરતા મનુષ્યના આ ગુણ-દોષ છે.

## બીજા વ્રતના ગુણદોષ વિષે ધારણ અને રેવતિનું દૃષ્ટાન્ત

હવે અસત્યભાષણના દોષો—પોતનપુર નગરમાં ધારણ અને રેવતિ એ બે વણિક મિત્રો રહેતા હતા. એક વાર ધારણે રેવતિના હાથથી એક લાખનો માલ ભર્યો; એકે બીજાને લાખ આપવા એમ નક્કી થયું. તે માલથી વેપાર કરતો ધારણ ઈશ્વર—ખૂબ સમૃદ્ધ થયો. રેવતિએ તે ધન માગ્યું. ધારણ નાસુકર થયો. રેવતિએ રાજાને જણાવ્યું કે, "મારો સાક્ષી નથી." કારણિકોએ રાજાની આગળ તુલા ઉભી કરી અને કહ્યું, "જો ધારણ દેવાદાર હોય તો તુલા પડો—નમો." એટલે તે પડી—નમી. વળી કહ્યું, "રેવતિ દેવાદાર ન હોય તો તુલા પડશો—નમશો નહીં." એટલે તુલા પડી—નમી નહીં.[2] રાજાએ રેવતિને લાખ ધન અપાવ્યું, અને 'આ તો અસત્યભાષી છે' એમ કરીને ધારણની જીભ કપાવી નાખી. અસત્યભાષણના આ દોષો અને ગુણ છે.

---

૧. જેના શરીરની કોઈ પણ વસ્તુ ઔષધનું કામ કરે એવી લબ્ધિ.

૨. જેમના ઉપર ગુન્હો કર્યાની શંકા હોય એવા મનુષ્યોની પરીક્ષા પ્રાચીન કાળમાં અગ્નિદિવ્ય, જલદિવ્ય વગેરેથી કરવામા આવતી. અહીં પણ તુલાથી એવી પરીક્ષા કરવાની વાત છે. સામા પલ્લામા કંઇપણ વજન મૂકયા સિવાય માંણસને તુલામા બેસાડવામાં આવે, અને તુલા જો નમે તો તે ગુનેગાર અને નમે નહી તો તે ગુનેગાર નહીં—એ રીતે નિર્ણય હોવાની માન્યતા હશે, એમ ઉપરના ઉલ્લેખ ઉપરથી જણાય છે.

## ત્રીજા વ્રતના દોષ વિષે મેરુનું અને ગુણ વિષે જિનદાસનું દૃષ્ટાન્ત

મગધા જનપદમાં વડુક ગામમાં અરહદત્તનો પુત્ર મેરુ નામે ગામનો મુખી રહેતો હતો. ત્યાં ઉગ્રસેન નામે બીજો કણબી રહેતો હતો. રાતે પાણી પડે ત્યારે કયારાઓને પાળ બાંધી, કયારાઓ પાણીથી ભરીને, પાણી કેટલું આવ્યું તેની તપાસ ઉગ્રસેન કરતો હોય ત્યારે મેરુ મુખી તેના કયારાઓની પાળ ભાંગીને પોતાના કયારા ભરી લેતો હતો. આ જોઇને ઉગ્રસેને રાજાને ફરિયાદ કરી. તેણે પોતાના સાક્ષી તરીકે મેરુના પિતાને બતાવ્યો. પૂછવામાં આવતાં, મેરુના પિતાએ જે બન્યું હતું તે કહ્યું. રાજાએ સત્યવાદી એવા અરહદત્તનો સત્કાર કર્યો, મુખીને શૂળીએ ચઢાવ્યો અને ઉગ્રસેનને મુખીનું ખેતર આપ્યું.

અથવા અદત્તાદાનના વિષયમાં આ બીજું પ્રશસ્ત ઉદાહરણ—વસન્તપુર નગર, ત્યાં જિતશત્રુ રાજા અને જિનદાસ શ્રાવક હતો એક વાર સવારીમાં નીકળેલો જિતશત્રુ રાજા ઘોડો ખેલાવતો હતો. ત્યાં એનું કુંડળ પડી ગયું. માણસોને તેણે આજ્ઞા કરી, “મારું કુંડળ કોણે લીધું છે તેની તપાસ કરો” તે પ્રદેશમાં થઇને જતો જિનદાસ કુંડળ પડેલું જોઈને પાછો વળ્યો. માણસોએ વિચાર્યું, “આ પાછો કેમ વળ્યો?” પછી તે માણસો તે પ્રદેશમાં ગયા, તો તેમણે કુંડળ જોયું. તે લઇને તેમણે રાજા પાસે રજૂ કર્યું. રાજાએ પૂછ્યું, “કયાંથી મળ્યું?” તેઓ બોલ્યા, “જિનદાસ પાસેથી.” પછી તેઓ ગયા. ક્રુદ્ધ થયેલો રાજા બોલવા લાગ્યો, “જિનદાસ ઢોંગી શ્રાવક છે.” પછી જિનદાસને બોલાવીને તલવારથી તેનું માથું છેદવાની રાજાએ આજ્ઞા કરી, પણ તે તલવાર ફૂલની માળા થઇ ગઈ. એટલે રાજાએ ફરી કહ્યું, “એને દોરડાથી ફાંસી આપો.” પણ એ દોરડું રત્નમાલા થઇ ગયું. એટલે ‘આ અપરાધી નથી’ એમ વિચારીને રાજાએ માણસોને બોલાવ્યા. બોલાવીને તેમને પૂછ્યું, “કુંડળ જિનદાસ પાસેથી મળ્યું એમ તમે શા ઉપરથી કહો છો?” તેમણે જે બન્યું હતું તે કહ્યું. રાજાએ જિનદાસનો સત્કાર કરીને તેને વિદાય આપી.

## ચોથા વ્રતના દોષ વિષે કરાલપિંગનું અને ગુણ વિષે જિનપાલિતનું દૃષ્ટાન્ત

ચોથા વ્રત વિષે—વસન્તપુર નગર હતું, ત્યાં નલપુત્ર રાજા હતો. કારાલપિંગ તેનો પુરોહિત હતો. તેનાથી સન્તુષ્ટ થયેલા રાજાએ ‘હું વરદાન આપું છું’ એમ તેને કહ્યું. પુરોહિતે કહ્યું, “જે રૂપાળી સ્ત્રીને હું જોઉં તેને લઉં.” રાજાએ કહ્યું, “જે સ્ત્રી તારી ઇચ્છા કરે તેને તું લેજે. નહીં ઇચ્છા કરતી સ્ત્રીને તું ગ્રહણ કરીશ અથવા તેની પ્રાર્થના—માગણી કરીશ તો વ્યભિચારીની જે સજા છે તે હું તને કરીશ.” ત્યાં પુષ્યદેવ નામે વાણિયો તે પુરોહિતનો મિત્ર હતો, તેની પદ્મશ્રી પત્ની હતી અને વિદ્યુલ્લતિકા દાસી હતી. તે વિદ્યુલ્લતિકાને પુરોહિતે કહ્યું, “પદ્મશ્રી મને ઇચ્છે તેમ તું કર.” તેણે પદ્મશ્રીને કહ્યું. પદ્મશ્રીએ પોતે પુરોહિતને કહ્યું, “તમારા મિત્રને ખબર પડશે.” પુરોહિત બોલ્યો, “તે નહીં જાણે તેમ કરીશ.” પુરોહિતનું આ ચરિત્ર પદ્મશ્રીએ પુષ્યદેવને કહ્યું. પછી

પુરોહિતે રાજાને ( કોઇ ઔષધિ અથવા મન્ત્રથી ) મસ્તકવેદના પેદા કરી. રાજાએ પુરોહિતને બોલાવ્યો કે, “ મને સાજો કર. ” તેણે રાજાને સાજો કર્યો. પછી પુરોહિતે રાજાને કહ્યું, “ આ પુષ્યમિત્ર કિંજંપી દ્વીપમાં કિંજંપી પક્ષીઓ લાવવા માટે ભલે જાય; તે પક્ષીઓ સુન્દર રૂપવાળાં હોય છે અને મધુર બોલે છે. ” રાજાએ પુષ્યમિત્રને બોલાવીને કહ્યું, “ કિંજંપી પક્ષીઓ લાવવા માટે કિંજંપી દ્વીપમાં જા. ” તેણે હા પાડી. પુરોહિતનું ચરિત્ર પણ તેણે જાણ્યું હતું. પોતાના ઘરમાં તેણે ભોંયરું ખોદાવ્યું. વિશ્વાસપાત્ર માણસોને ત્યાં રાખ્યા અને કહ્યું, “ પુરોહિતને બાંધીને છાની રીતે મને સોંપજો અને તમે છાની રીતે નીકળી જજો. ” પુરોહિત ( પોતાના ઘેરથી ) નીકળ્યો, દાસીએ તેને છાની રીતે લાવીને પલંગ ઉપર બેસાડ્યો, એટલે તે ભોંયરામાં પડ્યો. પેલા માણસોએ તેને બાંધીને પુષ્યમિત્રને સોંપ્યો. પુષ્યમિત્રે તેને છાની રીતે રાખ્યો. પછી છ મહિને પાછો આવીને તે રાજાને કહેવા લાગ્યો, “ મેં ઘણાં કિંજંપી પક્ષીઓ પકડ્યાં છે; પણ એક પક્ષી આણ્યું છે, તે જુઓ. ” તેણે તે પુરોહિતને મીણથી ખરડીને વિવિધ પ્રકારનાં પીંછાં વડે મંડિત કર્યો હતો. રાજાએ પૂછ્યું, “ એ પક્ષી કેવું બોલે છે ? ” પુરોહિતને માર મારવામાં આવતાં તે બોલ્યો, “ કિંજંપં, કિંજંપં ! ” આ સાંભળીને રાજા પરમ આશ્ચર્ય પામ્યો. પણ દાંત હોવાથી તેને ઓળખ્યો ( કારણ પક્ષીને દાંત ન હોય ). પીંછાંઓવડે વીંટાયેલા પુરોહિતને તેણે જોયો. રાજાએ પુષ્યદેવને પૂછ્યું, “ આ શું ? ” તેણે કહ્યું, “ આ દુઃશીલ છે; તેને નહીં ઇચ્છતી સ્ત્રીને તે ગ્રહણ કરે છે અને જુએ છે. ” પછી રાજાએ લોઢાની સ્ત્રીપ્રતિમા સાથે પુરોહિતને આલિંગન કરાવ્યું, એટલે તે મરણ પામ્યો. ( મૈથુનથી ) નિવૃત્ત નહીં થવાના આ દોષો છે.

હવે પ્રશસ્ત ઉદાહરણ—મથુરામાં અજિતસેન નામે રાજા હતો. તેની પટ્ટરાણી મિત્રવતી નામે હતી. એક વાર યવન રાજાએ અજિતસેન રાજાને એક સુન્દર, શુદ્ધ અને મોટું નૂપુર ભેટ તરીકે મોકલ્યું હતું. રાજાએ તે મિત્રવતીને આપ્યું. મિત્રવતીએ રાજાને કહ્યું, “ સ્વામી ! બીજું આવું ઘડાવો. ” રાજાએ સોનીઓના મહાજનને બોલાવ્યું. તેને નમૂનો આપીને કહ્યું, “ બીજું આવું ઘડો ” ‘ આ પરમ નિપુણ છે ’ એમ કહીને મહાજને તે નૂપુર જિનપાલિત સોનીના પુત્રને આપ્યું. તેણે ભોંયરામાં ગુપ્ત રીતે નૂપુર ઘડયું અને ઘડીને રાજા પાસે લાવ્યો. રાજા તે જોઇને પરમ વિસ્મય પામ્યો. તે સોનીને જોઇને મદનનાં બાણવડે પ્રહાર પામેલી દેવી ઉન્મત્ત થઇ. રાજાએ આ રહસ્ય જાણીને દેવીને કહ્યું, “ જિનપાલિત પાસે જા. ” સર્વ અલંકારોથી આભૂષિત થઇને તે જિનપાલિત પાસે ગઇ. એટલે તેણે કહ્યું, “ હું તો નપુંસક છું. ” આથી વૈરાગ્ય પામીને અને સ્વસ્થ થઇને તે પાછી આવી. રાજાએ જિનપાલિતનો સત્કાર કર્યો. પછી રાજાએ મિત્રવતીનો ત્યાગ કર્યો.

## પાંચમા વ્રતના ગુણ-દોષ વિષે ચારુનંદી અને ફલ્ગુનંદીનું દૃષ્ટાન્ત

વસન્તપુરમાં જિતશત્રુ રાજા હતો. તેનાં બે ગોકુળ હતાં. તે બે ગોકુળમાં ચારુનંદી

અને ફલ્ગુનંદી નામે બે ગોવાળિયા હતા. જે ગાયો રૂપાળી તથા વર્ણ, રૂપ, આકાર, શિંગડાં અને આકૃતિ વડે કલ્યાણકારક, ભદ્ર, ખોડ વગરની અને સારાં આંચળવાળી (ખૂબ દૂધ આપનારી) હોય તેમને ચારુનંદી રાજાના આંકથી આંકતો હતો; અને જે ગાયો વિરૂપ તથા વર્ણ, રૂપ, આકાર, શિંગડાં અને આકૃતિમાં ખોડવાળી, મારકણી, ભૂખરી અને દૂધ નહીં આપનારી હોય તેમને પોતાના આંકથી આંકતો હતો. જે ગાયો સુંદર તથા વર્ણ, રૂપ, આકાર અને આકૃતિમાં કલ્યાણકારક, ભદ્ર અને સારાં આંચળવાળી હોય તેમને ફલ્ગુનંદી પોતાના આંકથી આંકતો હતો, અને જે ગાયો વિરૂપ અને વર્ણ, રૂપ, આકાર, શિંગડાં અને આકૃતિમાં ખોડવાળી, ભૂખરી અને મારકણી હોય તેમને રાજાના આંકથી આંકતો હતો.

એકવાર જિતશત્રુ રાજાએ ચારુનંદીના ગોકુળમાં જઈને ચારુનંદીને પૂછ્યું, " મારી કેટલી ગાયો છે ? " રાજાના આંકથી અંકાયેલ અને તેના પોતાના આંકથી અંકાયેલ એવા ગાયોના બન્ને વર્ગો જોઈને રાજા સન્તુષ્ટ થયો. પછી તે ફલ્ગુનંદીના ગોકુળમાં ગયો. ફલ્ગુનંદીએ પણ રાજાના અને પોતાના આંકથી અંકિત થયેલી ગાયો તેને બતાવી. તે જોઈને ક્રોધ પામેલા રાજાએ તે ફલ્ગુનંદીનો વધ કરાવ્યો, તે ગોકુળ ચારુનંદીને આપ્યું તથા તેનો સત્કાર કર્યો. "

સ્વામિદત્ત પાસેથી આ ઉપદેશ સાંભળીને અમે બન્ને જણાં બોધ પામ્યાં. તે સ્વામિદત્ત શ્રાવકની પાસે અમે પાંચ અણુવ્રતો ગ્રહણ કર્યાં. કામપતાકા અને હું તે ઉપદેશ સાંભળીને શ્રાવિકાઓ થઈ. "

વળી અનંગસેનાએ દુર્મુખના દોષો પણ ત્યાં કહ્યા, જેમકે–તેણે કામપતાકાને પકડી હતી તે દોષ, અને વિષવાળી સોયો નૃત્યસ્થાનમાં રાખી હતી તે દોષ. પછી રાજાએ દુર્મુખના વધની આજ્ઞા કરી.

## ઋષિદત્તા અને એણીપુત્રનો કથાસંબંધ

પછી ઉદકબિન્દુ આદિ તાપસો બિલ્વ આદિ ફળો લઈને શુનકચ્છેદ ઉપાધ્યાયને નિમિત્તે ત્યાં આવ્યા. તેઓએ રાજા અમોઘરિપુને ફળોની ભેટ ધરી અને વિનંતી કરી કે, " દેવ ! રંગમંડપમાં નૃત્ય કરતી કામપતાકાને જોઈને શુનકચ્છેદ ઉપાધ્યાય બીમાર થયો છે. માટે હે દેવ ! ધર્મ ગણીને કામપતાકા તેને આપો. જો નહીં આપો તો કામદેવનાં બાણો વડે પીડાયેલો તે પ્રાણત્યાગ કરશે. " રાજાએ કહ્યું, " કામપતાકા તો કુમારને આપી છે; બીજી જે કોઈ ગણિકા તમને ગમતી હશે તે આપી શકાશે. " એટલે તેઓ બોલ્યા, " અમારે બીજીનું કામ નથી. " પછી રાજાએ તેમનો નિષેધ કર્યો, અને 'અહીં વિશ્રામ લ્યો' એમ કહીને તેમને ઉતારો આપ્યો. પછી મોટી ધામધૂમથી યજ્ઞ થયો. દેવી આવી અને તે બિલ્વ આદિ ફળો જોઈને રાજાને કહેવા લાગી, " અહો સ્વામી ! આ

બિલ્વ આદિ ફળો મનોહર, પ્રમાણયુક્ત અને સ્વાદિષ્ટ છે. એ કયાંથી આવ્યાં છે? અને કોણ તે લાવ્યું છે?" પછી તે રાજાએ તાપસ-ઋષિઓને બોલાવીને તે બિલ્વ આદિ ફળોની ઉત્પત્તિ પૂછી. તેઓમાંથી જે ઉદકબિન્દુ નામે તાપસ હતો તેણે રાજાને હરિવંશની ઉત્પત્તિ કહી અને જણાવ્યું કે, "તેમનાં (હરિવર્ષમાંથી લાવવામાં આવેલાં) વૃક્ષોની પ્રસૂતિ તે આ ફળો છે." પછી કામપ્રતાકા કન્યાની સાથે કુમારનું લગ્ન થયું. પછી દેવીએ રાજાને કહ્યું, "સ્વામી! જ્યાં આ બિલ્વ આદિ ફળો હોય ત્યાં જઈએ." પછી વસુમિત્ર અને સુષેણ અમાત્યોએ વારવા છતાં દેવીના ખોટા આગ્રહને કારણે રાજા ચંપાનગરી ગયો, અને ત્યાંજ ઉદ્યાનમાં રહ્યો. ત્યાંજ ચંડકૌશિક નામે કુલપતિ હતો. દેવીએ અને રાજાના સૈન્યે પુષ્પ અને ફળને માટે તે આખું ઉદ્યાન લૂંટયું અને તેનો વિનાશ કર્યો. આથી ક્રોધ પામેલા ચંડકૌશિકે રાજાને શાપ આપ્યો કે, "દુરાચારી! તેં મારું ઉદ્યાન લૂંટયું અને તેનો નાશ કર્યો છે, માટે મૈથુનકાળે તારા માથાના સો ટુકડા થઇ જશે અને તું મરણ પામીશ." આ સાંભળીને ભય પામેલો રાજા ત્યાંથી નીકળીને નંદનવનમાં ગયો, અને રાજ્યનો ત્યાગ કરીને તેણે તાપસ તરીકેની દીક્ષા લીધી, અને દેવી તથા મંજુલા ધાત્રીની સાથે તપશ્ચર્યા કરવા લાગ્યો.

પછી કોઈ એક વાર રાજાના વલ્કલવસ્ત્રમાં શુક્રપુદ્ગલ આવ્યાં. દેવીએ તે વલ્કલ પહેર્યું. તે પુદ્ગલ તેની યોનિમાં પ્રવેશ્યાં. તે દેવીએ સમય જતાં પુત્રીને જન્મ આપ્યો. તેનું ઋષિદત્તા નામ પાડવામાં આવ્યું. દેવી, મંજુલા ધાત્રી અને રાજા વનનાં બિલ્વફળો વડે તેનું પાલન કરતા હતા. રાજા પ્રત્યેની અત્યંત આસક્તિપૂર્વક તે સ્ત્રી કાળધર્મ પામી. ઊછરેલ ઋષિદત્તા યુવાવસ્થામાં આવી અને અતીવ રૂપથી સુરૂપ થઇ.

કોઇ એક વાર શાન્તવેગ અને પ્રશાન્તવેગ નામના બે આકાશચારી અણગારો તે આશ્રમમાં આવ્યા. તેઓ તે આશ્રમમાં રાજાને અને બાલિકાને ધર્મ કહેવા લાગ્યા. તેમની પાસે ધર્મ સાંભળીને ઋષિદત્તા શ્રાવિકા થઇ.

જેના હાથમાં ઢાલ-તરવાર છે એવો પુરુષ તે આશ્રમમાં એકવાર આવ્યો. એની પાછળ સૈન્ય આવ્યું. તે રાજાને પગે પડ્યો. રાજાએ પૂછયું, "તું કોણ છે? અને કયાંથી આવ્યો છે?" એટલે તે બોલ્યો, "હું શતાયુધ રાજાનો પુત્ર શિલાયુધ નામે છું, અને ચારુમતી દેવીનો (અમોઘરિપુની પત્નીનો) ભત્રીજો અને તમારો ભાણેજ[1] છું." તે સાંભળીને સન્તુષ્ટ થયેલા રાજાએ તેને ઋષિદત્તા આપી. પછી તે ઋષિદત્તાની સાથે તેનું લગ્ન થયું.

---

૧. કથાસંબંધ અનુસાર, શતાયુધની બ્હેનનુ લગ્ન અમોઘરિપુ સાથે અને અમોઘરિપુની બ્હેનનુ લગ્ન શતાયુધ સાથે થયુ હોવુ જોઇએ. શિલાયુધ એ રીતે અમોઘરિપુનો ભાણેજ અને તેની પત્ની ચારુમતીનો ભાઇનો છોકરો-ભત્રીજો થાય. મૂળમા મહુઓ શબ્દ છે, તેનો ભત્રીજો અર્થ અનુમાનથી કર્યો છે.

અન્યદા તે ઋષિદત્તાને ઋતુકાળમાં ગર્ભ રહ્યો. તે શિલાયુધ કુમાર પણ કેટલાક દિવસ પછી ગયો. ઋષિદત્તાનો ગર્ભ વધવા લાગ્યો. વિષફળનો આહાર કરવાથી મંજુલિકા મરણ પામી. ઋષિદત્તાએ પણ યોગ્ય સમયે પુત્રને જન્મ આપ્યો. પ્રસૂતિ થતાં વેંત જ સૂવારોગથી તે મરણ પામી. આથી તેનો પિતા મૂર્ચ્છા પામ્યો. થોડીવાર પછી ભાનમાં આવતાં બન્ને હથેળીઓ વડે કુમારને લઇ, ખોળામાં મૂકી કરુણ આક્રન્દ કરતો તે વિચાર કરવા લાગ્યો; ‘ આને હું કેવી રીતે જિવાડીશ ? એમ કહી આંસુ સારતો એકાકી એવો તે કરુણ વિલાપ કરવા લાગ્યો. પછી તે ઋષિદત્તા વ્યંતરી થઇ. તેણે મૃગીનું રૂપ કર્યું. તેની સાથે એક નાની મૃગલી હતી. બે કાળા કૂતરાઓની સાથે સમૂહમાં ભમતી તે મઠના આંગણામાં આવી. એક મૃગીએ છોકરાને લીધો, બીજી મઠમાં ગઇ; પછી પોતાની જીભવડે બાળકને ચાટતી તે તેના વદન આગળ સ્તન રાખીને ઊભી રહી. આ જોઇને રાજા શાન્તિ પામ્યો. આ પ્રમાણે એ મૃગી વારંવાર આવીને તે બાળકને દૂધ પાતી હતી. પછી તે બાળક મોટો થયો.

એક વાર સમિધને માટે ગયેલા તેને સર્પ કરડ્યો અને જેને વિષ ચડ્યું છે એવો તે મરવા લાગ્યો. મૃગીએ આવીને તેને જીભથી ચાટ્યો, નિર્વિષ કર્યો અને જિવાડ્યો. હે પુત્ર! જે મૃગી તે હું પૂર્વે ઋષિદત્તા હતી. પછી મેં દિવ્ય દેવીરૂપ ધારણ કરીને તે સર્પની તર્જના કરી અને કહ્યું, “ ચાંડાલ ચંડકૌશિક ! હજી પણ ક્રોધ ત્યજતો નથી ? ” એ પ્રમાણે ત્યાં જેને પૂર્વવૈર સ્મરણ કરાવવામાં આવ્યું છે એવો તે સર્પ તે રમ્ય આશ્રમપદમાં અનશન કરીને પોતાની જાતને ખપાવીને થોડા સમયમાં કાળધર્મ પામ્યો. પછી મેરુગિરિના નંદનવનમાં બલકૂટ ઉપર બલ નામના દેવ તરીકે તે આવ્યો.

આ તરફ શ્રાવસ્તી નગરીમાં શતાયુધ રાજા કાળધર્મ પામ્યો. શિલાયુધ રાજા થયો. તે રાજાને મરણ પામેલો જાણીને સર્વે સામંત રાજાઓ સામે થયા. તે શિલાયુધે સૈન્ય અને વાહન સહિત નીકળી તે સર્વેનો પરાજય કર્યો અને તેમને નમાવ્યા. પછી ફરી શ્રાવસ્તીમાં આવીને તે અગ્રોદ્યાનમાં રહ્યો. પછી હું ઋષિદત્તા તાપસીનું રૂપ ધારણ કરીને અરણ્યનાં પુષ્પ–ફળ લઇને રાજાના અગ્રદ્વાર આગળ ઊભી રહી. પછી દ્વારપાળોએ રાજાને નિવેદન કર્યું કે, “ તાપસી દ્વાર ઉપર ઊભી છે. ” રાજાએ કહ્યું, “ તે ભલે અંદર આવે. ” પછી ઘણા જનોવડે સંકુલ એવા રાજાના સભામંડપમાં તે તાપસી પુત્રની સાથે પ્રવેશી. સર્વ વર્ણો અને સાધુઓના હિતમાં રત એવા રાજાને તેણે જોયો. પછી અરણ્યનાં પુષ્પ–ફળો વડે રાજાનું અભિનંદન કરીને તે તાપસીએ કહ્યું, “ રાજન્ ! આ તારો પુત્ર છે, તારા જ ગાત્રમાંથી ઉદ્ભવેલો છે; તેનો પુત્ર તરીકે સ્વીકાર કર. ” એટલે રાજાએ કહ્યું, “ લોકોમાં એમ સંભળાય છે કે જે કોઇ આશ્રમોમાં રહે છે તે સર્વે સત્યવાદીઓ હોય છે, પણ તું તો તાપસી હોવા છતાં મિથ્યા બોલે છે. અપુત્ર એવા મને પુત્ર ક્યાંથી ? ”

એટલે તાપસીએ કહ્યું, "દર્પણના મંડળમાંથી જેમ બિંબમાંથી પ્રતિબિંબ થાય છે તેવી રીતે તારી પાસે આવેલા તારા પોતાના પુત્રને પુત્ર તરીકે તું ઓળખતો નથી ?" એટલે રાજા બોલ્યો, "તાપસિ ! જે પરાયા પુત્રને માટે 'આ મારો પુત્ર છે' એમ કહે છે તે પરસ્ત્રીગમનમાં જે દોષો રહેલા છે તે દોષો વડે લેપાય છે." પછી તાપસીએ કહ્યું, 'કૂકડે કૂક ! તને પારકી સ્ત્રીનો દોષ લાગી જાય છે ! તારી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો આ તારો જ પુત્ર છે." એટલે રાજા બોલ્યો, "આ મારો પુત્ર કેવી રીતે ? કયારે જન્મ્યો ? સ્વદારમાં થયો કે પરદારમાં ? સત્ય કહે." રાજાએ આ પ્રમાણે કહ્યું, એટલે તે તાપસી તે બાળકને રાજાની સમીપમાં મૂકીને ચાલી ગઈ. તે સમયે આકાશવાણી થઇ કે, "હે રાજાઓમાં સિંહ સમાન ! [1]અમોઘરથનો દૌહિત્ર અને ઋષિદત્તાનો પુત્ર આ તુંજ છે ( અર્થાત્ આ તારોજ પુત્ર છે )."

પછી પરિજન સહિત રાજાએ આકાશવાણી સાંભળીને 'આ મારો પુત્ર થાય છે' એમ કરી તે બાળકને લઇને ખોળામાં બેસાડ્યો, માથું સૂંઘ્યું અને દંડ-ભટ-ભોજિકોને કહ્યું કે, "આ મારો પુત્ર છે, એનુ સંરક્ષણ કરો." પછી તેણે પૂછ્યું, "તાપસી કયાં ગઇ ?" પુરુષોએ કહ્યુ, "આ જાય." રાજા ઊઠીને તેની પાછળ દોડ્યો, અને 'તે આ રહી, આ રહી' એમ કરતાં આશ્રમ સુધી ગયો. ત્યાં ઋષિદત્તા( વ્યંતરી )ને જોઈને સંતુષ્ટ અને શાન્ત થયો. પછી તે તાપસી દિવ્ય દેવરૂપ ધારણ કરીને, પ્રભા-સમુદય વડે ઉદ્યોત કરતી, રાજાને અને પોતાના પિતાને ધર્મ કહેવા લાગી.

એ સમયે બલ નામે દેવ ત્યાં આવ્યો. તેણે દેવીને વંદન કરીને કહ્યું, "હું અહીં ચંડકૌશિક સર્પ હતો. હે ભગવતિ ! તમારા ગુણવડે કરીને મેં દેવત્વ પ્રાપ્ત કર્યું." એમ કહીને ફરીવાર વંદન કરી તે પાછો ગયો. અમોઘરથ રાજા વગેરે બીજાઓ પણ ધર્મને પામ્યા. ધર્મપરાયણ એવા તેમને અષ્ટાપદ પર્વત ઉપર લઇ જઇને દેવીએ શાન્તવેગ તથા પ્રશાન્તવેગ અણગારોને શિષ્ય તરીકે સોંપ્યા. પછી તેઓ સાધુ થયા.

જે પેલો બાળક હતો તેજ આ એણીપુત્ર રાજા. સાગરભિન્નમાં વસતી, જવલનપ્રભ-( નામના દેવ )ની ભાર્યા હું નાગિની છું."

એટલે મેં તે દેવીને કહ્યું, "દેવિ ! તમારું ભવન સાગરભિન્ન શાથી કહેવાય છે ? કયારે અને કોણે તે ભેદ્યું હતું ?" તે બોલી, "હે પુત્ર ! તું ધ્યાન રાખીને સાંભળ; હું તને સર્વ કહીશ—

## સગરના પુત્રોએ અષ્ટાપદમાં ખાઈ ખોદવી-તેમનું દહન

સાકેત નગરમાં ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલા બે ભાઈઓ જિતશત્રુ અને સુમિત્ર એ

૧. આ પૂર્વે રાજાનું નામ સર્વત્ર અમોઘરિપુ આપેલું છે.

રાજાઓ હતા. તેમની બન્નેની બે ભાર્યાઓ હતી–વિજયા અને વૈજયંતી. તે બન્નેએ આ પ્રમાણે ચૌદ મહાસ્વપ્નો જોયાં. તે જેમકે–ગજ, વૃષભ, સિંહ, લક્ષ્મી, માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, પદ્મસર, સાગર, વિમાન અને ભવન,[1] રત્નોનો સમૂહ અને અગ્નિ. તે રાજાઓએ સ્વપ્નપાઠકોને એ સ્વપ્નો કહ્યાં. તેઓએ એ સ્વપ્નો સમજાવ્યાં કે, “પુત્રોમાંથી એક તીર્થંકર થશે, બીજો ચક્રવર્તી થશે.” કાળે કરીને તે સ્ત્રીઓને પ્રસૂતિ થઇ. બાર દિવસ થતાં જિતશત્રુએ પુત્રનું નામ અજિત પાડ્યું, અને સુમિત્રે સગર પાડ્યું. અનુક્રમે ઊછરેલા તેઓ યૌવનમાં આવ્યા, અને તેમને ઉત્તમ રાજકન્યાઓનું પાણિગ્રહણ કરાવવામાં આવ્યું.

અન્યદા જિતશત્રુ રાજાએ પોતાના પુત્ર અજિતને રાજ્યગાદી ઉપર બેસાડ્યો, અને ભાઈના પુત્ર સગરને યુવરાજપદે સ્થાપિત કર્યો. પછી જિતશત્રુ રાજા શ્રીઋષભદેવના તીર્થમાં સ્થવિરોની પાસે સંયમ સ્વીકારીને સિદ્ધિમાં ગયો. પછી અજિત રાજા પણ ઘણા કાળ સુધી રાજ્યનું પાલન કર્યા પછી તે રાજ્યનો ત્યાગ કરીને તીર્થંકર થયા. સગર પણ ચૌદ રત્નો અને નવ નિધિનો અધિપતિ એવો ચક્રવર્તી થયો. તે સગરના જહ્નુકુમાર આદિ સાઠ હજાર પુત્રો હતા. હાર અને મુકુટને ધારણ કરનારા તેઓ સર્વે પિતાની રજા માગી, ચક્રવર્તીનાં રત્નો અને નિધિઓને સાથે લઇને વસુધામાં વિચરવા લાગ્યા. સર્વ જનોને હિરણ્ય-સુવર્ણ આદિ સંપત્તિ આપતા અને યશ તથા કીર્તિ ઉપાર્જન કરતા તેઓ અષ્ટાપદ પર્વત આગળ પહોંચ્યા. ત્યાં સિદ્ધોને વંદન કરીને જિનાયતન, સ્તૂપરચના આદિ તથા પ્રતિમા જોઇને તેઓ અમાત્યને પૂછવા લાગ્યા, “આ આયતન કોણે કરાવેલું છે? અને ક્યારે કરાવેલું છે?” એટલે અમાત્યે કહ્યું—

## અષ્ટાપદ તીર્થની ઉત્પત્તિ અને સિદ્ધગંડિકા

“અહીં ઉત્તમ લક્ષણોથી યુક્ત ઋષભ નામે રાજા હતા, જેમણે પ્રજાઓને પૂર્વે વ્યવસ્થિત કરી હતી. જેમણે રાગને દમ્યો છે, કામભોગોથી જે વિરક્ત થયા છે તથા કર્મોને જેમણે ધમી નાખ્યાં છે એવા તે મહાત્મા ભગવાન ઉત્તમ શ્રામણ્ય પાળીને દશ હજાર અણગારોની સાથે આ પર્વત ઉપર મોક્ષમાં ગયેલા છે; તેમનું આ આયતન અને સ્તૂપરચના છે. ભરત નામે તેમનો પુત્ર પ્રથમ ચક્રવર્તી, ચૌદ રત્નો અને નવ નિધિનો અધિપતિ હતો. તેણે આ આયતન, પ્રતિમા અને સ્તૂપ કરાવેલાં છે.

સમુકુટ કેવલજ્ઞાની (જેમને ગૃહવાસમાં કેવલજ્ઞાન થયું હતું) એવા તે ભગવાન (ભરત) શ્રામણ્ય સ્વીકારીને મોક્ષે ગયા. ભરતનાં જેવાંજ ગુણ, વિનય અને માહાત્મ્યથી

---

૧. અર્થાત્ એક રાણીએ સ્વપ્નમાં વિમાન જોયું અને બીજીએ ભવન જોયું. જે ઊર્ધ્વલોકમાંથી આવે છે તેની માતા વિમાન જુએ છે અને અધોલોકમાંથી આવે છે તેની માતા ભવન જુએ છે.

યુક્ત, પણ માત્ર રત્ન અને દેવતાઓથી રહિત એવો તેમનો આદિત્યયશ નામે પુત્ર હતો, જેનો સ્વયં ઇન્દ્રે રાજા તરીકે અભિષેક કર્યો હતો. તે આદિત્યયશે સકલ ભારતવર્ષને ભોગવીને દીક્ષા લીધી.

તેનો પુત્ર મહાયશ, તેનો અતિબલ અને તેનો બલભદ્ર, તેનો બલવીર્ય, તેનો કાર્તવીર્ય, તેનો જલવીર્ય અને તેનો દંડવીર્ય થયો. ઋષભસ્વામીનો જે ઉત્તમ મહામુકુટ હતો તે તેઓએ મસ્તકથી ધારણ કર્યો, પરન્તુ બીજાઓ તે મુકુટને ધારણ કરી શકયા નહીં.

પછી ભગવાન પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવની પરંપરામાં થયેલા તથા આયુષ્ય, ઉચ્ચત્વ અને પરાક્રમની બાબતમાં અનુક્રમે ઊતરતા એવા ચૌદ લાખ રાજાઓ (રાજ્ય) ભોગવીને સિદ્ધિમાં ગયા सव्वट्ठम्मि य इक्को० ગાથા, एवं एगुत्तरिया० ગાથા, तेण परं आवलिया० ગાથા. એ ગાથાઓનો અર્થ આ પ્રમાણે છે.[1] સ્થાપના નીચે પ્રમાણે છે[2]—

| સિદ્ધા લક્ષ | સર્વાર્થ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ | સિ૦ લ૦ | સ૦ લ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ | ૧૪ | ૧ |
| ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ | ૧૪ | ૨ |
| ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ | ૧૪ | ૩ |
| ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ | ૧૪ | ૪ |

૧. પણ આ ગાથાઓનો અર્થ કોઇ પણ પ્રતમાં જોવામા આવતો નથી.

૨. આ ઠેકાણે મૂળ ગ્રંથમા સિદ્ધગંડિકાના વિષયને લગતી सव्वट्ठम्मि य इक्को०, एवं एगुत्तरिया०, અને तेण परं आवलिया० આ પ્રમાણે ત્રણ પ્રાચીન ગાથાઓનો આધાર ટાકવામા આવ્યો છે. મૂળમા આખી ગાથાઓ ઉદ્ધૃત કરેલી નથી, પણ માત્ર પ્રથમાક્ષરો જ ટાકેલા છે, તેથી ગાથાઓનો પૂરો ભાવાર્થ સમજી શકાતો નથી. વળી આ ગાથાઓ કયા ગ્રંથની છે એ તપાસ કરવા છતા તેમનું મૂળ સ્થળ જડી શક્યું નથી, તેમજ આ પછી પ્રાચીન તાડપત્રીય પ્રતિમા આ વિષયને લગતી જે માત્ર એક સ્થાપના આપવામા આવી છે તેને અંગે પાછળની બધી પ્રતિઓમા "स्थापना चात्र चिरन्तना केनापि वैगुण्येन नन्दीग्रन्थेन सह विसंवादाच्च सम्यगवगम्यते, ततस्तच्चूर्णिवृत्ति-संवादिनी स्थापितेति । અર્થાત્ આ ઠેકાણે આપેલી પ્રાચીન પ્રતિની સ્થાપના કોઇ ભૂલના પરિણામે નંદીસૂત્ર સાથે મેળબેસતી ન હોવાથી બરાબર સમજાતી નથી, એ કારણથી નંદીસૂત્રની ચૂર્ણિ અને વૃત્તિ સાથે મેળ ખાતી સ્થાપનાઓ આપી છે—" આ પ્રમાણેની નોધ છે. એટલે એ પ્રત્યંતરોમાની સ્થાપનાઓ ઉપરાંત જિજ્ઞાસુઓના સંતોષ માટે નંદીસૂત્ર આદિ શાસ્ત્રોના અનુસારે સિદ્ધગંડિકાના વિષયની વિશિષ્ટ સમજ આ નીચે આપવામા આવે છે—

(૧) પ્રથમ તીર્થંકર ભગવાન શ્રીઋષભદેવના વંશમા ભરતચક્રવર્તી, આદિત્યયશ, મહાયશ વગેરે એક પછી એક

પછી આ સાંભળીને સંતુષ્ટ અને વિસ્મિત મનવાળા થયેલા જહ્નુકુમાર વગેરે કુમારોએ 'અમારું કુળ જય પામે છે' એ પ્રમાણે ઉત્કૃષ્ટિ-સિંહનાદથી ગગનતલ ભરી દીધું. પછી જહ્નુ વગેરે કુમારો પરસ્પરને કહેવા લાગ્યા, "આપણી પાસે પણ તે જ રત્નો છે, તે જ નિધિઓ છે, તે જ વસુધા અને રાજાઓ છે; તો સર્વરત્નમય જિનાયતન આપણે કરીએ." આ પ્રમાણે તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. પછી તે જહ્નુ વગેરે કુમારોએ પોતાનાં માણસોને આજ્ઞા આપી, "અષ્ટાપદ જેવા પર્વતની શોધ કરો." તેઓએ શોધ કરી, પણ અંતે 'અષ્ટાપદ જેવો પર્વત નથી' એ પ્રમાણે તેમણે નિવેદન કર્યું. પછી તે કુમારોએ અમાત્યને પૂછ્યું, "આયતન ક્યાં સુધી રહેશે?" એટલે અમાત્યે કહ્યું, "આ અવસર્પિણી સુધી રહેશે, એમ મેં કેવલી જિનોની પાસે સાંભળ્યું છે." પછી તે કુમારો એકબીજાને કહેવા લાગ્યા, "આ પર્વતનું જ રક્ષણ કરીએ, કેમ કે કાળદોષથી લોભગ્રસ્ત

---

થયેલા ચૌદ લાખ રાજાઓ મોક્ષમા ગયા અને એક રાજા સર્વાર્થસિદ્ધ દેવલોકમા ગયો, તે પછી ચૌદ લાખ રાજાઓ મોક્ષમાં ગયા અને એક રાજા સર્વાર્થસિદ્ધ દેવલોકમાં ગયો; આ પ્રમાણે ચૌદ લાખ રાજા મોક્ષમાં અને એક રાજા સર્વાર્થસિદ્ધમાં એમ ત્યાસુધી સમજવું કે ચૌદ લાખને આતરે સર્વાર્થસિદ્ધમાં ગયેલા એક એકની સંખ્યા પણ અસંખ્યાતી થાય. ત્યારબાદ ચૌદ લાખ રાજા મોક્ષે, બે સર્વાર્થસિદ્ધે, ચૌદ લાખ રાજા મોક્ષે, બે સર્વાર્થસિદ્ધે એમ ત્યાસુધી જાણવું કે ચૌદ લાખ મોક્ષે જનારના ગાળામાં સર્વાર્થસિદ્ધમાં જનાર બે બેની સખ્યા પણ અસંખ્યાતી થાય. આ મુજબ ચૌદ લાખ મોક્ષે જનારા રાજાઓના ગાળામા ત્રણ, ચાર, પાંચ, છ, સાત એમ પચાસ સુધી સર્વાર્થસિદ્ધમાં જનાર રાજાઓની દરેક સંખ્યા અસંખ્યાતી થાય ત્યાંસુધી સમજવું. આ પહેલી સિદ્ધગંડિકા 'અનુલોમસિદ્ધગંડિકા' નામે જાણવી.

**સ્થાપના—**  **एसा पढमा अणुलोमसिद्धगंडिया १**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| १४ | १४ | १४ | १४ | १४ | १४ | १४ | इत्तिया लक्खा सिद्धा |
| १ | २ | ३ | ४ | ५ | ६ | जाव ५० | इत्तिया सव्वट्ठे पत्थडे |
| १४ | १४ | १४ | १४ | १४ | १४ | १४ | इत्तिया लक्खा सिद्धा |
| १ एवम-संखेज्जा | २ एवम-संखेज्जा | ३ एवम-संखेज्जा | ४ एवम-संखेज्जा | ५ एवम-संखेज्जा | ६ एवम-संखेज्जा | जाव ५० एवम-संखेज्जा | इत्तिया सव्वट्ठे पत्थडे |

(૨) આ પછી સલગ્નપણે બીજી 'પ્રતિલોમસિદ્ધગંડિકા' ચાલુ થાય છે. તે આ પ્રમાણે-ચૌદ લાખ રાજાઓ સર્વાર્થસિદ્ધમાં ગયા અને એક રાજા મોક્ષમાં ગયો, ફેર ચૌદ લાખ રાજાઓ સર્વાર્થસિદ્ધમાં ગયા અને એક રાજા મોક્ષે ગયો; આ પ્રમાણે ત્યાંસુધી સમજવું કે ચૌદ લાખના આતરામાં મોક્ષે ગયેલા એક એકની સંખ્યા અસંખ્યાતી થાય. આ રીતે સર્વાર્થસિદ્ધમાં જનાર ચૌદ લાખને આતરે બે, ત્રણ, ચાર, પાચ, છ, સાત એમ પચાસ સુધી મોક્ષે જનારા દરેકની સંખ્યા અસંખ્યાતી થાય ત્યાંસુધી સમજવું. આ બીજી સિદ્ધગંડિકાને 'પ્રતિલોમસિદ્ધગંડિકા' કહેવામાં આવે છે.

મનુષ્યો પેદા થશે, જેઓ આયતનનો વિનાશ કરશે." પછી તેમણે તે પર્વતને ચારે બાજુએ પહેલા કાંડતલ સુધી દંડરત્ન વડે છિન્નકટક કરી નાખ્યો (અર્થાત્ ચઢવાના રસ્તા કાપી નાખ્યા) અને ખાઇ ખોદવા લાગ્યા. એટલે ત્રાસ પામેલો જ્વલનપ્રભ નાગ ઊઠ્યો અને આવીને કુમારોને કહેવા લાગ્યો, "અરે! અરે! મારા ભવનદ્વારને ભાંગશો નહીં." આથી કુમારોએ તેને કહ્યું, "આ ભૂમિ કોની છે?" નાગ બોલ્યો, "તમારી છે, પરન્તુ તો પણ ભાંગશો નહીં, કારણ હું પહેલાંથી અહીં રહું છું." 'જો અમારી ભૂમિ છે તો

---

स्थापना— एसा बिइया पडिलोमसिद्धगंडिया २

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| १४ | १४ | १४ | १४ | १४ | १४ | १४ | इत्तिया लक्खा सव्वट्ठे पत्थडे |
| १ | २ | ३ | ४ | ५ | ६ | जाव ५० | इत्तिया सिद्धा |
| १४ | १४ | १४ | १४ | १४ | १४ | १४ | इत्तिया लक्खा सव्वट्ठे पत्थडे |
| १ एवम-संखेज्जा | २ एवम-संखेज्जा | ३ एवम-संखेज्जा | ४ एवम-संखेज्जा | ५ एवम-संखेज्जा | ६ एवम-संखेज्जा | जाव ५० एवम-संखेज्जा | इत्तिया सिद्धा |

(૩) બીજી સિદ્ધગંડિકાની લગોલગ અનુસંધાનમાં ત્રીજી 'સમસંખ્યસિદ્ધગંડિકા' શરૂ થાય છે. તે આ પ્રમાણે– બે લાખ રાજાઓ મોક્ષમાં અને બે લાખ રાજાઓ સર્વાર્થસિદ્ધમા, ફેર પાછા બે લાખ રાજાઓ મોક્ષમા અને બે લાખ સર્વાર્થસિદ્ધમા; આ પ્રમાણે ત્યાસુધી જાણવું કે મોક્ષમાં જનાર અને સર્વાર્થસિદ્ધમાં જનાર બે લાખની સંખ્યા (સરવાળો નહીં) અસંખ્યાતી થાય. આ જ રીતે ત્રણ લાખ, ચાર લાખ, પાચ લાખ, છ લાખ, સાત લાખ એમ એક પછી એક સરખી સંખ્યાવાળા અસંખ્યાતા લાખ પર્યંત મોક્ષ અને સર્વાર્થસિદ્ધે ગયેલા રાજાઓની દરેક લાખની સંખ્યા અસંખ્યાતી થાય ત્યાસુધી સમજવું. આ ત્રીજી 'સમસંખ્યસિદ્ધગંડિકા' જાણવી.

स्थापना— एसा तइया समसंखासिद्धगंडिया ३

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया लक्खा सिद्धा | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | एवं जाव असंखा आवलियादुगाए |
| इत्तिया लक्खा सव्वट्ठे | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | एगुत्तरा दो वि गच्छंति |

(૪) ત્રીજી સિદ્ધગંડિકાના અનુસંધાનમા સંલગ્નપણે ચોથી ચિત્રાંતરસિદ્ધગંડિકા શરૂ થાય છે, જેના ચાર પ્રકાર છે—૧ પહેલી એકાદિએકાધિકચિત્રાંતરસિદ્ધગંડિકા, ૨ બીજી એકાદિદ્વ્યધિકચિત્રાંતરસિદ્ધગંડિકા, ૩ ત્રીજી એકાદિત્ર્યધિકચિત્રાંતરસિદ્ધગંડિકા અને ૪ ચોથી વિષમોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા. આ ચાર પ્રકાર પૈકી પહેલી ચિત્રાંતરગંડિકામા એક મોક્ષે, બે સર્વાર્થસિદ્ધમા, ત્રણ મોક્ષે, ચાર સર્વાર્થસિદ્ધમા, આમ એક એકની વૃદ્ધિએ સિદ્ધિમાં જનાર અને સર્વાર્થસિદ્ધમા જનારની સંખ્યા ત્યાસુધી સમજવી કે તે બન્નેય સંખ્યા અસંખ્યાતી થાય. આ પહેલી એકાદિએકોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા' જાણવી.

તું શા માટે અટકાવે છે?' એ પ્રમાણે કુમારોએ તેનો તિરસ્કાર કર્યો, એટલે તે પોતાના ભવનમાં ગયો. પછી તે કુમારો પૂર્વ દિશામાં પ્રવાહ–નદી સુધી ગયા. ત્યાંથી દંડરત્ન વડે ખોદીને ગંગાને ઉદ્વર્તિત કરીને તેઓ પર્વતની ખાઈ સુધી લાવ્યા. ખાઈમાં પડતી ગંગા અતિશય શોભાવાળી લાગી. પછી સન્તુષ્ટ થયેલા તે કુમારોએ તૂર્યના શબ્દથી મિશ્ર એવો ઉત્કૃષ્ટિ–સિંહનાદરૂપી કોલાહલ કર્યો. તે શબ્દ સાંભળીને, જળ વડે પુરાતું પોતાનું

---

| स्थापना— | एसा पढमा एगाइएगुत्तरचित्तंतरसिद्धगंडिया ४–१ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सिद्धा | १ | ३ | ५ | ७ | ९ | ११ | १३ | १५ | १७ | एवं एगाएगुत्तरिया |
| इत्तिया सव्वट्ठे | २ | ४ | ६ | ८ | १० | १२ | १४ | १६ | १८ | जाव असंखा |

આ પછી એક મોક્ષે, ત્રણ સર્વાર્થસિદ્ધે, પાંચ મોક્ષે, સાત સર્વાર્થસિદ્ધે, એમ બે બેની વૃદ્ધિએ ત્યાંસુધી વધવું કે એ રીતે મોક્ષમા અને સર્વાર્થસિદ્ધમાં જનારની સંખ્યા અસંખ્યાતી થાય. આ બીજી 'એકાદિદ્વ્યુત્તરચિત્રાંતરગંડિકા' જાણવી.

| स्थापना— | एसा बितिया एगाइबिउत्तरचित्तंतरसिद्धगंडिया ४–२ | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सिद्धा | १ | ५ | ९ | १३ | १७ | २१ | २५ | २९ | ३३ | एवं एगाइबिउत्तरिया |
| इत्तिया सव्वट्ठे | ३ | ७ | ११ | १५ | १९ | २३ | २७ | ३१ | ३५ | जाव असंखा |

આ પછી લગોલગ ત્રીજી એકાદિત્ર્યધિકચિત્રાંતરગંડિકામાં એક મોક્ષે, ચાર સર્વાર્થસિદ્ધે, સાત મોક્ષે, દસ સર્વાર્થસિદ્ધે, એમ ત્રણ ત્રણ વધતાં ત્યાંસુધી વધવું કે યાવત્ મુક્તિમાં જનાર અને સર્વાર્થસિદ્ધમા જનારની ત્રણ–ત્રણની વૃદ્ધિવાળી સંખ્યા અસંખ્યાતી થાય. આ ત્રીજી 'એકાદિત્ર્યુત્તરચિત્રાતરસિદ્ધગંડિકા' જાણવી.

| स्थापना— | एसा तइया एगाइतिउत्तरचित्तंतरसिद्धगंडिया ४–३ | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सिद्धा | १ | ७ | १३ | १९ | २५ | ३१ | ३७ | ४३ | ४९ | एवं एगाइतिउत्तरिया |
| इत्तिया सव्वट्ठे | ४ | १० | १६ | २२ | २८ | ३४ | ४० | ४६ | ५२ | जाव असंखा |

ત્રીજી ચિત્રાતરગંડિકાની લગોલગ ચોથી 'વિષમોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા' શરૂ થાય છે, જેના અસંખ્યાતા પ્રકાર થઈ શકે છે. તેને સમજવાની રીત આ પ્રમાણે છે—એક પંક્તિમા અથવા ઉપર નીચે ઓગણત્રીસ તગડા મૂકવા, જે પૈકી પહેલા તગડામાં કાંઇ ઉમેરવાનું નથી, પણ બીજા અઠ્ઠાવીસ તગડામાં અનુક્રમે નીચેની સંખ્યા ઉમેરવાની છે—

> **दुग २ पण ३ नवगं ४ तेरस ५ सत्तरस ६ दुवीस ७ छच्च ८ अट्ठेव ९ ।**
> **बारस १० चउद्दस ११ तह अट्ठवीस १२ छव्वीस १३ पणवीसा १४ ॥ १ ॥**
> **एक्कारस १५ तेवीसा १६ सीयाला १७ सतरि १८ सत्तहत्तरिया १९ ।**
> **दुग २० दुग २१ सत्तासीइ २२ इगहत्तरिमेव २३ बावट्ठी २४ ॥ २ ॥**

ભવન જોઈને રોષાગ્નિ વડે પ્રજ્વલિત થઈને ધમધમતા જ્વલનપ્રભ નાગે બહાર આવીને તે સૈન્યમાંના રાજાઓ, અમાત્ય અને પ્રાકૃત મનુષ્યોને છોડી દઈને જહ્નુ વગેરે સાઠ હજાર કુમારોને પોતાના દૃષ્ટિવિષથી બાળી નાખ્યા. પછી બાકી રહેલા રાજાઓ, અમાત્ય અને સૈન્ય એ સૌ સાકેત નગરમાં આવ્યાં.

## બ્રાહ્મણપુત્રનું મરણ દર્શાવવા વડે સગરને પુત્રમરણનું નિવેદન

बंभणपुत्तमरणकारणेण सगरस्स ते अमच्चेणं ।
धम्माणुरागरत्तस्स पुत्तमरणं तेहिं कहियं ॥

---

**अउणत्तरि २५ चउवीसा २६ छायाल २७ सयं २८ तहेव छव्वीसा २९ ।**
**एए किर पक्खेवा बीअतिगाईसु अणुकमसो ॥ ३ ॥**

અર્થાત્ બીજા, ત્રીજા આદિ તગડાઓમા અનુક્રમે બે ૨, પાચ ૩, નવ ૪, તેર ૫, સત્તર ૬, બાવીસ ૭, છ ૮, આઠ ૯, બાર ૧૦, ચૌદ ૧૧, અઠ્ઠાવીસ ૧૨, છવીસ ૧૩, પચીસ ૧૪, અગીઆર ૧૫, તેવીસ ૧૬, સુડતાલીસ ૧૭, સિત્તેર ૧૮, સત્યોતેર ૧૯, એક ૨૦, બે ૨૧, સત્યાસી ૨૨, ઇકોતેર ૨૩, બાસઠ ૨૪, ઓગણ્યોતેર ૨૫, ચોવીસ ૨૬, છેંતાલીસ ૨૭, સો ૨૮, અને છવીસ ૨૯ ઉમેરવા.

ઉપર જણાવ્યા પ્રમાણેની સંખ્યા ઓગણત્રીસ તગડામા ઉમેર્યા પછી જે સંખ્યા થાય તેટલા તેટલા એક પછી એક સિદ્ધિમા અને સર્વાર્થસિદ્ધ દેવલોકમાં જનારા રાજાઓ સમજવા. અર્થાત્ ત્રણ મોક્ષમા, પાચ સર્વાર્થમા, આઠ મોક્ષમાં, બાર સર્વાર્થમા, સોળ મોક્ષમા, વીસ સર્વાર્થમા—આ ક્રમથી ઓગણત્રીસમા સ્થાનમા ઓગણત્રીસ મોક્ષમા ગયા. આ પહેલી ' વિષમોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા ' જાણવી.

### स्थापना–

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सिद्धा | ३ | ८ | १६ | २५ | ११ | १७ | २९ | १४ | ५० | ८० | ५ | ७४ | ७२ | ४९ | २९ | एवं तिगाइया दुगाइपक्खेवा पढमा विसमुत्तरचित्ततर-सिद्धगंडिया |
| इत्तिया सव्वट्ठे | ५ | १२ | २० | ९ | १५ | ३१ | २८ | २६ | ७३ | ४ | ९० | ६५ | २७ | १०३ | ० | |

આ પછી બીજી ' વિષમોત્તરચિત્રાતરસિદ્ધગંડિકા ' શરૂ થાય છે. તેની રીતિ આ પ્રમાણે છે—ઉપર જણાવેલી પહેલી વિષમોત્તરચિત્રાંતરગંડિકાના છેલ્લા આકડાને ઓગણત્રીશ વાર અનુક્રમે અથવા ઉપર નીચે લખી, ઉપર જણાવ્યા મુજબ પહેલા અંકને છોડીને બાકીના અઠ્ઠાવીસ સ્થાનમા ઉપર દુગ પણ નવગં૦ ગાથામા જણાવેલા ધ્રુવ પ્રક્ષેપો—ઉમેરણોને ઉમેરતા જે સંખ્યા થાય તેટલા તેટલા એકાંતરે સર્વાર્થસિદ્ધ અને મોક્ષમા જનારા રાજાઓ સમજવા. આ રીતિ મુજબ આવી અસંખ્યાતી વિષમોત્તરચિત્રાતરસિદ્ધગંડિકાઓ થાય છે. આ વિષમોત્તરચિત્રાતરસિદ્ધગંડિકાઓ પૈકી પહેલી ગંડિકામાં પહેલું સ્થાન સિદ્ધિગતિસૂચક અને બીજી ગંડિકામા પહેલું સ્થાન સર્વાર્થસિદ્ધગતિસૂચક, ત્રીજી ગંડિકામા પાછું પહેલુ સ્થાન મોક્ષગતિસૂચક અને ચોથી ગંડિકામા પહેલુ સ્થાન સર્વાર્થસિદ્ધગતિસૂચક; એમ એકી વિષમોત્તર ગંડિકાઓનું પ્રથમ સ્થાન મોક્ષગતિસૂચક અને બેકી સિદ્ધગંડિકાઓનું પ્રથમ સ્થાન સર્વાર્થસિદ્ધગતિસૂચક સમજવું.

જેમકે—બીજી વિષમોત્તરચિત્રાતરગંડિકામા ઓગણત્રીસના અંકને ઓગણત્રીસ વાર લખી તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે બે, પાચ, નવ આદિ ધ્રુવ ઉમેરણોને ઉમેરતા જે સંખ્યા થાય તેને વિષે આ પ્રમાણે સમજવુ—ઓગણત્રીસ રાજાઓ સર્વાર્થસિદ્ધમા ગયા અને એકત્રીસ રાજાઓ મોક્ષમા ગયા, ચોત્રીસ સર્વાર્થસિદ્ધમા ગયા અને આડત્રીસ મોક્ષમાં ગયા; આ પ્રમાણે છેવટે પચાવન રાજાઓ સર્વાર્થસિદ્ધમા ગયા. આ બીજી ' વિષમોત્તરચિત્રાતરસિદ્ધગંડિકા ' જાણવી.

(અર્થાત્ તેઓએ ધર્માનુરાગમાં રક્ત એવા સગરને બ્રાહ્મણપુત્રના મરણના બહાનાથી તેના પુત્રોનું મરણ અમાત્ય દ્વારા કહ્યું.)

આ ગાથાનો અર્થ આ પ્રમાણે–પછી તે અમાત્યે સાકેત નગરમાં આવીને બીજા અમાત્યો, રાજાઓ અને વૈદ્યો સાથે મંત્રણા કરીને રાજા સગરને પુત્રોના મરણની ખબર સંભળાવવા માટે આ પ્રમાણે યુક્તિ કરી.

જેને સર્પે દંશ કર્યો હતો એવા, બંધુજનો વડે વીંટળાયેલા અને મૃત્યુને વશ થયેલા[1] બ્રાહ્મણપુત્રને ઉપાડીને રાજભવનમાં પ્રવેશાવ્યો. વારંવાર કરુણ રુદન કરતા તેના સ્વજનો રાજાને કહેવા લાગ્યા, "અમારો આ એકનો એક પુત્ર સર્પદંશથી મરણ પામે છે, માટે હે રાજન્! તે જીવે તેમ કરો." પછી તે રાજાએ વૈદ્યોને બોલાવીને કહ્યું, "આ બ્રાહ્મણ જીવે તેમ કરો" એટલે વૈદ્યોએ કહ્યું, "રાજન્! જેને ઘેર આ પહેલાં કોઈ માણસ મરણ પામ્યું ન હોય તેના ઘરની રાખ મંગાવો, એટલે બ્રાહ્મણને અમે જિવાડીએ." રાજાએ માણસોને આજ્ઞા આપી, "જે ઘરમાં કોઈ માણસ પૂર્વે મરણ પામ્યું ન હોય તે

स्थापना–

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सव्वट्ठे | २९ | ३४ | ४२ | ५१ | ३७ | ४३ | ५५ | ४० | ७६ | १०६ | ३१ | १०० | ९८ | ७५ | ५५ | एसा बीआ विसमुत्तरचित्तंतर-सिद्धगंडिआ |
| इत्तिया सिद्धा | ३१ | ३८ | ४६ | ३५ | ४१ | ५७ | ५४ | ५२ | ९९ | ३० | ११६ | ९१ | ५३ | १२९ | ० | |

આ પછી ત્રીજી 'વિષમોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા' આવે છે. બીજી વિષમોત્તરગંડિકાના અંતમાં આવતા પંચાવનના અંકને ઉપર નીચે ઓગણત્રીસ વાર લખી તેમા ઉપર જણાવેલા દુગ પણ નવગં તેરસ૦ ગાથોક્ત ધ્રુવાંકોને ઉમેરતાં જે સંખ્યા થાય તે દ્વારા ત્રીજી 'વિષમોત્તરચિત્રાંતરસિદ્ધગંડિકા' જાણવી.

स्थापना–

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| इत्तिया सिद्धा | ५५ | ६० | ६८ | ७७ | ६३ | ६९ | ८१ | ६६ | १०२ | १३२ | ५७ | १२६ | १२४ | १०१ | ८१ | एसा तइया विसमुत्तर-चित्तंतरसिद्धगंडिया |
| इत्तिया सव्वट्ठे | ५७ | ६४ | ७२ | ६१ | ६७ | ८३ | ८० | ७८ | १२५ | ५६ | १४२ | ११७ | ७९ | १५५ | ० | |

ઉપર જણાવવામા આવ્યું તેમ, દરેક વિષમોત્તરગંડિકાના અંતમાં આવતી અંતિમ સંખ્યાને ઓગણત્રીસ વાર લખી તેમાં ધ્રુવપ્રક્ષેપોને ઉમેરવાથી આગળઆગળની વિષમોત્તરચિત્રાતરસિદ્ધગંડિકા થાય છે, જે ત્યાંસુધી જાણવી યાવત્ બીજા તીર્થંકર શ્રીઅજિતનાથ ભગવાનના પિતા જિતશત્રુરાજા થયા.

ઉપર જણાવવામાં આવ્યું તેમ, ભગવાન શ્રીઋષભદેવના વંશમાં થયેલ રાજાઓ પૈકી કોઈપણ રાજા મોક્ષગતિ કે સર્વાર્થસિદ્ધ દેવલોક સિવાય બીજી કોઇ ગતિમા ગયો નથી.

આ સિદ્ધગંડિકામાં આવતા 'સર્વાર્થસિદ્ધગતિ' શબ્દનો અર્થ પાંચ અનુત્તરવિમાન કરવો.

૧ મૂળમાં पत्थुपरिभूयं પાઠ છે, પણ દર્શને અનુસરી मच्चुपरिभूयं પાઠ કલ્પ્યો છે.

ઘરની રાખ જલદી લાવો." પછી તે માણુસો આખું નગર રખડીને રાજા પાસે પાછા આવીને કહેવા લાગ્યા, "જેનું કોઇ માણુસ પૂર્વે મર્યું ન હોય એવું કોઇ અમને મળ્યું નથી " પછી રાજાએ વૈદ્યોને કહ્યું, "મારા ઘેરથી રાખ મંગાવો; મારા ઘરમાં પૂર્વે કોઈ મર્યું નથી અને ભવિષ્યમાં કોઇ મરશે નહીં." એટલે અમાત્યે રાજાને કહ્યું, "તમારા વંશમાં પણુ હજારો રાજાઓ મરીને સ્વર્ગમાં અને મોક્ષમાં ગયા છે." રાજા બોલ્યો, "મારા વંશમાં પૂર્વે કોણુ મરણુ પામ્યા છે, તે મને કહો." અમાત્ય બોલ્યો, "કહું છું, રાજન્!—

આ અવસર્પિણીમાં ત્રીજા આરાના છેવટના ભાગમાં વિમલવાહનથી નાભિ સુધીના સાત કુલકરો થયા. તેઓ પણુ કાલધર્મ પામીને સ્વર્ગમાં ગયા. આઠમા શ્રીઋષભદેવ, જેઓ નાભિના પુત્ર, ઇક્ષ્વાકુ વંશમાં પ્રથમ રાજા અને પ્રથમ તીર્થંકર હતા તેઓ અષ્ટાપદ પર્વત ઉપર કાલધર્મ પામીને મોક્ષમાં ગયા હતા. ચૌદ રત્નોનો સ્વામી, નવ નિધિનો અધિપતિ, ચોસઠ હજાર મહિલાઓનો પતિ અને સમુકુટ કેવલજ્ઞાની એવો તેમનો ભરત નામે પુત્ર સંયમ સ્વીકારીને કાળધર્મ પામી મોક્ષમાં ગયો. સકલ અર્ધભરત ઉપર જેનો સ્વયં ઇન્દ્રે અભિષેક કર્યો હતો અને જેની પાસે માત્ર (ચક્રવર્તીનાં) રત્નો નહોતાં એવો ભરતનો પુત્ર આદિત્યયશ ભોગ ભોગવીને મરણુ પામી મોક્ષમાં ગયો. ઇક્ષ્વાકુ વંશમાં આદિત્યયશથી માંડી જિતશત્રુ સુધીના અસંખ્ય રાજાઓ સંયમ સ્વીકારીને, કાળધર્મ પામી મોક્ષમાં અથવા સ્વર્ગમાં ગયા છે. તમારા જ પિતા સુમિત્ર રાજા શ્રીઅજિતનાથ તીર્થંકરની પાસે સંયમ સ્વીકારીને, મરણુ પામી સ્વર્ગમાં ગયા છે. હે રાજન્! લોકમાં જન્મ પછી મરણુ એ નિયમ છે.

कामं मरणं जायइ, जम्मं, जम्माओ मरणं भवे एवं ।
धम्माणुरायरत्तस्स पुत्तमरणं तेहिं भण्णइ ॥

(અર્થાત્ મરણુ જરૂર થાય છે, જન્મ થાય છે અને જન્મ પછી તે જ પ્રમાણે મરણુ થાય છે; ધર્માનુરાગમાં રક્ત રાજાને પુત્રમરણુ તે લોકોએ–આ રીતે–કહ્યું.)

હે રાજન્! બીજું પણુ એ કહેવાનું કે જહ્નુકુમાર વગેરે તમારા સાઠ હજાર પુત્રોને કોપ પામેલા જ્વલનપ્રભ નાગે દૃષ્ટિવિષના અગ્નિ વડે બાળીને ભસ્મરાશિ કર્યા છે."

પછી પોતાના સ્વજન–પૂર્વજ રાજાઓનું, પિતાનું અને પુત્રોનું મરણુ સાંભળીને જેનું ભાન ચાલ્યું ગયું છે અને જેના સાંધાઓ ઢીલા થઇ ગયા છે એવો તે રાજા ધસ દઇને ધરણીતલ ઉપર પડ્યો. પછી સુખદાયક અને શીતલ એવા તાડના પંખાના પવનથી આશ્વાસિત થતાં ભાન આવતાં તે અમાત્યને પૂછવા લાગ્યો, "ક્રુદ્ધ થયેલા જ્વલનપ્રભ નાગે દૃષ્ટિવિષના અગ્નિથી મારા પુત્રોને કેવી રીતે બાળી નાખ્યા? તેમ કરવાનું શું કારણુ હતું?" એટલે અમાત્યે બન્યું હતું તે સર્વ કહ્યું.

## ભાગીરથિકુમારે ગંગાને સમુદ્રગામિની કરી

એટલામાં અષ્ટાપદ સમીપના પ્રદેશમાં વસનારા લોકસમૂહો રાજાની પાસે આવી, તેને પગે પડીને વિનંતી કરવા લાગ્યા, “સ્વામી! કુમારોએ મહાનદી ગંગાને અષ્ટાપદમાં આણી છે; હવે માર્ગ નહીં મળતાં તે નદી સર્વે જનપદોનો જળ વડે વિનાશ કરે છે; માટે હે મહારાજ! ગંગા મહાનદીને એક માર્ગે સમુદ્રગામિની કરવાને-સમુદ્ર તરફ વાળવાને તમે યોગ્ય છો.” પછી રાજાએ પોતાના બાળક પુત્ર ભાગીરથિને આજ્ઞા આપી, “રાજાઓ અને અમાત્યોની સાથે દંડરત્ન લઇને તું અષ્ટાપદ પર્વત પાસે જા. ત્યાં અર્ઘ્ય, બલિ, ગંધ, ધૂપ અને માલ્ય વડે જ્વલનપ્રભ નાગની પૂજા કરીને, તેની અનુજ્ઞા લઇને દંડરત્ન વડે ખોદતો તું ગંગા મહાનદીને એક માર્ગે સમુદ્રમાં લઇ જજે.” પછી ભાગીરથિકુમાર રાજાની આજ્ઞા સ્વીકારીને, દંડરત્ન લઇને, સૈન્ય અને વાહન સહિત તથા રાજાઓ અને અમાત્યોને સાથે લઈને અષ્ટાપદ પર્વત પાસે ગયો. ત્યાં અષ્ટમ ભક્તની તપશ્ચર્યા ગ્રહણ કરીને, દર્ભના સંથારા ઉપર રહીને જ્વલનપ્રભ નાગનું ધ્યાન ધરતો તે બેઠો. પછી અષ્ટમ ભક્ત સમાપ્ત થતાં તે જ્વલનપ્રભ નાગ ભાગીરથિ પાસે આવ્યો. પછી ભાગીરથિએ અર્ઘ્ય, બલિ, ગંધ, માલ્ય અને ધૂપવડે તેનો સત્કાર કર્યો, એટલે તે બોલ્યો, “તારું શું કાર્ય કરું?” કુમારે કહ્યું, “તમારી કૃપાથી દંડરત્ન ગ્રહણ કરીને મહાનદી ગંગાને એક માર્ગે સમુદ્રગામિની કરીશ.” એટલે નાગે કહ્યું, “જા, જલદી તેમ કર. ભરતમાં જે નાગો છે તે સર્વે મારા વશવર્તી છે.” પછી ભાગીરથિકુમાર રથ ઉપર બેસીને દંડરત્ન વડે ગંગાનદીને, હસ્તિનાપુરને સ્પર્શ કરે તેમ કુરુજનપદના મધ્યમાં થઇને અને કોસલા જનપદની દક્ષિણમાં થઇને, ખેંચી જવા લાગ્યો. પશ્ચિમમાં જ્યાં નાગોનાં ભવનને (નદીના પ્રવાહથી) ઇજા આવતી હતી ત્યાં તે બલિ આપતો હતો. તે સમયથી નાગબલિ શરૂ થયો. પ્રયાગની ઉત્તરે થઈ, કાશીની દક્ષિણે થઇ, કોઇક સ્થળે વિન્ધ્યમાં થઇ, મગધા જનપદની ઉત્તરે થઇ અને અંગા જનપદની દક્ષિણે થઇ, હજારો નદીઓ વડે વૃદ્ધિ પામતી ગંગાને તેણે સાગરમાં ઉતારી. ત્યાં ગંગાસાગર નામનું તીર્થ થયું. જહ્નુએ તેને પૂર્વે ખેંચી હતી, તેથી તે નદી જાહ્નવી કહેવાય છે. પછી ભાગીરથિએ ખેંચી તેથી ભાગીરથી કહેવાય છે. ગંગા મહાનદીને સાગરમાં ઉતારીને ભાગીરથિ સાકેત નગર ગયો અને સગર ચક્રવર્તીને નિવેદન કર્યું કે, “મેં ગંગાને સાગરમાં ઉતારી છે.” ગાથા—

ततो अव्वत्तगं पुत्तं, भागीरहिं भरहसामियं ठविय।
पव्वज्जमब्भुवगतो अजियजिणिंदस्स पासम्मि॥

(અર્થાત્ પછી નાના પુત્ર ભાગીરથિને ભરતના સ્વામી તરીકે સ્થાપિત કરીને સગરે શ્રીઅજિતનાથ જિનેશ્વર પાસે દીક્ષા લીધી)

સગર રાજાના પુત્રોએ ભેદી નાખ્યું હતું, તેથી તે ભવન (અમારું ભવન) "સાગરભિન્ન' (સગરના પુત્રોવડે ભેદાયેલું) કહેવાય છે.

ત્યાં હું જ્વલનપ્રભ નાગની ભાર્યા તરીકે ઉત્પન્ન થઇ. મારો પુત્ર આ એણીપુત્ર રાજા ઉદ્યાનમાં મારું આયતન કરાવીને, ત્યાં મારી મૂર્તિ સ્થાપિત કરીને દરરોજ ગંધ, માલ્ય અને ધૂપ વડે પૂજા કરે છે. હું પણ પૂર્વસ્નેહથી સાન્નિધ્ય કરતી તેને ઇચ્છિત ભોગો આપું છું.

પછી પુત્રીની ઇચ્છાવાળો તે કોઇ એક વાર અષ્ટમ ભક્તથી મને આરાધીને કહેવા લાગ્યો, "મને પુત્રી આપ." સંભ્રાન્ત થયેલી હું 'તેને પુત્રી કેવી રીતે થાય?' એનો વિચાર કરવા લાગી.

એ સમયે નાગરાજ ધરણ અષ્ટાપદ પર્વત ઉપર જતો હતો. અમે પણ ત્યાં ગયાં અને ધર્માચાર્યો–શાન્ત અને પ્રશાન્ત નામે અણગારો જેઓ અવધિજ્ઞાની હતા તેમને વિનયપૂર્વક વંદન કર્યાં અને ત્યાં અમે સંશયો પૂછવા લાગ્યાં. હવે નાગરાજ ધરણે તે ભગવંતોને પૂછ્યું, "હું સુલભ બોધિવાળો છું કે દુર્લભ બોધિવાળો? અહીંથી ઉદ્વર્તિત થઇને હું ક્યાં પેદા થઇશ?" એટલે તેઓએ નાગરાજ ધરણને કહ્યું, "તું આ ઇન્દ્રપણાથી ઉદ્વર્તિત થઇને ઐરવત વર્ષમાં અવસર્પિણીમાં ચોવીસમો તીર્થંકર થઇશ. અલ્લા, અક્કા, સતેરા, સૌત્રામણિ, ઇન્દ્રા અને ઘનવિદ્યુતા એ તારી જે છ અગ્રમહિષીઓ છે તેમાંની અલ્લા સિવાય બાકીની પાંચ તારા ગણધર થશે. તેઓ પૈકી એક દેવી અલ્લા આજથી સાતમે દિવસે ઉદ્વર્તિત થઇને આ ભારતવર્ષમાં એણીપુત્ર રાજાની પુત્રી થશે. અર્ધભરતના સ્વામી (કૃષ્ણ)ના પિતા સાથે ભોગો ભોગવીને, સંયમ સ્વીકારીને તે સિદ્ધિમાં જશે." એ સાંભળીને સન્તુષ્ટ થયેલો નાગરાજ ધરણ દેવીઓની સાથે જે પ્રમાણે આવ્યો હતો તે પ્રમાણે પાછો ગયો.

મેં પણ તે ભગવંતોને વંદન કરીને પૂછ્યું, "આ અલ્લાદેવી અને ધરણ પૂર્વભવમાં કોણ હતાં?" એટલે તે અણગારો કહેવા લાગ્યા—

## પ્રિયંગુસુન્દરીનો પૂર્વભવ

"મથુરા જનપદમાં સુગ્રામ નામે ગામ હતું. ત્યાં સૌમ્ય નામે બ્રાહ્મણ હતો. તેની સોમદત્તા ભાર્યા હતી. પરમ રૂપવડે દર્શનીય, અરિહંતના શાસનમાં પ્રીતિવાળી અને કામભોગોના અભિલાષથી જે વિરક્ત થઇ છે એવી તેની ગંગશ્રી નામે પુત્રી હતી. ત્યાં યક્ષિલ નામે બ્રાહ્મણ તે ગંગશ્રીનું માગું કરતો હતો, પણ ગંગશ્રી તેને ઇચ્છતી નહોતી. પછી ગંગશ્રીને નહીં મેળવી શકતા એવા તેણે વરુણ પરિવ્રાજકની પાસે પરિવ્રાજક તરીકેની દીક્ષા લીધી. પેલી ગંગશ્રીએ પણ સુવ્રતા આર્યાની પાસે દીક્ષા લીધી. પેલા

યક્ષિલ પરિવ્રાજકે પણ ગંગશ્રીને દીક્ષિત થયેલી સાંભળીને સાધુની પાસે દીક્ષા લીધી. તેની સાથે ત્રિદંડીઓનો પાઠ ( સમુદાય ? ) પણ સાધુઓની પાસે પ્રવ્રજિત થયો. પછી એ બન્ને કાળધર્મ પામતાં, યક્ષિલ ધરણેન્દ્ર થયો અને ગંગશ્રી તે જ ધરણની અલ્લા નામે અગ્રમહિષી થઇ. આજથી સાતમે દિવસે તે ઉદ્વર્તિત થશે. ”

પછી મેં આવીને પુત્રને-એણીપુત્રને કહ્યું, “ પરમ રૂપ વડે દર્શનીય એવી પુત્રી તને થશે. ” પછી તે દેવી સાતમે દિવસે ઉદ્વર્તિત થઇને એણીપુત્ર રાજાની પુત્રી તરીકે (તેની રાણીના ગર્ભમાં) આવી, અને યોગ્ય સમયે તેનો જન્મ થયો. પ્રિયંગુલતાની મંજરી જેવા વર્ણ અને કાન્તિવાળી હોવાથી તેનું નામ પ્રિયંગુસુન્દરી પાડવામાં આવ્યું. અનુક્રમે તે ઊછરી અને રૂપ વડે કરીને અત્યંત રૂપાળી એવી તે યુવાવસ્થામાં આવી. પછી સન્તુષ્ટ થયેલા પિતાએ તેને સ્વયંવર આપ્યો. પછી અર્ધભરતના સ્વામી જરાસંધ વગેરે સર્વે રાજાઓ તે સાંભળીને આવ્યા. પછી પ્રિયંગુસુન્દરીએ મને પૂછ્યું, “ સ્વયંવરમાં જાઉં ? ” મેં કહ્યું, “ તારો (થનાર) પતિ હજી આવ્યો નથી. ” હે પુત્ર ! પછી તે પ્રિયંગુસુન્દરીએ રાજાઓને સ્વયંવરમાં ઇચ્છ્યા નહીં. આથી તેઓ મારા પુત્ર એણીપુત્ર સાથે યુદ્ધ કરવાને આવ્યા. પછી એક જ રથવાળા એણીપુત્રે મારી આજ્ઞાથી જરાસંધ વગેરે તે સર્વે રાજાઓને ચારે દિશાઓમાં ભગાડી મૂકયા. પછી એણીપુત્ર રાજાએ મને પૂછ્યું, “ કયા કારણથી કન્યા વરને ઇચ્છતી નથી ? ” મેં કહ્યું, “ આ કન્યા તો સર્વ નરેન્દ્રોના અધિપતિના પિતાની ભાર્યા થશે. તે હજી આવ્યો નથી. જ્યારે આવશે ત્યારે તને કહીશ. ” હે પુત્ર ! બંધુમતીની સાથે તું અંતઃપુરમાં ગયો હતો ત્યારે પ્રિયંગુસુન્દરીએ તને જોયો હતો. ત્યારથી કામનિમિત્ત બિમારી વડે તે હર્ષરહિત-દુઃખી છે. અષ્ટમ ભક્ત વડે મને આરાધીને પગે પડીને તેણે કહ્યું, “ દાદી ! તમારા પ્રભાવથી આર્યપુત્રની સાથે મારો મેળાપ થશે. ” મારી જ સૂચનાથી ગંગરક્ષિત તારી પાસે આવ્યો હતો. પણ તેને તેં ના પાડી. એ કાર્ય માટે હું તારી પાસે આવી છું; માટે હે પુત્ર ! તું નિશ્ચિન્તપણે અંતઃપુરમાં પ્રવેશ કર. હું રાજાને પણ સમાચાર આપીશ. ગંગરક્ષિતે જે માટે તને વિનંતી કરી હતી તે શીઘ્રપણે કર. હે પુત્ર ! ‘ દેવદર્શન અમોઘ-અનિષ્ફળ હોય છે ’ એમ લોકકથામાં કહેવામાં આવે છે, માટે તું વર માગ. હું તને વર આપનાર છું. ”

પછી મેં પણ તે દેવીની પ્રદક્ષિણા કરીને, મસ્તક ઉપર અંજલિ કરીને-હાથ જોડીને કહ્યું, “ હે માતા ! જ્યારે કારણ પડતાં હું તમારું સ્મરણ કરું ત્યારે તમારે પણ મને સંભારવો. આ જ મારો વર છે. ” પછી વસુદેવના વચનથી[1] દેવી જે પ્રમાણે આવી હતી તે પ્રમાણે પાછી ગઈ.

---

૧. મૂળમાં વસુદેવવયણા પાઠ છે. આખી કથા વસુદેવની આત્મકથા તરીકે ચાલે છે, એટલે ‘ વસુદેવના વચનથી ’ એમ કહેવુ એ કથાસન્દર્ભની રીતે ઉચિત નથી. પણ મૂળ પાઠને અનુસરીને અહીં અનુવાદ કર્યો.

પછી તે દેવીએ રાજાને કહ્યું કે, "પ્રિયંગુસુન્દરીનો પતિ આવ્યો છે; તેનો અંતઃપુરમાં પ્રવેશ કરાવો." વિસ્મય પામેલા એવા મારી ચમત્કારોથી ભરેલી તે રાત્રિ વીતી ગઇ.

પછી બીજે દિવસે મુહૂર્ત જેટલો સૂર્ય ઊગ્યો. સૂર્યોદયને એક મૂહૂર્ત થયું ત્યારે ગંગરક્ષિત આવ્યો અને મને પ્રણામાંજલિ કરીને વીનવવા લાગ્યો, "સ્વામી! તે દિવસે મેં તમને કહ્યું ત્યારે તમે બોલ્યા હતા કે 'વિચાર કરીશ.' તો જો તમે એ બાબતમાં વિચાર કર્યો હોય તો કૃપા કરો." પછી મેં ઘણી વાર સુધી વિચાર કરીને કહ્યું, "ઉદ્યાનમાં સમાગમ ભલે થાય." પછી મેં ગંગરક્ષિતને વિદાય આપી. મેં પણ મારી જાતને પ્રસંગને અનુરૂપ સજ્જ કરી. પછી પાછલા પહોરે શેરીમાંથી નીકળતા મને જોઇને લોકો કહેવા લાગ્યા, "અહો આ કોઈ દિવ્ય પુરુષ છે." આ પ્રમાણે લોકો વડે શંકા કરતો હું પરમ રમ્ય ઉદ્યાનમાં ગયો, અને ત્યાં નાગગૃહમાં બલિ આપવા નિમિત્તે કન્યા આવી.

પછી ગંગરક્ષિત આખા ઉદ્યાનમાં (કોઈ માણસ તો નથી એની) તપાસ કરીને, જેમાં એકલી કન્યા રહેલી છે એવા તે નાગગૃહના દ્વારનું રક્ષણ કરવા લાગ્યો. ગાન્ધર્વ વિવાહધર્મથી તે કન્યા સાથે વિવાહ કરીને હું ત્યાં અતુલ ભોગો ભોગવવા લાગ્યો. પછી ગંગરક્ષિતે મને કહ્યું, "સ્વામી! હવે દેવીને રજા આપો." એટલે પ્રિયંગુસુન્દરીએ મને કહ્યું, "નાથ! અવિતૃષ્ણ એવી મારો ત્યાગ કરવો તમારે માટે યોગ્ય નથી." આ પ્રમાણે, લાંબા કાળથી જેનું ચિન્તન કરાતું હતું એવા પ્રિયંગુસુન્દરીના મનોરથો હું પૂરતો હતો. પછી ફરી પાછું ગંગરક્ષિતે કહ્યું, "સ્વામી! તમે જલદીથી સ્ત્રીવેશ ધારણ કરો, કારણ કે અંતઃપુર (રાણીઓ) પ્રવેશ કરે છે." એટલે આનાકાનીપૂર્વક દુઃખસહિત-એ વસ્તુ મેં સ્વીકારી. પછી મેં સ્ત્રીનો વેશ ધારણ કર્યો, એટલે વાહનમાં બેસાડીને પ્રયત્નપૂર્વક મને કન્યાના વાસગૃહમાં લઇ જવામાં આવ્યો અને ત્યાં દેવલોકના જેવા ભોગો હું ભોગવવા લાગ્યો.

પછી પ્રભાત થતાં ગંગરક્ષિત આવ્યો અને દેવીને કહેવા લાગ્યો, "સ્વામીને રજા આપો." એટલે દેવીએ તેને પગે પડીને કહ્યું, "સાત દિવસનું વરદાન આપ" (અર્થાત સાત દિવસ સુધી વસુદેવ અહીં રહેશે). એટલે ભયભીત થયેલો ગંગરક્ષિત બોલવા લાગ્યો, "અહો! મારો નાશ થયો!" પછી સપ્તાહ પૂરો થતાં તેણે કહ્યું, "સ્વામિનિ! હવે રજા આપો." એટલે સ્વામીએ (વસુદેવે) કહ્યું, "અમને પણ એક સપ્તાહ આપ." 'હું નાશ પામ્યો!' એમ બોલતો તે ગયો અને ફરી પાછો સાતમે દિવસે આવ્યો. એટલે તેને ફરી પાછું કૌમુદિકાએ કહ્યું, "અમે શું ખાસડાં ખાધાં? એમને જેમ સાત દિવસનું વરદાન આપ્યું તેમ અમને પણ આપ." એ પ્રમાણે ત્યાં મારા એકવીસ દિવસ મુહૂર્તની જેમ વીતી ગયા.

હવે, જેના હોઠ અને કંઠ સુકાઈ ગયા છે એવો તથા ડરેલો ગંગરક્ષિત આવીને મને વિનંતી કરવા લાગ્યો, "સ્વામી! અંતઃપુરમાં, અમાત્યો, દાસીઓ અને નોકરોમાં

તથા સર્વ જનોમાં એ વાત જાણીતી થઇ ગઇ છે અને નગરીમાં પણ વાત ફૂટી ગઇ છે કે, "કન્યાન્તઃપુરમાં કોઈ શિયાળ ભમે છે." એટલે કૌમુદિકાએ કહ્યું, "જો નગરીમાં આ બધું ફૂટી ગયું હશે તો સ્વામિપાદ અહીંજ રહેશે." પછી ગંગરક્ષિતનું એ દીન કરુણ રૂપ જોઇને મેં તેને કહ્યું, "તું ડરીશ નહીં, જા, રાજાને કહે કે–તમારી પાસે આવેલી દેવીએ (ઋષિદત્તાએ) જે કહ્યું હતું તે તે પ્રમાણે જ છે. કન્યાનો પતિ અંતઃપુરમાં પ્રવેશ્યો છે." મેં આમ કહ્યું, એટલે તે નીકળ્યો અને રાજા પાસે ગયો.

## પ્રિયંગુસુન્દરીનું પાણિગ્રહણ

પછી થોડી વારમાં કિલકિલાટ કરતી કૌમુદિકા આવી અને સ્વામિપાદ (એણીપુત્ર રાજા) વડે સત્કારાયેલો ગંગરક્ષિત આવ્યો. કડાંઓ વડે જેની ભુજાઓ સ્તંભિત થયેલી છે. (અર્થાત્ પ્રીતિદાન તરીકે અપાયેલાં કડાં જેણે પહેર્યાં છે) એવો તથા સન્તુષ્ટ થયેલો તે મને પગે પડીને ઊભો રહ્યો, અને કન્યાએ (પ્રિયંગુસુન્દરીએ) કહ્યું એટલે મેં તેને આલિંગન આપ્યું તથા તેનો સત્કાર કર્યો. રાજાને છાજે એવો મારો લગ્ન–મહોત્સવ નરપતિએ–એણીપુત્રે કર્યો, અને પ્રિયંગુસુન્દરી અને બંધુમતી એ બન્ને પ્રિયાઓની સાથે ત્યાં હું ઉત્તમ ભોગો ભોગવવા લાગ્યો. 'રૂપમાં અને યૌવનમાં તે નગરીમાં તથા લોકમાં પ્રિયંગુસુન્દરી જેવી કોઇ નથી' એ પ્રમાણે હૃદયમાં હું વિચાર કરતો હતો. 'માટે અતીત અને અનાગત (થઈ ગયેલી અને થવાની) ભાર્યાઓથી મારે બસ થાઓ, મારે અહીંજ રહેવું જોઇએ' એમ વિચાર કરતો હું ઊંઘી ગયો.

---

(૨૧)[1]

## કેતુમતી લંભક

[2][ અહીં પ્રિયંગુસુન્દરી લંભકનું સવિસ્તર વર્ણન કરીને—

પછી પ્રભાવતી મને પ્રિયંગુસુન્દરી પાસેથી સુવર્ણપુરીમાં સોમશ્રીની પાસે લઈ ગઈ. ત્યાં ગુપ્ત રીતે વસતા મને માનસવેગે જોયો. તેણે મને બાંધ્યો. વેગવતીના બધા માણસો

---

૧ 'વસુદેવ–હિંડી' ની કોઇ પણ હાથપ્રતમાં ૧૯–૨૦ લંભક મળતા નથી. સર્વ પ્રતોમા ૧૮ મા પ્રિયંગુસુન્દરી લંભક પછી તુરત ૨૧ મો કેતુમતી લંભક આવે છે.

૨ મોટા કૌંસમાં મૂકેલો ગ્રન્થભાગ ખરેખર 'વસુદેવ–હિંડી' પ્રથમ ખંડનો નથી, પણ દ્વિતીય ખંડ અથવા મધ્યમ ખંડ સાથે સંબંધ જોડી દેવા માટે પાછળથી કોઈ વિદ્વાને એ ભાગ અહીં મૂક્યો જણાય છે, પણ સર્વ હાથપ્રતોમા તે મળે છે, એટલે મૂળ સંપાદકોએ પણ તે આ રીતે જુદો પાડીને લીધો છે, અને તેનો અહીં અનુવાદ પણ કરવામાં આવ્યો છે. મધ્યમ ખંડના ૭૧ લંભક પ્રથમ ખંડને અંતે આવતા નથી, પણ તેમનો સન્દર્ભ પ્રિયંગુસુન્દરી લંભક સાથે જોડાયેલ છે. 'સવિસ્તર વર્ણન કરીને' એમ કહેવાનો અર્થ એટલો જ કે 'મધ્યમ ખંડના ૭૧ લંભકો એમાં સમાઇ જાય તેવી રીતે.' મધ્યમ ખંડ સંબંધી વિશેષ માહિતી માટે જુઓ ઉપોદ્ઘાત.

મારા પક્ષમાં ઊભા રહ્યા કે, “શા માટે બાંધો છે ?” માનસવેગ બોલ્યો, “મારી બેનને આ પોતાની મેળે પરણ્યો છે.” પેલો (વસુદેવ) બોલ્યો, “મારી ભાર્યાને તું હરી ગયો છે.” માનસવેગે કહ્યું, “એ તો મને પૂર્વે અપાઈ ચુકેલી હતી, માટે આ બાબતનો ન્યાય કરવો જોઈએ.” પછી વ્યવહારના સંબંધથી—ન્યાય કરવા માટે બલસિંહની વૈજયન્તી પુરીમાં તેની સાથે તથા અંગારક, હેફ્ફગ અને નીલકંઠની સાથે હું યુદ્ધ કરવા લાગ્યો. પ્રભાવતીએ આપેલી પ્રજ્ઞપ્તિ વિદ્યાવડે એ ચારે જણાને મેં પરિવાર સહિત જીતી લીધા. માનસવેગ જ્યારે સોમશ્રીને શરણે ગયો ત્યારે તેને છોડવામાં આવ્યો. તેની માતાએ મારી પાસે પુત્રભિક્ષાની યાચના કરી—પોતાના પુત્રને જીવિતદાન આપવા વિનંતી કરી. સોમશ્રીની પ્રતિજ્ઞા પૂરી કરવા તેને ઘાયલ કરીને પછી છોડી દીધો.[3] આ પ્રમાણે પરાજિત થયેલો તે કિંકરની જેમ મારી સેવા કરવા લાગ્યો. સોમશ્રીએ મને કહ્યું, “આપણે મહાપુર જઈએ.” પછી માનસવેગે વિકુર્વેલા વિમાન વડે અમે મહાપુર ગયાં. પછી માનસવેગને વિદાય કર્યો. શંખરથનો દૂત અશ્વો લઈને સોમદેવની પાસે આવ્યો. સોમદેવે તેને પૂછ્યું, “શંખરથ દેવપુત્ર કેવી રીતે છે ?” એટલે તે કહેવા લાગ્યો—

“મિથિલામાં સુમેરુ રાજા હતો. ધારિણી દેવીથી થયેલા તેના ત્રણ પુત્રો નમિ, વિનમિ અને સુનમિ નામના હતા. તેમાંના બેની સાથે રાજાએ દીક્ષા લીધી. બન્ને જણા નિર્વાણ પામ્યા. અષ્ટાંગ મહાનિમિત્ત જાણીને શિથિલાચારી બનીને વિચરતો નમિ કુંભારની શાલામાં નિન્દ્ય ભાષણ કરીને[4] પુરુષપુર ગયો. ત્યાં અલંબુષા કન્યાને તેણે જોઇ. ભોજન કરીને ગુફામાં રહેલા અને લક્ષણોથી સૂચિત થયેલા (સારા લક્ષણોવાળા) તેને અમાત્યે કહ્યું, “રાજ્ય અને કન્યા ગ્રહણ કરો.” પછી સર્વ અલંકારથી વિભૂષિત થયેલો તે (નગરનો) રાજા લોકોના વિસ્મય નિમિત્તે તેની સામે ગયો. કૃત્રિમ મંજૂષામાં મૂકીને તેને—નમિને લાવવામાં આવ્યો. અલંબુષાને શંખરથ પુત્ર થયો. આ કારણથી તે દેવપુત્ર કહેવાય છે.”[5] ]

એક વાર હું ઘોડેસવારી કરતો હતો ત્યારે હેફ્ફગ મને હરી ગયો. દૂર ગયા પછી મેં એની પીઠ ઉપર ઘા કર્યો. તેણે મને છોડી દીધો, એટલે નીચે મોટા ધરામાં હું પડ્યો. પછી ધરામાંથી હું બહાર નીકળ્યો અને સપાટ પ્રદેશ ઉપર પહોંચ્યો. મેં વિચાર્યું, “આ કયો પ્રદેશ હશે ?” એટલામાં જેના ઉપર ચઢવાને કોઈ પ્રકારનો આધાર નથી એવા

૩ માનસવેગ સોમશ્રીને બહુ સતાવે છે ત્યારે સોમશ્રી તેના રુધિરમા સ્નાન કરવાની પ્રતિજ્ઞા કરે છે. મધ્યમ ખડમા આવતા આ પ્રસંગનો નિર્દેશ અહીં જણાય છે. પ્રથમ ખડના આ વસ્તુનો નિર્દેશ જોવામા આવતો નથી.

૪. वत्तव्वयं भासिऊण ને બદલે चत्तव्वयं भासिऊण પાઠ લેવામા આવે તો ‘પોતે વ્રત છોડેલા છે એમ કહીને’ એવો અર્થ થાય.

૫. આ કથનની કઈ સબદ્ધતા સમજાતી નથી.

છિન્નકટક પહાડ ઉપરથી ધવલ પાંખવાળાં પક્ષીઓની જેમ નીચે ઊતરતા એ ચારણ-શ્રમણોને મેં જોયા. તેઓ ક્ષણવારમાં ધરણિતલ ઉપર આવ્યા. વિદ્યાધરની ગતિ કરતાં પણ એમની શીઘ્રતર ગતિ હોય એમ મને લાગ્યું. પછી મેં તેમને ઓળખ્યા કે, "આ ચારણશ્રમણ ભગવંતો છે." મેં પ્રદક્ષિણા કરીને તેમને વંદન કર્યાં. જાણે સમાધિનું નિધાન હોય એવા, સ્વાદિષ્ટ ફળવાળાં વૃક્ષો વડે સંકીર્ણ અને સૌમ્ય એવા મૃગો તથા પક્ષીઓ વડે સેવાયેલા એક આશ્રમપદમાં તેમની સાથે હું પહોંચ્યો. વિવિધ પ્રકારના તપ વડે કૃશ થયેલા શરીરવાળા અગસ્ત્ય, કૌશિક વગેરે ઋષિઓ જાણે શરીરધારી યમ અને નિયમ હોય તેવા એ સાધુઓને જોઈ પરમ પ્રીતિવાળા થઈને, બહુમાનપૂર્વક પ્રણામ કરીને 'તપોધનોને સ્વાગત હો!' એમ બોલીને ઊભા રહ્યા. ઇર્યાવહી પડિક્કમીને જેમણે કાયોત્સર્ગ કરેલો છે એવા તે મુનિઓ પ્રાસુક ભૂમિભાગમાં બેઠા. મેં તથા ઋષિઓએ તેમને પૂછ્યું, "ભગવંતો! આપ ક્યાંથી આવો છો?" તેઓએ કહ્યું, "સાંભળોઃ—

વૈતાઢ્યની તળેટી સાથે સંબદ્ધ, આઠ યોજનની ઊંચાઇને ધારણ કરનાર અને વિવિધ ધાતુઓનો અંગરાગ જેણે કર્યો છે એવા અષ્ટાપદ પર્વત ઉપર અમે ગયા હતા. ત્યાં પરમ ગુરુ શ્રીઋષભદેવ તીર્થંકરની પરિનિર્વાણ ભૂમિમાં પ્રથમ ચક્રવર્તી રાજા ભરતની આજ્ઞાથી દેવાધિષ્ઠિત વર્ધકીરત્ને સંપૂર્ણ આદરથી સુખપૂર્વક જેનું નિર્માણ કરેલું છે એવું સર્વરત્નમય, તે પર્વતના મુકુટ જેવું તથા દેવ, દાનવ અને વિદ્યાધરોએ પ્રયત્નપૂર્વક જેનું પૂજન કરેલું છે એવું જિનાયતન છે. તેની પ્રદક્ષિણા કરતા અમે પૂર્વ તરફના દ્વારથી અંદર પ્રવેશ્યા. પછી આ અવસર્પિણીના ચોવીસે તીર્થંકરોની પ્રમાણ તથા વર્ણથી યુક્ત એવી મૂર્તિઓનાં અમે દર્શન કર્યાં. એ મૂર્તિઓ દેવોને પણ વિસ્મય પમાડનારી છે, તો મનુષ્યોનું તો શું કહેવું? પરમ સંવિગ્ન એવા અમે એ પ્રતિમાઓને વંદન કરીને તથા સ્તુતિ કરીને ઊભા રહ્યા. ઘણા દિવસ સુધી ત્યાં રહેલા અમને એ આયતનની પ્રભાના ઉદ્યોતને કારણે દિવસ કે રાત્રિની પણ ખબર પડતી નહોતી. ત્યાંથી પાછા વળતાં અમે સમ્મેતપર્વત ઉપર આવ્યા. ત્યાં પ્રસિદ્ધ યશવાળા ઓગણીસ તીર્થંકરોની પરિનિર્વાણભૂમિને વંદન કરીને પછી ચક્રાયુધ મહર્ષિની આ નિશીથિકા-નિર્વાણભૂમિ જે કોટિશિલા નામે પ્રસિદ્ધ છે અને જેને શાન્તિનાથ, કુન્થુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી અને નમિનાથ એ તીર્થંકરોનાં તીર્થોમાં ઘણા નિર્વાણાભિમુખ અણગારોએ સેવેલી છે તેનું દર્શન કરવાને અમે આવ્યા છીએ."

પછી સન્તોષથી જેમને રોમાંચ થયાં છે એવા તે ઋષિઓ તથા હું આ સાંભળીને તેમને ફરી વિનંતી કરવા લાગ્યા, "જો આપને સંયમમાં વિઘ્ન થતું ન હોય તો શ્રી શાન્તિનાથની અને મહાનુભાવ ચક્રાયુધની ઉત્પત્તિ કહો. આપના વચનને અનુસારે તે સાંભળવાની (અમારી ઇચ્છા છે)." એટલે એક સાધુએ કહ્યું, "એમાં કંઈ વિઘ્ન થતું

નથી; તમે જે વિષે પ્રશ્ન કર્યો છે તે તીર્થંકર–કથા હોઇ ભવ્યજનોને પ્રીતિ ઉત્પન્ન કરનાર અને પ્રશસ્ત છે. શ્રીશાન્તિનાથ તીર્થંકરનું ચરિત્ર હું તમને સમાપ્તિ સુધી કહીશ.

## શ્રીશાન્તિનાથનું ચરિત્ર–અશ્વગ્રીવ અને ત્રિપૃષ્ઠનો વૃત્તાન્ત

આજ ભરતમાં વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં ઘણા રથ, અશ્વ, હાથી અને મનુષ્યો જેમાં છે એવું રથનૂપુરચક્રવાલ નગર છે. ત્યાં પ્રદીપ્ત અગ્નિ સમાન તેજવાળો જ્વલનજટી રાજા હતો, તેની ભાર્યા વાયુવેગા હતી. સૂર્ય જેવા દીપ્ત તેજવાળો અને વિપુલ કીર્તિવાળો તેણીનો અર્કકીર્તિ નામે પુત્ર હતો, અને સહસ્રરશ્મિ સૂર્યની પ્રભા જેવી આદરપાત્ર, ચાંદની રાત જેવી રમણીય અને જાણે કાદવથી રહિત કમલિની હોય તેવી સ્વયંપ્રભા કન્યા હતી. અનુક્રમે ઊછરેલી, કલાઓમાં નિપુણ અને દેવતા જેવી રૂપમતી અને અકૃત્રિમ તેજ અને લાવણ્યયુક્ત શરીરવાળી તે કન્યા વિદ્યાધરલોકમાં ઉદાહરણરૂપ થઇ. અભિનંદન અને જયનંદન ચારણશ્રમણો પાસે ધર્મ સાંભળીને તેણે સમ્યકત્વ સ્વીકાર્યું.

એકવાર પર્વના દિવસે પૌષધ પાળીને જિનમન્દિરની પૂજા કરીને તે પિતાની પાસે આવી ( અને કહેવા લાગી કે ), “ તાત ! શેષ લો. ” રાજાએ મસ્તક નમાવીને તે સ્વીકારી. પછી પરિતોષથી વિકાસ પામેલાં નયન–યુગલ વડે તે રાજાએ કન્યાને અવલોકી. તેણે વિચાર્યું, “ અહો ! આવા સુન્દર રૂપવાળી આ કન્યા યોગ્ય વરને કેવી રીતે પામશે ? ” આ પ્રમાણે વિચાર કરીને તેણે રજા આપી કે, “ જા, બેટા ! પૌષધનું પારણું કર. ” પછી એકાન્ત પ્રદેશમાં રાજાએ સુશ્રુત વગેરે મંત્રીઓને કહ્યું, “ અરે ! સાંભળો, સ્વયંપ્રભા કન્યા યુવાવસ્થામાં આવી છે; કુલ, રૂપ અને જ્ઞાનમાં તેને યોગ્ય હોય એવો વર વિચાર કરીને સૂચવો. ” એટલે સુશ્રુત મંત્રીએ કહ્યું, “ સાંભળો, સ્વામી ! રત્નપુરમાં મયૂરગ્રીવ રાજાને નીલાંજના રાણીથી થયેલો પુત્ર અશ્વગ્રીવ વિદ્યાધરોનો અધિપતિ છે અને દક્ષિણાર્ધ–ભરતનો રાજા છે. રાજાઓ પણ તેની આજ્ઞા વહન કરે છે. તેને એ કન્યા આપવી જોઇએ. ” બહુશ્રુત મંત્રીએ કહ્યું, “ સ્વયંપ્રભા સ્વામિની માટે અશ્વગ્રીવ યોગ્ય વર નથી. તે યૌવન વટાવી ગયો હોઇ આધેડ વયમાં છે. વિશુદ્ધ કુલ અને શીલવાળા અને દેવકુમારો જેવા રૂપાળા બીજા ઘણા વિદ્યાધરો ઉત્તરશ્રેણિમાં છે, તેમાંથી કોઇને માટે વિચાર કરો. ” આ સમયે બોલવાની તક મળતાં સુમતિ મંત્રીએ કહ્યું, “ દેવ ! બહુશ્રુતે ઠીક કહ્યું છે. પ્રભંકરા નગરીમાં મેઘવાહન રાજા છે. તેની મહાદેવી મેઘમાલિની છે. તેનો પુત્ર વિદ્યાધર વિદ્યુત્પ્રભકુમાર પ્રશસ્ત લક્ષણોથી યુક્ત સર્વ અંગવાળો અને કલાઓનો પરમાર્થ જાણનારો-પારગામી છે. તેની બ્હેન જ્યોતિર્માલા રૂપમાં અજોડ છે. જિનમન્દિરના ઉત્સવમાંથી પાછા વળતાં મેં તેને જોઇ હતી. મેં વિચાર્યું, ‘ કયા વિદ્યાધર રાજાની આ પુત્રી હશે ? ’ પછી ‘ અર્કકીર્તિ યુવરાજને માટે આ યોગ્ય છે ’ એમ માનતો હું તેની પાછળ ચાલ્યો, અને તે પણ પરિવાર સહિત પોતાના નગરમાં ગઇ. મહાપ્રભાવશાળી વિદ્યુત્પ્રભને ત્યાં મેં જોયો,

તેનાં કુલ અને શીલની હકીકત જાણીને હું અહીં આવ્યો છું, માટે વિદ્યુત્પ્રભ કન્યાને યોગ્ય વર છે.” આ પછી શ્રુતસાગરે કહ્યું, “સ્વામી ! આ કન્યા અજોડ રૂપવાળી, કલા-વિશારદ, લક્ષણો અને સામુદ્રિક ચિહ્નોથી યુક્ત, જેણે યશ પ્રાપ્ત કર્યો છે એવી તથા સર્વ વિદ્યાધરો વડે પ્રાર્થનીય છે. એ સંબંધમાં રાજાઓનો કોઇ વિરોધ નથી, માટે સ્વયંપ્રભાનો સ્વયંવર થાય એ મને રુચે છે. રાજાઓને ખબર આપો.”

આમ કહેવામાં આવતાં જ્વલનજટી રાજાએ શ્રુતસાગરની બુદ્ધિ–સલાહ ગ્રહણ કરીને મંત્રીઓનો સત્કાર કર્યો. પછી સંભિન્નશ્રોતા નૈમિત્તિકને બોલાવીને, સુખાસન ઉપર બેસાડીને રાજાએ વિનયપૂર્વક પૂછ્યું, “આર્ય ! યુવાવસ્થામાં આવેલી આ કન્યા શું અશ્વગ્રીવને આપવી કે બીજા કોઇ વિદ્યાધરને ? અથવા સ્વયંવરમાં તે ઇચ્છિત વરને વરે ?” આ પ્રમાણે પૂછ્યું, એટલે જ્યોતિષના પારગામી સંભિન્નશ્રોતાએ વિચાર કરીને કહ્યું, “સાંભળો, મહારાજ ! સાધુઓ કહે છે કે–પ્રથમ જિનેશ્વર ભગવાન ઋષભસ્વામી અષ્ટાપદ ઉપર સમોસર્યા ત્યારે ભરત રાજાએ તેમને ભાવી જિનો, ચક્રવર્તીઓ અને બલદેવ–વાસુદેવો સંબંધમાં પ્રશ્ન કર્યો હતો. પછી જે કાળે જે થવાના હતા અને જેમનો જે પ્રભાવ થવાનો હતો તે સર્વ ભગવાને સમજાવ્યું. તેમાંથી ભગવાને કહ્યા મુજબ દસ અરિહંતો અને ચાર ચક્રવર્તીઓ થઇ ગયા છે. અત્યારે પ્રજાપતિ રાજાના પુત્રો અચલ ને ત્રિપૃષ્ઠ એ બલદેવ અને વાસુદેવ છે. આ તો પ્રાચીન શ્રુતિ–પરંપરા થઇ. પણ નિમિત્તને અનુસારે કહું છું કે—અશ્વગ્રીવનો સમરમાં પરાજય કરીને વિદ્યાધર–શ્રેણિ સહિત અર્ધભરતને ત્રિપૃષ્ઠ ભોગવશે, અને તમને વિદ્યાધરોનું સ્વામિત્વ આપશે. આ કન્યા તેની અગ્રમહિષી થશે, અને પુત્ર-વતી થશે, એમાં શંકા નથી.” આ પ્રમાણે નૈમિત્તિકે કહ્યું, એટલે સન્તુષ્ટ થએલા રાજાએ પુષ્કળ વસ્ત્રો અને ગંધ–માલ્ય આપવા વડે સત્કાર કરીને તેને વિદાય આપી અને કહ્યું કે, “તમે જે કહ્યું છે તે યથાર્થ છે.” પછી પોતનપુરના અધિપતિ પ્રજાપતિ રાજા પાસે (તેના પુત્રને) કન્યા આપવા નિમિત્તે તેણે મરીચી નામે દૂતને મોકલ્યો.

આ તરફ, અશ્વબિન્દુ નામના નૈમિત્તિકને પૂછવામાં આવતાં તેણે અશ્વગ્રીવને જણાવ્યું, “તારો શત્રુ છે, એને કેવી રીતે જાણવો, એ માટે કારણ કહું છું—જે ચંડસિંહ દૂતનું અપમાન કરે અને અપરાન્તમાં–પશ્ચિમમાં દુર્ધર્ષ એવા સિંહનો નાશ કરે તેને (તારો શત્રુ) જાણજે.” પછી અશ્વગ્રીવે સર્વ રાજકુલોમાં દૂતોને મોકલ્યા. સત્કાર પામેલા તેઓ ભેટણાં લઇને પાછા આવવા લાગ્યા. ચંડસિંહ દૂતને ભેટણા માટે પોતનપુરમાં મોકલ્યો. અચલ અને ત્રિપૃષ્ઠે તેનું અપમાન કર્યું. અચલ–ત્રિપૃષ્ઠને ખબર પડે નહીં તેવી રીતે સત્કાર કરીને રાજાએ તેને વિદાય કર્યો. અશ્વગ્રીવે વિદ્યાધરો મોકલી જ્વલનજટીને કહેવરાવ્યું કે, “પશ્ચિમ દિશામાં સિંહનો ભય છે; મહાબળવાન એવા તારા પુત્રો તેનો વિનાશ કરો.” તે સાંભળીને ત્રિપૃષ્ઠ તે પ્રદેશમાં ગયો. તેઓએ

(ત્રિપૃષ્ઠ અને તેના ભાઇઓએ) મહાસત્ત્વશાળી સિંહને જોયો. 'આ પગે ચાલે છે, રથમાં બેઠેલા એવા મને એની સાથે લડવાનું શોભતું નથી,' એમ વિચારી ત્રિપૃષ્ઠ ધરતી ઉપર ઊતર્યો. ફરી તેણે વિચાર્યું, 'આ આયુધ વગરનો છે, આયુધવાળા એવા મારે માટે તેની સાથે લડવાનું યોગ્ય નથી.' એમ કરીને તેણે ખડ્ગ પણ મૂકી દીધું. બાહુના પ્રહારથી જ તેણે સિંહને મારી નાખ્યો. અશ્વગ્રીવને સમાચાર મોકલવામાં આવ્યા. તે સાંભળીને તે અત્યંત વિસ્મય પામ્યો કે, "અહો! ધરણિગોચર માનવનું કેવું અદ્ભુત કર્મ છે!"

પછી શંકા પામેલો અશ્વગ્રીવ સ્વયંપ્રભાનું માગું કરવા માટે જ્વલનજટી પાસે વારંવાર દૂત મોકલવા લાગ્યો. આથી વિલંબના ભયથી પરિવાર સહિત જ્વલનજટીએ રાત્રે લઈ જઈને તે કન્યા ત્રિપૃષ્ઠને આપી. લગ્ન થઈ ગયા પછી જેણે સાચી હકીકત જાણી છે એવા હરિશ્મશ્રુ અમાત્યે રાજા અશ્વગ્રીવને ખબર આપી. એટલે ક્રોધ પામેલા અશ્વગ્રીવે બળવાન વિદ્યાધરોને આજ્ઞા આપી કે, "પ્રજાપતિના એ ધરણિગોચર પુત્રોને મારીને, જ્વલનજટીને બાંધીને સ્વયંપ્રભાને જલદી મારી પાસે લાવો." હરિશ્મશ્રુએ મુખ્ય મુખ્ય સામંતોને આજ્ઞા આપી. તેઓએ વિદ્યાધર દૂતને મોકલ્યો. તેણે જઈને જ્વલનજટી અને પ્રજાપતિને કહ્યું, "જલદી કન્યા આપો, રાજગામી ભેટ તરીકેનાં રત્નો આપો અને શરણાગતવત્સલ એવા અશ્વગ્રીવને શરણે આવો." જ્વલનજટીએ કહ્યું, "કન્યાદાન થઈ ગયા પછી કન્યા ઉપર સ્વજનો અથવા રાજાનો અધિકાર નથી." ત્યારપછી પોતાના દાંતની કાન્તિવડે આકાશને પ્રકાશિત કરતાં ત્રિપૃષ્ઠે કહ્યું, "જો તમારો સ્વામી સમર્થ હોય તો મારો પરાજય કરીને કન્યાને ભલે હરી જાય. સૈન્ય સહિત આ હું બહાર આવું છું. જેની પાસેથી માંસનો ટુકડો પડાવી લીધો હોય એવા પક્ષીની જેમ તે શા માટે બહુ કોલાહલ કરે છે?" આ પ્રમાણે કહીને દૂતને રજા આપી. તેણે અશ્વગ્રીવને આ જણાવ્યું. અશ્વગ્રીવે વિદ્યાધરોને આજ્ઞા આપી કે, "તમે જલદી જઈને તેનો નાશ કરો." એટલે વિવિધ પ્રકારનાં યાન-વાહનો વિકુર્વીને વિદ્યાધરો તે પ્રદેશમાં પહોંચ્યા. ત્રિપૃષ્ઠના હિતૈષી જ્વલનજટીએ, સખ્ત પવન જેમ વાદળોને દૂર કરે તેમ, તેઓને પાછા કાઢ્યા અને કહ્યું, "તમે (મારી સાથે યુદ્ધ કરીને) નાશ ન પામશો, જાઓ જેથી તમારા સ્વામી ખરગ્રીવને[1] આટલું (અમારું પરાક્રમ) બતાવો-વર્ણવો. જો તે મરવાને શક્તિમાન હોય તો અહીં જલદી આવે." પછી જેમને (યુદ્ધ કરવાનો) અવકાશ મળ્યો નથી એવા તેઓ પાછા જઈને પોતાના સ્વામી અશ્વગ્રીવની આગળ ત્રિપૃષ્ઠનો પ્રભાવ નિવેદન કરવા લાગ્યા કે, "સ્વામી! ખરેખર તે અમારી પાછળ રથાવર્ત પર્વત ઉપર આવી રહ્યો છે." તે સાંભળીને અશ્વગ્રીવે સૈન્યો એકત્ર કર્યાં. પછી વિદ્યાધરોના સમૂહ વડે વીંટળાયેલો તે

૧. અપમાન બતાવવા માટે અશ્વગ્રીવને બદલે ખરગ્રીવ કહ્યો છે.

આવ્યો. રથાવર્ત ઉપર તેના સૈન્યે મુકામ કર્યો. પછી તાલપિશાચ, શ્વાન, શિયાળ અને સિંહાદિનાં ભીષણ રૂપો ધારણ કરીને જળ અને અગ્નિનાં શસ્ત્રાસ્ત્રો ફેંકતા અને આહ્વાનો કરતા તે વિદ્યાધરો ત્રિપૃષ્ઠના સૈન્યનો પરાજય કરવા લાગ્યા. પછી ત્રિપૃષ્ઠના પક્ષના માનવો 'અહો ! કન્યા નિમિત્તે લોકનો આ ક્ષય થઈ રહ્યો છે; હવે કોણ આપણું શરણ થશે ?' એ પ્રમાણે વિચાર કરતા, કોઇ પ્રકારનો પ્રતિકાર કર્યા સિવાય ઊભા રહ્યા. આ અવસ્થામાં આવેલા લોકોને જોઈને જ્વલનજટીએ ગરુડધ્વજ( વાસુદેવ–ત્રિપૃષ્ઠ )ને કહ્યું, "દેવ ! રથ ઉપર ચઢો; તમારી સામે ચેષ્ટા કરવાની અને માયા–ઇન્દ્રજાળ પ્રયોજવાની આ લોકોની શી શક્તિ છે ?" આમ કહેવામાં આવતાં પોતાના સૈન્યને આશ્વાસન આપતો ત્રિપૃષ્ઠ રથ ઉપર બેઠો. પછી તેણે મહાનાદ કરનારો શંખ વગાડ્યો. ક્ષોભ પામેલા સમુદ્ર જેવો તેનો ગંભીર શબ્દ, જાણે કે વજ્રપાત હોય તેમ, સાંભળીને આક્રન્દ કરતા કેટલાક બનાવટી વિદ્યાધરો પલાયન કરી ગયા, કેટલાક કાયરોનાં હાથમાં પકડેલાં શસ્ત્રો પડી ગયાં અને કેટલાક પાંખ કપાયેલ પક્ષીઓની જેમ ધરણીતલ ઉપર પડ્યા. શરદઋતુ જેમ શારદ–શરદકાળના જળને પ્રસન્ન–સ્વચ્છ કરે તેમ ત્રિપૃષ્ઠે પોતાના સૈન્યને પ્રસન્ન કર્યું. પછી યોદ્ધાઓનો આયુધસંઘટ્ટ પ્રતિદિન વધવા લાગ્યો. બલદેવ અને વાસુદેવ જયવડે વૃદ્ધિ પામવા લાગ્યા અને અશ્વગ્રીવનું સૈન્ય ત્રાસ પામવા લાગ્યું.

પછી ત્રિપૃષ્ઠે અશ્વગ્રીવ પાસે દૂત મોકલ્યો કે, "આ યુદ્ધ તો આપણા બે વચ્ચે ઊભું થયું છે; એમાં ગરીબોનો વધ કરવાથી શું ? સસલું જેમ સિંહને જગાડીને સંતાઇ જાય તેમ તું સંતાયેલો શા માટે રહે છે ? જો રાજ્યની ઇચ્છા હોય તો એક રથ સાથે આવીને એકલા મારી સાથે યુદ્ધ કર. અથવા મારે શરણે આવ." પછી 'ભલે' એમ કહીને અશ્વગ્રીવે તે સ્વીકાર્યું. પછી બન્નેનાં સૈન્યો પ્રેક્ષકો થયાં. વિક્રોશ કરતા ઋષિવાદિત અને ભૂતવાદિત વ્યંતરો વડે આકાશ છવાઇ ગયું. ત્રિપૃષ્ઠ અને અશ્વગ્રીવ યુદ્ધ કરવા લાગ્યા. વ્યંતરો વાસુદેવના રથ ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. પછી અત્યંત રોષથી રાતી આંખોવાળો વિદ્યાધરોનો અધિપતિ અશ્વગ્રીવ જે જે અસ્ત્રો પ્રજાપતિના પુત્ર ત્રિપૃષ્ઠ ઉપર છોડતો હતો તે તે અસ્ત્રોનો ભીતિ વગરના હૃદયવાળો ત્રિપૃષ્ઠ, દિવાકર સૂર્ય જેમ અંધકારનો પ્રતિકાર કરે તેમ વિવિધ અસ્ત્રો વડે જ, પ્રતિકાર કરતો હતો. પછી અશ્વગ્રીવે હજાર આરાવાળું ચક્ર ત્રિપૃષ્ઠના વધ માટે મૂક્યું. તે ચક્ર ત્રિપૃષ્ઠની પ્રદક્ષિણા કરીને તેના ચરણ આગળ રહ્યું અને હાથમાં લેતાં જ પ્રકાશમાન થયું. મધ્યાહ્નકાળના સૂર્ય જેવા તે ચક્રને તેણે અશ્વગ્રીવનો વિનાશ કરવા માટે મૂક્યું અને અશ્વગ્રીવનું મસ્તક લઇને તે પાછું આવ્યું. આકાશમાં રહેલા વ્યંતરોએ શબ્દ કર્યો કે, "ભારતવર્ષમાં આ વાસુદેવ ઉત્પન્ન થયા છે."

પછી અશ્વગ્રીવના પક્ષના વિદ્યાધરો ડરીને પલાયન કરવા લાગ્યા. જ્વલનજટીએ

મધુર વચનથી તેમનું આશ્વાસન કર્યું કે, "ઉત્તમ પુરુષો શરણાગતવત્સલ હોય છે. તમે વાસુદેવને શરણે જાઓ. તમને ભય નહીં થાય." એટલે પાછા આવીને તેઓ પ્રણામ કરીને વાસુદેવને કહેવા લાગ્યા, "દેવ ! અમે તમારી આજ્ઞાને વશ છીએ; અમારો અપરાધ ક્ષમા કરો." પછી હર્ષિત માનસવાળા ત્રિપૃષ્ઠે પ્રસન્ન વદનચંદ્ર વડે તેમને અભય આપ્યું અને 'મારી બાહુચ્છાયા વડે રક્ષાયેલા તમે પોતપોતાનાં રાજ્યોમાં સુખેથી રહો' એમ કહીને તેમનો યોગ્યતા અનુસાર સત્કાર કર્યો. પછી વિદ્યાધરો સહિત ભરતક્ષેત્રના રાજાઓ અત્યંત પ્રીતિવાળા થઈને ત્રિપૃષ્ઠનો અભિષેક કરવા લાગ્યા. મોટા સૈન્ય સહિત સોળ હજાર રાજાઓ જેની પાછળ પાછળ આવતા હતા એવો તે બલભદ્રદેશ તરફ ચાલ્યો. એક યોજન લાંબી અને એક યોજન પહોળી કોટિશિલાને તેણે વિના યત્ને લીલાપૂર્વક પોતાના બે હાથ વડે છત્રની જેમ ધારણ કરી. તેનું એ ગુણમાહાત્મ્ય જોતા રાજાઓ પરમ વિસ્મય પામ્યા. સંતુષ્ટ થયેલા તેઓએ ત્રિપૃષ્ઠને દાસ-દાસીઓ સહિત કન્યાઓ આપી. સોળ હજાર દેવીઓમાં સ્વયંપ્રભા પટ્ટરાણી થઈ. જ્વલનજટી વિદ્યાધરોનો અધિપતિ થયો. રત્નમાલા જેવી દેદીપ્યમાન વિદ્યુત્પ્રભની બ્હેન જ્યોતિમાલાને ત્રિપૃષ્ઠ અર્કકીર્તિને માટે લાવ્યો. પ્રણામ કરતા હજારો રાજાઓના મુકુટમણિનાં કિરણજળ વડે જેના પાદપીઠ ઉપર અભિષેક થતો હતો એવા ત્રિપૃષ્ઠનો સમય આ પ્રમાણે વિષયસુખ અનુભવતાં વીતવા લાગ્યો.

## શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામાં અમિતતેજનો ભવ, શ્રીવિજય આદિનો સંબંધ

સ્વયંપ્રભાએ પ્રજાપતિના કુળરૂપી આકાશના સૂર્ય સમાન શ્રીવિજય અને વિજયભદ્ર એ બે પુત્રોને તથા કમલવાસિની લક્ષ્મી જેવી સુરૂપ, વાદળાંઓના પટમાંથી નીકળેલા ચંદ્રના બિંબ જેવી કીર્તિમાન અને લક્ષણશાસ્ત્રમાં પ્રશંસા પામેલા ઉત્તમ રૂપવાળી જ્યોતિપ્રભા નામની કન્યાને જન્મ આપ્યો. અર્કકીર્તિને જ્યોતિમાલાથી સુરકુમાર જેવા મનોહર શરીરવાળો અને વાદળાંના પટલમાંથી નીકળેલા દિવાકર સૂર્ય જેવો તેજસ્વી અમિતતેજ નામે પુત્ર થયો, અને પોતાની ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારી દેવાંગનાઓને પણ વિસ્મય પમાડનારી અને જેના શરીર અને લક્ષણના ગુણોનું લાંબા કાળે વર્ણન કરી શકાય એવી સુતારા નામે પુત્રી થઈ. પછી અભિનંદન અને જગનંદન ચારણશ્રમણોએ કહેલું સંસારનું સ્વરૂપ સાંભળીને જ્વલનજટી રાજા અર્કકીર્તિને રાજ્યલક્ષ્મી સોંપીને શ્રમણ થયો. જ્યોતિપ્રભા કન્યાને યૌવનમાં આવેલી જોઈને ત્રિપૃષ્ઠ વાસુદેવે વિપુલમતિ, મહામતિ, સુબુદ્ધિ અને સાગર એ ચારે મંત્રીઓની સલાહ લઈને, સ્વયંવર રોપીને સર્વ રાજાઓને ખબર આપી, અને અર્કકીર્તિને સૂચના આપી—"વિદ્યાધરો સહિત તારે જ્યોતિપ્રભાના આ સ્વયંવરમાં વિના વિલંબે હાજરી આપવી." જેણે (પુત્રીને પરણાવવારૂપ) પોતાના કાર્યને નિશ્ચિત કર્યું નથી એવા અર્કકીર્તિએ સચિવો

સાથે મંત્રણા કરીને ત્રિપૃષ્ઠને સમાચાર મોકલ્યા કે, “ હું તમને વિનંતી કરું છું, કૃપા કરો; સુતારા કન્યાને પણ તમારા ચરણમાં એકત્ર થયેલા રાજાઓમાં સ્વયંવર આપો. ” ત્રિપૃષ્ઠે પણ ‘ ભલે ’ એમ કહીને તે સ્વીકાર્યું. પછી રાજાઓ એકત્ર થયા. અર્કકીર્તિ અમિતતેજ કુમાર અને સુતારા કન્યાને લઇને ભારે સમૃદ્ધિપૂર્વક પોતનપુર આવ્યો. રાજાઓને યોગ્યતા પ્રમાણે ઉતારા આપવામાં આવ્યા. સૂચવવામાં આવેલાં સ્થાનોમાં તેઓ રહ્યા. પછી, કમળથી ઢાંકેલા કનકના જળપૂર્ણ કુંભો જેની બન્ને બાજુએ મૂકવામાં આવેલા છે એવી મણિમંડિત કમાન વડે અલંકૃત, સરસ અને સુગંધી પુષ્પમાળાઓથી વીંટાયેલા સેંકડો સ્તંભોથી યુક્ત, સુવર્ણકમળની માળાઓવાળી પૂતળીઓનો જેમાં મોટો સમૂહ છે એવો, પાંચ વર્ણનાં પુષ્પો વડે જેની ભૂમિ ઢંકાયેલી છે એવો તથા ઘ્રાણ અને મનને પ્રિય લાગે એવા ધૂપથી મઘમઘતો સ્વયંવરનો મંડપ સજ્જ કરવામાં આવ્યો. પછી પોતપોતાનાં ચિહ્નોવડે અલંકૃત અને વિભૂષિત થયેલા વિદ્યાધરો સહિત રાજાઓ, દેવકુમારોની જેમ, મંચ ઉપર બેઠા. પછી સાફ કરવામાં આવેલા તથા પાણીથી છાંટેલા અને સ્વચ્છ, ઊંચી કરવામાં આવેલી પતાકાઓના સમૂહવડે સુશોભિત, તથા જળ અને સ્થળમાં થયેલાં પુષ્પો વેરેલાં હોવાથી હસતા હોય તેવા પોતનપુરના રાજમાર્ગ ઉપર થઈને ત્રિપૃષ્ઠ રાજા સર્વ પ્રધાનમંડળની સાથે ચિત્રા અને સ્વાતિનક્ષત્રની જેમ શોભતી, વિદ્યાધરો વડે વસાયેલાં વિમાનો જેવી શિબિકામાં બેઠેલી તથા સેંકડો મંગલો વડે સ્તવન કરાતી જ્યોતિપ્રભા અને સુતારા કન્યાઓને ભારે સમૃદ્ધિપૂર્વક આગળ કરીને નીકળ્યો, અને મંડપમાં પહોંચ્યો. કન્યાઓ શિબિકાઓમાંથી નીચે ઊતરી. વિશેષ વિસ્મય વડે સુન્દરતર નયનકમળવાળા રાજાઓએ તેમને જોઈ. પછી ચિત્રકરીઓ તેમને પ્રત્યેક રાજાનાં કુલ, શીલ, રૂપ અને જ્ઞાન કહેવા લાગી. પોતાની દૃષ્ટિથી તે રાજાઓ તરફ જોતી અને પૂર્વ તથા પશ્ચિમ સમુદ્ર તરફ જતી ગંગા અને સિન્ધુ જેવી તે બે કન્યાઓ અનુક્રમે અમિતતેજ અને શ્રીવિજય પાસે ગઈ. તેઓમાં તેમની દૃષ્ટિઓ ઠરી અને હૃદય પ્રસન્ન થયાં. કન્યાઓએ રત્નમાલાઓ અને કુસુમમાલાઓ વડે તેમનું અર્ચન કર્યું. પૃથ્વીપતિઓએ કહ્યું, “ અહો ! ઉત્તમ વરણી થઈ, પાયસમાં ઘીની ધારાઓ પડી અને ઉદ્યમ સાથે સિદ્ધિઓ જોડાઇ. ” પછી પ્રશસ્ત તિથિ, કરણ અને મુહૂર્તોમાં તેમનાં વિવાહકૌતુક કરવામાં આવ્યાં. જેમનો સત્કાર કરવામાં આવ્યો હતો એવા રાજાઓને વિદાય આપવામાં આવી. જેમણે વૈભવ અને ધન વહેંચ્યાં નથી એવા અમિતતેજ અને શ્રીવિજયનો સમય વિષયસુખનો અનુભવ કરતાં વીતવા લાગ્યો.

અભિનંદન અને જગનંદન ચારણશ્રમણોને પોતાના નગરમાં સમોસરેલા સાંભળીને વિદ્યાધરોનો અધિપતિ અર્કકીર્તિ તેમને વાંદવાને ગયો. અભિનંદન શ્રમણ તેને વિષયોના દોષો કહેવા લાગ્યા, જેમકે—“ શબ્દાદિ ઇન્દ્રિયવિષયોમાં આસક્ત થયેલાં પ્રાણીઓ ઘણું

પાપ ઉપાર્જન કરે છે અને તે વડે સંચિત કરેલ બદ્ધ, સ્પૃષ્ટ અને નિકાચિત કર્મ વડે કરીને દુઃખથી ભરેલા આ સંસારમાં ભમે છે." આથી જેને સંવેગ પ્રાપ્ત થયો છે એવા અર્કકીર્તિએ રાજ્યનો ત્યાગ કરીને તથા રાજ્યના ઉપર અમિતતેજનો અભિષેક કરીને દીક્ષા લીધી. જેણે કામભોગનો ત્યાગ કર્યો નથી એવો ત્રિપૃષ્ઠ પણ કાલધર્મ પામ્યો.

કોઇ એક વાર સુવર્ણકુંભ નામે અણગાર પોતાના ગણસહિત પોતનપુરમાં આવ્યા. તે સાંભળીને અચલ આદરપૂર્વક નીકળ્યો અને સાધુને વંદન કરીને પૂછવા લાગ્યો, "ભગવન્! મારા પ્રિય ભાઇ ત્રિપૃષ્ઠની ગતિ કહો." એટલે સાધુએ અવધિથી જોઇને કહ્યું, "અચલ! જેણે આસ્રવદ્વારને રોકયું નહોતું એવો ત્રિપૃષ્ઠ રૌદ્ર અધ્યવસાયથી ઘણું અશાતા-વેદનીય કર્મ ઉપાર્જીને, નરકનું આયુષ્ય બાંધીને અપ્રતિષ્ઠાન નરકમાં ઉત્પન્ન થયો છે, અને ત્યાં પરમ અશુભ તથા જેની ઉપમા આપી શકાય નહીં એવી વેદના નિરંતર અનુભવે છે." આ પ્રમાણે કહેવામાં આવતાં અચલ મૂર્ચ્છા પામ્યો. તેને ભગવાને આશ્વાસન આપ્યું અને કહ્યું, "તું વિષાદ કરીશ નહીં. આદિતીર્થંકર ભગવાન ઋષભદેવે ત્રિપૃષ્ઠને માટે 'તે પહેલો વાસુદેવ અને છેલ્લો તીર્થંકર થશે' એમ કહેલું છે, તે એ પ્રમાણે જ થશે. સંયોગનો અંત વિયોગમાં જ આવે છે. પ્રાણીને પોતે કરેલાં શુભાશુભ કર્મો તિર્યંચ, માનવ અને દેવની તે તે યોનિઓમાં અનુભવતાં કારણવશાત્ એકબીજા પ્રત્યે પ્રીતિ અથવા વેર થાય છે. એમાં કોઇ નિયમ નથી (અર્થાત્ આજે પ્રીતિ કે વેર હોય એટલે કાલે એ પ્રમાણે જ રહે એવું નથી). વળી શોક કોઇ પ્રયોજનને સિદ્ધ કરતો નથી; કેવળ ધર્મ, અર્થ અને કામને ક્ષીણ કરે છે, માટે બુદ્ધિમાન પુરુષે તેનો ત્યાગ કરવો અને પોતાના હિતમાં આદર કરવો." સુવર્ણકુંભ અણગાર આ પ્રમાણે બોલ્યા, એટલે અચલે તેમને વંદન કરીને કહ્યું, "હું તેમ કરીશ; પહેલાં પુત્રોને રાજ્યાધિકારમાં નિયુક્ત કરું." પછી શ્રીવિજયનો રાજા તરીકે અને વિજયભદ્રનો યુવરાજ તરીકે રાજ્યાભિષેકથી અભિષેક કરીને અચલે ઘણા રાજાઓના પરિવાર સહિત સુવર્ણકુંભ અણગારના ચરણમાં દીક્ષા લીધી, અને પરમ સંવિગ્ન એવો તે સૂત્ર અને અર્થનો અભ્યાસ કરીને, તપ-સંયમમાં સ્થિર રહીને વિહરવા લાગ્યો. શ્રીવિજય પણ વાસુદેવના જેવા ભોગો ભોગવવા લાગ્યો.

જાણે દેવગણોની મધ્યમાં રહેલો ઇન્દ્ર હોય તેમ હજારો રાજાઓ વડે વીંટળાયેલો શ્રીવિજય એક વાર સભામાં બેઠો હતો. ત્યાં સૌમ્ય રૂપવાળો એક બ્રાહ્મણ આવીને જયાશીષ આપીને કહેવા લાગ્યો, "સાંભળો, હું જ્યોતિષવિદ્યાનો પારગામી છું, તેથી જ્ઞાનચક્ષુથી મેં જે જોયું છે તે સાંભળવાને તમે યોગ્ય છો. પોતનપુરના અધિપતિના મસ્તક ઉપર આજથી સાતમે દિવસે વીજળી પડશે, એમાં શક નથી." આમ બોલીને તે ઊભો રહ્યો. પછી મહાદોષવાળું તે વચન સાંભળીને આખી સભા તથા રાજાઓ ક્રોધ પામ્યાં. રોષથી ભરેલાં નયનોવાળા વિજયભદ્રે કહ્યું, "જ્યારે પોતનપુરના અધિપતિના

માથે વીજળી પડશે ત્યારે તારા માથે શું પડશે ?" એટલે તેણે જવાબ આપ્યો, "દેવ! કોપ કરશો નહીં, એ સમયે મારા ઉપર આભરણોની વર્ષા થશે." તેણે આમ કહ્યું, એટલે ભયભીત હૃદયવાળા શ્રીવિજય રાજાએ કહ્યું, "આર્ય! તમને વિદ્યાપ્રાપ્તિ કયાંથી થઈ?" અશંકિત એવો તે બ્રાહ્મણ બોલ્યો, "સાંભળો, જ્યારે બલદેવસ્વામીએ (અચલે) દીક્ષા લીધી ત્યારે હું શાંડિલ્યાયન પણ મારા પિતાની સાથે પ્રવ્રજિત થયો હતો. મેં અષ્ટાંગ મહાનિમિત્તનો અભ્યાસ કર્યો. પછી વિહાર કરતો હું પદ્મિનીખેટમાં આવ્યો. ત્યાં મારી ફોઈ હિરણ્યલોમા અને તેની પુત્રી ચંદ્રયશા છે. ચંદ્રયશા બાલ્યાવસ્થામાં હતી ત્યારે જ તેનું વાગ્દાન મને કરવામાં આવ્યું હતું. આથી તેને જોઈને મંદપુણ્યવાળો એવો હું કર્મ-ભારની ગુરુકતાથી દીક્ષામાંથી ચૂકી ગયો. વિષયસુખનો અભિલાષી એવો હું મહાન ધનપ્રાપ્તિનો આ સમય જોઈને અહીં આવ્યો છું."

પછી તેનું વચન પૂરું થયું, એટલે મંત્રીઓ શ્રીવિજયના ભયનું નિવારણ કરવા માટે વિચાર કરવા લાગ્યા. એક બોલ્યો, "સમુદ્રમાં વીજળી કંઈ કરી શકતી નથી, માટે સ્વામીને જલદી ત્યાં લઈ જાઓ." બીજાએ કહ્યું, "દુઃષમાકાળમાં પણ વૈતાઢ્ય પર્વત ઉપર વીજળી[1] કે વજ્ર પડતાં નથી; ત્યાં ગુપ્ત પ્રદેશમાં આટલા દિવસો ગાળી નાખવા જોઈએ." ત્રીજો બોલ્યો, "ભાવીને ઉલ્લંઘવાનું શકય નથી. સાંભળો—એક બ્રાહ્મણ હતો. ઘણી માનતાઓ કરવાથી તેને પુત્ર થયો હતો. તે ગામમાં એક રાક્ષસને કુટુંબના અનુક્રમે ખાવાને માટે માણસ આપવામાં આવતો હતો. તેમાં બ્રાહ્મણનો વારો આવ્યો. આથી બ્રાહ્મણી ભૂતગૃહની પાસે રોતી હતી. આથી ભૂતોને અનુકંપા થઈ. ભૂતોએ કહ્યું, 'તું રડીશ નહીં, તારા પુત્રનું રાક્ષસથી રક્ષણ કરીશું.' પછી છોકરાને રાક્ષસ આગળ લઈ જવામાં આવ્યો, પણ ભૂતોએ તેને ત્યાંથી ઉપાડીને ગુફામાં રાખ્યો. પછી ભૂતો જઈને કહેવા લાગ્યાં, 'તારા પુત્રને અમુક સ્થળે રાખેલો છે.' પણ ત્યાં એ છોકરાને અજગર ગળી ગયો. પણ એમ સાંભળવામાં આવે છે કે—'તપ વડે ઘોર ઉત્પાતોને રોકવાનું પણ શકય છે,' માટે આપણે સર્વે સ્વામીની શાન્તિ માટે તપ કરીએ." ચોથાએ કહ્યું, "પોતનપુરના અધિપતિ ઉપર વીજળી પડશે એમ બ્રાહ્મણે કહ્યું છે, શ્રીવિજય રાજા ઉપર પડશે એમ કહ્યું નથી, માટે સાત રાત્રિ માટે બીજાને રાજા તરીકે સ્થાપિત કરીએ તો સારું." પછી નૈમિત્તિકે કહ્યું, "શાબાશ, મહામંત્રી! એમજ કરવું જોઈએ; રાજાના જીવનનું રક્ષણ કરવા નિમિત્તે હું પણ આવ્યો છું. નિયમમાં રહેલા રાજા ઉપસર્ગને નિષ્ફળ કરશે."

નૈમિત્તિકનું વચન સ્વીકારીને અંતઃપુર સહિત રાજા જિનાયતનમાં આવ્યો. પ્રજા સહિત મંત્રીઓએ તેની જગાએ વૈશ્રમણની પ્રતિમાનો અભિષેક કર્યો, અને રાજા તરીકે

---

૧. મૂળમાં વિદ્યા પાઠ છે, તેનો વિજ્જૂ કર્યો છે.

તેની સેવા થવા લાગી. દર્ભના સંથારામાં રહેલો તથા સંવિગ્ન એવો શ્રીવિજય પણ સાત રાત્રિ સુધી આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરીને તથા બ્રહ્મચારી રહીને પૌષધ પાળવા લાગ્યો. જળના ભાર વડે ગુરુક, પવનના વેગથી વિસ્તાર પામતા, વીજળીથી પ્રકાશિત થયેલાં પડખાંવાળા તથા ભયજનક અને નિષ્ઠુર ગર્જિત–શબ્દવાળા મેઘો સાતમે દિવસે ચારે બાજુ પેદા થયા. પછી મધ્યાહ્નકાળે મહેલનો અને વૈશ્રમણની પ્રતિમાનો ચૂરો કરતી વીજળી પડી. 'નમો અરિહંતાણું' કહીને પ્રજાએ રાજાને અભિનંદન આપ્યાં, અને રાજા પૌષધશાળામાંથી બહાર નીકળ્યો. સંતુષ્ટ થયેલા પરિજનોએ, રાહુના મુખમાંથી નીકળેલો જાણે ચંદ્ર હોય એવા તેને જોયો. બ્રાહ્મણ શાંડિલ્યાયન ઉપર રાજાએ અને અંતઃપુરમાં વસનારી રાણીઓએ આભરણની વૃષ્ટિ કરી. તેનો સત્કાર કરીને તથા પદ્મિની-ખેટનગર તથા વૈશ્રમણની પ્રતિમા આપીને તેને વિદાય કર્યો. પછી અંતઃપુરમાં રહેલો નિરુદ્વિગ્ન એવો શ્રીવિજય ઉપવનોમાં અને કયારેક વિદ્યાધરશ્રેણિઓમાં ઇચ્છાનુસાર વિહાર કરવા લાગ્યો.

એક વાર સુતારા દેવી સાથે તે જ્યોતિવનમાં ગયો હતો. ત્યાં વિચરતાં તેણે જાણે રત્નથી જડેલા હોય તેવા મૃગને જોયો. સુતારાએ તેને વિનંતી કરી, "સ્વામી ! આ મૃગબાળકને પકડો; અતિરૂપસ્વી એવો તે મારું ક્રીડનક–રમવાની વસ્તુ થશે." તેના મતને અનુસરતો શ્રીવિજય મૃગની પાછળ જવા લાગ્યો. મૃગ આઘો જવા લાગ્યો અને થોડે દૂર જઇને તે ઊડ્યો. આ બાજુથી શ્રીવિજયે દેવીનો ભયશબ્દ સાંભળ્યો કે, "મને કુક્કુટ સર્પ કરડ્યો છે, હે સ્વામી ! મને બચાવો" જેનું કાર્ય થયું નથી એવો શ્રીવિજય તે સાંભળીને પાછો વળ્યો અને ધરતી ઉપર પડેલી સુતારાને તેણે જોઇ. મંત્ર અને ઔષધો વડે તે સુતારાની ચિકિત્સા કરવા લાગ્યો, પણ મન્ત્રૌષધોની કારી ચાલી નહીં. પછી જેની આંખો ભમી ગઇ છે એવી સુતારા ક્ષણમાત્રમાં મરણ પામી. વિષાદ પામેલો, વિલાપ કરતો તથા જેણે મરવાનો નિશ્ચય કર્યો છે એવો શ્રીવિજય ચિતા રચીને, તેમાં અગ્નિ મૂકીને, દેવી સુતારાને લઇને ચિતા ઉપર ચઢ્યો. તેના કેશ વડે પોતાને બાંધીને તે રહ્યો અને 'બીજા ભવમાં પણ આ મારી પ્રિયા થશે' એમ શોચતો બેઠો.

આજુબાજુ, પોતનપુરમાં ઘોર ઉત્પાત પેદા થયા, સહસા ધરતી કંપી, ઉલ્કાઓ પડી, મધ્યાહ્નને પણ સૂર્ય નિસ્તેજ થઇ ગયો, પર્વનો દિવસ–અમાસ નહીં હોવા છતાં પણ રાહુએ સૂર્યનો ગ્રાસ કર્યો, રજ વડે દિશાઓનાં મુખો છવાઇ ગયાં, કઠોર પવન વાયો, પ્રજા ઉદ્વિગ્ન થઈ, યુવરાજ સહિત રાજાઓ અને અંતઃપુરનાં જનો ક્ષોભ પામ્યાં તથા સ્વયંપ્રભા ગભરાઈ ગઈ.

હવે, તે દેશકાળમાં આ ઉત્પાતો જોઇને શશબિન્દુ નૈમિત્તિકે કહ્યું, "આ જે

ઉત્પાતો થાય છે તે રાજા ઉપરનો તીવ્ર ભય નિવેદન કરે છે. અત્યારે શ્રીવિજયનું જીવન જોખમમાં છે, માટે તેની જલદી શોધ કરો." તે સાંભળીને ભયથી સંભ્રાન્ત અને કિંકર્તવ્યમૂઢ થયેલા રાજાઓ પરિજનોની સાથે ઊભા રહ્યા.

તે સમયે પદ્મિનીખેટનો વાસી, જ્યોતિષપારગામી શાંડિલ્યાયન 'ડરશો નહીં' એમ બોલતો રથમાં બેસીને આવી પહોંચ્યો. લોકોએ પણ તેની તરફ મુખ કર્યું. તે પણ સ્વયંપ્રભા દેવીને વધામણું કરીને, આશ્વાસન આપતો આગળ ઊભો રહ્યો. દેવીએ તેને વિનયપૂર્વક પૂછ્યું, "આર્ય! શ્રીવિજય રાજાને ક્ષેમ અને આરોગ્ય હશે?" એટલે નૈમિત્તિકે કહ્યું, "મહારાજને કુશળ છે; ઘણા કાળ સુધી તેઓ પ્રજાઓને પાળશે. એમને માત્ર માનસિક દુઃખ હતું; થોડીક વારમાં તેમના સમાચાર આવશે." તેનું એ વચન સાંભળીને પરિવાર સહિત સ્વયંપ્રભા શાન્ત થઇ.

થોડીક વાર પછી ચપલ ગતિવાળો અને વિદ્યુત્ સમાન ઉજ્જવળ કુંડલવાળો કોઇ પુરુષ ગગનમાર્ગે આવતો દેખાયો. તે જોઇને વિસ્મત થયેલા સર્વે તેને અવલોકવા લાગ્યા. પેલો પુરુષ એ સ્થળમાં આવ્યો અને 'મને અનુજ્ઞા આપો' એમ કહીને નીચે ઊતર્યો. પછી પાસે આવી જયાશીષ આપીને તે કહેવા લાગ્યો, "શ્રીવિજય રાજાને કલ્યાણ છે; મોટા પ્રાણત્યાગ-મૃત્યુમાંથી તે બચ્યા છે." તેને પૂછવામાં આવ્યું, "કેવી રીતે?" એટલે તે કહેવા લાગ્યો—

"સંભિન્નશ્રોત નૈમિત્તિકનો પુત્ર હું દીપશિખ નામે છું. વૈતાઢ્યના શિખર ઉપર રથનૂપુરચક્રવાલના અધિપતિના ઉદ્યાનની શોભા અનુભવીને અમે પિતા-પુત્ર અમારા જ્યોતિવન પ્રદેશ તરફ જતા હતા. ત્યાં ચમરચંચાના અધિપતિ અશનિઘોષને કોઇ સ્ત્રીને હરી જતાં અમે જોયો. પછી તે સ્ત્રી 'હા શ્રીવિજય! હા અમિતતેજ! મારું રક્ષણ કરો, અશરણ અને અવશ એવી મારું હરણ થાય છે!' એ પ્રમાણે આક્રંદ કરતી હતી. તે સાંભળીને અમે પાછળ પડ્યા તો, ગ્રહથી અભિભૂત જાણે ચિંતા હોય તેવી આપદ્ગ્રસ્ત સુતારા દેવીને અમે જોઈ. 'હે દુરાચારી! તારો આ પ્રયત્ન દુષ્ટ છે; હવે તારું કંઇ નહીં ચાલે!' એમ બોલતા અમે બન્ને જણા યુદ્ધ કરવાને તૈયાર થયા. પણ સુતારાએ અમને કહ્યું, "યુદ્ધ કરવાથી બસ થાઓ; તમે જલદી જ્યોતિવનમાં જાઓ, ત્યાં સ્વામી વેતાલવિદ્યાથી પિડાય છે; જીવતા એવા તેમનું તમે આશ્વાસન કરી શકો તેવો પ્રયત્ન કરો." પછી અમે તેના વચનથી જલદી જ્યોતિવનમાં પહોંચ્યા. અગ્નિની જ્વાળાઓ વડે વીંટાયેલ, જાણે સુવર્ણમય હોય તેવા રાજાને અમે દેવીના પ્રતિરૂપ (બનાવટી દેવી) સાથે જોયા. મારા પિતાએ વિદ્યાથી મંત્રેલા પાણી વડે ચિતા છાંટી, એટલે વેતાલવિદ્યા અટ્ટહાસ્ય કરીને નાસી ગઇ. વિસ્મિત થયેલા શ્રીવિજયે પૂછ્યું, "આ શું છે?" અમે દેવીના હરણની વાત તેમને કરી. આથી તે ખૂબ વિષાદ પામ્યા, એટલે

મારા પિતાએ તેને કહ્યું કે, " તમારે શોક ન કરવો, થોડા સમયમાં તે અશનિઘોષ તમારે પગે પડશે." એ સમયે તમને સમાચાર આપવા માટે મારા પિતાએ મને મોકલ્યો."

પત્રની જેમ પ્રમાણપૂર્વક કુશળ સાંભળીને રાજમાતા સ્વયંપ્રભાએ બન્ને નૈમિત્તિકોનો સત્કાર કર્યો. 'દૂત મોકલજે' એ પ્રમાણે વિજયભદ્રને સૂચના આપીને, મરીચિ મહત્તરક તથા દીપશિખ નૈમિત્તિકની સાથે તે આકાશમાર્ગે ઊડી અને જ્યોતિવનમાં ગઇ. બૃહસ્પતિ સહિત ચન્દ્ર હોય તેવા, સંભિન્નશ્રોત્ર સહિત શ્રીવિજયને તેણે જોયો. તેણે માતાને પ્રણામ કર્યા. માતાએ પણ આંસુ સારીને તેને અભિનંદન આપ્યાં, એટલે તેણે જે અનુભવ્યું હતું તે કહ્યું. એટલામાં યુવરાજ–વિજયભદ્ર સૈન્ય સહિત આવી પહોંચ્યો અને પ્રણામ કરીને વીનવવા લાગ્યો, " વિવાદથી બસ કરો, હવે સુતારા દેવીને છોડાવવાનો ઉપાય વિચારો." તેનું સમર્થન કરી રાજાએ તેને પાછો પોતાના નગરમાં મોકલ્યો.

પોતાના સહિત પાંચમો[1] શ્રીવિજય ગગનમાર્ગે જલદી જઇને રથનૂપુરચક્રવાલ નગરમાં પ્રવેશ્યો. તેઓ અમિતતેજને મળ્યા અને બધી વાત તેને નિવેદન કરી. તે વૃત્તાન્ત સાંભળીને સંભ્રાન્ત થયેલા અમિતતેજે શ્રીવિજય સાથે નક્કી કરીને તથા મંત્રીઓ સાથે મંત્રણા કરીને મરીચિ દૂતને ચમરચંચા નગરીમાં અશનિઘોષ પાસે મોકલ્યો. તેણે સૂચના મુજબ અશનિઘોષને કહ્યું કે, " સુતારા દેવીને મોકલો." પણ અશનિઘોષે તે સ્વીકાર્યું નહીં. પછી, 'આ વસ્તુ તમારે માટે હિતકારી નથી' એમ કહીને દૂત પાછો વળ્યો અને અમિતતેજને વાત કરી. તે સાંભળીને ક્રુદ્ધ થએલા તેણે યુદ્ધના આરંભની તૈયારી કરી. શ્રીવિજયને તેણે વિદ્યાઓ આપી–પ્રહરણાવરણી અને બંધનમોચની. એમાંની પ્રત્યેક વિદ્યા સાત રાત્રિ સુધી જાપ કરીને તેણે સાધી. વિદ્યાસિદ્ધ એવા શ્રીવિજયને અમિતતેજે (પોતાના) પુત્રોની સાથે મોકલ્યો. આ સામંતો પણ મોકલ્યા, જેમકે— રશ્મિવેગ, અમિતવેગ, આદિત્યયશ, અર્કકીર્ત્તિ, અર્કરથ, એકરથ, ચિત્રરથ, ભાનુસેન, ભાનુપ્રભ, ભાનુવેગ, ભાનુદેવ, અર્કપ્રભ, અર્કદેવ, દિવાકરપ્રભ, દિવાકરદેવ, પ્રભાકર વગેરે પાંચસો અને બીજા પણ બળવાન વિદ્યાધરો (મોકલવામાં આવ્યા). તે મહાપ્રભાવશાળી વિદ્યાધરો વડે વીંટળાયેલો શ્રીવિજય ચમરચંચા ગયો. અશનિઘોષને વિદ્યામાં પોતાનાથી અધિક જાણીને અમિતતેજ રાજા સર્વ વિદ્યાનું છેદન કરનારી મહાજાલ વિદ્યાની સાધના માટે તૈયારી કરવા લાગ્યો. પછી તે સહસ્રરશ્મિ–સૂર્ય સમાન પોતાના પુત્ર સહસ્રરશ્મિ સાથે (વિદ્યાસાધન માટે) હ્રીમંત પર્વત ઉપર ગયો. ત્યાં ભગવાન સંજયંત અને નાગરાજ ધરણની પ્રતિમાઓ છે. તેમના ચરણમાં માસિક ભક્તથી, સપ્તરાત્રિકી પ્રતિમાથી (અમિત-

૧. સંભિન્નશ્રોત્ર અને દીપશિખ એ બે નૈમિત્તિકો, મરીચિ મહત્તરક, રાજમાતા સ્વયંપ્રભા અને શ્રીવિજય પોતે–એ પ્રમાણે પાંચ જણ.

તેજ આરાધના કરવા લાગ્યો ); સહસ્રરશ્મિ તેનું રક્ષણ કરતો હતો. આ પ્રમાણે અમિત-તેજની વિદ્યાના સાધન માટેની તૈયારી હતી.

આ બાજુ, શ્રીવિજયને આવેલો જાણીને અશનિઘોષે પોતાના યુદ્ધસજ્જ પુત્રો શતઘોષ, સહસ્રઘોષ, મહાઘોષ, ભીમઘોષ આદિને મોટી સેના સાથે મોકલ્યા. તેમની તથા પરિવાર સહિત શ્રીવિજયની વચ્ચે એક માસથી કંઇક ઓછા સમય સુધી સ્વાભાવિક તેમજ વિદ્યાવિકલ્પિત તથા શસ્ત્રોથી સંકુલ એવું યુદ્ધ થયું. અશનિઘોષના પુત્રો નાસી ગયા. પછી તેમને નાઠેલા જોઇને અત્યંત રોષ પામેલો અશનિઘોષ વિદ્યાધરોની સાથે નીકળ્યો. તે શ્રીવિજયની સામે આવ્યો. રોષાવિષ્ટ તથા જેનો પ્રહાર નિષ્ફળ જતો નથી એવા શ્રીવિજયે તેના ઉપર ખડ્ગથી ઘા કર્યો અને બે ટુકડા કર્યા, એટલે બે અશનિઘોષ થયા. ફરી પાછો શીઘ્રતાથી ઘા કર્યો, એટલે તે બન્નેના ચાર અશનિઘોષ થયા. એ પ્રમાણે જેમ જેમ પ્રહાર કરવામાં આવતો તેમ તેમ અશનિઘોષની સંખ્યા વધતી. અનેક અશનિઘોષ જોઇને વિસ્મિત થયેલો શ્રીવિજય પ્રહાર કરતાં થાકી ગયો. માયાવી અશનિઘોષે ભયંકર પરાક્રમથી શ્રીવિજયની સેનાને પરાજિત કરી.

હવે, તે સમયે અમિતતેજને મહાજાલિની વિદ્યા સિદ્ધ થઇ. એટલે તે જલદી ચમરચંચા આવ્યો. અમિતતેજને આવતો જોઇને શ્રીવિજયના પક્ષની કુમારસેનાને ( અમિતતેજના પુત્રોની સેનાને ) ધીરજ આવી. હવે, તે અશનિઘોષ સિદ્ધ વિદ્યાવાળા અને મહાપ્રભાવવાળા અમિતતેજને જોઇને, હૃદયમાં ડર પામીને, સર્વ જનોનો ત્યાગ કરીને નાસી ગયો. તેના પક્ષના વિદ્યાધરો પણ સર્વ દિશાઓમાં નાસી ગયા. ‘ જ્યારે તેઓ પલાયન ન કરે ત્યારે તેમના ઉપર આક્રમણ કરજે ’ એમ કહીને અમિતતેજે મહાજાલ વિદ્યાને રજા આપી. ‘ એને તું છોડીશ નહી ’ એમ કહીને અશનિઘોષ ઉપર વિદ્યામુખી વિદ્યા મૂકી. મહાજાલ વિદ્યાથી મોહિત થયેલા અને જેમની ગતિમાં ભંગ થયો છે એવા વિદ્યાધરો શરણાગતવત્સલ અમિતતેજને શરણે આવ્યા.

વિદ્યામુખી વિદ્યા વડે પીછો કરાતો અને શરણસ્થાન નહીં પામતો અશનિઘોષ દક્ષિણાર્ધભરતમાં ઊતર્યો. ત્યાં સીમણગ પર્વત ઉપર નાભિરાજાના પુત્ર, પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવનું આયતન છે, તથા ભગવાનના સમોસરણ–સ્થાનમાં ગજધ્વજ સ્થાપવામાં આવેલો છે; ત્યાં તે પહોંચ્યો. ચૌદ પૂર્વરૂપ સમુદ્રના પારગામી થયેલા અને ઉત્તમ સંયમયોગ વડે પોતાની જાતને ભાવતા તથા તે સમયે, તે પ્રદેશમાં એકરાત્રિકી મહાપ્રતિમા સ્વીકારીને રહેલા અચલ બલદેવને મોહનીય, જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય અને અંતરાય કર્મો ક્ષીણ થતાં વિમલ, અનંત અને અપ્રતિપાતી એવું કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. નજદીકમાં રહેલા દેવો ઉત્સવ કરવાને આવ્યા. દેવસંપાતને જોઇને અભિનંદન, જગવંદન, જ્વલનજટી, અર્કકીર્ત્તિ, પુષ્પકેતુ, વિમલમતિ આદિ એ ચારણશ્રમણો આવ્યા અને

પ્રસન્ન મનવાળા તથા 'ભગવાન કેવલીને નમસ્કાર' એમ બોલીને વંદન કરતા તેઓ પ્રદક્ષિણા કરીને ઊભા રહ્યા. અમિતતેજ વડે મૂકાયેલી વિદ્યાથી હેરાન કરાતો અશનિઘોષ પણ બલભદ્રને શરણે આવ્યો, એટલે વિદ્યામુખી વિદ્યાએ તેને છોડ્યો. પછી વિદ્યામુખીએ આ વસ્તુ અમિતતેજને નિવેદન કરી. તેણે પણ મરીચિને મોકલ્યો કે, "સુતારાને લઇને બલભદ્રના સમોસરણમાં જલદી આવ." પછી વિદ્યાધરો અને વિદ્યાધરોના અધિપતિઓ સહિત અમિતતેજ સીમણગ ઉપર પહોંચ્યો, અને કેવલીને તથા ચારણ મહર્ષિઓને પરમ ભક્તિથી વંદન કરીને હાથ જોડીને ધરતી ઉપર બેઠો. ચમરચંચા ગયેલા મરીચિએ નિયમ અને ઉપવાસમાં રત એવી સુતારાને અશનિઘોષની માતા પાસે જોઇ. અશનિઘોષની માતા પણ તેને લઈને તે પ્રદેશમાં–સીમણગ પર્વત ઉપર પહોંચી. તેણે શ્રીવિજય અને અમિતતેજને સુતારા સોંપી.

એ સમયે શ્રીવિજય અને અમિતતેજને જોઇને અશનિઘોષે તેમને ખમાવ્યા. પછી જેમનાં વેર દૂર થયાં છે એવા એ સર્વ દેવો અને અસુરો ભગવાન કેવલીનો મહિમા કરીને તેમને સંશયો પૂછવા લાગ્યા. ત્યાં કથાન્તરમાં અશનિઘોષે અમિતતેજને વિનંતી કરી, "સ્વામી! જે કારણથી મેં સુતારા દેવીનું હરણ કર્યું તે સાંભળો—એક સપ્તાહના ઉપવાસ કરીને, ભગવાન સંજયંતના આયતનમાં ભ્રામરી વિદ્યા સાધીને પાછો વળતો હું જ્યોતિવનની પાસેથી પસાર થતો હતો. તારા જેવી કાન્તિવાળી સુતારા દેવીને મેં ત્યાં જોઇ. તેને જોતાં મને પરમ સ્નેહાનુરાગ ઉત્પન્ન થયો. ત્યાંથી દૂર જવાને હું શક્તિમાન થયો નહીં. પછી મૃગબાળકના રૂપવડે શ્રીવિજયને મોહાવી તથા વેતાલ વિદ્યાનો પ્રયોગ કરવાવડે તેને વ્યાકુળ કરીને, સ્નેહથી–નહીં કે દુષ્ટભાવથી–સુતારા દેવીને લઈને હું ચાલ્યો. આ મહાનુભાવ સુતારા પણ ચંદ્રની પ્રભા જેવા વિમલ સ્વભાવવાળી છે. તમારી આશાતના કરતા મેં મહાન અપરાધ કર્યો છે. પ્રણામ કરતા એવા મને ક્ષમા કરો"—એમ બોલતો તે ચરણમાં પડ્યો. પ્રસન્ન ચિત્તવાળા તે અમિતતેજે પણ તેને 'ભલે' એમ કહ્યું. પછી અશનિઘોષના વચનથી જેને સંશય થયો છે એવો અમિતતેજ કેવલીને પૂછવા લાગ્યો, "ભગવન્! કયા પૂર્વસંબંધથી અશનિઘોષને સુતારામાં સ્નેહ થયો, જે કારણથી તેણે સુતારાનું હરણ કર્યું?" એટલે કેવલી કહેવા લાગ્યા, "સાંભળ—

## અમિતતેજ, શ્રીવિજય, અશનિઘોષ અને સુતારાનો પૂર્વભવ

આ જ ભરતમાં મગધા જનપદમાં અચલગ્રામમાં ધરણિજડ નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની યશોભદ્રા ભાર્યા હતી, અને નંદિભૂતિ તથા શ્રીભૂતિ પુત્રો હતા. તેની દાસી કપિલિકા હતી, અને તેણીનો પુત્ર કપિલ નામે હતો. ધરણિજડ બ્રાહ્મણના પુત્રોને વેદ ભણાવતો હતો. કપિલક પણ તે વેદપાઠ હૃદયથી ધારણ કરતો હતો.

અનાદરને નહીં સહન કરી શકતો તે કપિલ એક વાર રત્નપુર નગરમાં ગયો. ત્યાં

શ્રીસેન રાજા હતો. તેની અભિનંદિતા અને સિંહનંદિતા એ બે ભાર્યાઓ હતી, અને તેમના ઇન્દુસેન અને બિન્દુસેન એ પુત્રો હતા. ત્યાં સાત્યકી નામે બ્રાહ્મણ ઉપાધ્યાય હતો; તેની પાસે 'હું બ્રાહ્મણ છું' એમ કહીને કપિલ ગયો. સાત્યકીના શિષ્યોને એ પ્રશ્નોત્તરી કરવા લાગ્યો. તે સાંભળીને સાત્યકીએ તેને એ શિષ્યોનો ઉપાધ્યાય બનાવ્યો. સાત્યકીની બ્રાહ્મણી જંબુકા હતી, અને તેની પુત્રી સત્યભામા હતી. સંતુષ્ટ થએલા સાત્યકીએ કપિલને સત્યભામા આપી. અનુક્રમે લોક વડે પૂજાતો તે કપિલ ભારે વૈભવવાળો થયો.

એક વાર તે પ્રેક્ષણક–પેખણું જોવાને ગયો હતો, અને વરસાદ પડવા લાગ્યો. એટલે તે કપિલ વસ્ત્રોને બગલમાં મારી પોતાને ઘેર આવ્યો. (કપડાં ભીંજાયાં હશે એમ ધારીને) બ્રાહ્મણી વસ્ત્રો લઈને બહાર આવી. તે બોલ્યો, "મારો એવો પ્રભાવ છે, જેથી વસ્ત્રો ભીંજાયાં નથી." બ્રાહ્મણીએ વિચાર્યું, "નક્કી, 'કોઈ મને નહીં જુએ' એમ ધારીને આ નગ્નાવસ્થામાં જ ઘેર આવ્યો છે; ગાત્રો ભીનાં છે તે ઉપરથી લાગે છે કે વસ્ત્રો પહેર્યાં નહીં હોય. તો શું આ અકુલીન હશે?" એમ વિચાર કરતી તે કપિલમાં મંદ સ્નેહવાળી થઈ.

કેટલાક સમય પછી, જેનો વૈભવ ક્ષીણ થયો છે એવો ધરણિજઢ કપિલની સંપત્તિ સાંભળીને આવ્યો. 'તાત આવ્યા છે' એમ કહીને કપિલે તેને વંદન કર્યાં. ભોજનના સમયે 'ક્યાં ભોજન થશે?' એમ વિચારીને કપિલે સત્યભામાને કહ્યું, "મારી તબિયત સારી નથી, માટે હું તાતની સાથે નહીં જમું; ભોજનસ્થાનો જુદાં જુદાં રચો." પિતા–પુત્રથી વિરુદ્ધ એવો આ આચાર જોતી બ્રાહ્મણી કપિલથી વધારે વિરક્ત થઈ, અને ધરણિજઢની વિનયપૂર્વક ભક્તિ કરીને તથા તેને બ્રાહ્મણના સત્યના સોગન આપીને પૂછવા લાગી, "કપિલ તમારો પુત્ર અથવા બ્રાહ્મણ છે કે નહીં?" તેણે સત્યભામાને સાચી વાત કહી. પછી ધરણિજઢને કપિલે વિદાય આપી. પછી સત્યભામા શ્રીસેન રાજા પાસે ગઇ કે, "મને કપિલથી મુક્ત કરો, એ અકુલીન છે; જો મારું રક્ષણ નહીં કરો તો તમારી સમક્ષ પ્રાણત્યાગ કરવાનો મેં નિશ્ચય કર્યો છે." રાજાએ કપિલને બોલાવ્યો અને કહ્યું, "આ બ્રાહ્મણીને મુક્ત કર; તે ભલે ધર્મ કરે." કપિલ બોલ્યો, "તેના વિના હું જીવવાને સમર્થ નથી." રાજાએ કહ્યું, "જ્યાંસુધી તેનો કોપ દૂર થાય ત્યાંસુધી તારી પત્ની અહીં ભલે રહે, જેથી એ આત્મઘાત ન કરે." કપિલે 'ભલે' એમ કહીને તે વસ્તુ સ્વીકારી. ઉપવાસમાં રત એવી તે સત્યભામા દેવી પાસે રહેવા લાગી.

પ્રકૃતિથી સરલ, 'જિનવચન સત્ય છે' એમ જેણે સ્વીકાર કર્યો હતો એવા, દયાપર અને દાનરત રાજાએ તપશ્ચર્યાથી ક્ષીણ થયેલા અમિતતેજ, આદિત્ય અને મુનિચંદ્ર અણગારોને માસક્ષપણના પારણામાં વહોરાવ્યું.

## ઇન્દુસેન અને બિન્દુસેનનો સંબંધ

તે રાજાની અભિનંદિતા અને સિંહનંદિતા એ બે ભાર્યાઓ હતી. અભિનંદિતાના બે પુત્રો હતા—ઇન્દુસેન અને બિન્દુસેન[1]. કોશાંબીમાં બલ રાજા હતો, તેની શ્રીમતી ભાર્યા હતી અને શ્રીકાન્તા પુત્રી હતી. તે રાજાએ તે શ્રીકાન્તા ઇન્દુસેનને આપી હતી. પરિવાર સહિત તે કન્યાને તેણે અનંતમતિ ગણિકાની સાથે ( સાસરે ) મોકલી હતી. તે ઇન્દુસેન અને બિન્દુસેન અનંતમતિ ગણિકાને કારણે 'આ મારી છે, મારી છે' એમ કહીને દેવરમણ ઉદ્યાનમાં યુદ્ધ કરવા લાગ્યા. પછી બન્ને પ્રત્યે એકસરખો સ્નેહ હોવાથી તેમજ મૃદુ ચિત્તને કારણે તેમને અટકાવી શકવાને અસમર્થ એવો રાજા 'આ લોકોનું મરણ હું ન જોઉં' એમ વિચારીને, તાલપુટ વિષથી ભાવેલું કમળ સૂંઘીને બન્ને દેવીઓની સાથે મરણ પામ્યો. 'કપિલને વશ હું ન થાઉં' એમ વિચારતી સત્યભામા બ્રાહ્મણી પણ તેજ રીતે કમળ સૂંઘીને મરણ પામી. પછી તે ચારે જણાં ( મરીને ) જંબૂદ્વીપમાં ઉત્તરકુરુ ક્ષેત્રમાં જન્મ્યાં. ત્યાં શ્રીસેન અને અભિનંદિતાનું એક મિથુન થયું તથા સિંહનંદિતા અને સત્યભામાનું બીજું મિથુન થયું. શ્રીસેન અને સિંહનંદિતા પુરુષ થયાં, તથા બાકીનાં ( અભિનંદિતા અને સત્યભામા ) સ્ત્રી થયાં.

એક વિદ્યાધર વિમાનમાર્ગે આવીને, આકાશમાં રહીને, પેલા ઇન્દુસેન અને બિન્દુસેનની વચ્ચે ઊભો રહીને તેમને આ અર્થનો બોધ કરવા લાગ્યો કે, "હે ઉત્તમ કુમારો ! આ તરફ મુખ રાખીને મારું વચન સાંભળો—

## મણિકુંડલી વિદ્યાધરનો સંબંધ

આ જ જંબૂદ્વીપમાં મહાવિદેહ વર્ષમાં સીતા મહાનદીની ઉત્તરે પુષ્કલાવતી નામે વિજય છે. ત્યાં વિદ્યાધરો અને ચારણો જેમાં વસે છે એવો, રમણીય, નવ શિખરો વડે મંડિત, તથા શરદકાળનાં અભ્રોની શોભા જેવી શોભાવાળો વૈતાઢ્ય પર્વત છે. ત્યાં પંચાવન નગરો વડે મંડિત એવી ઉત્તરશ્રેણિમાં આવેલા આદિત્યાભ નગરમાં સકુંડલી નામે રાજા વસે છે, તેની પત્ની અજિતસેના છે, તેનો પુત્ર હું મણિકુંડલી નામે છું. એક વાર જિનેશ્વરો પ્રત્યેની ભક્તિથી જિનવંદન કરવા માટે હું પુંડરીકિણી નગરીમાં ગયો હતો. ત્યાં અમિતયશ જિનવરને વંદન કરીને, ત્રણ પ્રદક્ષિણા કરીને, જરા, મરણ અને કલેશનો નાશ

---

૧. અભિનંદિતા અને સિંહનંદિતાના ( तासिं ) ઇન્દુસેન અને બિન્દુસેન એ બે પુત્રો હતા, એમ અગાઉ ( પૃ. ૪૨૦ ) કહ્યું છે, પરન્તુ એ બન્ને પુત્રો એકલી અભિનંદિતાના હતા એમ અહીં તેમજ મણિકુંડલીની પૂર્વભવ-કથામાં કહ્યું છે. ત્રિષષ્ટિના પાચમા પર્વના પ્રારંભમા બન્ને પુત્રો શિખિનંદિતા (સિંહનંદિતા)ના હોવાનું જણાવ્યુ છે. અર્થાત્ હેમચન્દ્રના કથન અનુસાર પણ બે પુત્રો એક રાણીના હતા. 'વસુદેવ-હિંડી' કારે બન્નેને અભિનંદિતાના ગણ્યા છે.

કરનારું ધર્મવચન સાંભળીને, એ હાથ જોડીને કથાન્તરમાં તેમને હું મારા પૂર્વભવ પૂછવા લાગ્યો. તે ભગવાન કહેવા લાગ્યા—

## મણિકુંડલી, ઇન્દુસેન અને બિન્દુસેનનો પૂર્વભવ

"પશ્ચિમ પુષ્કરાર્ધમાં સીતોદા નદીની દક્ષિણે સલિલાવતી નામે વિજય છે. ત્યાં ધવલ અને ઊંચા પ્રાકાર-કિલ્લાવાળી, બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી એવી વીતશોકા નગરી છે. તે નગરીમાં ચૌદ રત્નોનો અધિપતિ તથા નવ નિધિ વડે સમૃદ્ધ કોશવાળો રત્નધ્વજ નામે ચક્રવર્તી વસતો હતો. પરમ રૂપવડે દર્શનીય એવી કનકશ્રી અને હેમમાલિની એ તેની બે ભાર્યાઓ હતી. કનકશ્રીની કનકલતા અને પદ્મલતા એ બે પુત્રીઓ હતી. હેમમાલિનીની પુત્રી પદ્મા હતી તે પદ્માએ અજિતસેના આર્યા પાસે ધર્મ સાંભળીને કર્મના વ્યય( ક્ષયોપશમ )થી ઉત્પન્ન થતા વ્રતનો સ્વીકાર કર્યો. બાસઠ ચોથ ભક્ત કરીને તથા નિયાણું કરીને તે કાલધર્મ પામી અને સૌધર્મ કલ્પમાં મહર્દ્ધિક દેવી થઇ. કનકશ્રી હતી તે સંસારમાં ભમીને હું મણિકુંડલી વિદ્યાધર થયો. કનકલતા અને પદ્મલતા પણ સંસારમાં ભમીને આ જ રત્નપુરમાં શ્રીસેન રાજાની અભિનંદિતા રાણીના ઇન્દુસેન અને બિન્દુસેન એ બે પુત્રો થયા. તે પદ્મા પણ સૌધર્મ કલ્પમાંથી ચ્યવીને કૌશાંબી નગરીમાં અનંતમતિ ગણિકા થઈ. તે ઇન્દુસેન અને બિન્દુસેન એ બન્ને જણા અનંતમતિ ગણિકાને કારણે અત્યારે દેવરમણ ઉદ્યાનમાં યુદ્ધ કરે છે." આ પ્રમાણે ભગવાન અમિતયશે કહ્યું.

માટે જેને પૂર્વભવનું સ્મરણ કરાવવામાં આવ્યું છે એવો હું તે જિનવરને નમસ્કાર કરીને તમારા પ્રત્યેના પૂર્વસ્નેહાનુરાગથી અહીં આવ્યો છું, તો આ અનંતમતિ પૂર્વભવમાં તમારી બ્હેન હતી અને હું તમારી માતા હતો, માટે પૂર્વભવના તમારા પિતા રત્નધ્વજ ચક્રવર્તીને સંભારો.

ભોગો ઘણું વેર કરાવનારા છે, માટે મોહિત બુદ્ધિવાળા ન થશો; રાગદ્વેષને વશ થઇને તમારાં પોતાનાં ગાત્રો ઉપર જ પ્રહાર ન કરશો; કારણકે જેમનો નિગ્રહ કરવામાં આવ્યો નથી એવા રાગ અને દ્વેષ એ બે જેટલું નુકસાન કરે છે તેટલું નુકસાન ખૂબ અપમાન કરાયેલો સમર્થ શત્રુ પણ કરી શકતો નથી. રાગદ્વેષ કરનારાઓ આ લોકમાં શ્રમ, અપયશ તથા ગુણોના વિનાશને પામે છે અને પરલોકમાં શારીરિક અને માનસિક દુઃખ પામે છે. ધિક્! ધિક્! અહો! અકાર્ય છે કે રાગદ્વેષવડે સેવાતો જીવ, પોતે જાણતો હોવા છતાં, કટુ રસવાળા અતુલ ફળને ( વિષમ પરિણામને ) પ્રાપ્ત કરે છે. જો રાગદ્વેષ ન હોત તો દુઃખ કોણ પામત? કોના સુખથી વિસ્મય થાત? અને કોણ મોક્ષ ન પામત? માટે તે રાગદ્વેષનો ત્યાગ કરો અને નિત્ય પોતાના શ્રેયનું ચિન્તન કરો; જે રાગદ્વેષ દ્વારા તમે લાભને ઇચ્છો છો, તેને કારણે પછીથી ઘણા ગુણવાળી વસ્તુને ચૂકી

જાઓ છો. આ યુદ્ધનો ત્યાગ કરો, હવે સંયમયુદ્ધ વડે યુદ્ધ કરો; ખરેખર, તમે આ દેહવડે મોક્ષમાં જશો ( અર્થાત્ તમે ચરિમશરીરી છો )."

( મણિકુંડલી વિદ્યાધરનું ) આ વચન સાંભળીને તે બન્ને જણાએ—ઇન્દુસેન અને બિન્દુસેને કવચનો ત્યાગ કરી દીધો, અને જેમને પૂર્વભવનું સ્મરણ થયું છે એવા તેઓ કહેવા લાગ્યા, "અહો ! ભોગો અતિવિષમ છે; અરે ! રાગને વશ પડેલા, મોહિત હૃદયવાળા તથા વિષયરૂપી માંસની તૃષ્ણાવાળા અમે પ્રિય એવા આત્માનો ત્યાગ કર્યો. અહો ! જરા, મરણ અને રોગથી ભરેલા તથા દુસ્તર એવા ભવસમુદ્રમાં અમે અમારા આત્માને નાખ્યો. ભવસમુદ્રના માર્ગનો ઉપદેશ કરનારા ભોગોનો આ અમે ત્યાગ કરીએ છીએ; મોહપાશો છેદીને હવે અમે શ્રેયને સ્વીકારીશું." કરતલની અંજલિ કરીને-હાથ જોડીને પ્રસન્ન મનવાળા તેઓએ મણિકુંડલીને કહ્યું કે, "અમે તમારા ઉપદેશને ઇચ્છીએ છીએ-સ્વીકારીએ છીએ." પછી તેમણે સત્કાર કરીને મણિકુંડલીને વિદાય આપી.

પછી વિખ્યાત કીર્તિવાળા અને ધીર એવા તેઓએ ચાર હજારની સેના સાથે પરવરીને ભારે સમૃદ્ધિપૂર્વક ધર્મરુચિ અણગારની પાસે દીક્ષા લીધી. દૃઢ અને કઠિન એવા કર્મરૂપી વૃક્ષોના વનને તપરૂપી તીક્ષ્ણ પરશુ વડે ખેદ પામ્યા સિવાય સાફ કરીને મહાભાગ એવા તેઓ સિદ્ધિમાં ગયા.

આ ઉપરાંત, શ્રીસેન વગેરે પેલા ચાર જીવો હતા તેઓ ઉત્તરકુરુ ક્ષેત્રના પ્રભાવથી ત્યાં કલ્પવૃક્ષ વડે ઉત્પન્ન થયેલાં ઉત્તમ વિષયસુખો અનુભવતાં ત્રણ પલ્યોપમ સુધી જીવીને, કોમળ પરિણામથી દેવનું આયુષ્ય બાંધીને, સુખપૂર્વક કાળ કરીને સૌધર્મ કલ્પમાં ચારે દેવો થયા. રત્નોની કાન્તિ વડે અંધકાર જ્યાં નાશ પામે છે, અને ઇચ્છિત તથા પ્રશસ્ત સુખ વડે જે પરિપૂર્ણ છે એવા તે સ્વર્ગમાં વૈમાનિકના ઉત્તમ શરીરમાં ત્રણ પલ્યોપમ સુધી વસ્યા પછી ચ્યવીને આ જ ભરતમાં તેઓ ઉત્પન્ન થયા. હે અમિતતેજ ! તેમાં જે શ્રીસેન રાજા તે તું જ છે, સત્યભામા બ્રાહ્મણી તે તારી બ્હેન સુતારા છે, જે અભિનંદિતા દેવી તે શ્રીવિજય થયો છે, અને સિંહનંદિતા તે શ્રીવિજયની બ્હેન જ્યોતિપ્રભા થઇ છે. પેલો જે કપિલ સ્વભાવથી માયાબહુલ હતો તે સત્યભામાના વિયોગથી દુ:ખ પામી, આર્ત્તધ્યાનયુકત થઇ, શોક કરતાં મરીને, તિર્યંચ ગતિનું નામ–ગોત્ર કર્મ ઉપાર્જન કરીને, ઘણા તિર્યંચભવોમાં ભમીને કર્માંશો કંઇક પાતળા પડતાં ભૂતરત્ના અટવીમાં ઐરાવતી નદીના કિનારે જટિલકૌશિક તાપસની પવનવેગા પત્નીના ગર્ભમાં ધમ્મિલ્લ નામે બાળક થયો. મોટો થતાં દીર્ઘકાળ સુધી અજ્ઞાન–તપ કરીને, ગગનમાર્ગે જતા વિમાનમાં રહેલા વિદ્યાધરને જોઇને તેણે નિયાણું કર્યું કે, "જો મારા આ તપનું ફળ હોય તો હું પણ આવતા ભવમાં આવી રીતે કરું." પછી તે કાળ કરીને આ જ ભરતમાં ઉત્તર શ્રેણિમાં ચમરચંચા નગરીમાં ઇન્દ્રાશનિ વિદ્યાધરની આસુર દેવીનો પુત્ર અશનિઘોષ થયો. પછી

સુતારા કે જે (પૂર્વભવની) સત્યભામા હતી તેને કપિલના ભવના સ્નેહ વડે બંધાયેલો અને તેને અનુસરતો અશનિઘોષ હરી ગયો." આ પ્રમાણે કેવલીએ કહ્યું, એટલે પોતાના પૂર્વભવો સાંભળીને અમિતતેજ, શ્રીવિજય, અશનિઘોષ અને સુતારા વિસ્મય પામ્યાં.

અમિતતેજ પણ કેવલીને વંદન કરીને ફરી વાર પૂછવા લાગ્યો, "ભગવન્! હું ભવ્ય છું કે અભવ્ય?" ભગવાને કહ્યું, "તું ભવિક છે. આજથી નવમા ભવમાં આ જ ભારતવર્ષમાં તું પાંચમો ચક્રવર્તી અને સોળમો તીર્થંકર થઇશ. શ્રીવિજય પણ તારો પ્રથમ ગણધર થશે." આ સાંભળીને અમિતતેજ અને શ્રીવિજય એ બન્ને જણાએ ગૃહવાસને યોગ્ય શીલવ્રતોનો સ્વીકાર કર્યો. અશનિઘોષ વગેરે ઘણા રાજાઓએ, રાજ્યધુરાના કાર્યનો ત્યાગ કરીને, દીક્ષા લીધી. સ્વયંપ્રભા વગેરે દેવીઓએ ત્યાં જ દીક્ષા લીધી. પછી કેવલીને નમીને સર્વે પોતાનાં નગરોમાં ગયા, અને જિનપૂજા, દાન અને પૌષધમાં રત, દયાવાન, સત્યભાષી, સ્વદારસંતોષી તથા બીજાને આપીને પછી ભોજન કરનારા તેઓ પોતાનાં રાજ્યોમાં વિષયસુખ અનુભવતા વિહરવા લાગ્યા.

એક વાર જિનભવનની સમીપે પૌષધશાળામાં જેણે પૌષધ સ્વીકાર્યો છે એવો અમિતતેજ વિદ્યાધરોને ધર્મ કહેતો હતો. તે સમયે સંયમ, તપ અને વિનયથી યુક્ત તથા જિનવરની ભક્તિથી મુદિત મનવાળા બે ચારણ મુનિઓ રજતગિરિ-વૈતાઢ્યના શિખર જેવા રાજાના ભવનમાં ભક્તિવેગથી ઊતર્યા. તેમને જોઇને રાજા સામે આવ્યો, અને પરમ સંતુષ્ટ થયેલા તેણે તેમને અભિવંદન કર્યું. તે ચારણશ્રમણો પણ ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક જિનવરોને વંદન કર્યા પછી અમિતતેજ રાજાને આ વચન કહેવા લાગ્યા કે, "દેવાનુપ્રિય! અતિ દુર્લભ એવું મનુષ્યપણું પામીને જન્મ, જરા અને મરણના પ્રવાહને પાર ઊતરવાના સાધનરૂપ જિનવચનમાં ક્ષણવાર પણ પ્રમાદ કરશો નહીં." આ પ્રમાણે ઉપદેશ કરીને, તપના ગુણની રિદ્ધિ દેખાડતા તથા પ્રસન્ન મનવાળા ચારણશ્રમણો જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.

વિષયસુખ અનુભવતા તથા તીર્થનો મહિમા કરતા તે શ્રીવિજય અને અમિતતેજ આ પ્રમાણે હર્ષપૂર્વક સમય વીતાવતા હતા.

કોઇ એક વાર પોતાના પરિવાર સાથે રહેલો અમિતતેજ પોતાના ભવનમાં સિંહાસન ઉપર બેઠો હતો. એ દેશકાળમાં જેમણે માસક્ષપણ કરેલું છે એવા કોઈ તપોલબ્ધિસંપન્ન સાધુ ભિક્ષાને માટે ત્યાં આવ્યા. વિનય-ભક્તિયુકત અમિતતેજે તેમની સામે જઈને, તથા પરિવાર સહિત તેમને વંદન કરીને, ત્રણ પ્રદક્ષિણા કરીને, યથેપ્સિત વિપુલ ભાતપાણી તેમને વહોરાવ્યું. ત્યાં સુગંધી ગંધોદકની વૃષ્ટિ થઇ, પાંચ વર્ણનાં પુષ્પ પડ્યાં, વસુધારા થઈ, દેવતાઓએ દુંદુભિ વગાડ્યાં અને વસ્ત્રોની વૃષ્ટિ કરી; આકાશમાં 'અહો! દાન!' એવી ઘોષણા થઈ. પછી સાધુ ગયા.

## શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામાં અપરાજિતનો ભવ

હજારો વર્ષ સુધી રાજ્યલક્ષ્મી ભોગવ્યા પછી અમિતતેજ અને શ્રીવિજય બન્ને જણા એક વાર સાથે નંદનવનમાં ગયા હતા. ત્યાં ફરતા તેમણે વિપુલમતિ અને મહામતિ ચારણશ્રમણોને જોયા; તેમને વંદન કરીને તેઓએ ધર્મકથાની વચમાં પોતાના આયુષ્યનું પરિમાણ પૂછ્યું. પછી ચારણશ્રમણોએ કહ્યું કે, "તમારા આયુષ્યના છવીસ દિવસ બાકી છે." એટલે તેઓને પરમ ભક્તિથી વંદન કરીને તે બન્ને જણા પોતાનાં નગરોમાં ગયા અને કલ્યાણ નિમિત્તે તેમણે અષ્ટાહ્નિકામહોત્સવ કરાવ્યા પછી એ રીતે પુત્રોને રાજ્ય આપીને અમિતતેજ અને શ્રીવિજયે અભિનંદન અને જગનંદન સાધુઓની પાસે દીક્ષા લીધી, અને પાદપોપગમન વિધિથી કાળ કરીને તેઓ પાનક કલ્પમાં અનુક્રમે નંદાવર્ત અને સ્વસ્થિત વિમાનોમાં વીસ સાગરોપમના આયુષ્યવાળા દિવ્યચૂડ અને મણિચૂડ દેવો થયા. લાંબા કાળે જેમનું વર્ણન કરી શકાય તથા જેમની ઉપમા દુર્લભ છે એવા વિષયોના સાગરમાં ત્યાં રહેલા તેઓ આયુષ્યનો ક્ષય થતાં ચ્યવીને–આ જ જંબુદ્વીપમાં પૂર્વવિદેહમાં રમણીય વિજયમાં સીતા મહાનદીના દક્ષિણ કિનારે સુભગા નગરીમાં સ્તિમિતસાગર રાજા હતો તેની વસુન્ધરી અને અણુંધરી નામે બે ભાર્યાઓ હતી; તેમના ગર્ભમાં તે બે જણા નિરંતર આનંદમય તથા શ્રીવત્સ વડે અલંકૃત વક્ષઃસ્થળવાળા જાણે કે મધુ અને માધવ–ચૈત્ર અને વૈશાખ માસ હોય તેવા અપરાજિત અને અનંતવીર્ય કુમારો થયા. તેમાંનો એક કુમાર કુમુદદળ જેવો ઊજળો હતો, બીજો કુવલયના પત્રરાશિ જેવો શ્યામ હતો. તેઓ અનુક્રમે મોટા થયા. સ્તિમિતસાગર રાજાએ અપરાજિત અને અનંતવીર્યને રાજ્ય આપીને સ્વયંપ્રભ સાધુની પાસે દીક્ષા લીધી, અને ઉગ્ર તપ કરતો તે સમાધિથી કાળ કરીને ચમર અસુરેન્દ્ર થયો. અપરાજિત અને અનંતવીર્ય રાજ્યનો ઉપભોગ કરવા લાગ્યા.

એક વિદ્યાધરે તેમને મિત્રતાથી વિદ્યાઓ આપી, અને તે સાધવાની વિધિનો પણ ઉપદેશ કર્યો. [1]બર્બરી અને [2]ચિલાતિકા નામની તેમની બે દાસીઓ અત્યંત મધુર સ્વરવાળી અને સંગીતવિદ્યામાં નિષ્ણાત હતી. તે બર્બરી અને ચિલાતિકા વડે નાટકોમાં ગવાતા તથા ગીત અને નૃત્યમાં અતિ રાગાનુરક્ત એવા તેઓ બેઠા હતા.

એ સમયે ત્યાં નારદ આવ્યા. બર્બરી અને ચિલાતિકાના નાટકમાં અનુરક્ત એવા તેઓએ નારદને આદર ન આપ્યો તથા સત્કાર ન કર્યો; આથી નારદ ક્રોધ પામ્યા. કચ્છુલ્લ નારદના વિદ્યા, જ્ઞાન, શીલ અને રૂપને અનુરૂપ એવા નારદો સર્વ ક્ષેત્રોમાં સર્વ કાળે થાય છે. વિદ્યાધરરાજા દમિતારિ પાસે જઇને નારદ તેને કહેવા લાગ્યા, "અપરાજિત અને અનંતવીર્યની બર્બરી અને ચિલાતી દાસીઓનું નાટક દિવ્ય છે; તે જો તું ન ગ્રહણ

૧. બર્બર દેશની. ૨. ચિલાતિકા–કિરાતિકા–કિરાતજાતિની (સરખાવો 'ચિલાતીપુત્ર')

કરે તો તે નાટકથી રહિત એવા તને રાજ્યથી, વાહનથી અથવા વિદ્યાધરપણાથી શું ?” નારદ પાસેથી આ સાંભળીને દમિતારિએ અપરાજિત અને અનંતવીર્ય પાસે દૂત મોકલ્યો. કેટલાક આચાર્યો એમ કહે છે કે, “દમિતારિ વિદ્યાધરે પોતે જ તે દાસીઓ વિષે જાણ્યું હતું.” પછી તેણે દૂત મોકલ્યો કે, “રત્નો રાજગામી હોય છે, માટે દાસીઓને મોકલો.” ‘બળવાનનો વિરોધ કરવો ઉચિત નથી’ એમ ધારી તે બે ભાઇઓ બોલ્યા, “ઠીક કહ્યું, અમે વિચાર કરીએ છીએ.” એમ કહીને દૂતને રજા આપી. પછી તેમને વિચાર થયો, “આકાશગમનના અભિમાનથી દમિતારિ આપણો પરાજય કરે છે, માટે આપણે પૂર્વે ગ્રહણ કરેલી વિદ્યાઓ સાધીએ અને પછી તેના અભિમાનનો નાશ કરીએ.” એ દેશકાળમાં તેમની ભવિતવ્યતાને કારણે પૂર્વભવની વિદ્યાઓ પણ તેમને ઉપસ્થિત થઇ. વિદ્યાઓએ તેમને કહ્યું “દેવ ! અમે તમારી વશવર્તી છીએ; તમે જે વિદ્યાઓ સાધવા ઇચ્છો છો તે જ અમે આ ઉપસ્થિત થયેલી છીએ.” સંતુષ્ટ થએલા તેઓએ એ વિદ્યાઓની પૂજા કરી. ફરી વાર દમિતારિએ દૂત મોકલ્યો. ગર્વપૂર્વક ભાષણ કરતા તે દૂતનું તેમણે શાન્તિથી સ્વાગત કર્યું અને કહ્યું, “દમિતારિ રાજા અમારે માટે સેવન કરવા લાયક છે; છોકરીઓને–દાસીઓને લઇ જાઓ” પછી બર્બરી અને ચિલાતિકાનું રૂપ ધારણ કરીને તેઓ દૂતની સાથે દમિતારિ પાસે ગયા. જેમણે પ્રણામ કર્યા છે એવા તેમને દમિતારિએ સૌમ્ય ચક્ષુથી જોયા અને કહ્યું, “કનકશ્રી કન્યાની સાથે તમે રમો.”

વિનયપૂર્વક પ્રણામ કરીને તેમણે કનકશ્રીને મધુર વચનથી બોલાવી. કનકશ્રીએ આદરપૂર્વક અપરાજિત અને અનંતવીર્યના કુલ, શીલ, રૂપ અને જ્ઞાન વિષે પૂછ્યું. ‘પોતે એકબીજાના ગુણોથી સમન્વિત છે’ (એમ તેઓએ કહ્યું). પછી અનંતવીર્ય વિષેની વાતચીતમાં પ્રેમ ધારણ કરતી તે કન્યાને અપરાજિતે કહ્યું, “દેવિ ! જો તમારી આજ્ઞા હોય તો અપરાજિત અને અનંતવીર્યને અહીં લાવીએ; અમારો એવો પ્રભાવ છે” આ પ્રમાણે કહેવામાં આવતાં તેણે સ્વીકાર્યું કે, “તેમ કરો.” કેટલાક કહે છે કે—“પેલી નર્તિકાઓએજ કન્યાને રાજકુમારમાં આસક્તિવાળી કરી હતી” (અર્થાત્ સાચી નર્તિકાઓને મોકલવામાં આવી હતી.) પછી તેઓએ પોતાનાં સાચાં રૂપ દર્શાવ્યાં. વિસ્મિત થયેલી તે કન્યા અનંતવીર્ય પાસે ગઇ અને કહેવા લાગી, “દેવ ! આ પ્રાણ તમારે વશ છે. સ્વામી ! મારા ઉપર તમારો અધિકાર છે. પણ મારા પિતા વિદ્યાબળ વડે સમર્થ છે, તે જીવનનો અંત આણે એવી પીડા તમને કરશે; માટે અહીંથી ચાલ્યાં જઇએ. એથી નિર્વિઘ્ન થશે.” પેલા બે જણે તેને કહ્યું, “રાજાને અથવા વિવાદ કરતા બીજા ગમે તેને જીતવાને અમે સમર્થ છીએ; ગમન માટે નિઃશંકપણે વિચાર કરી લે.” આ પ્રમાણે કહેવામાં આવતાં ‘તમારું વચન પ્રમાણ છે’ એમ કહીને મદનથી મોહિત થયેલી તે કન્યા ચાલી નીકળી. અપરાજિત અને અનંતવીર્યે પોતે જ ઘોષણા કરી કે, “કનકશ્રી કુમારીને અપરાજિત અને અનંતવીર્ય હરી જાય છે; જેની શક્તિ હોય તે અટકાવે.” એમ કહીને,

જેમણે વિમાન વિકુર્વ્યું છે એવા તેઓ ગયા. તે પછી હલ, મુસલ, ગદા આદિ રત્નો તેમની સમક્ષ ઉપસ્થિત થયાં. દમિતારિએ મોકલેલા વિદ્યાધરો યુદ્ધ કરવા લાગ્યા, તેમનો પણ તેમણે પરાજય કર્યો. તેમનો પ્રભાવ જોઇને તથા વિદ્યાધરોને પરાજિત થયેલા જાણીને કોપે ચઢેલો દમિતારિ નીકળ્યો. ભૂતરત્ના અટવીની ઉપર એકત્ર થઇ ( દમિતારિ તથા બીજા વિદ્યાધરો ) વિદ્યાઓથી યુદ્ધ કરવા લાગ્યા. પણ એ વિદ્યાઓનું નિવારણ કરાયેલું જોઇને તેમણે અસ્ત્રોનું આવાહન કર્યું. તે અસ્ત્ર પણ જ્યારે નિરર્થક કરવામાં આવ્યાં ત્યારે જેનાં આયુધો ક્ષીણ થયાં છે એવા દમિતારિએ અનંતવીર્યના વધ માટે ચક્ર મૂક્યું. પણ તે તેના ચરણની આગળ પડ્યું. અનંતવીર્યે હાથમાં લીધું, એટલે તે જાજ્વલ્યમાન થયું. પછી ચક્રધારી એવા તેણે દમિતારિને માર્યો. દમિતારિ મરણ પામ્યો, એટલે જેને વિજય પ્રાપ્ત થયો છે એવા અનંતવીર્યને ઋષિવાદિત અને ભૂતવાદિત વ્યંતરોએ અભિનંદન કર્યું કે, "વિજયાર્ધના સ્વામી બલદેવ અને વાસુદેવ ઉત્પન્ન થયા છે." આ સાંભળતાં 'અમારું શરણ થાઓ' એમ કહીને વિદ્યાધરોએ અનંતવીર્યને પ્રણામ કર્યાં. તેણે કહ્યું, "નિશ્ચિન્ત થાઓ."

વિદ્યાધરોએ પ્રણામ કર્યાં તે વખતે, 'અહીં અરિહંત રહેલા છે, તેમની આશાતના ન થાઓ' એમ વિચારીને તેઓ કાંચનગિરિની ઉપર ઊતર્યા. વર્ષોપવાસી તથા કાયોત્સર્ગ ધ્યાનમાં રહેલા કીર્તિધર અણગારને ત્યાં કેવલજ્ઞાન અને કેવલ દર્શન ઉત્પન્ન થયું હતું, તથા નજીકમાં રહેલા દેવો વડે તેમનો મહિમા કરાતો હતો. અનંતવીર્ય અને અપરાજિત એ બન્ને ભાઈઓએ કેવલીને વિનયપૂર્વક વંદન કર્યાં અને ઉપાસના કરતા તેઓ કેવલીની પાસે ધર્મ સાંભળવા લાગ્યા. ધર્મ કહેવાયા પછી કથાન્તરમાં કનકશ્રીએ કેવલીને પૂછ્યું, "ભગવન્! હું પૂર્વભવમાં કોણ હતી?" એટલે મુનિવર કહેવા લાગ્યા—

### કનકશ્રીનો પૂર્વભવ

"ધાતકીખંડ દ્વીપમાં પૂર્વ ભરતને વિષે શંખપુર નામે ગામ છે. ત્યાં શ્રીદત્તા નામે ગરીબ સ્ત્રી વસતી હતી. તે એક વાર ફરતી ફરતી શ્રીપર્વત ઉપર ગઈ. ત્યાં એકાન્તમાં બેઠેલા સર્વયશ સાધુને તેણે જોયા; તેમને વંદન કરીને તથા તેમના ચરણમાં ધર્મ સાંભળીને તેણે ધર્મચક્રવાલ નામની તપશ્ચર્યા સ્વીકારી. ઓગણચાલીસ ચતુર્થ ભક્ત કરીને તપના પારણામાં તેણે સુવ્રત સાધુને વહોરાવ્યું. ધર્મ ગ્રહણ કર્યા પછી તે વિચિકિત્સાવાળી–ધર્મના ફલમાં સંદેહવાળી થઇ.

હવે, એક વાર સર્વયશ સાધુને વંદન કરવા માટે નીકળેલી તે શ્રીદત્તા વિદ્યાધરયુગલને જોઇને વ્યાકુળ ચિત્તવાળી થઇ. એ વિચિકિત્સાદોષની આલોચના અને પ્રતિક્રમણ કર્યા સિવાય કાળ કરીને તે–જંબુદ્વીપમાં પૂર્વવિદેહમાં, રમણીય વિજયમાં, વૈતાઢ્ય પર્વત

ઉપર સુમન્દિર નગરમાં કનકપૂજ્ય નામે રાજા વસતો હતો, તેની ભાર્યા વાયુવેગા નામે હતી, તેનો પુત્ર હું કીર્ત્તિધર નામે છું. મારી ભાર્યા અનલવેગા છે, તેનો પુત્ર આ દમિતારિ રાજા હતો, તેની ભાર્યા મદિરા છે, તેની પુત્રી તું કનકશ્રી થઈ. રાજ્ય ઉપર દમિતારિને સ્થાપન કરીને, શ્રીશાન્તિનાથ જિનેશ્વરની[1] પાસે દીક્ષા લઈને હું અહીં સાંવત્સરિકી મહાપ્રતિમામાં રહ્યો. મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મો ક્ષીણ થતાં આજે મને કેવળજ્ઞાન થયું. પોતાના કર્મથી ઉત્પન્ન થયેલી પેલી વિચિકિત્સાના દોષથી તું પિયરના વિયોગથી ઉત્પન્ન થયેલા પિતૃમરણને અહીં પ્રાપ્ત થઈ છે.”

આ દુઃખની વાત સાંભળીને જેને કામભોગો પ્રત્યે નિર્વેદ થયો છે એવી કનકશ્રી બલદેવ અને વાસુદેવને વિનંતી કરવા લાગી, “મને રજા આપો, હું તપશ્ચર્યા કરીશ; અત્યંત વિષમ અને ઘણાં વેરની પરંપરાને ઉત્પન્ન કરનાર ભોગોથી મને બસ થાઓ.” તેણે આમ કહ્યું, એટલે બલદેવ અને વાસુદેવ કહેવા લાગ્યા, “તને ધર્મમાં અવિઘ્ન થાઓ; પણ સુભગા નગરીમાં જઈને સ્વયંપ્રભ જિનેશ્વરની પાસે તું તપ કરજે.” આ પ્રમાણે કહ્યા પછી તે મુનિવરને નમસ્કાર કરી, વિમાનમાં બેસી તેઓ સુભગા નગરીમાં ગયાં. ત્યાં અનંતવીર્યના પુત્ર અનંતસેન સાથે યુદ્ધ કરતા વિદ્યાધરરાજાઓને તેમણે જોયા. ત્યાં (વિદ્યાધર રાજાઓ) સુઘોષ અને વિદ્યુદ્દંષ્ટ્રને તે યુદ્ધમાં મારીને, જેમણે સર્વ શત્રુ-સામંતોને નમાવ્યા છે, જેઓ વિજયાર્ધના અધિપતિપણાને તથા બલદેવ–વાસુદેવપણાને પામ્યા છે, જેમને સર્વ રત્નો ઉત્પન્ન થયાં છે તથા જેઓ સોળ હજાર રાજાઓના સ્વામી છે એવા તેઓ ઇષ્ટ વિષયસુખ અનુભવતા વિહરવા લાગ્યા.

પછી સ્વયંપ્રભ જિનવર વિહાર કરતા સુભગા નગરીમાં સમોસર્યા. જિનેશ્વરનું આગમન સાંભળીને બલદેવ અને વાસુદેવ પોતાના પરિવાર સહિત જિનવરની પાસે વંદન કરવાને ગયા. કનકશ્રી પણ ત્યાં ગઈ, અને જિનવરની પાસે ધર્મ સાંભળીને તેણે દીક્ષા લઈ, ઉગ્ર તપ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને જેણે કર્મોને ધોઈ નાખ્યાં છે એવી તે સિદ્ધિમાં ગઈ. તે બલદેવ અને વાસુદેવ જિનેશ્વરને વંદન કરીને પરિવાર સહિત ફરી પાછા નગરીમાં આવ્યા અને ઇચ્છિત ભોગો ભોગવવા લાગ્યા.

## રાજકન્યા સુમતિનો સંબંધ

બલદેવની–અપરાજિતની વિરતા નામે ભાર્યા હતી, તેની પુત્રી સુમતિ નામે કન્યા રૂપ અને ગુણવાળી હતી. જેણે જીવ અને અજીવને જાણ્યા છે એવી તથા અણુવ્રતો અને ગુણવ્રતો જેણે ધારણ કર્યાં છે એવી તે જિનશાસન વડે ભાવિત બુદ્ધિવાળી હતી.

---

૧. શ્રી શાન્તિનાથનો જન્મ તો હજી હવે થવાનો છે; તેમના ચરિત્રની આ ભૂમિકા છે; એટલે આ શાન્તિનાથ તે સોળમા તીર્થંકર અને ચક્રવર્તીથી ભિન્ન એવા જંબૂદ્વીપના વિદેહમાં રમણીય વિજયમા થયેલા તીર્થંકર છે.

કોઇ એક વાર શ્રદ્ધા, સંવેગ, વિનય અને ભક્તિથી જિનપૂજા કર્યા પછી, પારણાની વેળાએ સાધુનું આગમન જોઇને તે ઊઠી અને તેણે સાધુને વહોરાવ્યું. ત્યાં વસુધારાનું પડવું આદિ પાંચ દિવ્યો ઉત્પન્ન થયાં. સંતુષ્ટ થયેલા બલદેવ અને વાસુદેવે 'આ કન્યા કોને આપવી ?' એમ વિચાર કરી, ઇહાનંદ મંત્રી સાથે મંત્રણા કરીને સ્વયંવર સ્થાપિત કર્યો. સો સ્તંભ વડે યુક્ત એવો સ્વયંવરનો મંડપ કરવામાં આવ્યો. જ્યારે બધી વસ્તુ તૈયાર થઇ ત્યારે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા અને મુકુટધારી એવા સોળ હજાર રાજાઓ તથા સર્વ વિદ્યાધરોને પરિવાર સહિત આમંત્રણ આપવામાં આવ્યું. 'સુમતિ કન્યાનો સ્વયંવર છે' એ જાણીને તે સર્વે બહુમાનપૂર્વક સુભગા નગરીમાં આવ્યા. તેઓ એ સ્વયંવરમંડપમાં પ્રવેશ્યા અને અગાઉથી સજ્જ કરવામાં આવેલાં સિંહાસનો ઉપર ક્રમ અનુસાર બેઠા. પછી સ્નાન કરીને જેણે બલિકર્મ કર્યું છે એવી, અત્યંત આદરપૂર્વક અલંકૃત કરાયેલી તથા જેના ઉપર સફેદ છત્ર ધરવામાં આવ્યું છે એવી સુમતિ કન્યા, લક્ષ્મી જેમ પદ્મસરમાં પ્રવેશે તેમ, એ સ્વયંવરમાં પ્રવેશી.

તે દેશકાળમાં, પ્રશસ્ત વૈડૂર્ય મણિના નિર્મળ સ્તંભવાળા, પવનના બળ વડે પ્રેરાયેલી અને નાચતી એવી ધવલ ધ્વજપતાકાવાળા તથા આકાશતલના તિલક સમાન દિવ્ય વિમાનમાં બેસીને (એક દેવી આવી). તેજબળ વડે સમન્વિત એવી તે દેવીને—કનકશ્રીને લોકોએ અને રાજાઓએ આવતી જોઇ. તે સ્વયંવરમંડપ ઉપર આવીને આકાશમાં સિંહાસન ઉપર બેઠી. એ સમયે પૂર્વસ્નેહાનુરાગથી તે કનકશ્રીએ[1]—દેવીએ રક્ત કમળ અને રક્ત મણિ જેવા જમણા હાથનો અગ્રભાવ ઊંચો કરીને મનોહર વાણી ઉચ્ચારી કે, "ધનશ્રી ! તારા પૂર્વભવને યાદ કર. પુષ્કરવર દ્વીપાર્ધમાં, પૂર્વભરતમાં, નંદનપુરમાં મહેન્દ્ર રાજા હતો. તેની ભાર્યા અનંતમતિ હતી. તેની બે પુત્રીઓ કનકશ્રી અને ધનશ્રી સુકુમાર તથા સુરૂપ અને અન્યોન્યમાં અનુરક્ત હતી. તેઓ કોઈ એક વાર શ્રીપર્વત ઉપર ગઇ. ત્યાં શિલાતલ ઉપર બેઠેલા નંદનગિરિ અણગારને તેમણે જોય. તેઓએ તેમને વંદન કર્યાં. તે સાધુની પાસે ધર્મ સાંભળીને બન્ને જણીઓએ સમ્યક્ત્વ ગ્રહણ કર્યું.

એક વાર ત્રિપુરના અધિપતિ વીરાંગદ વિદ્યાધરે અશોકવાટિકામાંથી તે બન્નેનું હરણ કર્યું. અવશ એવી તેઓને ભીમાટવીમાં વીરાંગદની ભાર્યા વજ્રશ્યામલિનીએ છોડાવી. વિદ્યાધરે આપણામાં સંક્રામિત કરેલી પત્રલઘુવિદ્યા[2] પણ તેણીએ નિષ્ફળ કરી. તેથી વેણુવનમાં વાંસના જાળા ઉપર (આપણે પડ્યાં); ત્યાં અનશન કરીને હું જે કનકશ્રી

૧. આ સ્વયંવરમાં આવનાર કનકશ્રી દમિતારિની પુત્રી કનકશ્રીથી ભિન્ન છે. દમિતારિની પુત્રી કનકશ્રી તો મોક્ષમાં ગયેલી છે. (પૃ. ૪૨૮).

૨. ઊંચેથી નીચે પડતા વાગે નહીં એવું, પત્ર જેવું હળવું શરીર થાય તેવી વિદ્યા. કનકશ્રી અને ધનશ્રી કદાચ ઊંચેથી પડે તો મરે નહીં એટલા માટે વિદ્યાધરે તેમનું હરણ કરતાં એ વિદ્યા તેમનામાં સંક્રાન્ત કરી, પણ તેની પત્નીએ તે નિષ્ફળ કરી; કારણ કે કન્યાઓ જીવતી હોય તો જ તેનો પતિ તેમનામાં આસક્ત થવાનો સંભવ રહે.

તે નવમિકા નામે શક્રની અગ્રમહિષી થઇ, અને તું જે ધનશ્રી તે વૈશ્રમણની ભાર્યા થઇ. દેવીસૌખ્ય ભોગવ્યા પછી ત્યાંથી ચ્યવીને તું અહીં બલદેવની પુત્રી સુમતિ થઇ છે. નંદીશ્વર દ્વીપમાં આપણા ગમનને તથા જિનેશ્વરોને નિમિત્તે માંડેલા જિન-ઉત્સવને યાદ કર; ચારણશ્રમણે આપણે માટે બાંધેલી મર્યાદાનું તથા તેમના ઉત્તમ વચનનું સ્મરણ કર, જેમકે-" તમે બીજા ભવમાં સિદ્ધિમાં જશો; તથા જે કન્યા દેવલોકમાંથી પહેલી આવે તેને બીજીએ આવીને પ્રતિબોધ કરવો. " માટે હે બ્હેન ! પૂર્વભવને યાદ કર અને મારી સાથે પૂર્વભવમાં કરેલી પ્રતિજ્ઞાનું પણ સ્મરણ કર. ભોગોનો પ્રસંગ કરીશ નહીં. સંસારરૂપી ભયંકર અટવીમાં જો તું વિનાશને ન ઇચ્છતી હોય તો લાખો ભવમાં પણ ન મળે એવા યતિધર્મનો તું સ્વીકાર કર. "

આ પ્રમાણે વચન સાંભળીને જે વ્યાકુળ થઇ છે તથા જેની ચેષ્ટાઓ નષ્ટ થઇ છે એવી તે સુમતિ મૂર્ચ્છા પામી. સોનાની ઝારીમાંથી સંભ્રમપૂર્વક રેડેલી શીતલ જળની ધારા વડે જેના ઉપર સિંચન કરવામાં આવ્યું છે તથા એ રીતે જેની શરીરયષ્ટિ શીતળ થઈ છે એવી તે તાડનો વીંજણો ઢોળવા વડે ઉત્પન્ન થતા પવનનો સ્પર્શ થતાં થોડી વારે સ્વસ્થ થઇ, અને જેનું મુખ ધોવામાં આવ્યું છે તથા વસ્ત્રો સંકોરવામાં આવ્યાં છે એવી તે હાથ જોડીને વિનયપૂર્વક રાજાઓના સમૂહને વિનંતી કરવા લાગી, " તમારી અનુજ્ઞાથી હું પ્રવ્રજ્યાનો સ્વીકાર કરીશ." વિસ્મિત થયેલા રાજાઓ કહેવા લાગ્યા, " ધર્મમાં તને અવિઘ્ન થાઓ, ઇચ્છિત સ્થાનને તું પ્રાપ્ત કર. " પછી સંતુષ્ટ થયેલા બલદેવ અને વાસુદેવે અત્યંત આદરપૂર્વક તેનો દીક્ષામહોત્સવ કર્યો, શક્રની અગ્રમહિષીઓએ અને વૈશ્રમણની અગ્રમહિષીઓએ દીક્ષા લેતી સુમતિની ભારે આદરપૂર્વક પૂજા કરી. સાતસો કન્યાઓની સાથે સુવ્રતા આર્યાની પાસે દીક્ષા લઇને, તપ ઉપાર્જીને તેણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને જેણે કર્મોને ખપાવ્યાં છે એવી તે સિદ્ધિમાં ગઇ.

પછી વિશુદ્ધ સમ્યગ્ દર્શનવાળા, દાન ઉપર પ્રીતિવાળા, સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાવાળા, અપરાધીઓ તેમજ નિરપરાધીઓ માટે સદાકાળ શરણાગતવત્સલ અને જિનેશ્વર તથા સાધુની પૂજામાં રત એવા તે અપરાજિત અને અનંતવીર્યે ચોરાશી લાખ પૂર્વ સુધી નિરુદ્વિગ્નપણે ભોગ ભોગવ્યા. પછી જેણે અશાતાવેદનીય કર્મ ઉપાર્જિત કર્યું છે અને નારકનું આયુષ્ય બાંધ્યું છે એવો અનંતવીર્ય કાળ કરીને બેતાલીસ હજાર વર્ષના આયુષ્યવાળો (નારકી) થઇ પહેલી પૃથ્વીમાં ગયો. સ્નેહને કારણે ધરણેન્દ્ર વારંવાર તેની વેદનાનો પ્રતિકાર કરતો હતો. ભાઈના વિયોગથી દુઃખી થયેલા તથા જેણે પુત્ર ઉપર રાજ્યનો ભાર નાખ્યો છે એવા અપરાજિતે રાજરિદ્ધિનો ત્યાગ કરીને, સોળ હજાર રાજાઓની સાથે, યશોધર ગણધરની પાસે દીક્ષા લીધી, અને ઘણા કાળ સુધી તપ કર્યા પછી દેહ છૂટી જતાં તે આરણ-અચ્યુત કલ્પમાં સુરેન્દ્ર થયો.

પ્રશસ્ત પરિણામવાળો અનંતવીર્ય પણ નરકમાંથી ઉદ્વર્તિત થઇને-જંબુદ્વીપના ભરત-

માં વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણિમાં ગગનવલ્લભ નગરમાં મેઘવાહન રાજા હતો, તેની ભાર્યા મેઘમાલિની હતી, તેમનો પુત્ર મેઘનાદ નામે થયો. અનુક્રમે મોટો થયેલો તે એકસો દશ નગરનાં રાજ્યો ઉપર પુત્રોને સ્થાપીને વિદ્યાધર અને ચક્રવર્તીના ભોગો ભોગવવા લાગ્યો. કોઈ એક વાર મેરુપર્વત ઉપર ગયેલા તેણે નંદનવનમાં સિદ્ધાયતનમાં પ્રજ્ઞપ્તિની ભાવથી પૂજા કરી. તે સમયે દેવો ઊતરી આવ્યા.[1] ત્યાં અચ્યુતેન્દ્રવડે બોધ પમાડાયેલા મેઘનાદે, રાજ્યધુરા પુત્રોને સોંપીને, અમૃતગુરુ સાધુની પાસે દીક્ષા લીધી. એક વાર ગિરિનંદન પર્વત ઉપર ચઢીને તે એકરાત્રિકી પ્રતિમામાં રહેલા હતા. તે સમયે અશ્વગ્રીવના પુત્રે તેમને ઉપસર્ગો કર્યા. તે ઉપસર્ગો સમ્યક્ પ્રકારે સહન કરીને, પ્રતિમા પારીને, ઘણા કાળ સુધી સંયમ અને તપમાં રત રહેવાપૂર્વક વિહરીને દેહ છૂટી જતાં તે અચ્યુત કલ્પમાં ( ઇન્દ્રના ) સામાનિક દેવ થયા.

## શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામાં વજ્રાયુધનો ભવ

જેની ઉપમા ન આપી શકાય એવું દિવ્ય સુખ ત્યાં અનુભવીને ચ્યુત થયેલો અપરાજિત દેવ—આજ જંબુદ્વીપમાં, પૂર્વ વિદેહમાં, સીતા મહાનદીના દક્ષિણ કિનારે, મંગલાવતી વિજયમાં, રત્નસંચય નગરીમાં ક્ષેમંકર નામે રાજા હતો, તેની રત્નમાલા નામે ભાર્યા હતી, તેમનો વજ્રાયુધ નામે કુમાર થયો. અનુક્રમે તે યુવાવસ્થામાં આવ્યો. તેની ભાર્યા લક્ષ્મીમતી હતી. દેવ-આયુષ્યનો ક્ષય થતાં મેઘનાથ દેવ સહસ્રાયુધ નામે તેમનો પુત્ર થયો તે પણ અનુક્રમે મોટો થયો. તેની ભાર્યા કનકશ્રી હતી અને તેનો પુત્ર શતબલી હતો.

હવે એક વાર ક્ષેમંકર રાજા મણિ અને રત્ન વડે મંડિત દિવ્ય સભામાં, પુત્રો, દૌહિત્રો અને પૌત્રો વડે પરિવરાયેલો બેઠો હતો. ઈશાન કલ્પનો વાસી ચિત્રચૂડ નામે નાસ્તિકવાદી ત્યાં વાદ કરવાને માટે આવ્યો. જિનવચનમાં વિશારદ એવા વજ્રાયુધે વાદમાં તેનો પરાજય કર્યો. મિથ્યાત્વનું વમન કરીને ચિત્રચૂડે સમ્યક્ત્વનો સ્વીકાર કર્યો. પરમ સંતુષ્ટ થયેલા ઈશાનેન્દ્રે વજ્રાયુધનું અભિનંદન કર્યું અને તેનો સત્કાર કર્યો, તથા જિનભક્તિના રાગથી ' એ તીર્થંકર થશે ' એમ કહ્યું.

જેણે વસંતકાળનાં પુષ્પોનો કરંડિયો પોતાના હાથમાં રાખેલો છે એવી સુદર્શના નામે ગણિકા એક વાર વજ્રાયુધની પાસે આવી, અને તે પુષ્પો બતાવીને તેણે વજ્રાયુધને વિનંતી કરી, " દેવ ! લક્ષ્મીમતી દેવી વિનવે છે કે—સ્વામી ! સુરનિપાત ઉદ્યાનમાં વસંતની શોભા અનુભવવાને આપણે જઇશું. " પછી કુમાર સાતસો રાણીઓની સાથે

૧. અહીં સન્દર્ભ બરાબર બેસતો નથી. સિદ્ધાયતનમાં પ્રજ્ઞપ્તિ વિદ્યાની પૂજા કરવાનો આશય શો ? પ્રજ્ઞપ્તિની પૂજા હોય અને દેવો આવે, એ પણ બેસતું નથી. પ્રજ્ઞપ્તિ પૂજા હોય તે સમયે દેવો અનાયાસે આવ્યા હોય ?

નીકળ્યો, અને પ્રિયદર્શના વાટિકામાં સર્વની સાથે ક્રીડા કરવા લાગ્યો. તે કુમારને જલ-ક્રીડામાં પ્રસક્ત જોઇને તેનો વધ કરવાની ઇચ્છાવાળા તેના વેરી વિદ્યુદ્દંષ્ટ્ર દેવે તેના ઉપર પહાડ નાખ્યો અને નીચે બલવાન નાગપાશથી તેને બાંધ્યો. એ ઉપસર્ગને જોઈને વજ્રાયુધ કુમાર ડર્યો નહીં. તે પર્વતને ભેદીને અને તે બળવાન નાગપાશને છેદીને કુમાર દોડ્યો, અને ત્યાં ઇન્દ્રે તેની પૂજા કરી. પછી તે ઉદ્યાનની શોભા અનુભવીને કુમાર નગરમાં ગયો અને ત્યાં ઇચ્છિત ભોગો ભોગવવા લાગ્યો.

હવે, લોકાન્તિક દેવો વડે પ્રતિબોધ પમાડાયેલા ક્ષેમંકર રાજાએ સર્વ રિદ્ધિપૂર્વક વજ્રાયુધ કુમારનો રાજ્યાભિષેક કરીને દીક્ષા લીધી અને ઘાતી કર્મનો ક્ષય થતાં જેને કેવળજ્ઞાન થયું છે એવા તેમણે તીર્થ પ્રવર્તાવ્યાં–તીર્થંકર થયા. વજ્રાયુધના આયુધગૃહમાં એક હજાર યક્ષોથી યુક્ત એવું ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી તે ચક્રના માર્ગને અનુસરતા તે વજ્રાયુધે આખો મંગલાવતી વિજય જીત્યો, અને નિરુદ્વિગ્ન એવો તે દેવોના જેવા ચક્રવર્તીના ભોગો ભોગવવા લાગ્યો. વજ્રાયુધ ચક્રવર્તીએ પોતાના પુત્ર સહસ્રાયુધને યુવરાજ તરીકે સ્થાપિત કર્યો. વિષયસુખ અનુભવતાં તેમનો સમય આ પ્રમાણે વીતતો હતો.

બત્રીસ હજાર રાજાઓ વડે પરિવરાયેલો અને શીર્ષરક્ષક, અંગરક્ષક, પુરોહિત, મંત્રી અને મહામંત્રી સહિત વજ્રાયુધ વિશાળ રત્નમંડિત સભામાં સિંહાસન ઉપર બેઠો હતો. તે સમયે થરથર કંપતો અને ભયને લીધે ગદ્‌ગદ્ સ્વરવાળો એક વિદ્યાધર ‘ શરણ ! શરણ ! ’ એમ બોલતો વજ્રાયુધ રાજા પાસે આવ્યો. જેણે હાથમાં ઢાલ–તલવાર લીધાં છે એવી તથા લલિત અને નમેલી અંગયષ્ટિવાળી કોઇ વિદ્યાધરકુમારી ત્વરાપૂર્વક તેની પાછળ આવી. આકાશમાં રહીને તે બોલી, “ સ્વામી ! આ વિદ્યાધરને તમે મૂકી દો; આ પાપીએ મારો અવિનય કર્યો છે, જેથી અમે તેને શિક્ષા કરીશું. ” જેણે પોતાના હાથમાં ગદા ધારણ કરેલી છે એવો એક વિદ્યાધર તેની પાછળ આવ્યો અને વજ્રાયુધ આદિ તે રાજાઓને કહેવા લાગ્યો; “ અરે ! આ પાપીનો અવિનય સાંભળો—

## શાન્તિમતી તથા અજિતસેનનો સંબંધ અને તેમનો પૂર્વભવ

આ જ જંબુદ્વીપમાં, પૂર્વ વિદેહમાં, સુકચ્છ વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર શુક્રપુર નગરમાં શુક્રદત્ત નામે રાજા વસે છે, તેની ભાર્યા યશોધરા છે. તેનો હું પવનવેગ નામે પુત્ર છું. ત્યાં જ વૈતાઢ્યની ઉત્તર શ્રેણિમાં કિન્નરગીત નગર છે, ત્યાં રાજા દીપચૂડ છે, તેની ભાર્યા ચંદ્રકીર્તિ છે. તેની સુકાન્તા પુત્રી છે, તે મારી ભાર્યા છે. તેનાથી થયેલી મારી આ શાન્તિમતી પુત્રી મણિસાગર પર્વત ઉપર પ્રજ્ઞપ્તિ વિદ્યા સાધતી હતી ત્યારે આ પાપીએ તેને ઉપાડી. તે જ સમયે શાન્તિમતીને ભગવતી પ્રજ્ઞપ્તિ સિદ્ધ થઈ. તેનાથી પલાયન કરતો તે અહીં તમારે શરણે આવ્યો છે. ભગવતી પ્રજ્ઞપ્તિની પૂજા કરવા માટે હું તે પ્રદેશમાં ગયો હતો. ત્યાં શાન્તીમતીને નહીં જોતાં મેં આભોગિની વિદ્યાનું ( સમાચારો

જણાવનારી વિદ્યાનું ) આવાહન કર્યું. પ્રજ્ઞપ્તિ દ્વારા ( ખરી હકીકત ) જાણીને હું અહીં આવ્યો. એના (વિદ્યાધરના) આ દોષો છે, માટે દોષોના સમૂહરૂપ એવા તેનો ત્યાગ કરો. હે નરોત્તમ! દોષના ભંડારરૂપ એવા તેનો જો તમે ત્યાગ કરો તો ગદાના એક જ પ્રહાર વડે તેના સર્વ દોષોનો હું નાશ કરું.”

તે વિદ્યાધરે આમ કહ્યું, એટલે અવધિજ્ઞાન વડે જાણીને વજ્રાયુધ ( સભામાં બેઠેલા ) તે રાજાઓને કહેવા લાગ્યો, “હે નરેશ્વરો! આમનો પૂર્વસંબંધ સાંભળો—

જંબુદ્વીપમાં ઐરવત વર્ષમાં વિન્ધ્યપુર નગરમાં વિન્ધ્યદત્ત રાજાની ભાર્યા સુલક્ષણા હતી, તેનો નલિનકેતુ પુત્ર હતો. તે જ નગરમાં ધર્મમિત્ર સાર્થવાહ હતો, તેની ભાર્યા શ્રીદત્તા હતી. તેમનો પુત્ર દત્ત હતો, પ્રભંકરા નામે દત્તની ભાર્યા હતી. રૂપ-યૌવનવતી તે પ્રભંકરા દત્તની સાથે ઉદ્યાનમાં ગઈ હતી ત્યારે વિષયસુખમાં લુબ્ધ થયેલા નલિન-કેતુએ તેને જોઈ અને તેનું હરણ કર્યું. તેના વિયોગથી દુઃખી થઈને ઉદ્યાનમાં ફરતો દત્ત સુમનઋષિના ચરણમાં ગયો. તે સમયે જ એ મુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ચાર પ્રકારના દેવો તેમનો મહિમા કરવા લાગ્યા. તે ઋષિની એ રિદ્ધિ જોઈને દત્ત ઉપશાન્ત થયો. ભગવાન ઋષિ પણ નિર્વાણ પામ્યા. જેને સંવેગ થયો છે એવો દત્ત પણ ગયો અને તે મરીને–જંબુદ્વીપમાં સુકચ્છ વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર સુવર્ણતિલક નગરમાં મહેન્દ્રવિક્રમ રાજા વસતો હતો, તેની પત્ની અનિલવેગા હતી, તેના ગર્ભમાં અજિતસેન નામે વિદ્યાધરકુમાર થયો. તેની ભાર્યાનું નામ કમલા હતું.

વિન્ધ્યદત્ત રાજા મરણ પામ્યો, એટલે જેણે સર્વ સામંતોને નમાવ્યા છે એવો પેલો નલિનકેતુ રાજા થયો.

એક વાર પ્રભંકરાની સાથે બેઠેલા નલિનકેતુએ પહાડના શિખર જેવા આકારવાળા, ભ્રમરાવલી જેવા શ્યામ, ગંભીર ગર્જારવ વડે શબ્દાયમાન, અનેક વર્ણવાળા, ચારે તરફથી આકાશને છાઈ દેતા, તથા તીક્ષ્ણ વીજળી વડે જેમની નિરંતરતા અને નિબિડ શોભાનું દર્શન કરાવાતું હતું એવા મેઘોને જોઈને તેમજ ફરી વાર તે જ મેઘોને સખ્ત અને આકરા પવન વડે મુહૂર્ત માત્ર પછી વિલય પામતા જોઈને, રિદ્ધિઓના ઉદય અને વિનાશનો તથા અનિત્ય–ભાવનાનો વિચાર કરતાં, રાજરિદ્ધિનો ત્યાગ કરીને ક્ષેમંકર જિનવરની પાસે દીક્ષા લીધી, અને તે નિર્વાણ પામ્યો. મૃદુતા અને માર્દવથી સંપન્ન તથા પ્રકૃતિથી ભદ્ર એવી તે પ્રભંકરા પણ સુસ્થિતા આર્યા પાસે ચાંદ્રાયણ અને પૌષધ કરીને, પછી મરણ પામીને આ તારી પુત્રી શાન્તિમતી થઈ છે. તે દત્ત પણ મરણ પામીને આ અજિતસેન થયો છે. પરભવના યોગસંબંધથી તેણે એનું હરણ કર્યું હતું. માટે ( હે પવનવેગ! ) તેને આ અપરાધની ક્ષમા કર; વૈરાનુબંધ ન કરીશ; અનુપશાન્ત જીવો ઘણા વેરની પરંપરાઓ પામે છે.

( વજ્રાયુધ ચક્રવર્તી સભામાંના રાજાઓને કહે છે કે ) આ વાત સાંભળીને ઉપશાન્ત થયેલાં તથા જેમણે વેર છોડી દીધું છે એવાં આ ત્રણે જણાં ( શાન્તિમતી, અજિતસેન અને પવનવેગ ) ક્ષેમંકર જિનેશ્વરની પાસે દીક્ષા લેશે. આ શાન્તિમતી પણ દીક્ષા લઇને, રત્નાવલિ તપ કરીને ઈશાન કલ્પમાં દેવેન્દ્ર થશે. તે જ સમયે આ અજિતસેન અને પવનવેગને કેવલજ્ઞાન થશે, એટલે ઈશાનેન્દ્ર તેમની જ્ઞાનોત્પત્તિનો મહોત્સવ કરશે, અને પોતાના શરીરની પણ ( તે કાળે પોતાનું જે મૃત શરીર પડયું હશે તેની ) પૂજા કરશે. તે ઈશાનેન્દ્ર આગામી ભવમાં મોક્ષમાં જશે. ”

આ પ્રમાણે વજ્રાયુધે કહ્યું, એટલે વિસ્મિત મનવાળા તે સર્વે રાજાઓ કહેવા લાગ્યા, “ અહો ! આશ્ચર્ય છે !” પેલાં ત્રણ જણે પણ વજ્રાયુધને પ્રણામ કરીને, ક્ષેમંકર જિનેશ્વર પાસે જઇને દીક્ષા લીધી.

યુવરાજ સહસ્રાયુધની યતના નામે ભાર્યા હતી. તેમનો પુત્ર કનકશક્તિ હતો. મંગલાવતી વિજયમાં સુમન્દિર નગરમાં મેરુમાલી રાજા હતો, તેની મલ્લા દેવી હતી; તેમની કનકમાલા પુત્રી હતી. તે કન્યા કનકશક્તિને આપવામાં આવી હતી. તેજ વિજયમાં શક્રસાર નગર હતું, ત્યાં રાજા અજિતસેન હતો, તેની ભાર્યા પ્રિયસેના હતી; વસન્તસેના તેમની પુત્રી હતી. કનકમાલા સહિત એવા કનકશક્તિએ તે વસન્તસેનાને ગ્રહણ કરી હતી. તે વસન્તસેના પણ કનકશક્તિની ભાર્યા થઇ. તે કનકશક્તિ વિદ્યાધર થયો અને તે પ્રિયાઓ સાથે પૃથ્વીમાં સર્વત્ર ફરવા લાગ્યો.

એક વાર પ્રિયા સહિત તે હિમવંત પર્વતના શિખર ઉપર ગયો હતો. ત્યાં ફરતાં તેણે વિપુલમતિ ચારણ શ્રમણને જોયા. તેમને વંદન કરીને, ધર્મ સાંભળીને, રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને તેણે દીક્ષા લીધી. કનકશક્તિની એ ભાર્યાઓએ પણ વિપુલમતિ [1]આર્યાની પાસે દીક્ષા લીધી, અને તેઓ તપમાં ઉદ્યત તથા ઘણા લોકો વડે પૂજનીય એવી આર્યાઓ થઇ. પેલા કનકશક્તિ પણ વિહાર કરતાં સિદ્ધિપર્વત ઉપર જઇને પૃથ્વીશિલાપટ્ટ ઉપર એકરાત્રિકી પ્રતિમામાં રહ્યા. ત્યાં હિમચૂડ નામે દેવ તેમને ઉપસર્ગ કરવા લાગ્યો. એટલે ક્ષોભ પામેલા વિદ્યાધરોએ ઉપસર્ગનું કારણ પૂછીને, ‘ આ નિર્દોષને ઉપસર્ગ કરે છે ’ એ જાણીને હિમચૂડને ત્રાસ પમાડ્યો. પછી પ્રતિમા પારીને વિહાર કરતા કનકશક્તિ રત્નસંચય નગરમાં ગયા અને ત્યાં સુરનિપાત ઉદ્યાનમાં રહ્યા. ત્યાં પણ તેઓ એકરાત્રિકી પ્રતિમામાં રહ્યા. પ્રતિમામાં રહેલા અને પરમ ધ્યાનથી યુક્ત તે ભગવાનને અપ્રતિહત અને અનંત એવું કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાં આવેલા દેવો જ્ઞાનોત્પત્તિનો

---

૧. ચારણશ્રમણનુ નામ વિપુલમતિ છે એ જોતાં આર્યાનું નામ પણ વિપુલમતિ હોય એ યોગ્ય લાગતું નથી. કદાચ પ્રતોમાં કઇક અશુદ્ધિ હોય. ત્રિષષ્ટિના પાંચમા પર્વના ત્રીજા સર્ગમા આ પ્રસંગ વર્ણવાયો છે ત્યા આર્યાનું નામ વિમલમતિ આપ્યું છે.

મહિમા કરવા લાગ્યા. ભય પામેલો હિમચૂડ પણ સમોસરણ–વ્યાખ્યાનભૂમિમાં આવ્યો. બત્રીસ હજાર રાજાઓ સાથે આવેલો વજ્રાયુધ રાજા પણ જ્ઞાનોત્પત્તિનો મહિમા કરીને અને ધર્મ સાંભળીને પાછો નગરમાં ગયો.

હવે, ભગવાન ક્ષેમંકર અરિહંત પોતાના ગણની સાથે રત્નસંચય પુરીમાં સમોસર્યા. વજ્રાયુધ પણ વંદન કરવાને નીકળ્યો. તીર્થંકરનાં વચન સાંભળીને પ્રતિબોધ પામેલા તેણે સહસ્રાયુધને રાજ્ય ઉપર સ્થાપીને, સાતસો પુત્ર, ચાર હજાર મુકુટધારી રાજાઓ અને રૂપગુણશાળી એવી ચાર હજાર રાણીઓની સાથે પોતાના પિતાના (ભગવાન ક્ષેમંકરના) ચરણમાં દીક્ષા લીધી, તથા જેણે સૂત્ર તથા અર્થનું ગ્રહણ કર્યું છે તથા જે ઉત્તમ ચારિત્ર્યથી યુક્ત છે એવો તે વિહાર કરવા લાગ્યો.

એક વાર તે વજ્રાયુધ સિદ્ધપર્વત ઉપર ગયા અને ત્યાં 'નમો સિદ્ધાણં' કરીને, જેણે શરીર વોસરાવ્યું છે તથા શુશ્રૂષાનો ત્યાગ કર્યો છે એવા તે, 'મને જે કોઇ ઉપસર્ગો થશે તે સર્વે સહન કરીશ' એવો નિશ્ચય કરીને, વજ્રના સ્તંભની [1]જેમ, સાંવત્સરિકી પ્રતિમામાં રહ્યા. અશ્વગ્રીવના પુત્રો મણિકંઠ અને મણિકેતુ સંસારમાં ભમીને અસુરકુમારો થયા હતા, તેઓ તેમને નાના પ્રકારના ઉપસર્ગો કરવા લાગ્યા. એ ભગવાન વજ્રાયુધ પણ જ્ઞાન વડે કરીને અવિશેષિત મન વડે–રાગદ્વેષ વગર તે સમ્યક્ પ્રકારે સહન કરતા હતા. એ દેશકાળમાં ઉત્તરવૈક્રિય રૂપોવાળી રંભા અને તિલોત્તમા આવી; પછી તેમના વડે ત્રાસ પમાડાયેલા અસુરકુમારો નાસી ગયા. પછી રંભા અને તિલોત્તમા ભગવાનને વંદન કરીને તથા નૃત્ય બતાવીને પાછી ગઇ.

સંયમપરાયણ એવા વજ્રાયુધ સાંવત્સરિકી મહાપ્રતિમા પારીને વિચરતા હતા. સહસ્રાયુધ રાજા પણ પિહિતાસ્રવ ગણધરની પાસે ધર્મ સાંભળીને, પુત્ર શતબલી કુમારનો રાજ્યાભિષેક કરીને, તે ગણધરની પાસે જ દીક્ષા લઈને વજ્રાયુધને જઈ મળ્યો. તે બન્ને પિતાપુત્ર ઘણાં વર્ષો સુધી તપ કરીને, ઇષત્પ્રાગ્ભાર નામે રમણીય પર્વત ઉપર ચઢીને, પાદપોપગમન વિધિથી સમાધિપૂર્વક દેહનો ત્યાગ કરીને ઉપરિમ ગ્રૈવેયકમાં એકત્રીસ સાગરોપમની સ્થિતિવાળા અહમિન્દ્રો થયા.

## શ્રીશાન્તિનાથની પૂર્વભવકથામાં મેઘરથનો ભવ

પછી અહમિન્દ્રનું સુખ અનુભવ્યા પછી ચ્યુત થઇને–આજ જંબુદ્વીપમાં પૂર્વ વિદેહમાં, પુષ્કલાવતી વિજયમાં, પુંડરીકિણી નગરીમાં રાજા ઘનરથ હતો, તેની બે દેવીઓ પ્રીતિમતી અને મનોહરી હતી; તેમના ગર્ભમાં વજ્રાયુધ મેઘરથ નામે પુત્ર થયો અને સહસ્રાયુધ

---

૧. મૂળમાં वइरोयणो य खंभो એવા શબ્દો છે. वइरोयणનો અર્થ 'વજ્ર' કલ્પનાથી કર્યો છે.

દૃઢરથ નામે પુત્ર થયો. સુખપૂર્વક ઊછરેલા તેઓ કલાઓમાં નિપુણ થયા. મેઘરથકુમારની બે ભાર્યાઓ પ્રિયમિત્રા અને મનોરમા હતી. પ્રિયમિત્રાનો પુત્ર નંદિષેણ હતો અને મનોરમાનો મેઘસેન હતો. દૃઢરથની સુમતિ ભાર્યા હતી અને તેનો પુત્ર રથસેનકુમાર હતો.

## બે કૂકડાઓ અને તેમનો પૂર્વભવ

હવે, એક વાર અંતઃપુરમાં રહેલો અને સિંહાસન ઉપર આરૂઢ થયેલો ઘનરથ પુત્રો, દૌહિત્રો અને પૌત્રો વડે વીંટળાઇને બેઠો હતો. વાદની ઇચ્છાવાળી સુષેણા નામે ગણિકા એક કૂકડો લઇને રાજાની પાસે આવી અને કહેવા લાગી, "સ્વામી! હોડનો અંત આવે ત્યારે જો એક લાખ પ્રતિમૂલ્ય મળે તો મારો કૂકડો આપના ચરણમાં યુદ્ધ કરે." રાણી મનોહરી ત્યાં આવી. તે રાણીએ દાસીને કહ્યું, "મારા કૂકડા વજ્રતુંડને અહીં લાવો; સુષેણા કહે છે તેટલી હોડ પણ ભલે મુકાઓ." પછી દાસીએ (સાઠમારીમાં) સજ્જ એવા તે કૂકડાને મેદાનમાં ઉતાર્યો અને સુન્દર રૂપવાળા તથા સમાન બળવાળા તે કૂકડાઓ ત્યાં યુદ્ધ કરવા લાગ્યા.

ઘનરથ રાજાએ કહ્યું, "આમાંથી એકે કૂકડો જીતશે નહીં." મેઘરથ કુમારે કહ્યું, "સ્વામી! એનું રહસ્ય શું?" ફરી મેઘરથે કહ્યું, "એમાંથી એકે નહીં જીતે તેનુ કારણ સાંભળ—

જંબુદ્વીપમાં, ઐરવત વર્ષમાં રત્નપુર નગરમાં ધનવસુ અને ધનદત્ત નામના ગાડું ચલાવનારા બે વાણિયા હતા. તે બન્ને સાથે વેપાર કરતા હતા. જેમની ધનની આશા શાન્ત થઇ નથી એવા તે બે જણા ઘણા પ્રકારનો માલ લઇને ગામો અને નગરોમાં વેપાર કરતા ફરતા હતા. ઘણા ભારથી દુઃખી થયેલા, ભૂખ-તરસથી ત્રાસેલા, ઠંડી અને ગરમીથી સોસાયેલાં અંગવાળા, ડાંસ અને મચ્છરોથી પીડાયેલા શરીરવાળા, જેમનાં સર્વ ગાત્રો દુખતાં હતાં એવા તથા નાસાભેદ-નાથ ઘાલવાથી અને (પરોણાના) પ્રહારથી ભાંગી પડેલા બળદોને તેઓ ચલાવતા હતા. માયા, નિકૃતિ અને ઉત્કંચના-અનેક પ્રકારનાં કપટ કરનારા, ખોટાં ત્રાજવાં અને ખોટાં તોલથી વેપાર કરતા, મિથ્યાત્વથી મોહિત મતિવાળા, નિર્દય, કર્કશ, લોભ અને કલિથી ગ્રસ્ત તથા આર્ત્તધ્યાનવાળા તેઓએ તિર્યંચનું આયુષ્ય બાંધ્યું. એક વાર રાગદ્વેષ નિમિત્તે તેમની વચ્ચે લડાઇ થઈ. યુદ્ધ કરતા તેઓ એકબીજાને મારીને ફરીથી તે જ ઐરવત વર્ષમાં સુવર્ણકુલા નદીના કિનારે હાથીઓના યૂથમાં પર્વતના શિખર જેવા આકારવાળા તથા સર્વાંગસુન્દર શરીરવાળા હાથી થયા. વનચર મનુષ્યોએ તેમનાં તામ્રકલ અને શ્વેતકાંચન એવાં નામ પાડ્યાં, એટલે તેઓ એ રીતે પ્રસિદ્ધ થયા. તેમની વચ્ચે યૂથને માટે એક વાર ઝઘડો થયો. એકબીજાને મારીને તેઓ જંબુદ્વીપમાં ભારતવર્ષમાં અયોધ્યા નગરીમાં નંદિમિત્રના માનીતા પશુયૂથમાં પાડાઓ થયા. ત્યાં શત્રુંજય રાજાની દેવાનંદા દેવીના ધરણીસેન અને નંદિષેણ

નામે બે પુત્રો હતા. તેઓએ એ પાડાઓએ લડાવ્યા. એટલે એકબીજાને મારીને તેઓ તે જ અયોધ્યાનગરીમાં મેંઢા થયા. અનુક્રમે ઊછરેલા તેઓ કાલ અને મહાકાલ એ નામથી (ઓળખાયા) ત્યાં પણ યુદ્ધ કરતા અને ભેદાયેલાં મસ્તક અને કપાળમાંથી નીકળતા રુધિર વડે તરબોળ થયેલા તેઓ મરીને આ કૂકડાઓ થયા. આથી પૂર્વના સંબંધથી ઉત્પન્ન થયેલા વેરવાળા અને જેમની વધની ઇચ્છા દૂર થઈ નથી એવા એ બન્ને એકબીજાને જોઇને રોષયુક્ત થઈને આ લઢવા લાગ્યા છે."

મેઘરથ કુમારે કહ્યું, "સ્વામી! આ કૂકડાઓ વિદ્યાધર સહિત છે (અર્થાત્ તેઓ વિદ્યાધરો વડે અધિષ્ઠિત છે.)" ધનરથે કહ્યું, "વિદ્યાધર સહિત કેવી રીતે?" એટલે મેઘરથ બોલ્યો, "કેવી રીતે વિદ્યાધર સહિત છે, તે સાંભળો—

## ચંદ્રતિલક-વિદિતતિલકનો સંબંધ અને તેમનો પૂર્વભવ

જંબુદ્વીપના ભરતમાં વૈતાઢ્યની ઉત્તર શ્રેણિમાં સુવર્ણનાભ નામે નગર છે. ત્યાં ગરુડવેગ રાજા છે, તેની ધૃતિસેના ભાર્યા છે, જેના ચંદ્રતિલક અને વિદિતતિલક એ બે પુત્રો છે. તેઓ એક વાર મેરુના શિખર ઉપર જિનપ્રતિમાઓને વંદન કરવા માટે ગયા. ત્યાં ફરતાં તેઓએ શિલાતલ ઉપર સુખપૂર્વક બેઠેલા ચંદનસાગરચંદ્ર નામે ચારણશ્રમણને જોયા. તેમને વંદન કરીને તેમના ચરણમાં તે બે જણે ધર્મ સાંભળ્યો. કથાનો અંત આવ્યો જાણીને તે બન્ને જણાએ પોતાના પૂર્વભવ પૂછ્યા. અતિશયજ્ઞાની તે ભગવાન તેમને કહેવા લાગ્યા—

"ધાતકીખંડમાં પૂર્વ ઐરવતમાં વજ્રપુરમાં અભયઘોષ રાજા હતો, તેની દેવી સુવર્ણ-તિલકા હતી; વિજય-જયંત એ તેમના બે પુત્રો હતા. તે જ ઐરવતમાં સુવર્ણદુર્ગ નગર હતું. ત્યાં શંખ રાજા હતો, તેની પૃથ્વી દેવી હતી; તેમની પૃથ્વીસેના પુત્રી હતી. તે કન્યા અભયઘોષ રાજાએ આપેલી હતી.

એક વાર એક દાસી વસંતનાં પુષ્પો લઈને અભયઘોષ રાજાની પાસે આવી અને સુવર્ણતિલકા દેવી તરફથી વિનંતી કરવા લાગી, "સ્વામી! વસન્તક્રીડા કરવા માટે છલેડુંક ઉદ્યાનમાં જઇએ." કોટિમૂલ્યથી બનાવેલાં ઉત્તમ યુક્તિ-કુસુમો (અમુક વસ્તુઓ મેળવીને તૈયાર કરેલાં બનાવટી પુષ્પો) પૃથ્વીસેના રાજા પાસે લાવી. તે લઇને રાજા છલેડુંક ઉદ્યાનમાં જવા નીકળ્યો. ત્યાં સેંકડો રાણીઓ વડે વીંટાયેલો તે ક્રીડા કરવા લાગ્યો. ત્યાં ફરતી પૃથ્વીસેના રાણીએ દંતમથન નામે સાધુને જોયા. તેમને વંદન કરીને તથા તેમની પાસે ધર્મ સાંભળીને જેને કામભોગો પ્રત્યે નિર્વેદ થયો છે એવી તે પૃથ્વીસેના રાજાને વિનંતી કરવા લાગી, "હું દિવ્ય સુખને પ્રાપ્ત કરીશ." રાજાએ અનુજ્ઞા આપી, એટલે તે સાધ્વી થઇ. રાજા પણ તે ઉદ્યાનની શોભા અનુભવીને નગરમાં ગયો.

અન્યદા અભયઘોષે અનંતનાથ જિનેશ્વરને પારણાના સમયે વિપુલ ભાતપાણી વહોરાવ્યું. ત્યાં 'અહો ! દાન !' એવી ઘોષણા થઇ, વસુધારા થઇ, પાંચ વર્ણનાં પુષ્પોની તથા વસ્ત્રોની વૃષ્ટિ થઈ અને દેવોએ દેવોદ્યોત કર્યો. જેમની પૂજા કરવામાં આવી છે એવા મુનિવર પાછા વળ્યા. રાજા પણ યથાસુખ વિહરવા લાગ્યો. ઘાતીકર્મના ક્ષયથી અનંતનાથ જિનેશ્વરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. શિષ્યગણથી વીંટાયેલા તેઓ ફરી વાર વિહાર કરતા વજ્રપુરમાં આવ્યા. જિનેશ્વરનું આગમન સાંભળીને અભયઘોષ રાજા સર્વ રિદ્ધિપૂર્વક તેમને વંદન કરવાને નીકળ્યો. ત્યાં ધર્મરત્ન સાંભળીને, વિજય અને જયંત એ બે પુત્રોએ જેનો દીક્ષામહોત્સવ કર્યો છે એવા તે રાજાએ રાજરિદ્ધિનો ત્યાગ કરીને દીક્ષા લીધી.

વીસ કારણોની-સ્થાનકોની જેણે બરાબર આરાધના કરીને પોતાની જાતને ભાવી છે એવા તેણે તીર્થંકરનું આયુષ્ય બાંધ્યું. ઘણા કાળ સુધી વિહર્યા બાદ આયુષ્ય ક્ષીણ થતાં તે પુત્રોની સાથે અચ્યુત કલ્પમાં ઉત્પન્ન થયો. ત્યાં બાવીસ સાગરોપમ સુધી દિવ્ય સુખ અનુભવીને ચ્યુત થઇને તે-આ જ જંબુદ્વીપમાં પૂર્વ વિદેહમાં પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણી નગરીમાં રાજા હેમાંગદ હતો, તેની પટ્ટરાણી વજ્રમાલિની હતી, તેનો પુત્ર ઘનરથ થયો. તે ઘનરથ તમારો પૂર્વજન્મનો પિતા છે. જે વિજય અને જયંત હતા તે તમે બે ભાઇઓ થયા છો. આ તમારો પૂર્વભવ છે."

આ પ્રમાણે સાંભળીને, તે સાધુને પ્રણામ કરીને તે ચંદ્રતિલક અને વિદિતતિલક અહીં તમારા નગરમાં તમારા પ્રત્યેના પૂર્વાનુરાગથી આવ્યા છે. હે સ્વામી ! તમારું દર્શન કરવાની ઇચ્છાવાળા, અહીં આવેલા તેઓએ આ કૂકડાઓમાં પોતાની જાતને સંક્રામિત કરી છે."

મેઘરથે આ પ્રમાણે કહ્યું, એટલે તે વિદ્યાધરો પોતાનું રૂપ ધારણ કરીને, ઘનરથના ચરણમાં નમસ્કાર કરીને પોતાના નગરમાં ગયા. અન્યદા તેઓએ ભોગવર્ધન મુનિવરના ચરણમાં દીક્ષા લીધી અને જેમણે કર્મોને ધોઇ નાંખ્યાં છે એવા તેઓ સિદ્ધિમાં ગયા."

આ વાત સાંભળીને જેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવા તે બન્ને કૂકડા ઘનરથને ચરણે નમીને, અનશન કરીને ( કાળ કરી ) ભૂતરમણા અટવીમાં મહર્દ્ધિક ભૂતો થયા. અનેક રૂપો ધારણ કરનારા તે ભૂતો દિવ્ય વિમાન વિકુર્વીને, તેમાં મેઘરથકુમારને બેસાડીને, આખી પૃથ્વીમાં ફરીને, ફરી વાર કુમારને પાછો લાવીને વંદન તથા પ્રદક્ષિણા કરીને, અને રાજભવનમાં ત્રણ વાર રત્નોની વૃષ્ટિ કરીને પોતાના સ્થાને ગયા. રતિસાગરમાં રહેલા તે ઘનરથ વગેરે ઇચ્છિત ભોગો ભોગવતા હતા. વિષયસુખ અનુભવતા તથા નાટકોમાં અનુરક્ત એવા તેમનો સમય, સ્વર્ગમાં જેમ સુરેન્દ્રોનો સમય વીતે તેમ, વીતતો હતો.

અન્યદા દીક્ષાનો સમય જાણીને લોકાન્તિક દેવો વડે પ્રતિબોધ પમાડાયેલા ઘનરથે મેઘરથકુમારને રાજ્ય ઉપર સ્થાપીને તથા દૃઢરથને યુવરાજ બનાવીને દીક્ષા લીધી અને તે

તપ કરવા લાગ્યા. જેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા તે ભવ્યોને બોધ પમાડતા વિહરવા લાગ્યા.

મેઘરથ પણ મહામાંડલિક થયો. એકવાર તે દેવોદ્યાનમાં ગયો. પ્રિયમિત્રા દેવી સહિત તે ત્યાં ઇચ્છાનુસાર રમણ કરતો હતો. ત્યાં અશોકવૃક્ષની નીચે મણિ–કનક શિલાપટ્ટ ઉપર તે બેઠો. જેમણે હાથમાં તલવાર, શક્તિ, ભાલા, તોમર, મુદ્દગર અને પરશુ રાખેલ છે એવા, શરીર ઉપર ભસ્મનો અંગરાગ કર્યો છે એવા, મૃગચર્મનાં વસ્ત્રોવાળા, કપિલ રંગના છૂટા કેશવાળા, જેમણે કાળા સર્પનાં લાંબાં ઉત્તરસંગ કર્યાં છે એવા, જેમણે (ગળા ઉપર) અજગર વીંટાળ્યો છે એવા, લાંબાં ઉરુ, ઉદર અને વદનવાળા, ઘો, ઊંદર, નોળિયા અને કાચંડાનાં જેમણે કર્ણભૂષણ કર્યાં છે એવા તથા સમૂહરૂપે અનેક રૂપ ધારણ કરનારા ઘણા ભૂતોએ ત્યાં તેની સામે નૃત્ય કર્યું.

એ સમયે કુવલયદલ જેવા શ્યામ ગગનમાં થઇને આવતું, સુવર્ણ અને મણિની સ્તૂપિકાવાળું અને પવનથી નચાવાતી પતાકાવાળું ઉત્તમ દિવ્ય વિમાન તેણે જોયું. તેમાં સિંહાસનમાં બેઠેલા, વિચિત્ર અને ઉત્તમ આભૂષણોથી વિભૂષિત અંગવાળા તથા કમળ જેવાં સુન્દર નયનવાળા કોઇ વિદ્યાધરને તેણે જોયો. ઉત્તમ યૌવનગુણોથી યુક્ત એવી કોઇ વિદ્યાધરતરુણી તેની પાસે બેઠી હતી. તેને જોઇને પ્રિયમિત્રાએ મેઘરથને પૂછ્યું, “સ્વામી! આ કોણ છે? વિદ્યાધર છે કે દેવ છે?” એટલે મેઘરથ કહેવા લાગ્યો, “દેવિ! સાંભળ, તને હું કહું છું—

## સિંહરથ વિદ્યાધરનો સંબંધ અને તેનો પૂર્વભવ

જંબુદ્વીપના ભરતમાં, વૈતાઢ્યની ઉત્તરશ્રેણિમાં અલકાપુરી નગરનો અધિપતિ વિદ્યુદ્રથ રાજા હતો, તેની અગ્રમહિષી માનસવેગા હતી; તેનો આ સિંહરથ નામનો પુત્ર પ્રસિદ્ધ વિદ્યાધર–ચક્રવર્તી છે. ધાતકીખંડ દ્વીપમાં પશ્ચિમ વિદેહના પૂર્વભાગમાં, સીતોદા નદીની ઉત્તરે સુવર્ણ વિજયમાં ખડ્ગપુરમાં અમિતવાહન અરિહંતને વંદન કરીને તે પાછો વળેલો છે. અહીં તેની ગતિ પ્રતિહત થઇ છે; મને જોઇને ક્રોધ પામેલો તે વિમાનમાંથી ઊતરીને અમર્ષપૂર્વક મને હાથથી ઉપાડશે. તેણે એ જ પ્રમાણે કર્યું. (એ વિદ્યાધરે) મને ઉપાડ્યો, એટલે તેના દર્પરૂપી વિશાળ પર્વતનું વિદારણ કરવા માટે આ ડાબા હાથ વડે તેના ઉપર મેં આક્રમણ કર્યું; એટલે તેણે મોટા સ્વરે ચીસ પાડી. એટલે પુત્ર સહિત તેની પત્ની અને વિદ્યાધરો ભય પામ્યાં તથા મારે શરણે આવ્યાં.”[1]

---

૧. ‘તેણે એ જ પ્રમાણે કર્યું’ ..શરણે આવ્યા’ (મૂળમા तहेव...सरणमुवगया) સુધીનો પાઠ ગ્રન્થસન્દર્ભમા બરાબર બેસતો નથી. વિદ્યાધર કોણ છે, એ વિષે રાણીએ કરેલા પ્રશ્નના જવાબમા મેઘરથ રાજાનો આ ઉત્તર છે. તેમા આ બધી હકીકત યુક્ત નથી. મૂળ ગ્રન્થનો પાઠ અહીં ભ્રષ્ટ હોવાથી સન્દર્ભ કંઈક તૂટક બન્યો જણાય છે.

પ્રિયમિત્રાએ પૂછ્યું, "આ વિદ્યાધર પૂર્વભવમાં કોણ હતો ?" એટલે મેઘરથ કહેવા લાગ્યો—

"પુષ્કરવર દ્વીપાર્ધમાં પૂર્વ ભરતવર્ષમાં સંઘપુર નગરમાં રાજ્યગુપ્ત નામે ગરીબ મનુષ્ય રહેતો હતો, તેની ભાર્યા શંખિકા નામે હતી. તે રાજ્યગુપ્ત એક વાર પોતાની પત્નીની સાથે સંઘગિરિ ઉપર ગયો હતો. ત્યાં વિદ્યાધરોને ધર્મ કહેતા સર્વગુપ્ત સાધુને તેણે જોયા. તે બન્ને જણાએ પણ ધર્મ સાંભળીને બત્રીસ ઉપવાસ ગ્રહણ કર્યા. ચોત્રીસ ચોથ ભક્ત કરીને, તેના પારણામાં ધૃતિવર સાધુને વહોરાવીને તે બન્ને જણાંએ સર્વગુપ્ત સાધુની પાસે દીક્ષા લીધી. રાજગુપ્ત આયંબિલ વર્ધમાન તપ કરીને તથા અનશનથી કાળ કરીને બ્રહ્મલોકમાં દશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. તે ત્યાંથી ચ્યુત થઈને માનસવેગાના ગર્ભમાં સિંહરથ નામનો આ પરાક્રમી રાજા થયો. તેની પૂર્વકાળની ભાર્યા જે શંખિકા હતી, તે જ આ મદનવેગા થઈ છે; ફરી વાર પણ તે એની પત્ની થઈ છે."

આ વૃત્તાન્ત સાંભળીને સિંહરથ રાજા મેઘરથ રાજાને પ્રણામ કરીને વિમાનમાં બેસીને પોતાના નગરમાં ગયો અને પોતાના નગરતિલક પુત્રનો રાજ્યાભિષેક કરીને, રાજ-રિદ્ધિનો ત્યાગ કરીને તેણે ઘનરથ તીર્થંકરના ચરણમાં દીક્ષા લીધી; ઉત્તમ તપ કરીને આયુષ્ય ક્ષીણ થતાં તે નિર્વાણ પામ્યો.

મેઘરથ પણ ઉદ્યાનની શોભા અનુભવીને પુંડરીકિણી નગરીમાં ગયો.

## પારેવા અને બાજનું આગમન

ભૂષણ અને આભૂષણોનો ત્યાગ કરીને પૌષધને યોગ્ય આસન ઉપર બેઠેલો મેઘરથ એક વાર રાજાઓને સમ્યક્ત્વરત્નના મૂળભૂત, જગતના જીવોનું હિત કરનાર, મોક્ષ-ફળને આપનાર અને દુઃખથી મુકાવનાર ધર્મ કહેતો હતો. એ દેશકાળમાં ભય પામેલો અને થરથર કંપતો એક પારેવો 'રાજન્ ! શરણ ! શરણ !' એમ બોલતો પૌષધ-શાળામાં આવ્યો રાજાએ 'તને અભય છે' એમ કહ્યું, તથા 'તું ડરીશ નહીં' એમ કહેવામાં આવતાં તે ત્યાં ઊભો રહ્યો. તેની પાછળ એક બાજ આવી પહોંચ્યો, અને મનુષ્યવાણી બોલતો તે આકાશમાં રહીને રાજાને કહેવા લાગ્યો, "આ પારેવાને છોડી દે, એ મારો ભક્ષ્ય છે." મેઘરથે કહ્યું, "એ શરણાગત છે, માટે આપી ન શકાય." બાજ બોલ્યો, "નરવર ! જો તું એ પારેવો મને નહીં આપે તો ભૂખ્યો થયેલો હું કોને શરણે જાઉં ?" મેઘરથે કહ્યું, "જો જીવન તને પ્રિય છે તો નિઃસંશય સર્વ જીવોને તે તેમજ (પ્રિય) છે. કહ્યું છે કે-બીજાના પ્રાણોનો નાશ કરીને જે પોતાને થોડા દિવસ માટે જિવાડે છે, તે પોતાનો જ નાશ કરે છે. દુઃખથી કંટાળેલો જે મનુષ્ય બીજાને મારીને તે દુઃખનો પ્રતિકાર કરે છે તે એ હિંસા નિમિત્તે ફરી વાર ઘણું દુઃખ પામશે."

જેને આ પ્રમાણે ઉપદેશ આપવામાં આવ્યો છે એવા બાજે કહ્યું, " ભૂખના દુઃખથી પીડાતા એવા મારું મન ધર્માભિમુખ કયાંથી હોય ? " મેઘરથે કહ્યું, " ભૂખનો પ્રતિકાર કરવા માટે હું તને બીજું માંસ આપું; પારેવાને તું છોડી દે. " બાજ બોલ્યો, " પોતાની મેળે મરેલાંનું માંસ હું ખાતો નથી; તરફડતા પ્રાણીને મારીને તેનું માંસ ખાઉં છું. " મેઘરથે કહ્યું, " જેટલું પારેવાનું વજન થાય તેટલું માંસ મારા શરીરમાંથી લે. " ' ભલે ' એ પ્રમાણે બાજે કહ્યું. પછી બાજના વચનથી પારેવાને તુલામાં ચડાવીને રાજા બીજી બાજુએ પોતાનું માંસ કાપીને ચડાવવા લાગ્યો. પણ જેમ જેમ પોતે માંસ મૂકવા માંડ્યો તેમ તેમ પારેવાનું વજન વધારે થવા માંડયુ. આ જાણીને રાજા પોતે જ તુલામાં બેસી ગયો. " અરે ! અરે ! રાજેશ્વર ! આવું સાહસ કેમ કર્યું ? ખરેખર, આ બધું કૃત્રિમ છે, પારેવાનું વજન આટલું બધું ન થાય ! ' એ પ્રમાણે ( લોકોએ હાહાકાર કર્યો ).

એ દેશકાળમાં એક દિવ્યરૂપધારી દેવે પોતાનું સ્વરૂપ બતાવ્યું, અને કહ્યું, " રાજન્ ! તું આટલો દયાવંત છે, માટે લાભો તને સુલબ્ધ છે. " પછી રાજાની પૂજા કરીને તથા તેને ખમાવીને દેવ ગયો.

પછી વિસ્મિત થયેલા રાજાઓ પારેવા અને બાજને ગયેલા જોઇને મેઘરથને પૂછવા લાગ્યા, " પૂર્વભવમાં આ કોણ હતા ? " એટલે મેઘરથ રાજા કહેવા લાગ્યો—

## પારેવા અને બાજનો પૂર્વભવ

" આ જ જંબુદ્વીપમાં ઐરવત વર્ષમાં પદ્મિનીખેટ નગરમાં સાગરદત્ત નામે વાણિયો રહેતો હતો. તેની વિજયસેના ભાર્યા હતી, તેના ધન અને નંદન એ બે પુત્રો હતા. તેઓ વેપાર કરતા એક વાર નાગપુર ગયા. શંખ નદીના કિનારે રત્નોને કારણે તેમની વચ્ચે ઝગડો થયો. યુદ્ધ કરતા તેઓ અગાધ પ્રવાહમાં પડ્યા. ત્યાં મરણ પામીને તેઓ આ પક્ષીઓ–પારેવો અને બાજ થયા. મોટા થયા પછી એકબીજાને જોઈને પૂર્વવૈરને કારણે તેઓ એકબીજાનો વધ કરવાની ઇચ્છાવાળા થયા. એ પક્ષીઓનો આ પૂર્વભવ કહ્યો.

## સુરૂપ યક્ષનો સંબંધ અને તેનો પૂર્વભવ

હવે, દેવનો પૂર્વભવ તથા જે કારણે તેનું અહીં આગમન થયું તે સાંભળો— જંબુદ્વીપમાં પૂર્વ વિદેહમાં સીતા નદીના દક્ષિણ કિનારે રમણીય વિજયમાં શુભા નગરીમાં સ્તિમિતસાગર નામે રાજા હતો. વસુંધરી અને અણુંધરી એ બે તેની ભાર્યાઓ હતી. આથી ચોથા ભવમાં તે રાજાનો, અણુંધરીના ગર્ભથી થએલો હું અપરાજિત નામે પુત્ર–બલદેવ હતો. વસુન્ધરીની કૂખથી ઉત્પન્ન થયેલો મારો અનંતવીર્ય નામનો બીજો ભાઈ મહર્દ્ધિક વાસુદેવ હતો. ત્યાં અમારો શત્રુ દમિતારિ નામે વિદ્યાધર હતો; તે સમયે

કનકશ્રી કન્યાને કારણે અમે તેનો વધ કર્યો હતો. તે દમિતારિ ઘણા કાળ સુધી સંસારમાં ભમીને આ જ ભરતમાં અષ્ટાપદ પર્વતની તળેટીમાં નિકટી નદીને કિનારે સોમપ્રભ તાપસનો પુત્ર થયો, અને અજ્ઞાનતપ કરીને કાળધર્મ પામેલો તે આ સુરૂપ યક્ષ થયો. પ્રાણીઓ પ્રત્યેનું વેર જેણે દૂર કર્યું છે એવો હું એકાગ્ર મનવાળો થઇને અહીં પૌષધશાળામાં બેઠો હતો. પોતાની સભામાં બેઠેલો ઈશાનેન્દ્ર મારું ગુણકીર્તન કરતો હતો કે, "મેઘરથને ધર્મમાંથી ક્ષોભ પમાડવાને ઇન્દ્ર સહિત દેવો પૈકી પણ કોણ સમર્થ છે?" ઈશાનેન્દ્રનું વચન સાંભળીને અસહિષ્ણુતાને પામેલો આ સુરૂપ યક્ષ મને ક્ષોભ પમાડવાની ઇચ્છાથી અહીં આવ્યો. પૂર્વકાળના વેરથી જેમને રોષ ઉત્પન્ન થયો છે તથા પોતપોતાના પુરુષાર્થથી જેઓ યુક્ત છે એવાં તથા આકાશમાં રહેલાં તે પક્ષીઓને તેણે દોડતાં જોયાં. તે બન્ને પક્ષીઓમાં પ્રવેશ કરીને, મનુષ્યભાષી એવા તે યક્ષે મને ક્ષોભ પમાડવા આ પ્રકારનું કાર્ય કર્યું. પણ મને ક્ષોભ પમાડવાને અસમર્થ તથા જેની પ્રતિજ્ઞા ભાંગી ગઈ છે એવો તે ઉપશાન્ત થઇને હમણાં મને ખમાવીને ગયો."

પૂર્વભવનું સ્મરણ કરીને જેમણે વેર છોડી દીધું છે એવાં તે પક્ષીઓ પણ ભક્તપરિજ્ઞા-અનશન કરીને ભવનવાસી દેવો થયાં.

મેઘરથ રાજા પણ તે પૌષધ પારીને ઇચ્છિત ભોગો ભોગવવા લાગ્યો.

જેનો સંવેગ વૃદ્ધિ પામ્યો છે એવો તે રાજા કોઇ એક વાર અષ્ટમ ભક્ત સ્વીકારીને, પરિષહોને છાતી સોંપીને (અર્થાત્ પરિષહોની સામે થઇને) કાયોત્સર્ગ કરીને રહ્યો. ઈશાનેન્દ્રે તેને જોઈને હાથ જોડી પ્રણામ કર્યાં કે, "ભગવાનને નમસ્કાર." દેવીઓ તેને પૂછવા લાગી, "તમે કોને પ્રણામ કર્યાં?" (એટલે ઈશાનેન્દ્રે કહ્યું,) "હે ત્રિલોકસુન્દરી! મેઘરથ નામે આ મહાત્મા રાજા જે ભવિષ્યત્ જિન-થનાર તીર્થંકર-છે, તે પ્રતિમામાં રહેલ છે; તેને મેં પ્રણામ કર્યાં. ઇન્દ્ર સહિત દેવો પણ એને શીલવ્રતોના વિષયમાં ક્ષોભ પમાડવાને સમર્થ નથી."

આ વસ્તુને નહીં સહન કરી શકતી અને મેઘરથને ક્ષોભ પમાડવા ઇચ્છતી સુરૂપા અને અતિરૂપા દેવીઓ દિવ્ય ઉત્તરવૈક્રિય રૂપો વિકુર્વીને આવી. મદનનાં શરોને ઉદ્દીપિત કરનાર અનુલોમ ઉપસર્ગો મેઘરથને આખી રાત કર્યા પછી પણ તેને ક્ષોભ પમાડવાને અશક્ત એવી તે દેવીઓ પ્રભાતકાળે તેની સ્તુતિ કરીને તથા નમસ્કાર કરીને ગઇ.

મેઘરથ પણ સૂર્ય ઊગતાં કાયોત્સર્ગ અને પૌષધ પારીને ઇચ્છિત ભોગો ભોગવવા લાગ્યો. મેઘરથનો તે શ્રદ્ધા-સંવેગ જોઈને પ્રિયમિત્રા દેવી પણ સંવેગવાળી થઇ. એક વાર ઘનરથ તીર્થંકરનું આગમન સાંભળીને મેઘરથ અને પ્રિયમિત્રા બન્ને જણ તેમને વંદન કરવાને નીકળ્યાં. ભગવાનનું વચન સાંભળીને જેને વૈરાગ્ય થયો છે એવા મેઘરથે

દઢરથને રાજ્ય આપવા માંડ્યું, પણ તેણે તે ન ઇચ્છ્યું. એટલે રાજ્યાસન ઉપર પુત્ર મેઘસેનનો વૈભવપૂર્વક અભિષેક કરીને તથા દઢરથના પુત્ર રથસેન કુમારનો યુવરાજપદે અભિષેક કરીને-જેનો વૈરાગ્ય અધિક વૃદ્ધિ પામ્યો છે એવા, શીલવ્રતોથી યુક્ત તથા મોક્ષસુખની અભિલાષા રાખતા એવા ધીર અને વિખ્યાત યશવાળા મેઘરથે દઢરથની સાથે તથા ચાર હજાર રાજાઓ અને સાતસો પુત્રોની સાથે મોહજાળને છેદીને દીક્ષા લીધી. પછી પોતાના દેહને વિષે પણ નિરપેક્ષ, ધૃતિબળથી યુકત તથા સમિતિ અને સમાધિથી યુક્ત એવો તે ધીર ઉગ્ર તપ કરવા લાગ્યો. ઉત્તમ તપથી યુકત થઇ વિહાર કરતા એવા તેણે વીસ સ્થાનકમાંથી એક વડે તીર્થંકરનામકર્મ બાંધીને એક લાખ પૂર્વ સુધી શ્રામણ્ય પાળ્યું. અગીઆર અંગોને ધારણ કરનાર એવા તેણે સિંહનિક્રીડિત તપ કરીને, દઢરથની સાથે અંબરતિલક પર્વત ઉપર ચઢી અનશન કર્યું, અને ધૃતિરૂપી નિશ્ચલ કચ્છ જેણે બાંધ્યો છે તથા જેનાં થોડાંજ કર્મો અવશિષ્ટ રહ્યાં છે એવો તે દઢરથની સાથે સમાધિપૂર્વક કાળ કરીને સર્વાર્થસિદ્ધમાં દેવ થયો.

## શ્રીશાન્તિનાથનું ચરિત્ર

ત્યાં વિમાનોના સમૂહમાં સારભૂત, પરમ તપ-નિયમમાં નિરત થઈને જેઓ સર્વાર્થસિદ્ધ દેવતાઓ તરીકે ઉત્પન્ન થયા છે તેઓને માટે પણ દુર્લભતર એવાં રૂપ, પ્રાસાદ અને વિષયસુખથી યુકત એવા તે સુરલોકમાં અહમિંદ્રપણાને તેત્રીસ સાગરોપમ સુધી અનુભવ્યા પછી ચ્યવીને-આ જ ભરતમાં, કુરુ જનપદમાં હસ્તિનાપુર નગરમાં વિશ્વસેન રાજા હતો, તેની દેવી અચિરા નામે હતી; સુખશયનમાં રહેલી અને ચૌદ સ્વપ્નો જોવા વડે હર્ષ પામેલી એવી તેની કુક્ષિમાં મેઘરથ દેવ ઉત્પન્ન થયો. તે દેશમાં એ પૂર્વે ઉત્પન્ન થયેલ દારુણ અશિવ-ઉપદ્રવનું નિવારણ, પ્રયત્ન કરવા છતાં પણ, એ રાજા કરી શકયો નહોતો. પણ તીર્થંકર માતાના ગર્ભમાં આવતાં તે ઉપદ્રવ શાન્ત થયો, એટલે ઉપદ્રવ-રહિત પ્રજાઓ આનંદ પામી. પછી નવ માસ અને સાડાસાત રાત્રિ-દિવસ પૂરા થતાં ભગવાનનો જન્મ થયો. પ્રસન્ન મનવાળી દિશાકુમારીઓએ તેમનું જાતકર્મ કર્યું. પોતાની બુદ્ધિની રુચિ અનુસાર પાંચ વૈક્રિયરૂપો જેણે કર્યાં છે એવા શતક્રતુ ઇન્દ્રે ચાર પ્રકારના દેવનિકાયો સાથે મેરુના શિખર ઉપરની અતિપાંડુકંબલશિલા ઉપર તીર્થંકરના અભિષેકથી ભગવાનનો યથાવિધિ અભિષેક કર્યો, અને તેમના પિતાના ભવનમાં રત્નવર્ષા કરીને ઇન્દ્ર તેમને પાછો લાવ્યો. દેવો પોતાનાં સ્થાનોએ ગયા. સંતુષ્ટ થયેલાં માતાપિતાએ અશિવ-ઉપદ્રવની શાન્તિનો વિચાર કરીને તેમનું 'શાન્તિ' એવું નામ પાડ્યું.

દેવતા વડે પરિગૃહીત થયેલા, અને સુકૃતનું જાણે પ્રતિબિંબ ન હોય એવા અતિશયયુકત દેહવાળા, શરદકાળના પૂર્ણચંદ્ર જેવા સૌમ્ય વદનચંદ્રવાળા, શિશિરકાળના બાલસૂર્ય જેવા તેજયુકત, મનુષ્યોને પ્રીતિ ઉત્પન્ન કરનાર, સંતોષથી વિસ્તાર પામેલાં નયનકમળોની

માળા વડે ચિરકાળ સુધી દર્શન કરવા લાયક, નંદનવન અને મલયપર્વતમાં ઉત્પન્ન થયેલાં પુષ્પોની સુગંધવાળા સુખદાયક પવનની જેમ ઘ્રાણને અમૃત જેવી પ્રસન્નતા અર્પનાર શીતળ અને સુરભિ સુગંધ જેમનો છે એવા, પગની આંગળીઓના પ્રશસ્ત સમૂહ વડે જેમણે કમળવનની શોભાનો સ્વીકાર કર્યો છે એવા, બળવાન મૃગરાજને પણ શિક્ષણ આપવાને સમર્થ તથા લક્ષણશાસ્ત્રને અનુકૂલ એવી સ્વચ્છંદ લલિત ગતિવાળા, સુરદુંદુભિ તેમજ જળભર્યા મેઘના જેવી હૃદયહારી મધુર વાણીવાળા, વિશુદ્ધ જ્ઞાન-રત્ન વડે પ્રકાશિત સૂક્ષ્મ શાસ્ત્રોના નિર્ણયને સમજનારા, ઉત્તમ સંહનનવાળા, મહાસત્ત્વશાલી, અનંતવીર્ય, દાતા, શરણ લેવા લાયક, દયાપર તથા વૈડૂર્યમણિની જેમ નિરુપલેપ એવા તે ભગવાન સુખપૂર્વક ઊછરતા હતા; કૃતપ્રયત્ન એવા દેવો પણ તેમના ગુણસાગરનો પાર પામવાને સમર્થ નથી, તો પૃથગ્જનો-સામાન્ય મનુષ્યોનું શું કહેવું ?

પછી યૌવનને પ્રાપ્ત થયેલા તેમણે પચાસ હજાર વર્ષનો કુમારકાળ ગાળ્યો. વિશ્વસેન રાજાએ પોતે તેમનો રાજ્યાભિષેકથી અભિષેક કર્યો. યશોમતી નામે ભગવાનની અગ્રમહિષી હતી. દઢરથ દેવ પણ ચ્યુત થઇને તેના ગર્ભમાં આવ્યો અને ચક્રાયુધ નામે કુમાર થયો. રૂપશાલી તથા જેનાં સર્વ અંગો પ્રશસ્ત લક્ષણો વડે અંકિત છે એવો તે સુરકુમારની જેમ સુખપૂર્વક વૃદ્ધિ પામતો હતો. શ્રીશાન્તિસ્વામીનો માંડલિકકાળ પણ પચીસ હજાર વર્ષ હતો.

અન્યદા તેમની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. તેમણે તેની પૂજા કરી. પછી ચક્રરત્ન વડે માર્ગ દર્શાવવામાં આવતાં દક્ષિણ અને નૈઋત્ય ભરતને જીતતા, માગધ, વરદામ અને પ્રભાસતીર્થકુમારોએ આદરપૂર્વક જેમનું સન્માન કર્યું છે એવા, સિન્ધુદેવીએ જેમની પ્રાર્થના કરી છે એવા, વૈતાઢ્યકુમાર દેવે જેમને પ્રણામ કર્યાં છે એવા, રત્ન વડે પરિગૃહીત તે ભગવાન, કાળાં વાદળાંઓના સમૂહ વડે ગળાયેલા ચંદ્રની જેમ તમિસ્રગુહામાંથી બહાર નીકળીને અનુક્રમે ચુલ્લહિમવંત વર્ષધર પર્વત આગળ ગયા. ત્યાં નિવાસ કરતા દેવે પ્રણામ કરીને, ‘દેવ ! હું તમારો આજ્ઞાવર્તી છું’ એમ કહીને તેમની પૂજા કરી. પછી ઋષભકૂટ પર્વતને પોતાના નામ વડે અંકિત કરીને, શરણે આવેલા વિદ્યાધરો વડે પૂજાયેલા, ગંગાદેવી વડે સત્કાર કરાયેલા તથા સર્વે નવ નિધિઓ વડે પૂજાયેલા તેઓ ખંડપ્રપાત ગુફા દ્વારા વૈતાઢ્ય પર્વતને ઓળંગીને, ભારે રિદ્ધિપૂર્વક જઇને ગજપુર-હસ્તિનાપુરમાં પ્રવેશ્યા. ઉપદ્રવ અને ઉપસર્ગ વગરના આખા ભારતવર્ષનું પાલન કરતાં તેમણે પચીસ હજાર વર્ષ વિતાવ્યાં.

પછી આદર્શગૃહ-અલંકારગૃહમાં ગયેલા શાન્તિસ્વામીએ દીક્ષા લેવાનો સંકલ્પ કર્યો. લોકાન્તિક દેવો તેમને બોધ પમાડવાને ઉપસ્થિત થયા. પ્રશસ્ત વાણી વડે તે દેવો તેમને અભિનંદન આપવા લાગ્યા. પછી એક વર્ષ સુધી ધનનું દાન કરીને તથા પોતાના

પુત્ર ચક્રાયુધનો રાજ્યાભિષેક કરીને, ચાર પ્રકારના દેવનિકાયો વડે મહિમા કરાતા ભગવાને છઠ ભક્ત કરીને, જેઠ માસના કૃષ્ણ પક્ષની ચૌદશના દિવસે, એક હજાર દેવો વડે વહન કરાતી સર્વાર્થસિદ્ધ શિબિકા દ્વારા સહસ્રામ્રવનમાં આવીને, દેવતાઓએ આપેલું એક દેવ-દૂષ્ય લઈને એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ પ્રમાણે ચાર પ્રકારના જ્ઞાનવાળા તેઓ સોળ માસ સુધી વિહાર કરીને તે જ સહસ્રામ્ર-વનમાં આવ્યા, અને ત્યાં એકત્વ–વિતર્ક–અવિચારી નામના બીજા શુક્લ ધ્યાનને વટાવી ગયેલા તથા શુક્લધ્યાનના ત્રીજા ભાગને અભિમુખ થયેલા તેમને મોહનીય, જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય અને અંતરાય કર્મો ક્ષીણ થતાં કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું.

પછી ભવનાધિપતિ અને વિમાનાધિપતિ દેવો ગંધોદક અને પુષ્પની વૃષ્ટિ કરતા આવ્યા અને ભગવાનને વંદન કરીને અત્યંત પ્રસન્ન મનવાળા તેઓ ઊભા રહ્યા. વ્યંતરોએ ચારે બાજુ એક યોજન જેટલું, દેવલોકના જેવું મંડલ કર્યું. પછી હર્ષથી જેમનાં નયનો વિકાસ પામ્યાં છે એવા વૈમાનિક, જ્યોતિષ્ક અને ભવનપતિ દેવોએ અનુક્રમે મણિ, રત્ન અને કનકનાં કોશીશાંવાળા રત્ન, કનક અને ચાંદીના પ્રાકારો ક્ષણવારમાં નિર્માણ કર્યા. તે પ્રત્યેક પ્રાકારને રજતગિરિ–વૈતાઢ્યના શિખર જેવાં ચાર દ્વાર બનાવવામાં આવ્યાં. વિકસિત મુખવાળા જગદ્‌ગુરુ ભગવાન જેની નીચે બેઠા હતા તે નંદીવત્સ વૃક્ષ પણ જગતનાં લોકોનાં નયનોને રમણીય લાગતા અને કલ્પવૃક્ષ જેવા સુન્દર રકતાશોક ( ચૈત્યવૃક્ષ ) વડે ઢંકાયું. તેની નીચે રહેલું, પાદપીઠ સહિત આકાશસ્ફટિકનું બનેલું સિંહાસન દેવોને પણ વિસ્મય પમાડનાર હતું. તેની ઉપર ગગનપ્રદેશના અલંકારરૂપ અને પૂર્ણચંદ્રના પ્રતિબિંબ જેવું છત્રાતિછત્ર હતું. ભવ્ય જનોના બોધ અર્થે ભગવાન પૂર્વ દિશા તરફ મુખ કરીને બિરાજ્યા. ચામર ઢોળવામાં રોકાયેલા યક્ષો ઊભા રહ્યા. સુવર્ણમય સહસ્ર પાંદડીઓવાળું, બાલસૂર્યના બિંબ જેવું ધર્મચક્ર તીર્થંકરના ચરણમાં રહેલું હતું. ધ્વજો વડે દિશાઓ સુશોભિત થઇ. સંતુષ્ટ થયેલા દેવોએ દુંદુભિઘોષ કર્યો. નર્તિકાઓએ નૃત્ય-વિધિ દર્શાવી. ગંધર્વોએ ગાન કર્યું. ભૂતોએ સિંહનાદ કર્યા અને જૃંભક દેવોએ પુષ્પ-વૃષ્ટિ કરી. સિદ્ધ–ચારણોએ સ્તુતિ કરી. પછી વૈમાનિક દેવીઓ ભગવાનને પ્રદક્ષિણા તથા પ્રણિપાત કરીને ભવિષ્યના સાધુઓના સ્થાનની દક્ષિણે અગ્નિકોણમાં બેઠી. ભવિષ્યના સાધ્વીગણની પશ્ચિમે[૧] તથા ભગવાનની નૈઋત્યમાં વ્યંતર અને જ્યોતિષ્ક દેવીઓ બેઠી. પશ્ચિમ દ્વારની ઉત્તરે ભવનપતિ, વ્યંતર અને જ્યોતિષ્ક દેવો બેઠા. વૈમાનિક દેવો ઉત્તર દ્વાર આગળ બેઠાં. મનુષ્યો અને મનુષ્ય સ્ત્રીઓ પૂર્વ તરફ બેઠાં.

દેવતાના આગમન વડે સૂચિત થયેલો સ્વામીનો કેવલજ્ઞાનોત્પત્તિનો મહોત્સવ જોવાને ચક્રાયુધ રાજા પણ નીકળ્યો અને પરમ સંવિગ્ન એવો તે તીર્થંકરને નમસ્કાર કરીને બેઠો.

---

૧. ભગવાન શાન્તિનાથે હજી ધર્મદેશના આપી નથી તેમજ સાધુઓ અને સાધ્વીઓ આ ધર્મદેશના સાંભળ્યા પછી થવાના છે. એટલે અહીં ભવિષ્યના સાધુઓ અને સાધ્વીઓની વાત છે.

દેવ અને મનુષ્યની પર્ષદાના મધ્યમાં રહેલા ભગવાન–જાણે કે ધવલ છત્ર વડે કરીને ચન્દ્રયુક્ત, ઢોળાતા ચામરો વડે જાણે કે હંસયુક્ત, દેવસુન્દરીઓનાં વદનકમળો વડે કમલયુકત, સુરાસુરો વડે જાણે કે ગજકુલ જેની નજીકમાં છે એવા કુસુમિત વન(સેવવન ?)-યુકત,[1] ચારણશ્રમણોનો આગમન વડે જાણે કે પ્રસન્ન જળાશયયુકત, ઊંચી કરવામાં આવેલી વિવિધ ધ્વજપંકિતઓ વડે જાણે કે વિદ્યુલ્લતાથી અલંકૃત ધવલ મેઘોની ઘટાથી વીંટાયેલા હોય તેવા, વિનયથી પ્રણામ કરતાં મનુષ્યવૃન્દો વડે જાણે કે ફલભારની ગુરુકતાને લીધે નમેલા ડાંગરના છોડ સહિત હોય એવા, જાણે કે બીજા શરદકાળ જેવા લાગતા હતા.

પછી શ્રવણને માટે અમૃત સમાન ( ભગવાનની વાણીનું પાન કરવાને ) તૃષિત થયેલી તે પર્ષદાને તીર્થંકરનામકર્મના ઉદયને લીધે શ્રીશાન્તિનાથ ભગવાન પરમ મધુર, યોજન સુધી પહોંચતા તથા કાનવાળાં પ્રાણીઓને માટે સ્વભાષાપરિણામી–તેમની પોતાની જ ભાષામાં સમજાતા સ્વરથી ધર્મ કહેવા લાગ્યા—“લોકમાં જે છે તે સર્વ–જીવ અને અજીવમાં આવી જાય છે. તેમાં અજીવો ચાર પ્રકારના છે–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય. એમાં જે પુદ્ગલાસ્તિકાય છે તે રૂપી છે, બાકીના અરૂપી છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય જીવો તથા પુદ્ગલોને અનુક્રમે ગતિ, સ્થિતિ અને અવગાહના–અવકાશ આપે છે. પુદ્ગલોથી જીવોને શરીર, ઇન્દ્રિય, ક્રિયાઓ અને શ્વાસોચ્છ્વાસની પ્રાપ્તિ થાય છે. જીવો બે પ્રકારના છે–સંસારી અને સિદ્ધ. એમાં જે સિદ્ધ છે તેઓ કૃતકૃત્ય થયેલા છે. સંસારી જીવો બે પ્રકારના છે–ભવ્ય અને અભવ્ય. તે બધા અનાદિ કર્મના સંબંધથી ભવના યોગથી ઉત્પન્ન થયેલા છે. મોહજનિત કર્મ એ શરીરપુદ્ગલને યોગ્ય વસ્તુ ગ્રહણ કરવામાં નિમિત્ત છે. એવી જ રીતે જીવે પોતે કરેલાં શુભાશુભ કર્મના ઉદયથી આ દુઃખભરપૂર સંસાર ઉત્પન્ન થાય છે. પણ ભવ્ય જીવોને, તેઓ કર્મની સ્થિતિની હાનિમાં વર્તતા હોય ત્યારે, લબ્ધિને આશ્રીને, પરિણામદ્વારા લેશ્યા–ભાવનાની વિશુદ્ધિ થતાં, કેવલીપ્રણીત ધર્મ સાંભળીને, મરણ જોવામાં આવતાં છતાં વિપુલ દર્શનમોહનીયના ક્ષયોપશમથી, અભયઘોષ એવો આનંદ થાય છે. પછી વૈરાગ્ય ઉત્પન્ન થતાં, મહાદરિદ્ર જેમ ઉપદ્રવ વગરના નિધિનો સંગ્રહ કરે તેમ, જિનવચનના ગ્રહણના ઉત્સાહવાળા તે ભવ્ય જીવો ચારિત્ર્યમોહનીયનો ક્ષય થતાં, જંગલમાં ભૂલા પડેલા મનુષ્યો ભય વગરના મહાસાર્થમાં પ્રવેશે તેમ, ચારિત્ર્યનો સ્વીકાર કરે છે. ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનનિક્ષેપસમિતિ અને ઉત્સર્ગસમિતિ એ નામની પાંચ સમિતિઓ વડે યુકત, મન, વાણી અને કાયમાં ગુપ્ત એવા તેઓ બાહ્ય અને આભ્યંતર તપ વડે ઘાતીકર્મ તથા અઘાતી કર્મનો

---

૧. આ વાક્યખંડનો અર્થ અસ્પષ્ટ છે,

ક્ષય કરીને, કેવલી થઇને નિર્વાણમાં જાય છે. જેમનાં થોડાંક કર્મો અવશિષ્ટ રહ્યાં છે તથા જેઓ દેશવિરતિવાળા છે એવા જીવો દેવ અને મનુષ્યભવની પરંપરા અનુભવીને પરિમિત કાળમાં સિદ્ધિવસતિમાં વસનારા થાય છે. જિનશાસનથી પરાઙ્મુખ, જેમણે આસ્રવદ્વારો રોકયાં નથી એવા તથા વિષયસુખપરાયણ, કષાયરૂપી વિષ વડે વ્યાપ્ત એવા જે જીવો હોય છે તેઓ પાપકર્મની બહુલતાથી નારક, તિર્યંચ અને મનુષ્યભવોમાં જેમનો પ્રતિકાર કરી શકાય નહીં એવાં, જેમાંથી બહાર નીકળી શકાય નહીં એવાં તથા લાંબે કાળે જેમનું વર્ણન કરી શકાય એવાં વિવિધ પ્રકારનાં દુઃખો અનુભવતાં ઘણા સમય સુધી કલેશ પામે છે. એમાં પણ જેઓ અભવ્ય છે તેઓ ઘુવડ પક્ષી જેમ સૂર્યોદય જોવાને માટે અયોગ્ય છે, કોરડુ મંગ જેમ રસોઇને માટે અયોગ્ય છે અને ઘણા કાંકરાવાળા ભૂમિભાગની માટી જેમ ઘડો બનાવવાને માટે અયોગ્ય છે તેમ મોક્ષમાર્ગને માટે અયોગ્ય હોઇ તેમને માટે આ સંસારનો છેડો નથી.” એ પ્રમાણે ભગવાને ઘણા પર્યાયવાળો ઉપદેશ કર્યો. ‘ભગવાનને નમસ્કાર! ઉત્તમ ઉપદેશ કર્યો!’ એમ કહીને પર્ષદાએ ભગવાનને પ્રણામ કર્યા.

એ સમયે તીર્થંકરના વચનથી સંબોધ પામેલા અને જેને તીવ્ર વૈરાગ્ય થયો છે એવા અને નિરપેક્ષ ચક્રાયુધ રાજાએ, ભોગવવાથી મ્લાન થયેલી પુષ્પમાળાની જેમ, રાજવૈભવનો ત્યાગ કરીને ઘણા પરિવાર સહિત દીક્ષા લીધી, અને એ સમોસરણમાં જ તેમને ભગવાને પ્રથમ ગણધર તરીકે સ્થાપ્યા. અત્યંત આનંદિત થયેલા અને વિકાસ પામેલાં નયનકમળોવાળા ઇન્દ્રોએ તેમનો દીક્ષામહોત્સવ કર્યો. લોકગુરુ તીર્થંકરની પ્રદક્ષિણા કરીને દેવો અને મનુષ્યો પોતાનાં સ્થાનોએ ગયા.

ભવ્યજનોરૂપી કમલવનનું બોધન–વિકાસ કરતા જિનચંદ્ર જ્યાં જ્યાં વિહરતા હતા ત્યાં ત્યાં પચીસ યોજન સુધીના ભૂમિપ્રદેશો એકસરખા સપાટ, પગે ચલાય એવા, દિવ્ય સુગંધવાળા ગંધોદક વડે છંટાયેલા તથા વૃન્તસ્થાયી (દાંડી નીચે અને પુષ્પ ઉપર એવી રીતે સીધાં પડેલાં) પાંચ પ્રકારનાં પુષ્પોની વૃષ્ટિની શોભાને ધારણ કરનારા થતા હતા. સર્વ ઋતુનાં કુસુમ, ફળ અને શોભાસમુદયથી યુકત એવાં વૃક્ષો ઉપસર્ગરહિત બનતાં હતાં–પુષ્પાદિને કોઇ તોડતું નહોતું. ધર્મકાર્યના સાધનમાં ઉદ્યત એવી પ્રજાઓ આનંદ પામતી હતી. જેમણે વેર અને અસહિષ્ણુતાનો ત્યાગ કર્યો છે એવા તથા સુખાભિમ્ય–જેમની પાસે સુખપૂર્વક જઇ શકાય એવા, દાન અને દયામાં રત એવા રાજાઓએ રાજ્યકાર્ય કોઇકને સોંપીને દીક્ષા લીધી. નરેન્દ્રપુત્રો, રાજપુત્રો અને ઇભ્યોએ રિદ્ધિવિશેષનો ત્યાગ કરીને તીર્થંકરના ચરણનો આશ્રય લીધો અને સંયમ સ્વીકાર્યો. બ્રાહ્મણો, વૈશ્યો અને સ્ત્રીઓએ તે તે પ્રકારના વૈભવો છોડીને, વિષયસુખ પ્રત્યે નિરપેક્ષ થઇને, દીક્ષા લીધી અને તેઓ શ્રામણ્ય પાળતાં વિહરવા લાગ્યાં. શ્રામણ્ય પાળવાને અસમર્થ એવા કેટલાકોએ ગૃહસ્થધર્મ સ્વીકાર્યો, અને તેઓ તપમાં ઉદ્યત થઇને રહેવા લાગ્યા.

ચક્રાયુધ વગેરે સ્વામીના-તીર્થંકરના છત્રીસ ગણધરો શ્રુતના નિધિઓ અને સર્વ લબ્ધિવડે સંપન્ન હતા. જિનેશ્વરના સાધુઓની સંખ્યા બાસઠ હજાર હતી, સાધ્વીઓની સંખ્યા એકસઠ હજાર છસો હતી, શ્રાવકોની સંખ્યા બે લાખ ચાલીસ હજાર હતી અને શ્રાવિકાઓની સંખ્યા ત્રણ લાખ નવ હજાર હતી.

ભગવાનની ઊંચાઈ ચાલીસ ધનુષ્ય હતી. સોળ માસ વડે [1]ન્યૂન એવાં પચીસ હજાર વર્ષ સુધી જગતમાં ઉદ્યોત કરીને, વિદ્યાધરો અને ચારણો વડે સેવાયેલા સમ્મેત પર્વતના શિખર ઉપર એક માસના ઉપવાસ કરી, જેઠ મહિનાની કૃષ્ણ પક્ષની તેરશે ચંદ્રનો ભરણી નક્ષત્ર સાથે યોગ થયો તે સમયે નવ સો અણગારો સાથે ભગવાને પાદપોપગમન કર્યું. લોકસ્થિતિ-મર્યાદા પ્રમાણે દેવો જિનભક્તિ કરવાને માટે આવ્યા. જેમણે કર્મોનો ક્ષય કર્યો છે એવા શ્રીશાન્તિનાથ ભગવાન તે મુનિઓની સાથે નિર્વાણ પામ્યા. સુરો અને અસુરોએ તેમના શરીરનો વિધિપૂર્વક સંસ્કાર કર્યો, અને જિનેશ્વરના ગુણોમાં અનુરક્ત એવા તેઓ જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા.

પછી પોતાના ગણસહિત વિશુદ્ધ અને નિરામયપણે વિહરતા, જિનેશ્વરની જેમ લોકોનાં સંશયતિમિરનો નાશ કરતા, શરદકાળના ચંદ્રના કિરણ જેવા ધવલ યશવડે ત્રિભુવનને વ્યાપ્ત કરતા ચક્રાયુધ મહર્ષિ ઘણાં વર્ષ વિચર્યા પછી મોહનીય, જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય અને અંતરાયકર્મનો ક્ષય થતાં કેવલી થયા. ત્રિદશપતિ ઇન્દ્રે જેમના ચરણકમળમાં પ્રણામ કર્યા છે એવા તથા જેમના કર્માંશો નાશ પામ્યા છે એવા, તથા વીતરાગના શ્રમણવૃંદવડે પરિવરાયેલા તેઓ અનુક્રમે આ પરમપવિત્ર કોટિશીલા ઉપર નિર્વાણ પામ્યા. ભક્તિવશ હોઇને આદરપૂર્વક આવેલા દેવતાઓએ તેમનો નિર્વાણમહિમા કર્યો. ત્યારથી શ્રીશાન્તિનાથ અરિહંતની નિરંતર સિદ્ધિ પામતી બત્રીશ પુરુષપરંપરા સુધીમાં ચક્રાયુધ મહામુનિના ચરણકમળથી અંકિત થયેલી આ શિલા ઉપર જેમના પર્યાયો સંક્ષિપ્ત થયા છે ( જેમણે ચાર અઘાતીકર્મ ખપાવ્યાં છે ) એવા સંખ્યાતા કરોડ ઋષિઓ સિદ્ધિ પામ્યા છે.

## શ્રીકુન્થુનાથનું ચરિત્ર

અર્ધ પલ્યોપમ કાળ ગયા પછી શ્રીકુન્થુનાથ અરિહંત ( જેમનું નામ એ ભવમાં સિંહાવહ હતું )-જંબુદ્વીપના પુષ્કલાવતી વિજયમાં વિપુલ રાજરિદ્ધિનો ત્યાગ કરીને, નિરવદ્ય એવી પ્રવ્રજ્યાને સ્વીકારીને ઘણાં લાખ પૂર્વ સુધી તપ કરીને, અગીઆર અંગોના વેત્તા થઇ પાપ અને કર્મોના મલને દૂર કરીને, તીર્થંકરનામકર્મ રૂપી મહારત્ન ઉપાર્જન કરીને, સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં તેત્રીસ સાગરોપમ સુધી નિરુપમ સુખ અનુભવ્યા પછી ચ્યુત થઇને-હસ્તિનાપુરમાં દાન અને દયાના વિષયમાં શૂર એવા શૂર રાજાની મહાસ્વપ્નોના દર્શનથી આનંદિત થયેલા હૃદયવાળી શ્રી દેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયા. તારાધિપતિ ચન્દ્ર જ્યારે અનેક

---

[1]. કારણ કે સોળ માસ છદ્મસ્થપર્યાય હતો.

ઉત્તમ યોગોમાં હતો ત્યારે, પૂરા દિવસે તેમનો જન્મ થયો. સન્તુષ્ટ થયેલી દિશાદેવતાઓએ જેમનું જાતકર્મ કર્યું છે એવા ભગવાનને સો સુરેશ્વરો સહિત ઇન્દ્રે[1] મંદરપર્વતના અલંકારભૂત અતિપાંડુકંબલશિલા નામની ચૂલિકા ઉપર તે જ ક્ષણે લાવીને, તીર્થંકરના અભિષેકથી તેમનો અભિષેક કરીને તેમને જન્મભવનમાં પાછા લાવીને મૂકયા. જયારે સ્વામી–ભગવાન માતાના ગર્ભમાં હતા ત્યારે (ભૂમિ ઉપર રહેલો)રત્ન વડે ચિત્રિત સ્તૂપ માતાએ સ્વપ્નમાં જોયો હતો; કુનો અર્થ ભૂમિ થાય છે, આથી તેમનું 'કુન્થુ' એવું નામ પાડવામાં આવ્યું.[2]

દેવો વડે પરિગૃહીત થયેલા અને વૃદ્ધિ પામતા ભગવાનના મુખપદ્મની શોભાથી નિસ્તેજ થતો વાદળાંથી મુક્ત થયેલો પૂર્ણચન્દ્ર પણ જાણે શંકાયુક્ત હતો, ભ્રમરાઓ જેમના ઉપર રહેલા છે એવાં ધવલ કમળો નયનયુગલની શોભાથી ઉદ્ભ્રામિત થઇને જાણે રાત્રિએ મ્લાન થતાં હતાં, શ્રીવત્સના લાંછનના મિષથી સુવિશાળ લક્ષ્મીએ તેમના વક્ષ:સ્થલનો આશ્રય લીધો હતો, હાથીઓની ઉત્તમ સૂંઢ પણ તેમના ઉરુયુગલના આકારનું અનુકરણ કરતી હતી, કુરુવિન્દ આવર્તો જંઘાઓની શોભા પ્રાપ્ત કરવાને અસમર્થ હતા, ટપકતા મદજળ વડે ભીના કપોલવાળા હાથીઓ પણ ભગવાનની લીલાપૂર્વકની ગતિની કલાને–એક અંશને પણ નહીં પામતાં લજ્જિત થતા હતા, જળના ભારથી નીચે આવેલા મેઘો પણ ભગવાનના સ્વરની એ ગંભીરતા અને મધુરતાનો આશ્રય કરવાને અસમર્થ હોઇ દુ:ખ પામતા હતા.

એ પ્રમાણે વિસ્મિત થયેલા દેવો અને મનુષ્યો જેમના ગુણોનું રટણ કરતા હતા એવા ભગવાનનો ત્રેવીસ હજાર સાતસો અને પચાસ વર્ષનો કુમારકાળ વીતી ગયો. પછી સૂર્યની પ્રભાવડે અનુલિપ્ત કમળ જેવાં સુન્દર લોચનવાળા તથા પ્રથમ પ્રજાપતિ રાજા ઋષભદેવની જેમ પ્રજાનું હિત કરનાર ભગવાનનો શૂર રાજાએ પોતે રાજ્યાભિષેક કર્યો. પાકશાસન ઇન્દ્રે જેમનાં ચરણકમળ પૂજ્યાં છે એવા, કમળરજના રાશિ અને કાંચન સમાન દેહકાન્તિવાળા, લોકોનાં લોચનરૂપી કુમુદને માટે શરદકાળના ચંદ્ર સમાન, ચન્દ્રનાં કિરણ જેવા ઉજ્જવળ, અતિશયયુક્ત અને ભવ્ય જનોને પરિતોષ ઉત્પન્ન કરનાર ચરિત્રવાળા ભગવાને સમસ્ત રાજ્યનું શાસન કરતાં ત્રેવીસ હજાર સાતસો અને પચાસ વર્ષ એક દિવસની જેમ વિતાવ્યાં.

---

૧. સામાન્ય રીતે તીર્થંકરના અભિષેક સમયે ચોસઠ ઇન્દ્રોના આગમનનો ઉલ્લેખ મળે છે; પણ અહીં સો ઇન્દ્રોની વાત છે. 'સો ઇન્દ્રો' ને માટે મૂળમાં सुरीरसएण પાઠ છે, તેને સંપાદકોએ શંકાસ્પદ ગણેલો છે.

૨ જુઓ–थूमं रयणविचित्तं कुंथुं सुमिणम्मि तेण कुंथुजिणो ( આવશ્યક નિર્યુક્તિ, ગા. ૧૧૦૦ )। તે ઉપર આચાર્ય મલયગિરિની વૃત્તિ–जननी स्वप्ने कुस्थं–मनोहरेऽभ्युन्नते महीप्रदेशे ( स्थितं ) स्तूपं रत्नविचित्रं दृष्ट्वा प्रतिबुद्धवती तेन कारणेन भगवान् नामतः कुन्थुजिनः ॥ ( ત્રીજો ભાગ, પૃ. ૬૦૨ )

પછી તેમના આયુધગૃહમાં જાણે બીજું સૂર્યમંડલ હોય એવું પ્રકાશમાન ચક્રરત્ન ઉત્પન્ન થયું. તેમ કરવાનો આચાર હોવાથી, રત્નની પૂજા કરવામાં આવી. ચક્રરત્નનું અનુસરણ કરીને લવણસમુદ્ર અને ચુલ્લહિમવંત વડે પરિગત એવો વિદ્યાધરો સહિત ભારતવર્ષ જીતીને, દેવોને પણ વિસ્મય ઉત્પન્ન કરનારી સમૃદ્ધિ સાથે તેઓ પાછા ગજપુર-હસ્તિનાપુરમાં પ્રવેશ્યા. અસંખ્ય પૂર્વપુરુષોની પરંપરાથી આવેલી અને ચૌદ રત્નો રૂપી અલંકારોને ધારણ કરનારી રાજ્યલક્ષ્મીનું પરિપાલન કરતા અને ચારિત્ર્યમોહનીય કર્મના ક્ષયની રાહ જોતા તથા પ્રણામ કરતા હજારો રાજાઓના મુકુટમણિનાં કિરણોથી જેમનું પાદપીઠ રંગાયેલું છે એવા તેઓ ત્રેવીસ હજાર સાતસો અને પચાસ વર્ષ સુધી ચક્રવર્તીના ભોગો ભોગવતા વિહાર કરવા લાગ્યા.

એક વાર આદર્શગૃહ-અલંકારગૃહમાં પ્રવેશેલા, રિદ્ધિની અનિત્યતાનું ચિન્તન કરતા અને પ્રશસ્ત પરિણામના માર્ગ ઉપર રહેલા ભગવાનને સારસ્વત આદિ લોકાન્તિક દેવોએ બોધ કર્યો કે, "સ્વામી ! સંસારની ગતિ અને મોક્ષમાર્ગ આપને વિદિત છે, માટે ભવ્યજનોને બોધ પમાડવા માટે દીક્ષા લેવાનો વિચાર કરો; આપના ઉપદેશનો આશ્રય કરીને શ્રમણોરૂપી વણિકોના સાર્થ સંસારરૂપી મહાસમુદ્રને તરી જાઓ." આ પ્રકારનાં વચનો વડે અભિનંદન કરીને દેવો અદૃશ્ય થયા.

'ઉત્તમ પુરુષો વડે સેવાયેલો આ માર્ગ છે, આ નિમિત્તે ધનનો ત્યાગ કરવો જોઈએ' એમ વિચારીને એક વર્ષ સુધી કિમિચ્છિત દાન વડે લોકોને આનંદિત કરીને, ચંદ્ર જ્યારે કૃત્તિકા નક્ષત્રના યોગમાં આવ્યો ત્યારે, ત્યાં આવેલા અને સંતુષ્ટ થયેલા ઇન્દ્રોએ આણેલી તથા ત્રિભુવનની વિભૂતિરૂપ વિજયા શિબિકામાં બેસીને દેવો અને રાજાઓ વડે વહન કરાતા, જેમને માટે મંગલ કર્મ કરવામાં આવ્યું છે એવા, જેમની શોભાનો ઉત્કર્ષ સેંકડો લોકોનાં નયનોને સ્પર્શ કરતો હતો એવા, આનંદિત થયેલા જૃંભક દેવતાઓના ગણોએ સુગંધી વૃક્ષોનાં પાંચ વર્ણનાં પુષ્પોની જેમના ઉપર વૃષ્ટિ કરી હતી એવા, સુરકિંકરોના સમૂહના તૂર્ય, ગીત અને વાદિત્ર વડે મિશ્રિત શબ્દ વડે અનુસરાતા તથા હાથ જોડીને ઊભેલા ચારણો વડે 'અહો ! દેવોને પણ વિસ્મય પમાડનારી આવી રાજ્યલક્ષ્મી પરત્વે કેટલી નિઃસંગતા છે !' એ પ્રમાણે સ્તુતિ કરાતા ભગવાન સહસ્રામ્રવનમાં પહોંચ્યા. સિદ્ધોને પ્રણામ કરીને તેમણે દીક્ષા લીધી તેમના આ ત્યાગથી વિસ્મિત થયેલા એક હજાર ક્ષત્રિયોએ તેમની સાથે દીક્ષા લીધી.

પછી મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ પ્રમાણે ચાર પ્રકારનાં જ્ઞાનને ધારણ કરનાર ભગવાન કુન્થુનાથ સોળ માસ સુધી વિહાર કરીને, ઉપવાસના પારણામાં દાતાજનનાં હૃદયોને વસુધારાની વૃષ્ટિવડે, શરદકાળનો ચંદ્ર જેમ કુમુદોને પ્રસન્ન કરે તેમ, પ્રસન્ન કરતા ફરી સહસ્રામ્રવનમાં આવીને વૃક્ષોના સમૂહમાં તિલક સમાન તિલકવૃક્ષની નીચે બેઠા. ઉત્તમ

ક્ષમા, માર્દવ, આર્જવ અને નિર્લોભતા વડે પોતાના આત્માને ભાવતા તેમને મોહનીય, જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય અને અંતરાયકર્મનો ક્ષય થતાં કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું.

તે જ સમયે દેવો અને દાનવો પરમગુરુ તીર્થંકરનો મહિમા કરવાને માટે આવ્યા. વિનયથી જેમનાં મસ્તક નમેલાં છે એવા તેમણે પહેલાં તો સમોસરણભૂમિને સુગંધી જળ વડે છાંટી, અને જળ અને સ્થળમાં ઉત્પન્ન થયેલાં પાંચ વર્ણનાં સુગંધી વૃન્તપ્રતિષ્ઠાન (દાંડી નીચે અને પુષ્પ ઉપર રહે એવી રીતે સીધાં પડેલાં) પુષ્પોની વૃષ્ટિ વડે શોભા કરી. કાળા અગરના ધૂપથી જાણે મેઘ વડે ઘેરાયેલી હોય એવી દિશાઓ તેમણે કરી. પછી પોતાના પરિવાર સહિત ભગવાનની સ્તુતિ કરતા ત્રિદશપતિઓ-ઇન્દ્રો હાથ જોડીને, પ્રદક્ષિણા કરીને યોગ્ય સ્થાનોમાં બેઠા. ભગવાનનું વચનામૃત સાંભળતા મનુષ્યો પણ તે જ અનુક્રમે બેઠા.

પછી શ્રવણ અને મનને મનોહર લાગે એવા સ્વરથી શ્રીજિનેશ્વર છ જીવકાય અને અજીવનું સ્વરૂપ પર્યાય સહિત કહેવા લાગ્યા—“ અગ્નિવડે પરિણામિત-તપેલો લોઢાનો ગોળો જેમ પાણીને ગ્રહણ કરે છે તેમ અરૂપી જીવો રાગદ્વેષનિમિત્તિક કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે. ઉદયને પ્રાપ્ત થયેલાં કર્મ વડે જન્મ, જરા, મરણ, રોગ અને શોકથી ભરેલો તથા ભયજનક આ સંસાર ઉત્પન્ન થાય છે. પ્રશસ્ત પરિણામને પ્રાપ્ત થયેલા, જિનેશ્વરોએ ઉપદેશેલા માર્ગ ઉપર પ્રેમ રાખનારા, જ્ઞાનપ્રાપ્તિ માટે જેણે પ્રયત્ન કર્યો છે એવા, વિશુદ્ધ થતા ચારિત્ર્યવાળા અને જેણે આસ્રવને રોકયો છે એવા જીવને નવા કર્મનો ઉપચય થતો નથી, અને બાહ્ય તથા આભ્યંતર તપ વડે પૂર્વસંચિત કર્મનો ક્ષય થાય છે. પછી અઘાતી કર્મ અને ઘાતી કર્મ જેણે ખપાવ્યાં છે એવા તે જીવની પરમ પદ-મોક્ષમાં પ્રતિષ્ઠા થાય છે.” આ પ્રમાણે શ્રીકુન્થુનાથ અરિહંતે વિસ્તારપૂર્વક કહેતાં ‘ઉત્તમ વચન કહ્યાં!’ એમ કહીને પર્ષદાએ મસ્તકથી તેમને પ્રણામ કર્યાં. જેને તીવ્ર સંવેગ થયો છે એવા સ્વયંભૂ ક્ષત્રિયે તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરીને દીક્ષા લીધી, અને ભગવાને તેમને પ્રથમ ગણધર તરીકે સ્થાપ્યા. દેવોએ તેમની પૂજા કરી. તીર્થંકરની રિદ્ધિથી વિસ્મિત થયેલા દેવો અને મનુષ્યો પોતપોતાનાં સ્થાનકે ગયા.

શ્રીકુન્થુનાથના સ્વયંભૂ આદિ સાઠ હજાર શિષ્યો હતા, રક્ષિતા આદિ સાઠ હજાર અને આઠસો શિષ્યાઓ હતી, એક લાખ નેવ્યાસી હજાર શ્રાવકો હતા અને ત્રણ લાખ એકાસી હજાર શ્રાવિકાઓ હતી.

પછી ભવિકજનોના બોધમાં ઉદ્યત એવા ભગવાન ત્રેવીસ હજાર સાતસો પચાસ વર્ષ સુધી નિરુપસર્ગપણે વિહરીને સમ્મેત પર્વતના શિખર ઉપર માસોપવાસ કરીને ચંદ્ર કૃત્તિકા નક્ષત્રના યોગમાં આવ્યો તે સમયે સિદ્ધિમાં ગયા. દેવોએ તેમનો નિર્વાણમહોત્સવ કર્યો. ભગવાન કુન્થુનાથના તીર્થમાં અઠ્ઠાવીસ પુરુષપરંપરા સુધીમાં આ મોક્ષ-

ભૂમિમાં-ચક્રાયુધ મહર્ષિએ અનુગૃહીત કરેલી આ શિલા ઉપર જેઓ જન્મ-મરણથી વિમુક્ત થયા છે એવા સંખ્યાતા કરોડ શ્રમણો સિદ્ધિમાં ગયા છે.

## શ્રીઅરનાથનું ચરિત્ર

પલ્યોપમના ચોથા ભાગ જેટલો કાળ વ્યતીત થયા પછી શ્રીઅરનાથ અરિહંત ( જેમનું નામ એ ભવમાં ધનપતિ હતું ) પૂર્વવિદેહમાં મંગલાવતી વિજયમાં મહા-માંડલિક-રાજ્યનો ત્યાગ કરીને શ્રમણ થયા. અગીઆર અંગમાં વિશારદ એવા તેઓ ઘણાં કરોડ વર્ષ સુધી તપ-સંયમ પાળીને, તીર્થંકરનામ-ગોત્ર કર્મ ઉપાર્જન કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીશ સાગરોપમ સુધી ઉત્તમ વિષયસુખ અનુભવ્યા પછી ચ્યવીને—આ જ ભરતમાં હસ્તિનાપુર નગરમાં પ્રણામ કરતા જનો વડે સુખપૂર્વક દર્શન કરવા લાયક, વિશુદ્ધ અને સમ્યક્ દર્શનવાળા સુદર્શન રાજાની તીર્થંકરની વાણીની જેમ નિન્દનીય વસ્તુથી વર્જિત, ચંદ્રપ્રભા જેવા સ્વભાવવાળી, જેમાં સારી રીતે હોમ કરવામાં આવ્યો છે એવા હુતાશન-અગ્નિ જેવી તેજસ્વી, દેવીઓને પણ વિસ્મય પમાડનાર રૂપના ઉત્કર્ષવાળી અને જેણે મહાપુરુષની ઉત્પત્તિ અને આગમન સૂચવનાર સ્વપ્નો જોયાં છે એવી દેવી નામે રાણીના ગર્ભમાં ઉત્પન્ન થયા. નવ માસ પૂરા થયા અને દશમો શરૂ થયો, તારાધિપતિ ચન્દ્ર રેવતી નક્ષત્રના યોગમાં આવ્યો અને પૂર્વદિશાના વદનમાં અલંકારરૂપે જીવ ( ગુરુ-ગ્રહ ) રહેલો હતો તે સમયે જીવોને ઉપકારક શ્રીઅરનાથનો જન્મ થયો. પછી હર્ષ પામેલાં હૃદયવાળી દિશાદેવતાઓએ જેમનું જાતકર્મ કર્યું છે એવા ભગવાનને સુરાધિપોએ ગિરિરાજ મનોરમ-મેરુના શિખર ઉપર લઇ જઇને તીર્થંકરાભિષેકથી તેમનો અભિષેક કર્યો. સહસ્રનિધિ ઇન્દ્ર તેમને પાછા જન્મભવનમાં લાવ્યો. તેઓ ગર્ભમાં હતા ત્યારે માતાએ સ્વપ્નમાં રત્નમય અર ( ચક્રનો આરો ) જોયો હતો, તેથી તેમનું નામ 'અર' પાડવામાં આવ્યું.

દેવતાવડે પરિગૃહીત ભગવાન ઊછરતો હતા, પરિતોષથી વિકાસ પામતાં નયનવાળા લોકો વડે તેઓ દર્શન કરાતા હતા. વાદળાંઓનો ગહન પટલ જેના ઉપરથી ખસી ગયો છે એવા પૂર્ણચન્દ્ર સમાન સૌમ્ય વદનચંદ્રવાળા, [1]ભ્રમર સહિત એવાં સહસ્રપત્ર કમળ જેવાં નેત્રવાળા, મુખકમળને શોભા અર્પનાર બહુ ઊંચી નહીં એવી અને ઉત્તમ નાસિકાવાળા, વિદ્રુમવૃક્ષના પલ્લવ જેવા હોઠવાળા, મોગરાની કળીઓ જેવા સ્નિગ્ધ દાંતવાળા, શ્રીવત્સ વડે અંકિત પહોળા વક્ષ:સ્થળવાળા, ભુજંગની ફણાની ઉપમા આપી શકાય એવા બાહુવાળા, મંદમંદ વાતા પવન વડે સહેજ નમેલા કોમળ કમળની સુન્દર રેખા વડે અલંકૃત હથેળીવાળા, સુરપતિ ઇન્દ્રના શસ્ત્ર-વજ્ર સમાન મધ્યભાગવાળા, ખિડાયેલા કમળ સમાન ગંભીર

૧. અહીં सुमरिउं व पडिवुद्धो એ વાક્યખંડનો અર્થ સમજાતો નથી.

નાભિકોશવાળા, સરખાં પાસાંયુક્ત ઉદરવાળા, સારા બાંધાવાળા, ઉત્તમ અશ્વ જેવા કટિપ્રદેશવાળા, હાથીનાં બચ્ચાંની સૂંઢ જેવી આકૃતિયુક્ત ઉરુવાળા, (માંસપેશીઓ વડે) ઢંકાયેલા તથા દૃઢ એવા ઢીંચણુ અને સાંધાવાળા, કુરુવિન્દાવર્ત નાભિવાળા, સોનાના કાચબા જેવી સુન્દર આકૃતિયુક્ત અને નખરૂપી મણિનાં કિરણો વડે પ્રકાશિત ચરણારવિન્દવાળા, જલભર્યા મેઘની ઘોષણા જેવા અવાજવાળા તથા બાલચન્દ્ર જેવા પ્રિયદર્શન એવા ભગવાને કુમારકાળમાં એકવીસ હજાર વર્ષ વીતાવ્યા.

પછી પિતાએ રાજ્યધુરાના કાર્યમાં તેમને નિયુક્ત કર્યા. માંડલિકની રાજ્યલક્ષ્મીનું નિરુપદ્રવપણે પાલન કરતા તથા વાદળાંમાંથી મુક્ત થયેલા ચન્દ્રના કિરણુ જેવા ધવલ યશ વડે સકલ જીવલોકને વ્યાપ્ત કરતા એવા તેમનાં એકવીસ હજાર વર્ષ વીતી ગયાં. પૂર્વનાં સુકૃતો વડે ઉપાર્જિત કરેલું તથા હજાર દેવો વડે પરિવરાયેલું ચક્રરત્ન તેમને ઉપસ્થિત થયું. તે ચક્રના માર્ગે અનુગમન કરતા તેમણે ચાર હજાર વર્ષમાં સકલ ભારતવર્ષ ઉપર વિજય કર્યો. ભરતની જેમ દેવો અને રાજાઓવડે પૂજાયેલા તેમણે એકવીસ હજાર વર્ષ સુધી ચક્રવર્તીના ભોગો ભોગવતાં વિહાર કર્યો. વિનયથી જેમણે અંગ અને મસ્તક નમાવ્યાં છે એવા લોકાન્તિક દેવોએ જેમને બોધ કર્યો છે અને જેમનો મત્સર નાશ પામેલો છે એવા તથા જેમને માટે મંગલકર્મ કરવામાં આવ્યાં છે એવા ભગવાન, કુબેરને પણ વિસ્મય પમાડનારી બુદ્ધિ વડે, એક વર્ષ સુધી મણિ અને કનકની વૃષ્ટિ કરીને–કાંચનમય વિચિત્ર અને ઉત્તમ સુશોભનોવાળી, કલ્પવૃક્ષનાં કુસુમોમાં લુબ્ધ ભમરાઓવડે શબ્દાયમાન, વિદ્રુમ, ચન્દ્રકાન્ત, પદ્મ, અરવિન્દ, નીલ અને સ્ફટિક મણિઓ વડે અંકિત સ્તૂપિકાઓ જેમાં છે એવી, મરકત, વૈડૂર્ય અને પુલકમણિ વડે વિચિત્રિત વેદિકાવાળી, કાળા અગરના ધૂપવડે વાસિત ગોશીર્ષચંદનના સમૂહ વડે દિશાઓને સુરભિયુક્ત કરતી, પતાકાઓના સમૂહ વડે ઉજ્જવલ, ઘણા કાળે વર્ણન કરી શકાય એવી તથા દેવો અને મનુષ્યો વડે વહન કરાતી વૈજયંતી શિબિકામાં બેસીને નગરમાંથી બહાર નીકળ્યા. ચંદ્ર જ્યારે રેવતી નક્ષત્રના યોગમાં આવ્યો ત્યારે તેમણે સહસ્રામ્રવનમાં એક હજાર ક્ષત્રિયોની સાથે દીક્ષા લીધી. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ પ્રમાણે ચાર જ્ઞાનવાળા તેઓ સોળ માસ સુધી વિહાર કરીને, તે જ સહસ્રામ્રવનમાં આવીને તે સમયને યોગ્ય કુસુમોના સમૂહ વડે સુશોભિત, કોકિલના મધુર ટહુકાર વડે શબ્દાયમાન અને ભમરાઓના સમૂહને લીધે અંદરના ભાગમાં શ્યામ એવા આમ્રવૃક્ષની નીચે બેઠા. પ્રશસ્ત ધ્યાનમાં રહેલા અને જેમનાં મોહનીય, જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય અને અંતરાય કર્મોનો ક્ષય થયો છે એવા તેમને કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું.

પછી જેમણે હાથ જોડેલા છે એવા દેવો અને દાનવોએ વાદળાંની મલિનતામાંથી મુક્ત થયેલા ચંદ્રની જેમ અધિકતર સૌમ્ય દર્શનવાળા ભગવાનનો મહિમા કર્યો. યોજન સુધી પહોંચતા સ્વર વડે ભગવાને ધર્મ કહ્યો–"જન્મ, મરણ, વધ, બંધન અને વેદનાથી

પ્રચુર આ સંસાર જીવોના પ્રમાદથી ઉત્પન્ન થાય છે. તેમાંથી મુક્ત થવાને માટે ક્ષમા, માર્દવ, આર્જવ, નિઃસંગતા, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનતા અને બ્રહ્મચર્ય એ પ્રમાણે દશવિધ માર્ગ છે. આ ઉપાયથી જેમણે કર્મોનો ક્ષય કર્યો છે એવા સિદ્ધો સિદ્ધશિલામાં અનંત અને અવ્યાબાધ સુખ અનુભવે છે. સંસાર ( ખપાવ્યો ન હોય પણ ) પરિમિત કર્યો હોય તેમણે અણુવ્રતો અને શિક્ષાવ્રતો સહિત ગૃહસ્થધર્મ પાળવો." સર્વ ભાવને જાણનારા અરિહંતે આ પ્રમાણે ઉપદેશ કર્યો.

જીવ અને અજીવના તે સ્વરૂપને સાંભળીને જેમણે કામભોગોનો ત્યાગ કર્યો છે એવા કુંભ રાજાએ શ્રમણધર્મનો સ્વીકાર કર્યો અને ભગવાને તેમને પ્રથમ ગણધર તરીકે સ્થાપ્યા. તેમનો મહોત્સવ કરીને દેવો અને મનુષ્યો જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. ભગવાનના કુંભ વગેરે સાઠ હજાર શિષ્યો હતા, તેટલી જ શિષ્યાઓ હતી, એક લાખ ચોરાશી હજાર શ્રાવકો હતા, તથા ત્રણ લાખ ચોરાશી હજાર શ્રાવિકાઓ હતી. વીતરાગ તથા જેમનાં કર્મો નાશ પામ્યાં છે એવા શ્રીઅરનાથ તીર્થંકર એકવીસ હજાર વર્ષ સુધી નિર્વાણનો માર્ગ પ્રકાશીને, સમ્મેત પર્વતના શિખર ઉપર એક માસના ઉપવાસ કરીને સિદ્ધિમાં ગયા. દેવોએ તેમનો નિર્વાણમહિમા કર્યો. શ્રીઅરનાથના તીર્થમાં ચોવીસ પુરુષપરંપરા સુધીમાં શીલ જેમનું ધન છે એવા બાર કરોડ શ્રમણો કોટિશિલા ઉપર સિદ્ધિમાં ગયા છે.

શ્રીમલ્લિનાથ અરિહંતના તીર્થમાં વીસ પુરુષપરંપરા સુધીમાં છ કરોડ શ્રમણો અહીં જ પરિનિર્વાણ પામ્યા છે.

મુનિસુવ્રત ભગવાનના તીર્થમાં ઉત્તમ વ્રતવાળા ત્રણ કરોડ મુનિઓ અહીં પરમપદ પામ્યા છે.

પ્રણામ કરતા ઇન્દ્રો વડે વંદન કરાયેલાં જેમનાં ચરણકમળ છે એવા લોકગુરુ શ્રીનમિનાથના તીર્થમાં જેમનાં કર્મનાં આવરણ દૂર થયાં છે એવા એક કરોડ શ્રમણો આ શિલા ઉપર સિદ્ધિ પામ્યા છે. આથી તે કોટિશિલા કહેવાય છે. એ શિલા સુરાસુર વડે પૂજાયેલી, મંગલ, વંદનીય અને પૂજનીય છે. એ કારણથી અમે અહીં આવ્યા છીએ. જે તમે પૂછ્યું તે અમે કહ્યું છે."

( ચારણશ્રમણોએ ) આ પ્રમાણે કહ્યું[1], એટલે 'ઉત્તમ કહ્યું !' એમ બોલતાં અમે વિનયપૂર્વક તે શ્રમણોને પ્રણામ કર્યા. પછી ચારણ ભગવંતો અંતર્ધાન થયા. શ્રીશાન્તિનાથના આ શાન્તિકર ચરિત્રનું ચિન્તન કરતો હું બેઠો.

એ સમયે ખભા ઉપર જેણે હાડકાંની માલા પહેરી છે એવી તથા હિમ વડે કરમાયેલી પદ્મિની જેવા નિસ્તેજ શરીરવાળી, નવયૌવનમાં રહેલી એક સ્ત્રીને મેં જોઈ. તાપસોને મેં પૂછ્યું, "ભદ્ર આકૃતિવાળી અને સુખભાગિની આ સ્ત્રી કયા કારણથી આશ્રમમાં રહે છે ?

૧. કથાના અનુસંધાન માટે જુઓ આ લંભકના પ્રારંભમાં પૃ. ૪૦૬-૭.

અથવા એવું કર્યું તપ છે, જેથી એ પ્રાણુસંશયમાં રહેલી છે (અર્થાત્ એનું જીવન જોખમમાં આવી પડ્યું છે)?" એટલે તાપસો કહેવા લાગ્યા, "તેનું કારણ સાંભળો—

## ઇન્દ્રસેનાનો સંબંધ

અહીં વસંતપુર નામે નગર છે. વચ્છિલ્લનો પુત્ર જિતશત્રુ ત્યાં હાલમાં રાજા છે. મગધના રાજા જરાસંધે પોતાની કાલિંદસેના અગ્રમહિષીથી ઉત્પન્ન થયેલી ઇન્દ્રસેના નામે પુત્રી તેને આપી હતી. એ-જિતશત્રુ પરિવ્રાજકોનો ભક્ત હતો. આથી અંતઃપુરમાં પ્રવેશવાની જેમને રજા આપવામાં આવી છે એવો તેનો (ગુરુ) શંખ અને બીજા યોગીઓ અનિયંત્રિતપણે અંતઃપુરમાં પ્રવેશતા અને ત્યાંથી બહાર જતા હતા. સ્વસમય અને પરસમય-(સ્વમત અને પરમત)માં કુશળ તથા જિતશત્રુનો બહુમાન્ય એવો શૂરસેન નામે પરિવ્રાજક તેના ઘરમાં રહેતો હતો. તેણે ઇન્દ્રસેનાને વિદ્યાથી વશ કરી. પછી 'આ ઇન્દ્રસેના તારામાં આસક્ત છે' એમ રાજાએ જાણીને તે શૂરસેનનો નાશ કરીને, તેને ગહન વનના એક પ્રદેશમાં ફેંકી દીધો. પણ તે પરિવ્રાજકમાં આસક્ત માનસવાળી અને તેના વિયોગમાં શોક કરતી ઇન્દ્રસેના પિશાચાવિષ્ટ–ગાંડી થઇ ગઇ. 'હું એ ભદંતને જોઇશ!' એ પ્રમાણે વિલાપ કરતી તેને બંધન, રુંધન, યજ્ઞ, ધૂણી આપવી, ઔષધ પાવાં આદિ ક્રિયાઓવડે ચિકિત્સકો સ્વસ્થ કરી શકયા નહીં. જેણે સાચી હકીકત જાણી છે એવા જરાસંધે કહેવરાવ્યું કે, "મારી પુત્રી બંધનમાં ક્લેશ પામતી ન મરે, તેને છોડો, કોઇ આશ્રમપદમાં તે ભલે રહે, અનુક્રમે તે સ્વસ્થ થશે." તે વચનને પ્રમાણ કરતા જિતશત્રુ રાજાએ તેને બંધનમાંથી છોડી. 'આ તારો પ્રિયતમ છે' એમ કહીને શૂરસેનનાં અસ્થિ તેને બતાવવામાં આવ્યાં. એ અસ્થિઓને એકત્ર કરીને, વસ્ત્ર વડે બાંધીને તેણે માળા કરી. પછી તે માળાને તેણે કંઠમાં બાંધી. રાજાના કંચુકીઓએ તેને પરિચારિકાઓની સાથે અહીં લાવીને રાખી. પછી તેઓ આ વૃત્તાન્ત અમને કહીને ગયા. વિનંતી કરવા છતાં આ ઇન્દ્રસેના ભોજન કરવાને ઇચ્છતી નથી. એ કારણથી તે આવી અવસ્થાને પામી છે. તમે મહાપ્રભાવશાળી દેખાઓ છો. જો તમારો કોઇ શક્તિવિશેષ હોય તો તેને મુક્ત કરો–સ્વસ્થ કરો, જેથી એ બિચારી જીવે. એથી તમે ઋષિઓ અને રાજાનું પણ પ્રિય કર્યું ગણાશે."

મેં કહ્યું, "એમ થાઓ; તમને જો આ વસ્તુ અભિપ્રેત છે તો પ્રયત્ન કરીશ." પછી સંતુષ્ટ થયેલા તે તાપસોએ રાજાને ખબર આપી. ત્યાંથી કંચુકીને મોકલવામાં આવ્યો. તે ઇન્દ્રસેનાને અને મને તેડી ગયો. વિનયપ્રતિપત્તિપૂર્વક બહુમાનથી જિતશત્રુએ મારો સત્કાર કર્યો. મેં ચિકિત્સા કરી, એટલે દેવી સ્વસ્થ થઇ ગઇ.

## કેતુમતીનું પાણિગ્રહણ

હવે, એક વાર પ્રતિહારીએ આવીને મને વિનંતી કરી, "સાંભળો સ્વામી! રાજાની

સહોદરા બ્હેન કેતુમતી નામે છે. તે તાજા કમળ જેવા કોમલ ચરણયુગલવાળી, (સ્નાયુ-ઓમાં) ગૂઢ રહેલ શિરાઓ અને રોમકૂપવાળી, કુરુવિન્દાવર્ત જેવી ગોળાકાર જંઘાવાળી, કદલીસ્તંભ જેવા ઉરુવાળી, કટિમેખલાયુક્ત સુવિશાલ જઘનવાળી, મોટા ધરાના આવર્ત જેવી ઊંડી નાભિવાળી, ત્રિવલીયુક્ત તથા હાથમાં સહેલાઈથી પકડી શકાય એવા મધ્યભાગવાળી, પુષ્ટ, ઉન્નત, સરખા અને હારવડે શોભાયમાન સ્તનોવાળી, કિસલયોની સુન્દરતાનું હરણ કરનાર ઘાટીલી હથેલીયુક્ત મૃદુ બાહુલતાવાળી, આભૂષણો વડે શોભાયમાન કંબુકંઠવાળી, પ્રવાલદલ જેવા અધરોષ્ઠવાળી, યુક્ત, ઉન્નત અને ઘાટીલી નાસિકાવાળી, નીલકમળનાં પત્ર જેવાં વિશાળ નયનવાળી, વૃદ્ધિ પામેલા, સૂક્ષ્મ, શ્યામ અને સ્નિગ્ધ કેશવાળી, સુન્દર કાનવાળી, (કુંડલોના) ચલનદ્વારા થતા ઘર્ષણથી સુંવાળા થયેલા હોય તેવા સુન્દર ગાલવાળી, પ્રસન્ન કલહંસ જેવી ગતિવાળી, શુચિ પ્રભાવડે સુભગ એવી દાંતની કાન્તિવાળી તથા સ્વાભાવિક રીતે જ મધુર વાણીવાળી છે. વધારે શું કહેવું ? તે કન્યા જાણે કે કમલવનથી રહિત એવી સાક્ષાત્ લક્ષ્મી જેવી છે. રાજા તે કન્યા તમને આપવાની ઇચ્છા રાખે છે, આથી તે તમારા ગુણોમાં રમે છે–ગુણોનું ચિન્તન કરે છે.” આમ કહીને પ્રતિહારી ગઈ.

પછી પરિતોષથી પ્રસન્ન મુખચંદ્રવાળા રાજાએ ઉત્તમ તિથિએ વિધિપૂર્વક મને કેતુમતીનું પાણિગ્રહણ કરાવ્યું. ‘હું આપનો આજ્ઞાકારી છું’ એમ બોલતા તેણે મને ઘણો પ્રદેશ આપ્યો. ઇચ્છિત ભોજન, વસ્ત્ર, ગંધ અને માલ્યવડે તે મારી સેવા કરવા લાગ્યો. ઉપચારપૂર્વકની સેવાઓ વડે મને પણ કેતુમતીએ વશ કર્યો. દૃઢ થયેલા પ્રણયવાળી તેણે સુખમાં રહેલા મને પૂછ્યું, “આર્યપુત્ર ! આપણા વડીલો ક્યાં છે ?” મેં મારી ઉત્પત્તિ અને શૌરિપુરમાંથી કારણસર થયેલું મારું નિર્ગમન કહ્યાં. તે સાંભળીને દિવાકર સૂર્ય વડે વિકાસ પામેલા શતપત્ર કમળની જેમ તેનું વદન–શતપત્ર અધિક શોભી ઊઠ્યું. આ પ્રમાણે વસંતપુરમાં વસતાં મારો સમય સુખપૂર્વક જતો હતો.

એક વાર જિતશત્રુ રાજા આવીને મને વિનંતી કરવા લાગ્યો, “સ્વામી ! સાંભળો–જરાસંધ રાજા ફરી ફરી કહેવરાવે છે કે, ‘જેણે મારી ઇન્દ્રસેના પુત્રીને જીવિતદાન આપ્યું છે તેનું દર્શન કરવા ઇચ્છું છું, માટે તેને મોકલો.’ પણ તમારું અહીંથી ગમન થાય એ વસ્તુને ટાળવા માટે મેં તમને એ કહ્યું નહોતું. પણ અત્યારે જરાસંધનો ડિંભકશર્મા દૂત આવીને કહે છે કે, ‘તમારા બનેવી પોતાના પ્રિયકર હોવાથી તેમનું દર્શન કરવાની રાજા જરાસંધની ઇચ્છા છે, માટે વિલંબ કર્યા સિવાય તેમને મારી સાથે મોકલો. એમ કરવાથી સારું થશે.’ તો હવે તમારી શી ઇચ્છા છે તે જણાવો.” મેં કહ્યું, “તમે આકુળ ન થશો; જો તે રાજાનો આગ્રહ છે, તો હું જઇશ.” પછી જિતશત્રુ ‘ભલે’ એમ કહીને ગયો.

આ વાત સાંભળીને કેતુમતી મને કહેવા લાગી, “આર્યપુત્ર ! તમે રાજગૃહ જાઓ છો, પણ તમારા વડે ત્યાગ કરાયેલી એવી મારે કેવી રીતે પ્રાણ ધારણ કરવા ?” મેં કહ્યું,

"સુતનુ! તું ઉદાસ ન થઈશ; તારા ભાઈનો ઠપકો મને ન મળે એટલા માટે હું જાઉં છું. તે રાજા મને રજા આપશે, એટલે તુરત જ જલદીથી હું આવીશ, એ વાત તારા હૃદયમાં ધારણ કરજે." આ પ્રમાણે તેને સમજાવતાં મારા કેટલાક દિવસો વીતી ગયા.

---

## (૨૨)
## પ્રભાવતી લંભક

પોતાનું કાર્ય સાધવામાં પરાયણ એવો દૂત હૃદયહારી વચનો વડે મને ગમન માટે પ્રેરવા લાગ્યો. પછી જિતશત્રુ રાજાએ આપેલ યોદ્ધાઓ, સેવકો અને સૈન્ય વડે પરિવરાયેલો હું ગાયો, ભેંસો અને ધન-ધાન્ય વડે સમૃદ્ધ ગૃહપતિઓથી સંકીર્ણ એવાં નજદીકનાં ગામો જોતો દૂતની સાથે સાથે નીકળ્યો. સુખપૂર્વક મુકામ અને શિરામણ કરતા અમે પૃથ્વીના તિલક સમાન મગધ જનપદમાં પહોંચ્યા. એક સંનિવેશમાં અમે પડાવ નાખ્યો. પ્રભાતે મને દૂત વીનવવા લાગ્યો, "સાંભળો, ડિંભકે મારી પાસે માણસ મોકલ્યો છે. તમને રાજા આજે મળશે. રાજાના રથો અહીં છે. એ રથમાં તમે બેસો, આપણે જલદી જઈએ. આપણા પરિવાર-રસાલાના માણસો પછીથી આવશે." પછી તેની અનુકૂલ પ્રવૃત્તિથી અને રાજા પ્રત્યેના ગૌરવથી હું રથ ઉપર બેઠો. દૂત પણ પછી તે પ્રમાણે બેઠો. સારથિઓએ ઘોડા હાંકયા. તે ઘોડાઓ દિવસનો પાંચમો ભાગ થતાં સુધીમાં તો શીઘ્રતાથી ઘણાં યોજન વટાવી ગયા. નગરની પાસે દૃઢ અને કઠિન શરીર અને હસ્તવાળા સોળ જેટલા મનુષ્યો ઊભેલા હતા. તેઓ મને પ્રણામ કરીને શીઘ્રતા-પૂર્વક મારી પાસે ઊભા રહ્યા. તેઓએ અંદરોઅંદર કંઈક વાર્તાલાપ કર્યો. પછી દૂતે મને કહ્યું, "સ્વામી! અહીં થોડીક વાર આરામ લો; ડિંભક તમારી પાસે આવશે; તેની સાથે નગરમાં પ્રવેશ કરજો." 'ભલે' એમ કરીને અમે એક ઉદ્યાનમાં ગયા. રથમાંથી અમે ઊતર્યા. ત્યાં એક પુષ્કરિણી હતી. તેના કિનારે બેસીને મિશ્રપાદ દૂતને મેં પૂછ્યું, "પૃથ્વીપટના અલંકાર સમાન[1] આ ઉપવનની વાડ શાથી ભાંગી ગઈ છે?" તેણે કહ્યું, "આ ઉદ્યાનનો સ્વામી ઘણા સમયથી પ્રવાસમાં ગયેલો છે, આથી તેની સંભાળ નહીં લેવાયાને કારણે તે રમણીય લાગતું નથી. આથી લોકો ઘણું કરીને નજદીકનાં ઉદ્યાનોમાં રમણ કરે છે."

### વસુદેવને કેદ કરવા માટે જરાસંધનો પ્રયત્ન

આ પ્રમાણે તે મારી સાથે વાર્તાલાપ કરતો હતો એવામાં જેમણે કેડ બાંધી છે એવા ચાર પુરુષો પુષ્કરિણીમાં હાથપગ ધોઈને મારી પાસે આવ્યા. બે જણે મારા પગ પકડ્યા, બે જણે હાથ દબાવ્યા, અને બાકીના પોતાના હાથમાં જુદા

૧ મૂળમાં पुहविपडमंडयं પાઠ છે, તેને સ્થાને ०मंडणं પાઠ લીધો છે.

જુદા પ્રકારનાં હથિયારો લઈને પાછળ ઊભા રહ્યા. વાર્તાલાપમાં જેનું ધ્યાન હતું એવા મને તેમણે બાંધ્યો. મેં પૂછ્યું, "મેં કયો અપરાધ કર્યો છે, જેથી મને બાંધો છો?" દૂતે કહ્યું, "આ અમારું સ્વેચ્છાપૂર્વકનું આચરણ નથી. રાજાને નૈમિત્તિકે કહ્યું હતું કે, 'ગાંડી થયેલી તારી પુત્રી ઇન્દ્રસેનાને જેણે મુકત-સ્વસ્થ કરી છે તે તારા શત્રુનો પિતા છે.' આ જ તમારો અપરાધ છે." હું બોલ્યો, "શત્રુનો પિતા હું હોવાનો આદેશ (નૈમિત્તિકે) કર્યો છે, પણ હું શત્રુ કેવી રીતે?" તે બોલ્યો, "બીજનો નાશ કરવાથી અંકુરનો નાશ થયેલો જ છે, એવી રાજાની સમજ છે." પછી તેઓ મને વૃક્ષોથી ગહન એવા પ્રદેશમાં લઇ ગયા. પછી વજ્રમુષ્ટિવાળા એકલા એવા મેં તેમના ઉપર પ્રહાર કર્યો. 'જીવલોકને બરાબર જોઇ લો' (કારણ કે તમારા જીવનનો આ અંતકાળ છે) એમ બોલતો હું તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને તેમની પાસે ઊભો રહ્યો. મને ભય ન હતો. નવકાર મંત્ર જેનું બળ છે એવા (અર્થાત્ નવકારનો જાપ કરતા) મને કોઇએ ઉપાડ્યો, પણ તે ઉપાડનારનું રૂપ હું જોઈ શકતો નહોતો. મેં વિચાર્યું, "ખરેખર, કોઇ દેવતા મારા પ્રત્યે અનુકંપા ધરાવે છે." દૂર સુધી લઇ જઇને મને ભૂમિ ઉપર મૂકવામાં આવ્યો. સૌદામિની-વીજળી જેવી દીપ્તિમાન, સૂક્ષ્મ અને ધવલ હંસલક્ષણ નામનું વસ્ત્ર જેણે શરીર ઉપર પહેર્યું હતું એવી, ફેણના પટ વડે ઢંકાયેલી ત્રિપથગા ગંગા જેવી દેખાતી એક વૃદ્ધ સ્ત્રીને મેં જોઇ. 'આ સ્ત્રી જ મને અહીં લાવી છે' એમ ધારીને પ્રણામ કરીને તેને મેં પૂછ્યું, "ભગવતિ! તમે કોણ છો એ જાણવાને હું ઇચ્છું છું. જેવી રીતે તમે જીવિતદાન આપીને મારા ઉપર અનુકંપા દર્શાવી છે તેવી રીતે કૃપા કરો, આ વસ્તુ કહો." પછી પ્રસન્ન દૃષ્ટિ વડે પ્રીતિ ઉત્પન્ન કરતી એવી તેણે કહ્યું, "પુત્ર! હજારો વર્ષ સુધી જીવતો રહે. સાંભળ—

દક્ષિણ શ્રેણિમાં વૈજયંતી નામે વિદ્યાધરનગરી છે. ત્યાં નરસિંહ નામે રાજા હતો, તેની ભાર્યા હું ભાગીરથી નામે છું. મારો પુત્ર બલસિંહ નામે છે, તે હાલમાં નગરીનું પાલન કરે છે. પુષ્કલાવતીમાં મારો જમાઇ ગાંધાર છે, તે મારી પુત્રી અમિતપ્રભાનો પતિ છે. મારી દૌહિત્રી પ્રભાવતી છે; તમારું સ્મરણ કરતી તે સુખ પામતી નથી. મેં તેને પૂછ્યું ત્યારે તેણે મને આ કહ્યું. પછી તેનાં માતા-પિતાને આ વસ્તુની ખબર આપીને હું તમારી પાસે આવી, તો કહો, તમને કયાં લઇ જાઉં?"

મેં કહ્યું, "દેવિ! પ્રભાવતી મારું પ્રિય અને હિત કરનાર છે. જો પ્રસન્ન થયાં હો તો મને ત્યાં લઈ જાઓ." એટલે હર્ષિત મનવાળી તે મને ક્ષણવારમાં પુષ્કલાવતી લઇ ગઈ; અને ઉપવનમાં મને બેસાડ્યો. દેવીની પાસે ઉદ્યાનપાલિકાને મોકલી કે, "રાજાને કહો—કુમારને હું લાવી છું." થોડીક વાર પછી કંચુકીઓ અને પરિવાર સહિત પ્રતિહારીઓ આવ્યાં. નમેલી એવી પ્રતિહારીઓએ મને અભિનંદન કરીને મંગલકર્મપૂર્વક મને સ્નાન કરાવ્યું. જેણે આખું વસ્ત્ર પહેર્યું છે એવા તથા જેનું રક્ષાકર્મ કરવામાં આવ્યું છે એવા

મારે માટે છત્રવાળો રથ લાવવામાં આવ્યો. તેમાં હું બેઠો, અને જેનો જયશબ્દ કરવામાં આવતો હતો એવો હું નગરમાં પ્રવેશ્યો. જેમાં તોરણ અને વનમાલાઓ બાંધવામાં આવી હતી અને ધજા–પતાકાઓ ફરકાવવામાં આવી હતી એવા નગરમાં લોકો મને જોતા હતા (અને કહેતા હતા) કે, "આ મનુષ્ય નથી, ખરેખર દેવ છે." આ પ્રકારનાં વચનો સાંભળતો તથા પ્રેક્ષકજનો વડે જેનો માર્ગ રોકાઇ ગયો છે એવો હું મુશ્કેલીએ રાજભવન આગળ પહોંચ્યો. ત્યાં હું રથમાંથી ઊતર્યો, એટલે મને અર્ઘ્ય અને પાદશૌચ આપવામાં આવ્યાં. પ્રતિહાર જેને માર્ગ બતાવતો હતો એવો હું સભામંડપમાં પ્રવેશ્યો.

ત્યાં મંત્રી, પુરોહિત અને નૈમિત્તિક સહિત બેઠેલા, નિધિ સહિત જાણે કુબેર હોય તેવા ગાન્ધાર રાજાને મેં જોયો. હું પ્રણામ કરતો હતો ત્યાં જ તેણે મારો હાથ પકડીને મને અર્ધા આસન ઉપર બેસાડ્યો. વિસ્મયથી જેનું મુખ પહોળું થયું છે એવો અને પરિતોષથી જેનાં રોમાંચ ખડાં થયાં છે એવો તે મને જોવા લાગ્યો. 'કુમાર! તમારું સ્વાગત હો! ભદ્ર! તમારું સ્વાગત હો!' એ પ્રમાણે મધુર વચન બોલતા તેણે કંચુકીઓને આજ્ઞા આપી કે, "કુમાર વિશ્રામ લે તે માટે શયન તૈયાર કરો." પછી જાણે લક્ષ્મીનું ગૃહ હોય તેવા અને મણિ–રત્નથી જડેલી જેની ફરસબંધી હતી એવા એક વાસગૃહમાં તેઓ મને લઈ ગયા. સ્વચ્છ અને સુગંધી રેશમી વસ્ત્રના ઓછાડવાળા શયન ઉપર હું બેઠો.

### પ્રભાવતીનું પાણિગ્રહણ

થોડીક વાર પછી ઉત્તમ કનકમાંથી બનાવેલી જાણે દેવતા (દેવતાની મૂર્તિ) હોય એવી, સહેજ ફિક્કા ગાલ અને વદનવાળી, અંજન વગરનાં અને વિલાસયુક્ત ધવલ નયનોવાળી, લાવણ્યપૂર્ણ કર્ણયુગલવાળી, સીધી, બહુ ઊંચી નહીં એવી અને ઘાટીલી નાસિકાવાળી, અશોકના પલ્લવ જેવા રાતા અધરોષ્ઠવાળી, મંગલ નિમિત્તે એકાવલિ હારવડે આભૂષિત કંઠવાળી, અલંકારરહિત શરીરવાળી, કોમલ બાહુલતાવાળી, રક્ત કમલ જેવા હસ્તકમલવાળી, પુષ્ટ અને ઉન્નત સ્તનોના ભારથી ખેદ પામતા મધ્યભાગવાળી, મધ્યસ્થ–ઉદાસીન મનુષ્યને પણ મોહ ઉત્પન્ન કરનારી, વિસ્તીર્ણ નિતંબવાળી, ગોળ, સરખા અને પરસ્પર અંતર વગરના ઉરુવાળી, પ્રશસ્ત જંઘાવાળી, માંસલ, સુકુમાર અને ધરણીતલ ઉપર પગલાં મૂકતા સુન્દર ચરણવાળી, ધવલ રેશમી વસ્ત્ર જેણે ધારણ કર્યું છે એવી, દયાને જેમ ક્ષમાઓ અનુસરે તેમ, વિનીત વેશવાળી અલંકાર–સુન્દરીઓ વડે અનુસરાતી તથા ધાત્રીની સાથે આવતી પ્રભાવતીને મેં જોઇ.

મારા પ્રત્યેના સ્નેહથી બંધાયેલી અને મોતીની માળા જેવાં આંસુ સારતી તે મારી પાસે આવી અને આ પ્રમાણે બોલી કે, "કુમાર! અક્ષત અને સમગ્ર શરીરવાળા તમે મૃત્યુના મુખમાંથી બહાર નીકળ્યા; તેથી અમને આનંદ થાય છે." મેં કહ્યું, "પ્રભાવતિ!

ખરું જોતાં દેવીને મોકલીને તેં જ મને જીવિતદાન આપ્યું છે.” એટલે ધાત્રીએ કહ્યું, “પાપો દૂર થયાં છે, અને તમારાં કલ્યાણ નજરે પડે છે. દેવ! આ પુષ્પ-ગંધ લો.” પછી પ્રભાવતી પ્રત્યેના બહુમાનથી એ પુષ્પ-ગંધનો મેં સ્વીકાર કર્યો.

પછી પૌરાગમ-પાકશાસ્ત્ર અનુસાર તૈયાર કરેલું ભોજન લાવવામાં આવ્યું. પછી ધાત્રીએ કન્યાને કહ્યું, “પુત્રિ! તું પણ સ્નાન કરી લે, ભોજન કરીને પછી મળજે.” તે વચનને અનુસરી પ્રભાવતી ગઇ. ચતુર ચિત્રકારોએ કરેલા ચિત્રકામ જેવું મનોહર, સંગીતને અનુસરીને ગવાતા ગીત જેવું વર્ણયુક્ત[1], બહુશ્રુત કવિએ રચેલા પ્રકરણની જેમ મનોહર રસવાળું, પ્રિયજનની અભિમુખ દૃષ્ટિ જેવું સ્નિગ્ધ, સર્વ ઔષધોવડે જેની ગંધ-યુક્તિ ( ગંધનું મિશ્રણ ) કરવામાં આવેલ હોય એવું સુરભિ અને જિનેન્દ્રના વચન જેવું પથ્ય ભોજન હું પણ જમવા લાગ્યો. જમ્યા પછી શાન્ત થઈને હું બેઠો તથા તંબોલ લીધું, એટલે મને નાટક બતાવવામાં આવ્યું. પછી પરમ પ્રીતિયુક્ત એવો હું સાંજે સંગીત સાંભળી સૂઈ ગયો, અને ( સવારે ) મંગલગીતો સાંભળીને ઊઠ્યો.

પછી ઉત્તમ મુહૂર્તે રાજાએ પોતે, પ્રજ્ઞપ્તિવિદ્યાની જેમ, પ્રભાવતી મને આપી. ઉપાધ્યાયે અગ્નિમાં હોમ કર્યો, ડાંગરની અંજલિઓ નાખવામાં આવી, ધૂપ દર્શાવવામાં આવ્યો, અને અમે સપ્તપદી ફર્યાં. ‘પ્રભાવતી મારા સર્વ કોશ ઉપર અધિકાર ધરાવે છે’ એમ બોલતા, લાંબા કાળથી વિચારેલા મનોરથની પ્રાપ્તિથી જાણે કે વિસ્મિત અને હર્ષિત નયનવાળા રાજાએ મંગલ તરીકે અમને બન્નેને બત્રીસ કોટિ ધન આપ્યું.

ઘણા દિવસ સુધી આવતા અને ઇચ્છાનુસાર ધારણ કરેલી નેપથ્ય લક્ષ્મી-વસ્ત્રસમૃદ્ધિ જેમણે ધારણ કરી છે એવા વિદ્યાધરો વડે જાણે અમે અલકાપુરીમાં રહેતા હોઈએ તેમ સેવા કરાતાં, પ્રણામ કરતા જનો અને સેવકો જેમની આજ્ઞા ઉઠાવતા હતા એવાં તથા વિષયસુખના સાગરમાં રહેલાં એવાં અમારો સમય સુખપૂર્વક વીતતો હતો.

---

## ( ૨૩ )

## ભદ્રમિત્રા-સત્યરક્ષિતા લંભક

એક વાર સંગીત સાંભળવા વડે સાંજ વિતાવીને હું સુખપૂર્વક સૂતેલો હતો ત્યારે કોઇક વડે હરણ કરાતો હું જાગી ઊઠ્યો અને વિચારવા લાગ્યો કે, “શીતલ પવન મને સ્પર્શ કરે છે, માટે હું કયા પ્રદેશમાં છું?” પછી મેં આંખો ઉઘાડી. ચંદ્રિકાના પ્રકાશમાં ખરમુખી-કરડા મોઢાવાળી અને ખર-તીવ્ર દૃષ્ટિથી મને અવલોકતી એક સ્ત્રીને મેં જોઈ.

---

૧. સંગીત પક્ષે વિવિધ અક્ષરો, અને ભોજન પક્ષે વિવિધ વાનીઓ.

મને વિચાર થયો, "વિશ્વસનીય એવું આ સ્ત્રીરૂપ ધારણ કરીને કોઈ મને દક્ષિણ દિશા તરફ હરી જાય છે. એની સાથે જ હું નાશ પામીશ; એની ઇચ્છા પૂર્ણ ન થાઓ." એમ વિચારીને મેં મૂઠીથી તેના તાળવામાં ઘા કર્યો, એટલે તે હેફગ થઇ ગયો. હું પણ નીચે ઊંડા જળમાં પડ્યો. 'શું આ સમુદ્રનું જળ હશે કે બીજું હશે ?' એમ વિચારતા
૧ મને જળના શુભત્વ, સુરભિત્વ અને વેગથી માલૂમ પડ્યું કે 'આ નદીનું પાણી છે.' પછી હું નદીના ઉત્તર કિનારે ઊતર્યો.

ત્યાં રાત્રિનો બાકીનો ભાગ વિતાવીને, દિશાઓ સૂર્ય વડે પ્રકાશિત થઇ તે સમયે પ્રભાતમાં ત્યાંથી થોડે દૂર આવેલા, અગ્નિહોત્ર કરવાને કારણે ધૂમાડાવાળા, જેમાં ઝૂંપડીઓનાં આંગણાઓમાં હરિણનાં બચ્ચાં નિશ્ચિન્તપણે સૂઇ રહેલાં હતાં એવા, નિર્ભયપણે ચરતાં પક્ષીઓ વડે રમણીય તથા જેમાં અખોડ, પ્રિયાલ, કોલ, તિંદુક, ઇંગુદ, કંસાર, નીવારનો ( એ ફળો અને ધાન્યનો ) સંગ્રહ કરવામાં આવેલો હતો એવા આશ્રમપદમાં હું ગયો. ત્યાં મહર્ષિઓ મારી પાસે આવ્યા. તેઓએ સ્વાગતથી અને અર્ઘ્યથી મારી પૂજા કરી. મેં પણ વંદન કરીને તેમનું કુશળ પૂછ્યું, અને કહ્યું, "આ કયો પ્રદેશ છે ?" એટલે હાસ્ય કરીને તેઓ બોલ્યા, "ખરેખર આપ ગગનચારી લાગો છો, જેથી આ પ્રદેશને જાણતા નથી. હે સૌમ્ય ! આ ગોદાવરી નદી છે, અને શ્વેતા જનપદ છે. તમે અહીં આગમન કર્યું તેથી અમારા ઉપર અનુગ્રહ થયો છે, માટે હવે તમને શેવાળ, કુમળાં અંકુરો અને એની મેળે પડેલાં પુષ્પ–ફળોનો આહાર કરનારા ઋષિઓ બતાવીએ."

મેં પણ મધ્યમ વયમાં રહેલા, સૂક્ષ્મ અને ધવલ વસ્ત્ર ધારણ કરેલા અને હૃદયમાં રહેલી કોઇક વસ્તુ આંગળીઓ વડે વિચારતા ( આંગળીઓ ગણતા ) એક માણસને જોયો. તે મને જોઇને સંભ્રમપૂર્વક ઊઠ્યો અને પ્રણામ કરીને મને અવલોકતો તે મારી પાછળ પાછળ આવવા લાગ્યો. પછી હું કુસુમિત આમ્રવૃક્ષની છાયામાં બેઠો. તે મનુષ્ય હાથ જોડીને મને વીનવવા લાગ્યો, "સ્વામી ! શાસ્ત્રપ્રમાણ વડે કરીને હું તમારી મહાનુભાવતા સૂચવું છું–કહું છું. કિરીટના સ્થાનરૂપ એવું તમારું મસ્તક છત્રાકાર છે, મુખ પૂર્ણ-ચન્દ્રના બિંબની કાન્તિનું હરણ કરનારું છે, શ્વેત કમળ જેવાં લોચનો છે, સર્પની ફેણ જેવા બાહુઓ છે, ઉત્તમ નગરના કમાડ જેવું, લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ વક્ષ:સ્થળ છે, વજ્ર જેવો મધ્યભાગ છે, કમલકોશ જેવી નાભિ છે, કટિ મૃગરાજનો ઉપહાસ કરનારી છે, હાથીના બચ્ચાની મૃદુ સૂંઢ જેવા ઉરુ છે, કુરુવિન્દાવર્ત જેવી ગોળ જંઘાઓ છે, અને ચરણયુગલ ઉત્તમ લક્ષણોનું સ્થાન છે; સકલ મહીમંડલનું પાલન કરવાને યોગ્ય એવા ઉત્તમ પુરુષોની બુદ્ધિઓ પણ ઉત્તમ જ હોય છે. હું કહું છું કે–ઉપદેશરૂપી હાથનો આધાર આપીને ભવસમુદ્રમાં ડૂબતા એવા મારો આપ ઉદ્ધાર કરો."

ઋષિઓએ પણ કહ્યું, "સૌમ્ય ! પોતનપુરના અધિપતિનો આ સુચિત્ર નામે અમાત્ય

ધાર્મિક, પ્રજાહિત કરનાર અને સ્વામીભકત છે; તેના ઉપર કૃપા કરો." મેં કહ્યું, "કારણ સાંભળીને કહીશ કે મારી બુદ્ધિનું આ કાર્ય છે કે નથી (અર્થાત્ મારી બુદ્ધિ અહીં ઉપયોગની થઈ પડે છે કે નહીં.)" એટલે અમાત્ય પ્રણામ કરીને કહેવા લાગ્યો, "સાંભળો-

શ્વેતા જનપદના અધિપતિ વિજય રાજાની સાથે જ ઊછરેલો હું તેનો સચિવ છું. એક વાર એક મહાધનિક સાર્થવાહ પોતનપુરમાં આવ્યો હતો; તેને બે ભાર્યાઓ હતી, પણ પુત્ર એક હતો. કેટલાક સમય પછી તે સાર્થવાહ મરણ પામ્યો, તેની પત્નીઓ વચ્ચે ધનને માટે કલહ થયો (બન્ને કહેવા લાગી) કે, "હું પુત્રની માતા છું, માટે મારો અધિકાર છે; તારો અધિકાર શાનો?" આ પ્રમાણે વિવાદ કરતી તે બન્ને જણીઓ રાજદરબારમાં આવી. મને રાજાએ આજ્ઞા આપી કે, "આ કાર્યમાં કેમ હકીકત છે તેની તપાસ કરો." પછી મેં વેપારીઓ સમક્ષ તે સ્ત્રીઓને પૂછ્યું, "તમને પુત્રનો જન્મ થયો તે કોઇ જાણે છે?" તેઓ બોલી, "કોઇ જાણતું નથી." છોકરો પણ બોલ્યો, "મારે તો બન્ને સરખા સ્નેહવાળી છે; મારી જનેતા કોણ છે તે હું જાણતો નથી." એ સમયે મૂંઝાઈને, 'વિચાર કરીશ' એમ કહીને તે બન્ને જણીઓને મેં રજા આપી. કેટલાક સમય પછી તેઓ ફરી પાછી આવી. એટલે ક્રોધે ભરાયેલો રાજા મને કહેવા લાગ્યો, "તેં સામંતોના સમૂહમાં મને હલકો પાડ્યો છે. એવો મંત્રી હોય ખરો, જે ઘણે કાળે પણ વ્યવહાર-ઝગડાનો નિર્ણય લાવવાને અસમર્થ હોય? તો હવે આ કાર્યનો નિર્ણય કર્યા સિવાય મારી સામે દેખાઇશ નહીં." પછી 'રાજાઓ કોપ અને પ્રસન્નતામાં અનુક્રમે યમ અને કુબેરના જેવા હોય છે' એમ વિચારીને ડરેલો હું ગુસપણે આશ્રમમાં વસ્યો-અહીં આવ્યો. મારે માટે જે કરવા લાયક હોય તે કહો."

મેં તેને કહ્યું, "વિષાદનો ત્યાગ કરો; આ કાર્યને જોઈને તેનો નિર્ણય લાવવાને આપણે શક્તિમાન છીએ." એટલે સંતુષ્ટ થયેલો તે બોલ્યો. "સ્વામી! જો એમ હોય તો નગરમાં જઈએ." મેં પણ તે સ્વીકાર્યું. પછી પોતાના પરિવાર વડે વીંટાયેલો અમાત્ય આવ્યો. અમે ગોદાવરી નદી ઊતર્યા. ત્યાં સ્નાન કરીને તથા આહ્નિક-દિનકૃત્ય કરીને શીઘ્રપણે ચાલતા અશ્વો ઉપર બેસીને અમે પોતનપુરમાં આવ્યા. નગરમાં પ્રવેશ કરતા એવા મને વિસ્મિત અને પ્રશંસા કરતા લોકો જોતા હતા કે, "શું આ દેવ અથવા વિદ્યાધર નગરમાં પ્રવેશ્યો છે?" આ પ્રમાણે બોલતા લોકો વડે દૃષ્ટિઓ દ્વારા અનુસરાતો હું રાજભવન જેવા અમાત્યના ભવનમાં પ્રવેશ્યો. મારી અર્ઘ્યપૂજા કર્યા બાદ મને આદરપૂર્વક સ્નાન કરાવવામાં આવ્યું. જમ્યા પછી મારો બાકીનો દિવસ સુખપૂર્વક વીતી ગયો.

રાત વીતી ગઈ અને પ્રભાત થયું, એટલે અમાત્ય મને વીનવવા લાગ્યો, "સ્વામી! હવે તે સાર્થવાહનું કુલ જુઓ." મેં કહ્યું, "ભલે" પછી હું પણ બાહ્યોપસ્થાન-બહારના દીવાનખાનામાં આવ્યો. ત્યાં વેપારીઓ અને સાર્થવાહ-પત્નીઓ અગાઉથી આવ્યાં હતાં.

તેઓએ મને પ્રણામ કર્યાં. વ્યવહારનો નિર્ણય કરવાને માટે તે સ્ત્રીઓને મેં અવલોકી. પછી મેં કરવત મંગાવી. પણ માણસોને મેં ગુપ્ત રીતે કહ્યું, "છોકરાને પીડા ન થાય તેમ કરજો, પણ તીવ્ર ભય તો દર્શાવજો." તેઓએ "ભલે" એમ કહીને એ વચન સ્વીકાર્યું. મહામૂલ્યવાન આસન ઉપર બેઠેલા મેં તે સાર્થવાહપત્નીઓને કહ્યું, "વિવાદથી બસ કરો, તમને બન્ને જણીઓને ધન સરખા ભાગે વહેંચી આપવામાં આવશે; છોકરાના પણ બે ભાગ કરો." તેમાંથી એક સ્ત્રીએ 'એમ થાઓ' કહીને તે વચન સ્વીકાર્યું; પણ મૂઢ બનેલી બીજી સ્ત્રી કંઈ પણ બોલી નહીં. પછી કરવતિયાઓએ બાળકની ઉપર યંત્ર વડે સૂત્રપાત કર્યો-દોરીનું નિશાન કર્યું, અને તેના માથા ઉપર કરવત મૂકી. મેં કરવતિયાઓને કહ્યું, "સૂત્રને ભેદ્યા વગર-સૂત્રની હદ લોપ્યા વગર બાળકને ચીરી નાખો." એટલે મરણના ભયથી વ્યાકુલ થયેલો તે બાળક વિલાપ કરવા લાગ્યો. તેને એ અવસ્થામાં જોઈને ધનલાભથી હર્ષ પામેલી અને પરપુત્રના વધથી જેને દુઃખ નથી એવી એક સ્ત્રીનું વદન સૂર્યનાં તેજ વડે ખીલેલા કમળની જેમ વિકાસ પામ્યું. પુત્રના દુઃખથી જેનું હૃદય કંપ્યું છે એવી તથા અશ્રુપૂર્ણ મુખવાળી બીજી સ્ત્રીએ ગદ્ગદ કંઠે કહ્યું, "સ્વામી! સાંભળો, એ મારો પુત્ર નથી, પેલીનો જ પુત્ર છે; એનો વિનાશ ન થાઓ." એટલે મેં અમાત્ય સહિત સભાસદોને કહ્યું, "અરે! તમે જોયું? આમાંથી એક સ્ત્રીએ ધન ઇચ્છયું, પણ બાળકની પરવા કરી નહીં; બીજીએ ધનનો ત્યાગ કર્યો, પણ બાળકની-બાળકના જીવનની ઇચ્છા કરી; માટે જે બાળક પ્રત્યે અનુકંપા રાખે છે તે જ તેની માતા છે, એમાં સંદેહ નથી. જે દયાહીન છે તે માતા નથી." એ પ્રમાણે મેં કહ્યું, એટલે સર્વેએ મને મસ્તકથી પ્રણામ કર્યા કે, "અહો! આશ્ચર્યની વાત છે. દેવ! આપના સિવાય આ કાર્યનો નિર્ણય કહેવાને બીજો કોણ સમર્થ છે?" પછી અમાત્યે બાળકની માતાને કહ્યું, "તું ધનની સ્વામિની છે, આ પાપિણીને તારી ઇચ્છાનુસાર અન્ન આપજે." એમ કહીને તેને રજા આપી.

પોતનપુરનો અધિપતિ, પુરોહિત અને અમાત્યોની સાથે, દેવતાની જેમ, મારી સેવા કરવા લાગ્યો.

કનકના દડાથી ખેલતી બે કન્યાઓને એક વાર અમાત્યના ભવનમાં મેં જોઇ. એક દાસીને મેં પૂછ્યું, "આ કોની કન્યાઓ છે?" એટલે તેણે કહ્યું, "સાંભળો દેવ!—

## ભદ્રમિત્રા-સત્યરક્ષિતાનું પાણિગ્રહણ

આમાંથી જે કન્યા પ્રિયંગુની તાજી ઊગેલી મંજરી જેવી શ્યામ, ઘાટીલા, સુકુમાર અને પ્રશસ્ત ચરણવાળી, સરખાં, ઉત્તમ અને (સ્નાયુઓમાં) ઢંકાયેલ મસ્તક, ઢીંચણ અને જંઘાવાળી, પરસ્પર અંતર વગરનાં અને સાથે રહેતાં ઉરુવાળી, વિચ્છિન્ન-કૃશ કટિવાળી, ગંભીર નાભિકોશવાળી, ત્રિવલિ[1] વડે વિભક્ત સુન્દર મધ્યભાગવાળી, કોમળ અને મૃદુ-

૧. મૂળમાં વલ્લવ શબ્દ છે; તેનો આ અર્થ કલ્પનાથી કર્યો છે.

બાહુલતાવાળી, પ્રસન્ન મુખવાળી, બિંબ જેવા હોઠવાળી, સ્નિગ્ધ અને ધવલ દાંતવાળી, વિશાળ અને ધવલ આંખવાળી, સરખા કાનવાળી, સૂક્ષ્મ અને કાળા વાળવાળી, સ્વભાવથી મધુર વાણીવાળી તથા સંગીતવિદ્યામાં જેણે પરિશ્રમ કર્યો છે એવી-નિપુણ છે તે અમારા સ્વામીની ભદ્રાદેવીથી થયેલી ભદ્રમિત્રા નામે પુત્રી છે. પણ જે આ કન્યા કર્ણિકારની કેસરાઓ જેવી પીત કાન્તિવાળી, સુવર્ણકુંડલના છેડા વડે ઘસાતા કપોલવાળી, ખીલેલા કમળ જેવા કોમળ મુખવાળી, નીલ કમલ જેવાં નયનવાળી, રક્ત કમળ જેવા રાતા અધરવાળી, કુમુદની કળીઓ જેવા દાંતવાળી, કુસુમની માળા જેવાં બાહુયુગલવાળી, કમલ-મુકુલની ઉપમા આપી શકાય એવા સ્તનોવાળી, કૃશોદરી, સુવર્ણની કટિમેખલા વડે અલંકૃત વિશાળ નિતંબવાળી, કદલીસ્તંભ જેવા ઉરુયુગલવાળી, કુરુવિન્દાવર્ત જેવી ગોળ જંઘાવાળી, કનકના કાચબાની ઉપમા આપી શકાય એવા ચરણવાળી અને નૃત્યમાં નિપુણ છે તે સૌમ્ય પુરોહિતની કુંદલતા ક્ષત્રિયાણીથી થયેલી સત્યરક્ષિતા નામે પુત્રી છે. સાથે ઊછરેલી, સમાન વયવાળી, એકબીજાના પિતાના ઘરમાં અવિભક્તિપૂર્વક-ભેદભાવ વગર માન પામતી અને યુવાવસ્થામાં આવેલી આ કન્યાઓ થોડા સમયમાં જ તમારી સેવા કરનારીઓ થશે. સ્વામિનીઓ વાત કરતી હતી ત્યારે આ પ્રમાણે મેં સાંભળ્યું હતું.” આમ કહીને પ્રણામ કરીને દાસી ગઇ.

પછી શુભ દિવસે અમાત્ય અને પુરોહિત સહિત રાજાએ ભારે સમૃદ્ધિપૂર્વક મને તે કન્યાઓનું પાણિગ્રહણ કરાવ્યું. ત્રણે જણે-રાજા, પુરોહિત અને અમાત્યે અમને પ્રીતિદાન આપ્યું. મનને અનુકૂળ એવા વિષયોપભોગની સંપદાથી હાથણીઓની સાથે રહેલા ઉત્તમ હાથીની જેમ તે ભદ્રમિત્રા અને સત્યરક્ષિતાની સાથે રમણ કરતા એવા મારા દિવસો મુહૂર્તની જેમ વીતી ગયા. જેમને વિશ્વાસ, પ્રણય અને અનુરાગ ઉત્પન્ન થયો છે એવી પ્રિયાઓએ કથાન્તરમાં મને પૂછ્યું, એટલે મેં તેમને મારા વડીલોનો પરિચય આપ્યો તથા સંગીત અને નૃત્યની બાબતમાં વિશેષ પણ કહ્યા. ત્યાં રહેલા એવા મારો સમય આ રીતે સુખપૂર્વક વીતતો હતો.

---

## ( ૨૪ )
## પદ્માવતી લંભક

કોલ્લયર નગરનું દર્શન કરવાને ઉત્સુક એવો હું તે બન્ને જણીઓને ખબર આપ્યા સિવાય એક વાર એકલો નીકળ્યો, અને ગાયોથી ભરપૂર જનપદો જોતો નૈઋત્ય માર્ગે ચાલ્યો. જનપદના મનુષ્યો મને શયન, આસન, ભોજન અને વસ્ત્ર વડે નિમંત્રણ-આવકાર આપતા હતા. સુખપૂર્વક મુકામ અને શિરામણ કરતો હું સૌમનસ નામે વનદેવતાના આયતનમાં અન્નપાણીનું દાન જ્યાં આપવામાં આવતું હતું એવા તથા પ્રપા(પરબ)મંડપો વડે જ્યાં દિશાઓ અલંકૃત છે એવા, વાદળાંઓના વેગનો અવરોધ કરનારા ઊંચા પ્રાસાદોની

પંક્તિ વડે સંકીર્ણ તથા રજતગિરિ-વૈતાઢ્ય જેવા કિલ્લા વડે રક્ષાયેલા કોલ્લયરનગરમાં પહોંચ્યો. વિશ્રામ લેવાની ઇચ્છાવાળા મેં એક અશોકવનમાં પ્રવેશ કર્યો, ત્યાં પુષ્પયુક્ત દ્રુમ, ગુલ્મ અને અનેક લતાઓનાં ફૂલ ચૂંટવામાં રોકાયેલા માળીઓએ મને જોયો. શંકા પામીને એકબીજાને મને બતાવતા તેઓ મારી પાસે આવીને વીનવવા લાગ્યા, "આજ્ઞા કરો; દેવ! શું કાર્ય કરીએ?" મેં કહ્યું, "અમે અહીં વિસામો લઇશું; અમે પરદેશથી આવેલા છીએ." પછી રાજી થયેલા તેઓ મને પોતાના ઘરમાં લઇ ગયા. ત્યાં મધ્ય-ભાગમાં મને આસન આપ્યું અને નિરાંતે હું બેઠો, એટલે મને આદરપૂર્વક સ્નાન કરાવ્યું. તેઓએ સંપૂર્ણ ભોજન પણ આપ્યું. ભોજન કરીને હું બેઠો.

યૌવનમાં નહીં આવેલી એક કુમારિકા ત્યાં કુસુમ અને ગંધના કાર્યમાં રોકાયેલા માણસોને પ્રેરતી હતી કે, "હું કુમારી પાસે જાઉં ત્યાં સુધીમાં પુષ્પો જલદી તૈયાર કરો." મેં તે કન્યાને પૂછ્યું, "કોણ કુમારી? કેવી છે? અને કોની છે?" તે બોલી, "દેવ! રાજા પદ્મરથની અગ્રમહિષીની એ પુત્રી છે. ચતુર ચિત્રકારોએ ચીતરેલી ભગવતી લક્ષ્મીની જેમ લોકોનાં નયનોને મનોહર લાગતી તે કન્યાનું યુવતીની કલાઓના વિષયમાં કૌશલ્યને આ પ્રમાણે વર્ણવતા આચાર્યોને મેં સાંભળ્યા છે કે–રાજકન્યા પદ્માવતી નિઃસંશય મૂર્તિમતી સરસ્વતી અથવા મેધા હશે." પછી મેં તે કન્યાને સૂચના કરી, "વિવિધ વર્ણ અને ગંધવાળાં પુષ્પો લાવ, એટલે તારે માટે (રાજકન્યાને આપવાની) ભેટ તૈયાર કરું." હર્ષ પામેલી એવી તે પુષ્પો લાવી. તે પુષ્પો વડે મેં શ્રી–લક્ષ્મીને યોગ્ય હોય એવી શ્રીદામ–પુષ્પમાળા તૈયાર કરી. તે લઇને તે કન્યા ગઈ, અને પછી આવીને મને પગે પડીને કહેવા લાગી, "દેવ! તમારી કૃપાથી મેં રાજકુમારીનો સત્કાર કર્યો." મેં કહ્યું, "કેવી રીતે?" એટલે તે બોલી, "સાંભળો—

મને પ્રવેશ આપવામાં આવ્યો, એટલે હું પોતે રાજભવનમાં ગઇ. રાજકુમારીને મેં માળાની ભેટ ધરી. માળા ઊંચી કરીને જોતી, અને પરિતોષથી વિકાસ પામતાં નયન-યુગલવાળી તે કંઇક વિચારીને મને પૂછવા લાગી, "બાલિકે! આ નિપુણતા તને કોણે શીખવી?" મેં તેને વિનંતી કરી, "સ્વામિનિ! અમારે ઘેર આજે ક્યાંકથી એક અતિથિ આવ્યા છે, તેમણે આદરપૂર્વક આ માળા બનાવી છે." એટલે તે ફરીવાર અસ્ખલિત અક્ષરો બોલી, "તમારા એ અતિથિ કેવા છે? અને કયી વયમાં રહેલા છે?" મેં કહ્યું, "અહીં નગરમાં અથવા રાજાની સભામાં એવા પુરુષને મેં પૂર્વે કદિ જોયો નથી. હું તર્ક કરું છું કે તે દેવ અથવા વિદ્યાધર હશે. તેઓ નવયૌવનમાં રહેલા છે." પ્રીતિ વડે રોમાંચિત થયેલા શરીરવાળી તેણે મને બે વસ્ત્રો અને બે કડાં આપીને વિદાય આપી અને કહ્યું કે, "બાલિકે! તમારા અતિથિ અહીં સ્થિરતા કરે–વિશેષ વસવાટ કરે તેમ હું કરીશ." પછી હું અહીં આવી.

દિવસ પૂરો થયો, એટલે રાજા પદ્મરથના બાહુ સમાન અમાત્ય થોડા પરિવાર-સેવકો સાથે રથ લઈને આવ્યો. મને તે બહુમાનપૂર્વક પોતાને ઘેર લઇ ગયો. અર્ઘ્યથી મારો સત્કાર કરવામાં આવ્યો, એટલે હું ઘરમાં પ્રવેશ્યો. ત્યાં વિનયવાળાં પરિજનોને મેં જોયાં. જેનો સત્કાર કરવામાં આવ્યો છે એવા તથા મહામૂલ્યવાન શયનમાં રહેલા મારી રાત્રી વીતી ગઇ. બીજે દિવસે સુખાસનમાં રહેલા મને અમાત્ય પ્રણામ કરીને પૂછવા લાગ્યો, "સ્વામી! હરિવંશની ઉત્પત્તિ મને કહો; હરિ કોણ હતો? અથવા (તેના વંશનો) રાજાઓ કેવા હતા?" એટલે પૂર્વે સાધુઓની પાસે ધારણ કરેલું હરિવંશનું કથાનક મેં તેને કહ્યું, "સાંભળો, શાસ્ત્રને અનુસારે તમને કહીશ." પછી આનંદિત મનવાળા તેને હું કહેવા લાગ્યો—

## હરિવંશની ઉત્પત્તિ

"વત્સા નામે જનપદ છે. ત્યાં કૌશાંબી નામે નગરી છે. પ્રણામ કરતા જનો જેની સન્મુખ ઊભા રહેતા હતા એવો સન્મુખ નામે રાજા ત્યાં હતો. વીરક નામે વણકરની ભાર્યા વનમાલા અત્યંત રૂપાળી હોવાથી તે રાજાએ ગુપ્ત રીતે તેનું હરણ કર્યું. વનમાલાથી વિયોગ પામેલો, વિલાપ કરતો અને ભ્રાન્તચિત્ત એવો વીરક બાલતપસ્વી-તાપસ થયો. વનમાલા પણ, વનમાલાની જેમ, એ રાજાની માનીતી હતી.

એક વાર વનમાલાની સાથે ગોખમાં બેઠેલા સન્મુખ રાજાએ અવસ્થાન્તરમાં-દયાજનક અવસ્થામાં રહેલા વીરકને જોઇને વિચાર્યું, "અહો! મેં અકાર્ય કર્યું! આ બિચારો મારા દોષને લીધે જ દુઃખ પામ્યો છે." વનમાલાએ પણ એ વસ્તુ તે જ રીતે સ્વીકારી. પછી જેમને સંવેગ ઉત્પન્ન થયો છે એવાં તથા મહાભદ્રત્વ-ભદ્ર પ્રકૃતિથી જેમણે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું છે એવાં તે બે ઉપર વીજળી પડી. તેઓ હરિવર્ષમાં મિથુન તરીકે ઉત્પન્ન થયાં. વીરક પણ કાળધર્મ પામીને સૌધર્મ કલ્પમાં ત્રણ પલ્યોપમની સ્થિતિવાળો અને દિવ્ય ભોગોમાં પ્રસક્ત એવો કિલ્બિષિક દેવ થયો. મિથુનનું પૂર્વકોટિ આયુષ્ય જ્યારે બાકી રહ્યું ત્યારે વીરક દેવે તેમની સાથેનું પોતાનું વેર સંભારીને તે આયુષ્ય એક લાખ વર્ષનું બનાવીને[1]—રાજધાની ચંપામાં ઇક્ષ્વાકુકુળનો ચંદ્રકીર્તિ રાજા અપુત્ર મરણ પામ્યો હતો અને નાગરિકો રાજાની આકાંક્ષા કરતા હતા ત્યાં 'આ મિથુન ભલે નરકગામી થાય' એમ વિચારીને હરિવર્ષમાંથી તેને ઉપાડી લાવ્યો. ચિત્રરસ નામનાં (હરિવર્ષનાં) વૃક્ષોને ત્યાં લાવીને વીરકે કહ્યું, "આ વૃક્ષોનાં માંસના રસ વડે ભાવિત એવાં ફળો આ મિથુનને આપજો." દિવ્ય પ્રભાવ વડે તેણે તેની-મિથુનની સો ધનુષ્યની ઊંચાઇ કરી.

તે હરિ નામે રાજા હતો, તેની હરિણી દેવી હતી; તેમને પૃથ્વીપતિ નામે પુત્ર હતો. તેનો મહાગિરિ, તેનો હિમગિરિ, પછી વસુગિરિ, પછી નરગિરિ અને ઇન્દ્રગિરિ

૧. આ વસ્તુ સામાન્યતઃ ન બને, નિકાચિત આયુષ્યમા ફેરફાર ન થાય, છતા પૂર્વકોટિનુ આયુષ્ય ફેરવીને વીરક દેવે પેલા મિથુનનું એક લાખ વર્ષનું આયુષ્ય બનાવ્યું તેને એક આશ્ચર્ય લેખવામાં આવે છે.

થયા. એ અનુક્રમે શેષ ક્રમથી માધવ (હરિ) તથા ઇન્દ્રગિરિના તે વંશમાં અસંખ્યેય રાજાઓ થઈ ગયા. ઇન્દ્રગિરિનો પુત્ર દક્ષ નામે રાજા 'પ્રજાપતિ' કહેવાતો હતો. તેની ઇલા દેવી હતી, તેનો ઇલ નામે પુત્ર હતો. પુત્ર નિમિત્તે રાજાની સાથે રૂઠેલી તે ઇલા પુત્રને લઇને પોતાના પરિવાર સહિત તેની પાસેથી ચાલી ગઇ હતી. ઇલાએ તામ્રલિપ્ત દેશમાં ઇલાવર્ધન નગર વસાવ્યું. ઇલ કુમારે માહેશ્વરી નગરી વસાવી. ઇલનો પુત્ર પુલિન નામે હતો. લંગડી મૃગલીને વાઘની સામે ઊભેલી જોઇને, 'આ ક્ષેત્રનો પ્રભાવ છે' એમ વિચારીને તેણે ત્યાં કુંડિની નગરી વસાવી. તે વંશમાં ઇન્દ્રપુરનો અધિપતિ વરિમ નામે રાજા હતો, તેણે સંયતી અને વનવાસી એ બે નગરીઓ વસાવી. તેના વંશમાં કોલ્લયર નગરમાં કુણિમ રાજા થયો. તેના વંશમાં મહેન્દ્રદત્ત થયો. તેના પુત્રો રિષ્ટનેમિ અને મત્સ્ય હતા; તેમના આધિપત્યમાં ગજપુર–હસ્તિનાપુર અને ભદ્દિલપુર હતાં, તથા તેમને સો પુત્રો હતા. તેના વંશમાં અયધનુ રાજા થયો, તેણે શોધ્ય નગર વસાવ્યું. તેના વંશમાં મૂલ રાજા થયો, વંધ્ય તેનો પુરોહિત હતો. તેના વંશમાં વિશાલ રાજા થયો, તેણે મિથિલા નગરી વસાવી. તેના કુળમાં હરિસેન, તેના કુળમાં નભસેન, તેના કુળમાં શંખ, પછી ભદ્ર, તથા તેના વંશમાં અભિચંદ્ર થયો. પછી ઉપરિચર–જેના પગ પૃથ્વીને અડતા નહોતા એવો વસુ રાજા થયો. 'બકરીથી ઉત્પન્ન થયેલા અજ અથવા છગલ (બકરા) વડે યજ્ઞ કરવો' એ સંબંધમાં શુક્તિમતીમાં નગરી પર્વત અને નારદ વચ્ચે થયેલા વિવાદમાં પશુવધના સમર્થનમાં ખોટું વચન કહેવારૂપી સાક્ષીકાર્ય તેણે કર્યું હોવાથી દેવતા વડે પછાડાયેલો તે નરકગતિમાં ગયો. જેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો એવા તેના છ પુત્રોનો અધિષ્ઠિત દેવતાએ નાશ કર્યો. બાકી રહેલા સુવસુ અને પૃથક્ધ્વજ નાસી ગયા. તેમાંનો સુવસુ મથુરામાં રહ્યો. પૃથક્ધ્વજ રાજાના વંશમાં સુબાહુ, તેનો દીર્ઘબાહુ, પછી વજ્રબાહુ, પછી અર્ધબાહુ, પછી ભાનુ, તેના વંશમાં સુભાનુ, અને પછી યદુ થયો. યદુના વંશમાં શૌરિ અને વીર થયા. શૌરિએ શૌરિપુર વસાવ્યું, અને વીરે સૌવીર વસાવ્યું. સૌવીર રાજાના અંધકવૃષ્ણિ અને ભોજવૃષ્ણિ બે પુત્રો હતા. અંધકવૃષ્ણિના સમુદ્રવિજય આદિ દસ પુત્રો–સમુદ્રવિજય, અક્ષોભ, સ્તિમિતિ, સાગર, હિમવંત, અચલ, ધરણ, પૂરણ, અભિચંદ્ર અને વસુદેવ છે, અને કુન્તી અને માદ્રી એ બે પુત્રીઓ છે. ભોજવૃષ્ણિનો પુત્ર ઉગ્રસેન છે. આ મુખ્ય રાજાઓનું નામસંકીર્તન મેં કર્યું છે."

## પદ્માવતીનું પાણિગ્રહણ

આ સાંભળીને અમાત્ય અત્યંત હર્ષ પામ્યો. વંદન કરીને તેણે કહ્યું, "સ્વામી! તમારે (જવાને માટે) ઉત્સુક ન થવું, અમે લાંબા સમય સુધી સેવા કરવાની ઇચ્છાવાળા છીએ." આ પ્રમાણે ત્યાં મારા કેટલાક દિવસો વીતી ગયા. પદ્મરથ રાજાએ શુભ દિવસે મને તેડાવીને, જાણે બીજી પદ્મલતા હોય તેવી, પદ્માવતી કન્યા મને આપી. વિધિપૂર્વક

પાણિગ્રહણ થયું. પરિતોષથી પ્રફુલ્લિત થયેલ હૃદયવાળા શ્વસુર જેના પરિભોગ-સુખસંગ-વડે સંબંધી ચિન્તા કરતા હતા એવો તથા મનને અનુકૂળ ભાષણ કરનાર પરિજન વડે સેવાતો એવો હું, સહસ્રનયન ઇન્દ્ર જેમ શચીની સાથે રમણ કરે તેમ, તે પદ્માવતીની સાથે પ્રસન્ન થઈને રમણ કરતો હતો. એક વાર મેં દેવી પદ્માવતીને પૂછ્યું, "દેવિ! જેનું કુલ અને શીલ જાણવામાં આવ્યું નથી એવા મને રાજાએ તારું કન્યાદાન શી રીતે કર્યું?" એટલે હસીને તે કહેવા લાગી—

"આર્યપુત્ર! મનોજ્ઞ ગંધઋદ્ધિથી સમૃદ્ધ અને વનના એકાન્ત પ્રદેશમાં રહેલ કુસુમિત ચન્દનવૃક્ષ વિષે ભ્રમરોને શું કહેવું પડે છે? કારણ સાંભળો–વિશ્વાસપાત્ર જ્ઞાન-વાળા, તથા જેનો આદેશ સિદ્ધ થાય છે એવા નૈમિત્તિકને રાજાએ એક વાર સત્કાર કરીને પૂછ્યું હતું કે, "ભગવંત! પદ્માવતી કન્યાને યોગ્ય વર મળશે? આ સંબંધમાં જે વસ્તુ હોય તે મને યથાવત્ કહો." જેણે નિમિત્ત જાણ્યું છે એવો તે કહેવા લાગ્યો, "રાજા! આ સંબંધમાં નિશ્ચિન્ત થા; પ્રણામ કરતા હજારો રાજાઓ વડે જેનાં ચરણકમળ પૂજાયેલાં છે એવા પૃથ્વીપતિને તારી પુત્રી પદ્માવતી પતિ તરીકે મેળવશે." પિતાએ તેને પૂછ્યું, "તે ક્યાં છે? અને તેને કેવી રીતે જાણવો?" એટલે નૈમિત્તિક બોલ્યો, "તે થોડા સમયમાં જ અહીં આવશે, પદ્માવતીને માટે શ્રીદામ મોકલશે, અને હરિવંશની યથાર્થ ઉત્પત્તિ કહેશે." આમ કહીને તે ગયો. પછી તે આદેશ પ્રમાણે કરીને પિતાએ મને કહ્યું, "બેટા! જે પુરુષ તારે માટે શ્રીદામ મોકલે તેના વિષે અમાત્યને સૂચના કરજે." આ રીતે અમે તમને જાણ્યા હતા."

આ પ્રમાણે તે પ્રિયવાદિની પદ્માવતીનાં હાસ્ય, વચન, ગીત, ગતિ, સ્થિત (ઊભાં રહેવું તે) અને નયનકટાક્ષમાં રાચતો એવો હું એક વાર સ્નાન કરવાને માટે તેની સાથે બહોળા પાણીવાળા સરોવરમાં ઊતર્યો. તેમાં જળચર પક્ષીઓની આકૃતિવાળાં, ઉપરથી કૂદકા મારવાનાં સ્થાનો બનાવેલાં હતાં. પછી હું ક્રીડા કરતો લાકડાના એક કલહંસ ઉપર બેઠો, એટલે તે હંસ દૂર ઊડ્યો. મેં વિચાર્યું, "આ રૂપ ધારણ કરીને કોઇ મારું હરણ કરી જાય છે." ક્રોધ પામીને હંસ ઉપર મેં ઘા કર્યો; એટલે તે હેફગ થઇ ગયો. હું પણ તે સરોવરના જળમાં પડ્યો. આ પછી ત્યાં વિષયસુખના સાગરમાં રહેલા અને પદ્માવતીની સાથે રમણ કરતા એવા મારો સમય સુખપૂર્વક વીતવા લાગ્યો.

---

## (૨૫)

## પદ્મશ્રી લંભક

મદનથી મોહિત થયેલા મનવાળો અને પ્રમદવનના મધ્યમાં રહેલો હું પુષ્કરિણીની પાસે કદલીલતાઓનાં બનેલાં મોહનગૃહોમાં ક્રીડાપૂર્વક નિરીક્ષણ કરતી દેવી પદ્માવતીને

અનુસરતો ફરતો હતો ત્યારે વાવની પાસે આવેલી તેણે 'આર્યપુત્ર! આપણે સ્નાન કરીએ' એમ કહીને મને ઉપાડ્યો. મેં વિચાર્યું, "નક્કી, એનો વિદ્યાપ્રભાવ હશે, જેથી તેણે પ્રયત્નપૂર્વક મને ઉપાડ્યો. પછી તેણે મને પાણીમાં દાખલ કર્યો. એ પાણીનો વિસ્તાર કેટલો છે તે મારા સમજવામાં આવતું નહોતું. પણ જ્યારે તે મને દૂર સુધી લઇ ગઇ ત્યારે મને સમજ આવી કે, "આ પદ્માવતી નથી; તેનું રૂપ ધારણ કરીને કોઇ મને છેતરવાની ઇચ્છા કરે છે; ભલે તેની સાથે હું નાશ પામીશ, પણ તેની ઇચ્છા પૂરી નહીં થાય." પછી મેં તેના ઉપર ઘા કર્યો, એટલે તે હેફ્ફગ થયો, અને નાસી ગયો. હું વનલતા ઉપર પડ્યો. નીચે ઊતર્યા પછી વિચાર કરતાં મારા મનમાં એમ નિશ્ચય થયો કે, "નક્કી, તેણે પદ્માવતીનું હરણ કર્યું હશે. અથવા મારાથી વિયોગ પામેલી તે પ્રાણનો ત્યાગ કરશે." એ પ્રમાણે સંકલ્પે કરતો અને જેને ચિત્તવિસ્મૃતિ થઇ છે એવો હું પ્રલાપ કરવા લાગ્યો, "ચક્રવાક! તારી સહચરી જેવી દેવીને તેં જોઇ હશે! હંસ! તારી ગતિનું અનુકરણ કરતી મારી પ્રિયાના સમાચાર કહે! મૃગ! તારા જેવી આંખવાળી મારી પ્રિયા કઇ ગતિને પામી છે તેની ખબર આપ!"[1] આ પ્રમાણે જેને જેને જોતો હતો તેને તેને હું પૂછતો હતો. વધારે શું કહેવું? 'પદ્માવતી અહીં છે,' એમ માનતો હું (તેને જોવાને) વૃક્ષો અને પત્થરો–ખડકો ઉપર ચઢતો હતો. [પત્થર અને ડુંગર એ શબ્દો એકાર્થક છે. વૃક્ષો ઉપર ચઢીને તેને જોઉં છું.][2] ફરી પાછું ભાન આવતાં હું નીચે ઊતરતો હતો. વનવાસી મનુષ્યોએ મને આ પ્રમાણે પ્રલાપ કરતો જોયો હતો–"પદ્માવતિ! પદ્માનને! પદ્મ જેવા સુગંધી વદનવાળી! કમળના ગર્ભ જેવા વર્ણવાળી! મને બોલાવ! મને બોલાવ! શા માટે મને ઉત્તર આપતી નથી?" આ પ્રમાણે વચન સાંભળતા તેઓ મને ઘણી વાર સુધી અવલોકીને ચાલ્યા ગયા. થોડી વાર પછી આવીને, અને પગે પડીને તેઓ કહેવા લાગ્યા, "આવો, તમને અમે દેવી પદ્માવતી બતાવીએ." તે વચન અમૃતની જેમ મારા મનમાં ઠર્યું. પછી મોટા નિવેશવાળી અને દુર્જનના હૃદયની જેમ (બહારથી) જાણી શકાય નહીં એવી પલ્લીમાં હું ગયો. ત્યાં પલ્લીના સ્વામીની સૂચનાથી (મારું સ્વાગત કરવા માટે) ઘણા માણસો નીકળ્યા. તેઓએ સેંકડો કૌતુકપૂર્વક મને સ્નાન કરાવ્યું. ત્યાં પ્રવેશ કરતા મને જોઇને લોકો એકબીજાને કહેવા લાગ્યા, "અમોઘપ્રહારી રાજાની જાણ બહાર આ અટવીમાં પ્રવેશેલો આ શું કોઇ દેવ, વિદ્યાધર કે ગન્ધર્વ છે?" પછી હું રાજભવનમાં પહોંચ્યો. વયોવૃદ્ધ સ્ત્રીઓએ થોડેક દૂર ઊભેલી એક કન્યા મને બતાવીને કહ્યું, "આ પદ્માવતી દેવી છે, તેની પાસે જાઓ." તેને જોઇને 'આ દેવી છે' એ પ્રમાણે વિચાર કરતાં, શરદકાળના જળની જેમ, મારું ચિત્ત પ્રસન્ન થયું, બુદ્ધિ સ્વાભાવિક થઈ અને તેને હું અવલોકવા લાગ્યો.

૧. વિક્રમોવર્શીયમાનો ઉર્વશીથી વિયોગ પામેલા પુરુરવાનો પ્રલાપ આ સાથે સરખાવો.
૨. કોઈ હાથપ્રતના હાસિયામાનું આ ટિપ્પણ મૂળ ગ્રન્થમાં પેસી ગયું જણાય છે.

એટલે મને માલૂમ પડ્યું કે, "આ પદ્માવતીના જેવી છે, પણ તે પોતે નથી." પછી પરિજન સહિત મારું અભિનંદન કરતા પલ્લીપતિએ મને તેનું પાણિગ્રહણ કરાવ્યું, એટલે ભ્રમરી જેમ પુષ્પયુક્ત ચંપકવૃક્ષનું સેવન કરે તેમ, તે મારી સેવા કરવા લાગી. ઘણા સ્નેહપૂર્વક મેં તેને પૂછ્યું, "પ્રિયે! ઉન્મત્ત થયેલા અને જેનું કુલ અને શીલ જાણવામાં આવ્યું નથી એવા મને તારું દાન કેમ અપાયું?" એટલે તે બોલી, "સાંભળો, આર્યપુત્ર!—

## અમોઘપ્રહારીનો પૂર્વવૃત્તાન્ત

(શત્રુઓ વડે) પરાજિત થયેલા મારા પિતામહ અમોઘપ્રહારી આ દુર્ગનો આશ્રય કરીને સામંત રાજાઓને સતાવે છે. મારા રૂપ વિષે સાંભળતા તે રાજાઓ અનેક પ્રકારે મારું માગું કરે છે, પણ 'રખેને હું આક્રમણને પાત્ર થાઉં' એમ વિચારીને મારા પિતામહ તેઓમાંથી કોઇને મારું કન્યાદાન આપતા નથી. એક વાર કોલ્લયર નગર ગયેલા અમારા માણસોએ તમને પૂર્વે જોયેલા હોવાથી, અટવીમાં તમને ઓળખ્યા. તેમણે રાજાને નિવેદન કર્યું કે, "સ્વામી! પદ્માવતીથી વિયોગ પામીને વિલાપ કરતા પદ્મરથ રાજાના જમાઈને અમે વનમાં જોયા છે." તે સાંભળીને તુષ્ટ થયેલા અને 'અહો! કાર્ય થઇ ગયું!' એમ બોલતા તેમણે મારી માતા શ્રીની સાથે વાતચીત કરીને તુરત તમને અહીં તેડાવી લીધા. આ સમાચાર જાણીને સખીઓએ મને પરિહાસપૂર્વક કહ્યું, "પદ્મશ્રી! તારું યૌવન સફળ થયું છે, તારા ઉપર દેવો પ્રસન્ન થયા છે, શાથી જે પદ્મરથ રાજાની પુત્રી પદ્માવતીનો પ્રિયતમ તારો પતિ થશે." (તમને મારું કન્યાદાન આપવાનું) આ કારણ છે."

આ પ્રમાણે ત્યાં મારો સમય વીતતો હતો. પદ્મશ્રીએ મને પૂછ્યું, એટલે મારો વંશ પણ મેં તેને કહ્યો. મારા વંશ વિષે સાંભળીને વસન્તકાળની આમ્રલતાની જેમ તે અધિકતર શોભાને પામી. પછી તે ગર્ભવતી થઇ, અને કાળે કરીને તેણે કુમારને જન્મ આપ્યો. 'તમારા શત્રુઓને આ જીર્ણ કરશે' એમ કહીને તેનું જર એવું નામ પાડવામાં આવ્યું.

---

## (૨૬)

## લલિતશ્રી લંભક

પદ્મશ્રીને અને પુણ્યના ઉત્સંગમાં જેનું માથું છે એવા પુત્રને છોડીને એક વાર અટવીમાંથી હું એકલો નીકળ્યો. અનુક્રમે હું કાંચનપુર નગરમાં પહોંચ્યો. ત્યાં એક ઉપવનમાં આસન બાંધીને બેઠેલા, નાસિકાના અગ્રભાગ ઉપર જેણે દૃષ્ટિ સ્થિર કરી છે એવા,

તથા સહેજ ખુલ્લા વદનવાળા પરિવ્રાજકને મેં જોયો. પછી ઘણીવારે તેણે મારા ઉપર નજર માંડી. 'આ દીક્ષિત અને વૃદ્ધ છે' એમ માનીને મેં પણ તેને વંદન કર્યાં. તેણે મધુર વાણીથી મને કહ્યું, "ભલે આવ્યા! અહીં વિશ્રામ કરો."

## પ્રકૃતિ-પુરુષનો વિચાર

બેસીને મેં તેને પૂછ્યું, "ભગવન્! તમે શેનું ચિન્તન કરતા હતા?" તે બોલ્યો, "ભદ્રમુખ! હું પ્રકૃતિ-પુરુષનું ચિન્તન કરતો હતો." મેં કહ્યું, "તમારું પ્રકૃતિ-પુરુષનું ચિન્તન કેવું છે?" એટલે તે કહેવા લાગ્યો, "પુરુષ ચેતન, નિત્ય, અક્રિય, ભોક્તા અને નિર્ગુણ છે. તેને પણ શરીરને આશ્રીને બંધ થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે. પ્રકૃતિ સત્વાદિગુણયુક્ત, અચેતન, સક્રિય અને પુરુષને ઉપકાર કરનારી છે." મેં કહ્યું, "ભદંત! આ પ્રકારનું ચિન્તન કોણ કરે છે?" તે બોલ્યો, "પ્રકૃતિના વિકારરૂપે બનેલું મન." મેં કહ્યું, "તમને જો વાંધો ન હોય તો, આ સંબંધમાં વિચાર કરવો યોગ્ય છે. સાંભળો-અચેતન એવા મનને[1] પુરુષ અથવા પ્રકૃતિને આશ્રીને ચિન્તન સંભવી શકે નહીં. પુરુષમાં રહેલી ચેતના વિસ્મરણશીલ નથી, તેથી તે મનને ભાવિત કરવા-જ્ઞાનમય કરવા અસમર્થ છે, જો ચેતના મનને ભાવિત કરનારી બને તો મન પુરુષ થાય; પણ એમ થતું નથી. અનાદિ કાળથી બનેલા અને અપરિણામી-નિત્ય એવા પુરુષને જો (આ પ્રકારનું) ચિન્તન ઉત્પન્ન થાય, તો પૂર્વભાવના પરિત્યાગથી અને ઉત્તરભાવ-પછીના ભાવના સ્વીકારથી ભાવાન્તરને પ્રાપ્ત થયેલો તે (પુરુષ-આત્મા) અનિત્યતાને પામે. જો એમ થાય તો તેથી (તમારા) સિદ્ધાન્તનો વિરોધ થાય છે. મનના ચિન્તનને આશ્રીને જે રીતે વિચાર કર્યો તેજ વસ્તુ અહીં પ્રકૃતિના સંબંધમાં સમજવી; (કારણ કે તમારા મત મુજબ, મન પ્રકૃતિનો જ વિકાર છે). અચેતન એવા ઘટાદિનું પુરુષ કે પ્રકૃતિ સંબંધમાં અથવા બન્નેના સંબંધમાં ચિન્તન ઘટી શકે નહીં એ વસ્તુ જોવામાં આવેલી છે-સિદ્ધ છે." એટલે પરિવ્રાજક કહેવા લાગ્યો, "પ્રકૃતિ-પુરુષનો સંયોગ થતાં આ સર્વ યોગ્ય થશે; પ્રકૃતિ અને પુરુષ એ બન્ને એકલાં હોય તો તેમનો નિયત પરિણામ-નિયત સ્વભાવ આ વસ્તુ માટે અસમર્થ રહેશે. પુરુષ (સચેતન છે), પ્રકૃતિ અચેતન છે; સારથિ અને અશ્વના સામર્થ્ય વડે રથની ગતિની જેમ, એ બન્નેના સંયોગથી ચિન્તન ઉત્પન્ન થશે." મેં કહ્યું, "જે પરિણામી દ્રવ્યો હોય છે તેમાં જ આ વિશેષ સંભવે છે, જેમકે-મેળવણ અને દૂધના સંયોગથી દહીંનો પરિણામ થાય છે. રથની ક્રિયા-ગતિના હેતુરૂપ જે સારથિ અને અશ્વ તમે કહ્યા તેઓ ચેતના વડે પ્રેરાયેલા પ્રયત્નને પ્રાપ્ત થાય છે (તેથી રથ ચાલે છે-એમાં આત્મા વિષે શું થાય છે?)." પરિવ્રાજકે કહ્યુ, "અંધ અને પંગુના સંયોગ વડે ઇચ્છિત સ્થાન પ્રત્યેના ગમનની જેમ, ધ્યાન કરતા પુરુષને ચિન્તન ઉત્પન્ન

૧. કારણ પરિવ્રાજકના મત મુજબ મન એ પ્રકૃતિનો વિકાર છે.

થશે.” મેં કહ્યું, “અંધ અને પંગુ બન્ને સક્રિય અને સચેતન છે. (જ્યારે આપણા ચર્ચાવિષયમાં પુરુષ સચેતન અને પ્રકૃતિ અચેતન છે.) પરિસ્પંદ-ચેષ્ટા જેનું લક્ષણ છે એવી ક્રિયા છે, તેનાથી બોધ જેનું લક્ષણ છે એવું જ્ઞાન થાય છે. શ્રોત્રેન્દ્રિયમાં પરિણત થયેલો-જેની શ્રવણશક્તિ અત્યંત તીવ્ર છે એવો અંધ શબ્દ વડે વસ્તુ જાણે છે. એ સંબંધમાં દેવદત્ત (અંધ) અને યજ્ઞદત્ત(પંગુ)નું ઉદાહરણ છે. દૃષ્ટાન્તથી વિશેષ બતાવું છું કે-વિશુદ્ધ અને જ્ઞાની એવા પુરુષને વિપરીત પ્રત્યય-વિપરીત જ્ઞાન સંભવતું નથી. (અથવા બીજો અર્થ-આ દૃષ્ટાન્ત વડે અનેક સામાન્ય જ્ઞાનો જેમાં અંતર્ગત છે એવું વિશેષ જ્ઞાન વિશુદ્ધ જ્ઞાની એવા પુરુષને થવાનો સંભવ નથી). પ્રકૃતિના નિશ્ચેતનપણાને લીધે માત્ર એકલું જ્ઞાન કાર્યસાધક થતું નથી; જેમકે-વિકારના જ્ઞાનમાત્રથી રોગનો નાશ થતો નથી, પણ સૂચના અનુસાર અનુષ્ઠાનથી (ઔષધો અને પથ્યાદિ વડે) થાય છે. સાચે જ, આત્મા એ જ્ઞાનસ્વભાવ છે, પોતે જ કરેલાં જ્ઞાનાવરણીય કર્મને વશ વર્તતા એવા તેને વિપરીત પ્રત્યય-વિપરીત જ્ઞાન કે સંશય થાય છે; જેમ પોતે જ કરેલા તંતુઓથી વીંટાયેલા કોશેટાના કીડાની ગતિનો રોધ થાય છે તેમ. તે જ આત્માને જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી દેશજ્ઞતા-મત્યાદિ જ્ઞાન થાય છે; જ્ઞાનાવરણીયના ક્ષયથી સર્વજ્ઞતા થાય છે અને તે સિદ્ધ કહેવાય છે; કર્મરહિત એવા તેને વિપરીત પ્રત્યય થતો નથી. એકદેશને જાણનારા કરતાં સર્વજ્ઞનો વિશેષ છે, તેથી પૂર્વગતિ ઉપલબ્ધ થાય છે;[1] જેવી રીતે લાખ, કપોત (અથવા લાખનાં બનાવેલાં કપોત) આદિ દ્રવ્યોમાં ઊંચાઈ અને ઘેરાવો એ સામાન્ય ધર્મો છે, તથા કૃષ્ણત્વ, સ્થિરત્વ, ચિત્રલત્વ (રંગ આદિ) વિશેષધર્મો છે; તે બાબતમાં આંખે ઓછું દેખાતું હોય (અથવા પ્રકાશ મન્દ હોય) તો જ સંશય અથવા વિપરીત પ્રત્યય થાય, તે વસ્તુઓ અત્યંત પરોક્ષ-દૂર અથવા પ્રત્યક્ષ હોય તો ન થાય; માટે તમારો આ મોક્ષનો ઉપદેશ શુદ્ધ નથી. રાગદ્વેષથી અભિભૂત થયેલો અને વિષય-સુખની અભિલાષા રાખતો જીવ, દીવો જેમ તેલાદિનું ગ્રહણ કરે છે તેમ, કર્મોને ગ્રહણ કરે છે. કર્મથી સંસાર ઉત્પન્ન થાય છે; વૈરાગ્યના માર્ગ ઉપર રહેલા, હળુકર્મી, જ્ઞાની, સંયમથી જેણે આસ્રવને રોકયો છે એવા તથા તપ વડે ઘાતી અને અઘાતી કર્મોને જેણે ખપાવ્યાં છે એવા જીવને નિર્વાણની પ્રાપ્તિ થાય છે-એ પ્રમાણે સંક્ષેપ-સાર છે.”

આ પ્રકારનાં વચનો વડે સંતુષ્ટ થયેલા તે પરિવ્રાજકે મને કહ્યું, “આપણે મઠમાં જઈએ, ત્યાં વિશ્રામ કરજો.” લોકો તેને માટે ભોજન લાવ્યા. મને શાસ્ત્રોના વિપુલ જ્ઞાનવાળો જાણીને તે પરિવ્રાજક જમ્યા પછી મને હર્ષપૂર્વક કહેવા લાગ્યો—

“ભદ્રમુખ! સર્વેનો અને વિશેષે કરીને ગુણવાનોનો હું સુમિત્ર છું (અર્થાત્ મારું નામ સુમિત્ર છે). ભિક્ષુકધર્મથી વિરુદ્ધ એવું હું તમને કહું છું-કન્યાલક્ષણમાં જેની

૧. મૂળમાં गतिपुव्वोवलद्धा છે, તેનો અર્થ પૂરતો સ્પષ્ટ થતો નથી.

પ્રશંસા કરેલી છે એવાં ઘાટીલાં અંગોવાળી, મૃદુ, પરિમિત અને મધુર વચનો વડે શ્રવણ અને મનનું હરણ કરનારી, લલિત ગતિ વડે હંસોનું અનુસરણ કરનારી અને કુલવધૂના વેશનું અનુવર્તન કરનારી ગણિકાપુત્રી લલિતશ્રી પૃથ્વીપતિની ભાર્યા થવાને યોગ્ય છે, એમ શાસ્ત્રકારો કહે છે. તે પુરુષદ્વેષિણી છે, અને જાણે ચિત્રકર્મમાં આલેખેલી હોય એવી (સુન્દર) તે મારી પાસે વારંવાર આવે છે. મેં તેને પૂછ્યું હતું કે, "પુત્રિ! તું યૌવનવતી અને કલાઓમાં નિપુણ છે, પણ પુરુષો પ્રત્યે તને દ્વેષ કયા કારણથી છે?"

## લલિતશ્રીનો પૂર્વભવ

તેણે કહ્યું, "તાત! એનું કારણ છે, તે હું તમને કહું છું. આ પૂર્વે કોઇ યતિ અથવા ગુરુને-વડીલને મેં તે કહ્યું નથી. આ પહેલાંના ભવમાં હું એક વનપ્રદેશમાં મૃગલી હતી. સોનેરી પીઠવાળા મૃગની હું વલ્લભા હતી, અને તે પણ અનેક પ્રકારે મારા ચિત્તને અનુકૂળ વર્તન કરતો હતો. એક વાર ગ્રીષ્મ ઋતુમાં પારધિઓએ મૃગોના યૂથ ઉપર હુમલો કર્યો, એટલે તે યૂથ ચારે બાજુએ નાસી ગયું. તે મૃગ પણ મારો ત્યાગ કરીને ત્વરાપૂર્વક નાસી ગયો. સગર્ભા અને પરાક્રમ વગરની એવી મને નિર્દય પારધિઓએ પકડી, અને ધનુષ્યથી (છોડેલા બાણ વડે) તેઓએ મારો વધ કર્યો, એટલે હું અહીં જન્મી. બાલ્યાવસ્થામાં રાજાના આંગણામાં ક્રીડા કરતાં મને મૃગનું બચ્ચું નજરે પડવાથી પૂર્વજન્મનું સ્મરણ થયું. એટલે મારા મનમાં નિશ્ચય થયો, 'અહો! બળવાન એવા પુરુષો કપટી અને અકૃતજ્ઞ હોય છે. પેલો મૃગ મને એવી રીતે ભોળવીને, એક પ્રદેશમાં મારો ત્યાગ કરીને ચાલ્યો ગયો. આજથી મારે પુરુષને જોવાનું પણ કામ નથી.' હે તાત! આ કારણથી હું પુરુષો પ્રત્યે દ્વેષવાળી છું."

મેં (પરિવ્રાજકે) તેને કહ્યું, "આ નિશ્ચય તારે માટે યોગ્ય છે." હવે, એ કન્યા તમારી (વસુદેવની) શુશ્રૂષા કરવાને યોગ્ય છે, માટે તે સુખી થાય એવા ઉપાયનું ચિન્તન કરો."

મેં વિચાર કરીને પરિવ્રાજકને કહ્યું, "ભલે એમ થાઓ; કોઇ વસ્ત્ર તૈયાર કરો; લલિતશ્રીના ચિત્તનું આકર્ષણ કરવા માટે, અને એમ કરવામાં તમારું પ્રિય થાય છે એમ ધારીને એ વસ્ત્ર ઉપર અભિપ્રેત વસ્તુનું આલેખન કરીશ." તે બોલ્યો, "અગાઉથી સજ્જ કરેલી વિવિધ રંગની પીંછીઓ તૈયાર છે." પછી મેં (પરિવ્રાજક પાસેથી) સાંભળેલું મૃગચરિત તેના ઉપર આલેખ્યું. યૂથ નાસી ગયું તે વખતે ચારે બાજુ દૃષ્ટિ કરીને તે મૃગીને નહીં જોતો, અને તેથી ઉદાસ થઈને આંસુ સારતો તથા દાવાનળની જ્વાળાઓમાં પોતાની જાતને ફેંકી દેતો કનકની પીઠવાળો મૃગ મેં દર્શાવ્યો-ચીતર્યો. જેમાં દાવાનળરૂપી વિનાશનો વૃત્તાન્ત ચીતરેલો છે એવું તથા ચક્ષુરમણીય એવું તે હરિણનું

ચરિત જોતો હું બેઠો હતો. એવામાં ગણિકાની દાસી સુમિત્રની પાસે આવી અને તે ચિત્રકામને જોઇને ચાલી ગઇ. થોડીવાર પછી મારી પાસે આવીને તે કહેવા લાગી, "આર્ય! તમને વાંધો ન હોય તો આ ચિત્રપટ થોડીક વાર માટે આપો. અમારી સ્વામિની તે જોવાને ઇચ્છે છે." મેં તેને કહ્યું, "બાલિકે! આ સ્વચરિત મેં મારા વિનોદ-આશ્વાસનને માટે ચીતર્યું છે; આ પ્રકારે તેં વિનયપૂર્વક યાચના કર્યા પછી હું તને તે કેમ નહીં આપું? પણ તે પાછું લાવજે." 'ભલે' એમ કહીને, ચિત્ર લઇને તે ગઇ અને બીજે દિવસે આવીને કહેવા લાગી—

"આર્ય! સુમિત્રશ્રીની પુત્રી, અમારી સ્વામિની લલિતશ્રીને મેં કહ્યું હતું, 'આ પટ જુઓ.' ચિત્રપટ હું તેની પાસે લઇ ગઈ, અને તેને તે વિષે કહ્યું, 'સ્વામિનિ! તે આર્યને તેમનું આ સ્વચરિત સહીસલામત પાછું આપવાનું છે.' પછી ધ્યાનથી નિશ્ચલ આંખવાળી તે પહોળા કરવામાં આવેલા પટને ઘણી વાર સુધી જોઇને અશ્રુજળ વડે ધોવાતાં કપોલ અને પયોધરવાળી તથા અન્યમનસ્ક થઇ. મેં તેને વિનંતી કરી, 'શા કારણે આ રુદન કરો છો? શા માટે અન્યમનસ્ક થાઓ છો? અથવા શું પરિજનો ઉપર તમારો અધિકાર નથી કે જેથી પોતાની જાતને પીડા આપો છો?' એટલે તેણે પોતાનાં આંસુ લૂછ્યાં અને મને કહ્યું, "સખિ! સ્ત્રીજનો છીછરા હૃદયવાળાં, કાર્યાકાર્યની ગણના નહીં કરનારાં અને અદીર્ઘદર્શી હોય છે. પ્રિયજનના સંબંધમાં મેં કંઇક દુષ્ટ વસ્તુ વિચારેલી હતી, તેથી પોતાના એ અપાંડિત્ય-મૂર્ખપણાની નિન્દા કરતી એવી મને શોક થયો. માટે મને કહે-સજીવન હોય એવું આ મૃગયૂથ જેમણે આલેખેલું છે તે આર્ય કયી વયમાં રહેલા છે?' મેં કહ્યું, 'યૌવનના ઉદયમાં રહેલા છે. એમના રૂપનું અનુસરણ કદાચ બીજો કામદેવ કરી શકે, એવો હું તર્ક કરું છું.' પછી 'યોગ્ય છે' એમ કહીને, હર્ષ પામેલી તેણે પોતાની માતાને વિનંતી કરી, 'માતા! તાત સુમિત્રના મઠમાં અતિથિ રહેલા છે; કાલ પ્રભાતે તેમની પૂજા કરજો.' હર્ષિત થયેલી માતાએ તે સ્વીકાર્યું કે, "પુત્રિ! તને જે રુચે તે થાઓ.' પછી આજે તેણે મને આજ્ઞા કરી છે કે, 'તે આર્ય અતિથિને વિનંતી કરો કે-અમારા ઘરમાં આસનપરિગ્રહ કરો.' (આ પ્રમાણે દાસીએ કહ્યું.)"

મેં કહ્યું, "આ વિષયમાં ભદંતનું કથન પ્રમાણ છે." એટલે તેણે સુમિત્રને પ્રણામ કરીને કહ્યું, "તાત! પુત્રી લલિતશ્રી વિનંતી કરે છે કે-તમારા જે અતિથિ છે તેમને અમારે ઘેર પણ પ્રવેશ કરાવીને અમારો પરિચય કરાવો." એટલે 'કાર્ય થયું' બોલતો તથા જેણે બલિકર્મ કર્યું છે એવો સુમિત્ર મને ગણિકાને ઘેર લઇ ગયો. સુમિત્રે વર્ણન કર્યું હતું તેવી લલિતશ્રીને મેં જોઇ. અર્ઘ્યથી મારી પૂજા કરવામાં આવી. કુતૂહલથી આકર્ષાયેલી ગણિકાઓ એકત્ર થઇ. લલિતશ્રીનું ચિત્ત જાણી લઇને હસતી એવી તેઓએ

મને શણગાર કર્યો. 'ફળના ભાગને ઇચ્છનારને વિશિષ્ટતર રસની પ્રાપ્તિ થશે'[1] એમ બોલતી તેઓએ, સુમિત્રની સાથે વાત કરીને પછી, લલિતશ્રીની સાથે મને સ્નાન કરાવ્યું. જ્યાં મોતીની ઝાલરો લટકાવવામાં આવી હતી એવા, જેની ભૂમિ ઉપર સુગંધી પુષ્પો વેરેલાં હતાં એવા તથા નાસિકાને ગમે તેવા ધૂપ વડે સુવાસિત વાસગૃહમાં હું મંગલપૂર્વક પ્રવેશ્યો. પછી મને આનંદ કરાવીને, જેનો અભિપ્રાય સિદ્ધ થયો છે એવો સુમિત્ર ભદંત ગયો. આનંદિત થઈને પાંચ પ્રકારનાં વિષયસુખોનો અનુભવ કરતો હું પણ અયંત્રિતપણે વિહાર કરવા લાગ્યો. પ્રસંગ લાવીને કથાન્તરમાં મેં લલિતશ્રીને મારું ઓળખાણ આપ્યું. આથી અધિક વિનયશીલ થઈને, જ્યોત્સ્ના જેમ ચંદ્રનું અનુસરણ કરે તેમ, તે મને અનુકૂળ વર્તવા લાગી. આ પ્રમાણે બનાવટી મૃગની ભાવના વડે પ્રાપ્ત કરેલી તે લલિતશ્રી સાથે મારો સમય સુખપૂર્વક વીતતો હતો.

---

## ( ૨૭ )

# રોહિણી લંભક

એક વાર લલિતશ્રીને કહ્યા સિવાય હું એકલો નીકળ્યો અને કુશળ જનો વડે વસાયેલા કોસલા જનપદમાં પ્રવેશ્યો. અદૃષ્ટ રહેલી દેવતા મને કહેવા લાગી, "પુત્ર વસુદેવ! રોહિણી કન્યા મેં તને આપી છે; સ્વયંવરમાં તેને જોઇને પણવ ( વાદ્યવિશેષ ) વગાડજે." તે વસ્તુ મેં સ્વીકારી.

### રોહિણીનો સ્વયંવર

ભરતના પ્રધાન નરપતિઓના આવાસ વડે મંડિત એવા રિષ્ટપુરમાં હું પહોંચ્યો. વાદિત્ર વગાડનારાઓની સાથે હું એક પ્રદેશમાં રહ્યો, અને મેં ઘોષણા સાંભળી કે, "કાલે, રાત્રિ વીતીને પ્રભાત થશે ત્યારે, રુધિર રાજાની મિત્રદેવી રાણીથી થયેલી પુત્રી રોહિણીકુમારીના સ્વયંવરમાં રાજાઓએ સજ્જ થઇને હાજર રહેવું." રાત્રિ વીતી ગઈ અને સૂર્યનાં કિરણો વડે કમલવન વિકાસ પામવાનો સમય થયો ત્યારે ઉત્તમ વસ્ત્રોની શોભા વડે અલંકૃત થયેલા રાજાઓ મંચો ઉપર આરૂઢ થયા. પછી હું પણ પણવ વગાડનારાઓની સાથે પણવ હાથમાં લઇને એક મંચ ઉપર આરૂઢ થયો. પછી કંચુકીઓ અને વૃદ્ધો વડે પરિવરાયેલી તથા સંપૂર્ણ ચંદ્રમંડલ જેવા આકારવાળા ઉપર ધરાતા છત્ર વડે કરીને, ઢોળાતા ધવલ ચામરયુગલવાળી જાણે બીજી રતિ હોય એવી રોહિણી સ્વયંવરભૂમિમાં આવી પહોંચી. પુત્ર સહિત જરાસંધ,

---

૧. અર્થાત્ અમે ફળભાગ માગીએ તો અમને પણ વિશિષ્ટતર રસની સંપ્રાપ્તિ કેમ નહીં થાય? એવો કંઇક વિનોદ–શૃંગારાત્મક અર્થ લાગે છે. લલિતશ્રીની સખીઓ આ પ્રમાણે વિનોદમા કહીને પછી વરકન્યાને સ્નાન કરાવે છે.

કંસ અને ધનપતિ, મારા વડીલો ( મોટા ભાઈઓ ), પાંડુ, દમઘોષ, ભેસગ, દ્રુપદ, શલ્ય, સોમક, સંજય, ચંદ્રાભ, શત્રુંજય, પુંડ્ર, કાલમુખ, કપિલ, પદ્મરથ, શ્રીદેવ આદિ ઉત્તમ કુલ, શીલ, જ્ઞાન અને રૂપ વડે સંપન્ન રાજાઓ લેખિકાએ રોહિણીને બતાવ્યા. કમળ જેવાં નયનોવાળી, પયોધરના ભાર વડે ખેદ પામતા અને કમળપત્રો જેવા કોમળ ચરણવાળી, રૂપાતિશયમાં આસક્ત થયેલા રાજાઓની દષ્ટિમાળા વડે પરિગૃહીત થયેલી, પણ તેઓમાં જેનાં ચક્ષુ આસક્ત થતાં નથી એવી, તથા જળભર્યા મેઘની ગર્જના વડે પરિતોષ પામેલી મયૂરીની જેમ, મારા વડે પણવના શબ્દથી બોધ પમાડાયેલી તથા આનંદથી વિકસિત થયેલી આંખોવાળી તે રોહિણીએ, કુવલયશ્રી જેમ કમલવનનો આશ્રય કરે તેમ, મારો આશ્રય કર્યો. મારો કંઠ તેણે પુષ્પમાળાથી બાંધ્યો અને હૃદય રૂપના ઉત્કર્ષથી બાંધ્યું. મારા મસ્તક ઉપર અક્ષત નાખીને તે ઊભી રહી. આથી ક્ષોભ પામેલા રાજાઓ ‘ કન્યા કોને વરી ? ’ એ પ્રમાણે પૂછવા લાગ્યા. કેટલાક બોલવા લાગ્યા, ‘ વાદ્ય વગાડનારાને વરી છે. ’

એ સમયે દંતવક્ત્રે રુધિર રાજાને કહ્યું, “રુધિર ! તારા કુલ ઉપર જો તારો અધિકાર નથી તો ઉત્તમ વંશમાં પેદા થયેલા આ વસુધાધિપોને શા માટે એકત્ર કર્યા છે ? ” રુધિરે ઉત્તર આપ્યો, “જેને સ્વયંવર આપવામાં આવ્યો છે એવી કન્યા ઇચ્છિત ભરતારને વરે છે; એમાં અમારો શો દોષ ? અને હવે, કુલીન પુરુષે પરસ્ત્રી સંબંધી શો વિચાર કરવાનો હોય ? ” દંતવક્ત્રે કહ્યું, “ તેં તારી પુત્રીને સ્વયંવર આપ્યો હતો, તો પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. આ વરનો ત્યાગ કરીને ક્ષત્રિયોમાંથી એકને તે ભલે વરે. ” આ પ્રમાણે બોલતા દંતવક્ત્રને મેં કહ્યું, “ અરે દંતવક્ત્ર ! સભામાં ભમીને તારા નામ જેવું જ વક્ર વચન તું શું બોલ્યો ? ક્ષત્રિયોનાં કુલોમાં લેખન આદિ શિક્ષાઓ–કલાઓનો[1] શું નિષેધ કરેલો છે, કે જેથી પણવ હાથમાં લઈને ઊભેલા મને ‘ અક્ષત્રિય ’ કહીને તું દૂષણ આપે છે ? ” એ સાંભળીને દમઘોષે કહ્યું, “ જેનો વંશ જાણવામાં આવ્યો નથી તેને કન્યા આપવી યોગ્ય નથી; આની પાસેથી લઈને, ક્ષત્રિયો જેને વિષે અનુમત હોય તેને એ કન્યા આપો. ”

## વસુદેવ અને સમુદ્રવિજયનું મિલન

એ સમયે વિદુરે કહ્યું, “ એમ ન બોલ; એનો વંશ પૂછવો જોઈએ. ” મેં પણ કહ્યું, “ વિવાદ કરતા આ લોકોની વચ્ચે કુળની વાત કરવાનો શું સમય છે ? મારું બાહુબળ જ મારું કુળ કહેશે. ” આ પ્રમાણે ગર્વયુક્ત વચન સાંભળીને જરાસંધ કહેવા લાગ્યો, “ રુધિર અને હિરણ્યનાભને પકડો, આનું શું કામ છે ? ” પછી રાજાઓ ક્ષોભ પામ્યા.

૧. સરખાવો પ્રાકૃત સાહિત્યમા સ્થળે સ્થળે નજરે પડતો બોતેર કલાઓનો રૂઢ નિર્દેશઃ लेहियादिगाणं सउणरुतपज्जवसाणाणं वावत्तरिकलाणं. અર્થાત્ બોતેર કલાઓના પ્રારંભમાં લેખનકલા છે. એમાં ગાયન અને વાદન પણ આવી જાય છે. એ કલાઓ શીખવાનું ક્ષત્રિયો માટે અનુચિત નથી, એમ વસુદેવ કહે છે.

પુત્ર સહિત રુધિર રાજા પણ મને અને રોહિણીને લઇને રિષ્ટપુરમાં પ્રવેશ્યો, અને શસ્ત્ર-સજ્જ થઈને સૈન્ય સહિત તે તૈયાર થયો. અરિંજયપુરના અધિપતિ વિદ્યાધરરાજા દધિમુખે મને તે સમયે દર્શન આપ્યું. જેણે પ્રણામ કર્યાં છે એવા તેણે વિદ્યા વડે બનાવેલા રથ ઉપર હું બેઠો. તે મારો સારથિ થયો, અને અમે નગરમાંથી બહાર નીકળ્યા. પછી વિવિધ આયુધોથી ભરેલા ઉત્તમ રથોની ધજાઓનો સમૂહ જેમાં છે એવું, મુખના પવનથી પૂરાતા શંખશબ્દથી કોલાહલમય, જેમનાં કુંભસ્થળો ઉપરથી મદજળ ઝરતું હતું એવા મત્ત હાથીઓના દંતુશળોના સામસામા સંઘર્ષણને લીધે શબ્દાયમાન, ત્વરા કરતા અશ્વોની આકરી ખરીઓના ઘાને લીધે ઊડતી પૃથ્વીની રજને લીધે જેમાં આંખનો વિષય-દર્શન રોકાઇ ગયેલ છે એવું તથા ક્રોધાવિષ્ટ થયેલા યોદ્ધાઓએ છોડેલા શરસમૂહને લીધે સૂર્યનાં કિરણો જેમાં ઢંકાઇ ગયાં છે એવું ક્ષત્રિયોના સૈન્ય અને નગરના સૈન્ય વચ્ચેનું યુદ્ધ થયું. હિરણ્યનાભ સહિત રુધિર રાજાનો ક્ષત્રિયોએ પરાજય કર્યો અને તે નાસી ગયો. દધિમુખની સાથે હું ઊભો રહ્યો. મને એવી રીતે ઊભો રહેલો જોઇ રાજાઓ વિસ્મય પામ્યા કે, “અહો ! આ પુરુષ મહાસત્ત્વશાળી છે, કે જે એકલો અનેકની સામે ઊભો રહ્યો છે.” પછી પાંડુરાજાએ કહ્યું, “ક્ષત્રિયોનો એ ધર્મ નથી કે એકની સાથે ઘણા લોકો યુદ્ધ કરે.” પણ જરાસંધે સૂચના કરી, “ઊભા રહો, એક એક જણ તેને યુદ્ધ આપો; જે તેને જીતે તેની રોહિણી.” એ વચનને પ્રમાણ કરતો શત્રુંજય નામનો રાજા બાણની વૃષ્ટિ કરતો મારી પાસે આવી પહોંચ્યો. તેના ધનુષમાંથી છૂટેલાં બાણો મેં શીઘ્રતાપૂર્વક અર્ધચંદ્ર બાણોથી છેદી નાખ્યાં. તે નાસી ગયો, એટલે પ્રતિકૂલ વચનો બોલતો દંતવક્ત્ર આવ્યો. તેનું શિર ખુલ્લું કરીને (મુગટ ફેંકી દઈને), ધ્વજ અને તિસઢ[1] ફેંકી દઇને મેં તેનો રથ ભાંગી નાખ્યો. પછી કાલમેઘની જેમ ગર્જના કરતો કાલમુખ આવ્યો, પણ તેને મેં પ્રભાવહીન બનાવી દીધો. તે સર્વને પરાજિત થયેલા જોઇને અધિ-રાજે (જરાસંધે) મારા મોટા ભાઇ સમુદ્રવિજયને આજ્ઞા કરી, “તમે એના ઉપર વિજય મેળવીને, ક્ષત્રિયોની અનુમતિથી, રોહિણી કન્યાને મેળવો.” તેમણે પણ તે સ્વીકાર્યું. મારી સામે તેઓ બાણ છોડવા માંડ્યા. હું તેમને પ્રહાર કરતો નહોતો; માત્ર તેમનાં શસ્ત્રો છેદી નાખતો હતો. તેમને ક્રોધે ભરાયેલા જોઈને, પહેલાંથી લખી રાખેલું, મારા નામથી અંકિત થયેલું બાણ તેમના ચરણમાં મેં નાખ્યું. તે વાંચીને, તેનો અર્થ સમજીને, ભાથો છોડી દઇને શરદકાળના પદ્મદ્રહની જેમ તેઓ શાન્ત થયા.

પછી હું આયુધ લીધા વગર તેમની પાસે ગયો. મને આવતો જોઈને અશ્રુજળથી પૂર્ણ નયનવાળા તેઓ રથ ઉપરથી નીચે ઊતર્યા. તેમના ચરણમાં પડતા એવા મને તેઓએ આલિંગન આપ્યું. અમે બન્ને જણ રડ્યા. અમારા તે સમાગમ વિષે સાંભળતા

૧. મૂળમા तिसढय શબ્દ છે; તે કોઈ શસ્ત્રવિશેષ હશે એવી કલ્પના થાય છે.

અક્ષોભ વગેરે મારા બીજા ભાઇઓ પણ આવ્યા. કપિલ, અંશુમાન, પુંડ્રક, પદ્મરથ, દમઘોષ આદિ બાંધવો પણ 'જેને રોહિણી વરી તે ખરેખર આ વસુદેવ છે' એમ બોલતા આવ્યા. જેમનાં મુખ પ્રશાન્ત થયાં છે એવા ક્ષત્રિયો પણ 'આશ્ચર્ય છે!' એમ બોલવા લાગ્યા. જેણે સાચી હકીકત જાણી છે એવો અને અત્યંત સંતોષ પામતો રુધિરરાજા પુત્ર સહિત આવી પહોંચ્યો. સર્વે પોતાના આવાસે ગયા. રાજાઓએ કોસલાધિપતિ રુધિર રાજાને અભિનંદન આપ્યું, "તમે કૃતાર્થ થયા છો કે તમારી પુત્રી હરિવંશકુલરૂપી ગગનના ચંદ્ર વસુદેવના પત્નીત્વને પામી છે."

પછી અમારા મોટાભાઇ સમુદ્રવિજયે કંચુકીને આજ્ઞા કરી, 'જાઓ, વધૂ માટે વસ્ત્રો અને ભૂષણ, કુસુમ તથા સુગંધી પદાર્થો લઇ જાઓ." પછી કપિલ, કંસ આદિ અનેક જણે વિવિધ વસ્ત્ર અને મહામૂલ્યવાન આભરણો વડે આવાસ ભરી દીધો. કંચુકીએ આજ્ઞાનો અમલ કર્યો. પછી શોભીતા સ્વજન( સમુદ્રવિજય )ને હસ્તે ( ઇરાદાપૂર્વક ) પરાજિત થયેલા એવા મારું લગ્ન થયું. રુધિરે રાજાઓનો સત્કાર કર્યો. મારા મોટા ભાઇએ કુબ્જ, વામન, ચિલાત આદિ નાટકિયાઓ સહિત તથા મણિ, કનક અને ચાંદીનાં વાસણો સાથે બત્રીસ કોટિ ધન રોહિણીને આપ્યું, પ્રશસ્ત લક્ષણવાળા ચોસઠ હસ્તી આપ્યા અને સોનાના પલાણથી મંડિત થયેલા આઠસો અશ્વો આપ્યા. વિવાહકૌતુકના દિવસો વીતી ગયા, એટલે રાજાઓ પોતપોતાના દેશમાં ગયા.

એક વર્ષ વીતી ગયા પછી મારા વડીલોએ રુધિર રાજાને કહ્યું, "અમે રાજકન્યાને તેડી જઇએ; લાંબા કાળ પછી પત્ની સહિત કુમારને સ્વજનો ભલે મળે." એટલે રુધિર વીનવવા લાગ્યો, "દેવ! એમ થશે; પણ કુમાર હજી કેટલોક સમય ભલે રહે અને અમારી પ્રીતિ અનુભવે." પ્રસ્થાનના સમયે જેમની આંખો અશ્રુથી ભરાયેલી છે એવા વડીલો મને કહેવા લાગ્યા, "કુમાર! હવે તું પરિભ્રમણ બંધ કર, અમને મળ્યા પછી તું ચાલ્યો ન જઇશ. જે તારી વહુઓ છે તેઓ પણ શા માટે પીયરમાં રહે? તું ઘેર ન આવીને અમને અનાથ બનાવે એ ધર્મ નથી." મેં સ્વીકાર્યું કે, "તમે જેમ આજ્ઞા આપો છો તે પ્રમાણે કરીશ. કૃત્રિમ મરણના નિમિત્તથી મેં તમને દૂભવ્યા તે મારા અપરાધની ક્ષમા કરો." તેઓ બોલ્યા, "એમાં તારો અપરાધ નથી; હવે જો તું દર્શન નહીં આપે તો અપરાધ થશે." કંસે પણ પ્રણામ કરીને કહ્યું, "દેવ! શૂરસેના દેશ ઉપર તમારો અધિકાર છે; હું તો તમારો અંગરક્ષક છું." આમ કહીને તેઓ ગયા.

ભાર્યા સહિત હું રુધિર રાજાના ભવનમાં, રોહિણીની સાથે મારાં વડીલો સંબંધી વાત કરતો, સુખપૂર્વક વિહરતો હતો. મેં તેને પૂછ્યું, "દેવિ! ક્ષત્રિયસભાને ત્યાગ કરીને તું મને કેમ વરી?" તે બોલી, "આર્યપુત્ર! રોહિણી નામે વિદ્યાદેવતાની હું સદા પૂજા કરું છું. જેને સ્વયંવર આપવામાં આવ્યો છે એવી મેં તેનું આરાધન કરીને કહ્યું, "દેવિ!

चक्खुं रूवे सज्जइ, न कुले–सीला तमे( व ) पस्सामि ।
तं कुणसु मे पसायं, ( तहा ) जहा न च्छलिज्जामि ॥

( અર્થાત્ ચક્ષુ તો રૂપમાં આસક્ત થાય છે, કુલ–શીલને હું જોઈ શકતી નથી; માટે એવી કૃપા કરો, જેથી હું છેતરાઉં નહીં. )"

દેવીએ મને આજ્ઞા કરી, "પુત્રિ! તું દશમા દશાર વસુદેવની ભાર્યા થઈશ. પણવ વગાડતા એવા તેમને તારે જાણવો." આ રીતે દેવીના આદેશથી મેં તમને ઓળખ્યા."

**બલરામનો જન્મ**

એક વાર ચાર મહાસ્વપ્નો જોઇને રોહિણી જાગી ઊઠી, અને તેનું ફળ મને પૂછવા લાગી. મેં તેને અભિનંદન આપ્યું કે, "પ્રિયે! તને પૃથ્વીપતિ પુત્ર થશે." નવ માસ વીત્યા પછી તેણે શંખ, મોગરાનાં પુષ્પ અને ચંદ્ર જેવા ધવલ તથા શ્રીવત્સથી અંકિત હોઇ જાણે બીજો મૃગલાંછન ચંદ્ર હોય એવા પુત્રને જન્મ આપ્યો. પરિજનોની અનુમતિથી તેનું રામ એવું નામ પાડવામાં આવ્યું. તેને જોતો હું આનંદ પામવા લાગ્યો.

---

## ( ૨૮ )

## દેવકી લંભક (૧)

કોઈ એક વાર સુખપૂર્વક સૂતેલો હું 'કુમાર! જાગો!' એ પ્રમાણે મધુર શબ્દ સાંભળવાથી જાગ્યો અને મંગલ વચનો સાંભળતો ઊઠ્યો. તે સમયે એક સૌમ્ય દેવતાને મેં જોઇ. તે મને આંગળીઓથી બોલાવવા લાગી. હું તેની પાસે ગયો. તે બોલી, "હું બાલચન્દ્રાની આજી ધનવતી નામે છું. પુત્ર! વેગવતીને વિદ્યાઓ સિદ્ધ થઈ છે. બાલચન્દ્રા પણ તને પ્રણામ કરીને વીનવે છે કે–દર્શન આપવા વડે કૃપા કરો." અભિજ્ઞાન–નિશાની· પૂર્વકનું તેનું વચન સાંભળીને મેં તેને કહ્યું, "મને ત્યાં લઇ જાઓ." તે પણ, પર્વતો અને નદીઓ સહિત જનપદો જોતા એવા મને વૈતાઢ્ય ઉપર લઇ ગઇ અને ગગનનંદન નગરમાં મારો પ્રવેશ કરાવ્યો. ત્યાં મેં વેગવતીને જોઇ; તથા મારા આગમનથી પરમ આનંદિત થયેલી, બાલચન્દ્ર જેવા મનોહર રૂપવાળી, બાલસૂર્ય વડે ખીલેલા કમળ જેવી કોમળ, તથા શબ્દાયમાન એવી કટિમેખલા વડે વીંટાયેલા વિશાળ જઘનના ભાર વડે ખેદ પામતી લલિત ગતિવાળી બાલચન્દ્રાને પણ જોઇ. તે બન્ને જણીઓએ મને પ્રણામ કર્યાં.

**વસુદેવનું ગૃહાગમન**

ચન્દ્રાભ રાજાએ અને મેનકા દેવીએ વેગવતી અને ધનવતીની અનુમતિથી મને

બાલચન્દ્રા આપી. શુભ મુહૂર્તે રાજવૈભવને છાજે એવો અમારો લગ્નમહોત્સવ થયો. ઘણા દિવસ વીત્યા પછી અમને બત્રીશ સુવર્ણકોટિ ધન, કુશળ પરિચારિકાઓ તથા પાત્ર, શયન, આસન અને આભૂષણનો વૈભવ આપવામાં આવ્યો. પછી વેગવતી અને બાલચન્દ્રાને મેં કહ્યું, "દેવીઓ! મને વડીલોએ કહ્યું હતું કે–'તું અમને મળ્યા પછી ચાલ્યો ન જઇશ, આપણે સાથે રહીશું. તું વિદ્યમાન હોય એટલે વહુઓ પણ પોતાનાં પીયરમાં ન રહે.' માટે તમને જો રુચતું હોય તો શૌરિપુર જઇએ." એટલે મનમાં સંતોષ વ્યક્ત કરતી એવી તે બન્નેએ એકી સાથે મને વિનંતી કરી, "આર્યપુત્ર! તમારા જો આવો નિશ્ચય થયો છે, તો જરૂર દેવોએ કૃપા કરી હશે. વધારે શું કહીએ? પણ જો અમો પ્રત્યે તમારું બહુમાન હોય તો અહીં વિદ્યાધરલોકમાં અમારી જે ભગિનીઓ (સપત્નીઓ) તમારું સ્મરણ કરતી વસે છે તેઓ અહીં રહેલા એવા તમને ભલે મળે. તેઓ આવી પહોંચશે, એટલે વડીલોની સમીપે જઇશું." મેં કહ્યું, "ભલે."

પછી મારા પોતાના હાથે લખેલા, અભિજ્ઞાન સહિત પત્રો મેં ધનવતીના હાથમાં આપ્યા. તે પત્રો લઇને તે ગઈ. પછી શુભ દિવસે મારા હૃદયને વશવર્તી તથા પ્રફુલ્લિત હૃદયવાળી એવી શ્યામલી, નીલયશા, મદનવેગા અને પ્રભાવતી પોતાના પરિવાર સહિત, સરિતાઓ જેમ મહોદધિ પાસે આવે તેમ, આવી. દેવીઓની સાથે રહેલો જાણે દેવ હોઉં તેમ, રાજાએ મારી પૂજા કરી અને તેઓની સાથે હું રમણ કરવા લાગ્યો. પછી પ્રયાણનો દિવસ નક્કી કરવામાં આવ્યો. વિકુર્વેલા વિમાનદ્વારા બાલચન્દ્રા અમને લઇ જવા લાગી. અમે શૌરિપુર નગર પહોંચ્યાં. મારા જ્યેષ્ઠ સહોદર અર્ઘ્ય લઇને સામે આવ્યા. પત્નીઓ સહિત મેં તેમને પ્રણામ કર્યાં. અગાઉથી સજ્જ કરેલું ભવન અમને આપવામાં આવ્યું. પરિવાર સહિત હું તેમાં પ્રવેશ્યો. પાછળ રહેલ પત્નીઓને પણ ગુરુજનોની અનુમતિથી તેડી લાવવામાં આવી, તે—શ્યામા, વિજયસેના, ગન્ધર્વદત્તા, સોમશ્રી, ધનશ્રી, કપિલા, પદ્મા, અશ્વસેના, પુંડ્રા, રક્તવતી, પ્રિયંગુસુન્દરી, સોમશ્રી, બંધુમતી, પ્રિયદર્શના, કેતુમતી, ભદ્રમિત્રા, સત્યરક્ષિતા, પદ્માવતી, પદ્મશ્રી, લલિતશ્રી અને રોહિણી. પોતપોતાના પરિવાર સહિત આ સ્ત્રીઓ અક્રૂર આદિ કુમારોની સાથે આવી. પછી ભાગીરથી (પ્રભાવતીની મોટી મા), હિરણ્યવતી (નીલયશાની માતા) અને ધનવતીને વિદાય આપવામાં આવી. મેં પણ આચાર જાણીને કુમારો અને પરિવાર સહિત રાણીઓ તથા કુટુંબીઓ અને સંબંધીઓનો વસ્ત્રાભરણોથી સત્કાર કર્યો. અત્યંત પ્રીતિ અનુભવતો હું પણ ગોત્રની સાથે સુખપૂર્વક વિહરવા લાગ્યો. અનાથોને માટે મેં શાલા–આશ્રયસ્થાન કરાવ્યું. ત્યાં મનોહર અન્નપાણી આપવાના કામ માટે વૃત્તિ–પગાર બાંધીને માણસોને રાખ્યા.

## કંસનો પૂર્વભવ

કંસે મંત્રીઓનું રંજન કરી, તેમનો પ્રેમ મેળવી ઉગ્રસેનને કેદ કર્યો હતો. પિતા

પ્રત્યેના તેના પૂર્વભવના દ્વેષનું કારણ અતિશયજ્ઞાની સાધુએ મને કહ્યું હતું. તે કંસ પૂર્વભવમાં બાલતપસ્વી હતો. માસક્ષપણ કરતો કરતો તે મથુરાપુરીમાં આવ્યો. માસે માસે બહાર નીકળીને તે પારણું કરતો હતો. આ રીતે તે પ્રસિદ્ધ થયો. ઉગ્રસેને તેને નિમંત્રણ આપ્યું કે, "ભગવાને મારે ઘેર પારણું કરવું." પરન્તુ પારણાને સમયે ચિત્ત બીજે રોકાયેલું હોવાથી ઉગ્રસેન તેને ભૂલી ગયો, પેલો તપસ્વી પણ અન્યત્ર જમ્યો. એ જ પ્રમાણે બીજા અને ત્રીજા પારણા સમયે પણ થયું. આથી દ્વેષ પામેલો તે તાપસ 'હું ઉગ્રસેનના વધને માટે જન્મ લઇશ' એ પ્રમાણે નિયાણું કરીને કાલધર્મ પામી ઉગ્રસેનની ગૃહિણીના ઉદરમાં ઉત્પન્ન થયો. તેણીને ગર્ભના ત્રીજા મહિને રાજાના ઉદરનું બલિમાંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો. મંત્રીઓએ સરસ બલિમાંસની રચના માટે માંસનાજ રંગનું વસ્ત્ર તૈયાર કરીને, દેવીની નજર પડે તેમ (રાજાના ઉદર ઉપર તે મૂકી) તેમાં માંસ કાપ્યું. પછી તે માંસ રાણીની પાસે લાવવામાં આવ્યું. તે ખાધા પછી જેનો દોહદ પૂરો થયો છે એવી રાણીને અનુક્રમે ઉગ્રસેન (જીવતો) બતાવવામાં આવ્યો. (આવો અમંગળ દોહદ થયો હોવાથી) 'મારા ગર્ભમાં વધેલો આ પુત્ર નિઃસંશય કુળનો વિનાશ કરનાર થશે' એમ વિચારીને રાણીએ તેને કાંસાની પેટીમાં સુવાડીને યમુનામાં વહેતો મૂકયો. શૌરિપુરના રસ-વણિકે (તેલ વગેરે પ્રવાહી પદાર્થોનો ધંધો કરનાર વાણિયાએ) તેને લીધો. મારી પાસે તે ઊછર્યો.[1] મેં આ પ્રમાણે કારણ જાણીને, 'ઉગ્રસેનનો આ જન્મશત્રુ છે' એમ વિચારીને ઉગ્રસેનને છોડાવવા માટે પ્રયત્ન કર્યો નહીં.

અનાધૃષ્ટિ આદિ મારા પુત્રોને કલાઓ શીખવવા માટે કલાચાર્યને રાખવામાં આવ્યો. પછી કંસ પણ મને બહુમાનપૂર્વક મથુરા લઈ ગયો, મારો આદરસત્કાર કર્યો, અને વિશેષે કરીને મારા પ્રત્યે વિનીત થઇને રહેવા લાગ્યો. પરિજન સહિત એવા મારો સમય શૂરસેન દેશના વનખંડોમાં આ રીતે વીતવા લાગ્યો.

## દેવકીનું પાણિગ્રહણ

દેવક રાજાની પુત્રી દેવકીને વરવાને મૃત્તિકાવતી જવા માટે એક વાર કંસની અનુમતિથી અમે નીકળ્યા. માર્ગમાં નેમિનારદ મળ્યા, તેમને મેં પૂછ્યું, "આર્ય! દેવકી રાજકન્યાને તમે અવશ્ય પૂર્વે જોઇ હશે; માટે તેનાં વિનય, રૂપ અને જ્ઞાન વિષે કહો." એટલે નારદે કહ્યું, "(દેવકીને) હું જાણું છું. હે સૌમ્ય! સાંભળ–અંગબિન્દુ (શરીર ઉપરનાં ગોળ બિન્દુઓ) અને ઉત્તમ લક્ષણો વડે આકીર્ણ દેહવાળી, બાન્ધવજનોનાં નયનરૂપી

---

૧. રસ-વણિકે કંસને લાવીને વસુદેવને સોંપ્યો હતો; આથી કંસ વસુદેવની પાસે ઊછર્યો હતો. જુઓ પૃ. ૧૫૧.

કુમુદો માટે ચંદ્રલેખા સમાન, લેખન આદિ કલાઓમાં યુવતિજનને યોગ્ય કુશળતા જેણે મેળવી છે એવી, લક્ષણવતી, દુઃખપૂર્વક જેનું રૂપ અવલોકી શકાય એવી,[1] પૃથ્વી-પતિની ભાર્યા થવાને યોગ્ય, લોકો વડે વર્ણન કરવા લાયક તથા વિનીત એવી તે દેવકી રૂપ વડે કરીને દેવતાઓ સમાન છે." મેં પણ નારદને કહ્યું, "આર્ય ! જેવી રીતે તમે તેને વિષે મને કહ્યું તેવી રીતે મારે વિષે યથાર્થ હકીકત તેને કહો." 'ભલે' એમ કહીને નારદ આકાશમાં ઊડ્યા. અમે સુખપૂર્વક મુકામ તથા શિરામણ કરતા મૃત્તિકાવતી નગરી પહોંચ્યા. કંસે અનેક પ્રકારે દેવક રાજા પાસે કન્યાનું માગું કર્યું. પછી રાજાએ વિચાર કરીને શુભ દિવસે દેવકી કન્યા ( મને ) આપી. લગ્ન થઇ ગયા પછી રાજાને છાજતી રિદ્ધિથી કેટલાયે ભાર સુવર્ણ અને મણિઓ, મહામૂલ્યવાન શયન, આસન, વસ્ત્ર અને પાત્રોનો અનેક પ્રકારનો વૈભવ, અનેક દેશોમાં ઉત્પન્ન થયેલું વિપુલ સેવકોનું વૃન્દ તથા જેમાં એક કરોડ ગાયો છે એવું તથા નંદગોપ જેનો માલીક છે એવું ગોકુલ-આ સર્વ અમને આપવામાં આવ્યું. પછી સસરાની અનુમતિથી, દેવ સમાન રિદ્ધિ સાથે, હું મૃત્તિકાવતીની બહાર નીકળ્યો. રાજાઓ પાછા વળ્યા. હું અનુક્રમે મથુરા પહોંચ્યો.

આનંદ ચાલતો હતો ત્યારે એક વાર કંસ મારી પાસે આવીને પગે પડીને વીનવવા લાગ્યો, "દેવ ! જે હું યાચું તે મને આપો" મેં કહ્યું, "આપીશું, જલદી કહે." એટલે હર્ષિત મનવાળો તે હાથ જોડીને બોલ્યો, "દેવકીના સાત ગર્ભો મને આપજો" મેં 'ભલે' એમ કહીને તે સ્વીકાર્યું. કંસ ગયો ત્યારપછી મેં સાંભળ્યું કે-"( દેવકીના લગ્ન સમયે ) મદિરાથી મત્ત થયેલી કંસની પત્ની જીવયશાએ કુમારશ્રમણ અતિમુક્તકને, તેઓ પોતાના દિયર હોવાથી, લાંબા સમય સુધી હેરાન કર્યા હતા. આથી તે ભગવાને જીવયશાને શાપ આપ્યો હતો કે, 'હે ઉત્સવમાં મત્ત થયેલી ! જેના પ્રસંગમાં-લગ્નમાં તું આનંદિત થઇને નાચે છે તેનો સાતમો પુત્ર તારા પિતા અને પતિનો વધ કરનાર થશે.' આ પ્રમાણે કહીને તેઓ અંતર્ધાન થઈ ગયા. ડરેલા એવા કંસે પણ સાત ગર્ભની માગણી કરી." ( મેં વિચાર્યું, ) 'શુદ્ધ હૃદયવાળા એવા મેં જે સ્વીકાર્યું છે તેજ ભલે થાઓ.' આ પ્રમાણે સમય વીતતો હતો.

ત્યાં દેવકીના છ પુત્રોનો મારા વચનના દોષથી દુરાત્મા કંસે વધ કર્યો કોઇ એક વાર દેવકી સાત મહાસ્વપ્નો જોઇને મને કહેવા લાગી, જેમકે-"મેં સાત સ્વપ્નો જોયાં છે." મેં કહ્યું, "સુતનુ ! તો આ તારો સાતમો પુત્ર, અતિમુક્ત કુમારશ્રમણે નિર્દેશ કર્યો હતો તે પ્રમાણે, કંસ અને જરાસંધનો ઘાત કરનાર થશે, માટે વિષાદનો ત્યાગ કર. ચારણશ્રમણો સત્ય વચનવાળા હોય છે." આનંદિત થયેલી દેવકીએ 'બરાબર' એમ

---

૧. જેના રૂપનું અવલોકન કરવામાં પણ આંખો અંજાઇ જાય એવી જાજ્વલ્યમાન.

કહીને તે વચન સ્વીકાર્યું. કેટલાક દિવસો વીત્યા પછી ગર્ભ વૃદ્ધિ પામ્યો, એટલે દેવીએ દાસીઓ મોકલીને એકાન્તમાં મને વિનંતી કરી, "આર્યપુત્ર! કૃપા કરો; દેવ! મારા સાતમા ગર્ભનું રક્ષણ કરો. છેવટે મારો એક પુત્ર તો ભલે જીવે. એમાં (પ્રતિજ્ઞાભંગનું) જે પાપ થાય તે અમને થશે." મેં પણ તેઓની આગળ સ્વીકાર્યું કે, "એમ કરીશ, નિશ્ચિંત થા, હમણાં ચૂપ રહે." પ્રસવકાળે કંસે મોકલેલા કંચુકીઓ દિવ્ય પ્રભાવથી ગાઢ નિદ્રામાં પડ્યા. પછી કુમાર જન્મ્યો; જાતકર્મ કર્યા પછી હું તેને બહાર લઇ ગયો. તે સમયે ચંદ્ર શ્રવણ નક્ષત્રના યોગમાં રહેલો હતો, વરસાદ વરસતો હતો, દેવતા અદૃષ્ટપણે (અમારી ઉપર) છત્ર ધરતી હતી, (અમારી) બન્ને બાજુએ દીપિકાઓ રહેલી હતી અને શ્વેત વૃષભ અમારી આગળ ઊભો રહેલો હતો. આ પ્રભાવથી વિસ્મિત થયેલા ઉગ્રસેને મને કહ્યું, "વસુદેવ! આ મહાઅદ્ભુત ક્યાં લઈ જાય છે?" મેં પણ તેને વચન આપ્યું, "આ મહાઅદ્ભુત થાય છે માટે તમે અમારા રાજા થશો; આ ગુપ્ત વાત કોઈને કહેવી નહીં." પછી યમુના નદીએ માર્ગ આપ્યો, એટલે તેમાં હું ઊતર્યો, અને વ્રજમાં–ગોકુળમાં પહોંચ્યો ત્યાં નંદ ગોપની પત્ની યશોદાએ એ પૂર્વે જ પુત્રીને જન્મ આપ્યો હતો તેને એ કુમાર સોંપ્યો, અને પુત્રીને લઇને પાછો જલદીથી પોતાના ભવનમાં હું આવ્યો. દેવકીની સમીપમાં કન્યાને રાખીને હું ત્વરાપૂર્વક ચાલ્યો ગયો. કંસની પરિચારિકાઓ પણ તે સમયે જાગી, અને કંસને આ વાતની ખબર આપી. 'ભલે અલક્ષણા થાય' એમ કરીને કંસે તે કન્યાનું નાક કપાવ્યું

કેટલાક દિવસો ગયા પછી, ઘણી સ્ત્રીઓ વડે વીંટળાયેલી તથા ધવલ વસ્ત્રને ધારણ કરનારી દેવકી ગાયોના માર્ગની પૂજા કરતી પુત્રને જોવાને માટે વ્રજમાં ગઇ. (તે સમયથી) જનપદોમાં ગોમાર્ગ–ગાયોને પૂજવાનો વિધિ પ્રવર્ત્યો. કંસે પણ નૈમિત્તિકને પૂછ્યું, "અતિમુક્ત શ્રમણના આદેશમાં વિસંવાદ કેમ થયો?" નૈમિત્તિકે કહ્યું, "એ ભગવાનના વચનમાં વિસંવાદ ન થાય; (એ પુત્ર) વ્રજમાં ઊછરે છે." પછી કૃષ્ણની શંકા કરતા એવા કંસે તેનો વિનાશ કરવાને માટે કૃષ્ણયક્ષોને આદેશ કર્યો. તેઓ નંદગોપના ગોકુળમાં પહોંચ્યા ત્યાં તેમણે ગધેડા, ઘોડા અને આખલા છૂટા મૂક્યા. તેઓ લોકોને પીડા કરવા લાગ્યા પણ કૃષ્ણે તેમનો નાશ કર્યો મેં પણ છાની રીતે કૃષ્ણનું રક્ષણ કરવા માટે સંકર્ષણને ઉપાધ્યાય તરીકે ત્યાં રાખ્યો તેણે કૃષ્ણને કલાઓ શીખવી. નૈમિત્તિકનું વચન પ્રમાણ કરતા એવા કંસે સત્યભામા કન્યાના ઘરમાં ધનુષ્ય રાખ્યું કે–"જે આ ધનુષ્યને ચઢાવશે તેને સત્યભામા કન્યા આપવામાં આવશે."

એક વાર સત્યભામા કન્યાની ઇચ્છા કરતો અનાધૃષ્ટિ વ્રજમાં થઈને આવ્યો; બલદેવ અને કૃષ્ણે તેની પૂજા કરી. પ્રસ્થાનના સમયે કૃષ્ણે તેને રહસ્ય બતાવ્યું (અર્થાત 'હું તારો ભાઇ છું' એમ અનાધૃષ્ટિને કહ્યું). પછી વટવૃક્ષમાં તેના રથનો ધ્વજ ભરાઇ

ગયો. વડની શાખા ભાંગવાને જ્યારે અનાધૃષ્ટિ અશક્ત હતો ત્યારે કૃષ્ણે તે ભાંગી નાંખી. પછી ગર્જના કરીને તેણે રથ નગરમાં પ્રવેશાવ્યો. તેઓ સત્યભામાને ઘેર પહોંચ્યા. અનાધૃષ્ટિ ધનુષ્ય ચઢાવી શકયો નહીં, ત્યારે કૃષ્ણે તે ચઢાવ્યું. પછી મારી પાસે આવીને તે કહેવા લાગ્યો, "તાત ! મેં સત્યભામાને ઘેર ધનુષ્ય ચઢાવ્યું છે." મેં કહ્યું, "પુત્ર ! ધનુષ્ય ઉપર પણછ ચઢાવીને તેં સારું કર્યું છે. પૂર્વે એ પ્રમાણે નક્કી કરવામાં આવેલું છે કે-જે એ ધનુષ્ય ઉપર દોરી ચઢાવે તેને એ સત્યભામા કન્યા આપવી."[1]




૧. આ પછીનો ભાગ હાથપ્રતોમાં મળતો નથી, એટલે 'વસુદેવ-હિંડી'નો પ્રથમ ખંડ અહીંથી અધૂરો જ રહે છે.

# સુધારા અને ઉમેરા

## સુધારા

### ઉપોદ્દ્ઘાત

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૦ | તેને | તે તે |
| ૭ | ૩૩ | સાહિત્યક | સાહિત્યિક |
| ૮ | ૩ | પછી | પણ |
| ૯ | ૧૫ | એ બે | એ |
| ૧૧ | ૨૭ | નામકરણના | નામકરણમાં |
| ૧૬ | ૨૦ | ગ્રન્થોમાં | ગ્રન્થોમાં જે |
| ૧૬ | ૩૨ | શુબ્રિગ | શુબ્રિંગ |
| ૨૬ | ૭ | પાંચરાત્ર | પંચરાત્ર |

[ પૃ. ૧૭–પં. ૮ તથા ૯; પૃ. ૧૮, પં. ૧૮; પૃ. ૨૨–પં. ૭, ૨૦, ૨૧, ૨૩, ૩૧; પૃ, ૨૩, પં. ૨૬, પૃ. ૨૪–૫૧; પૃ. ૨૬–પં. ૨૬, ૨૭, ૨૯; પૃ. ૨૭–પં. ૧૬; તથા પૃ. ૨૯–પં. ૨૮ માં 'પાલી' ને બદલે 'પાલિ' વાંચવું. ]

### ભાષાન્તર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૧ | ધારણી | ધારિણી |
| ૧૪ | ૨૩ | પુત્ર | પુત્ર ! |
| ૧૯ | ૨૮ | ઉતર્યો | ઊતર્યો. |
| ૨૯ | ૧૦ | છે | છે. |
| ૩૦ | ૨૩ | કર્યો | કર્યો |
| ૩૨ | ૨૬ | એવો | એવા |
| ૩૪ | ૯ | ઉજ્જળ | ઉજ્જ્વળ |
| ૩૪ | ૨૧ | વગરની | વગરના |
| ૩૬ | ૨૪ | વાસસે ? ॥ | વાસસે ? ॥[1] |
| ૩૭ | ૧૩ | કર્યા | કર્યાં |
| ૩૮ | ૧૫ | કમોનાં | કર્મોનાં |
| ૪૬ | ૨૬ | છપાવતો | છુપાવતો |
| ૪૯ | ૩૧ | હૃદયવાળ | હૃદયવાળા |
| ૬૨ | ૬ | પહેરે | પહોરે |
| ૬૨ | ૧૫ | કોધ | ક્રોધ |
| ૬૯ | ૮ | છતરેલા | છેતરેલા |
| ૭૯ | ૩૦ | કોટુમ્બિકોના | કૌટુમ્બિકોના |
| ૮૧ | ૨૫ | અનથ | અનર્થ |
| ૮૫ | ૨૯ | ચપ | ચૂપ |
| ૮૮ | ૧૮ | ધમ્મિલ | ધમ્મિલ્લ |
| ૯૪ | ૫ | વીતાવી | વટાવી |
| ૧૧૩ | ૨૪ | ”બરાબર | “બરાબર |
| ૧૨૨ | ૨૪ | રહેલી રહેલી | રહેલી |
| ૧૨૫ | ૮ | વધેલાં | વધેલા |
| ૧૨૯ | ૧૪ | કરતી | કરતી હતી |
| ૧૪૩ | ૭ | થવારી | થનારી |
| ૧૫૦ | ૨૧ | ઇચ્છે છે | ઇચ્છે |
| ૧૫૨ | ૨૧ | ધૂંસરી | ધૂંસરી |
| ૧૬૦ | ૧ | વસુદેવ | વાસુદેવ |
| ૧૬૦ | ૯ | રહેલાને | રહેલાનો |
| ૧૬૬ | ૧૮ | ગ્રિષ્મઋતુ | ગ્રીષ્મઋતુ |
| ૧૬૬ | ૨૦ | વૃક્ષઃસ્થળ | વક્ષઃસ્થળ |
| ૧૬૭ | ૮ | વૃક્ષઃસ્થળ | વક્ષઃસ્થળ |
| ૧૭૧ | ૧૩ | એવી | એવી કહેવા |
| ૧૭૩ | ૧૨ | શિઘ્રતાથી | શીઘ્રતાથી |
| ૧૭૪ | ૨ | બનાવ્યાં | બતાવ્યાં |
| ૧૭૪ | ૧૫ | આગળ | આંગળ |
| ૧૭૪ | ૧૯ | કોઇનાયે | કોઇનાંયે |
| ૧૮૦ | ૨૫ | ત્યાય | ત્યાગ |
| ૧૮૩ | ૧૮ | મેં | અમે |
| ૧૯૦ | ૪ | ગુફામાં પેસી | ગુફામાંથી નીકળી |
| ૧૯૨ | ૨૧ | પર્વતના | પર્વતનાં |
| ૧૯૨ | ૩૧ | ચઢાવવાળા | ચઢાણવાળા |
| ૧૯૩ | ૨૧ | અનુભવ | અનુભાવ |
| ૧૯૩ | ૩૧ | સાથેના | સાર્થના |
| ૧૯૬ | ૩૧ | શુશ્રષાથી | શુશ્રુષાથી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૮ | ૨ | વીતા | વીત્યા | ૨૮૭ | ૧૪ | પોતપોતાના | પોતપોતાના |
| ૧૯૮ | ૨૯ | પહેલા | પહેલાં | ૨૯૦ | ૧ | આવથી | આવતી |
| ૧૯૯ | ૪ | જાણે હું | જાણે | ૨૯૭ | ૨૦ | ધારણ | કારણ |
| ૨૦૦ | ૨૨ | શ્રેણી | શ્રેણી | ૨૯૮ | ૩ | સંભોગમુખ | સંભોગસુખ |
| ૨૦૩ | ૩ | જેમના | જેમનાં | ૩૦૧ | ૨૪ | ભગવાન્ | ભગવન્ |
| ૨૦૮ | ૧૦ | પોતાનો | પોતાના | ૩૦૧ | ૩૧ | દુર્ભગનામકમોદય | દુર્ભગનામકર્મોદય |
| ૨૧૨ | ૨૮ | રથનુપૂરચક્રવાલ | રથનૂપુરચક્રવાલ | ૩૦૭ | ૬ | બન્નેને | બન્નેનો |
| ૨૧૩ | ૧૩ | સ્વયંભુ | સ્વયંભૂ | ૩૦૮ | ૬ | કર | કરો |
| ૨૧૮ | ૯ | કરનાર | કરતા | ૩૧૩ | ૨૪ | થયા | થતા |
| ૨૨૦ | ૩ | એ નિઃશીલ | નિઃશીલ | ૩૧૫ | ૧૬ | પોતાના | પોતાનાં |
| ૨૨૧ | ૧૬ | લાખે | લાગે | ૩૨૦ | ૯ | અસ્ત્રા | અસ્ત્રો |
| ૨૨૫ | ૧૦ | માતા | માતા ! | ૩૨૧ | ૨ | વીંધી | વીંધી નાખ્યું. |
| ૨૨૮ | ૧૮ | ધન | દાન | | | | એટલે જેની |
| ૨૪૦ | ૨૨ | અનાર્ય વદની | અનાર્ય વેદની | ૩૨૧ | ૪ | નાખ્યું. એટલે જેની | — |
| ૨૪૩ | ૧૫ | બાહુબલિ | બાહુબલિ | ૩૨૫ | ૭ | અહીં હોઈશ તો | — |
| ૨૪૪ | ૭ | જેમનો મોહાવરણનો | જેમનાં મોહનીય, | ૩૨૫ | ૮ | તું | તું અહીં હોઈશ તો |
| | | અંતરાય ચલિત | જ્ઞાનાવરણીય, દર્શ- | ૩૨૭ | ૬ | આર્યપુત્ર ? | આર્યપુત્ર ! |
| | | થયો | નાવરણીય અને | ૩૨૭ | ૨૨ | વિશેષ | વિશેષે |
| | | | અંતરાયકર્મ | ૩૩૪ | ૨૩ | જેણે | જેણે બંધ |
| | | | ચલિત થયાં | ૩૩૪ | ૨૪ | બંધ | — |
| ૨૪૫ | ૧૭ | સવેગએ | સવેંગએ | ૩૩૬ | ૯ | નિત્યલોક | નિત્યાલોક |
| ૨૫૦ | ૨૬ | જેવા | જેવાં | ૩૩૬ | ૧૨ | થતા | થતાં |
| ૨૫૨ | ૨૨ | ક્હ્યું | કહ્યું | ૩૩૮ | ૧૬ | ભગવાન્ | ભગવન્ |
| ૨૫૩ | ૧૫ | કરતા | કરતાં | ૩૩૮ | ૧૯ | મોક્ષના | મોક્ષના |
| ૨૫૪ | ૨૧ | ઉચ્છવાસ | ઉચ્છ્વાસ | ૩૪૨ | ૨૦ | ચ્યાવીને | ચ્યવીને |
| ૨૫૭ | ૧ | આજ્ઞાની | આજ્ઞાથી | ૩૪૨ | ૨૬ | વિદ્યદંષ્ટ્રે | વિદ્યુદ્દંષ્ટ્રે |
| ૨૭૩ | ૧૪ | દ્યત | દ્યૂત | ૩૪૪ | ૧૫ | પાત્ર માનને | માનને પાત્ર |
| ૨૭૭ | ૮ | જુઓ | જુએ | ૩૪૫ | ૯ | ભગવાન્ | ભગવન્ |
| ૨૭૯ | ૧૨ | વૈતાઢ્ય | "વૈતાઢ્ય | ૩૫૧ | ૫ | બાંધેલા | બાંધેલાં |
| ૨૭૯ | ૨૮ | ગરુડવેગને | ગરુડવેગે | ૩૫૧ | ૩૦ | ૦રાઘ૦ | ૦ઘરા૦ |
| ૨૮૦ | ૬ | પહેલા | પહેલાં | ૩૫૨ | ૩ | જોતા જોતો | જોતો જોતો, |
| ૨૮૦ | ૨૧ | કુતુહલ | કુતૂહલ | ૩૫૨ | ૧૩ | બેઠેલો | બેઠેલા |
| ૨૮૩ | ૧૯ | છે ?" તેણે કહ્યું" | છે ?" તેણે કહ્યું " | ૩૫૯ | ૧૧ | ઘાતિકર્મ | અંતરાય કર્મ |
| ૨૮૪ | ૧૪ | નળી | નળીમાં | ૩૬૧ | ૨૬ | મંદર ચક્ર | મંદર અને ચક્ર |
| ૨૮૬ | ૨૦ | વીતે | રીતે | ૩૬૯ | ૨૯ | અપશ્ચિમે | સપશ્ચિમે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૩૬૫ | ૬ | જેને | જેણે | ૪૨૩ | ૩૦ | કરું | ફરું |
| ૩૭૦ | ૧૬ | આ૦ | આવ્યો છું.", | ૪૨૪ | ૮ | અશનિધોષ | અશનિઘોષ |
| ૩૭૨ | ૧૩ | માદવ | માર્દવ | ૪૨૭ | ૨૬ | પારણમાં | પારણામાં |
| ૩૭૪ | ૨૮ | સાધમ | સૌધર્માવતંસક | ૪૩૦ | ૬ | આવે | ચ્યવે |
| ૩૭૫ | ૯ | સન્ય | સૈન્ય | ૪૩૨ | ૧ | વાટિકામાં | વાપિકામાં |
| ૩૭૯ | ૪ | મે | મેં | ૪૩૭ | ૨૧ | રાજાએ | રાજાને |
| ૩૮૦ | ૨૪ | વિચા | મેં વિચાર | ૪૪૩ | ૨૭ | પાછો | પાછા |
| ૩૮૫ | ૨૫ | જીવ | જીભ | ૪૪૧ | ૧ | કરષા | કરવા |
| ૩૮૯ | ૮ | ત્યાં | ત્યાં | ૪૪૬ | ૨૧ | અથ | અર્થ |
| ૩૯૦ | ૬ | જિવ | જિવાડીશ ?' | ૪૪૮ | ૨૭ | સવાર્થસિદ્ધ | સર્વાર્થસિદ્ધ |
| ૩૯૭ | ૨૮ | બેકી | બેકી વિષમોત્તર | ૪૫૧ | ૧૩ | નિમિત્તિક | નિમિત્તક |
| ૩૯૮ | ૨૮ | ન્દર્શ | સન્દર્શને | ૪૬૬ | ૩ | પરિજનોનો | પરિજનોને |
| ૪૦૩ | ૩ | મૂહૂ | મુહૂર્ત | ૪૬૬ | ૬ | વશનો | વંશના |
| ૪૦૩ | ૯ | કરતે | કરાતો | ૪૬૯ | ૧૦ | સંકલ્પે | સંકલ્પો |
| ૪૦૫ | ૨૮ | ખ | ખડમાં | ૪૭૮ | ૨૯ | ક્ષત્રિય સભામે | ક્ષત્રિય સભાનો |
| ૪૦૭ | ૧૧ | જય | જગનંદન | ૪૭૯ | ૧ | કુલે | કુલ |
| ૪૦૯ | ૨૪ | જા | જાગ્યો, | ૪૮૦ | ૬ | મનમાં | — |
| ૪૦૯ | ૨૫ | ખ | ખરગ્રીવ સમક્ષ | ૪૮૧ | ૭ | તમારા | તમારા મનમાં |
| ૪૧૪ | ૨૩ | સર્વે | સર્વે | ૪૮૧ | ૧૭ | વિકુવેલા | વિકુર્વેલા |
| ૪૧૮ | ૩૦ | જ | જગનદન | | | | |

---

## ઉમેરા

**ઉપોદ્ઘાત, પૃ. ૧૧** ઉપર નીચેનું ટિપ્પણ ઉમેરો—લંભકોની અંતિમ પુષ્પિકાઓનો સમાવેશ ભાષાન્તરમાં [illegible]. જે પુષ્પિકાઓમાં કર્તા તરીકે સંઘદાસગણિનો નામોલ્લેખ છે તે નીચે પ્રમાણે છે:

પહેલા શ્યામા-[illegible]ભકને અંતે—इति श्री( सिरि )संघदासगणिविरचिते ( रइए ) वसुदेवहिंडौ (डीए) सामाविजयालंभो [illegible]सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૧૨૨ )

બીજા શ્યામલી[illegible] અંતે—इति संघदासगणिविरइए सामलिलंभो बिइओ ॥ ( મૂલ, પૃ. ૧૨૬ )

ત્રીજા ગન્ધર્વદ[illegible] અંતે—इति श्रीसंघदासगणिविरचिते वसुदेवहिंडौ गंधव्वदत्तालंभो तइओ सम्मत्तो ॥ ( મૂલ, [illegible]

ચોથા નીલયશ[illegible] અંતે—इति सिरिसंघदासगणिविरइयाए वसुदेवहिंडीए चउत्थो नीलजसालंभो सम्मत्तो ॥ ( મૂલ, [illegible]

પાંચમા સોમશ્રી લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए सोमसिरीलंभो पंचमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૧૯૪ )

છઠ્ઠા મિત્રશ્રી-ધનશ્રી લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए मित्तसिरि-धणसिरि-लंभो छट्ठो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૧૯૮ )

સાતમા કપિલા લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए कविल(ला)लंभो सत्तमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૦૦ )

આઠમા પદ્મા લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए पउमाए लंभो अट्ठमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૦૬ )

નવમા અશ્વસેના લંભકને અંતે—इति संघदासगणिविरइए वसुदेवहिंडीए आससेणाए नवमो लंभो समत्तो ॥ ( મૂલ, પૃ. ૨૦૮ )

દસમા પુંડ્રા લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए पुंडालंभो दसमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૧૭ )

અગીઆરમા રક્તવતી લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेहिंडीए रत्तवतीलंभो एक्कादसमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૨૦ )

બારમા સોમશ્રી લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए सोमसिरिलंभो पुव्वभवसंबंधो बारसमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૨૪ )

તેરમા વેગવતી લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए वेगवतीए तेरसमो लंभो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૨૯ )

ચૌદમા મદનવેગા લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए मयणवेगालंभो चउद्दसमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૪૭ )

સોળમા બાલચન્દ્રા લંભકને અંતે—इति सिरिसंघदासगणिविरइए वसुदेवहिंडीए बालचंदालंभो सोलसमो सम्मत्तो ॥ ( મૂલ, પૃ. ૨૬૫ )

**ભાષાન્તર, પૃ. ૧૩૧, પં. ૧૯** ઉપર નીચેનું ટિપ્પણ ઉમેરો—આ પ્રાકૃત પદ્ય નજીવા પાઠાન્તર સાથે ઉત્તરાધ્યયન સૂત્ર ( અધ્યયન ૧૩, સૂત્ર ૧૬ )માં આ પ્રમાણે મળે છે:

सव्वं विलवियं गीयं, सव्वं नट्टं विडंबणा ।
सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥

